## પ. પૂ. પ્ર. બ્ર. સ્વ. શ્રી યોગીજી મહારાજનો આશીર્વાદ પત્ર

સ્વામી શ્રીજી સત્ય છે

# આશીર્વાદ

તા. ૪-૧૧-૬૦ કાર્તિક વદી ૪ ને શુક્રવાર.

અહોહો ! સાક્ષાત્ સ્વામીનું જીવન ચરિત્ર છપાઈ રહ્યું છે. તો તેમાં સ્વામી શ્રીજી તથા શાસ્ત્રીજી મહારાજ તથા ભગતજી મહારાજ તથા જાગાસ્વામી, ગુરુ કૃષ્ણજી અદા તથા સદ્‌ગુરુ સ્વામી બાલમુકુંદદાસજી સ્વામી, સર્વ સદ્‌ગુરુની કૃપાનું આ શાસ્ત્ર થશે. તે સ્વામીનું જીવન ચરિત્ર નિર્દોષ બુદ્ધિવાળું છે.

પરમ ભક્તરાજ હર્ષદરાયભાઈએ ઘણો દાખડો કરીને સ્વામીનું જીવન ચરિત્ર છપાવેલું છે તો વાંચવાથી ઘણી જ શાંતિ થાય છે. માટે દરેક ભાઈઓએ આ સ્વામીનું જીવન ચરિત્ર મહાપ્રસાદીનું છે તે સૌએ ગ્રાહક થઈને લઈ લેવું. પછી મળી શકશે નહિ. મહાચમત્કારી જીવન ચરિત્ર છે તે વાંચવાથી બહુ જ સુખ આવશે. માટે દરેક ભાઈઓએ આ જીવન ચરિત્ર લઈ લેવું. હંમેશાં વાંચવાનું નિયમ રાખવું તેમાં સ્વામી શ્રીજી તથા શાસ્ત્રીજી મહારાજનો રાજીપો છે.

દા.

સાધુ જ્ઞાનજીવનદાસજી

ના ઘણા હેતથી સ્વામીનારાયણ વાંચશો.

સ્વામીશ્રીજી

# નિવેદન

સર્વ સંકલ્પોને સિદ્ધ કરતું મહાચમત્કારી સ્થાન શ્રી અક્ષર મંદિરમાં, ગોંડળ નિવાસી શ્રી રવિભાઈ પંડ્યાને સંકલ્પ થયો કે 'પ્રાગજી ભક્ત' ના જેવું જ પુસ્તક પ્ર. બ્ર. સ્વ. સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજનું પણ લખાવું જોઈએ તેમણે તે વાત પૂ. હરમાનભાઈ તથા પૂ. છગનભાઈ નારણભાઈને કહી તેમણે પ. પૂ. પ્ર. બ્ર. સ્વ. શ્રી યોગીજી મહારાજ પાસે આ વિચાર દર્શાવ્યો હું ત્યાં હતો એટલે પ. પૂ. શ્રી યોગીજી મહારાજે મને બોલાવી સ્વામીશ્રીના જીવન ચરિત્રનો ગ્રંથ તૈયાર કરવા આજ્ઞા કરી પરંતુ સ્વામીશ્રીનું અદ્ભુત જીવન, જીવનના દરેક પ્રસંગો અતિ વિસ્તૃત અને ચમત્કારી, તેમનો અપૂર્વ સત્સંગ સમુદાય, મહામુક્તો જેવા સંતો અને હરિભક્તો, શુદ્ધ ઉપાસના પ્રવર્તનનું અતિ ગૂઢ આધ્યાત્મિક જ્ઞાન અને કાર્ય, આ બધાનો વિચાર કરતાં મને આ કાર્ય મારી બુદ્ધિ અને શક્તિની બહાર લાગ્યું મેં હાથ જોડી કહ્યું, 'દયાળુ! મારી શક્તિની બહારનું આ કાર્ય છે, માટે મને ક્ષમા કરો' પરંતુ પ. પૂ. યોગીજી મહારાજે આશીર્વાદ આપતાં કહ્યું 'અમારી આજ્ઞા છે, તમે આ કાર્ય કરો મહારાજ બુદ્ધિના પ્રેરક બનશે અને સ્વામી શાસ્ત્રીજી મહારાજ તમારી કલમ ઉપર બેસી જશે નિર્લેપ બુદ્ધિનો સર્વોપરી ગ્રંથ થશે' પ. પૂ. યોગીજી મહારાજની આ આજ્ઞા મેં શિરે ચઢાવી

પ. પૂ. યોગીજી મહારાજના આશીર્વાદની સિદ્ધિ આ ગ્રંથના પ્રસંગે પ્રસંગે મને જણાવા લાગી આ ગ્રંથ માટે અનુભવી સંતો અને હરિભક્તોના પ્રસંગો મને મળવા લાગ્યા તેમાં ખાસ કરીને પૂ. શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીએ સ્વામીશ્રીને શ્રીમુખે સાંભળેલી વાતોની નોંધો, સ્વામીશ્રીના વરતાલમાં અને વરતાલથી બહાર નીકળ્યા પછીના ઘણા અગત્યના પ્રસંગો, જ્ઞાન, વાતો વગેરે આ ગ્રંથ માટે બહુ જ ઉપયોગી થઈ પડી તે ઉપરાંત બોચાસણના મુખી ગિરધરભાઈએ પણ સ્વામીશ્રી વરતાલમાં રહીને બોચાસણ પધારતા, વરતાલમાં સ્વામીશ્રીને થએલી ઉપાધિ અને બહાર નીકળવાનો પ્રસંગ જેમાં પોતે સાથે જ હતા, તે બધા પ્રસંગો મોકલી આપ્યા તેવી જ રીતે પૂ. ઈશ્વરભાઈ પ્રભુદાસ તથા પૂ. મોતીભાઈ ભગવાનદાસે પણ તેમના સમયના સ્વામીશ્રીના ઘણા પ્રસંગો મોકલી આપ્યા

ભાવનગરના પૂ. કાનજીભાઇ ભાઇચંદ સોનીએ પણ ભાવનગરનો સત્સંગ, ઝાલાવાડનો સત્સંગ અને મુક્તરાજ શ્રી કુબેરભાઇનો આ સત્સંગમાં પ્રવેશ વગેરે પ્રસંગો મોકલી આપ્યા. આ ઉપરાંત બીજા ઘણા હરિભક્તોએ પણ પોતાના પ્રસંગો આ ગ્રંથમાં ઉલ્લેખ માટે મોકલાવ્યા.

સંતોમાં પૂ. હરિકૃષ્ણદાસ સ્વામીએ તો સ્વામીશ્રીના જીવનનો આખો ગ્રંથ પદ્યમાં તૈયાર કરેલો તે મોકલી આપ્યો. તેમાં જૂના પ્રસંગો, જ્ઞાન વાતો વગેરે અદ્ભુત આલેખેલા છે. તેનો ઉપયોગ આ ગ્રંથમાં યથોચિત કરેલો છે. સ્વામીશ્રી સાથે ઘણા વર્ષો રહેલા (પૂર્વાશ્રમના મુક્તરાજ શ્રી આશાભાઈ) પ. પૂ. સ્વામીશ્રી યજ્ઞપ્રિયદાસજીએ પણ પોતાના અનુભવના ઘણાં પ્રસંગો આપ્યા. વળી પ. પૂ. પ્ર. બ્ર. સ્વ. શ્રી. યોગીજી મહારાજે તેમના વરદ હસ્તે જૂનાગઢના પ્રસંગો, જૂનાગઢથી બહાર નીકળ્યા તે પ્રસંગો, મહાશ્રી સાથેના પ્રસંગો વગેરે અતિશય દયા કરીને આ ગ્રંથ માટે મોકલી આપ્યા, જે પ્રસંગો તેમનાજ પ્રાસાદિક શબ્દોમાં આ ગ્રંથમાં શબ્દશઃ મૂકેલા છે. વળી સારંગપુરમાં રહેતા પાર્ષદ મોહન ભક્તે પણ ખાનદેશના સત્સંગનો ઇતિહાસ તથા સ્વામીશ્રી અને યોગીજી મહારાજ સાથેના તેમના પ્રસંગો, અક્ષર મંદિરની સ્થાપના અને ચમત્કારોનો ઇતિહાસ વગેરે લખાવ્યા. વળી આ ગ્રંથના બીજા ભાગના કેટલાક પ્રસંગો, સ્વામીશ્રીના પરમ કૃપાપાત્ર અને સ્વામિનારાયણ પ્રકાશના વિદ્વાન તંત્રી શ્રી. ખેંગારજીભાઇ ચૌહાણના લેખોના આધારે લેવામાં આવ્યા છે. તે માટે અનુમતિ આપવા બદલ તેમનો હું અત્યંત ઋણી છું. તેમજ ઉપર દર્શાવેલા તમામ સંતો અને હરિભક્તોએ આ કાર્યમાં મને જે સહકાર આપ્યો છે, તે બદલ તેમનો સર્વનો હું આભાર માનું છું.

આ ગ્રંથની મારી હસ્તલિખિત પ્રત ઉપરથી તેની 'પ્રેસ કોપી,' અત્રેના યુવક મંડળના સભ્ય ભાઇશ્રી સન્મુખભાઇ વોરાએ અત્યંત શ્રદ્ધા અને મહિમા સહિત તૈયાર કરી આપી છે. તેમજ 'પ્રૂફ' વાંચવામાં યુવક મંડળના સભ્યો શ્રી. નારણભાઇ પટ્ણી, શ્રી રણછોડભાઇ પટેલ તથા શ્રી પ્રભુદાસ વ્યાસે ખૂબજ મહેનત કરી છે. તે ઉપરાંત વડોદરાના પ. ભ. શ્રી. ધૂળાભાઇ સેમાભાઈ પટેલે આ ગ્રંથના મુદ્રણ માટે અપાર મહેનત કરી મને ખૂબ મદદ કરી છે. વળી સીનગરના મુક્તરાજ શ્રી. રમેશભાઇ દલાલે આ ગ્રંથમાં છપાએલી ત્રિરંગી મૂર્તિઓ તથા અન્ય ફોટાઓ અંગે ખૂબ મહેનત કરી, ગ્રંથના સુશોભન ભાગ પૂરતું મારું કાર્ય ઘણુંજ હળવું કરી દીધું છે. તેમનો સર્વનો આ પ્રસંગે હું અત્યંત આભાર માનું છું.

આ ગ્રંથમાં ઘણું બાકી રહી ગયું છે. ઘણા સંતો તથા હરિભક્તોના પ્રસંગો કાં તો તેમના તરફથી મને ન મળી શક્યા તેથી, કાં તો સમય અને સ્થળના અભાવથી રહી ગયા હશે, તો તેઓ સર્વે મુક્ત હૃદયે તે બદલ મને ક્ષમા કરશે. સ્વામીશ્રીના જીવનની એટલી અપાર વિશાળતા છે કે આ ગ્રંથ તો તેમના અગાધ જીવનના મીઠા મેરામણમાં એક બિંદુ જ છે. એટલા ઉપરથી મારી મર્યાદા સમજી શકાશે.

મહાન પુરુષો પોતાનું કાર્ય કરી ચાલ્યા જાય છે પરંતુ તેમનું કાર્ય મુમુક્ષુ જીવોને ઉપદેશ સમાન હોય છે. આ ગ્રંથમાં સ્વામીશ્રીએ ઘણા પ્રસંગે મનુષ્યભાવ બતાવ્યો હોય તે મુમુક્ષુ જીવોના શ્રેય માટે જ. શ્રીજી મહારાજ સ્વયં અવતારી પૂર્ણ પુરુષોત્તમ હોવા છતા, અવતારની રીત પ્રમાણે, ગુરુ તરીકે, આચાર્ય તરીકે, ઉપદેષ્ટા તરીકે, મુક્ત તરીકે, ઉપરાંત શિષ્ય તરીકે પણ વર્ત્યા છે. તેનો હેતુ તો ફક્ત એક જ હતો કે જીવને જે રીતે પોતામા હેત થાય, તે રીતે તેને સ્વરૂપનું જ્ઞાન કરાવી, પોતાના અક્ષરધામની પ્રાપ્તિ કરાવવી હતી. એટલુ જ નહિ પરંતુ તેવો ભાવ બતાવીને મુમુક્ષુને, ભક્તને કે શિષ્યને પોતાના ગુરુ કે ઈષ્ટદેવ પ્રત્યે કેવો ભક્તિભાવ કે નમ્રતા અને ખપ હોવો જોઈએ, તે બતાવ્યું છે સ્વામીશ્રીએ પણ પ્રસંગોપાત તેવા ભાવ ઘણે પ્રસંગે બતાવ્યા છે. તો તેવા ભાવમા પણ સ્વામીશ્રીનું સ્વરૂપ સદા દિવ્ય, નિર્દોષ, નિર્લેપ અને શ્રીજી સ્વરૂપ જ સમજવું, એજ ભક્ત તરીકેની આપણી તેમના સ્વરૂપ પ્રત્યેની ભક્તિ છે.

આ ગ્રંથમા જે પ્રસંગો લેવાયા છે તે કેવળ સત્ય હકીકત જણાવવા માટેજ લીધા છે. સ્વામીશ્રીના કાર્યમા હજારો વિઘ્નો આવ્યા, વિરોધો થયા. તેનુ સ્વરૂપ યથાર્થ દર્શાવી, સ્વામીશ્રીના કાર્યની યથાર્થ ઝાંખી કરાવવા માટે જ તે વિરોધો કે વિરોધી તત્ત્વોનો ઉલ્લેખ કર્યો છે. પરંતુ તેમાં કોઈ સમાજ, સંસ્થા કે વ્યક્તિની અવગણના કરવાનો લેશ માત્ર હેતુ નથી.

આ ગ્રંથની હસ્તલિખીત પ્રતની કથા મુંબઈમાં બે વર્ષ પહેલા પ્ર બ્ર. સ્વ. શ્રી યોગીજી મહારાજ, પ પૂ. સ્વામી યજ્ઞપ્રિયદાસજી, પ પૂ શાસ્ત્રી નારાયણ સ્વરૂપદાસજી, પ પૂ સંતવલ્લભદાસજી સ્વામી વગેરે સંતો તથા હરિભક્તોના સમૂહમા કરી હતી પ્રસંગોચિત સુધારા વધારા પણ તે સમયની સૂચના અનુસાર તેના કર્યા અને તે રીતે ગ્રંથની પ્રમાણભૂતતા સાચવવા પ્રયત્ન કર્યો છે, છતા કાંઈ દોષ રહી ગયો હોય તો તે બદલ વાચકો ક્ષમા કરો

આ ગ્રંથ શ્રી યોગીજી મહારાજના આશીર્વાદથી જ મારાથી તૈયાર થઈ શક્યો છે. ચમત્કારી રીતે બનતા પ્રસંગો અને મુઝવણના સમયે બુદ્ધિમાં પ્રેરણા આપતી તેમની જ્ઞાનશક્તિના પળે પળે મને અનુભવો થયા છે, તે તો મારા જીવનમાં એક અદ્વિતીય ચૈતન્ય મૂડી સમાન સદાને માટે જળવાઈ જ રહેશે. અંતમાં આ ગ્રંથની સેવા મને સંસ્થાએ સોંપી તેથી સંસ્થાના પ્રમુખ પ. પૂ. શ્રી નારાયણ સ્વરૂપદાસજીનો હું અત્યંત આભારી છું.

માગશર સુદ પૂર્ણિમા<br>
માટુંગા<br>
તા. ૩–૧૨–૬૦

લિ. સેવક<br>
હર્ષદરાય ત્રિભુવનદાસ દવેના<br>
જય શ્રી સ્વામિનારાયણ

સ્વામીશ્રીજી

# પ્રસ્તાવના

પ્રગટ બ્રહ્મસ્વરૂપ સદ્‌ગુરુવર્ય સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજનું જીવન એટલે મહાપ્રભુ શ્રી સહજાનંદ સ્વામીએ ઉપદેશેલ અક્ષરપુરુષોત્તમ ઉપાસના પ્રવર્તનનું કાર્ય। તેમના જીવનના એકેએક પ્રસંગો બાલપણથી તે અંત અવસ્થા સુધી, મહાપ્રભુશ્રી સહજાનંદ સ્વામી અને અનાદિ મૂળ અક્ષર બ્રહ્મ શ્રી ગુણાતીતાનંદસ્વામી પ્રત્યેની અતિ અપાર ભક્તિથી ભરપૂર છે આ ગ્રંથમાં લેખક તેનો સુંદર ઉલ્લેખ કરતા લખ્યું છે કે, "પોતાના જીવનની પળેપળ અને ક્ષણે ક્ષણ શ્રી સહજાનંદ સ્વામીમાંજ ઓતપ્રોત કરી તેમના સંકલ્પોની સિદ્ધિ માટે તે રૂપ બની, સ્વામિનારાયણમય જીવનજ તેઓ જીવ્યા હતા'

બાલકાળથીજ સ્વામીશ્રીના પ્રસંગો દિવ્યતાથી ભરપૂર છે ૭ વર્ષની વયે અનાદિ મૂળ અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદ પામ્યા કે "આતો ત્યાગી થઈ સંત બની શ્રીજી મહારાજની સર્વોપરી નિષ્ઠા પ્રવર્તાવશે અને કથા વાર્તા કરી સંપ્રદાયને ઉત્તેજન આપી તેની વૃદ્ધિ કરશે"

ભાગવત, રામાયણ અને મહાભારતના અધ્યનની સાથે સાથે સંપ્રદાયના તમામ ગ્રંથોનું અધ્યયન તેમણે બાલ્ય વયમાંથીજ કરી લીધું. અગિયાર વર્ષની વયે મહેળાવમાં મહાભારતની કથા કરી પોતાની જ્ઞાનગહનતાનો પરિચય સૌને કરાવ્યો બૃહદ્ વૈરાગ્યના તીવ્ર સંસ્કારો અને સ્વામી શ્રીજી પ્રત્યેના ભક્તિ ભાવના અંતરંગ રંગથી તેમનું હૃદય, એટલું બધું રંગાઈ ગયું હતું કે મોટા મોટા નંદ સાધુઓ પણ તેમની ભક્તિ જોઈ, તેમને અનુલક્ષીનેજ વાતો કરતા સ્વામી વિજ્ઞાનાનંદજી, આચાર્યશ્રી વિહારિલાલજી મહારાજ, કોઠારી ગોરધનભાઈ, કોઠારી બેચર ભગત વિગેરેને લાગ્યું કે, 'આ બાળક બહુ ચમત્કારિક થશે!' ત્યાગી થવાના માર્ગમાં આવતા અવરોધોને ભેદી જ્યારે તેઓ ત્યાગી થયા ત્યારે પ્રાગજી ભક્ત (ભગતજી મહારાજ) તથા જાગાભક્ત સ્વામીના પણ અપાર કૃપાના પાત્ર બન્યા. આમ સમગ્ર રીતે સર્વે મહાપુરુષોની દૃષ્ટિ તેમના ઉપર પડી ગઈ હતી.

સ્વામીશ્રીમાં પારલૌકિક પરમ સત્ય સિદ્ધાંતો તેના સાચા સ્વરૂપમાં પ્રવર્તાવવાની આગ્રહ ભરી સત્ય નિષ્ઠા હતી ગુણાતીતાનંદ સ્વામી મૂળઅક્ષર અને સહજાનંદ સ્વામી પુરુષોત્તમ, આ બે સનાતન પરમદિવ્ય સ્વરૂપોની નિષ્ઠાનું પ્રવર્તન તેમણે વરતાલમાં રહીનેજ શરુ કર્યું તેમાં વિરોધ, ઉપાધિ કે કલેશની બીક તેમણે ગણકારી નહિ વડતાલમાં મંદિર થયું તેમાં શ્રી અક્ષર પુરુષોત્તમની

મૂર્તિઓની પ્રતિષ્ઠા માટેની તેમની પ્રવૃત્તિ, તે તેમની નિશ્ચયાત્મક દૃઢતા અને કાર્યશકિતનો પરિચય આપે છે.

અક્ષર અને પુરુષોત્તમની સર્વોપરી ઉપાસના નો વિસ્તાર તેમણે વરતાલમાં રહીને જ સમગ્ર ગુજરાત અને સૌરાષ્ટ્રમાં કર્યો. ધર્મ–જ્ઞાન–વૈરાગ્ય અને ભકિતરૂપ એકાંતિક ધર્મના ધારક હોવાથી, તેમનામાં સ્વામીશ્રીજીનું સંપૂર્ણ પ્રાગટ્ય હતું. તેમની આ દિવ્ય વિભૂતિના ઐશ્વર્યથી બોચાસણ, સારંગપુર, ગોંડળ, અટલાદરા અને ગઢપુરના ભવ્ય મંદિરો શુદ્ધ અને સર્વોપરી ઉપાસનાને પ્રગટ કરતા તૈયાર થયા.

આ રીતે સ્વામિનારાયણ એટલે અક્ષર અને પુરુષોત્તમ, બ્રહ્મ અને પરબ્રહ્મ. એ યુગલ સ્વરૂપની શુદ્ધ નિષ્ઠા અને અક્ષર રૂપ થઈને પુરુષોત્તમની ભકિત કરવાનો સનાતન સિદ્ધાંત—ગીતામાં ઊપદેશેલ( ब्रह्मभूतः प्रसन्नात्मा) તેમજ શિક્ષાપત્રિમાં શ્રીજીએ કહેલ અને માન્ય કરેલ निजात्मानं ब्रह्मरूपम् । સ્વામીશ્રીએ સ્થાપી દીધો. અક્ષરની વાત આપણા સંપ્રદાયમાં અજાણી નથી. શ્રીજી મહારાજનું ધામ-અક્ષરધામ, આ લોકમાં પણ કારીયાણી તથા ગઢડામાં શ્રીજીમહારાજ રહેતા તે ઓરડીનું નામ પણ અક્ષર ઓરડી, અને ગોંડળમાં ગુણાતીતાનંદ સ્વામીનું સમાધિ-સ્થાન, તે અક્ષરદેરી, આમ શ્રીજી મહારાજનું ધામ કે રહેવાનું સ્થાન અક્ષરધામ, કે અક્ષર ઓરડી તરીકે ઓળખાય. એટલે અક્ષરને ઓળખવાની તેમજ સમજ-વાની આવશ્યકતા ખરી. તે અક્ષર તે ગુણાતીતાનંદ સ્વામી છે તે સિદ્ધ થાય છે. અમદાવાદમાં શ્રીનરનારાયણ દેવની મૂર્તિ માટે શ્રીજી મહારાજે કહેલ કે 'નરમાં અક્ષરનો અંશ છે. અને નારાયણમાં અમારો અંશ છે.' એટલે એ બંને મૂર્તિઓને અક્ષર પુરુષોત્તમની મૂર્તિઓ તરીકે ઓળખાવેલ. તેમ જ જૂનાગઢમાં શ્રી રણછોડજી ત્રિકમજીની મૂર્તિઓને પણ શ્રીજીમહારાજે અક્ષર પુરુષોત્તમની મૂર્તિઓ તરીકે ઓળખાવી હતી. તેમજ શ્રીજીમહારાજની મૂર્તિ મધ્યમાં અને આજુબાજુમાં નરનારાયણની મૂર્તિ, શ્રીજીમહારાજના વખતમાં તૈયાર થયેલ, તેની નીચે अक्षरात्मकनरोत्तम नारायण લખ્યું છે. તેમજ શિક્ષાપત્રિમાં પણ બ્રહ્મજ્ઞાદિકના યોગે કરી તે તે નામે જાણવા. તે પણ અક્ષર અને પુરુષોત્તમની સંજ્ઞા દર્શાવે છે. આમ શ્રીજીમહારાજના સમયમાં જ શ્રીજીમહારાજે પોતે અક્ષર પુરુષોત્તમનું જ્ઞાન આપેલ છે. તે સ્વામિશ્રીએ પ્રગટ કરી શુદ્ધ ઉપાસના પ્રવર્તાવી દીધી.

શુદ્ધ ઉપાસના સ્થાપન અને પ્રવર્તન અને શ્રીજી અને સ્વામીના સર્વોપરી સ્વરૂપની સાચી નિષ્ઠા માટે સ્વામીશ્રીએ પ્રસંગે પ્રસંગે જે સ્પષ્ટ સિદ્ધાંત વચનો કહ્યા છે તે ઉપાસનાનું મહત્વ સૂચવે છે. તે સિદ્ધાંત વચનો આપણે તપાસીએ:

લીંમડીના ઠાકોર સાહેબ દોલતસિંહજી સાહેબને સારંગપુરમાં સ્વામીશ્રીએ કહ્યું કે, "ઠાકોર સાહેબ ! આ દેહે જે કષ્ટ સહન કર્યાં છે તે મહાપ્રભુ શ્રી સહજાનંદ સ્વામી અને મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી સારુ કર્યાં છે અને આ મુંડાવ્યું છે તે પણ તેમના સારુ જ મુંડાવ્યું છે" .

બોચાસણમાં મૂર્તિ પ્રતિષ્ઠા વખતે નીજ મંદિરમાં ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિ, નીચે જમીન ઉપરથી ઉપર મંદિરમાં લઈ જવા ઘ.ા પ્રયત્ન કર્યો છતાં એ મૂર્તિ ઊંચી ન થઈ. પછી સ્વામીશ્રીએ વિનતિ કરી ' હે સ્વામી ! આપના સારુ વરતાલથી નીકળ્યા, અપમાન, તિરસ્કાર અને સંકટ આપના સારુ સહન કર્યાં તો હવે આપ દયા કરી બિરાજો.'' સ્વામીશ્રીની વિનતિ સાંભળી તે મૂર્તિ તુરતજ ઉપડી અને મધ્ય મંદિરમાં શ્રીજી મહારાજ સાથે પધરાવી દીધી.

જ્ઞાનનો લક્ષ્યાર્થ સમજાવતા સ્વામીશ્રી કહે છે: "કથા વાર્તા કરી જે સ્વરૂપની નિષ્ઠા આપણે દૃઢ કરવાની છે તે સ્વરૂપો આપણે અહીં પધરાવ્યા છે. તે બે સ્વરૂપોનો જ યથાર્થ મહિમા જ્યારે અંતરમાં ઊતરશે ત્યારે સ્વરૂપ નિષ્ઠા દૃઢ થશે. અને સ્વરૂપ નિષ્ઠા દૃઢ હશે તો ધર્મ–જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ આવશે ! "

" અક્ષર પુરુષોત્તમના માટે આપણે શ્વપચને ઘેર વેચાવું પડે તો પણ તે ઓછું છે.''

": ઉપાસના ચોકખી સમજાશે ત્યારે જ બ્રહ્મની સ્થિતિનું દૃઢ બંધાશે. શુદ્ધ ઉપાસનાના સમજણમાં શ્રીજી મહારાજ સર્વોપરી ભગવાન અને ગુણાતીતાનંદ સ્વામી અનાદી મૂળ અક્ષર મૂર્તિ. આ બે સ્વરૂપો યથાર્થ સમજવાના છે એ બે સ્વરૂપ ઓળખવામાં અને સમજવામાં જેટલો ફેર પડશે એટલો પ્રાપ્તિમાં ફેર પડી જશે.''

એ બે સ્વરૂપોનો મહિમા સમજવામાં ને કહેવામાં સ્વામીશ્રીની તાત્વિક દૃષ્ટિ તેમની જ્ઞાન વાર્તામાં જ જણાઇ આવે છે. "શ્રીજી મહારાજ અને સ્વામીની ઉપાસના શુદ્ધ ન સમજાય અને મહિમા કહેવામાં એક યા બીજાની ઉપેક્ષા થઈ જાય તો રાવણ અને સૂર્પણખાના જેવી ગતિ થાય. રાવણે રામનો દ્રોહ કર્યો અને સીતામાં મન જોડયું તો હણાયો. સૂર્પણખાએ રામમાં મન જોડયું અને સીતાનો દ્રોહ કર્યો તો ભક્તના દ્રોહથી નાક કાન કપાયા. એમ ભક્તના દ્રોહથી નાકકાન કપાય, અને ભગવાનના દ્રોહથી માથું કપાય. શીશુપાળે ભગવાનને સો ગાળો દીધી તેથી માથું કાપી નાંખ્યું. માટે શ્રીજીમહારાજ

અને સ્વામી આ યુગલ સ્વરૂપની આપણી ઉપાસના છે. તે યથાર્થ સમજ્યા વિના શ્રીજીમહારાજનો મહિમા કહી સ્વામીનો દ્રોહ કરશે અને સ્વામીનો મહિમા કહી શ્રીજીમહારાજના સ્વરૂપની અવગણના કરશે તો કલ્યાણના માર્ગથી ભ્રષ્ટ થશે."

મોક્ષ માર્ગમાં આ શુદ્ધ ઉપાસનાનુ કેટલુ મહત્વ છે તે જૂનાગઢના સદ્દગુરુ સ્વામી બાલમુકુંદદાસજીના શબ્દોથી જણાય છે; " હું તો ગુણાતીતાનંદ સ્વામી અને શ્રીજીમહારાજની સોનાની મૂર્તિ બેસે ત્યારે રાજી." બોચાસણના મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠા થયા પછી તેઓશ્રીએ વરતાલમાં કહ્યુ કે " હવે શ્રીજીમહારાજની પોતાની તથા મૂર્તિમાન ધામ જે ગુણાતીતાનંદ સ્વામી એ બંનેની જોડે મૂર્તિઓ બિરાજી એટલે સ્વામિનારાયણની ઉપાસનાની સત્સંગમાં શુદ્ધિ થઈ." વળી તેઓશ્રી સારંગપુરનું મંદિર થતું હતું ત્યારે નારાયણકુંડે સ્નાન કરવા જતાં રસ્તામાં અક્ષરપુરુષોત્તમનું મંદિર થતું જોઇ રાજી થયાં અને કામ કરતા સંતોને બોલાવી કહ્યુ કે, 'જે સેવા પાંચસો પરમહંસોને ન મળી તે મહારાજ અને સ્વામીની સાક્ષાત્ સેવા તમને મળી છે. આ બળ તમારું નથી પણ અક્ષરના મહામુક્તો તમારામાં રહીને કામ કરે છે. એવા તમારા મોટાં ભાગ્ય છે."

સ્વામીશ્રીના આ કાર્યની પ્રશંસા કરતા કૃષ્ણજી અદાશ્રી કહે છે કે " હવે શુદ્ધ જ્ઞાન છડે ચોક કરવું હોય તો બોચાસણ જવું. બોચાસણના મંદિરની સેવા કરવી અને તેની પુષ્ટિમાં ભળવું. શાસ્ત્રી મહારાજશ્રી યજ્ઞપુરૂષદાસજીએ આખા સંપ્રદાયની ભારે સેવા કરી છે. "

શુદ્ધ ઉપાસનાનો આ સનાતન સત્ય સિદ્ધાંત, સ્વામીશ્રીએ જ્યારે ગુજરાતના પ્રખ્યાત સાક્ષર અને વરતાલ સંસ્થાના અગ્રણી કાર્યકર્તા શ્રી દોલતરામ કૃપાશંકર પંડયાને સમજાવ્યો ત્યારે તેમણે કહ્યું કે "સ્વામી આ તો જે કાર્ય કરવા શ્રીજી મહારાજને અવતાર ધરી આવવું પડે તે કાર્ય આપે કર્યું છે. આપની મહત્તા અપાર છે. જેમ શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રભુ કહેવાયા અને એ પરમાત્માની ભક્તિ અને માહાત્મ્ય આ જગતમાં વધારનાર શ્રીવલ્લભાચાર્યજી મહા પ્રભુ કહેવાયા, તેમ આપે સ્વામિનારાયણનો સાચો સિદ્ધાંત જે અક્ષર પુરુષોત્તમની શુદ્ધ સર્વોપરી ઉપાસના, શાસ્ત્રસમંત સર્વેને સમજાવી અક્ષર ધામના અધિકારી બનાવ્યા, તેથી આપનો મહિમા આપના શીષ્યો શ્રી વલ્લભાચાર્યની જેમ સમજશે અને આપની મહત્તા અપાર ગણાશે."

ટૂંકમાં સ્વામીશ્રીનું જીવન એ શુદ્ધ મુમુક્ષુ માટે પગદંડી સમાન છે. શાસ્ત્રકારોએ એટલે કહ્યુ છે કે મોટા પુરુષો જે માર્ગે જાય તે માર્ગે મુમુક્ષુઓએ

ચાલવું. તાત્પર્ય એ છે કે ભગવત્સ્વરૂપ મહાન પુરુષોમાં શીલ, સંતોષ, શાંતિ, દયા, સમતા, શૌચ, આદિ અનેક કલ્યાણકારી ભગવાનના ગુણો હોય છે. તે ગુણો તેવા સત્પુરુષોનો આશ્રય કરવાથી, તેમને અનુસરવાથી, સહેજે મુમુક્ષુઓમાં આવે છે. મોટા પુરુષના ગુણ આવે ત્યારે સત્સંગ, સેવા કે ભક્તિ સિદ્ધ થયા ગણાય. સ્વામીશ્રીની પગદંડીએ ચાલનાર, તેમનું સાચું અનુસરણ કરનાર, સ્વામીશ્રી જ્ઞાનજીવનદાસજી યોગીજી મહારાજમાં સ્વામીશ્રીના તમામ ગુણોનું દર્શન થાય છે. યોગીજી મહારાજ અંગેના સ્વામીશ્રીના શબ્દો સુંદર રીતે આ ગ્રંથમાં લેખકે ગુંથી લીધા છે. એટલે એકાંતિક ધર્મની ધૂરા સ્વામીશ્રીએ પૂ. યોગીજી મહારાજને સોંપી, ૮૭ વર્ષની વયે સ્વતંત્રયકા ધામમાં પધાર્યા. આ પ્રમાણે મુમુક્ષુ માટે એકાંતિક ધર્મ સિદ્ધ કરવાનું પ્રગટ સાધન, પોતાના ભાવને પામેલ, સત્પુરુષ મોક્ષનું દ્વાર, આપણા માટે સદાને માટે ખુલ્લું રાખી, સ્વામીશ્રીએ એ ધર્મની સિદ્ધિ અને વિકાસ શ્રી યોગીજી મહારાજની છત્રછાયા નીચે કરવાનો અનુરોધ કર્યો છે. તે આપણે અવિરત પણે ચાલુ રાખીએ, એજ આપણી સ્વામીશ્રીજી તથા સ્વામીશ્રી પ્રત્યેની ભક્તિ !

છેવટે આ ગ્રંથના લેખક ભાઇશ્રી હર્ષદરાય દવેએ આ ગ્રંથ રચવામાં જે અવિરત શ્રમ લઈ સર્વ પ્રકારે ભોગ આપી, સંસ્થાની તથા સત્સંગની જે સેવા કરી છે, તે માટે તેઓશ્રીને અમારા અંતઃકરણના શુભ આશીર્વાદ છે. સાથે સાથે સંસ્થાની તથા સત્સંગની ઉત્તરોત્તર આવી સેવા કરી, સ્વામીશ્રીજી તથા મોટા એકાંતિક સત્પુરુષોના મહિમાનો વિસ્તાર તેઓ સદા કરે એવી અમારી અંતરની શુભેચ્છાઓ છે !

લિ.

**શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજીના**

જયશ્રી સ્વામિનારાયણ.

પ્રમુખ,

શ્રી અક્ષર પુરુષોત્તમ સંસ્થા, બોચાસણ.

સર્વોપરી શુદ્ધ ઉપાસના પ્રવર્તક



પ્રગટ બ્રહ્મસ્વરૂપ સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજી

ચાલવું. તાત્પર્ય એ છે કે ભગવત્‌સ્વરૂપ મહાન પુરુષોમાં શીલ, સંતોષ, શાંતિ, દયા, સમતા, શૌચ, આદિ અનેક કલ્યાણકારી ભગવાનના ગુણો હોય છે. તે ગુણો તેવા સત્પુરુષોનો આશ્રય કરવાથી, તેમને અનુસરવાથી, સહેજે મુમુક્ષુઓમાં આવે છે. મોટા પુરુષના ગુણ આવે ત્યારે સત્સંગ, સેવા કે ભક્તિ સિદ્ધ થયા ગણાય. સ્વામીશ્રીની પગદંડીએ ચાલનાર, તેમનું સાચું અનુસરણ કરનાર, સ્વામીશ્રી જ્ઞાનજીવનદાસજી યોગીજી મહારાજમાં સ્વામીશ્રીના તમામ ગુણોનું દર્શન થાય છે. યોગીજી મહારાજ અંગેના સ્વામીશ્રીના શબ્દો સુંદર રીતે આ ગ્રંથમાં લેખકે ગુંથી લીધા છે. એટલે એકાંતિક ધર્મની ધૂરા સ્વામીશ્રીએ પૂ. યોગીજી મહારાજને સોંપી, ૮૭ વર્ષની વયે સ્વતંત્રપણે ધામમાં પધાર્યા. આ પ્રમાણે મુમુક્ષુ માટે એકાંતિક ધર્મ સિદ્ધ કરવાનું પ્રગટ સાધન, પોતાના ભાવને પામેલ, સત્પુરુષ મોક્ષનું દ્વાર, આપણા માટે સદાને માટે ખુલ્લું રાખી, સ્વામીશ્રીએ એ ધર્મની સિદ્ધિ અને વિકાસ શ્રી યોગીજી મહારાજની છત્રછાયા નીચે કરવાનો અનુરોધ કર્યો છે. તે આપણે અવિરત પણે ચાલુ રાખીએ, એજ આપણી સ્વામીશ્રીજી તથા સ્વામીશ્રી પ્રત્યેની ભક્તિ !

છેવટે આ ગ્રંથના લેખક ભાઈશ્રી હર્ષદરાય દવેએ આ ગ્રંથ રચવામાં જે અવિરત શ્રમ લઈ સર્વ પ્રકારે ભોગ આપી, સંસ્થાની તથા સત્સંગની જે સેવા કરી છે, તે માટે તેઓશ્રીને અમારા અંતઃકરણના શુભ આશીર્વાદ છે. સાથે સાથે સંસ્થાની તથા સત્સંગની ઉત્તરોત્તર આવી સેવા કરી, સ્વામીશ્રીજી તથા મોટા એકાંતિક સત્પુરુષોના મહિમાનો વિસ્તાર તેઓ સદા કરે એવી અમારી અંતરની શુભેચ્છાઓ છે !

લિ.

શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજીના

જયશ્રી સ્વામિનારાયણ.

પ્રમુખ,

શ્રી અક્ષર પુરુષોત્તમ સંસ્થા, બોચાસણ.

સર્વોપરી શુદ્ધ ઉપાસના પ્રવર્તક



પ્રગટ બ્રહ્મસ્વરૂપ સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજી

# અનુક્રમણિકા

## ખંડ ૩ જો

### ઉપાસના કાંડ

# સ્વામી શ્રીજી

# ખંડ ૧ લો

## બાલકાંડ

## પૂર્વ ભૂમિકા

अशेष ब्रह्माण्ड प्रभुरपि निजेच्छात्तनृतनुः
जयत्येकः स्वामी स च सुरनरेन्द्रार्चितपदः ।
तमीशामीशानं क्षरपरमहं चाक्षरपरं
हरिं वन्दे वाचं मम स हि करोत्वद्य विमलाम् ॥

—સત્સંગિ જીવન ૧–૨–૪

**અર્થ** : અનંત બ્રહ્માંડોના જે પ્રભુ છે, સ્વામી છે, જેમના ચરણકમળ ભક્તિભાવપૂર્વક દેવાધિદેવો સેવે છે, જે સર્વ ઈશના ઈશ છે અને ક્ષર થકી પર છે, તેમજ અક્ષરથી પણ પર અને વિલક્ષણ છે, એવા સ્વયં પુરુષોત્તમ શ્રી હરિ ! આપને હું વંદન કરું છું અને પ્રાર્થું છું કે મારી વાણીને ભગવત્ ચરિત્ર કહેવામાં આપ પ્રતિભા સંપન્ન કરો ।

**મહાન પુરુષનું કાર્ય**

જગતનાં મહાન યુગ પુરુષોના જીવન ધાર્મિક, રાજકીય, સામાજિક કે અન્ય ક્રાંતિ સાથે સંકળાએલ હોય છે. ધર્મ–અધર્મ, શાંતિ–અશાંતિ, નીતિ–અનીતિ અને હિંસા–અહિંસા વચ્ચેના સંધ્યાકાળમાં આવા યુગ પુરુષોનો પ્રાદુર્ભાવ થાય છે અને ધર્મને અધર્મમાં, શાંતિને અશાંતિમાં, નીતિને અનીતિમાં અને અહિંસાને હિંસામાં પ્રવર્તતી પોતામાં રહેલા અવતારી તત્વના બળે તેઓ અટકાવે છે; એટલું જ નહીં પરંતુ ધર્મની, શાંતિની, નીતિની, અહિંસાની અને ભક્તિની પાળને તેઓ સુદૃઢ બનાવે છે. શ્રીજી મહારાજે પૃથ્વી ઉપર અવતાર ધારણ કરી પોતાનું અક્ષરધામ તથા અનંત મુક્તોને સાથે લાવી, ધર્મ, જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ સ્થાપી અર્ચિમાર્ગની ધોરી સડક, બ્રહ્મરંધ્રથી સીધો સળંગ તેજનો માર્ગ, સુદૃઢ બનાવીને પ્રવર્તાવ્યો. પરંતુ કાળનું બળ તો આવા સનાતન દિવ્ય તત્ત્વો ઉપર પણ પોતાનો ઓપ ચઢાવે છે એટલે

સમયનાં વહન સાથે જેટલી શિથિલતા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય
ભક્તિમાં આવી તેટલું એ સુદૃઢ થયેલા માર્ગમાં ભંગાણ પડે
એવે સમયે યુગ પુરુષો પૃથ્વી ઉપર જન્મ ધરી ધર્મ, જ્ઞાન, વૈરા
અને ભક્તિનું ઉદ્બોધન કરી તેને વિશેષ પ્રબળતાથી પુનઃ પ્રવર્ત
છે. આમ એ અર્ચિમાર્ગની અખંડિતતા એક અથવા બીજી રીતે ચ
સદા ચાલુ જ રહે છે.

શ્રીજી મહારાજે પ્રગટ થઈ જડ અને વિસંવાદી તત્ત્વોનો ઉચ્છેદ કરી ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિના પાયા ઊંડા નાખ્યા અ પોતાના સંબંધમાં જે જે આવ્યા તેને બ્રહ્મરૂપ કરી અક્ષરધામના અધિકારી કરી દીધા. એટલુ જ નહિ પરંતુ આ ચાર પાયાના છત્રછાયા નીચે જે જે રહ્યા તેને સદૈવ અભયદાન પણ આપ્યું. પરંતુ આ પ્રક્રિયામા શ્રીજી મહારાજનો જેણે અદ્ભુત પ્રતાપ નિહાળ્યો અને અનુભવ્યો અને તેમનામા સર્વાવતારીપણાના ભાવનુ દર્શન કર્યું, તેમને જ તેમનો સાચો સંબંધ થયો ગણાયો. તેવા મુમુક્ષુઓ અક્ષરધામનાં અધિકારી બન્યા. બીજા કેટલાક લૌકિક દૃષ્ટિવાળાને તો તેમનામાં ફક્ત જાદુગર પણાનો ભાવ દેખાયો. કેટલાકને નારદ સનકાદિક જેવા સંતનો ભાવ દેખાયો અને કેટલાકને અવતારપણાનો ભાવ પણ દેખાયો પરિણામે તેવી તેવી દૃષ્ટિવાળાને તે તે ભાવનાં ફળરૂપ ગતિ થઈ. પરંતુ અક્ષર બ્રહ્મભાવને તો તેઓ પામી શકયા નહિ .

**અક્ષરની આવશ્યકતા**

સિદ્ધાંત એ છે કે પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણને અને બ્રહ્મને શરીર શરીરી ભાવ છે.[1] પરબ્રહ્મ પુરુષોત્તમ દરેકમાં तत्सृष्ट्वा तदनुप्राविशत् અનુસ્યૂતપણે પોતાની અંતર્યામી શક્તિ દ્વારાએ રહ્યા જ છે. પરંતુ તે અંતર્યામી પરમાત્માનું જીવાત્માને જીવદશામાં ભાન થતું નથી. એ જીવદશા ટાળવા માટે જ અનાદિ બ્રહ્મ જેમની બ્રહ્મસ્થિતિ નિરપેક્ષિત

१ यस्याक्षरं शरीरं । यस्यात्मा शरीरं ।
सुबालोपनिषत्

, તેમના સંબંધની આવશ્યક્તા રહે છે. અનાદિ બ્રહ્મના મૂર્ત અને અમૂર્ત એ બે સ્વરૂપ છે. અમૂર્ત સ્વરૂપ–બ્રહ્મમોહોલ, ચિદાકાશ કે ચિદાનંદરૂપ છે. તેમાં પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણ સદા વિરાજમાન . એ સ્વરૂપ સાકાર સ્વરૂપે પુરુષોત્તમ નારાયણની સેવામાં પણ છે. એ સેવા જીવની જીવદશા અથવા મૂળ અજ્ઞાનનો નાશ કરી બ્રહ્મભાવને પમાડી પુરુષોત્તમ નારાયણનું સાચું સ્વરૂપ ઓળખાવવાની છે. જેવો અનાદિ બ્રહ્મને પુરુષોત્તમનો સંબંધ કે મહિમા છે તેવો બીજા મુક્ત કે અવતારાદિકને પણ નથી[1] તેથી જીવને અનાદિ બ્રહ્મનો જો સંબંધ થઇ જાય તો તેની જીવદશા ટળી જાય અને બ્રહ્મભાવને પામે. એ હેતુથી જ શ્રીજી મહારાજ આ પૃથ્વી ઉપર "જીવના કલ્યાણ માટે પોતાનું જે અક્ષરધામ અને ચૈતન્યમૂર્તિ એવા જે પાર્ષદ અને પોતાનાં જે સર્વે ઐશ્વર્ય તે સહિત જ પધાર્યા પણ એ બીજાને દેખ્યામાં આવ્યા નહિ."[2]

**અક્ષર પુરુષોતમ સ્વરૂપ નિર્ણય**

આ સ્વરૂપ, પુરુષોત્તમનું અને અક્ષરનું–તત્ત્વે સહિત તો તે વખતે પણ ઘણાને ન સમજાયું. શ્રીજી મહારાજે પોતાનું સ્વરૂપ જેમ છે તેમ જણાવવામાં ખૂબ જ સંકોચ રાખ્યો. કારણ કે જે જે જીવોએ તેમને વિષે આચાર્યપણાનો, સાધુપણાનો, મોટા પુરુષપણાનો ભાવ નક્કી કર્યો હોય તે આવી સ્વરૂપનિષ્ઠાની આકરી વાત સાંભળીને કદાચ ડગી જાય અને પરિણામે તેવા જીવો સત્સંગ પણ મૂકી દે. આથી જ જે જે જીવો ઉપાસનાના સામાન્ય અને મધ્યવર્તી વિચારોમાં રૂઢ થયા હોય અને તે વિચારશ્રેણી પ્રમાણે કોઈ રામને, કોઈ કૃષ્ણને, કોઈ શિવને, કોઈ સૂર્યને માનતા હોય, તેમનુ પ્રધાનપણું સાચવી, તેમની ઉપાસનાનો તે મધ્યવર્તી વિચાર ન ખેસવતાં, ઉપાસનાનું તે તે સ્વરૂપ આજે પોતામાં પ્રત્યક્ષ છે, એમ મહારાજે મનાવ્યું. આવી સરળ રીતથી અને સૌ સૌની ઉપાસ્ય મૂર્તિની ગૌણતા ન થતી

1 ગ. પ્ર. ૪૧; ૨. ગ પ્ર ૭૧;

હોવાથી, શ્રીજી મહારાજનાં આ ઉપદેશમાં સહેજે જ લોકોને પ્રતીતિ આવી. પરંતુ આવી વિચારશ્રેણીથી અર્થાત્ સર્વોપરી ઉપાસનાની સમજણના અભાવથી, અક્ષરધામ તો ન જ પમાય. એટલે મહારાજે ખૂબ જ વિચારપૂર્વક અને જીવો ઉપર અપાર દયા કરી, પોતાનું સ્વરૂપ યથાર્થ સમજાય એટલા માટે અતિશય બીક રાખીને પણ કહ્યું છે "ભગવાનનો નિશ્ચય થવો તે સૌથી કઠણ છે. તે નિશ્ચયની વાર્તા અતિ અટપટી છે માટે કહેતાં બીક લાગે છે જે શું જાણીએ વાત કરીએ અને તેમાથી કોઈને અવળું પડે ? ને તેણે જે પોતાના અંગની દઢતા કરી હોય તે અંગ આ વાતે કરીને તુટી જાય તો તે મૂળગેથી જાય. અને તે વાર્તા કર્યા વિના પણ ચાલતું નથી અને એ વાત જો સમજતાં ન આવડે તો દૂષણ પણ ઘણાં આવે અને આ વાત સમજે નહિ ત્યાં લગણ તેના નિશ્ચયમાં પણ કાચ્યપ ઘણી રહે છે."[૧] વળી "જેને ભગવાનનાં સ્વરૂપનો નિશ્ચયરૂપ ગર્ભ હોય તેને ભગવાનનું જે અક્ષરધામ તે રૂપ ફળની પ્રાપ્તિ થાય છે. માટે એવો ઉપાય કરવો જેણે કરીને એ ગર્ભને વિઘ્ન ન થાય અને બીજાને પણ એવી વાત કરવી જેણે કરીને ભગવાનના નિશ્ચયરૂપ ગર્ભનો પાત ન થાય."[૨].

આ વાતનું હાર્દ ઘણા સમજ્યા અને ઘણા ન પણ સમજ્યા. ગોપાળાનંદ સ્વામી, નિષ્કુળાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી, સ્વરૂપાનંદ સ્વામી, શુક મુનિ, પર્વતભાઈ, ગોવર્ધનભાઈ આદિ ઘણા સંતો અને હરિભક્તોને આવી સર્વોપરિ નિષ્ઠા હતી. પરંતુ કોઈક કહેતા અટકયા, કોઇક લખતાં અટકયા, કોઈકને શાસ્ત્રની તંતી આડી આવી. શ્રીજી મહારાજે તો પોતાના સર્વોપરી સ્વરૂપના પ્રવર્તન માટે લોકો ઉપર દયા રાખીને બીક રાખી, પરંતુ આ સંતોએ પણ એવી જ બીક રાખી અને મનમાં જ સમજી રહ્યા. તેથી ગોપાળાનંદ સ્વામીને મહારાજે ઉમરેઠમાં દર્શન દઈ કહ્યું. 'મારા સર્વોપરી સ્વરૂપનો નિશ્ચય હવે સત્સંગમાં સૌને કરાવો.' નિત્યાનંદ સ્વામીએ

૧. લોયા૧૮. ૨. ગ. મ. ૧૦

અ. મૂ. ગુણાતીતાનંદ સ્વામીને જૂનાગઢમાં કહ્યું, 'સ્વામી! અમે તો અમારી જ્ઞાનની ગાંસડીયું અક્ષરધામમાંથી લઈને આવ્યા હતા પરંતુ કોઈ પાત્ર ન જોયું એટલે છોડયા સિવાય એમને એમ જ પાછી લઈ જઇએ છીએ અને આપે તો મહારાજના સ્વરૂપની વાતો છડેચોક પાત્ર કે કુપાત્ર જોયા સિવાય કરવા જ માંડી.' શુક મુનિની સમજણ ઉપર વરતાલમાં આચાર્યેંદ્ર શ્રી રઘુવીરજી મહારાજે ગુણાતીતાનંદ સ્વામીને પ્રશ્ન પૂછયો, 'સ્વામી! મહારાજનાં ચરિત્ર દીઠાં હોય અને સાંભળ્યાં હોય તો પણ જીવ લખતાં કેમ અટકે છે?' ત્યારે સ્વામીએ ઉત્તર કર્યો, 'એને શાસ્ત્રની તંતી આડી આવે છે એટલે લખી શકતો નથી.' બ્રહ્માનંદ સ્વામીએ ધામમાં જતાં મૂળીમાં ગુણાતીતાનંદ સ્વામીને કહ્યું, 'સ્વામી! અમે તો હવે ધામમાં જઇએ છીએ પણ તમો ધામમાં આવવાની ઉતાવળ કરશો નહિ અને જેમ છે તેમ શ્રીજી મહારાજનું સ્વરૂપ તમો પ્રવર્તાવો છો, તેમ પ્રવર્તાવજો. અમે તો એ ન કરી શકયા.' આમ દરેકે દરેક સદ્‌ગુરુઓને કંઈક ને કંઈક ઘાંટી નડી. તેથી જ ગઢડામાં જ્યારે સત્સંગિજીવનનો ગ્રંથ લખાતો હતો ત્યારે શ્રીજી મહારાજે કહ્યું હતું કે "આપણે જો નિષ્કુળાનંદ સ્વામીને અને ગુણાતીતાનંદ સ્વામીને સંસ્કૃત ભણાવ્યું હોત તો સર્વોપરી સ્વરૂપનિષ્ઠાના શાસ્ત્રો રચત."

અક્ષરધામાવતાર શ્રી ગુણાતીતાનંદ સ્વામીએ તો જૂનાગઢમાં ચાલીસ વર્ષ સુધી અખંડ વાતો કરી, મહારાજના સર્વોપરી સ્વરૂપનો નિશ્ચય જે જે પોતાના સમાગમમાં આવ્યા તે સૌને કરાવી, શાસ્ત્રો, પંડિતો, મતવાદીઓ, સર્વેના સંશય છેદી, શ્રીજી મહારાજની સર્વોપરી ઉપાસના સ્થાપી દીધી. સ્વરૂપનિષ્ઠાની સચોટ વાતો કરવાની તેમની આવી નિડર શૈલિથી જ મહારાજે સૌ સંતો હરિભક્તોને આજ્ઞા કરી કે,

'વર્ષો વર્ષ સૌને એક માસ રે,
કરવો આ મંદિરમાં નિવાસ રે.'

આથી બંને દેશના મોટેરા સંતો અને અનાદિ મહા મુક્તરાજ શ્રી ગોપાળાનંદ સ્વામી પણ દરેક વર્ષે એક માસ જૂનાગઢ આવી સ્વામીની વાતો સાંભળતા. તે જ પ્રમાણે નિત્યાનંદ સ્વામી અને મોટા મોટા સંતો પણ આવતા. આમ પુરુષોત્તમના સર્વોપરી દિવ્ય સ્વરૂપની તત્ત્વે સહિત નિષ્ઠા અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના પ્રતાપે સત્સંગમાં પ્રવર્તિ. સાક્ષાત્ ધામ અથવા તો સાક્ષાત્ સ્વરૂપ કે અપરોક્ષાનુભવી સ્થિતિવાળા જ જેમ છે તેમ વાત કરી શકે અને બીજાના અંતરમાં ઠસાવી પણ શકે. અક્ષરધામમાં સ્વામી, મહારાજનાં પુરુષોત્તમ સ્વરૂપનું અખંડ ગાન કરવાની, જે સેવા કરી રહ્યા છે, તે જ સેવા શ્રીજી મહારાજ સાથે પધારી આ પૃથ્વી ઉપર પણ પોતે કરી. આ રીતે શ્રીજીની સાથે પધારવાનો એક હેતુ સ્વામીએ સિદ્ધ કર્યો !

આ હેતુ સિદ્ધ થતાંની સાથે સાથે જ હવે જીવનું અનાદિ અજ્ઞાન ટાળીને બ્રહ્મરૂપ કરવાનો બીજો હેતુ સિદ્ધ કરવાનો રહ્યો. કારણ કે જેમ શ્રીજી મહારાજના સ્વરૂપને જેણે જેમ છે તેમ ઓળખ્યું, તેને મહારાજના સર્વોપરી સ્વરૂપની દૃઢ નિષ્ઠા સહેજે જ થઈ, તેવી જ રીતે જેણે સ્વામીનું અનાદિ અક્ષર સ્વરૂપ ઓળખ્યું તેને બ્રહ્મસ્થિતિ પણ સિદ્ધ થતી જ ગઈ. પરંતુ જેને એ સ્વરૂપ ઓળખવામાં ઘાંટી નડી તેને બ્રહ્મસ્થિતિ સિદ્ધ કરવામાં તેટલી મુશ્કેલી નડી.

આથી જ એક વખત સ્વામી સોરઠમાં ફરતાં ફરતાં ગામ કાળસરી પધાર્યા ત્યારે સાથે ફરતા માધવચરણદાસ, નથુ પટેલ, મનજી ઠક્કર વગેરેએ સ્વામીને પૂછ્યું; 'સ્વામી ! આ પ્રાગજી જેવો આનંદ અમને કેમ થતો નથી ? અને એ જાણે છે એવો તમારો મહિમા કેમ જણાતો નથી ?' ત્યારે સ્વામી કહે, "એ તો ગાંડો છે તે જેમ સમજે છે તેમ ઠીક છે અને તમે તો સર્વ ડાહ્યા છો તે તમારે

એમ સમજવાનું શું કારણ છે?" એમ કહીને વળી હસીને બોલ્યા કે, "અંતે એમ સમજશો ત્યારે જ ખરી શાંતિ થશે."

વળી સારંગપુરના વાઘા ખાચરે પણ એક દિવસ જૂનાગઢમાં સ્વામીને પૂછ્યું "સ્વામી! આ પ્રાગજી ભણતો છે કે સ્વામી આપોઆપ મૂળ અક્ષર છે તે વાતનું નિરાકરણ કરી આપો." ત્યારે સ્વામી કહે, 'જેમ પ્રાગજી કહે છે તેમ જ છે.' તે સાંભળી વાઘા ખાચરે કહ્યું "સ્વામી! તમે પંડે અક્ષર?" એટલે સ્વામીએ હસીને હા કહી. આથી વાઘા ખાચરને પરમ આનંદ થઇ ગયો અને નિરાવરણ દૃષ્ટિ થઇ ગઇ!

એટલે જ મૂળ અક્ષર બ્રહ્મનું સ્વરૂપ જેમ છે તેમ ઓળખાય ત્યારે જ બ્રહ્મની સ્થિતિ થાય[1] અને બ્રહ્મની સ્થિતિ થયા સિવાય પુરુષોત્તમની ભક્તિના અધિકારી થઇ શકાતું નથી.[2] તેથી જ અક્ષર અને પુરુષોત્તમના સ્વરૂપનું યથાર્થ તત્ત્વે સહિત જ્ઞાન એ જ સ્વામિનારાયણની સાચી નિષ્ઠા!

**અક્ષર પુરુષોત્તમના જ્ઞાનની શરૂઆત**

પરંતુ જેમ પુરુષોત્તમના સ્વરૂપના પ્રતિપાદનમાં મુશ્કેલીઓ આવી, વિઘ્નો આવ્યા, ઘણાને એ વાતનો ખુલ્લો પ્રચાર રૂચ્યો નહિં, શાસ્ત્રની પ્રતીતિવાળા શાસ્ત્રની સંમતિ લેવા દોડ્યા એમ અનેક પ્રકારે પ્રચંડ જ્વાલામુખિઓનો સામનો ગુણાતીતાનંદ સ્વામીએ પોતાની અમોઘ શક્તિથી કર્યો, તેવી જ રીતે મૂળ અક્ષરના સ્વરૂપના પ્રતિપાદનમાં પણ એવી જ મુશ્કેલીઓ આવી, એટલો જ પ્રતિકાર, એવા જ વિઘ્નો આવ્યા, છતાં હિમાલય જેવા અડગ ધીરજ અને શાંતિથી તે તમામ વાવટોળનો શ્રી પ્રાગજી ભક્તે સામનો કર્યો અને સ્વામી મૂળ અક્ષર છે એવી નિષ્ઠા હજારોને કરાવી દીધી. તેમનાં અનેકવિધ અપમાન સત્સંગમાં થયા, ઝેર દીધું, વિમુખ કર્યા, છતાં પણ પ્રાગજી ભક્તે તો 'સ્વામી

[1] બ્રહ્મવેદ બ્રહ્મૈવ ભવતિ ।-મુંડક ઉપનિષત્. [2] ગીતા-૭

અક્ષર છે. સ્વામી અક્ષર છે' એ મોરલી વગાડે જ રાખી. આથી મોટા મોટાના ધ્યાન છૂટી ગયાં અને વિચાર કરવા લાગ્યા કે અક્ષરધામમાંથી આ કયો મુકત આવ્યો છે કે જેણે પોતાની અપાર બ્રહ્મસ્થિતિથી મોટા મોટાને પણ મહાત કર્યા અને મૂળ અક્ષરબ્રહ્મને છતાં કર્યા ! આમ પ્રાગજી ભકતની પ્રવૃત્તિ 'સ્વામી અક્ષર છે' એ તો ચાલુ જ રહી. એ દરમ્યાન મંદિરના કેટલાક સાધુઓ, બ્રહ્મચારી, પાર્ષદો, આ જ્ઞાન છાનામાના ખૂણે બેસીને કરવા લાગ્યા. ત્યારથી આ 'અક્ષર પુરુષોતમ' ના 'ખૂણીયા' જ્ઞાનની શરૂઆત થઇ. કોઇને ન રૂચે અને ઉપાધિ થાય એટલા પુરતું આ 'ખૂણીયું જ્ઞાન' શરૂ થયું. પરંતુ સત્યદર્શનવાળાને તો, ' અક્ષર પુરુષોતમ ' ની ઉપાસનાનો દિવ્ય સિદ્ધાંત, જે શ્રીજી મહારાજે જ ઉપદેશ્યો છે તથા સંપ્રદાયમાં પ્રવર્ત્યો છે, તેની સત્યતાની પ્રતીતિ થઇ જ. શ્રીજી મહારાજે વચનામૃતમાં સ્પષ્ટ આજ્ઞા કરી છે કે " ભગવાનના ભકતને ભગવાનનું સ્વરૂપ અક્ષરધામ સહિત પૃથ્વી ઉપર વિરાજમાન છે એમ સમજવું અને બીજા આગળ પણ એવી રીતે વાર્તા કરવી. " *

'શુદ્ધ ઉપાસનાના મંદિરોની આવશ્યકતા.

શ્રીજી મહારાજ તથા અનાદિ મૂળ અક્ષર સ્વામીશ્રી ગુણાતીતાનંદ સ્વામીની વાતોથી આ જ્ઞાનના બીજ વવાઇ ગયા. તેના ઉપર જળસિંચન અનાદિ મહામુકત શ્રી પ્રાગજી ભકતે, અનાદિ મહામુકત શ્રી જાગા ભકતે તથા સદ્‌ગુરુ સ્વામી બાલમુકુંદદાસજી, સ્વામી યોગેશ્વરદાસજી તથા જૂનાગઢના ઘણાખરા સાધુ બ્રહ્મચારીઓએ તથા અનાદિ મહામુકત શ્રી કૃષ્ણજી અદા વગેરેએ કર્યું અને અક્ષરે સહિત પુરૂષોત્તમની ઉપાસનાના ઝાડ થશે એવા આશીર્વાદ સૌએ આપ્યા.

અક્ષર પુરુષોત્તમના દિવ્ય સ્વરૂપોની નિષ્ઠા પ્રવર્તિ. ભૌતિક દૃષ્ટિએ અક્ષર અને પુરુષોત્તમ આ પૃથ્વી ઉપર એકાંતિક ધર્મ

* ગ. પ્ર. ૭૧

પ્રવર્તાવવાનું કાર્ય કરીને સ્વધામ પધાર્યા. તે સ્વરૂપના દિવ્ય અવતરણની પ્રતીતિ જગતને કરાવવા કે–આ સહજાનંદ સ્વામી એ જ પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણ છે અને આ ગુણાતીતાનંદ સ્વામી એ જ અક્ષરબ્રહ્મ ધામ છે–અને તેમના કાર્યની અખંડ જ્યોત જ્વલંત રાખવા, તેમના દિવ્ય સ્વરૂપોની પ્રતિષ્ઠા કરી, અક્ષર પુરુષોત્તમની ઉપાસનાનું કાર્ય અને એકાંતિક ધર્મનું પ્રવર્તન કરવા માટે, ભવ્ય મંદિરોની આવશ્યકતા જણાઇ. આ કાર્ય થશે એવા શ્રીજીનાં અને સ્વામીનાં ભવિષ્ય કથનો પણ સંપ્રદાયમાં પ્રસિદ્ધ છે.

બ્રહ્મરૂપ થવામાં શુદ્ધ ઉપાસનાનું જેટલું મહત્ત્વ છે એટલું તપ, ત્યાગ કે વૈરાગ્યનું મહત્ત્વ નથી. માટે જ મહારાજે કહ્યું છે ' અમે એમ વિચારીને પરમેશ્વરની ઉપાસના રહેવા સારૂ ત્યાગનો પક્ષ મોળો કરીને ભગવાનનાં મંદિર કરાવ્યા છે તેમાં જો થોડો ત્યાગ રહેશે તો પણ ઉપાસના રહેશે તેણે કરીને ઘણાક જીવનાં કલ્યાણ થશે. '[1] વળી કહ્યુ કે, ' ભગવાનની મૂર્તિની ઉપાસના અને ધ્યાન તે વિના જે આત્માને દેખવો અને બ્રહ્મને દેખવું તે તો થાય જ નહિ ને ઉપાસનાએ કરીને જ આત્મા દેખાય, બ્રહ્મ દેખાય પણ તે વિના તો દેખાય જ નહિ. '[2] માટે જ્યા સુધી અક્ષર અને પુરુષોત્તમની શુદ્ધ ઉપાસના પ્રવર્તે નહિ ત્યાં સુધી બ્રહ્મરૂપ થવાય જ નહિ અને કલ્યાણ પણ થાય નહિ.

આગળ શ્રીજી મહારાજે ઉપાસનાના મંદિરો કરી શ્રી કૃષ્ણના અવતારની જૂદી જૂદી મૂર્તિઓ સ્થાપન કરી, ' આ મૂર્તિ દ્વારે જ હુ પ્રગટ રહ્યો છુ ' એ ભાવના વચનો કહ્યા, તે તો પોતાના સર્વોપરી ભાવને ન ઝિલી શકનાર સાધકને ભાવ રહે એટલા પૂરતા જ હતાં. પરંતુ પોતાની ઉપાસના અને સપ્રદાયની પુષ્ટિ થવા માટે મહારાજે સિદ્ધાંત વચનો કહ્યાં છે જે, ' સંપ્રદાયની પુષ્ટિ તો એમ થાય જે, જે સંપ્રદાયના ઇષ્ટદેવ હોય તેનો જે હેતુ માટે પૃથ્વીને વિષે જન્મ થયો

૧. ગ. મ ૨૭ ૨. ગ. અં ૩૬.

હોય અને જન્મ ધરીને તેણે જે જે ચરિત્ર કર્યા હોય અને જે જે આચરણ કર્યા હોય તે આચરણને વિષે ધર્મ પણ સહેજે આવી જાય અને તે ઇષ્ટદેવનો મહિમા પણ આવી જાય. માટે પોતાનાં ઇષ્ટદેવનાં જે જન્મથી કરીને દેહ મૂકવા પર્યંત ચરિત્ર તેનું જે શાસ્ત્ર તેણે કરીને સંપ્રદાયની પુષ્ટિ થાય છે તે શાસ્ત્ર સંસ્કૃત હોય અથવા ભાષા હોય પણ તે જ ગ્રંથ સંપ્રદાયની પુષ્ટિ કરે પણ તે વિના બીજે ગ્રંથ પોતાના સંપ્રદાયની પુષ્ટિ ન કરે. જેમ રામચંદ્રના ઉપાસક હોય તેને વાલ્મિકી રામાયણે કરીને જ પોતાના સંપ્રદાયની પુષ્ટિ થાય, અને શ્રી કૃષ્ણ ભગવાનના જે ઉપાસક હોય તેને દશમ સ્કંધ અને એકાદશ સ્કંધ તેણે કરીને જ પોતાના સંપ્રદાયની પુષ્ટિ થાય પણ રામચંદ્રના ઉપાસક તથા શ્રી કૃષ્ણના ઉપાસક તેને વેદે કરીને પોતાના સંપ્રદાયની પુષ્ટિ ન થાય માટે પોતાના સંપ્રદાયની રીતનું જે શાસ્ત્ર હોય તે જ પાછલે દહાડે પોતાના સંપ્રદાયને પુષ્ટ કરે છે"[1] આમ શ્રીજી મહારાજે તો પોતાની શુદ્ધ ઉપાસના પ્રવર્તાવવા સારૂ પોતાના જ ચરિત્રોનું શાસ્ત્ર અને પોતાની જ મૂર્તિની ઉપાસના, એ બે જ કહ્યા છે.

આ કાર્યના સિદ્ધિ મહારાજના સમયમા તો ન જ થઈ શકી. કારણ કે કા તો સત્સંગ સમાજ એવી પરિપૂર્ણ સર્વોપરી નિષ્ઠાના ભાવને પામ્યો નહોતો અથવા તો મહારાજની હયાતિમા તેમની મૂર્તિની પ્રતિષ્ઠા લોકમાનસ ઉપર વિપરીત અસર કરશે એવી કેટલાક હરિભક્તો તથા સંતોને બીક લાગી તેથી આ કાર્યમ તેમણે વિરોધ કર્યો. પરંતુ શ્રીજી મહારાજે તો પોતાની મૂર્તિ કરાવી 'હરિકૃષ્ણ' નામ પાડી વરતાલના મંદિરમાં દક્ષિણ દેરામાં પધરાવી દીધી.[2] સર્વોપરી, સદા કલ્યાણકારી મહારાજની દિવ્ય મૂર્તિની પ્રતિષ્ઠાનો પણ અણુ સમજણ કરીને વિરોધ થયો, પરંતુ આત્યંતિક કલ્યાણ તો એ મૂર્તિને ર

૧. ગ મ ૫૮. ૨ રાધાને વૃંદાવન વિહારિ પાસે પોતાની મૂર્તિ સારી,
કરી દક્ષિણ દેરામા સ્થાપ, નિજજનના ટાળવા તાપ
—ભક્ત ચિંતામણી.

૨ ઉપજાતિઃ—જે મૂર્તિનું ધ્યાન ધરી હમેશ, સત્સંગિ સૌ ચિંતવશો વિશેષ,
સર્વોપરી ઈષ્ટ છબી ગણાશે, પ્રેમે પૂજા માનસી તો કરાશે.

આશરે જ છે એવા મહારાજના સિદ્ધાંત વચનોનો ખ્યાલ સૌ કોઇ ભૂલી ગયા.

*　　　　*　　　　*

ત્યારપછી સં. ૧૯૧૬માં ગઢડામાં તથા જૂનાગઢમાં પણ શ્રીજી મહારાજની મૂર્તિ 'હરિકૃષ્ણ મહારાજ'ના નામે પ્રતિષ્ઠિત થઇ. આ દરેક મંદિરમાં જ્યાં જ્યાં હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ અવતારાદિક સાથે બેસારી છે ત્યાં ત્યાં મહારાજની મૂર્તિને જુદાં જ થાળ કરવામાં આવે છે. એ રીતે મહારાજની મૂર્તિ અવતારાદિકની મૂર્તિ કરતાં ભિન્ન છે એમ તો સર્વાંશે સંપ્રદાયમાં સ્વીકારાયું છે. પરંતુ મધ્ય મંદિરમાં જ પોતાના સર્વોપરી સ્થાને પોતાના અનાદિ ભક્ત મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી સાથે પોતે બેસે અને અક્ષર અને પુરુષોત્તમની શુદ્ધ ઉપાસના સૌ સમજે, એ ભગીરથ કાર્ય તો મહા મોટા આચાર્યો અને મુક્તો માટે પણ વિરલ હતું.

*　　　　*　　　　*

સં. ૧૯૨૮માં ગોંડળમાં સ્વામી બાલમુકુંદદાસ સ્વામીએ મધ્ય મંદિરમાં અક્ષર પુરુષોત્તમની મૂર્તિ પધરાવવા વિચાર કર્યો. તે વાત સત્સંગમાં પ્રસરી એટલે વરતાલથી કોઠારી ગોવર્ધનભાઇએ આવી રાજ્યની મદદથી આ કાર્ય થવા ન દીધું. ત્યારે બાલમુકુંદદાસ સ્વામીએ કહ્યું 'આ કાર્ય મહારાજ પોતે અન્ય સ્વરૂપે કરશે.'

*　　　　*　　　　*

સં. ૧૯૫૩માં આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજે પોતાને લાલજીની ખોટ છે એ વાત સ્વામી જાગા ભક્તને કહેવરાવી. ત્યારે સ્વામી શ્રી જાગા ભક્તે કહ્યું 'મહારાજ તો મહાપુરુષ જેવા બે દીકરા આપે પણ અક્ષર પુરુષોત્તમની જોટે ધાતુની મૂર્તિઓ મધ્ય મંદિરમાં પધરાવો'. આ વાત સાંભળી આચાર્ય મહારાજે કહ્યું 'આ કાર્ય મારાથી થઇ શકે તેમ નથી

---

પ્રત્યક્ષ મૂર્તિ નહિ પ્રાપ્ત જેને, તે મૂર્તિ તો જીવનદોરી તેને,
એનો જ મોટો મહિમા મનાશે, કલ્યાણ તો તેહ થકી જ થાશે.
—હરિલીલામૃત કળશ ૮, વિશ્રામ ૨૭.

કારણ કે લોખ ઉપાધિ કરે.' આવા મોટા આચાર્ય, ધર્મના સ્તંભ જેવા, સત્સંગનાં ધણી અને પૂજનીય, તેમણે પણ આ કાર્ય અશકય છે તેમ કહી દીધું.

ત્યારપછી ગોંડળમાં સ્વામી શ્રી ગુણાતીતાનંદ સ્વામીના અગ્નિ સંસ્કાર સ્થાને અક્ષર દેરી હતી તે સ્થળે એક શિખરનું મંદિર કરી અક્ષર અને પુરુષોત્તમની પટની મૂર્તિ પધરાવવા નારાયણદાસ સ્વામીએ વિચાર કર્યો. આ કાર્ય કરવા જોઈતા નાણા પણ હતા પરંતુ વરતાલથી મંજુરી મંગાવતાં 'ના' આવી એટલે નારાયણદાસ સ્વામી બોલ્યા, 'અહીં તો ત્રણ શિખરનું મંદિર થશે અને મહારાજ અને સ્વામીની ધાતુની મૂર્તિઓ બેસશે."

આમ આ સર્વોપરી ઉપાસનાના મંદિરોનું અતિ મહાન કાર્ય કરવામાં મોટા મોટા આચાર્ય કે સદ્‌ગુરુઓને પણ મુશ્કેલીઓ નડી. પરંતુ આ ઉપાસનાના મંદિરો થશે ત્યારે જ સ્વામિનારાયણ સંપ્રદાયનો દિગંતમાં દિગ્વિજય થશે, એ નિશ્ચિત હતું. શ્રીજી મહારાજનો પણ એ સંકલ્પ હતો,* એ અગમ વચનો શ્રીજીએ બોચાસણ, સારંગપુર અને ગઢપુરના મંદિરો માટે કહ્યા હતા.

* * *

---

* સં. ૧૮૬૭માં સારંગપુરમા ફુલદોલનો ઉત્સવ મહારાજે કર્યો ત્યારે મહારાજ રંગ રમીને મોટા કુંડે નહાવા સંતો સાથે પધાર્યા. નાહ્યા પછી સુરતના ભાલચંદ્ર શેઠે નવો પોષાક મહારાજને ધરાવ્યો અને મહારાજે શેજે ઘોડે અસ્વાર થઇને સંતો સાથે ગાતા ગાતા પુરમાં પ્રવેશ કર્યો એ વખતે શેજ ઘોડાને કુંડાળે મહારાજે નાખ્યો ત્યારે હરિભક્તોએ મહારાજને પૂછ્યું 'ઘોડાને કેમ કુંડાળે નાખ્યો?' ત્યારે મહારાજે કહ્યું

'શ્રીજી કહે સુણો તમે દાસ-રમે હરિ રંગતાળી
અસુર આપતા તમને ત્રાસ-રમે હરિ.
તેથી કર્યું અસુર નિધન-રમે; હવે સુખે રહો હરિજન-રમે
વળી ઘોડો ઉન્મત્ત બેહદ-રમે: તેથી હરણ કર્યો તેનો મદ-રમે
વળી કુંડાની જાણો વાત-રમે; કર્યું મોટા મંદિરનું ખાત-રમે
ધામ સહિત રહેશું અમે આહીં-રમે; એવું મંદિર થાશે સુખદાઇ-રમે
આજ થકી વીતે વરસ શત-રમે; થાશે મોટું મંદિર ત્રત-રમે
સુણી હરિનાં અગમ વચન-રમે; થયાં રાજી પુરનાં હરિજન-રમે

એ મંદિરોના નિર્માતા અને શુદ્ધ ઉપાસનાના પ્રવર્તક, સ્વામી શાસ્ત્રીજી મહારાજ શ્રી યજ્ઞપુરુષદાસજી. આધ્યાત્મિક યુગના એક અતિ મહાન પુરુષ અને સંત શિરોમણી હતા. તેમના સમાગમમાં આવનાર જુદા જુદા મહાપુરુષો કે વિદ્વાનોએ પોતપોતાના ક્ષેત્રની કક્ષા પ્રમાણે તેમનું મૂલ્યાંકન કર્યું અને તે તે ક્ષેત્રમાં પણ તેમને સર્વશ્રેષ્ઠ પુરુષ તરીકે વર્ણવ્યા. વિદ્વતામાં, કળા કૌશલ્યમાં, શિલ્પમાં, કવિત્વ શક્તિમાં, સંગીતમાં, આયુર્વેદ શાસ્ત્રમાં, કૃષિકાર વિદ્યામાં તેમજ અનેક ક્ષેત્રમાં, જે જે તેમના સંબંધમાં આવ્યા તેમણે તેમને 'અજોડ' જ નિહાળ્યા. સર્વ ગુણે સંપન્ન અને મહારાજનાં અનંત કલ્યાણ કારી ગુણોના ધારક આ વિશ્વવંદ્ય પુરુષે, જગતના આધ્યાત્મિક ક્ષેત્રમાં અપૂર્વ કાર્ય કરી, બ્રહ્મ અને પરબ્રહ્મના સાકાર અને પ્રગટ સ્વરૂપની જગતને સાચી ઓળખાણ કરાવી, કલ્યાણનો માર્ગ ચાલુ કરી દીધો. પોતાની અમોઘ શક્તિથી વિરોધીઓના વિરોધને દાબી દીધો, અણસમજુઓની અણસમજણ હરી લીધી, જ્ઞાનીઓનો ડોડ ટાળી નાખ્યો. તેમજ સત્તાશાળીની સત્તાને મહાત્ કરી, જે કાર્યની પ્રવૃત્તિ માટે પોતાનો જન્મ હતો, તે કાર્યમાં જ સદા રત રહ્યા અને અક્ષર પુરુષોત્તમના શુદ્ધ સનાતન અને દિવ્ય જ્ઞાનના સિદ્ધાંતની સાચી સમજણ પોતાના આશ્રીતોને આપી દીધી. બ્રહ્મ અને પરબ્રહ્મના વ્યાપક સ્વરૂપને સર્વવ્યાપી અને સર્વોપરી સમજાવતા આ વિરાટ કાર્યની મહત્તા પિંડાભિમાની અલ્પ જીવો શી રીતે આંકી શકે? એ વિશાળ કાર્યના પ્રવર્તકને કઇ દૃષ્ટિથી જોઇ શકે? એ તો જેટલી પોતાની દૃષ્ટિ પ્રસરે એટલા જ કાર્યનું મૂલ્યાંકન તેઓ કરી શકે. પણ સમ્યક્ પ્રકારે પરબ્રહ્મ પરમાત્મા શ્રી સહજાનંદ સ્વામીના સ્વરૂપ રૂપ તેમને માની, સર્વ ક્રિયા તેમનામાંથી જ શરૂ થાય છે અને તેમનામાં જ લય થાય છે એવા અપરિમીત મહિમાને તો કોઇ ન જ જાણી શકે. પોતાના જીવનની પળે પળ અને ક્ષણે ક્ષણ શ્રી સહજાનંદ સ્વામીમાંજ ઓતપ્રોત કરી, તેમના સંકલ્પોની સિદ્ધિ માટે

શુદ્ધ ઉપાસનાના પ્રવર્તક

તે રૂપ બની, સહજાનંદમય જીવન જ તેઓ જીવ્યા. જીવનના અનેક પ્રસંગોમાં તેમની એ દિવ્ય પ્રભા સદા ઝળહળી રહેતી. એથી ક્વચિત્ ક્વચિત્ તેમના આશ્રીતોને પણ એમ થતું કે, 'આ મહારાજ તો ન હોય?' મહારાજની એ દિવ્ય તેજોમય મૂર્તિમાં પોતાના સ્વરૂપને લીન કરી, પાછું જ્યારે પોતાનું સ્વરૂપ પ્રગટ કરે ત્યારે મંદ મંદ હાસ્ય સાથે પોતે જ સમજાવે, 'એ તો મહારાજ પોતામાં જોડવા દર્શન દે પણ આપણે તો મહારાજના સેવક છીએ.' એમ અખંડ પોતાનો ભક્તિભાવ જરા પણ શિથિલ ન થવા દે. તે એટલા માટે કે જગતમાં સાચો આદર્શ ભક્તિભાવ પ્રગટે!

આવા અજોડ અને પરમાત્મસ્વરૂપ દિવ્ય મહાપુરુષના જીવનની ગાથા આ ગ્રંથમાં વર્ણવી છે તે તો ખૂબજ અલ્પ પ્રયાસ છે. એ તો શ્રીધરે જેમ કહ્યું છે કે

क्वाहं मन्दमतिः क्वेदं मन्थनं क्षीरवारिधेः।
किं तत्र परमाणुर्वै यत्र मज्जति मन्दरः॥[१]

આ પ્રયાસ પણ એમની મહત્તા આગળ અતિ અલ્પ છે. છતાં પણ એમના જીવનની અલ્પ ગાથા પણ જગતને માટે વિરાટ રૂપ હોઇ તેમાંથી અનેકવિધ પ્રેરણા પ્રાપ્ત કરી શકાય એવા શુભ હેતુથી જ આ ગ્રંથ રચવા પ્રયત્ન કર્યો છે.

## બાલકાંડ

ચારુતરની ચારુતા

સાધારણ રીતે 'ચરોતર' નામે ઓળખાતો ગુજરાતનો રમ્ય પ્રદેશ પ્રકૃતિના સૌંદર્ય અને 'જળ છાયાની જુગતિ' માટે જાણીતો છે. રસભરપુર અને ફળ ફુલોની સૌરભથી મહેકતો આ પ્રદેશ, સર્વાવતારી શ્રી સહજાનંદ સ્વામી અને તેમના સંતો તથા હરિભક્તોના અવિરત વિચરણથી,

૧ મંદ બુદ્ધિવાળો હું ક્યાં? અને ક્યાં (આ ભગવત્ સ્વરૂપભાવને પામેલા દિવ્ય પુરુષના ચરિત્રામૃતરૂપી) આ ક્ષીરસાગરનું મંથન! જ્યાં મંદરાચળ પર્વત પણ ડૂબી જાય ત્યાં પરમાણુ જેવો હું કોણ માત્ર?

રમણભૂમિ બની ગયો છે. આંબા, આંબલી, કેળા, દ્રાક્ષ, રાયણ તથા વનવેલીની ઘટાથી લચી પડતો કોકિલ, મેના, પોપટ, મોરના મધુર કલરવથી આ પ્રદેશ ખરેખર 'ચારુતર' જ છે એમ ભાસે છે. પરંતુ સમયના વ્હેણ સાથે 'આ ચારુતર' 'ચરોતર' થયો અને પછી 'અડોતર' થઈ ગયો. એટલે કે ધર્મ અને ભક્તિના રંગ પણ ભરતિ અને ઓટના જેમ ચડતાં ઉતરતાં થઈ ગયાં. આ પ્રદેશની રમ્યતા તથા ત્યાંના વાસીઓની ઉદારતા અને નમ્રતા જોઈ શ્રીજી મહારાજે વરતાલમાં પ્રથમ મંદિર કરાવ્યું. ચારુતર યાત્રાનું મહાધામ બન્યું.

**મહેળાવની પુનિત ભૂમિ**

વરતાલથી ત્રણ ગાઉ દૂર અને ગઢડા, જૂનાગઢ જવાના રસ્તા ઉપરનું આ ગામ શ્રીજી મહારાજ અને સંતોના પાદસ્પર્શથી રમણ રેતી સમું બની ગયું છે. આ ગામમાં શ્રીજી મહારાજ સંતો સાથે ઘણી વાર રાત રહ્યા છે તેમજ આ ગામના તળાવમાં પણ પાંચસો પરમહંસો સાથે નહાયા છે. વળી બાર મહિનામાં બે વાર ગઢડા, જૂનાગઢથી સર્વે સંત હરિજનો વરતાલ જતા અહીં રાત રહેતાં અને મૂળ અક્ષરમૂર્તિ સદ્ગુરૂ સ્વામી શ્રી ગુણાતીતાનંદ સ્વામી પણ દર વર્ષે ચૈત્રી પુનમનો સમયો કરવા આવતાં અહી ચૈત્ર શુદ ૭ ના રોજ રાત રહેતા. તેમની વાતો સાંભળવા વરતાલથી દશ હજાર સાધુ હરિજનો મહેળાવ આવતા અને આખી રાત સ્વામીની વાતો સાંભળી આઠમે સવારે સ્વામી ભેગા વરતાલ જતા. તેવી જ રીતે વરતાલથી જૂનાગઢ જતા સ્વામી અહી રાત રહેતા અને અહીના હરિજનોને કથાવાર્તાનું સુખ આપતા.

વરતાલમાં મૂર્તિ પ્રતિષ્ઠાના સમયે શ્રીજી મહારાજ સંતો તથા હરિજનોના સંઘ સાથે સોજીત્રાથી મહેળાવ પધાર્યા હતા. અહી વરતાલથી નારુપંત નાના અક્ષરાનંદ મુનિ તથા સંત હરિજનોએ અદ્ભૂત સામૈયું કર્યું અને સયાજીરાવે મોકલેલ સુવર્ણની અંબાડીએ સુકત મહાશોભાના ધામરૂપ શોભતા ગજરાજ ઉપર શ્રીજી મહારાજને બેસાર્યા અને વાજતે ગાજતે વરતાલ પધરાવ્યા. આવા અનેક પ્રાસાદિક

સ્મૃતિ પ્રસંગોથી ભરપૂર મહેળાવની પુનિત ભૂમિમાં, લેવા પાટીદાર જ્ઞાતિના પટેલ અજુભાઇ ઝવેરીદાસ[1] શ્રીજી મહારાજના મળેલા મહા મુક્તરાજ રહેતા હતા. તેમના ભાઇ શંભુ ઝવેરીદાસ પણ મહારાજના મળેલા મોટા મુક્ત હતા.

દિવ્ય અવતરણ

આવા મહાપવિત્ર અને મહારાજના સાક્ષાત્ સંબંધે યુક્ત કુટુંબમાં અજુભાઇના પુત્ર ધોરીભાઇને ત્યાં માતુશ્રી હેતબા થકી શાસ્ત્રીજી મહારાજ શ્રી યજ્ઞપુરુષદાસજીએ ઋતુઓમાં ઉત્તમ અને ભગવાનની વિભૂતિરૂપ[2] એવી વસંત ઋતુમાં સં. ૧૯૨૧ ના મહા શુદ ૫ ( વસંત પંચમી )ને સોમવારે સવારના બાર વાગ્યા પહેલાં જન્મ ધર્યો.[3] સં. ૧૮૮૨ માં આ જ મહાપવિત્ર દિવસે શ્રીજી મહારાજની સાક્ષાત્ વાણીસ્વરૂપ શિક્ષાપત્રીનો પ્રાદુર્ભાવ થયો હતો. જેમ શિક્ષાપત્રી મહારાજની વાણીસ્વરૂપ છે તેમ આ મહાપુરુષ પણ આ જ શુભ દિવસે શ્રીજી મહારાજના સંકલ્પથી તેમના સાક્ષાત્ સ્વરૂપરૂપ બની, આધ્યાત્મિક ક્ષેત્રમાં શુદ્ધ ઉપાસના યથાર્થ પ્રવર્તાવવા જ કેમ જાણે પધાર્યા હોય, એવો સુભગ સમન્વય સત્સંગના ઇતિહાસમાં સીમાચિન્હ સમા આ અતિ પવિત્ર દિવસે સધાયો !

ધોરીભાઈને ત્રણ પુત્રો હતા. સૌથી મોટા મથુરભાઈ, પછી લાલદાસ અને નાના ડુંગરભાઈ–જે પાછળથી સત્સંગમાં શાસ્ત્રીજી

૧ મેળાવ્યવાસી સતસંગિ જેહ, આવ્યા મળી દર્શન કાજ તેહ,
તેનાં કહું પાવનકારી નામ, પટેલ આવ્યા ત્રણ તેહ ઠામ.
ખુશાલ પુંજા અજુભાઈ જાણો, વળી કહું તે વણિક પ્રમાણો,
તે એક પિતાંબર વેણીભાઇ, બીજા કહું ગિરધર તેહ માંઈ
પગી ગલો નાપિત નામ રૂડો, ભકિત કર્યામાં નહિં કાંઈ કૂડો.
ભેટ્યા પ્રભુને શુભ ભેટ ધારી, અહો અહો ભાગ્ય કરે વિચારી.
હરિલીલામૃત કળશ-૮-વિશ્રામ ૨૧.

૨ ऋतूनां कुसुमाकरः । ગીતા ૧૦-૩૫,

૩ તા. ૨-૧-૧૮૬૫.

મહારાજ શ્રી યજ્ઞપુરુષદાસજી રૂપે પ્રસિદ્ધ થયાં. સોનાબા અને રળિયાત બા એ બે પુત્રી હતી.

આ બાળકનો જન્મ થયા પછી પવિત્ર અને વિદ્વાન બ્રાહ્મણ પાસે વેદોક્ત જાત કર્મ, સંસ્કાર તથા નામકરણ વિધિ કરાવીને કર્ક રાશી ઉપરથી નામ આવતું હોવાથી ડુંગરભાઈ નામ પાડયું. ડુંગરભાઈ જન્મથી જ દિવ્યપ્રભાએ યુક્ત હતા. અતિ મનોહર અને રમણીય આ બાળકની દિવ્ય કાંતિમાં મહેળાવની ગ્રામજનતાને કોઈ અદ્ભુત અવતારી તત્ત્વની આભા દેખાવા લાગી. સામાન્ય બાળકોમાં જણાતી પ્રકૃતિજન્ય અને સુલભ કુટુંબ વત્સલતા ડુંગરભાઈમાં જણાતી ન હતી. આ બાળકમાં જગત પ્રત્યેની ઉદાસીનતા અને વૈરાગ્યના અંકુરો સહેજે સૌને જણાતાં. તેથી મહેળાવની ગ્રામજનતામાં આ દિવ્ય બાળકની મોહમયી મૂર્તિ જ સૌના આકર્ષણનું કેન્દ્ર બની ગઈ!

તે જ વર્ષના શ્રાવણ માસમાં વૈકુંઠ બ્રહ્મચારી તથા શુકાનંદ મુનિ મહેળાવ પધાર્યા એટલે મોટાભાઈ મથુરભાઈ, ડુંગરભાઇને લઇને સ્વામી પાસે ગયા અને વૈકુંઠ બ્રહ્મચારીના ચરણ આગળ બાળકને મૂક્યું. વૈકુંઠ બ્રહ્મચારી બાળકને શુકાનંદ સ્વામી પાસે લઈ ગયા અને કહ્યું, 'ધોરીભાઈના આ ત્રીજા પુત્રને વર્તમાન ધરાવવાના છે.' શુક સ્વામીએ બાળકને પોતા તરફ અનિમીષ દ્દષ્ટિએ જોતું જોઇને અતિ પ્રેમથી બાળકને માથે બે હાથ મૂકયા અને વર્તમાન ધરાવી આશીર્વાદ આપ્યા. પછી મથુરભાઇને તેમણે કહ્યું, " આ તમારો ભાઇ પૂર્વ જન્મનો બહુ સંસ્કારી ભક્ત છે અને આગળ જતા સંસાર છોડી ત્યાગી થઈ સત્સંગ પ્રચાર કરશે અને તમારા કુળનું કલ્યાણ કરશે." શુક સ્વામીના આવા આશીર્વાદથી મથુરભાઇને થયું કે, 'પુત્રના લક્ષણ પારણામાંથી'જ જણાય, તેમ આ બાળકના જન્મથી જ, આ બાળક માટે ભક્તિભાવની લાગણી સૌને પ્રગટ થઈ છે, એટલે જરૂર આ બાળક શુક સ્વામીના આશીર્વાદ સિદ્ધ કરશે. મનોમન બાળકને નમસ્કાર કરી, હાથમાં લઈ, મથુરભાઈ ઘેર ગયા અને શુક

સ્વામીના આશીર્વાદની સૌને વાત કરી. માતા પિતા તથા કુટુંબીઓને આ વાત સાંભળી અતિ આનંદ થયો !

* * *

**ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદ.**

સં. ૧૯૨૨ના ચૈત્રી સમૈયા પછી અનાદિ મૂળ અક્ષરમૂર્તિ સ્વામી શ્રી ગુણાતીતાનંદ સ્વામી તથા સંતો વરતાલથી જૂનાગઢ પધારતા હતા. તે સંઘને તથા આચાર્ય મહારાજ શ્રી ભગવત્પ્રસાદજી મહારાજને, શંભુ ઝવેરીદાસ ધામમાં ગયા હોવાથી, તેમની ક્રિયા પ્રસંગે, અજુભાઈએ મહેળાવ તેડાવ્યા હતા. આથી સંત હરિભક્તો મળીને ૭૦૦નો સંઘ મહેળાવ આવ્યો અને ચાર દિવસ રોકાયો.

બીજે દિવસે મથુરભાઇ ડુંગરભાઈને લઈને ગુણાતીતાનંદ સ્વામી પાસે આવ્યા અને સ્વામીને કહ્યું 'સ્વામી ! આ અમારા ભાઈને વર્તમાન ધરાવો.' ત્યારે સ્વામીએ પૂછ્યું 'અત્યાર સુધી વર્તમાન ધરાવ્યા નથી ?' સત્સંગી કુટુંબમાં બાળકનો જન્મ થતા જાત કર્મના સંસ્કાર સાથે જ વર્તમાન ધરાવવાનો સંસ્કાર પણ એટલો જ અનિવાર્ય છે. એટલે સ્વામીએ જરા ઠપકારૂપે પૂછ્યું. મથુરભાઈએ કહ્યું, 'ચોમાસામાં શુક સ્વામી પાસે ધરાવ્યા છે.' તે સાંભળી સ્વામીએ કહ્યું, 'શુક સ્વામી તો શ્રીજી મહારાજનો જમણો હાથ કહેવાય માટે શુક સ્વામીએ ધરાવ્યા તે તો શ્રીજી મહારાજે પોતે ધરાવ્યા કહેવાય.' એમ કહી માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યો. પછી કહ્યું, 'આ તમારો ભાઈ તો ત્યાગી થઈ, સાધુ થઈ શ્રીજી મહારાજની સર્વોપરી નિષ્ઠા પ્રવર્તાવશે અને કથાવાર્તા કરી સંપ્રદાયને ઉત્તેજન આપી વૃદ્ધિ કરશે.' એટલું કહીને સ્વામી તે તેજસ્વી બાળક તરફ અનિમીષ દૃષ્ટિએ બે ઘડી જોઇ રહ્યા અને પછી હસીને પતાસાની પ્રસાદી આપી. સ્વામીના આશીર્વાદ મેળવીને મથુરભાઇ ડુંગરભાઈને ઘેર લાવ્યા. ત્યાર પછી આ બાળકની પ્રતિભા

તથા ઓજસમાં દીન પ્રતિદીન વૃદ્ધિ થતી સૌને જણાતી. ધીરે ધીરે આ નાના જણાતા ડુંગરમાં પ્રેમ, પ્રતિભા અને ઐશ્વર્યનો વિરાટકાય ડુંગર સૌને પ્રગટ થતો દેખાવા લાગ્યો !

× × ×

**દિવ્ય ચરિત્રો**

મહાપુરુષોના જીવનમાં તેમનાં અગમ્ય એવા મનુષ્યચરિત્રો જીવભાવવાળા શી રીતે સમજી શકે ? તેમના બાળ, યૌવન અને વૃદ્ધ અવસ્થાના ભાવ જોઈ, મહા મુનિઓ પણ આ ભાવમાં મોહ પામી ગયા છે તો બીજા સાધારણની તો શી ગતિ થાય ? બાળસ્વરૂપ શ્રી કૃષ્ણનાં મુખમાં માતા યશોદાને બ્રહ્માંડ દેખાયું. એવી જ નાની બાળઅવસ્થામાં પોતાના કેવળ પાદ-સ્પર્શથી જ યમલાર્જુનનો મોક્ષ કર્યો. આઠ વર્ષની કિશોર વયે કાળીય નાગ નાથ્યો, પછી ગોવર્ધન તોળ્યો અને અનેક અસૂરોનો સંહાર કર્યો. એવા એવા ચરિત્રોનો ભાવ તો એ સ્વરૂપમાં ઈશ્વરી તત્ત્વનું આરોપણ કરીએ તો જ ઘટી શકે અને ત્યારે જ એવું બાલ-સ્વરૂપ પણ અવસ્થાના ભાવથી પર જણાય. બાલ ડુંગરભક્તના જીવનમાં પણ આવા ચમત્કારી દિવ્ય ચરિત્રો દેખાવા લાગ્યા.

કુંટુંબમાં બહેનોમાં લગ્ન પ્રસંગે આનંદ મંગળ વર્તતા હતા. તે સમયે પોણા બે વર્ષના આ બાળકે માંદગી ગ્રહણ કરી. પોતાના માતાપિતાને લાડ લડાવવા અને તેમના મનોરથ પુરા કરવા, આવા આવા ચરિત્રો આદરી સેવાનો અવકાશ આપતા બાલ ભક્ત ડુંગર તો શ્રીજી મહારાજની સાથે અખંડ સંલગ્ન જ હતા. સિદ્ધ અને યોગીન્દ્ર બાલ ભક્ત આ માંદગી ગ્રહણ કરી પારણામાં પોઢી અને આ સ્થિતિમાં નાડી પ્રાણ સંકેલી સમાધિ અવસ્થામાં મહારાજની મૂર્તિનું સુખ લેતા હતા. તેમની આવી શબવત્ અવસ્થા જોઇ. માતાને એકદમ આઘાત લાગ્યો. આવી અચાનક રીતે બાળકે દેહત્યાગ કર્યો તેના શોકમાં લગ્નનો મંગલ પ્રસંગ સૌ વીસરી ગયા. છતાં સૌને ધીરજ રહે એટલા માટે, બાળકને ધીરેથી પારણામાંથી ઉપાડી,

વસ્ત્ર ઢાંકી, કુટુંબી ધુળાભાઈના પાસેના જ ઘરમાં, જાણે અખંડ નિદ્રામાં પોઢ્યા છે, એમ ધારી સુતારી ધબકતે હૈયે લગ્નનો પ્રસંગ ઉકેલી દીધો. પછી બાળકની અંત વિધિ કરવા ધુળાભાઈના ઘરમાં સૌ ગયા અને જોયું તો વસ્ત્ર નાંખી બાલ ભક્ત ડુંગર દિવ્ય સ્મિત ધારી રમતા હતા. તેમના બાલ શરીરની બાજુમાં સૌમ્ય તેજનાં વર્તુલો સૌને દેખાયા. સંધ્યા સમયે વીજળીના જેવા અતિ અપાર પરંતુ શીતલ તેજનાં સૌને દર્શન થયા! હર્ષઘેલી માતાએ તુરત જ દોડીને બાળકને ઊંચકી લીધું અને છાતી સરસા ચાંપી પ્રેમનો વર્ષાદ વર્ષાવ્યો. દિવ્ય ચરિત્રોની પરંપરા આ જ પ્રસંગથી શરુ થઇ છે તે મર્મ મથુરભાઇ સમજી ગયા. ઐશ્વર્ય સંપન્ન અને અનાદિ સિદ્ધ સ્થિતિએ યુક્ત આ બાળક ભક્ત અનાદિ મૂળ અક્ષર મૂર્તિ સ્વામી શ્રી ગુણાતીતાનંદ સ્વામી તથા શુક સ્વામીના વચનો જરૂર સિદ્ધ કરશે એવી પ્રતીતિ તેમને તથા સર્વ કુટુંબીજનોને આ પ્રસંગથી થઇ.

ત્યાર બાદ થોડા વર્ષે માતા આ બાળકને લાડ લડાવી, પોતાના સર્વ મનોરથ પુરા કરી, તેમના સંબંધથી જ શ્રીજી મહારાજની મૂર્તિનું અખંડ અને અવિચલ સુખ, છતી દેહે જ પ્રાપ્ત થયું છે એમ સમજી પૂર્ણકામ થઇ, ધામમાં બિરાજી ગયા. બાલ ભક્ત ડુંગરભાઇને હવે પિતાનો જ સહારો રહ્યો. આ બાળક ભક્ત માતાનું પુરું સુખ નથી પામ્યા અને વળી સૌથી નાના હતા એટલે પિતાએ પણ તેમના ઉપર વાત્સલ્યનું અમી વર્ષાવ્યું. પિતાનું સંપૂર્ણ સુખ અને લાડ બાળક ભક્ત ડુંગરભાઇ પામ્યા.

બાલકાળથી જ ડુંગરભાઇની પ્રકૃતિ જગતથી ઉદાસીન અને શ્રી હરિમાં પ્રીતિએ યુક્ત હતી. પોતાના બાળ સખાઓ સાથે રમતમાં પણ તેઓ શ્રી હરિની ભક્તિનો જ ઉપદેશ કરતાં. વળી મંદિરે દર્શન કરવા જવું, સંતોનો સમાગમ કરવો, સેવા કરવી, કથા વાર્તા સાંભળવી એ તેમનો નિત્યક્રમ થઇ ગયો હતો. પોતાની સાથેના

બાળકો જ્યારે રમતમાં હળ, કરબડી, વગેરે બનાવે ત્યારે બાલભક્ત ડુંગરભાઇ માટીનાં મંદિરો બનાવે, તેમાં ઠાકોરજીની મૂર્તિ પધરાવે, થાળ કરે, અન્નકૂટ કરે, આરતી કરે. આમ તેમની દરેક ક્રિયા ઠાકોરજીના અનુસંધાનવાળીજ થતી. આવા અપૂર્વ ભક્તિભાવના અંકુરો આટલી નાની વયમાં તેમનામાં જોઇ સૌને થતું, 'આ તો કોઈ પૂર્વના યોગભ્રષ્ટ કે મુક્તાત્મા છે, નહિ તો આટલી નાની વયમાં આવી ક્રિયા હોય નહિ.' શ્રીજી મહારાજના અખંડ સંબંધનું અનુસંધાન તેમને હતું જ. વળી તપ, વ્રત, ધર્મ, અને ભક્તિનિષ્ઠાનો અપૂર્વ વેગ પણ તેમનામાં સૌને દેખાતો.

ડુંગર ભક્ત જ્યારે છ વર્ષના હતા ત્યારે કુટુંબમાં લગ્ન પ્રસંગે મોટાભાઇ સાથે કરમસદ ગયા. ધર્મજથી જાન આવી હતી જાનના માણસોને મંદિરમાં ઉતારો આપ્યો હતો. ડુંગરભક્તને તો આ ફાવી ગયું. લગ્ન પ્રસંગે જે રીતે ઉજવાતો હોય તે ઉજવાવા લાગ્યો. ડુંગરભક્ત તો મંદિરમાં સેવામાં લાગી ગયા. લગ્નને દિવસે એકાદશી હતી એટલે પોતે ઉપવાસ કર્યો. મોટાભાઈને ખબર પડી એટલે તેમણે ઉપવાસ છોડી દેવા ઘણું સમજાવ્યું પરંતુ પોતે તેમને કહ્યું "મેં શાસ્ત્રમાંથી સાંભળ્યું છે કે એકાદશીને દિવસે અન્ન ખાવું તે માંસ અને મદિરાના આહાર બરોબર છે માટે હું તો નહિ જ જમું." પરંતુ મોટાભાઈએ પોતાનો આગ્રહ ન છોડ્યો. ધીરે ધીરે જાનમાં આવનાર લગભગ દરેકે આવી તેમને સમજાવ્યા પણ પોતે કોઇનું માન્યું નહિ. બપોર સુધીમાં તો લગ્ન પ્રસંગે ભેગા થએલા લગભગ ૪૦૦ કુટુંબીઓ એક પછી એક તેમને સમજાવવા આવ્યા પરંતુ તેમણે તો એક જ રઢ લીધી 'એકાદશીને દિવસે અનાજ ન જ ખવાય.' આથી આખા ધર્મજના લોકો આ બાલ ભક્તરાજનાં દર્શને આવ્યા. છ વર્ષના આ નાના બાળકને આવા લગ્ન પ્રસંગમાં રમવું, જમવું અને આનંદ કરવો એ છોડીને અવુ અડગ મન રાખી તપ કરતા જોઇને દરેકને થયું કે, 'સાક્ષાત ધ્રુવજી તો ફરી તપ કરવા આવ્યા નહિ હોય ને?' છેવટે એ બાળક તરફના અતિશય પ્રેમને

લઇને સૌએ હઠાગ્રહ છોડી દીધો. પછી આણંદથી બરફી, પેંડા મંગાવી ફરાળ કરાવ્યું. તેમની સાથે આવેલ નાથાભાઈનાં બાપે આથી રમુજ કરતા કહ્યું, 'મને આવી ખબર હોત તો હું પણ એકાદશી કરત.' આમ આ બાલભક્તની અડગ ટેક અને ધર્મ પાળવાની દઢ શ્રદ્ધાથી સૌને ધર્મવાળાનો ભાર પડી ગયો.

ઘેર આવીને મોટાભાઇએ આ વાત પિતાશ્રીને કરી ત્યારે ધોરીભાઇને ડુંગરભાઇ ઉપર વિશેષ પ્રીતિ થઇ અને જાણે કોઇ અવતારી પુરુષ જ પોતાને ત્યાં ન પધાર્યા હોય એવા દિવ્ય ભાવનાં તેમનામાં દર્શન કરી પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. રાત્રીની નીરવ શાંતિમાં પોતાની પાસે બેસી રામાયણ, મહાભારત તથા ભાગવતની કથા એક ધ્યાને સાંભળતા આ બાળકમાં એકલવ્યની ભક્તિનિષ્ઠાનું દર્શન તેમને થતુ. કથા સાંભળીને ચેષ્ટા કરીને જ પોતે રોજ સૂતા.

એક દિવસ પોતે પિતાશ્રી પાસે સૂતા હતા. લગભગ બાર વાગે ધોરીભાઇ, ખેતરમાં તમાકુ કરી હતી એટલે, વાસો રહેવા ડુંગરભાઇને સુવારીને ગયા. થોડીવારે ડુંગરભાઈ જાગી ગયા અને જોયું તો પાસેની પથારી ખાલી હતી. પિતાશ્રી ખેતરે ગયા હશે એમ જાણી પોતે પણ હાથમાં રાણની ગેડી લઈ ઘેરથી નીકળી પડયા. રસ્તામાં ઠેડની તળખી તથા ફકીરનો તકિયો હતો ત્યાં ભૂત થતું એવી માન્યતા હતી. પરંતુ ડુંગરભકત તો 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' નામ લેતા ખેતરે પહોંચી ગયા. આટલી મધરાતે આ બાળકને એકલા આવેલા જોઇ ધોરીભાઇને તથા ખેતરમાં કામ કરતાં તમામને આશ્ચર્ય થયું અને તુરત જ ધોરીભાઇએ બાળકને તેડી છાતી સરસા દાબી પૂછયું 'ભાઇ! આટલી રાતે એકલા આવ્યા તે બીક ન લાગી?' ત્યારે તેમણે કહ્યું, 'તમે કહ્યું હતું કે જે 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' નામ લેતા ચાલે છે તેની ભેળા મહારાજ પણ આવે છે અને તેની રક્ષા કરે છે એટલે હું તો મહારાજને ભેળા લઇને આવ્યો છું. ભૂત આવ્યું હોત તો આ લાકડીથી મારીને નસાડી મૂકત.' તેમની આવી મિષ્ટ, નિર્દોષ છતાં જ્ઞાન

ભરપુર અને બળની વાતો સાંભળી, ધોરીભાઇ તો ગદ્ગદ્ થઇ ગયા અને વિચારવા લાગ્યા કે આ બાળસ્વરૂપમાં કોઇ અવતારી વિભૂતિ સ્વરૂપ તો નહિ હોય !' પોતાના મનનાં ભાવો દબાવીને તેમણે ડુંગરભાઈને ત્યાં સુવારી દીધા

આવી રીતે અનેક આશ્ચર્ય અને ઐશ્વર્યના મૂળ સમા આ બાળ-ભક્તની લીલાનાં દર્શનથી, તેમના પ્રસંગમાં આવનાર સર્વ કોઇને, જેમ ગોકુળની ગોપીઓના, બાળકૃષ્ણનાં દર્શન થતાંજ, ઇન્દ્રયો અંતઃકરણ ખેંચાઇ જતાં અને કોઇને કોઇ બહાને શ્રીકૃષ્ણનાં દર્શન વિના રહી શકતી જ નહિ, તેમ મહેળાવની ગ્રામજનતા પણ, આ બાળકના, રસ્તામાં, ખેતરમાં, ઘરમાં કે ગમે ત્યાં, દર્શન થતાં ત્યારે પોતાનું ભાન ભૂલી એકી નજરે આ બાળક તરફ જ જોઈ રહેતી. ડુંગરભક્ત પણ જાણે સૌને પોતાનો સંબંધ પમાડવા અને આનંદ આપવા જ પધાર્યા હોય, એમ દરેકને ઘેર જઇ ખબર અંતર પૂછે અને શ્રીજી મહારાજની લીલા ચરિત્રની વાતો કરે. રામાયણ, મહાભારત, ભાગવત કે શ્રીજી મહારાજની લીલા ચરિત્રની વાતો તેમની પાસેથી સાંભળી, જાણે તે તે યુગમાં જ જીવતા હોઇએ એવા તદ્રૂપપણાને પમાડનારી આ બાલ ભક્તની બુદ્ધિ જોઇને, જાણે સાક્ષાત્ બૃહસ્પતિ જ પધાર્યા હોય એમ એમના પ્રસંગોમાં આવનાર સર્વને થતું.

બાલ અવસ્થામાં પણ શ્રીજી મહારાજની શિક્ષાપત્રી જાણે જીવનમાં ઉતારી લીધી હોય તેમ व्यर्थः कालो न नेतव्यो भक्ति भगवतो विना। એક ક્ષણ પણ ભગવાનની ભક્તિ વિના કે નામ-સ્મરણ વિના નકામો ન જ જવા દેતા. બાલભક્ત ડુંગર પિતાની સાથે ખેતરે જતા ત્યારે તમાકુના ગડિયા વાળવાનું પિતા તેમને કહે ત્યારે પોતે કહેતા 'ભગવાનની વાતો કરો તો ગડિયા વાળું.' ધોરીભાઇ તેમની ભક્તિનિષ્ઠા અને શ્રી હરિની કથામાં પ્રીતિ જોઇને રામાયણ, મહાભારતમાંથી ઘણી વાતો કરતા અને

શ્રીજીનાં લીલા ચરિત્રો પણ કહેતા. આમ કામ કરતા એક ચિત્તે કથા સાંભળવાની ટેવ પાડનાર બાલભક્ત ડુંગરભાઇને ગિરધરકૃત રામાયણ તો લગભગ કંઠસ્થ થઇ ગયું હતું. આવી અપૂર્વ સ્મરણ-શક્તિ અને અપાર ભક્તિનિષ્ઠાના બળથી ડુંગરભક્ત, ધનુષ્યમાંથી રામનું બાણ જે વેગે છૂટે એટલા વેગે, પોતાની પ્રગતિ સાધી રહ્યા હતા. પોતાના બાલ દેહના પરમાણુંએ પરમાણુંમાં શ્રી હરિ પ્રત્યેનું ભક્તિ તત્ત્વ અનગળ પ્રવાહમાં નીગળતું, તેમના જીવનના દરેકે દરેક પ્રસંગે, સૌ કોઇને મૂર્તિમાન જણાતું.

બાલભક્ત ડુંગરભાઇની ભક્તિનો વેગ બહુ જ પ્રબળ હતો. સાત વર્ષની ઉંમરે પોતાના કુટુંબીઓ સાથે દર એકાદશીએ તથા પુનમે વરતાલ જવાનો નિયમ રાખ્યો. અહીં ઠાકોરજીના દર્શન કરી આચાર્ય શ્રી ભગવત્‌પ્રસાદજી મહારાજ તથા સદ્‌ગુરુ શ્રી અદ્‌ભુતાનંદ સ્વામી, પવિત્રાનંદ સ્વામી, વિજ્ઞાનાનંદ સ્વામી, ભૂમાનંદ સ્વામી, શ્વેતવૈકુંઠાનંદ સ્વામી, ઉદ્ધારાનંદ સ્વામી, ભક્તિપ્રિયાનંદ સ્વામી, નિષ્કામાનંદ સ્વામી, પ્રજ્ઞાનંદ સ્વામી વગેરે નંદ સાધુઓના આસને જાય, તેમને દંડવત્ કરે. તે સર્વે નંદ સાધુ પણ તેમની આવી અવિચલ નિષ્ઠા જોઇ તેમના ઉપર રાજી થઇને માથે હાથ પણ મૂકે. આ બાલભક્તના અહૂ સદા આ સંતો પાસે જ રહેતા. તેમનું ધ્યેય આવા વિદ્વાન અને સાધુતાએ યુક્ત સંતોની સેવા કરવી અને આશીર્વાદ પામવા, એ હતું. ઘેર જવા માટે તેમની શોધ કરવી પડતી અને છેવટે આ સંતોના આસન આગળ જ તેમની ભાળ લાગતી. આથી આટલી નાની ઉંમરમાં પણ વિદ્વત્તા અને સંતતાની પરીક્ષા કરતી ડુંગરભક્તની ચાણક્ય બુદ્ધિ જોઇ, તેમના કુટુંબીઓને પણ તેમના પ્રત્યે વિશેષ અને વિશેષ પ્રેમ થવા લાગ્યો !

કોઇ કોઇ વખત તો મંદિરમાં આવી, ઠાકોરજીનાં દર્શન કરી, મંદિરના ચોગાનમાં લહિઆએ લખેલા અને નકામા ગણી ફેંકી દાધેલાં વચનામૃત, ભક્તચિંતામણી કે બીજા એવા ગ્રંથના પાના પોતે હાથમાં

રાજે પોતાના એક પછી એક ગૂઢકાર્યની પૂર્ણાહૂતિ કરી, જે હેતુ માટે પોતાનો અવતાર હતો, તે હેતુ સિદ્ધ કરવા ગૃહત્યાગના નિશ્ચિત સમયની રાહ જોવા લાગ્યા, તેજ પ્રમાણે બાલ ડુંગરભક્ત પણ મહાભિનિષ્ક્રમણના સમયની રાહ જોવા લાગ્યા.

તેમના આવા ગુણોથી આકર્ષાઈ તેઓ જ્યારે જ્યારે સવારે નિશાળે જતા અને સાંજે નિશાળેથી પાછા ઘેર જતા, ત્યારે ત્યાંના પટેલ રાવજીભાઈ તેમના સામું જોઈજ રહેતા. રાવજીભાઈ સ્થિતિસંપન્ન હતા પરંતુ સંતાન નહોતું. એટલે ડુંગરભક્તને જ્યારે જ્યારે તેઓ જોતા ત્યારે નિશ્વાસ નાંખતા મનમાં વિચાર થતો કે 'જો આવો દીકરો ઘેર હોય તો સંપત્તિ શોભે' તેથી કેટલીક વાર ડુંગરભાઈને ઘેર બોલાવી પોતે પૂછતા 'ડુંગર! મારે ત્યાં રહીશ ? મારે ત્યાં રહે તો પેટલાદની અગ્રેજી નિશાળમાં ભણવા મોકલું અને અગ્રેજી રાજ્યનો મોટો અમલદાર બનવું!' તેમની આ વાત સાંભળી ડુંગરભક્ત હસતા હસતા પણ ઉપેક્ષાએ સહિત કહેતા 'ઘણું ભણી ભણીને પણ નોકરી કરી પરતંત્ર રહેવાનું હોય તો એવું ભણતર શા કામનું ? મારે તો સાધુ થવું છે અને વિદ્વાન થઈ ઘણાને બ્રહ્મવિદ્યા ભણાવવી છે.' તેમના આ શબ્દો સાંભળીને રાવજીભાઈ સમજતાં કે 'આ છોકરો તો સંસારમાં રહે તેવો જણાતો નથી.'

એક દિવસ રાવજીભાઈના ત્રણ માળના મકાનમાં કાચનું ઝુંમર કયાં ગોઠવવું તેનો સૌ વિચાર કરતા હતા. તે વખતે ડુંગરભાઈ નિશાળે જતા હતા. આટલા બધા માણસો રાવજીભાઈને ઘેર ભેગા થયા છે તે જોઈ પોતે પણ કુતૂહલથી ત્યાં ગયા. બધા ઝુંમરના વિચારમાં ગુંચવાયા હતા, એટલામાં ડુંગરભાઈ બોલ્યા 'ઝુંમર પહેલે માળે ગોઠવો તો સારું દેખાશે.' કેમ જાણે વાતનો તોડ આવી ગયો હોય તેમ સર્વને આ સૂચન યોગ્ય લાગ્યું અને ડુંગરભાઈ તરફ જોયું ત્યાં તો ડુંગરભાઈ હસતા હસતા દફતર બગલમાં નાંખી દોડતા નિશાળે ચાલી ગયા. ડુંગરભાઈ ઉપર અતિ પ્રેમ અને આસક્તિને

લઈને શ્રીજી મહારાજે રાવજીભાઈ ઉપર પ્રસન્ન થઈ તેમને સંતાન આપ્યું. તેનું નામ જેઠાભાઈ પાડયુ.

ડુંગરભક્તની કલાદૃષ્ટિ.

સં. ૧૯૩૨ ની સાલમાં મહેળાવમાં વૈષ્ણવોની હવેલી ચણાતી હતી. વૈષ્ણવાચાર્ય તે અરસામાં ત્યાં આવ્યા હતા. હવેલીનું કામ લગભગ પુરૂં થયું હતું તે વખતે ડુંગરભાઈ પોતાના બાલમિત્રો સાથે ત્યાં જોવા ગયા. આખી હવેલીનું સૂક્ષ્મ દ્રષ્ટિથી અવલોકન કરી પછી પોતે જેઠાભાઇ સુથારને કહ્યું, 'હવેલી તો સુંદર છે પણ ગોળ થાંભલા જો રવેશીમાં મૂકયા હોત તો શોભા સારી આવત.' નાના ડુંગરભાઈની આ સૂચનાથી જેઠાભાઈને આશ્ચર્ય થયું પણ સાથે સાથે એમ પણ લાગ્યું કે 'રવેશીમાં ગોળ થાંભલા મૂકયા હોત તો ખરેખર દીપત ખરુ.' ડુંગરભાઈની આ સૂચના તેમણે આચાર્યને કહી તેમણે પણ એ સૂચન સ્વીકારી લીધું. કળા કૌશલ્યના અદ્‌ભુત ખ્યાલને આ કિશોર વયનાં બાળકે પ્રદર્શીત કર્યો પણ તેની ગહનતા તે વખતે કોને સમજાય ? પરંતુ રુદ્રમાળ જેવા સારંગપુર, બોચાસણ અને દેલવાડાના દેરાની પણ કળાકૌશલ્યને ભૂલાવે તેવા સંગેમરમરના અદ્‌ભુત અને આલીશાન ગઢપુર, ગોંડળ અને અટલાદરાના મંદિરો, એ નાનકડા દેહની વિશાળતામાંથી જ્યારે પ્રગટયા ત્યારે જ સૌને તેમનું યથાર્થ સ્વરૂપ ઓળખાયું.

એવું જ અલૌકિક સૂચન આ બાળભક્તે મહેળાવ મંદિરમાં ઠાકોરજીના કાષ્ટના સિંહાસન માટે કર્યું. આ સિંહાસન કરતી વખતે ડુંગરભાઇએ સુથારને વરતાલના સભામંડપમાં જે સિંહાસન છે તે પ્રમાણેનું જ કરવાનું કહ્યું અને તે પ્રમાણે જ એ સિંહાસન બનાવ્યું. આવી સૂક્ષ્મ અવલોકન શક્તિ આ બાળભક્તમાં જણાતી હતી તેથી જ તેમનામાં પારમેશ્વરી તત્ત્વના આવિર્ભાવનું સૌને દર્શન થતું હતું.

તે જ સાલમાં શ્રાવણ શુદ ૧૫ ના દિવસે ગામના સર્વે સત્સંગી તથા પોતાના કુટુંબના હરિજનો સાથે વરતાલ જઈ ઠાકોરજીનાં

કર્યા અને પછી આચાર્ય શ્રી ભગવત પ્રસાદજી મહારાજના
કર્યા, તેમનાં ચરણમા શ્રીફળ તથા ગુરુમંત્રના આઠ આના
ગુરુમંત્ર લીધો અને આશીર્વાદ લઇ ઘેર આવ્યા. તે અરસામાં
ગાં કરમસદના બ્રાહ્મણ ગિરધરકૃત રામાયણની કથા વાંચતા હતા
સાંભળવા ડુંગરભક્ત જતા. પિતા પસે આ કથા સાંભળી
તી અને ફરી આ વખતે સાંભળી એટલે આખું ગિરધરકૃત રામાયણ
મને કંઠસ્થ થઈ ગયું.

તે જ વર્ષ પોતે કાંઇક કામ પ્રસંગે ઉમોલ ગયા. બીજે દિવસે
એકાદશી હતી એટલે તેમણે ઉપવાસ કર્યો તેથી ગામના ઘણા ભાવિક
ભક્તોને, તેમની આટલી નાની ઉંમરમાં આવી મુમુક્ષુતા અને ધર્મ-
પરાયણતા જોઇ, આશ્ચર્ય થયું. તે ગામમાં હરિદાસ નામે ૧૪૦ વર્ષના
એક રામાનંદી સાધુ રહેતા હતા; તેમણે જ્યારે આ જાણ્યું ત્યારે
ડુંગરભક્તના દર્શને આવ્યા અને બહુજ રાજી થઇ આશીર્વાદ આપ્યા
અને કહ્યું 'આગે બડે બડે મહાત્માઓકા ભી ગુરુ હોગા.'

* * *

મહાભારતની કથા કરી.

સંવત ૧૯૩૩ની સાલના અધિક જેઠ માસમાં ગામના હરિ-
ભકતોએ પીજના રણછોડ શાસ્ત્રીને તેડાવીને તેમની
પાસે મંદિરમાં મહાભારતના વૈરાટ પર્વ, ઉદ્યોગ
પર્વ તથા ભીષ્મ પર્વની કથા કરાવી. તે કથા પણ
ડુંગરભકતે સાંભળી કંઠાગ્ર કરી લીધી. આમ કથાવાર્તાનું જ વ્યસન
પોતે પાડી દીધું. વળી મહાભારત, રામાયણ અને ભાગવત જેવા
સત્શાસ્ત્રોના આધારે વાતો કરી ગામના કેટલાક નવાને પણ પોતે
સત્સંગી કર્યા.

સ્વામિનારાયણ સંપ્રદાયની સર્વોપરીતા ઘણાને આ ના[illegible]
બાલભક્તના વ્યક્તિત્વમાં જ જણાતી. આટલી નાનીં વય[illegible]
કથાવાર્તાના તીવ્ર આસક્તિ, બુદ્ધિમાં બેસી જાય એવા શાસ્ત્રોના સચે[illegible]
દૃષ્ટાંતોથી વાતો કરવાની અદ્ભુત શૈલિ અને ભક્તિરસના અ[illegible]

ભાવો તેમનામાં નિહાળી, સ્વામિનારાયણ સંપ્રદાયની વિશિષ્ટતા સૌને સમજાતી.

થોડા દિવસો પછી ગામમાં વમોનો એક બ્રાહ્મણ આવ્યો અને માણ વગાડી ભારતની કથા શરૂ કરી. તે સર્વ કથા પણ ડુંગરભાઈએ સાંભળી અને ભારત અધુરું હતુ તે પણ કંઠાગ્ર પુરુ થયું. આ દરમ્યાન આ બ્રાહ્મણને મંદવાડ થયો અને એક માસ કથા બંધ રહી. અસાધ્ય રોગને લઇને બ્રાહ્મણ તો દેહ મૂકી ગયો અને કથા અધુરી રહી એટલે બાલભક્ત ડુંગરભાઇની અપૂર્વ સ્મરણશક્તિ અને કવચિત્ અલૌકિક આશ્ચર્ય બતાવતા જોઇ, ગામના લોકોએ તથા હરિભક્તોએ આગ્રહ કર્યો કે 'આ ભારતની કથા તમે પુરી કરો.' આથી ભારતની કથા, ચોરા આગળ પીપળાનો ઓટો છે ત્યાં બેસીને પોતાના કાકાના દીકરા હરખજીભાઇને સાથે રાખી એક તાંબાનો ઘડો મંગાવી, માણ વગાડી ભટજીની અદાથી એક માસ સુધી કરી અને આમ જનતાને રંજન કરી દીધી. એક વખતના કથાશ્રવણથી જ આબેહૂબ ભટજીના જેવી જડઝમક સાથે આ બાળકની કથા કરવાની અલૌકિક શક્તિથી સૌને અતિ આશ્ચર્ય થયું. આ પ્રસંગ પછી બાલભક્ત ડુંગરભાઇ 'ભગત' સંજ્ઞાથી ગામમાં ઓળખાવા લાગ્યા અને સહુની પ્રશંસાને પાત્ર થયા. ગામમાં સર્વ કોઇને ડુંગરભક્તને જોતાં જ અતિશય પ્રેમ થવા લાગ્યો.

ગામમાં બાલભક્ત ડુંગરભાઇની ભક્ત તરીકેની વધતી જતી પ્રતિષ્ઠાથી મંદિરમાં પણ જૂનાગઢ, ગઢડાના મોટા મોટા સાધુ આવતા ત્યારે બાલભક્ત ડુંગરભાઇને પ્રથમ હરોળમાં જ બેસારતા. આ બાળકની નાની અવસ્થા હોવા છતાં કોઇ તેમની ઉપેક્ષા કરી શકતું નહિ. આ બાળક ભક્તમાં મહાન ઇશ્વરી તત્ત્વના આવિર્ભાવની સૌને ઝાંખી થતી. મંદિરમાં આવતા સાધુઓ પણ, તેમની કથાવાર્તા સાંભળવાની તીવ્ર જીજ્ઞાસા અને એકાગ્રવૃત્તિથી, પ્રસન્ન થઇ, તેમની પાસે શ્રીજી મહારાજની લીલા, પરચા તથા ચમત્કારની વાતો

કરતા. આ તમામ વાતો ડુંગરભક્તની સ્મૃતિપટ ઉપર તુરત જ અંકિત થઇ જતી. આ સાધુઓ મંદિરમાં ન હોય ત્યારે બાળ ડુંગરભક્ત હરિભકતો આગળ સવાર સાંજ શ્રીજી મહારાજની લીલાની વાતો કરતા તેથી જાણે મોટા સંત જ વાતો કરે છે એવો સૌ હરિભક્તોને ભાવ થતો.

એ અરસામાં ખુશાલ જોરાભાઇ તથા મહેળાવના બીજા હરિભકતોએ આચાર્ય શ્રી ભગવતપ્રસાદજી મહારાજ તથા સંતોને મહેળાવ તેડાવ્યા. બાળ ડુંગરભક્તને તો આનંદનો પ્રસંગ આવ્યો. સવાર સાંજ મંદિરે આવે, મહારાજ તથા સૌ સંતોને પગે લાગે અને શાંત ચિત્તે વાતો સાંભળે. કોઠા બોરની ઋતુ હોવાથી, એવા બોર વીણી સાફ કરી ધોઈ મહારાજ પાસે જઈ તેમણે એક વખત ભેટ ધરી એટલે મહારાજ તેમના ભક્તિભાવથી બહુ જ રાજી થયા અને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા. મહારાજ તથા સંતો બે દિવસ મહેળાવમાં રહ્યા તે દરમ્યાન તેમની સેવા અને સમાગમના વેગથી મહારાજની અને મોટા મોટા સંતોની તેમના ઉપર દૃષ્ટિ પડી ગઇ. આમ બાલકાળથી જ મોટા પુરુષની સેવા, સમાગમ અને ઠાકોરજીની પણ અનન્ય નિષ્ઠા, પૂજા, ભક્તિ વગેરેથી આ બાલભક્તમાં દિવ્યભાવની દષ્ટિ હરિભકતોને થઇ ગઇ।

બાલ ભકત ડુંગરભાઇને હવે દર્શન, સેવા અને સમાગમ એ જ મુખ્ય અંગ થઇ ગયું. મોટા સંતોની તો તેમના ઉપર દૃષ્ટિ હતીજ. આથી હવે જ્યારે જ્યારે તેઓ વરતાલ દર્શને જતા ત્યારે આચાર્ય મહારાજ તથા સંતો તેમને બોલાવી, પાસે બેસારી, મહારાજની લીલાની વાતો સંભળાવતા. વળી અદ્‌ભુતાનંદ સ્વામી પાસે તો જવાનો તેમને નિયમ જ હતો. તેમના દર્શને જાય ત્યારે કેરીઓ, સીતાફળ, શાક વગેરે લઇ જાય. તેમની ગુરુભાવે અતિ સેવા કરતા. અદ્‌ભુતાનંદ સ્વામી પણ તેમનામાં અપૂર્વ મુમુક્ષુતા જોઇ ત્યાગ વૈરાગ્યની અદ્‌ભુત વાતો કરતા. જેવા સ્વામી અદ્‌ભુત તેવી તેમની વાતો પણ અદ્‌ભુત અને

તેવો જ આ બાલભકતનો ભાવ પણ અદ્ભુત ! આ અદ્ભુતતાના ત્રિવેણી સંગમમાંથી ભવિષ્યમાં એક મહાન અદ્ભુત પુરુષ પ્રગટશે એવો તો એ વખતના તપમૂર્તિ બાલ ડુંગર ભકતને જોઇને કોને ખ્યાલ આવે? એવી સર્વ વિશિષ્ટતાન પોતામાં સમાવી, સામાન્ય બાળકના જેવી ક્રિયા કરતા ડુંગરભકત એક વિશિષ્ટ ભકત તરીકે સૌના આકર્ષણનું કેન્દ્ર બન્યા.

*　　　*　　　*

અંતરથી સાધુ થા

સં. ૧૯૩૫ના શ્રાવણ વદી ૮ને દિવસે શ્રી વિહારિલાલ મહારાજને ગાદી સોંપી આચાર્ય પદવિ ધારણ કરાવી, આચાર્યશ્રી ભગવતપ્રસાદજી મહારાજ શ્રાવણ વદી ૧૦ ના દિવસે અક્ષર નિવાસી થયા. તેમના શ્રાદ્ધ પ્રસંગે મહેળાવથી હરિભકતો વરતાલ ગયા, તેમની સાથે ડુંગરભકત પણ વરતાલ ગયા અને આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજના દર્શન કર્યા. આ પ્રસંગે સભામાં સદ્ગુરુ ભૂમાનંદ સ્વામી તથા આત્માનંદ બ્રહ્મચારીએ ઘણીજ વાતો કરી તે તેમણે સાંભળી અને અત્યંત આનંદ થયો.

બીજે દિવસે ભંડારમાં જમીને પોતે સભામંડપમાંથી આવતા હતા ત્યાં કોઠારી બહેચર ભગત (પાછળથી સ્વામી મહાપુરુષદાસજી) તેમને સામા મળ્યા. ડુંગરભક્તની બાળગણવેશમાં પણ અપ્રતિમ પ્રતિભા જોઇ બેચર ભગત એકદમ ઉભા રહ્યા અને ડુંગરભક્તનો ખભો પકડી પૂછયું 'છોકરા ક્યાં રહો છો?' એટલે ડુંગરભકતે કહ્યું કે, 'મહેળાવ.' ફરી બેચર ભગતે પૂછ્યુ 'મથુરાનો ભાઇ છો?' એટલે તેમણે કહ્યું 'હા.' આ ભક્તના આવા સરળ અને નીડર જવાબથી બેચર ભગતને તેના તરફ ઘણો જ ભાવ થયો. આવો સેવક હોય તો કોઠારમાં મદદરૂપ થઇ પડે. એ વિચારથી તેમણે તેમને કહ્યું, 'મારી સાથે રહેવું છે?' એટલે ડુંગરભક્ત ચમક્યા. કોઇ પણ પ્રલોભનમાં ન ફસાતા પોતાનું નિશાન–સાધુ થવાનું–તે તેઓ દૃઢતાપૂર્વક સાચવતા. એટલે તુરત જ તેમણે કહી દીધું 'મારે

તો સાધુ થવું છે, પણ પાર્ષદ સાથે રહેવું નથી.' આવો સ્પષ્ટ જવાબ સાંભળી કોઠારી ખીજાયા. બગલાની પાંખ જેવા સફેદ પાટલીબંધ ધોતિયા ઉપર સફેદ કેડિયું અને માથે સફેદ રૂમાલ બાંધેલ ઉપરથી રજોગુણી જેવા જણાતા કોઠારીએ આ બાલભક્તને કહ્યું 'અંતરથી સાધુ થા.' ખૂબજ દૃઢતા અને નીડરતાપૂર્વક બાલભક્તે જવાબ આપ્યો 'તમે અંતરથી સાધુ થાઓ. મને તો એવા સાધુ મળશે ત્યારે સહેજે થવાશે.' કોઠારી તો બાલભક્ત ડુંગરભાઈના આ શબ્દોથી સ્તબ્ધ થઈ ગયા! બાલભક્ત ડુંગરભાઇ એટલું કહીને ત્યાંથી ચાલી નીકળ્યા.

* * *

## ત્યાગી થવાનો સંકલ્પ

સં. ૧૯૩૬ ની સાલમાં આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજને મહેળાવના સત્સંગીઓએ તેડાવ્યા એટલે તેઓ પ્રભુપ્રસાદજી તથા બીજા સાધુ બ્રહ્મચારી મળી પચાસ સંતો તથા હરિભક્તોને લઈ મહેળાવ પધાર્યા. શ્રીજી મહારાજ અને સ્વામી તથા મોટા સંતોના પાદસ્પર્શથી પુનિત બનેલી આ ભૂમિ સત્સંગના અંતરંગ રંગથી રંગાએલી હતી. એટલે અહીં આવા પ્રસંગો વારંવાર યોજાતા. આ વખતે પણ બાલ ડુંગરભક્તે આચાર્ય મહારાજની ખૂબ જ સેવા કરી. મહારાજને પણ, તેમનામાં ઘણું જ હેત થયું. આમ સંતોના સમાગમથી અને તીવ્ર વૈરાગ્યના વેગથી ડુંગરભક્તે ત્યાગી થવાનો દૃઢ નિશ્ચય કરી લીધો. પરંતુ એવી અનુકૂળતા જ્યાં સુધી ન થાય ત્યાં સુધી ઘેર રહીને કથાવાર્તા કરવી તેમ નક્કી કર્યું. આમ ગામમાં ઘણાને શાસ્ત્રપુરાણની અનેક વાતો કરી, શ્રીજી મહારાજ ભગવાન છે, એવી પ્રતીતિ કરાવી, ઘણા નવા સત્સંગી કર્યા અને સત્સંગ ઘણો વધાર્યો.

જગત તરફ સદા ઉદાસિન ભાવે વર્તતા આ બાલ ડુંગરભક્તને કુટુંબ, સગાસંબંધિ એક બાળ જેવા જણાવા લાગ્યા. કોઈ પ્રકારે આ સંબંધમાંથી છૂટી જવાય અને ભગવાનના સંબંધને

પામેલા કોઇ વિદ્વાન સાધુના યોગમા જઈને રહેવાય એવી તીવ્ર જીજ્ઞાસાથી, ઘર તથા કુટુંબી પ્રત્યેનું બંધન ધીરે ધીરે તેઓ તોડવા લાગ્યા. આ સ્નેહના છોડને જડતાથી ઉખેડી નાખવો તેના કરતા તેને પાંગરતો બંધ કરવાનો ઉપાય તેઓ શોધવા લાગ્યા. હવે પૂનમે વરતાલ જતા તો ત્યાં તેમનો બે ત્રણ દિવસનો મુકામ રહેતો. તેમના કુટુંબીઓને તો કોઈ પણ પ્રકારે તેઓ રાજી રહે અને કુટુંબનું બંધન ન તોડે એવો ભાવ રહેતો એટલે તેઓ તેમની કોઇપણ ક્રિયામા વિક્ષેપ ન નાખતા. પરંતુ ધીરે ધીરે જ્યારે વરતાલ જવાનુ વધવા લાગ્યું અને ત્યાં સાધુઓના આસને અડ્ડા લગાવી રહેવાનુ પણ બાલ ડુંગરભકતે વધાર્યું, ત્યારે તો પિતાશ્રી તથા કાકાઓને ચિંતા થવા લાગી અને બીક પણ લાગી કે રખે હવે ડુંગર વરતાલ જ રહે ! તેમની આ માનસિક ચિંતા સાચી ઠરવાની જ હતી. બાલ ડુંગરભક્ત તો તેમની દૈનિક ક્રિયા પૂજા, સેવા, કથાવાર્તા અને દર્શનમા, પોતાનુ ડુંગરભાઇ તરીકેનુ અસ્તિત્વ જ ભૂલી જતા અને મહારાજની મૂર્તિમા લીન થઇ જતા. બૃહદ્ વૈરાગ્યને સ્પર્શતી તેમની આ અભિરુચિ બ્રહ્મના સંબંધ સાથે સુસંગત હતી. આવા પારલૌકિક લક્ષણોનો વિકાસ આ બાલભક્તમા થતો જોઇને, પિતા ભાઇઓ તથા બીજા સંબંધીઓને લાગ્યું કે, 'આ બાળક હવે ઝાઝો સમય ઘરમાં રહેશે નહિ.' સંસાર સુખના અનેક પ્રલોભનો અને ત્યાગી જીવનમાં રહેલા કષ્ટો અને આપત્તિઓનું દિગ્દર્શન ઘણીવાર તેમની પાસે થતું, પરંતુ સ્વામી કાર્તિકની પેઠે તીવ્ર વૈરાગ્યના અનુસંધાનથી તેમના મનની વૃત્તિ બીજે જઇ શકતી જ નહિ. આ મનોદશામા હવે ફક્ત સાચા બ્રહ્મદર્શી અને વિદ્વાન સદ્‌ગુરુની શોધ, એટલુ જ ગૃહત્યાગની ઘડીમા વિલંબરૂપ હતુ.

× × ×

**સ્વામી વિજ્ઞાનાનંદજીના યોગમાં.**

સં. ૧૯૩૭ના ચૈત્રી સમૈયા ઉપર સંતોના મંડળ વરતાલ આવવા લાગ્યા. સુરતથી વિદ્વાન સંતવર્ય સ્વામી શ્રી વિજ્ઞાનાનંદજી પણ પોતાના મંડળ સાથે સમૈયા ઉપર પધાર્યા. આ નંદ પંક્તિના સંત શ્રીજી મહારાજ ભેગા ૧૨ વર્ષ રહ્યા હતા અને તમામ શાસ્ત્રોના ઊંડા

અભ્યાસી, વિદ્વાન તથા સંગીતજ્ઞ હતા. શ્રીજીમહારાજ ભેગા રહીને મહારાજના હૃદગત અભિપ્રાયના જાણનારા અને ધર્મજ્ઞાનાદિક શુભ ગુણોથી સંપન્ન, આ સંતવર્ય, શ્રીજીમહારાજે સ્થાપેલ ભાગવત અથવા એકાંતિક ધર્મના, સ્થાનભૂત હોઈ સત્સંગની શોભારૂપ હતા.

બાલભક્ત ડુંગરભાઈ આ પ્રસંગની જ રાહ જોઈ રહ્યા હતા. શ્રીજીમહારાજના શુભ જન્મદિન ચૈત્ર શુદ ૯ થી શરુ થતો આ સમૈયો વિદ્વત્તા અને બ્રહ્મ સ્થિતિવાળા સંતની પ્રતીક્ષા કરતા બાલભક્ત ડુંગરભાઇ માટે મહોત્સવ સમો બની ગયો. પિતાને તથા ભાઇઓને તો વિષમ પળ આવી ગઈ હોય એમ ધ્રાસ્કો પડ્યો. પરંતુ અતિશય સ્નેહથી ઉછરેલ કુમળા છોડને દબાવવાથી કરમાશે, એ ખ્યાલથી કેવળ તેમની પ્રવૃત્તિનું નિરીક્ષણ કરવાનું હમણાં તો તેમણે વિચારી રાખ્યું. બાલભક્તને સમયામાં જવાની રજા મળી ગઈ. ગાયના ધણથી છૂટુ પડેલુ વાછરુ જેટલી ત્વરાથી પોતાની માને ભેટવા જાય, એટલી જ ત્વરાથી બાલભક્ત ડુંગર વરતાલની વાટે દોડ્યા અને માતાના સ્નેહરૂપ સત્સંગ મહોદધિમાં સમાઈ ગયા !

વરતાલના સંતોનો તો ડુંગરભકતે પરિચય કરી લીધો હતો. વળી વરતાલમા આવતા દેશાંતરના સંતમંડળનો પરિચય પણ, વરતાલ જઇ અથવા મહેળાવ તેઓ આવતા, ત્યારે સમાગમ કરી, સાધી લીધો હતો. પરંતુ ધર્મ, જ્ઞાન, વરાગ્ય અને ભક્તિના અતિ તીવ્ર સંસ્કારોને વેગ આપે તેવા સદ્ગુરુના દર્શન હજુ સુધી તેમને કોઇનામા થયા ન હતા. આથી શ્રીજીના મળેલા હોય અને વિદ્વાન હોય તેવા નંદપંક્તિના સંતની શોધ માટે આ સત્સંગ મહોદધિમાં તેમણે ડુબકી મારી.

બાલ ડુંગરભક્તની ચપલતા તેમની પ્રવૃત્તિનું સૂક્ષ્મ અવલોકન કરનારને જરૂર દેખાઈ આવતી. આ સમૈયામાં પધારેલા મોટા મોટા લગભગ દરેક સદ્ગુરુના આસને, તેમની સેવા અને સમાગમ કરતા આ બાલભક્તરાજને જોઇને સૌને આશ્ચર્ય થતું કે એક જ દિવસમા

એકી સાથે આટલા સદ્ગુરુના આસને દેખાતા આ બાલભક્તે કેટલા સ્વરૂપ ધર્યો છે? અયોધ્યામા રામપ્રતાપભાઇને, મંદિરે મંદિરે દર્શન દેતા, ઘનસ્યામ મહારાજના ચરિત્રોની સ્મૃતિ, આ બાલભક્તરાજ ડુંગરભાઇના ચરિત્ર જોઇને થઈ આવતી. તેમને તો એક જ નિશાન હતુ. સમૈયો વિખરાયા પહેલા સાચા સદ્ગુરુની શોધ કરી લેવી અને તેમને શરણે જવુ. બીજો વિચાર કે બીજી પ્રવૃત્તિ તેમના આ વિચારમા વિક્ષેપરૂપ હતા. એટલે વિજળીની ત્વરાથી સંકલ્પ માત્રથી પણ જો અનેક રૂપ ધારી શકાય તો, તેવા રૂપ ધારીને પણ, એ કાર્ય કરી લેવુ. તેમના આ સંકલ્પથી જ કદાચ તેમના અનેક સ્વરૂપના દર્શન તેમનુ નિરીક્ષણ કરનારને થયા હશે.

પોતાના ધારી રાખેલ સાચા આદર્શની પ્રાપ્તિ તેમને સદ્ગુરુ સ્વામી શ્રી વિજ્ઞાનાનંદજીના આસને થઈ. આ વિદ્વાન સંતમાં તેમને શ્રીજીએ સિંચેલ દિવ્ય સંસ્કારોનુ દર્શન થયુ. આ સંત જ મારા આદર્શોને મૂર્તિમાન કરી શકશે, એમ ધારી મનોમન તેમને ગુરુ તરીકે સ્વીકારી લીધા. તેમને જોતા જ, સ્વામી શ્રી વિજ્ઞાનાનંદજીને પણ એવો જ ભાવ થયો કે, ' આ જો સાધુ થઇને મારી પાસે રહે તો મારી સમગ્ર વિદ્યાનો વારસ બને.' આ સંકલ્પથી તેમનાથી સહેજે તેમને આસને બેઠેલા ડુંગરભક્તને પ્રશ્ન પૂછાઈ ગયો, "છોકરા! તારે સાધુ થવું છે?" સાધુ થવાની તમામ તૈયારી કરીને આવેલ ડુંગરભકતે આ પ્રશ્નનો જવાબ ડોકુ હલાવી હકારમા આપી દીધો. ગુરુ અને શિષ્ય બંનેના હૈયા પુલકિત થયા. જાણે ગંગા સાગરનો સંગમ થયો હોય તેમ એક-બીજાના મન એકબીજામા સમાઈ ગયા અને પરમ શ્રેયસના માર્ગની મજલ શરુ થઈ! સ્વામીએ તેમને કેળાની પ્રસાદી આપી અને વાંસે હાથ ફેરવ્યો.

સમૈયાની સહજ એવી પ્રવૃત્તિ કથા વાર્તા, દેવદર્શન અને જમણમાં જ્યારે અન્ય સત્સંગીઓ પ્રવૃત્ત હતા ત્યારે, વિજ્ઞાનાનંદ સ્વામીની સેવામાં અને નવરાશનો વખત વાતો સાંભળવામાં ગાળતા આ બાલભક્તરાજ ઉપર આવા મોટા સમૈયામાં કોની દષ્ટિ

હોય ? છતા પણ માણસની પરખમાં નિષ્ણાત કોઠારી ગોરધનભાઈ તથા કોઠારી બેચરભાઇની દૃષ્ટિ આ બાળક ઉપર પડી હતી. વિજ્ઞાનાનંદ સ્વામી તો જાણે અણમોલું રત્ન હાથ આવી ગયુ હોય તેમ, પોતાની સર્વ પ્રવૃત્તિમાંથી પરવારી, ડુંગરભાઈને વાતો કરવામાં જ ગાળતા. આમ પરસ્પર બંનેને પ્રાપ્તિનો આનંદ હતો. સમૈયાની ધમાલ તે આનંદમાં વિક્ષેપ ન કરે તે માટે ઘણુંખરૂ તેઓ સભામંડપના મેડા ઉપર એકાંત સેવતા અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિઉપાસના આદિ સૂક્ષ્મ તત્ત્વજ્ઞાનનુ રહસ્ય ઉકેલતા.

ચૈત્ર વદ ૧-૨ મા તો સમૈયો લગભગ વિખરાઇ ગયો અને મંદિર ખાલી થઇ ગયું. આ બાલભક્તને ધ્રાસ્કો પડયો કે 'હવે ઘેર જવુ પડશે.' પરંતુ વ્યવહારમાં પણ સુમેળ સાધી વર્તવાની યુક્તિ સમજનાર આ બાલભક્ત સમયવર્તી, ગુરુશ્રીની રજા લઈને ઘેર ગયા. તેમને ઘેર આવેલા જોઇ સૌને નિરાંત થઈ અને મનમાં થયુ કે સાત દિવસમા ત્યાંનુ વાતાવરણ જોઇ વૃત્તિઓનો વેગ શમી ગયો હશે.

પરંતુ ચૈત્ર વદી ૫ ને દિવસે ગુરુશ્રી સુરત જવાના હતા એટલે તે દિવસે જ નીકળી તેમની સાથે સુરત ઉપડી જવુ એવી તેમની સંતલસને કોણ સમજી શકે ? સુરત જેટલે દૂર કોઈ શોધવા ન આવે અને નિરાશ થઇને કેડો મૂકી દે એ વિચારથી પાંચમની સવારે ઘેરથી નીકળી વરતાલ આવ્યા અને સીધા ગુરુશ્રીને મળ્યા. તેમની તીવ્ર તમન્ના અને વૈરાગ્યનો વેગ જોઈ, સ્વામીશ્રી વિજ્ઞાનાનંદજી બહુજ રાજી થયા. તેમને પાસે બેસારીને કહ્યુ 'તું આવ્યો તો ખરો પણ આજે જવાનુ બંધ રહ્યુ છે. આચાર્ય મહારાજ તરફથી આવતી કાલે રસોઈ છે અને અમને રોકવાનો ઘણો આગ્રહ કર્યો છે એટલે હવે પરમ દિવસે જવાનુ થશે.' આ સાંભળી બાલભક્ત ડુંગરભાઇને આઘાત થયો. તેમને બીક લાગી કે જરૂર પિતાશ્રી અને ભાઇઓ પાછળ પડશે અને તેમને શોધીને ઘેર લઈ જશે.

તેમની આ બીક ખરી પડી. આખો દિવસ ઘરમા ડુંગરભક્ત ન દેખાયા અને રાત્રે પણ મોડા સુધી રાહ જોયા છતા ન આવ્યા એટલે બીજે દિવસે સવારે તેમના પિતાશ્રી તથા ભાઈઓ તેમની શોધ કરવા વરતાલ આવ્યા. મંદિરમાં આવી તપાસ કરી પણ બાલ ડુંગરભક્તને કોઈ ઠેકાણે જોયા નહિ. છેવટે નિરાશ થઈને તેઓ બંને દરવાજા પાસે બેઠા. એટલામાં આ બાલભક્તરાજ, સ્વામી નિરંજનદાસ સાથે ગોમતીમા સ્નાન કરી પાછા ફરતા હતા, તેમના ઉપર મથુરભાઈની દૃષ્ટિ પડી. તેમને પકડવા મથુરભાઈ ઊભા થયા પરંતુ બાલભક્ત તો ખૂબજ ચંચળ હોવાથી એકદમ ત્યાંથી દોડયા અને સભામંડપને ત્રીજે માળે જઈ સંતાઈ ગયા. ચકોર બુદ્ધિવાળા આ ભકતરાજને સ્થૂલ દૃષ્ટિએ કોઈ શોધી શકે તેમ ન હતુ. તેઓ બંને સભામંડપમાં આવ્યા અને સ્વામી નિરંજનદાસને પૂછ્યું, 'ડુંગરભકત કયાં છે ?' તેમણે કહ્યું 'મને ખબર નથી, તમે શોધી કાઢો.' આખો દિવસ શોધવામાં ગયો પરંતુ ડુંગરભકત ન જ જડ્યા.

બીજે દિવસે સવારે લગભગ ૧૧ વાગે ડુંગરભકત મેડેથી ઊતરી સદ્‌ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામીના આસને હવેલીમા ગયા. અહીં વિજ્ઞાનાનંદ સ્વામી તથા ભૂમાનંદ સ્વામી બંને બેઠા હતા. ઘોરીભાઈ તેમને જોઈ ગયા એટલે તુરત જ પાસે જઈ હાથ પકડી કહ્યું, 'ઘેર ચાલો.' તેમણે કહ્યું 'મારે આવવુ નથી. હું તો ત્યાગી થવ. આવ્યો છું.' પરંતુ ઘોરીભાઈએ બહુ જ રકઝક કરી. છેવટે બાલભકતે સ્વામીની આજ્ઞાથી ઘેર જવા કબૂલ્યું. ઘોરીભાઈ તેમનો હાથ પકડી ત્યાંથી ચાલ્યા. સ્વામીશ્રી સાથે એક શબ્દ બોલવાનો પણ ડુંગરભક્તને સમય ન રહ્યો, પણ દૃષ્ટિથી ગુરુશ્રી સાથે વાત કરી લીધી અને સ્વસ્થ ચિત્તે પિતાશ્રી સાથે પ્રયાણ કર્યું.

આચાર્યશ્રીની હવેલીમાંથી શ્રી વિહારિલાલજી મહારાજની દૃષ્ટિ ઘોરીભાઈ, મથુરભાઈ અને ડુંગરભાઈ ઉપર પડી. નીચી દ્રષ્ટિએ ડુંગરભાઈને જતા જોઇને તથા ઘોરીભાઇ અને મથુરભાઈનો પણ કાંઈક જૂદો

ભાવ જોઈ, મહારાજે તેમને બોલાવવા માટે પાર્ષદને મોકલ્યો. તેમની સાથે ઘેરીભાઈ, મથુરભાઇ અને ડુંગરભાઈ ત્રણે ઉપર આવ્યા.

શ્રીજી મહારાજના સ્વરૂપરૂપ આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજ પોતાનુ સ્થાન અને અધિકારની જવાબદારી સમજતા હતા. સમગ્ર સત્સંગ પોતાનું જ કુટુંબ છે. મહારાજની ગાદી ઉપર બેસીને મહારાજે પાળેલ અને ઉછેરેલ સત્સંગની પોતે અતિ મમત્વથી સંભાળ રાખતા. મોટા મોટા સમૈયામા પણ દરેક ગામમાથી આવેલા હરિભક્તોને પોતે જાતે જ મળતા અને તેમની ખબર અંતર પૂછતા. સત્સંગ અને સત્સંગીઓ પ્રત્યેના તેમના આવા મમત્વભાવથી સમગ્ર સત્સંગને આચાર્ય મહારાજ પ્રત્યે અત્યંત પૂજ્યભાવ હતો.

આવી કુટુંબવત્સલતાના ભાવથી પ્રેરાઇ શ્રી વિહારિલાલજી મહારાજે ઘેરીભાઇને પોતાની હવેલીમાં બોલાવ્યા. ઘેરીભાઇ ઉપર આવ્યા અને મહારાજને દંડવત્ કરી સામે બેઠા. એટલે મહારાજે તેમને પૂછ્યું, 'આટલી ઉતાવળથી દર્શન કર્યા વિના કેમ ચાલ્યા જતા હતા ?' એટલે ઘેરીભાઇએ સહેજ ઊંચા શબ્દમા કહ્યું, 'શું કરીએ મહારાજ ! આ તમારા સાધુઓ આવા નાના બાળકને ભોળવીને સાધુ કરવા ફરે એટલે એને લઇને જલ્દી ઘેર પહોંચી જવું હતું.' પછી મહારાજને સઘળી હકીકત કહી. મહારાજે તેમને ધીરજ આપી અને કહ્યું, 'તમારી રજાચિઠ્ઠી વિના આ છોકરાને અમે સાધુ નહિ કરીએ.' એટલું કહી મહારાજે ડુંગરભક્ત તરફ દૃષ્ટિ કરી ત્યારે તેમના વિશાળ કમળદળ સમા નેત્રમાંથી તેજની ધારા છૂટી. મહારાજને લાગ્યું કે, 'જરૂર આ બાળક સાધુ થયા સિવાય નહિ જ રહે.' પરંતુ અત્યારે તો કજિયો ઓલવવા માટે બધાને શાંત કરી રસોઇ જમીને જવા આજ્ઞા કરી.

મહારાજશ્રીની આજ્ઞા હતી એટલે જમ્યા સિવાય જવાનુ નહોતુ તેથી મંદિરમાં ઠાકોરજીના દર્શન કરી ગોમતી કાંઠે સર્વ પ્રસાદી સ્થાનના દર્શન કરી લગભગ એક વાગે તેઓ મંદિરમાં આવ્યા. આ વખતે ભંડારમાં જમવાની પંક્તિ થઈ ગઇ હતી એટલે થોડીવાર

રાહ જોઇ બીજી પંક્તિમાં જમવા બેઠા. બિરંજપુરીની રસોઇ હતી. આચાર્ય મહારાજે તેમના સ્વભાવ પ્રમાણે દર્શને આવતા તમામ મહેમાનોને જમવા બેસાડવાની આજ્ઞા કરી હતી એટલે બિરંજ ખૂટી પડયો. પરંતુ ભંડારી સાધુઓ સમયસૂચકતાવાળા હતા એટલે બિરંજમા જે ભાત રાંધેલ હતો તે ભેળવી દીધો અને સૌને પીરસવા લાગ્યા. બાલ ડુંગરભક્તના પત્રાવળામાં આ પ્રકારનો બિરંજ આવ્યો અને જમતાં જમતાં તેમને આ બિરંજ થોડો ગળ્યો અને થોડો મોળો લાગ્યો એટલે તેમને થયુ કે, 'કેશરિયો બિરંજ ગળ્યો ને મોળો છે' એ પ્રેમાનંદ સ્વામીએ થાળમા જે લખ્યું છે તે કદાચ આ જ બિરંજ હશે. આમ અતિ ભોળપ અને બાળસુલભ નિર્દોષભાવ બતાવતા આ ભકતરાજ, મહારાજની મૂર્તિ સંભારી કોઠીમા અનાજ ભરે તેમ જમી, ચળુ કરીને ઊભા થઈ ગયા. પછી પિતાશ્રી તથા ભાઇની સાથે ઘર તરફ પ્રયાણ કર્યું.

મંથન

મહાભિનિષ્ક્રમણનો સમય હજુ પરિપક્વ નથી થયો એટલે અતિ અનાસક્તભાવે ઘરની તમામ પ્રવૃત્તિમા આ બાલ ભક્તરાજે મન જોડયું. પરંતુ વૃત્તિ તો સદા મંદિરમાં જ રહેતી. દિવસનો ઘણોખરો ભાગ તેઓ મંદિરમાં જ રહેતા અને સંતોની સેવા અને કથા વાર્તામાં જ નિર્ગમન કરતા. તેમની આવી પ્રવૃત્તિથી, 'આ બાળક સંસારમાં રહેશે જ નહિ.' એવું તો સૌને જણાતુ. પરંતુ કોઇપણ પ્રકારે સંસારનો પાશ લાગે એવું સૌ વિચારતા અને ગમે તે રીતે તેઓ રાજી રહે એવું વર્તન સૌ તેમની સાથે રાખતા.

આ બાલ ભક્તરાજ તો કોઇ વખત શૂન્યમનસ્ક બેસી રહે, તો કોઇ વખત જાણે અનંતતામાંથી કોઈ બોલાવતુ હોય તેમ એકદમ ઊઠી જાય. કોઇ વખત ગાઢ નિદ્રામાં પણ 'સ્વામી સ્વામી' એવા શબ્દોથી હરણફાળ ભરી ઊભા થઇ જાય! આમ અનેક રીતે સંસારમાં વ્યગ્રતા અનુભવતા આ કિશોર ભક્તના માનસને કોઇ સમજી શકતુ ન હતુ. તેમને તો સુરતનો જ વિચાર અખંડ રહેતો. પરંતુ સુરત

જવાય શી રીતે? એટલે જે મળે તેમને 'સુરત કેવી રીતે જવાય?' એવા પ્રશ્નો પૂછતા. આ બાલભક્તના માનસ ઉપર પડેલી સુરતના સ્વામી વિજ્ઞાનાનંદજીની છાપ, વિદારી શકવા કોઇ સમર્થ ન હતુ. સુરત શી રીતે જવાય તેનો ઉત્તર જ્યારે તેમને કોઇપણ પાસેથી ન મળતો ત્યારે નિઃશ્વાસ નાંખી કેવળ 'સ્વામી' 'સ્વામી' એવું ભજન કરતા.

આ પ્રમાણેની વ્યગ્રતામાં લગભગે ૬–૭ માસ ઘેર ગાળ્યા. પરંતુ તે સમય દરમ્યાન પણ ઘેરથી અનુકૂળ સંજોગો થાય તો નીકળી જ જવુ એવી ભાવના તેમને અખંડ રહેતી. આસો શુદ-૧ને દિવસે તેમના કાકા ગલભાઇ તથા પિતાશ્રી પાસે સવારમાં ઘરના આંગણુમાં ખાટલા ઉપર તેઓ બેઠા હતા. તે વખતે તેમના એક કુટુંબી તેમના કાકાને વ્યાવહારિક લેણુના રૂ. ૩) આપી ગયા. આ રોકડા રૂપિયા કાકાના હાથમાથી ડુંગરભાઇએ લઈ લીધા અને તે રૂપિયા લઈ આમતેમ રમવા લાગ્યા. ગલભાઈને તથા ધોરીભાઇને એમ થયુ કે જો ડુંગરની ઉદાસિનતા આવી રીતે ટળી જતી હોય તો ભલે રમે, એમ ધારી તે રૂપિયા તેમની પાસે જ રહેવા દીધા. ડુંગરભાઇ પણ આમતેમ ફરતા, રમતા હોય તેવી ચેષ્ટા કરતા, તક જોઇને ઘેરથી નીકળી ગયા અને સીધો વરતાલનો માર્ગ પકડ્યો. સુયોગ એવો થયો કે ઘરના દરેકને ડુંગરભક્તની વિસ્મૃતિ થઈ ગઈ! કાકા તથા પિતાજી ખેતરે ગયા અને ઘરના સૌને એમ થયુ કે ડુંગર પણ ખેતરે ગયો હશે એટલે કોઇપણ જાતની તપાસ કોઇએ કરી નહિ.

## સુરત પ્રતિ પ્રયાણ

મહેળાવ તથા વરતાલ સિવાય બીજી કોઇ પગદંડીએ પગ ન મૂકનાર આ બાલભક્તને વરતાલ સિવાય બીજો કોઇ આશરો ન હતો. તેમજ વરતાલ જઇને પણ શું કરવુ તેનો પણ કોઇ વિચાર ન હતો. પાછળ કુટુંબીઓની અચૂક તપાસની બીક હતી. છતા શ્રીજી મહારાજના આશરે આ બાળકે ઝંપલાવ્યું અને મનોમન મહારાજને પ્રાર્થના કરતા કરતા વરતાલ આવી ગયુ.

પણ હવે શું ? એ વિચાર અંતરમાં આવતા પહેલા જ શ્રીજી મહારાજે તેમની પાસે સુરતના કાછિયા ભકત નારણભાઇને મોકલી આપ્યા. તેમણે નારણભાઇને પૂછ્યું, 'મને તમે સુરત તેડી જશો ?' ત્યારે તેમણે કહ્યુ, 'તમને સુરત તો તેડી જઉં પણ મારી પાસે ટિકિટ ભાડાના પૈસા નથી એટલે એકાદ દિવસ રોકાવ તો આપણે સાથે સુરત જઇએ.' આ બાલભક્તને હવે રોકાવું પરવડે તેમ નહોતું એટલે થોડીવાર સ્થંભી તેમણે વિચાર કરીને પૂછ્યું, 'સુરતની તમારી ટિકિટના કેટલા પૈસા થાય ?' નારણભાઈએ કહ્યુ, 'ચૌદ આના.' બસ ડુંગરભક્તે વિચાર કરી નાખ્યો અને પોતાના ખિસ્સામા રૂા. ૩) નારણભાઇને બતાવી તેમને કહ્યુ, 'તમારી ટિકિટના પૈસા હું આપીશ પરંતુ આપણે આજે જ સુરત જવુ છે.' બંનેએ નક્કી કરી લીધુ. પછી ઠાકોરજીનો થાળ થયો એટલે સ્વામી રઘુવીરચરણદાસજીએ તેમને ભંડારમાં લઈ જઈ જમાડ્યા અને આશીર્વાદ આપી સુરત રવાના કર્યા. ડુંગરભક્તે પણ હરિકૃષ્ણ મહારાજને પ્રાર્થના કરી, 'મહારાજ ! મારો સંકલ્પ પુરો થાય અને કોઈ વિઘ્ન ન આવે તેવી કૃપા કરશો.'

વરતાલથી જમીને નારણભાઈની સાથે નીકળી ચાલતા આણંદ આવ્યા અને બપોરની અઢીની ગાડીમા બેઠા. રાત્રે નવ વાગે સુરત પહોંચ્યા. બાલભક્ત ડુંગરભાઈ ને તો આનંદના ઓઘ વળ્યા. સાક્ષાત્ સ્વામીના દર્શન થશે તેમ જ અહીં આટલે દૂર હવે કોઈ નહિ આવી શકે એવી નિર્ભયતાથી સ્ટેશનેથી મંદિર તરફ નારણભાઈની સાથે ઉતાવળે ડગલા ભરવા લાગ્યા અને લગભગ સાડા નવ વાગે મંદિર પહોંચ્યા.

મંદિરમાં પહોંચ્યા અને તુરત જ સ્વામીશ્રી વિજ્ઞાનાનંદજીને આસને ગયા. સ્વામીશ્રીને અતિ પ્રેમપૂર્વક દંડવત્ કરી પગે લાગી પાસે બેઠા. ડુંગરભક્તનો આવો તીવ્ર વૈરાગ્યનો વેગ અને ઉત્કૃષ્ટ શ્રદ્ધા જોઈ, સ્વામીશ્રી અતિશય રાજી થયા અને પ્રસન્ન થઇને માથે બે હાથ મૂકયા. પછી પોતે ઊઠી ભંડારમાંથી પ્રસાદીનાં ચાર લાડુ લાવ્યા અને

ડુંગરભક્તને તેમની રુચિ પ્રમાણે એક લાડુ આપ્યો અને નારણભક્તને ત્રણ લાડુ આપ્યા અને જમાડી તૃપ્ત કર્યા.

ભગવાન ભજવાનુ આવુ અલૌકિક સ્થાન અને સ્વામીશ્રીનો સાક્ષાત યોગ એ બન્ને શ્રીજી મહારાજની ઈચ્છાથી તેમને અહીં પ્રાપ્ત થયા એટલે ઘેર હતા અને જે તીવ્ર વિષાદ હતો તે તદ્દન ટળી ગયો. બાલભક્ત ડુંગરભાઈ બ્રહ્માનંદમા મસ્ત થઈ ગયા. જગતથી કેવળ વિરક્ત અને પ્રભુભક્તિમા જ સદા રત, દેહાભિમાન રહિત ભક્તો કેવળ ભગવાનના ચરણારવિંદની સેવા સિવાય બીજુ કાંઈ જ ઈચ્છતા નથી. તેમની આ ઈચ્છાને જ્યાં પોષણ મળે એવા સ્થાન તથા સંગને જ સદા ઈચ્છે છે પછી ભલે તે સ્થાન તૃણની ઝુંપડી હોય અને તેમા રહેનાર ફાટેલ ગોદડીવાળા સંત હોય ! ભરતજીના ચમત્કારી આખ્યાનને દૃષ્ટિ સમક્ષ રાખનાર બાલભકતરાજ ડુંગરભાઈ સંસાર અને સંસારમાં બંધનરૂપ થતા એવા સંબંધીઓના ઓછાયાથી પણ અતિશય બીતા. મૃગનાં બચ્ચામાં કેવળ દયાએ કરીને ભરતજીને થએલા વિઘ્નથી, આ સંસારમાં અનાસકિતરૂપ વૈરાગ્ય દૃઢ કરી, ભગવાન અને ભગવાનના સંત તરફ જ દૃષ્ટિ રાખી, તેની વિશેષ દૃઢતાના સાધનરૂપ તપ અને સંતની સેવાનો તેમણે આરંભ કર્યો. આ સુંદર સ્થાન અને શ્રીજી મહારાજનાં સંબંધવાળા સંતના સંબંધથી તેમનાંમા પૂર્ણ, પરંતુ અવિચ્છિન્નપણે રહેલુ, ભગવત્ સ્વરૂપનુ બળ ધીરે ધીરે પ્રગટ થવા માંડયુ.

**શાસ્ત્ર અધ્યયનની શરુઆત.**

બીજે દિવસે નાહી, પૂજા આદિ નિત્યકર્મથી પરવારી, ઠાકોરજીના દર્શન કરી, વિજ્ઞાનાનંદ સ્વામીના આસને આવ્યા. સ્વામી આ વખતે પૂજા કરતા હતા. આ બાલભકતે સ્વામીશ્રીને દંડવત્ કર્યા અને પગે લાગીને તેમની સામે બેઠા. સ્વામીશ્રી પણ, અનિમીષ દ્રષ્ટિએ, જે આસકત દ્રષ્ટિથી ભરતજીએ મૃગના બચ્ચા સામે જોયુ હતુ, તેવી જ દ્રષ્ટિથી, આ બાલભકત તરફ જોઇ રહ્યા. સ્વામીશ્રીએ પૂજા સંકેલી તેમના ખભા ઉપર બે હાથ મૂકી પૂછયુ,

'તારે સિદ્ધાંત ભણવુ છે કે સંગીત શીખવુ છે ?' સંસ્કૃતના પ્રખર અભ્યાસી અને શાસ્ત્રોમા નિષ્ણાત આ સંતે શ્રીજી મહારાજ પાસેથી શાસ્ત્રના મર્મના શબ્દો જાણી લીધા હશે, એટલે શાસ્ત્ર ભણી પારંગત થઈ શ્રીજીના સ્વરૂપનુ યથાર્થ જ્ઞાન પ્રવર્તાવવુ, એવા હેતુથી આ બાલભક્તે તો શાસ્ત્ર ભણવાનુ જ નક્કી કર્યું. સ્વામીશ્રીના પ્રશ્નનો ઉત્તર આપતા તેમણે કહ્યુ, 'મારે તો સિદ્ધાંત શીખવુ છે.' સ્વામીશ્રીએ પણ આ બાળકના નિર્ણય સાથે પોતાનો સૂર પુરાવી દીધો અને ભવિષ્યમા વિદ્વત્તામા અજોડ થનાર આ વિદ્વદ્વર્ય બાલભક્તને શાસ્ત્રવિદ્યામાં નિપુણ કરવાનો સંકલ્પ કર્યો.

આસો શુદ ૩ ને દિવસે શબ્દરૂપાવલિનો પ્રથમ પાઠ સ્વામીશ્રીએ તેમને આપ્યો. સોજીત્રાના નારાયણ ભગત પણ સ્વામીશ્રી પાસે ઘણા વખતથી સંસ્કૃત ભણતા હતા. એટલે આ બન્ને વિદ્યાર્થીઓને મેળ સારો થઈ ગયો. નારાયણ ભગતને તો ઠીક ઠીક સમય ભણવામાં થયો હતો એટલે સંસ્કૃત શબ્દોના શુદ્ધ ઉચ્ચાર અને સ્પષ્ટ ભાષા બોલતા શીખી ગયા હતા. આ બાલભક્ત તો ગામડાના વતની અને ભાષા પણ ગામઠી એટલે તેમને સંસ્કૃત શબ્દોનો મુખપાઠ કરતા સાંભળી નારાયણ ભગતને હસવુ આવતુ અને એમ થતુ કે, 'આ શું સંસ્કૃત ભણશે ?' પરંતુ જે अति श्रेष्ठं समर्थं वदतां वरम् સ્વયં બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ અને વક્તાઓમાં પ્રથમ છે એવા આ ભક્તવર ઉપર શ્રીજી મહારાજના વરદ હસ્ત સદા હતા. તેથી થોડા જ સમયમાં સંસ્કૃતના શુદ્ધ શબ્દોચ્ચાર શીખી ગયા. સુરતના હરિભક્ત રતનલાલ વકીલને ત્યાં સ્વામીશ્રી પધરામણીએ ગયા ત્યારે ત્યાં સભામા આ બાલભક્ત પાસે સંતના મહિમાનો दृष्टाः स्पृष्टा नता वा શ્લોક બોલાવ્યો ત્યારે સુંદર, સ્પષ્ટ અને મધુરવાણીથી એ શ્લોક બોલીને આખી સભાને તેમણે મુગ્ધ કરી દીધી. સ્વામીશ્રીને પણ થયુ કે, 'જરૂર આ 'ભગત' મારો વંશ રાખશે.' રતનલાલ વકીલને પણ ગામડામાંથી આવતા આ બાલભક્તમા ઉચ્ચ સંસ્કારનુ દર્શન થયુ.

* * *

માણેકઠારી પૂનમ, દીવાળી અને અન્નકૂટનો ઉત્સવ કરીને સ્વામીશ્રી સં. ૧૯૩૮ ના કાર્તિક સુદી ૯ ને દિવસે વરતાલ સમૈયો કરવા પધાર્યા અને ડુંગરભક્તાને

સુરતમા ફરી શોધ

સુરત રાખ્યા સ્વામીશ્રી સમૈયો કરવા વરતાલ પધાર્યા ત્યારે ધોરીભાઇને થયુ કે કદાચ ડુંગર સ્વામી પાસે સુરત ગયો હશે. સ્વામી સમૈયો કરીને સુરત ગયા એટલે ધોરીભાઇએ પણ સુરત જવાનુ નક્કી કર્યું. પોતાના કુટુંબીજન તરફથી સ્વામીને કાંઈક ઉપાધિ થાય એવી દહેશત ડુંગરભાઇને હતી પરંતુ સ્વામીશ્રી તે સંબંધી કાંઈ ન બોલ્યા એટલે તેમને નિરાંત થઈ.

બે ત્રણ દિવસ પછી સ્વામી સભામંડપમાં કથા વંચાવતા હતા. તેવામા મહેળાવથી ધોરીભાઈ,ત્યાના તમાકુના દલાલ કહાનદાસ વૃધભાઇને સાથે લઇને, સુરત મંદિરમાં આવ્યા. પોતે ઓળખાય જાય તો કદાચ ડુંગરને આ લોકો સંતાડી દે એવી બીકથી તેમણે ત્યાં કહ્યુ કે, 'અમો આણંદથી આવીએ છીએ' એટલે સાધુ કેશવજીવનદાસે કહ્યુ, 'તમે આણંદના નથી આણંદના તમામ હરિભક્તોને હું ઓળખુ છું. તમે જૂઠુ બોલો છો માટે તમને મંદિરમાં ઉતારો નહિ આપીએ!' ડુંગરભાઇ તે વખતે દૂર બેઠા બેઠા જમતા હતા. તેમણે સાધુ નિરંજનદાસને કહ્યુ કે, 'મારા પિતા છે અને મને લેવા માટે આવ્યા છે!' એમ કહી તુરત જ ચળુ કરી બંગલાને ત્રીજે માળે ઝડપથી ચડી ગયા. ત્યાંથી, હમણા જે સ્રીયોનુ મંદિર છે ત્યાં પ્રથમ વાડો હતો, તેના છાપરા ઉપર ભરાઇને બેઠા. ડુંગરભાઈ અહીં છાપરા ઉપર જ બે ત્રણ દિવસ સંતાઇ રહ્યા. વૃદ્ધ સાધુ નિરંજનદાસ તેમને એક વાગે જમવાનુ આપી આવતા. ધોરીભાઇને તેમનો પત્તો ન લાગ્યો. છેવટે એક મુસલમાનના છોકરાએ તેમને ખબર આપી કે, 'આ છાપરા ઉપર બાવે છોકરો સંતાડ્યો છે.' આ સાંભળી છાપરા ઉપર ચઢીને ધોરીભાઇએ ડુંગરભક્તાને પકડી લીધા. નીચે આવી ડુંગરભાઇને ઘેર આવવા ઘણુ જ સમજાવ્યુ. પરંતુ સંસારમા રહેવાની પોતાને ઇચ્છા જ નથી, એમ ડુંગરભાઇએ તેમને ચોખ્ખુ કહી દીધુ. છેવટે દંડનો

છેલ્લો ઉપાય ધોરીભાઇએ અજમાવતા લોકોનુ ટોળુ ભેગુ થઇ ગયું અને 'પોલીસ' પણ આવી. 'પોલીસે' ડુંગરભક્તને પૂછ્યુ, 'તમને અહીં કોણ લાવ્યુ છે?' ત્યારે તેમણે કહ્યું, 'અમે તો કામકાજ માટે અમારી જાતે જ અહીં આવ્યા છીએ અને મંદિરમા રહીએ છીએ.' પછી તેમના પિતાને પૂછ્યુ, 'આ છોકરાની કેટલી ઉંમર છે?' ત્યારે તેમણે કહ્યુ, 'આશરે ૧૨-૧૩ વરસ થયા હશે.' એટલે કાનદાસ વચ્ચે બોલી ઉઠયા કે, 'દશ જ વરસ થયા છે.' તેથી પોલીસ જમાદાર ખીજવાયો અને તેને એક સોટી મારી અને કહ્યુ, 'તેના બાપ ૧૨-૧૩ વરસ કહે છે અને તું કેમ દસ કહે છે?' પારકી પંચાતમા તમાકુના દલાલને આવી દલાલી મળી એટલે તે તો ત્યાંથી જ મહેળાવ રવાના થઇ ગયા!

ધોરીભાઈ હવે એકલા રહ્યા. મહેળાવની બહાર કોઈ વખત નીકળેલા નહિ એટલે આ અજાણ્યા શહેરમા તેઓ મુઝાયા અને તેમાં પણ 'બાળ હઠ' અને 'જોગી હઠ' ભેગી થઇ એટલે તેમની મુઝવણનો પાર ન રહ્યો. વળી સરકારી માણસો સાથે કામ પડયુ એટલે 'હવે શું થશે?' તેની ચિંતામાં પડ્યા. પોલીસે તેમને કહ્યુ, 'છોકરાને લઇને આવતી કાલે ૧૧ વાગે કચેરીમાં આવજો.'

ગોપીપુરામાં કચેરી હતી. ત્યાં ૧૧ વાગે ધોરીભાઇ ડુંગરભક્તને લઇ ગયા. તે વખતે 'કલેકટર' સાત તાલુકદારોની 'મીટીંગ'મા બેઠા હતા. ધોરીભાઇ કચેરીની બહાર બારણા પાસે બેસીને રડવા લાગ્યા. તેમને રડતા જોઇ એક શ્રાવક વાણિયે તેમને પૂછ્યુ, 'શાથી રડો છો?' ત્યારે તેમણે કહ્યુ, 'આ મારો છોકરો છે તે સાધુ પાસેથી ઘેર આવતો નથી.' તેથી એ વણિકે ડુંગરભાઇને ખૂબ સમજાવ્યા પણ ડુંગરભક્તે તેમની વાત સાંભળી જ નહિ. છેવટે તેણે ધોરીભાઇને કહ્યુ, 'એક રૂપિયો આ જમાદારને આપો એટલે સોટી મારી છોકરાને સીધો કરશે અને તમારી સાથે મોકલશે.' શાંત પણ મહા વિચક્ષણ ડુંગરભક્તે આ વાત સાંભળી અને જમાદારના ખિસ્સામાં એક રૂપિયો પણ પડતો જોયો. તુરત જ કચેરીમા તેઓ દોડી ગયા અને

'કલેકટર' ના ટેબલ નીચે સંતાઇ ગયા. પછી રડતા રડતા બહાર નીકળી કહેવા લાગ્યા કે, 'આ જમાદાર મને મારે છે અને મારા બાપે તેને એક રૂપિયો આપ્યો છે એટલે મને પરાણે તેની સાથે મોકલે છે.' પછી કલેકટરે જમાદારને બોલાવી તેના ખિસ્સા તપાસ્યા તો તેમાથી રૂપિયો નીકળ્યો. ત્યારે જમાદારને લાંચ લેવા માટે ઠપકો આપ્યો અને ડુંગરભકતને પોલીસની સાથે મંદિરમા મોકલ્યા અને કહ્યુ, 'સાધુઓને કહેજો કે આ લોકોને શાંતિથી સમજાવે.' પછી સૌ મંદિરમા આવ્યા. પણ સ્વામીએ તો તુરતજ દુઃખપૂર્વક કહ્યુ, 'તમે અત્યારે તો ઘેર જાઓ અને પિતાજીને સમજાવીને રજા આપે તો પાછા આવજો.' સ્વામીશ્રીના આ શબ્દોથી ડુંગરભકતને ઘણો જ આઘાત લાગ્યો. સ્વામીશ્રીથી હવે છૂટા પડવુ પડશે એ વિચારથી અંતરમા તેમને અતિશય ગ્લાનિ થઈ ગઈ. પરંતુ આજ્ઞા હતી એટલે ગયા સિવાય પણ છૂટકો ન હતો. પિતાશ્રી સાથે ગાડીએ બેસી સાંજના બોરીઆવી સ્ટેશને ઉતર્યા.

વરતાલ આવી ધોરીભાઇએ આચાર્યશ્રી વિહારિલાલજી મહારાજ પાસે સ્વામીશ્રી વિજ્ઞાનાનંદજીની ફરિયાદ કરી. એટલે આચાર્ય મહારાજે ડુંગરભાઇને ઠપકો આપતા કહ્યુ, 'શું સાધુને સાત વરસની જેલ કરાવવી છે? હવે સાધુ થવા આવશો નહિ.' આચાર્ય મહારાજની આ આજ્ઞાથી ડુંગરભકતની મુઝવણમા વધારો થયો. પછી તેમણે કોઠારી અંબાઇદાસ પાસે જઇને તેમને પોતાની તમામ હકીકત કહી. કોઠારીએ તેમને શાંતિ આપતા કહ્યુ, 'હમણા ઘેર જાઓ અને બે ત્રણ દિવસ પછી પાછા આવજો.'

ડુંગરભાઇના હૃદયમા કોઠારીના વચનથી શાંતિ થઈ અને પોતે પિતાશ્રી સાથે ઘેર ગયા. બે ત્રણ દિવસ પછી વળી પાછા વરતાલ આવ્યા અને કોઠારી અંબાઇદાસ પાસે આસન કરી તેમની ભેળા રહ્યા. બીજે દિવસે આચાર્ય મહારાજને ખબર પડતા તેમને સભામા બોલાવ્યા અને પૂછ્યુ, 'સ્વામી પાસે આટલા દિવસ રહ્યા તે શું શીખ્યા?' પછી ડુંગરભક્ત સભા વચ્ચે સ્વસ્તિક આસન કરી બેઠા

અને જે પ્રમાણે સ્વામીએ માળા ફેરવતા શીખવ્યુ હતુ તે પ્રમાણે માળા ફેરવી બતાવી. કિશોર અવસ્થામા ત્યાગ વૈરાગ્યની અદ્ભુત છટા અને ભગવાન ભજવાનો તીવ્ર વેગ જોઇ, વિહારિલાલજી મહારાજને લાગ્યું કે 'જરૂર આ છોકરો ચમત્કારી થશે.' પછી સભામાં સર્વે સાધુઓને કહ્યુ, 'આ ફેરવે છે એવી માળા ફેરવતા સૌ શીખો.' આ બાલભક્તની અપાર બુદ્ધિ જોઇ, આચાર્યશ્રીએ તેમને કહ્યુ, 'પાર્ષદ થઇને મારી પાસે રહેજો.' ત્યારે ડુંગરભકતે હાથ જોડી કહ્યુ, 'મહારાજ! મારે તો સુરત જ જવુ છે અને ત્યાં જઇને સ્વામીની સેવામાં રહેવુ છે.' આ બાલભકતની આવી અડગ અને નિશ્ચયાત્મક વાણી સાંભળી આચાર્યશ્રીને પોતાની વિડંબના થઇ હોય તેમ લાગ્યુ. તેમણે તુરતજ કહ્યુ, 'તો તો મારા એક પણ મંદિરમાં નહિ રહેવા દઉં, સમજ્યા?' એવી જ પૂર્વવત્ અડગતાથી ડુંગરભક્તે કહ્યુ, 'ભલે'.

આ વાતચીત દરમ્યાન ફરી પાછા ધોરીભાઇ તેમને તેડવા આવ્યા. આચાર્યશ્રીએ કજિયો ન થાય એટલે તેમને તુરતજ ઘેર જવા આજ્ઞા કરી. ધોરીભાઇએ ડુંગરભક્તનો હાથ પકડયો. જળમાથી માછલાને કાઢતા જેવા તરફડિયા મારે તેવી જ રીતે ડુંગરભકતે મનમા અપાર ઉદ્વેગ અનુભવ્યો. પિતાશ્રીની સાથે મૂક વદને તેઓ ચાલી નીકળ્યા.

**પિતાને ઉપદેશ**

મહેળાવ જતા રસ્તામાં ગાડામાં જ ડુંગરભક્તે પોતાના પિતાશ્રીને સંબોધીને કહ્યુ, 'હે પિતા! તમે એમ માનો છો કે તમે મારા પિતા છો અને હું તમારો પુત્ર છું. પરંતુ એ તમારું માનવુ અજ્ઞાન ભરેલુ છે. દેહના સંબંધે એ સંબંધ સાચો મનાય છે પણ દેહનો સંબંધ દેહની જેમ જ નાશવંત છે એમ જો જ્ઞાન થશે તો આ બધા સંબંધો ખોટા પડી જશે. આ મનુષ્ય દેહ જે ભગવાને આપ્યો છે તે મળ્યા પછી પણ જે મનુષ્ય સંસારમાં રહી ઘરમાં આસક્ત રહ્યો થકો પડયો રહે છે તે ઉંડા અંધારા કૂપરૂપી ઘરના ખાડામાં જ પડયો છે. મનુષ્ય દેહનુ સાર્થક તો બુદ્ધિ વડે સાચા બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુને ઓળખી, તેમનો સમાગમ કરી નાશવંત

દેહમા પોતાપણાની ભાવનારૂપ અજ્ઞાન ટાળી ભગવાનની ભક્તિ કરવી એ જ છે.' અંતર ભેદી નાખે એવી પુત્રની અમૃતરૂપ વૈરાગ્યવાણી સાંભળીને ધોરીભાઇની આંખમાંથી અશ્રુની ધારા ચાલવા લાગી. જેમ શુકદેવજીએ પોતાના પિતા વેદવ્યાસને ઉપદેશ કર્યો હતો, તે જ પ્રમાણે આ મહાન બાલભક્તે પિતાને ઉપદેશ કરી, તેમના અંતરમાં રહેલા અજ્ઞાનના પાશ ભેદી નાંખ્યા. વેદવ્યાસે વેદના ચાર વિભાગ કર્યા અને બીજા સત્તર પુરાણો કર્યા છતા પણ તેમના આત્માને શાંતિ ન થઈ. તેવી જ રીતે, ધોરીભાઇએ સમગ્ર જીવન સત્સંગમાં વ્યતીત કર્યું, સદ્ગુરુઓનો સમાગમ કર્યો, છતાં મોહરૂપી માયાના પાશથી પોતાનુ ચૈતન્ય તત્ત્વ અત્યાર સુધી અજ્ઞાનરૂપી અંધારામાં જ અટવાય કર્યું. સંસારમા ગમે તેવા તપ્તજીવને પણ શાંતિ અર્પે તેવા મહા પવિત્ર હિમાલયની ગોદમા સરસ્વતિને કિનારે દેવર્ષિ નારદજીએ વ્યાસજીને આવી જ અશાંત મનોદશામાં બેઠેલા જોઈ નારાયણની પ્રેરણાથી ઉપદેશ કર્યો. નારદજીની તે ભક્તિરૂપી પરાવાણી સાંભળીને વ્યાસજીના જ્ઞાનચક્ષુ ઉઘડી ગયા અને જણાયું :—

> भक्तियोगेन मनसि सम्यक् प्रणिहितेऽमले
> अपश्यत् पुरुषं पूर्वं मायां च तदपाश्रयाम् ॥
> यया संमोहितो जीव आत्मानं त्रिगुणात्मकम् ।
> परोऽपि मनुतेऽनर्थं तत्कृतं चाभिपद्यते ॥

—શ્રીમદ્ ભાગવત ૧–૭–૪/૫

અર્થાત્ નારદજીની આવી ભક્તિપૂર્ણ વાણી સાંભળીને ભક્તિના યોગથી સારી રીતે નિશ્ચળ અને નિર્મળ થએલી બુદ્ધિમાં વ્યાસજીએ પરમ પુરુષને જોયા, અને પછી તેનો આશ્રય કરી રહેલી જે માયા વડે મોહને પામેલો પોતાનો જીવાત્મા, જે માયા થકી પર છે, તેને પણ જોયો, અને જીવાત્માને ત્રિગુણાત્મક ભાવને પમાડનારી એવી જે માયા, તેને પણ દીઠી અને ભક્તિયોગમાં પોતાનુ મન પૂર્ણ થયુ. તેવી જ રીતે અતિ વૈરાગ્યવાન અને ભક્તિથી સર્વ રીતે આવૃત્ત થએલા પોતાના આ પુત્રની પરાવાણીથી ધોરીભાઇનુ મન પણ અતિ નિર્મળ થઇ ગયુ. મનોમન પોતાના પુત્રને તેમણે પ્રણિપાત કર્યો. પશ્ચા-

ના અગ્નિથી તેમનું અંતઃકરણ શુદ્ધ થયુ. આ શુદ્ધિના પરિપાક-
બાષ્પના જળથી તેમની આંખોમા અશ્રુની ધારા અખંડ ચાલવા
ી. તેમનુ અંતઃકરણ ગદ્ગદિત થઇ ગયુ. રસ્તામા ચાલતા ગાડામા
 રહીને પોતાના પુત્રને આ રીતે ઉપદેશ આપતા જોઇ, જાણે શ્રીહરિ
પોતાને, આ પુત્ર દ્વારા ઉપદેશ કરે છે, એવું જ્ઞાન ધોરીભાઇને
 પુત્રનો ભાવ ભૂલાઇ ગયો અને અશ્રુભર્યા નયને તે મૂર્તિનાં
ન કર્યા જ કર્યા. બાલભક્ત ડુંગરભાઇને પણ થયું કે પિતાને
સંપૂર્ણ રીતે ભગવાનને જોવાની દ્રષ્ટિ થઇ છે અને માયાનુ આવ-
ટળી ગયું છે. એટલે પોતાનો ઉપદેશ બંધ કર્યો અને બેસી ગયા.
ાધિસ્થ નિશ્ચળ દશામાં ધોરીભાઇ તો હજુ પણ તેમના તરફ બે
 જોડી ગદ્ગદ્ ભાવે બેસી જ રહ્યા હતા. જ્યારે ડુંગરભક્તે તેમને
વ્યા ત્યારે જ તેમને ભાન આવ્યું. સભાન અવસ્થામાં આવતા જ
ાના પુત્ર સામે પોતાની આવી સ્થિતિ જોઇ, તેમણે એકદમ અશ્રુ
ી નાખ્યા. વાત્સલ્યથી ડુંગરભાઇને પોતા તરફ ખેંચી તેમને માથે
 મૂક્યો. ડુંગરભાઇએ પણ પિતાને આ સુખ લેવા દીધુ. ઘર
વ્યુ ત્યાં સુધી પોતે પણ એ જ સ્થિતિમા શાંત ચિત્તે બેસી રહ્યા.

## દિવ્ય મહાભિનિષ્ક્રમણ

બીજે દિવસે ધોરીભાઇએ ડુંગરભક્તને બોલાવી અતિ હેતથી
, 'તમો તો ભગવાન ભજવા અને ભજાવવા જ આવ્યા છો. આ
મા કે સંસારમા કોઇ રીતે રહી નહિ શકો. પણ અમારા ઉપર સદા
ટ રાખજો.' એટલા શબ્દો કહી સ્વામી વિજ્ઞાનાનંદજી ઉપર પોતે
ી લખી દીધી કે, 'ડુંગરભક્ત સુખેથી તેમની ઇચ્છા મુજબ આપની
ે રહે અને ભજન કરે તેમા હું હવે રાજી છું' ચિઠ્ઠી ડુંગરભક્તના
મા આપી અને ચાર મોતૈયાના લાડુ આપ્યા. અશ્રુપૂર્ણ નયને
તાના વ્હાલા પુત્રને વિદાય આપતા તેમનુ હૈયું ભાંગી ગયું. પરંતુ
ાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના શબ્દો તેમને યાદ
વ્યા કે 'આ તો સાધુ થઇ શ્રીજી મહારાજની સર્વોપરી નિષ્ઠા પ્રવ-
વશે અને કથાવાર્તા કરી સંપ્રદાયને ઉત્તેજન આપી વૃદ્ધિ કરશે.'

એટલે હવે તેમને નક્કી જ થઈ ગયુ હતુ કે 'આ તો અક્ષર ધામમાથી મહારાજે જ મોકલેલા મુક્ત છે અને સમગ્ર સંપ્રદાયના છે પણ આપણા એકલાના નથી.' અતિ વિશાળ સત્સંગને આ પુત્ર સોંપી દેતા તેમની દૃષ્ટિ પણ વિશાળ થઈ ગઈ! આવી રીતે પોતાના પુત્રને સંપૂર્ણ વાત્સલ્યભાવથી, અમીભરી દૃષ્ટિથી, પોતે જ રજા આપી. ડુંગરભકતે પણ એવી જ અમીદૃષ્ટિ તેમના પ્રત્યે કરી. તે દૃષ્ટિમા પોતાનુ કુટુંબ તો શું પણ સમગ્ર જગતના પરમ ઉદ્ધારક તરીકેનો ભાવ હતો. એ ભાવે આ લોકમા આવવાનો પોતાનો આદેશ સિદ્ધ કરવા, તીવ્ર મુમુક્ષુઓને સદા પ્રેરક બને એવુ મહાભિનિષ્ક્રમણ સં. ૧૯૩૮ના માગશર માસમાં કર્યું.

પિતાશ્રીની ભલામણથી સાથે આવેલ વિઠ્ઠલદાસ શેઠ સાથે ડુંગરભક્ત સીધા બોરીઆવી સ્ટેશને આવ્યા. અહીં હરિભક્તોનો સમુહ મળ્યો અને ખબર મળી કે આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજ વડોદરા પધારવાના છે અને ત્યાં મોટો સમયો થવાનો છે અને દેશ દેશાંતરથી સદ્ગુરુઓના મંડળો પણ આવનાર છે. આ સમાચારથી કદાચ પોતાના ગુરુ સ્વામી વિજ્ઞાનાનંદજી પણ વડોદરા પધાર્યા હશે એમ ધારી, ડુંગરભક્ત સૌ હરિભક્તો સાથે ગાડીમા બેઠા અને વડોદરા આવ્યા. કોઠારી વેણીદાસ ગાડીમા ભેગા થઇ ગયા એટલે સ્ટેશને ઊતરી તેમની સાથે જ પોતે મંદિરે ગયા અને તેમના આસન[1] પાસે કોઠારી ગોવર્ધન ભાઈના ઓરડામા આસન કર્યું. પછી મંદિરમા ઠાકોરજીના દર્શન કરી સભામંડપમા દર્શન કરવા આવ્યા. અહીં સભામંડપમા પોતાના ગુરુને ગાદી તકિયે બેઠેલા જોયા. તુરત જ દોડી જઇ તેમને દંડવત્ પ્રણામ કરી, પગે લાગી પિતાજીએ આપેલી રજાચિઠ્ઠી તેમના હાથમાં મૂકી. અનેક ઉપાધિ હોવા છતા પણ, આ વૈરાગ્યમૂર્તિ કિશોર ભક્તરાજે સંસારનુ ન તોડી શકાય એવુ બંધન તોડી નાંખ્યુ છે, તે જાણી સ્વામી અતિશય રાજી થયા અને પ્રેમથી તેમને માથે બે હાથ મૂકયા. પછી ડુંગરભક્ત ત્યાંથી ઊઠ્યા અને બીજા સદ્ગુરુઓને પગે લાગી પોતાના આસને પાછા આવ્યા.

---

૧ ઊતારો.

હવે તો સ્વામી પાસે જ આસન હોય એમ નિશ્ચય કરી ગોવર્ધનભાઈના આસનેથી ડુંગરભક્તે પોતાની ઝોળી ઉપાડી. આ કિશોર ભક્તરાજની પરીક્ષા કરી શકે એવી ચાણક્ય બુદ્ધિવાળા કોઠારી ગોવર્ધનભાઈ હતા. તેમણે તુરત જ તેમનો હાથ પકડ્યો અને પૂછ્યું 'આસન કયાં બદલો છો?' ડુંગરભક્તે અપૂર્વ શાંતિથી કહ્યું, 'મારા ગુરુ સ્વામી વિજ્ઞાનાનંદજીના આસને જાઉ છું.' પરંતુ કોઠારી તેમને એમ જવા દે તેવા ન હતા. આ બાળકમા તેમને ઘણી ઘણી શકયતા લાગી. કોઠાર, નામુ, વ્યવસ્થા, એવી ઘણી ઘણી બાબતો આ તેજસ્વી યુવાન કુશળતાથી પાર પાડી શકશે એવી કોઠારીની ગણતરી હતી અને એ ગણતરી ખોટી પણ ન હતી. ભવિષ્યમા પોતાનુ નામ ઉજ્જવલ કરનાર આ કિશોર ભક્ત વરતાલના કોઠારમા જ પોતાના મદદનીશ તરીકે શોભશે. એ વિચાર કોઠારીના મગજમા ઘર કરી ગયો હતો. તેથી જ આમ અનાયાસે સાંપડેલુ આ રત્ન સાધુના ભગવા લુગડામા રંગાઈ રોળાઈ જાય, એ કોઠારીને રુચ્યું નહિ. તેમણે તેમનો હાથ છોડી માથે હાથ ફેરવતા કહ્યું, 'અહીં જ રહો ને! મારે તમારી પાસેથી ઘણુ કામ લેવું છે.' વરતાલની ગાદીના આચાર્યોના જમણા હાથ સમાન કોઠારી ગોર્વધનભાઇ, આદિ આચાર્યશ્રી રઘુવીરજી મહારાજના સમયથી આદિ કોઠારી તરીકેની નીમણુક પામ્યા હતા અને ત્યાગમૂર્તિ આચાર્યશ્રીનુ તમામ કામ પોતે જ કરતા. ત્યારબાદ આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજને પણ પોતે પ્રેરણામૂર્તિ સમાન હતા. આ ત્રીજા આચાર્યશ્રી વિહારિલાલજી મહારાજના તો પોતે વડીલ જેવા હતા. કોઠારી ગોર્વધનભાઇ એ કેવળ કોઠારી જ ન હતા પરંતુ વરતાલની ગાદીના રક્ષક અને હિતચિંતક પણ હતા. વિહારિલાલજી મહારાજને પણ એ ખ્યાલ હતો અને તેથી જ 'કોઠારી ગોવર્ધનભાઇ એટલે વરતાલની ગાદી!' એમ કહેવાતુ. આવું બહુમાન પામેલા આ વૃદ્ધ કોઠારી, આ કિશોર ભક્તરાજને, આમ વિનતિ કરે એ આ લોકની મોટપ જેના હૃદયમા હોય તેવાઓને મન તો ઘણી જ મોટી વાત હતી!

પરંતુ ભક્તરાજ ડુંગરભાઇની વાત તો તદ્દન જૂદી જ હતી.

તેમને મન આ લોકની મોટાઇ, કોઠાર કે ભંડાર તેની કાંઇ વિસાત જ ન હતી તેમને તો બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુની સેવા કરી બ્રહ્મરૂપ થઇ મહારાજને અખંડ રાખવા હતા. આ મોટાઇ આગળ ચૌદ લોકના સુખ કે મોટાઇ તેમને કાકવિષ્ટા તુલ્ય હતા. તે માર્ગનુ અખંડ અનુસંધાન કોઠારમા ન રહે અને અધિકારથી કોઇ ભક્તજનનો દ્રોહ થઇ જાય, એટલે પોતે વિચારી રાખેલ માર્ગમાથી બીજે સહેજ પણ વૃત્તિ જાય તો મોટુ પાપ થાય, એવી દઢ ગાંઠ તેમણે બાંધી રાખી હતી. 'જાણો જગમોટાઇ જૂઠ છે રે, તેની તજો તાણ; એને ઇચ્છે તે હૈયાફૂટ છે રે, ન ઇચ્છે તે સુજાણ.'[1] બ્રહ્મસ્થિતિની આવશ્યકતારૂપ જાણપણાના આ શબ્દોનુ અખંડ અનુસંધાન પોતે રાખ્યું હતુ. આથી કોઠારીના વિનમ્ર વચનોને એટલી જ નમ્રતાથી તેમણે પાછા ઠેલ્યા અને કહ્યુ, 'સદ્ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામીની સેવામા હું છું અને મારા પિતાશ્રીએ પણ તેમની સેવા માટે જ મને રજાચિઠ્ઠી આપી છે.' કોઠારીને આ શબ્દોમા પોતાની માગણીનો અનાદર થયો છે તેમ ન લાગ્યુ. છતા એ માગણી સંતોષાઇ નહિ. પરંતુ આ કિશોરભકતની આકર્ષક મૂર્તિ જોઇને જ તેમના આ નિશ્ચયમાથી ચળાવવાનુ તેમને હમણા ઠીક ન લાગ્યુ. ડુંગરભકત હસતે મુખે વિજ્ઞાનાનંદસ્વામીના આસને દોડી ગયા.

બીજે દિવસે સવારે આચાર્યશ્રી વિહારિલાલજી મહારાજ પધારવાના હતા એટલે વડોદરા રાજ્યની રીત પ્રમાણે તેમનુ અદ્ભુત સ્વાગત થવાનુ હતુ. દેશદેશના હરિભકતો તથા ઘણાખરા સંતના મંડળો પણ આવી ગયા હતા. આચાર્યશ્રી પધાર્યા અને શણગારેલા હાથી ઉપર ચાંદીની અંબાડીમા બિરાજ્યા. બીજા વૃદ્ધ સંતો તથા સદ્ગુરુઓ ઘોડાગાડીમા બિરાજ્યા, એ રીતે સ્વારી નીકળી. ધજા, પતાકા, નિશાન ડંકા વગેરે સાથે સ્વામિનારાયણ ભગવાનની જયઘોષ અને સંતોના કીર્તનથી વાતાવરણ દિવ્ય બની ગયુ. આ મેદિનીમાં ડુંગરભક્ત પણ હતા. ધીરે ધીરે તેઓ આચાર્યશ્રીના હાથી પાસે આવી ગયા. આચાર્યશ્રીની નજર તેમના પર પડી. અનેક

[1] ચોસઠ પદી

દુર્ઘર્ષ વિઘ્નોનો પ્રતિકાર કરી, આ બાલભક્ત આ સમુહમાં આવી ગયા તે જાણી, અંતરમાં તેઓ ઘણા જ રાજી થયા. પરંતુ કદાચ તેમના કુટુંબીઓ તરફથી ફરી ઉપાધિ થાય એ બીકે તેમણે તેમને પૂછયું, 'ફરી કેમ આવ્યા ?' ડુંગરભક્તે કાંઇ જવાબ આપ્યો નહિ. સ્વારી મંદિરમાં આવી એટલે ડુંગરભક્તે તુરત જ સ્વામીને વાત કરી અને કહ્યું, "કદાચ મહારાજ રહેવા ન દે.' પરંતુ સ્વામીએ તેમને ધીરજ આપી અને કહ્યુ, 'હવે ફિકર કરશો નહિ. તમારા પિતાશ્રીએ રાજીખુશીથી રજા આપી તેવો કાગળ લાવ્યા છો એટલે હવે ખુશીથી રહો.'

પછી તે જ દિવસે સ્વામીશ્રીએ કોઠારી ગોર્વધનભાઇ પાસે આચાર્ય મહારાજને કહેવરાવ્યુ, 'આ ડુંગરભગત બહુ જ મુમુક્ષુ છે માટે એમને રહેવાની રજા આપો.' એટલે આચાર્ય મહારાજે તેમને રજા આપી અને કહ્યુ, 'હાલ અહીં સમૈયો છે તે ભલે રહે અને સેવા કરે. ત્યારબાદ બ્રહ્મચારી દેવાનંદજી સાથે કાનમ, કોંકણ વગેરે દેશમાં ધર્માદો ઉઘરાવવા ફરે.' આ પ્રમાણેની આજ્ઞા થવાથી બાલ ભક્તરાજને અતિ આનંદ થયો.

**સેવા અને તપની મૂર્તિ**

આવા મોટા સમૈયામા સેવાનો અવકાશ તો ઘણો જ હોય. વળી આવા સેવાભાવી સેવક મળ્યા એટલે બીજા સેવકોને પણ કેટલીક રાહત મળી. ડુંગરભક્ત તો દેહને ન ગણતા, જે કોઇ સેવા ચીંધે તે કરવા મંડી પડતા. સમૈયાની રસોઇના વાસણો ઉત્સાહથી ઊડકી નાખતા. કેટલીકવાર તો આ ક્રિયામાં એવુ બનતુ કે વાસણો મોટા અને સેવક છોટા એટલે સેવકને ઊંડા તપેલામા બેસી વાસણો ઘસવા પડતા. આ રમુજી દૃશ્યથી કેટલાકને આનંદ થતો, કેટલાકને આ બાલભકતનો આવો વેગ જોઇ તેમના ઉપર પ્રેમ થતો, જ્યારે કેટલાકને તો તેમની ક્રિયા જોઇને તેમનામા અતિ મહાન દિવ્ય વિભૂતિના દર્શન થતા ! સમૈયો પુરો થયો ત્યાં સુધી ડુંગરભક્ત વડોદરામા રહ્યા અને પછી બ્રહ્મચારી દેવાનંદજી સાથે ધર્માદો ઉઘરાવવા ફરવા જવા તૈયાર થયા.

સ્વામી વિજ્ઞાનાનંદજીએ તેમને બે ધોતિયા અપાવ્યા અને આશીર્વાદ આપી ધર્માદો ઉઘરાવી રહ્યા પછી સુરત આવવા આજ્ઞા કરી.

ડુંગરભાઈ બ્રહ્મચારી સાથે વડોદરાથી નીકળી મકરપુરા, વરણામા, પોર, મંડાળા, ભદામ, પાણેથા, અવધ્યા થઇને ભરૂચ આવ્યા અને ત્યાં સાત દિવસ રહ્યા. ડુંગરભક્ત ભરૂચ આવ્યાના સમાચાર વિજ્ઞાનાનંદજીને મળ્યા એટલે એક ભક્ત સાથે ધોતિયુ તથા મમરાની પ્રસાદી મોકલી. બ્રહ્મચારી સાથે ગામડામાં ફરતા ડુંગરભક્ત તમામ સેવા કરતા. સવાર સાંજ મંદિર તથા ચોક વાળી નાખે, પાણી ભરી લે અને ભંડારની પણ સેવા કરે. એ ઉપરાંત કથા ટાણે કીર્તનો પણ બોલે. આમ દરેક ક્રિયામાં તેમનો ઉત્સાહ જોઇ મંડળના સૌ સંતોને તેમનો ઘણો ગુણ આવ્યો. દરેક ગામડામાં હરિભક્તોને પણ તેમને વિષે અત્યંત ભાવ થયો.

તપથી શરીર ખૂબ જ કૃશ થવા છતાં મોહક કાંતિવાળા આ બાલ ભક્તરાજ અત્યંત કોમળ પ્રકૃતિના હતા છતા આટલો અથાગ પરિશ્રમ લઈ સેવા કરતા. રોજ રાત્રે મોડે સુધી કથાવાર્તામા જાગી સવારે પાછા વહેલા ઊઠે. આખો દિવસ અનેક પ્રકારની સેવાને લીધે કોઈ કોઈ વખત તેમને અત્યંત શ્રમ પણ લાગતો. એક દિવસ સવારના વહેલા ઊઠી ઢાઢર નદીએ નાહવા ગયા, નાહીને બહાર નીકળ્યા એટલે તુરત જ મૂર્છાવશ થઈ ગયા; સાથેના સાધુઓ તેમને એકાએક આવુ થઈ ગયુ તેથી ગભરાયા અને મૂર્છા વળી એટલે તેમને લઇને મંદિરમા આવ્યા. ખૂબ જ ટાઢને લઇને તેમને શરદી લાગી ગઇ હતી. બ્રહ્મચારીએ તેમનુ શરીર તપાસ્યુ અને પછી કહ્યુ, 'હવે આટલો બધો પરિશ્રમ ન લેશો અને થોડુ મોડુ નહાવુ.' તેમને આરામ થયો એટલે મંડળના સૌ સંતો સાથે નર્મદા ઊતરીને સજોત, કુડાદરા, અડાદરા, પરવડ, સુણાઈ, શોભા, વરીઆવ, કતારગામ વગેરે ગામોમા ફરવા નીકળ્યા. ફરતા ફરતા લગભગ ત્રણ માસે સુરત પહોંચ્યા. સ્વામી તેમને જોઈ અત્યંત રાજી થયા અને ફાગણના ફુલદોલ ઉત્સવની તૈયારીમા તેમને મૂકી દીધા.

સુરત મંદિરમાં સેવામાં

બરાબર આ જ અરસામા સુરત મંદિરમા કોઠારી તરીકે કામ કરતા કોઠારી નરસિંહ ભગત સાધુ થવા માટે વરતાલ જવાના હોવાથી તેમની જગ્યાએ ડુંગરભક્તને કોઠારીનુ કામ સ્વામીશ્રીએ સોંપ્યુ. આ ભક્તરાજને તો સ્વામીશ્રીની આજ્ઞાનું જ મહત્ત્વ હતુ એટલે આજ્ઞામાં અણીશુદ્ધ વર્તીને સ્વામીશ્રીને રાજી કરવા લાગ્યા. કોઠારનુ કામ તેને અંગે નાણુ, હિસાબ, લેણુદેણુ વગેરે દયાળજીભાઈ, ભાઈશંકરભાઈ તથા કુબેર સુગટિયાની મદદથી તેઓ બરાબર કરતા અને સાથે સાથે સ્વામીશ્રીની અંગત સેવા પણ અવકાશ મેળવી કરતા. અભ્યાસ, ધ્યાન, ભજન વગેરે માટે પણ કોઠારના કામમાથી સમય કાઢી લેતા. તેમની આટલી નાની ઉંમરમા આવી કાર્યદક્ષતા જોઈ, સ્વામીનો અત્યંત રાજીપો તેમના ઉપર થવા લાગ્યો.

કોઠાર તથા મંદિર અંગેના બીજા કામથી સંપૂર્ણ રીતે નિશ્ચિત થએલા સ્વામીશ્રીને હવે અંતરમા અત્યંત શાંતિ થઈ. હવે ફક્ત કથા વાર્તા ભજનનો આગ્રહ રાખી, મંદિરનો વ્યવહાર તેમણે ગૌણ કરી અવકાશ વખતે ડુંગરભકતને સંસ્કૃત વિદ્યા ભણાવવા લાગ્યા. સાંદિપની ઋષિને શ્રીકૃષ્ણને જોઇ જેવો ઉમંગ રહેતો, તેવો ઉમંગ ડુંગરભકતને જોઇને સ્વામીને થતો. આ બાલ ભકતરાજની મૂર્તિ પણ એવી આકર્ષક હતી. કિશોર અવસ્થા, ગૌર શરીર, આજાન બાહુ, ઊપડતી છાતી, વિશાળ ભાલ અને કમળદળ જેવા વિશાળ અણિયાળા નેણ, કોઇપણ કાર્યને નિશ્ચયાત્મક રીતે પાર પાડવાની દૃઢતા સૂચવતી અણીદાર નાસિકા, બીડેલા ઓષ્ટ અને શુદ્ધ દંતપંકિત, યોગની પરાકાષ્ટા દર્શાવતો મસ્તક ઉપરનો ઊપડતો બ્રહ્મરંધ્રનો ભાગ, શરીરના સર્વે અંગોને દૃઢતાપૂર્વક ખૂબ જ માવજતથી કોઇ મહાન કાર્ય પાર પાડવાને માટે જ જાણે કુશળતાપૂર્વક ગોઠવી દીધા હોય, તેવુ તેમની મોહક મૂર્તિ જોઇ જણાતુ હતુ. સફેદ ગણવેશમા રહેલી આ બાલ પાર્ષદની સૌમ્ય મૂર્તિને જોતાં જ એમ તો સૌને થઇ જતુ કે મંદિરનો વહિવટ કરવા કે ત્યાગી થઇ ભજન કરવા આવેલ આ કોઈ

સામાન્ય વ્યકિત નથી. પોતાની પ્રતિભાને કોઇ અજાણતા પણ ન જાણી જાય એવી તકેદારી રાખતા આ કિશોર પાર્ષદ તો હંમેશા નાનામાં નાના બની મંદિરની છેલ્લી પંકિતની સેવામા જ ગુંચવાએલા રહેતા. પણ જેમ માટીમા છૂપાએલ સુવર્ણરજને શોધવા અનેક ઉપાયો સુવર્ણના ખપવાળા કરે છે, તેમજ શુદ્ધ મુમુક્ષુઓ પણ આ કિશોર મૂર્તિને જોઇને, તેમનામા કોઇ અવતારી દિવ્ય તત્ત્વની શોધ માટે તેમના તરફ અનિમીષ દષ્ટિએ ભક્તિભાવપૂર્વક જોઇ રહેતા ત્યારે આ કિશોર ભક્તરાજ તેમનો ભાવ જોઇ સૂચક હાસ્ય કરતા.

સ્વામીશ્રીને તો આ ભક્તરાજ પોતાના જીવનપ્રાણ સમા બની ગયા હતા. અડગ શ્રદ્ધા અને અપૂર્વ ભકિતભાવથી પોતાનુ દરેક કાર્ય વિજળીના ત્વરીત વેગથી પાર પાડી તેઓ સ્વામીશ્રી પાસે વિદ્યાભ્યાસ માટે આવતા અને સ્વામીશ્રી પણ પ્રેમપૂર્વક તેમને શીખવાડતા. આ પ્રમાણે અભ્યાસ ચાલુ રહ્યો. એટલામાં ચૈત્ર આવ્યો અને હરિજયંતિના સમૈયા ઉપર સ્વામીશ્રીને વરતાલ જવાનું થયુ. ડુંગરભકત સુરત જ રહ્યા અને સ્વામીશ્રી સમૈયે વરતાલ ગયા.

એક માસ પછી સ્વામીશ્રી પાછા સુરત પધાર્યા. ચોમાસામા તેમની પાસે 'સારસ્વત'નો પાઠ લઇ ચાર માસમાં જ પહેલી આવૃત્તિ પુરી કરી. આમ વિદ્યાભ્યાસમા પણ અજોડ પુરવાર થયા. વળી કાર્ય દક્ષતામા તો નિપુણ હતા જ એટલે સ્વામીશ્રીની અપૂર્વ પ્રસન્નતાના પાત્ર બની ગયા. તેથી જ સુરત મંદિરના મહંત સર્વાંશે સૌ તેમને જ માનવા લાગ્યા.

## ભાગવતી દીક્ષાનો અપૂર્વ મહોત્સવ

સં. ૧૯૩૯નો અન્નકૂટનો ઉત્સવ કરી સ્વામીશ્રી ડુંગરભકતને લઇને વરતાલ ગયા. આ વખતે સ્વામીશ્રીની ઇચ્છા ડુંગરભકતને વૈષ્ણવી દીક્ષા અપાવી સાધુ કરી દેવાની હતી. મંદિરની નાની મોટી તમામ સેવા, સંતોની સેવા અને શુદ્ધ વર્તનની અગ્નિ પરીક્ષામાંથી સર્વ પ્રકારે પસાર થએલા આ કિશોરને હવે દીક્ષા સમય આવી

પહોંચ્યો હતો એવું સ્વામીશ્રીને જણાયું. આ કિશોર ભક્તને તો આ પ્રસંગ માટેનો અપૂર્વ ઉત્સાહ હતો. આટલા વર્ષોથી આ પ્રસંગની જ પ્રતીક્ષા કરતા આ બાલ ભક્તરાજને આ પ્રસંગથી જાણે દિવ્ય જીવન પ્રાપ્ત થયાનો આનંદ થયો.

કાર્તિક શુદ ૪ ને દિવસે અદ્ભુતાનંદ સ્વામી અક્ષરનિવાસી થયા હોવાથી દેશદેશાંતરથી ઘણા સંતોના મંડળો આ પ્રસંગે વરતાલ આવ્યા હતા. વળી કેટલાક બીજા પાર્ષદોને પણ દીક્ષા આપવાની હતી એટલે સમૈયો અદ્ભુત ભરાયો.

સ્વામીએ જ્યારે આચાર્ય મહારાજને આ બાલભક્તને દીક્ષા આપવાનું સૂચન કર્યું ત્યારે આચાર્ય મહારાજને ધ્રાસકો પડ્યો. તેમને એમ થયું કે, 'અંતે આ ભક્ત મારા હાથમાથી તો જશે જ.' તેમણે સ્વામીને કહ્યું, 'હજુ પાર્ષદ તરીકેના બાર માસ તો પુરા થયા નથી માટે દીક્ષાની ઉતાવળ કરવી નથી.' સ્વામીને આ શબ્દોથી વજ્રપાત થયો હોય એવો આઘાત લાગ્યો. જાણે ધરતી નીચેથી ખસી જતી હોય એવી અસ્થિરતા તેમને થઈ ગઇ. ધ્રુજતા અવાજે તેમણે આચાર્ય મહારાજને કહ્યું, 'ગયા વર્ષે એક અધિક માસ શ્રાવણ માસનો હતો એટલે બાર માસ પુરા થઈ ગયા છે માટે દીક્ષા આપો.' આચાર્યશ્રીએ કહ્યું, 'જોઇશું.' સ્વામીને આ ઠીક ન લાગ્યું. તેમણે કોઠારી ગોવર્ધનભાઈ પાસે ફરી કહેવરાવ્યું. પરંતુ કોઠારીને પણ આ ભક્તને પોતાની પાસે રાખવાનો લોભ હતો એટલે તેમણે ખાસ એ વાતનો આગ્રહ રાખ્યો નહિ. અંતે કેટલાક મોટેરા સદ્ગુરુઓએ આચાર્યશ્રીને કહ્યું, 'આપની ડુંગરભક્તને દીક્ષા આપવાની આનાકાનીથી સ્વામી અત્યંત દુ:ખાયા છે. શ્રીજીના મળેલા આવા મોટા સંત દુ:ખાય એ ઠીક નહિ માટે તેમના સેવકને દીક્ષા આપવી જ જોઇએ.' આ શબ્દોથી આચાર્યશ્રીને લાગ્યું કે 'આવા મોટા સંતને રાજી રાખવા જ જોઇએ' તેથી તેમણે સ્વામીને કહેરાવ્યું, 'તમારા સેવકને દીક્ષા આપીશું માટે રાજી રહેશો.' એવી રીતે કાર્તિક વદી પંચમીની પુણ્યતિથિ દીક્ષા માટે નક્કી કરી અને આ પ્રસંગ માટે મહાન યજ્ઞની તૈયારી શરુ કરી.

કાર્તિક વદી પંચમીને દિવસે સવારથી જ મહાન યજ્ઞવિધિની પ્રવૃત્તિ શરુ થવા લાગી. આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજના પ્રીતિપાત્ર, કોઠારી ગોવર્ધનભાઇના લાડિલા અને સ્વામી વિજ્ઞાનાનંદજીના જીવનપ્રાણ સમાન આ બાલભક્તના દીક્ષા પ્રસંગે મહાયજ્ઞ કરી વેદવિધિપૂર્વક તેમને ભાગવતી દીક્ષા આપવી એવુ આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજે નક્કી કર્યું હતુ. આ પ્રસંગ સત્સંગના ઇતિહાસમા અદ્વિતીય થશે એવુ ચાલતી તૈયારી ઉપરથી સૌને જણાયુ.

સવારથી જ આ બાલ ભક્તરાજની સૌમ્ય અને શાંત મુખમુદ્રા સૌનુ ધ્યાન ખેંચતી હતી. જે મંગળ પ્રસંગની પ્રતીક્ષા જીવનની એકે એક પળ કરતી હતી તે પ્રસંગ આજે આવ્યો. આજે તેમને ઉપવાસનો દિવસ હતો સવારની પૂજાવિધિ એને નિત્યકર્મથી પરવારી શિખાવર્જીત મુંડન કરાવ્યુ અને પછી સ્નાન કરીને ગુરુશ્રીને દંડવત્ પ્રણામ કર્યા. પછી ગુરુશ્રીની સાથે યજ્ઞશાળાના મંડપમા પધાર્યા. તપથી કૃશ બનેલ શરીરમા સૂર્યના કીરણો સમ નૈષ્ઠિક બ્રહ્મચર્યની કાંતિ તથા મુખપર બ્રહ્માના અખંડ સ્મિતની રેખાથી, આ વર્ણિની પ્રતિભા સૌને નિરાળી જ દેખાતી હતી

પ્રથમ યજ્ઞમાં પધરાવેલી તો શ્રીજી મહારાજની મૂર્તિનુ પૂજન યથાવિધિ બ્રાહ્મણ પુરોહિતે તેમની પાસે કરાવ્યુ. પૂજાવિધિ બાદ આચાર્ય મહારાજ સન્મુખ હાથ જોડી તેઓ ઉભા રહ્યા. પછી આચાર્ય મહારાજે પ્રથમ તેમને સ્વામીશ્રી વિજ્ઞાનંદજી પાસે મૃત્તિકાથી રંગેલા વસ્ત્રો, ભિક્ષાપાત્ર અને જળપાત્ર અપાવ્યુ અને પછી તેમની જ પાસે કપાળમા ઉર્ધ્વપુંડ્ર તિલક, તુલસીની બેવડી કંઠી ધારણ કરાવી. પછી આચાર્યશ્રી સન્મુખ પૂર્વમુખે બેસીને દીક્ષામંત્ર લીધો અને ચંદનની છાપો લીધી. ત્યારબાદ આચાર્યશ્રીએ તેમને જનોઇ ધારણ કરાવી. બ્રાહ્મણોના મંત્રોચ્ચાર, વારંવાર થતા જયઘોષ અને વેદિકામાં અપાતી ઘીની આહૂતિઓથી વાતાવરણ દિવ્ય બની ગયુ. એ વખતે યજ્ઞકુંડમાથી પ્રચંડ અગ્નિની જ્વાલાઓ નીકળતી હતી. सर्वतो भद्रमस्तु એ ભાવનાને મૂર્તિમાન કરવા અને ' માયા રાત

મુમુક્ષુની ટળી' ઉપાસનાની અજ્ઞાનરૂપી રાત્રીનો નાશ કરવા જ જાણે યજ્ઞમાથી આ વર્ણિરૂપે નારાયણ પ્રગટ થયા હોય તેમ તેમની વર્ણિવેશની મૂર્તિ જોઇને, આચાર્ય મહારાજને પ્રતીતિ થઈ. તેથી જે તેમનુ સૂચક નામ 'યજ્ઞપુરુષદાસ' પાડયુ.

આ સાધુ મહાન ઇશ્વરાવતાર છે

તે જ દિવસે આચાર્ય મહારાજને મેડે મોટી સભા થઈ. એક વિદ્વાન જ્યોતિષી પાસે નવા થએલા સાધુઓના જન્માક્ષર જોવરાવ્યા. તેમા સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજીના જન્માક્ષર જોઇને જ્યોતિષીએ કહ્યુ, 'આ જન્માક્ષર ઉપરથી આ સાધુ મહાન ઇશ્વરાવતાર હોય એમ જણાય છે. આ સાધુ મહા સમર્થ અને યોગીન્દ્ર પુરુષ થશે.' સ્વામીશ્રી માટેની આ ભવિષ્ય વાણીથી સૌને તેમને વિષે અતિ આદર થયો. વિહારિલાલજી મહારાજ તથા ગોવર્ધનભાઇ કોઠારીને, આ બાલભક્ત વિષે પોતે બાંધેલી માન્યતાઓ સત્ય થતી જાણી, અતિ આનંદ થયો અને ભવિષ્યમા મહાન થવા સર્જાએલ આ નાના સાધુ પ્રત્યે અતિ પ્રેમ થયો.

આવી રીતે દીક્ષાવિધિ પુરો થયો એટલે સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજી તેમના ગુરુ સ્વામી વિજ્ઞાનાનંદજી સાથે સુરત પધાર્યા અને સુરત આવી ગુરુની સેવામાં પ્રવૃત્ત થયા.

હવે યજ્ઞપુરુષદાસ વિજ્ઞાનાનંદજીની તમામ અંગતસેવાના અધિકારી થયા. સ્વામીની તબિયતને અનુકૂળ આવે એવી સુંદર રસોઈ બનાવી તેમને જમાડવા, ઊને પાણીએ નવરાવવા, આસન, પથારી તૈયાર કરી દેવા, તેમને અવકાશ હોય એવે વખતે પાઠ લઇને વિદ્યાભ્યાસ કરવો, કોઠારના કામકાજમાં દેખરેખ રાખવી, નામુ જોવુ અને એ બધા કામ ઉપરાંત ઠાકોરજીની સેવામા પણ પુરી કાળજી રાખી શણગાર ધરાવવા, આમ વિદ્યુતશક્તિની ત્વરાથી આ નાના સાધુનું દેહ દરેક સેવામા ફરતુ હતુ. તેમની આવી અવિરત કાર્યશક્તિ, વિદ્યાભ્યાસનો ઊમંગ,

ત્યાગ વૈરાગ્ય અને સેવાભક્તિની છટા જોઇ, મંદિરના સર્વ સંતો આશ્ચર્યમુગ્ધ થઈ જતા.

## ભગતજીના યોગમાં

તે જ વર્ષે ફાગણ સુદ ૩ના દિવસે સુરત મંદિરમાં ઘનશ્યામ મહારાજની મૂર્તિપ્રતિષ્ઠાનો સમૈયો હતો. આ પ્રસંગે વરતાલથી આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજ તથા તમામ સાધુ, બ્રહ્મચારી, પાર્ષદ વગેરે સુરત આવ્યા હતા. તેમજ ગઢડા, જૂનાગઢ, ધોલેરાથી સંતો આવ્યા હતા, તે ભેગા મહામુક્તરાજ શ્રી પ્રાગજીભક્ત પણ પધાર્યા હતા.

આ સમૈયા ઉપર આ સંતોના સેવાનો તથા કથાવાર્તાનો વિવિધ પ્રકારનો લાભ મળશે, એ વિચારથી સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજી અતિ ઉત્સાહમાં હતા. મંદિરના મહંત સ્વામી વિજ્ઞાનાનંદજીના અંગત સેવક તરીકે તથા મંદિરના તમામ વ્યવહારમાં તેમની અપૂર્વ કાર્યદક્ષતાથી, સૌ નાની મોટી તમામ બાબતમાં તેમને જ પૂછતું. એટલે સમૈયાનો ભાર લગભગ તેમના ઉપર જ રહેતો.

દરેક મોટા સંતના આસને કથાવાર્તા સાંભળવાના ઉત્સાહવાળા સ્વામી શ્રી યજ્ઞપુરુષદાસજી મંદિરના ઘુમટ નીચે રંગમંડપમાં પ્રાગજી ભક્તના આસને ગયા. અહીં મોટા મોટા સંતો, ગઢડાના પુરાણી જ્ઞાનવલ્લભદાસ તથા શાસ્ત્રી ધર્મતનયદાસ, કોઠારી પ્રભુદાસ, સ્વામી વિજ્ઞાનદાસજી તથા પુરાણી જ્ઞાનજીવનદાસજી વગેરે તથા વડોદરાના વકીલ ઉમિયાલાલ, વડોદરા રાજ્યના સુબા રાવસાહેબ રામચંદ્ર બલવંત નાયક, શાસ્ત્રી ડાહ્યાભાઈ વગેરે હરિભક્તો પ્રાગજી ભક્તની વાતો સાંભળતા બેઠા હતા. પ્રાગજી ભક્ત હાથીની ઝુલ સીવતા સીવતા વાતો કરતા હતા. સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજી તો સર્વ સ્થળથી અનોખી આ દિવ્ય સભા જોઇ સ્થંભી ગયા. તેમનુ અંતઃકરણ અહીં સ્થિર થઇ ગયું. પ્રાગજી ભક્તનો વાક્પ્રવાહ, એક ધારા ગંગાના પ્રવાહ જેવો, અને તેમાં, ભક્તિભાવથી તરબોળ

થયેલા, જેમ ચકોર ચંદ્રમાં જોડાય તેમ, જોડાઈ ગએલા હરિભક્તોને જોઈ, યજ્ઞપુરુષદાસજીને સંકલ્પ થયો કે 'અહો ! આ અદ્ભુત પુરુષ છે. આમ વાતો કરતા જાય છે, બધાની સામે જોતા જાય છે અને સીવે છે તે કેમ કરતા હશે ?' તેમનો આ સંકલ્પ જાણીને ભગતજીએ તેમના તરફ જોયું અને હસીને બોલ્યા કે 'સાધુરામ ! જીવ પ્રાણી માત્રને બે લોચન હોય છે, વિદ્યાવાનને ત્રણ હોય છે, ધર્મવાળાને સાત હોય છે અને જ્ઞાનીને અનંત લોચન હોય છે. તેથી હું આંગળીએ દેખુ છું, પાછળ બરડે દેખુ છું એમ બધે દેખુ છું.' યજ્ઞપુરુષદાસજી તો પોતાના સંકલ્પનો ઉત્તર થતો સાંભળી ત્યાં જ સ્થિર થઇ ગયા અને બ્રહ્મજ્ઞાનમા પારંગત ગણાતા આ પુરુષની, અંતર પકડીને વાત કરવાની રીત જોઇને, તેમની બ્રહ્મસ્થિતિનો વિચાર કરવા લાગ્યા.

બીજે દિવસથી તેમને ભગતજીનો પ્રસંગ વધવા લાગ્યો. આખો દિવસ તો લગભગ મંદિરની તથા સમૈયામાં આવેલ સંત હરિભક્તોની સેવામાં તથા પ્રતિષ્ઠા ઉત્સવની તૈયારીમાં જતો. પરંતુ રાત્રે પરવારી રંગમંડપમાં ભગતજીને આસને આવી જાય અને લગભગ બે વાગ્યા સુધી ભગતજીની વાતો સાંભળે. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, અને ભક્તિએ સહ વર્તમાન એકાંતિક ધર્મ સિદ્ધ કરીને અક્ષરરૂપ થઇને પુરુષોત્તમની ઉપાસના કરવાની ભગતજીની અદ્ભુત વાતોથી તેમનુ અતઃકરણ રંગાઇ ગયું. અક્ષર પુરુષોત્તમની નિષ્ઠાની તેમની વાતોને પોતાના ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામીની પણ સંમતિ મળી ગઇ. એટલુ જ નહિ પરંતુ પ્રાગજી ભક્ત ગુણાતીતાનંદ સ્વામીના અત્યંત કૃપાપાત્ર શિષ્ય છે એવો તેમનો મહિમા પણ સ્વામીં વિજ્ઞાનાનંદજીએ તેમને સમજાવ્યો.

સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજીને ભગતજીની વાતોનો અત્યંત રંગ લાગી ગયો. રાત્રીના બે વાગ્યા સુધી તેમની વાતો રોજ સાંભળે. શ્રીપતિમ્ થાય એટલે પોતાના આસને આવે અને જોડિયા સાધુ રામરતનદાસને જગાડે. પછી ભગતજીએ કરેલ તમામ વાતા તેમને કહે અને ચાર વાગે એટલે નહાવા જાય. દિવસે પણ

અનુકૂળતા હોય ત્યારે ભગતજીના શિષ્ય સ્વામી વિજ્ઞાનદાસજી પાસે બેસે અને તેમની વાતો સાંભળે. વળી કોઠારી પ્રભુદાસને પણ ભગતજીની વાતો કરવાનું કહ્યા જ કરે. આમ અતિ તીવ્ર વેગ અને ઉત્કૃષ્ટ શ્રદ્ધાથી તેમણે ભગતજી પ્રત્યે ગુરુ બુદ્ધિ દૃઢ કરી અને વચનામૃતના ઉંડા તત્ત્વજ્ઞાનમાં રસ લેવા લાગ્યા.

ગુણાતીત જ્ઞાનની એક અલૌકિકતા એ છે કે બ્રહ્મસ્થિતિવાળા સત્પુરુષનું જો શુદ્ધ ભાવે સેવન થાય તો શ્રીજીની પરાવાણીરૂપ વચનામૃતનું રહસ્ય તથા મુદ્દા સરળ થઇ, લગભગ હસ્તામલ જેવા દેખાય. એટલે જ બ્રહ્માનંદ સ્વામીએ પણ કહ્યું છે કે 'જ્ઞાન કૂંચી ગુરુ ગમસે ગયા તાળા ઊઘડી.' સાચા સત્પુરુષ મળે તો જ જ્ઞાનની કૂંચી હાથ આવે અને અક્ષરધામનો દરવાજો ઊઘડી જાય.

**ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય એટલે શું!**

પુરુષોત્તમના અતિ ઉત્તમ અને તત્ત્વે સહિત નિર્વિકલ્પ નિશ્ચય ઉપર વાત કરતા ભગતજીએ એક દિવસ કહ્યું કે 'निजात्मान ब्रह्मरूपं એ શિક્ષાપત્રીના શ્લોકમાં મહારાજે ત્રણ દેહથી વિલક્ષણ એવુ પોતાનુ બ્રહ્મનુ સ્વરૂપ માનીને, પુરુષોત્તમ નારાયણની ભક્તિ કરવાની કહી છે. એવી રીતે વર્તીને જે ભક્તિ કરતો હોય તેને જ પુરુષોત્તમ નારાયણનો અતિ ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય થયો કહેવાય.' તે ઉપર લોયા ૧૨મું વચનામૃત વંચાવ્યું અને વાત કરી કે, 'આપણે રોજ આરતી પછી નિર્વિકલ્પ ઉત્તમ અતિ એ પ્રાર્થના બોલીએ છીએ. પણ અષ્ટાવરણે યુક્ત એવા જે કોટિ કોટિ બ્રહ્માંડ તે જે અક્ષરને વિષે અણુની પેઠે જણાય છે એવુ જે પુરુષોત્તમ નારાયણનુ ધામરૂપ અક્ષર, તે રૂપે પોતે રહ્યો થકો પુરુષોત્તમની ઉપાસના કરે ત્યારે તેને ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય વાળો કહીએ. આવી રીતે જ્યાં સુધી નથી સમજાતુ ત્યાં સુધી અક્ષરનો મહિમા પણ સમજાતો નથી. ધામરૂપ અક્ષર જે ગુણાતીતાનંદ સ્વામી તેમના સાધર્મ્યપણાને પામ્યા વિના પુરુષોત્તમનો અતિ ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય થઈ શકે જ નહિ. માટે ગુણાતીતાનંદ સ્વામીની ઉપેક્ષા

કરીને પુરુષોત્તમનો નિશ્ચય નહિ જ થાય. પણ ભક્તે સહિત ભગવાનની ઉપાસના હશે અને બ્રહ્મવેત્તા સત્પુરુષનો જોગ હશે તો જોતજોતામાં ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય થઈ જશે '

અક્ષરની અનિવાર્યતાની ચાવીરૂપ આ વચનામૃતની ગહનતા યજ્ઞપુરુષદાસજીને ભગતજીની આ રહસ્યપૂર્ણ વાત સાંભળી સમજાઈ ગઈ. વચનામૃતના ઊંડા મર્મની સરળ રીતે છણાવટ કરતા ભગતજીની સિદ્ધ બ્રહ્મસ્થિતિ જોઈ તેમના તરફ તેમને આકર્ષણ વધતુ ગયું. તેમને પ્રતીતિ થઈ કે ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચયની સ્થિતિ તો અક્ષરના સાધર્મ્યપણાને પામેલ આવા સત્પુરુષદ્વારા જ થઈ શકે. એટલે મોક્ષ-માર્ગમાં જેટલી અનાદિ મૂળ અક્ષર બ્રહ્મની આવશ્યકતા છે તેટલી જ તેમના સાધર્મ્યપણાને પામેલા બ્રહ્મસ્થિતિવાળા સત્પુરુષની પણ છે!

એ અરસામાં સુરતના કેટલાક હરિભક્તો એક દિવસ સંધ્યા આરતી પછી ઠાકોરજીના દર્શન કરી વિજ્ઞાનાનંદ સ્વામી પાસે આવીને દંડવત્ કરી બેઠા. પછી સ્વામીને પૂછ્યું કે 'સ્વામી! આ ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચયની માગણી રોજ રાત્રે કરીએ છીએ તે ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય એટલે શું?' તે વખતે યજ્ઞપુરુષદાસજી પાસે બેઠા હતા. આ પ્રશ્ન સાંભળી સ્વામી સહેજ હસ્યા અને પછી બોલ્યા કે 'વિકલ્પે રહિત જે નિરુત્થાનપણાનો નિશ્ચય તેને નિર્વિકલ્પ નિશ્ચય કહેવાય.' તે ઉપર ભાગવતના કેટલાક પ્રમાણની વાત કરી. સ્વામીજી ઉત્તર કરતા કરતા યજ્ઞપુરુષદાસજીના મુખારવિંદ સામુ જોતા જતા હતા પણ તેમને આ ઉત્તરથી કાંઈ સંતોષ થયો હોય એવુ જણાયું નહિ. આથી તેમણે કહ્યું કે 'આ પ્રશ્નનો ઉત્તર બહુ જ કઠણ છે તે વિસ્વારીને પછી કહીશ.' ત્યારે યજ્ઞપુરુષદાસજીએ કહ્યું કે 'સ્વામી! લોયાના ૧૨ ના વચનામૃતમાં આ પ્રશ્નનો ઉત્તર મહારાજે કર્યો છે તેનું કેમ સમજવું?' તે સાંભળી સ્વામીશ્રીને આશ્ચર્ય થયું કે વચનામૃતમાંથી આનો ઉત્તર આ સાધુએ ક્યાંથી શોધી કાઢ્યો! પછી વચનામૃતનો ચોપડો મંગાવી તે ઉત્તર વાંચી જોયો. પછી તેમણે પૂછ્યું કે 'તમને આ વચનામૃત કોણે બતાવ્યું?' યજ્ઞપુરુષદાસજીએ કહ્યું કે, 'પ્રાગજી ભક્તે આ

વચનામૃત ઉપર ઘણી જ વાતો કરી અને સમજાવ્યું હતું કે અક્ષરની ઓળખાણ થયા સિવાય તેના સાધર્મ્યપણાને ન જ પમાય. માટે અક્ષરરૂપ થવામા ગુણાતીતાનંદ સ્વામી જે અક્ષરધામનો અવતાર છે તેની અનિવાર્યતા છે.' યજ્ઞપુરુષદાસજીની આવી મિષ્ટ અને નિર્દોષ વાણી સાભળી, સ્વામીથી મુગ્ધ થઈ ગયા અને તેમના માથે હાથ ફેરવતા બોલ્યા કે, 'સાધુરામ! પ્રાગજી ભક્ત તો અપરોક્ષાનુભવી બ્રહ્મસ્થિતિવાળા સત્પુરુષ છે અને તેમણે ગુણાતીતાનંદ સ્વામી પાસેથી બસે બાસઠ વચનામૃતના રહસ્ય તથા મુદ્દા યથાર્થ જાણ્યા છે. માટે તેમણે સમજાવેલો શ્રીજીનો સિદ્ધાંત યથાર્થ છે તેમાં શંકાને જરાપણ સ્થાન નથી. તમારે એમની સાથે હેત થયું છે તો પુરું હેત કરજો અને સમાગમ કરી લેજો.' આ પ્રમાણે સ્વામી વિજ્ઞાનંદજીએ ભગતજીનો મહિમા કહ્યો. યજ્ઞપુરુષદાસજીને સાચા સત્પુરુષની ઓળખાણ થવાથી અપૂર્વ આનંદ થયો. પ્રશ્ન પૂછનાર હરિભક્તોને પણ આ ઉત્તર સમજાયાથી ઘણો જ સંતોષ થયો.

પ્રાગજી ભગત બ્રહ્મવિદ્યાના ગુરુ

યજ્ઞપુરુષદાસજીને દિવસે દિવસે ભગતજીનો અપાર મહિમા સમજાવા લાગ્યો. તેમાં પણ સ્વામી વિજ્ઞાનદાસ તથા કોઠારી પ્રભુદાસના યોગથી તેમાં વૃદ્ધિ થતી ગઈ. વળી બ્રહ્મચારી અચિંત્યાનંદજી જે આ સમૈયા ઉપર પધાર્યા હતા તેમના સમાગમથી પણ પ્રાગજી ભક્તની મહત્તા સમજાઇ. ત્યાગી સંતો પાર્ષદો તથા હરિભક્તોનો ભગતજી પરત્વેનો સર્વ પ્રકારે ગુરુભાવ જોઈ, આ નાના પણ વિચક્ષણ સાધુએ પ્રાગજી ભક્તને પોતાના ગુરુ તરીકે મનોમન સ્વીકારી લીધા ભગતજી તથા તેમના મંડળના સાધુ તથા હરિભક્તો તરફ તેમને હેત અને પક્ષની ગાંઠ બંધાઈ ગઈ.

ભગતજીની અંગત સેવામાં રહેતા સાધુ વિજ્ઞાનદાસજીએ ભગતજીનો લોટો ઊડકી ચોખ્ખા પાણીથી વીછળી પાણીના ટાંકામાં બોળ્યો. આથી વિક્ષેપ કરવાના હેતુથી કેટલાક સાધુઓએ કોલાહલ કરી મૂક્યો અને 'પાંચ હજાર બેઢાનું ટાંકુ અભડાવ્યું' એવી વાતો

વિજ્ઞાનાનંદ સ્વામી પાસે ગઇ. તે વાતનું સ્પષ્ટીકરણ કરવા સ્વામીએ યજ્ઞપુરુષદાસજીને બોલાવ્યા ત્યારે તેમણે કહ્યું કે, 'લોટો તો ચોખ્ખા પાણીથી વીછળીને બોળ્યો હતો એટલે ટાંકુ અભડાવ્યાની વાત ખોટી છે.' સ્વામીને આ વાતથી સંતોષ થયો. વિક્ષેપ શમી ગયો. આમ ભગતજીના સાધુનો ખુલ્લો પક્ષ રાખ્યો તેથી ભગતજી બહુ જ રાજી થયા.

વળી ભગતજીના મંડળના સાધુ પુરાણી ધર્મતનયદાસજીને ભણવાના પુસ્તકો રાખવા પાટિયા જોઇતા હતા. તેમણે સુથાર પાસે તે કરાવી દીધા. ભગતજીના મંડળ પ્રત્યેનુ આકર્ષણ દિન-પ્રતિદિન તેમને વધતુ ગયું.

સુરતમાં ગુણાતીતાનંદ સ્વામીના જૂના શિષ્ય જગુભાઇ રહેતા હતા. તેમને અસાધ્ય માંદગી થઇ હતી. સુરતમાં ભગતજી પધાર્યા છે તે જાણીને ભગતજીના દર્શનની તેમને ઇચ્છા થઇ અને ઘેર પધરામણી કરવા માણસ મોકલ્યો. ભગતજી, તેમની સાથે સ્વામી વિજ્ઞાનાનંદજી, યજ્ઞપુરુષદાસજી તથા અન્ય સંતોને લઈ જગુભાઇને ઘેર ગયા. ભગતજી આવ્યા એટલે જગુભાઇ બેઠા થયા. તેમને બેસારવા પાછળ તકિયો મૂકવા જતા હતા એટલે તે કાઢીને બોલ્યા કે,'ઓઠીંગણ તો હવે સ્વામિનારાયણના નામનું' એમ કહી ભગતજીને તથા સ્વામીને અને અન્ય સંતોને અતિ ઉત્સાહથી પગે લાગ્યા. પછી બે હાથ જોડી ભગતજીને કહ્યુ, 'બાપજી! દેહને બહુ જ દુઃખ પડે છે' એટલે ભગતજીએ તેમને કહ્યું, 'સ્વામી નો'તા કહેતા કે ખાખરો ખંખેરીશ. તે યાદ છે ને? પણ હવે શુદ્ધ કર્યા છે માટે સુખેથી અક્ષરધામમાં પધારો.' એમ કહી આશીર્વાદ આપ્યા. પછી પૂજનવિધિ કરી, સંતોને ધોતિયા ઓઢાડયા એટલે સંતો મંદિર જવા ઊઠ્યા. સંતો મંદિર પહોંચ્યા એટલામાં જગુભાઈએ દેહ મૂકયો. આ પ્રસંગથી, ભગતજીને મહારાજ તથા સ્વામીનો અભિપ્રાય જાણવાની દષ્ટિ છે અને મહારાજ એ કહે તેમ કરે છે, એ વાતની યજ્ઞપુરુષદાસજીને પ્રતીતિ થઇ.

ભગતજી લગભગ એક માસ સુરતમાં રોકાયા પછી આચાર્ય મહારાજ સાથે વરતાલ પધાર્યા. ભગતજી ત્યાંથી નડિયાદ પધાર્યા. નડિયાદથી વરતાલ જતા બોરીઆવી પાસે વિજ્ઞાનાનંદ સ્વામી તથા યજ્ઞપુરુષદાસજી તેમને ભેગા થઇ ગયા. તેમને ભગતજીએ પોતાના ગાડામાં બેસાર્યા અને ઠેઠ વરતાલ પહોંચતા સુધી યજ્ઞપુરુષદાસજીને ભગતજીએ સત્પુરુષના મહિમાની ઘણી જ વાતો કરી.

વરતાલમા પણ યજ્ઞપુરુષદાસજીએ ભગતજીનો જેટલો બની શકે તેટલો વિશેષ યોગ રાખવાનું નક્કી કર્યું. દિવસ દરમ્યાન તો સ્વામશ્રીની સેવા તથા બીજી પ્રવૃત્તિને લઇને ભગતજીના આસને જઇ શકાતુ નહિ. વળી રાત્રે પોતાને પાઠ કરવાનો હોવાથી કથામાં જઇ શકતા નહિ. પરંતુ સભામંડપને મેડે વિજ્ઞાનદાસ સ્વામીનું આસન હતું, ત્યા રોજ રાત્રે લગભગ બે વાગે વાચવાનું પુરુ કરી, દીવો ઓલવી પોતે જતા. વિજ્ઞાનદાસ સ્વામી ધ્યાની સાધુ હતા એટલે ભગતજીની કથા પુરી થયા પછી નિયમ ચેષ્ટા કરી, પોતે પોતાને આસને આવી ધ્યાન કરતા. યજ્ઞપુરુષદાસજી બે વાગે તેમની પાસે આવે ત્યારે ધ્યાનમાંથી જાગતા. પછી તેમને સત્પુરુષમા જોડાવાની અને ભગતજીના મહિમાની વાતો કરતા. એ પ્રમાણે સત્પુરુષમાં જ અખંડ વૃત્તિ રાખી, ઊંઘ આળસને ઠોકરે મારી, પરમાત્મા પરબ્રહ્મ શ્રી સહજાનંદ સ્વામીને પોતામા પ્રગટ કરવાના મહાયોગનો આરંભ યજ્ઞપુરુષદાસજીએ કર્યો.

એક રાત્રે યજ્ઞપુરુષદાસજી સ્વામી વિજ્ઞાનદાસજીના આસને તેમની વાતો સાંભળવા બેઠા હતા. સ્વામી વિજ્ઞાનદાસજીએ તુરત જ કીર્તન ઉપાડયું :

'સર્વે માન તજી શામળિયા સંગાથે મન દ્રઢ બાંધીએ'

એ કીર્તન બોલી વાત કરી કે 'જેને કલ્યાણ કરવું હોય તેને વર્ણ કે આશ્રમનું માન રાખવુ ઘ[illegible] અને નિર્માની થઈ સાચા [illegible] તેમને સેવી [illegible] જીવના [illegible] હરી,

શુદ્ધ કરી, બ્રહ્મરૂપ કરી મૂકે છે. તે સિવાય બ્રહ્મરૂપ થવાનો બીજો ઉપાય છે જ નહિ.' તે ઉપર બોલ્યા કે :

જે કોઈ સાધુ જનનો સંગ કરે
તેના કામાદિક સંતાપ હરે,
તેનું મન લઈ મોહન ચરણ ધરે—સર્વે માન તજી

પછી વાત કરી 'ભગતજી મહારાજ જેવા સત્પુરુષ આપણને મળ્યા છે. આપણા વિકાર સર્વે ટાળી, શુદ્ધ કરી, મહારાજની મૂર્તિ આપણા અંતરમાં તે પ્રગટ કરી દેશે.' આ વાત થતી હતી ત્યાં કોઠારી બેચર ભગત, લઘુ કરવા ઊઠ્યા હતા તે, આ વાતો સાંભળી વિજ્ઞાનદાસ સ્વામીના આસને આવ્યા. તેમને જોઈ યજ્ઞપુરુષદાસજી શરમાઈ ગયા. પોતે પૂર્વાશ્રમમાં હતા અને ભંડારમાંથી જમીને આવતા હતા, ત્યારે આ કોઠારીને તેમણે 'અંતરથી સાધુ થા' તેમ કહ્યું હતું, તે પ્રસંગ તેમને યાદ આવો ગયો. કોઠારી પણ તેમની મુઝવણ સમજી ગયા અને ઊઠ્યા, પણ એટલું કહ્યું કે 'મારે આસને આવજો.'.

એક ચક્રે નિયમન કરતા આદિ કોઠારી ગોવર્ધનભાઈના જમણા હાથ સમા કોઠારી બેચર ભગતની પ્રતિભાનો યજ્ઞપુરુષદાસજીને ખ્યાલ હતો. તેમની સાથે વાત કરવી હોય તો મોટા મોટા સાધુઓને પણ વિચાર થઇ આવતો; પરંતુ આ નાના સાધુની પ્રતિભા જોઇ તેમને તેઓ વારેવારે બોલાવતા, એ પણ એક મોટું આશ્ચર્ય જ હતું! યજ્ઞપુરુષદાસજી પણ વિવેકની મૂર્તિ હતા; તેઓ બપોરે તેમને આસને ગયા. કોઠારીએ તેમને સત્પુરુષના મહિમાની અને મહારાજ સત્પુરુષ દ્વારા જ સદા સત્સંગમાં પ્રગટ હોય છે, તે ઉપર ઘણી વાતો કરી અને ભગતજીનો મહિમા પણ કહ્યો. યજ્ઞપુરુષદાસજીનો તીવ્ર વેગ અને વાતો ઝિલવાની અદ્‌ભુત શક્તિ જોઇ કોઠારીને થયું કે ભવિષ્યમાં આ સાધુ જરૂર નામ કાઢશે.

આ વખતે રામનવમીના સમૈયા સુધી ભગતજી મહારાજ વરતાલ રોકાયા અને વિજ્ઞાનાનંદ સ્વામી પણ મહારાજના આગ્રહથી

રહ્યા. તેથી યજ્ઞપુરુષદાસજીને કથાવાર્તાનું સુખ સારુ આવ્યું. સભામંડપના ઓરડામાં ભગતજીના આસને રાવસાહેબ, વિજ્ઞાનદાસ સ્વામી, કપિલ મુનિ, મહાપુરુષદાસજી વગેરેની સભા થતી. યજ્ઞપુરુષદાસજીને ભગતજીની વાતો સાંભળી દિવસે દિવસે હેત વધતું ગયું અને ભગતજીનો બહુ જ ગુણ આવતો ગયો.

રામનવમીના સમૈયા પછી સ્વામી વિજ્ઞાનાનંદજી તથા યજ્ઞપુરુષદાસજી ત્રિકમલાલ મામલતદારના આગ્રહથી મહુધા ગયા. અહીં જીવાભાઇ અમીન તથા ત્રિકમલાલને સ્વામીએ શ્રીજી મહારાજની લીલાની ઘણી વાતો કરી. આથી મહુધામાં ઘણો સમાસ થયો. અહીં બે દિવસ રોકાયા અને પછી સ્વામી નડિયાદ પધાર્યા.

નડિયાદમાં ભવાનીશંકર ફોઝદાર તથા મયારામ ઠાકરે[1] સ્વામીની પધરામણી કરી રસોઇ દીધી અને બે દિવસ રાખ્યા. અહીં પણ હરિભક્તોની સભામાં મહારાજના લીલા ચરિત્ર તથા આખ્યાનોની વાતો સ્વામીએ કરી અને સૌને આનંદ કરાવ્યો.

પછી સ્વામી વરતાલ પધાર્યા. અત્રે ચૈત્રી પુનમનો સમૈયો કરી સુરત જવા બોરીઆવીથી ગાડીએ બેઠા. ગાડીમાં ભગતજી મહારાજ ભેગા થયા. ઉમિયાશંકર વકીલ, ભતગજીને વડોદરા પોતાને ઘેર તેડી જતા હતા. ગાડીમાં ઠેઠ વડોદરા સુધી યજ્ઞપુરુષદાસજીને ભગતજીએ વિજ્ઞાનાનંદજીના મહિમાની વાતો કરી. આવા પુરુષ સાક્ષાત્ મહારાજ ભેગા રહેલ, તેમની સેવા તો બહુમોટા પુણ્યવાળાને મળે છે, એમ મોટા પુરુષનો મહિમા જાણી સેવા કરવાનું કહ્યું. ભગતજીની વાતો કરવાની છટા અને પોતા તરફ આકર્ષણ કરવાની શક્તિથી તથા સત્સંગમાં દરેક નાના મોટાનો અપાર મહિમા સમજવાના ઉપદેશથી, યજ્ઞપુરુષદાસજીને ભગતજી પ્રત્યે અસાધારણ હેત વધતું ગયું. મનોમન તેમની જ વાતો અને મૂર્તિનું ચિંતવન તેમને થવા લાગ્યું. વડોદરે ભગતજી ઊતર્યા એટલે છૂટા પડતાં યજ્ઞપુરુષદાસજીને દુઃખ થયું. પણ

[1] પ. પૂ. રામચન્દ્રભાઇના પિતા.

ભગતજીએ અખંડ ભેગા છીએ એવું દષ્ટિદ્વારે સમજાવી દીધું, આથી અંતરમાં શાંતિ થઇ ગઇ.

*　　　*　　　*

સંવત ૧૯૪૦ ના કાર્તિક સુદ ૧૫ ના સમૈયે વિજ્ઞાનાનંદ સ્વામી તથા યજ્ઞપુરુષદાસજી વરતાલ આવ્યા. સમૈયા બાદ આચાર્ય મહારાજ સાથે વસો પધાર્યા. લગભગ ૨૫ દિવસ વસો રહી પાછા વરતાલ આવ્યા. વરતાલથી સુરત આવ્યા. અહીં સારસ્વતનો અભ્યાસ પુરો કર્યો અને રઘુવંશ ભણવાનો આદર કર્યો. એટલામાં રામનવમીનો સમૈયો આવ્યો અને પોતે સ્વામી સાથે સમૈયો કરવા વરતાલ પધાર્યા. વિજ્ઞાનાનંદ સ્વામી નંદ પંક્તિના મહારાજના મળેલા સાધુ હતા. એટલે મહારાજના આગ્રહથી વરતાલ બે મોટા સમૈયે ખાસ દર્શન દેવા પધારતા. યજ્ઞપુરુષદાસજીને પણ તેમની સાથે વરતાલ સમૈયે આવવાનું થતું. ભગતજી પણ મહારાજના તેડાવવાથી દર સમૈયે વરતાલ પધારતા. આથી યજ્ઞપુરુષદાસજીને આનંદ રહેતો.

×　　　×　　　×

વરખેડાના રામદાસ પાટીલ

ખાનદેશી વરખેડાના પાટીલ રામદાસ અતિ તીવ્ર વૈરાગ્યવાન અને શુદ્ધ મુમુક્ષુ હતા. પોતે પૂર્વના મુક્ત હતા એટલે નંદ પંક્તિના મહારાજના મળેલા કોઈ સાધુ મળે તો સંસારનો ત્યાગ કરવો, એવી જિજ્ઞાસાવાળા હતા. તેવા સાધુની શોધ કરતા તેઓ સુરત આવ્યા અને અહીં સ્વામી વિજ્ઞાનાનંદજીનો યોગ થયો. પોતાની સર્વ મનોકામના અહીં પુરી થશે તેમ જાણી, પોતે અહીં રહ્યા. અત્રે યજ્ઞપુરુષદાસજીના પ્રસંગથી તેમને ભગતજીનો મહિમા પણ સમજાયો. પરંતુ તે દરમ્યાન તેમના સંબંધીઓને ખબર પડી કે રામદાસ સુરત છે એટલે તેઓ તેમને તેડવા સુરત આવ્યા. સ્વામી વિજ્ઞાનાનંદજીએ ઉપાધિ થાય તેવી બીકથી, તેમને ઘેર મોકલી દીધાં. સોનગીરમાં તેમનાં તાજાં જ લગ્ન થયા હતા એટલે વરખેડા તેમને લાવીને તુરત જ તેમના પત્નીને

સોનગીરથી તેડાવ્યા અને બંનેને રાત્રે ઓરડામાં પૂરી બહાર તાળું વાસી દીધું. રામદાસ પાટીલ તો આખી રાત ધ્યાનમાં બેસી ગયા અને હાથમાં માળા રાખી, 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' ભજન કરવા લાગ્યા. વળી પ્રાગજી ભક્તને પણ સંભારે અને મનોમન પ્રાર્થના કરે. એમ આખી રાત ભજન કર્યું. એટલે સવારે તેમના પત્ની તેમને પગે લાગ્યા અને બારણું ઉઘડાવી સંબંધીઓને કહ્યું કે, 'આ તો મહા ભક્તરાજ છે અને ભગવાન ભજવા આવ્યા છે અને સંસાર કરશે જ નહિ'. એમ કહી તેમને રાજીખુશીથી રજા દેવા સૌને સમજાવ્યા. આથી રામદાસ પાટીલને રજા મળી. તે ફરી સુરત આવ્યા, પણ અહીં ખબર પડી કે સ્વામીશ્રી વરતાલ સમૈયો કરવા પધાર્યા છે, તેથી તેઓ પણ વરતાલ પહોંચ્યા અને સ્વામીશ્રી સાથે રહ્યા.

સભા મંડપના મેડે ભગતજી નાડી પ્રાણ ખેંચી ભજનમાં બેસતા અને અલૌકિક પ્રતાપ બતાવતા એટલે તેમના આસને અખંડ સભા ભરાયેલી જ રહેતી. આચાર્ય મહારાજ પણ ભગતજીનો મહિમા સમજી, પોતાને મેડે વાતો કરવા તેમને બોલાવતા અને પોતે મહિમાએ સહિત વાતો સાંભળતા. સમૈયો પુરો થયો એટલે સ્વામી સુરત પધાર્યા અને તેમની સાથે રામદાસ પાટીલ પણ સુરત ગયા. અત્રે યજ્ઞપુરુષદાસજીની વાતોથી તેમને ભગતજી પ્રત્યે વિશેષ સદ્‌ભાવ થયો.

તે સાલમાં ચાતુર્માસમાં કપિલમુનિ, ઘનશ્યામદાસજી, વિજ્ઞાનદાસ (તારાપોરવાળા) વગેરે સ્વામીનો સમાગમ કરવા સુરત આવ્યા. ભગતજીને વિષે નિષ્ઠાવાળા આ સંતોની વાતોમા મહારાજ સર્વોપરી પૂર્ણ પુરુષોત્તમ નારાયણ છે એવો ભાવ આવતો. તે વાતો સાંભળી યજ્ઞપુરુષદાસજીએ સ્વામી વિજ્ઞાનાનંદજી પાસે આવીને પૂછ્યું, 'સ્વામી! આપણા શાસ્ત્રોમાં તો નરનારાયણ દ્વારા અવતાર થયો છે એમ લખ્યું છે અને આ સાધુ ત્રણ નોખું પાડે છે તે સમજાતું નથી?' ત્યારે વિજ્ઞાનાનંદ સ્વામીએ કહ્યું કે "ગઢપુરમાં ઊગમણા બારને ઓરડે પાંચસો પરમહંસની સભામાં પોતાની છાતીએ જમણો હાથ અડકાડીને શ્રીજી મહારાજ પોતે બોલ્યા હતા કે આ પ્રગટ તમારા નયનગોચર બેઠા

છે તે મૂર્તિ આવી નથી અને ફરીથી આવશે નહિ. માટે મહારાજ તો સર્વોપરી સર્વ અવતારના અવતારી પુરુષોત્તમ છે. એમ શ્રીજી મહારાજના પોતાના મુખનાં વચન સાંભળીને કહ્યું છે માટે તું પણ મહારાજને સર્વોપરી સમજ.' આમ સ્વામી વિજ્ઞાનાનંદજીના વચનથી મહારાજ પુરુષોત્તમ છે એ નિશ્ચય થયો. વળી મહેળાવના સત્સંગિઓ થકી સ્વામી અક્ષર છે એ વાત સાંભળી હતી. તેનું પ્રતિપાદન ભગતજી મહારાજે કર્યું અને પુષ્ટિ વિજ્ઞાનાનંદ સ્વામી પાસે કરાવી દીધી. આમ અક્ષર અને પુરુષોત્તમના સ્વરૂપની નિષ્ઠા તેમને થઈ. પછી સ્વામીની વાતો, ગોપાળાનંદ સ્વામીની વાતો, ભાઈ આત્માનંદ સ્વામીની વાતો, ગઢડાવાળા ધર્મવલ્લભદાસ સાધુની વાતો વગેરે વાંચી તત્ત્વે સહિત આ બંને સ્વરૂપોના નિશ્ચયની ઘેડ બેસી ગઈ.

## પંચતીર્થિની પ્રથમ યાત્રા

શ્રીજી મહારાજ અને સ્વામીની આવી સર્વોપરી નિષ્ઠા થયા પછી તેમના દિવ્ય લીલા ચરિત્રની સ્મૃતિ કરી આનંદ કરવા સારુ પંચતીર્થિના લોજ, માંગરોળ વગેરે ગામોમાં જ્યાં શ્રીજી મહારાજે બહુ જ લીલા કરેલી, તે સ્થળોમાં ફરવાની ગોઠવણી કરી, યજ્ઞપુરુષદાસજીએ સ્વામીને પ્રાર્થના કરી, રજા લીધી. પછી સાધુ રામરતનદાસ, રામ કરસનદાસ, હરિચરણદાસ, મથુર ભગત વગેરે સાથે સુરતથી નીકળ્યા અને ભગવા દાંડીથી વહાણમાં બેસી ઘોઘા બંદર ઊતરી ભાવનગર પહોંચ્યા.

ભાવનગરથી ગાડીએ બેસી ઉજડવાવ ઊતરી ગઢપુર ગયા, ગઢપુરમાં શ્રી હરિકૃષ્ણ મહારાજ તથા ગોપીનાથજી દેવ તથા ધર્મભક્તિ વાસુદેવની મૂર્તિઓ તથા અક્ષર ભુવન, લક્ષ્મી બાગ, ઘેલા નદી વગેરે પ્રસાદી સ્થાનનાં દર્શન કરી બહુ જ આનંદ થયો. પણ સ્વામી ઉપર અસાધારણ હેત એટલે સ્વામી સાંભરી આવવાથી વિચાર થયો કે આપણે સ્વામીને મૂકીને તીર્થ કરવા આવ્યા એ મોટી ભૂલ કરી, માટે તુરત પાછું ફરવા વિચાર કર્યો. પણ સાથેના સાધુના આગ્રહથી જૂનાગઢ તરફ જવાનું કાયમ રાખ્યું.

ગઢપુરમાં ગોકળ આઠમનો સમૈયો કરી નવમીએ વાંકિએ રાત રહી કોટડે જઇને ગોંડળ એકાદશી કરી. મંદિરમાં ઠાકોરજીનાં દર્શન કર્યા તથા કેલાસબાગમાં મહારાજની બેઠક તથા અક્ષર દેરી-સ્વામીના સમાધિસ્થાનનાં-દર્શન કર્યા. બીજે દિવસે વીરપુર રાત રહી જેતપુર ગયા. ત્યાં સદ્‌ગુરુ સ્વામી બાલમુકુંદદાસજીનાં દર્શન થયા અને બપોરે પ્રસાદી જમ્યા અને ભાદર નદીમાં પ્રથમ ખળખળીએ નાહીને આનંદ થયો. પછી સાંજના ધોરાજી રાત રહ્યા. ધોરાજીમાં લાલવડે પ્રસાદીની દેરી તથા હનુમાનજીના (સ્વામીના પધરાવેલા) દર્શન કરી ઉપલેટે ગયા. ત્યાં લાલાભાઇ મહારાજના મળેલા હતા તેમની વાતો સાંભળી દર્શન કરી ગામમાં પ્રસાદી સ્થાનનાં દર્શન કરી જાળિયે જઇને ગણોદ રહ્યા. ત્યાં ભાદર નદીના કાંઠે પ્રસાદીનો છતરીવટ વગેરેના દર્શન કરી નદીમાં નાહીને માણાવદર ગયા.

માણાવદરમાં મયારામ ભટ્ટના પ્રસાદીનાં ઘર તથા લક્ષ્મી બાગ, નદીમાં ઓટો વગેરે પ્રસાદીના સ્થાનનાં દર્શન કરી ભટજીની વાડીમાં ઓટો છે ત્યાં દર્શન કરી, રાત રહી સવારમાં નીકળી સોમનાથ થઇને પંચાળા ગયા. ત્યાં ઝીણાભાઇનો દરબાર તથા સાબલી નદી તથા મધરિયો આરો તથા અર્જુનેશ્વર મહાદેવ તથા શ્રીજીએ રાસ કરેલ પ્રસાદીની જગ્યા ઉપરનો ઓટો વગેરે પ્રસાદીના સ્થાન ફરીને તથા દાદુભક્ત શ્રીજી મહારાજના મળેલા હરિભક્ત ઠક્કર હતા, તેમનાં દર્શન કરી લોજ ગયા.

લોજમાં મંદિરમાં મુક્તાનંદ સ્વામી વગેરે રહેતા એ ધર્મશાળા તથા મહારાજે હાથે પુરેલ ગોખલો તથા પાંચ પ્રશ્ન પૂછેલ જગ્યાની છત્રી તથા મહારાજને વાવ ઉપર ભેગા થએલા તે વાવ, તથા બીજી પ્રસાદીની વાવ ઉપર મીંઢિયાવળ ને મરચાં ખાઇને ઘણી વખત સ્નાન કરેલ બાગ છે તે સર્વનાં દર્શન કરી સાંજે માંગરોળ જઇને રાત રહ્યા. ત્યાં આંબલી તથા વડ હેઠે શ્રીજી પ્રથમ આઠ માસ રહીને ધ્યાન ધારણા કરાવેલ તથા વાવને ગળાવી વિષ્ણુયાગ કરી ચતુર્ભુજરૂપે દર્શન આપી સર્વેને નિશ્ચય કરાવેલ ત્યાં, તથા રામજી મંદિરમાં પ્રથમ

સદાવ્રત આપેલ જગ્યા તથા ગોવર્ધનભાઇની મેડી તથા પ્રથમ ગોવર્ધનભાઇને મળેલા તે વાવ તથા સમુદ્રને કાંઠે નાહેલી જગ્યા તથા તલાવડી, બે હજાર મણુનો પથ્થર હાથ અડાડી નાખેલ જગ્યા, વગેરે જોઇ દર્શન કરી, મંદિરમાં રહ્યા ને મહારાજના મળેલા ને સ્વામીના કૃપાપાત્ર માણેકચંદ શેઠનાં દર્શન કરી કાલવાણી થઇ પ્રસાદીનો ઓટો, વડ, આંબો વગેરે જોઇ અગતરાઇ આવ્યા.

અગતરાઇમાં પર્વતભાઇના પ્રસાદીના ઓરડા તથા ધોળિયો આંબો તથા નદીમાં સ્નાન કરેલી જગ્યા તથા ચોવીસ અવતાર બતાવેલ ખેતર વગેરેના દર્શન કરી રાત રહીને આખે આવ્યા ત્યાં પ્રસાદીના સ્થાન તથા પ્રસાદીના ઊગમણા બારનો ઓરડો તથા આંબલીઓનું વન વગેરેના દર્શન કરી પીપલાણે આવ્યા. ત્યાં રામાનંદ સ્વામીને મહારાજનો મેળાપ થએલી જગ્યા જોઇ તથા પ્રથમ મહારાજ નરસિંહ મહેતાને ઘેર ઠુમરો ને દુધ જમેલી જગ્યા તથા થાળી તથા ઓઝત નદી તથા પ્રસાદીનો સંધ.ણીનો વડ વગેરેનાં દર્શન કરી મેઘપુર ગયા.

અહીં મંદિરમાં ઓટો પ્રસાદીનો, લાડકી બાનો દરબાર જ્યાં મહારાજ રહેલા, થાળ જમેલા તે જગ્યા તથા વાડીમાં કૂવો પ્રસાદીનો ને ઓટો વગેરેના દર્શન કરી વંથલી આવ્યા. ત્યાં મંદિરમાં કલ્યાણભાઇના ઘર તથા સાબલી નદી પ્રસાદીની વગેરે જોઇ તુરત ઘડી એક દિવસ હતો ને નીકળ્યા તે રાતના સાત વાગે જૂનાગઢ આવ્યા. જૂનાગઢ આવ્યા પછી વરસાદ ચાલતો થયો તે સાત દિવસ વરસ્યો. કાળવામાં પૂર બહુ આવ્યું. જવાના રસ્તા બંધ થયા તેથી સાત દિવસ જૂનાગઢ રહ્યા. અહીં ઝીણાભાઇનો દરબાર તથા દામોદરજી, દામોદર કુંડ તથા મુચકુંદની દેરી તથા નારાયણ ધરો, ભલેશ્વર મહાદેવ પ્રસાદીના, તથા ચઢાણની વાવ, ગોમુખી ગંગા ને અંબાજી સુધી જઇ શ્રાવકના દેરા આગળ ધર્મશાળામાં રાત રહીને બીજે દિવસે મંદિરમાં આવી બ્રહ્મકુંડ, નરસિંહ મહેતાનો ચોરો, મંદિરની છત્રીઓ વગેરે દર્શન કરી તથા સ્વામી યોગેશ્વરદાસજીનાં દર્શન, વાતો ને પ્રસાદી સાત દિવસ લીધી ને બહુ જ આનંદ આવ્યો.

ત્યાર પછી ત્યાંથી નીકળી આંકલી રાત રહીને જેતપુર ગાડીએ બેસી ઢસા ઊતરી ગુંદાળા રાત રહી ગઢડે આવ્યા. ત્યાં જલઝિલણીનો સમૈયો કરવા વિહારિલાલજી મહારાજ પધાર્યા હતા. તેમનાં દર્શન કરી, તમામ પ્રસાદીના સ્થળો ફરીને સમૈયો કરીને ઝીંઝાવદર આવીને અલૈયા ખાચરનો દરબાર તથા ઓટો લીંબડો વગેરેના દર્શન કરી કારીયાણી આવી બારકોશિયો કૂવો તથા અક્ષર ઓરડી તથા વસ્તા ખાચરના પ્રસાદીના ઓરડા–ઉત્તરાદા બારના ઓરડા–તથા ઊગમણા બારના–તથા તળાવમાં રામકુંડ, ભીમકુંડ, ખીજડો વગેરેના દર્શન કરી સારંગપુર આવ્યા

સારંગપુરમાં ઉત્તર દ્વારનાં બે ઓરડા તથા રાઠોડ ધાધલનો ઓરડો જ્યા મહારાજે છાશ વલોવેલ તે જગ્યા, તથા કુંડ તથા ઘેર ઘેર થાળ જમેલા તે ઘર તથા લીંબડો, આંબલી, મોટીવાડી પાસેની પીંપર તથા નારાયણ કુંડ તથા ધોળો કૂવો, હવાડીઓ કૂવો, લીંબડો તથા સંખલી કૂવો, યજ્ઞશાળા, જૂનું મંદિર, તથા ચોરાશીમાં બ્રાહ્મણો રસોડું કરીને જમ્યા હતા તે બત્રીશ ખીજડીઓ વગેરે પ્રસાદી સ્થાનનાં દર્શન કરી બોટાદ પધાર્યા.

અહીં હોળી રમેલ જગ્યા, છત્રીવાળી જગ્યા તથા ૫૦૦ પરમહંસો ધુળેટી રમીને નાહેલો કૂવો, અમરા ખાચરનો દરબાર તથા ઘોડી જીવતી કરેલી તે જગ્યા વગેરેના દર્શન કરી, કુંડલી રાત રહીને લોયે ગયા. ત્યાં સહેજપટવાળો ધરો તથા સુરા ખાચરનો દરબાર, શાક ઉત્સવ કરેલી જગ્યા તથા ભાદર નદી, ગ્રહણનો સમૈયો કરેલ તે વખતે ૫૦૦ પરમહંસો સહિત સ્નાન કરેલી જગ્યા જોઇ, નાગડકા ગયા. ત્યાં પ્રસાદીનો દરબાર તથા પ્રસાદીનો લીંબડો વગેરે જોઇ રાત રહી વઢિયે થઇ ભગતજીને ગામ (સાયલા) ગયા. ત્યાંથી મૂળી ગયા. ત્યાં બે ત્રણ દિવસ રહી ઠાકોરજીના દર્શન કરી પ્રસાદીની કહેવાતી જગ્યાએ છત્રીમાં શ્રીજીનાં ચરણારવિન્દના દર્શન કરી ગાડીએ બેસી અમદાવાદ આવ્યા.

અહીં નરનારાયણ દેવના દર્શન કરી સાબરમતીમાં નારાયણ ઘાટ તથા કાંકરીએ તળાવ સ્નાન કર્યું, ને ચોરાશી કરેલ જગ્યાએ છત્રી છે ત્યાં દર્શન કરી, અશ્લાલી જઈને જેતલપુર ગયા. ત્યાં યજ્ઞશાળા, મહેલ, વાડીમાંનો વડ, પ્રસાદીના રાધાકૃષ્ણ, આસોપાલવ વગેરેના દર્શન કરી ખેડે થઈને ડભાણ ગયા. ત્યાં યજ્ઞશાળા તથા બ્રાહ્મણ જમાડેલી જગ્યા ઓટો વગેરેના દર્શન કરી પીજ થઈ વરતાલ આવી ત્યાં એક રાત રહી સુરત આવ્યા. આમ શ્રીજીની મહાપ્રસાદીરૂપ સ્થાનોના દર્શન કરી સુરત આવી સ્વામીનાં દર્શન કર્યા અને અપાર આનંદ થયો.

* * *

સં. ૧૯૪૧ ના રામનવમીના સમૈયા ઉપર સ્વામી વિજ્ઞાનાનંદજી યજ્ઞપુરુષદાસજીને લઈને વરતાલ ગયા. આ વખતે બળરામદાસજીની ઉપાધિ જાગી હતી તેથી સ્વામીને ઉપાધિ સમાવવા બે માસ રાખ્યા હતા.

**મહાત્મ્યે સહિત ભગતજીનો નિશ્ચય**

તે દરમ્યાન યજ્ઞપુરુષદાસજીએ વિજ્ઞાનદાસ સ્વામી તથા મહાપુરુષદાસજીનો સમાગમ કર્યો અને મહામુક્તરાજ પ્રાગજી ભક્તનો અદ્ભુત મહિમા તથા જન્મ ચરિત્ર તેમની પાસેથી સાંભળ્યું. તે સાંભળી ભગતજીનો મહિમાએ સહિત, અનાદિ મહામુક્ત છે અને સર્વોપરી ઉપાસના પ્રવર્તાવવા સારુ અ મૂ. અ. મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી સાથે આવેલ છે એવો નિશ્ચય થયો ને આનંદ આનંદ થઇ ગયો. પ્રથમ ત્રણ વખત દર્શન કરેલા અને જે મહિમા સમજાયો હતો તેથી પણ વિશેષ વિજ્ઞાનદાસ સ્વામી તથા મહાપુરુષદાસના સમાગમથી તત્ત્વે સહિત ભગતજી મહારાજનો મહિમા સમજાયો તેથી દર્શન કરવાની અતિશય અભિલાષા જાગ્રત થઇ.

યજ્ઞપુરુષદાસજીને તત્ત્વે સહિત ભગતજીનો મહિમા સમજાયો તેથી મહાપુરુષદાસજીને થયું કે આવા નંદ સાધુના શિષ્ય અને વળી વિદ્વાન, તીવ્ર બુદ્ધિશાળી તે જો આપણા મંડળમાં ભળે તો સર્વોપરી કામ થાય. પોતે કોઠારમાં મદદનીશ કોઠારી તરીકે હતા અને વિહારિ-

લાલજી મહારાજના પ્રીતિપાત્ર હતા, તેથી તેમને સમજાવીને ભગતજીને વરતાલ બોલાવવાનું નક્કી કર્યું અને ભગતજીને કાગળ લખ્યો.

ભગતજીને આચાર્ય મહારાજનો તેડાવવાનો પત્ર મળતા પોતે તુરત વરતાલ જવા રવાના થયા. જે દિવસે ભગતજી વરતાલ પધાર્યા તે દિવસે યજ્ઞપુરુષદાસજી ભંડારમાં ધારીપુરીની રસોઈ કરતા હતા. તેમના જોડિયા સાધુ રામરતનદાસે તેમને ખબર આપ્યા કે પ્રાગજી ભક્ત પધાર્યા છે. આથી રસોઇનું અધુરું કામ રામરતનદાસને સોંપી, મહાપુરુષદાસજીના મેડા ઉપર જ્યાં ભગતજી બેઠા હતા ત્યાં, યજ્ઞપુરુષદાસજી આવ્યા અને ભગતજીના દર્શન કર્યા. લગભગ છપ્પન વર્ષની ભગતજીની અવસ્થા હતી. બહુ પુષ્ટ, તેજસ્વી અને મુખકમલ અલૌકિક પ્રફુલ્લિત અને મંદ મંદ હાસ્યે યુક્ત, નેત્રકમળ કામણગારા, મનહરનારા, લલાટ ચઢિયાતુ અને કેસરી ચાંદલા સાથે તિલકવાળું ને ગોટાકોરનો વિશ હાથના ધોતિયાનો ફેંટો બાંધ્યો હતો. બહુ જ અલૌકિક દર્શન થયા અને આનંદ આનંદ થઇ ગયો. ભગતજીએ ખબર પૂછી. પછી મહાપુરુષદાસજીએ કહ્યું, 'આ સાધુએ જ આપને તેડાવ્યા છે, અને બહુ ખપવાળા ઉત્તમ મુમુક્ષુ છે અને અત્યારે વિજ્ઞાનાનંદ સ્વામી એક જ નંદ છે તેમના શિષ્ય છે.' એ પ્રમાણે ઓળખાણ આપ્યું. ભગતજી રાજી થયા અને માથે હાથ મૂકી થોડી વાર વાતો કરી સુખ આપ્યું.

પછી યજ્ઞપુરુષદાસજી, વિજ્ઞાનાનંદ સ્વામીને જમાડવા સારુ ગયા અને તેમને જમાડીને, પોઢાડીને, પાછા સભામંડપમાં ભગતજી જે ઓરડામાં ઊતર્યા હતા ત્યાં, દર્શન કરવા ગયા. દર્શન કરી ખૂબ જ આનંદ થયો. રાત્રે પણ ભગતજીનાં દર્શન કર્યા અને વાતો સાંભળી. આ પ્રમાણે યજ્ઞપુરુષદાસજીએ ભગતજીના દર્શન તથા સમાગમનો આ સમેયે લઇ શકાય તેટલો લાભ લીધો.

એક દિવસ વિજ્ઞાનાનંદ સ્વામી ઠાકોરજીનાં દર્શન કરી સભામંડપમા ભગતજી મહારાજ વસ્ત્ર સીવતા હતા ત્યાં પધાર્યા અને

ભગતજી પાસે બેઠા અને કહ્યું, 'પ્રાગજી ભગત! અમ રે ગાદી તકિયે કરાવવો છે તે કરી આપજો.' તે વખતે ભગતજીએ યજ્ઞપુરુષદાસને વિજ્ઞાનાનંદ સ્વામીનો મહિમા કહીને, મહિમા એ સહિત સેવા કરવા ભલામણ કરી. આથી સ્વામી રાજી થયા અને યજ્ઞપુરુષદાસજીને તો અત્યંત આનંદ થયો.

પરંતુ આ પ્રસંગનું પરિણામ એ આવ્યું કે વરતાલના શાસ્ત્રી કુંજવિહારિદાસ તથા બીજા પણ કેટલાક ભણેલા સાધુને એમ લાગ્યું કે વિજ્ઞાનાનંદ સ્વામી જેવા સદ્‌ગુરુના શિષ્ય પણ પ્રાગજી ભક્તના આશ્રિત થયા અને વિહારિલાલજી મહારાજ પણ પ્રાગજી ભક્તની વાતો સાંભળે અને આશીર્વાદ માગે તો પછી ભેખની શી કિંમત રહેશે? એમ વિચાર કરી, સૌ સાધુ ભેગા થઇને મહારાજ પાસે ગયા અને મહારાજને કહ્યું, 'કાં તો પ્રાગજી ભગતને રાખો અને કાં તો અમને રાખો, અમે બધા ફરવા જઇશું.' એમ દબાણ કરી ભગતજીને ઘેર જવાની આજ્ઞા કરાવી. તેથી પાંચ દિવસ રહીને ભગતજી ઘેર જવા તૈયાર થયા. જે દિવસે ભગતજીને જવાનું હતું તેની આગલી રાત્રે ખૂબ વાતો કરી સૌને આનંદ કરાવ્યો. પછી પોતે બીજે દિવસે વરતાલથી નીકળી ગઢડે થઇને મહુવા પધાર્યા.

ભગતજીના દર્શન અને સમાગમથી યજ્ઞપુરુષદાસજીને અક્ષર અને પુરુષોત્તમની તત્ત્વે સહિત નિષ્ઠ દઢ થતી ગઇ અને અંતરમાં અપાર શાંતિ અને સુખ વર્તવા લાગ્યું. પછી પોતાના જોડિયા સાધુ રામરતનદાસ તથા રામકૃષ્ણદાસને વાતો કરી, ભગતજીને વિષે સદ્‌ભાવ કરાવ્યો અને અક્ષર પુરુષોત્તમની તત્ત્વે સહિત નિષ્ઠા પણ બંનેને સમજાવી. પછી સ્વામીની આજ્ઞાથી હરિપ્રસાદાનંદ બ્રહ્મચારી સાથે યજ્ઞપુરુષદાજી સુરત ગયા અને સ્વામી વરતાલ રોકાયા.

યજ્ઞપુરુષદાસજીને ભગતજીની વાતોથી વચનામૃત, સ્વામીની વાતો, ગોપાળાનંદ સ્વામીની વાતો, ચોસઠપદી વગેરેનું રહસ્ય સમજાયું અને તેની નિત્ય કથા ચાલતી કરી. કોઠારમ પોતે કામ

કરે ત્યારે નવરાશના સમયે આ જ વાત થાય. એટલે જીભાઇ કોઠારીને તેમની વાતો સાંભળી આકર્ષણ થયું અને ભગતજીનો મહિમા સમજાયો. વળી અક્ષરરૂપ થઇને પુરુષોત્તમની ઉપાસના કરવી, એ જ શ્રેષ્ઠ ભક્તિ છે અને મહારાજનો એ જ સિદ્ધાંત છે, એ વચનામૃતનું હાર્દ અંતરમાં ઊતર્યું અને સ્વામી અક્ષર છે તે નિશ્ચય પણ થયો. જીભાઈ કોઠારીને યજ્ઞપુરુષદાસજી ઉપર અપાર હેત થયું. આટલી નાની ઉમરમાં વાતો કરવાની આવી અદ્‌ભુત છટા, ત્યાગ-વૈરાગ્યનો વેગ અને પોતાના સ્વરૂપને બ્રહ્મરૂપ માની, અખંડ બ્રહ્મરૂપે વર્તતા અને બ્રહ્માનંદમાં મસ્ત આ સાધુ, સુરતના મંદિરમાં સૌના આકર્ષણનું કેન્દ્ર બની ગયા. કોઠારના ઓરડામાં નિત્યે દિવસે વખતસર અને રાત્રે બાર વાગતા સુધી વચનામૃત, સ્વામીની વાતો, ગોપાળાનંદ સ્વામીની વાતો, ચોસઠ પદી વગેરેની કથા થવા લાગી મુમુક્ષુ સદ્‌ભાવવાળા સાધુ તથા હરિભક્તો પણ આ કથાનો લાભ લેવા લાગ્યા. સાધુ જગત્પાવનદાસ, બે ક્ષત્રિય હરિભક્તો, દેવચંદ તથા કાલીદાસ પંડિતને પણ યજ્ઞપુરુષદાસજીની વાતોથી અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા બેઠી અને ભગતજીને વિષે સદ્‌ભાવ થયો. આ પ્રમાણે બધા ભેગા થઈને, કોઠારના ઓરડામાં કથાવાર્તા કરતા. તેથી બીજા સાધુઓએ આ ઓરડાનું નામ 'અક્ષર ઓરડી' પાડ્યું.

આવી રીતે એક તરફ જ્યાં ભગવાનના સુખનો સૌ અનુભવ કરતા હતા ત્યારે બીજી તરફ માયાએ ઉપાડ કર્યો. કેટલાક રાગ દ્વેષવાળા સાધુઓએ વરતાલ જઇને વિજ્ઞાનાનંદ સ્વામી તથા બીજા સદ્‌ગુરુઓને યજ્ઞપુરુષદાસજી વિરુદ્ધ ઘણી વાતો કરી. આ વાતોથી સ્વામીને પણ શંકા જેવું થયું.

સ્વામીશ્રી સુરત પધાર્યા પરંતુ યજ્ઞપુરુષદાસજીના વિરુદ્ધની વાતો સાંભળી હતી તે સાચી માની, તેમના તરફ ઉપેક્ષા બતાવી. દંડવત્ કરતા આ સાધુને તેમણે બોલાવ્યા પણ નહિ. યજ્ઞપુરુષદાસજીને આથી ઘણું જ દુ:ખ થયું, પરંતુ સ્વામીશ્રીને બધી વાત નિરાંતે સમજાવીશું એમ નિર્ણય કરી, તત્કાળ સેવામાં જોડાઇ ગયા.

બીજે દિવસે પોતે એકાંત સમયે સ્વામી પાસે આવ્યા અને તમામ સમાચાર પોતે સ્વામીને કહ્યા અને બધી વાત સમજાવી. તે સાંભળીને સ્વામીશ્રીને આનંદ થયો અને વિરુદ્ધના તમામ શબ્દોની અસર ઓસરી ગઇ. વળી ભગતજી પ્રત્યે પણ તેમને ખરો સદ્ભાવ હતો. એટલે યજ્ઞપુરુષદાસજીને તેમને વિષે પ્રીતી થઈ છે, તેથી તેમને સાચા માર્ગદર્શક અને સદ્ગુરુ હવે મળી ગયા છે અને પોતા પછી તેમનું સુકાન પ્રાગજી ભક્ત પાર પાડશે જ, એ વિચારથી તેમને અપૂર્વ સંતોષ થયો. પોતાની અંત અવસ્થા અને આ નાના શિષ્યની ઉગતી અવસ્થા, તેમને વિષે પોતાની અસીમ પ્રીતિ, આથી હવે પ્રાગજી ભક્તને આ સાધુ સમર્પણ કરી, પોતાને શ્રીજી ચરણમાં વિરામ પામવાની અંતિમ ઇચ્છા રહી. બીજે દિવસે એક ઠક્કર હરિભક્ત મહુવાથી આવ્યા હતા તેમની સાથે બરફી તથા કોપરાપાકની પ્રસાદી પ્રાગજી ભક્તને તેમણે મોકલાવી.

## વિજ્ઞાનાનંદ સ્વામીનો અક્ષરવાસ

યજ્ઞપુરુષદાસજી હવે સાચા માર્ગે ચડયા છે એટલે સંતોષ માની, સાધુતાના લક્ષણો તથા એકાંતિક ધર્મ સિદ્ધ કરવા માટે, તેઓ સભા મંડપમા તેમની પાસે ધર્મામૃત, હરિગીતા અને વાસુદેવ મહાત્મ્ય વગેરેની કથા કરાવતા. વળી ભાગવત્ દશમ સ્કંધ ભણાવવાનો પણ પ્રારંભ કર્યો અને પહેલે જ દિવસે પ્રથમ અધ્યાયના ૩૯ શ્લોક કર્યા. તે જ દિવસે સંજથી સ્વામીશ્રી માંદા થયા.

ધીરે ધીરે સ્વામીશ્રીને મંદવાડ વધતો ગયો અને આઠ દિવસ મંદવાડ રહ્યો. યજ્ઞપુરુષદાસજી અવિરતપણે સેવામાં હતા. તેમની સાથે ધર્મસ્વરૂપાનંદ બ્રહ્મચારી પણ સેવામાં હતા. સ્વામીશ્રીને હવે સર્વ કાર્ય પુરું કર્યાનો સંતોષ હતો અને પોતાના શિષ્ય માટેની ચિંતા પણ ટળી ગઇ હતી. આથી ધામમાં જવા સિવાય બીજો કોઇ સંકલ્પ તેમને રહ્યો ન હતો. યજ્ઞપુરુષદાસજીની અત્યંત સેવા અને તેમના પ્રત્યેની ગુરુભક્તિથી સ્વામીશ્રીએ તેમને જેઠ વદ ૧૧ ને દિવસે કોલ

આપ્યો કે, 'અંતકાળે અક્ષરધામમાંથી તેડવા આવીશ.' તે જ રાત્રે શ્રીજી મહારાજ સોનાનો રથ લઈ સંત મંડળ સહિત તેડવા આવ્યા અને ડાશીઓની ધર્મશાળામાં ચોકમાં રથ છોડયો. સર્વ બાઈઓ તથા મથુર ભગતને આ દિવ્ય દર્શન થયા. સ્વામી પાસે આવી યજ્ઞપુરુષદાસજીએ વાત કરી કે, 'મહારાજ ચાર વાગ્યાના પધાર્યા છે અને આપને તેડી જવાનું કહે છે.' પછી સવારના સાત વાગે સ્વામીશ્રીને સ્નાન કરાવી જમીન ઉપર ચોકો કરી, ચોકે લીધા સ્વામીશ્રી, યજ્ઞપુરુષદાસ સામું અર્ધો કલાક એક નજરે જોઈ રહ્યા અને બહુ હેત જણાવ્યું. પછી યજ્ઞપુરુષદાસે સ્તુતિ કરી કે, 'સ્વામી! આપ શ્રીજી મહારાજ સાથે ધામમાં પધારો ને અમોને વખત આવે ત્યારે જરૂર શ્રીજી મહારાજને લઈને તેડવા આવશો અને વૃત્તિ હવે શ્રીજીમાં રાખો.'

આ પ્રમાણે સુરત મંદિરમાં મહંત તરીકેની સેવા કરી, અક્ષર અને પુરુષોત્તમની નિષ્ઠાની જે સમઝણ પ્રાગજી ભક્તે સુરતમાં આવી પ્રવર્તાવી, તેમાં પોતે પોતાના શ્રીજીના સંબંધના અનુભવથી સહી કરી દીધી, અને અક્ષર અને પુરુષોત્તમની તત્ત્વે સહિત નિષ્ઠા પ્રવર્તાવવી એ જ શ્રીજીને પૃથ્વી ઉપર પધારવાનો મુખ્ય હેતુ હતો તેની જાણ મુમુક્ષુઓને કરી, પોતે સ્વતંત્ર થકા શ્રીજી સાથે સં. ૧૯૪૧ ના અધિક જેઠ વદી ૧૨ ને દિવસે ધામમાં પધાર્યા.

સ્વામીશ્રીના અંતર્ધાન થવાથી યજ્ઞપુરુષદાસ, નિરંજનદાસ તથા રામરતનદાસ વગેરે સાધુઓને અત્યંત દુઃખ થયું. વિરહના દુઃખને જ્ઞાનદૃષ્ટિથી નિવારી, સ્વામીશ્રીના દેહનું વિધિપૂર્વક પૂજન કરી, વિમાનમાં બેસારી, સ્વામિનારાયણની ધૂન્ય કરતા સોએક રૂપિયાના પૈસા તથા સોપારી ઉછાળતા, તાપીને તીરે અશ્વિનીકુમારને આરે, પૂલથી આથમણી કોરે, ભાઈ સ્વયંપ્રકાશાનંદ સ્વામી તથા તેમના પુરાણી વિશુદ્ધાનંદ સ્વામી તથા શૂન્યાતીતાનંદ સ્વામીને દેન દીધું હતું તે જ જગ્યાએ, સદ્‌ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામીને અગ્નિ સંસ્કાર,

તુળશીના કાષ્ટ, નાળિયેર અને બે મણ ઘીથી કર્યો અને પછી સૌ તાપીમાં સ્નાન કરી મંદિરમાં આવ્યા.

આગલે દિવસે એકાદશીનો ઉપવાસ હતો. આજે પણ સૌએ ઉપવાસ કર્યો. સ્વામીશ્રીના ધામમાં જવાથી સૌ સંતો તથા હરિભક્તોને પારાવાર દુઃખ થયું. વૃદ્ધ સાધુ પુરાણી જ્ઞાનવલ્લભદાસે સૌને વાતો કરી શાંતિ પમાડી અને શોક ટાળ્યો.

યજ્ઞપુરુષદાસજીને સ્વામીશ્રી ધામમાં જતાં ભણવાનું અધુરું રહી ગયું. પણ દશમ સ્કંધ શરુ કર્યો હતો તે પુરાણી જ્ઞાનવલ્લભદાસ પાસે શીખવો ચાલુ રાખ્યો. આ રીતે પોતે ભણે અને સભામાં કથા પણ કરે. આ પ્રમાણે ચાતુર્માસ ગાળ્યો અને અન્નકૂટ ઉત્સવ કરી પ્રબોધિની એકાદશી ઉપર યજ્ઞપુરુષદાસજી વરતાલ ગયા. પોતે સુરતથી બે મણ બરફી લઇ ગયા હતા તે આચાર્ય મહારાજ તથા બીજા સદ્‌ગુરુઓને ભેટ આપી. વળી પોતાના ગુરુના ૨૬ શ્ર્લોક વધ્યાં હતા તે ધર્મામૃત પ્રમાણે પોતે રાખી બાકીના ઠાકોરજીને ભેટ કરી દીધા. આથી વિહારિલાલજી મહારાજ ઘણા જ રાજી થયા.

યજ્ઞપુરુષદાસજી ભગતજીના કેડિલા લાલ.

આ સમૈયે પ્રાગજી ભક્ત પધાર્યા હતા. એટલે તેમનાં દર્શન અને સમાગમનો લાભ યજ્ઞપુરુષદાસજીને મળ્યો. એટલું જ નહિ પરંતુ કેટલાક [illegible] હરિભક્તોને પણ વાતો કરી ભગતજીને વિષે તેમનો સદ્‌ભાવ કરાવ્યો. વરખેડાના પાટીલ [illegible] પણ આ સમૈયે વરતાલ આવ્યા હતા અને સભામંડપને [illegible] માળે ભગતજીની વાતો સાંભળવા બેસતા. આ સમૈયામાં ભગતજીએ ઘણું જ વાતો કરી ભજનમાં બેસે, નાડીપ્રાણ ખેંચી લે અને મનના સંકલ્પ કરે. તેમની નાડી જોઇ સુરતના નાડીપરીક્ષક વૈદને પણ નિશ્ચય થયો. બીજા કેટ[illegible] પ્રસાદદાસ પુરાણી અને રઘુવીરચરણદાસ પુરાણીને પણ વિશ્વાસ[illegible] મહાપુરુષદાસ, પ્રભુદાસ કોઠારી, જ્ઞાનવલ્લભદાસ પુરાણી વગેરે [illegible] ભગતજી પ્રત્યે સદ્‌ભાવ થયો.

આચાર્ય વિહારિલાલજી મહારાજને પણ ભગતજી પ્રત્યે અતિ સ્નેહ અને સદ્‌ભાવ હતો. એટલે ભગતજીને સમૈયા બાદ એક માસ તેમની વાતો સાંભળવા વરતાલ રાખ્યા. પોતાને મેડે ભગતજી પાસે વસ્ત્રો સીવડાવે અને ભગતજી સીવતા સીવતા વાતો કરે, તે સાંભળે. ભગતજીની વાતો સાંભળવા વિજ્ઞાનદાસ, નારાયણચરણદાસ, કેશવપ્રસાદદાસ, યજ્ઞપુરુષદાસ, કપિલ મુનિ, ઘનશ્યામદાસ વગેરે આચાર્ય મહારાજને મેડે જતાં. પરંતુ બીજા કેટલાક ત્યાગીઓની ઉપાધિથી ભગતજી તેમને ઘણીવાર ઊઠાડી મૂકતા. એકલા યજ્ઞપુરુષદાસને ઊઠાડતા નહિ એમ બે ત્રણ દિવસ કર્યું. એટલે એક દિવસ નારાયણચરણદાસે ભગતજીને કહ્યું, 'બધાને ઊઠાડી મૂકો છો ને યજ્ઞપુરુષદાસને કેમ બેસાની મૂકો છો અને સૌની હારમાં કેમ ઊઠાડતા નથી?' ત્યારે ભગતજીએ કહ્યું, 'એ તો મારો કોડિલો લાલ છે. તે તો બેસશે. તેનો તમારે વાદ લેવાનો નહિ. ચાલો ઊઠો' એમ ભગતજી યજ્ઞપુરુષદાસ ઉપરનો પોતાનો પ્રેમ અને પક્ષપાત બતાવતા. આ સાધુએ, ફક્ત આટલા થોડા વખતના યોગમાં, ભગતજીને મુગ્ધ કરી દીધા હતા. ભગતજી પણ તેમને સુખ આપવા, તેમની હાજરીમાં એકાંતિક ધર્મ સિદ્ધ કરવાની, નૈષ્ઠિક વ્રત અખંડ ધારણ કરવાની બહુ જ બળની વાત કરતા. આ સાધુ પણ ભગતજીની વાતોને અદ્ધર ઝિલીને અંતરમાં કોરી મૂકતા.

સંકલ્પ વિકલ્પ રહિત થઈ ભજનમાં બેસવાથી ભગવાનનો જે આનંદ આવે છે તેનો અનુભવ કરાવવા ભગતજીએ સૌ સાધુઓને ઉપવાસ કરાવ્યા અને રાત્રે ભજનમાં બેસાર્યા. યજ્ઞપુરુષદાસે ઉપવાસ કર્યો એટલે ભગતજી બહુ જ રાજી થયા. સૌ સાધુને ભજનમાં બેસારી પોતે પોઢી ગયા. પણ ઘડી ઘડી જાગીને યજ્ઞપુરુષદાસ, કેશવપ્રસાદદાસ, વૈદ્ય વગેરેને બોલાવે, રાજી થઈને મળે અને આનંદ આપે. આમ પોતાને વિષે પ્રીતિ કરાવી, ભગવાનના સાક્ષાત્ દર્શન કરાવવાનું સાધન, તે આ સંતો પાસે ભગતજીએ કરાવવા માંડયું. શ્રીજી મહારાજ પણ અધરાત મધરાત જાગીને વાતો કરતા અને જે સાધુ મહારાજની

વાતો સાંભળતા તેમને રાજી થઈને મહારાજ મળતા. એ જ પ્રમાણે એ જ અનાદિની રીત રાખી, ભગતજી મહારાજ પણ દર્શન, વાતુ, પ્રસાદી અને મળવું, એ ચાર સુખ પોતાને વિષે અનન્ય પ્રીતિવાળા સંતોને આપવા લાગ્યા.

ચરણારવિંદ પાડનારા શ્રીજી મહારાજ એને આપીશ

સાધુ રામરતનદાસ પાસે વિજ્ઞાનાનંદ સ્વામીએ આપેલા ચરણારવિંદ હતા. પરંતુ તે ઝાંખા હતા. એટલે તેમણે યજ્ઞપુરુષદાસજી પાસેથી બીજા સારા ચરણારવિંદ બદલી કરવા તકરાર કરી. કોઠારી, સદ્‌ગુરુ બાલમુકુન્દદાસ વરતાલવાળા, કૃષ્ણજીવનદાસ પુરાણી, કુંજવિહારિદાસ વગેરેની સિફારસ કરીને ચરણારવિંદ લેવા તજવીજ ઘણી કરી, પરંતુ યજ્ઞપુરુષદાસે પોતાના ગુરુએ આપેલા પ્રસાદીના ચરણારવિંદ આપવા ના કહી. વળી યજ્ઞપુરુષદાસજી વિજ્ઞાનાનંદ સ્વામીના મંડળના અધ્યક્ષ હતા. તેથી તેમની પાસે ગુરુની જે વસ્તુઓ આવે, તે તેમણે સાચવી ઉત્તરોત્તર મંડળના બીજા થતા અધ્યક્ષોને આપવાની, એવી પ્રણાલિકા સત્સંગમાં હતી. તે સાચવવા માટે રામરતનદાસની તકરારને તથા સદ્‌ગુરુઓની સિફારસને તેમણે ધ્યાનમાં ન લીધી. પરંતુ રામરતનદાસે પણ એવી જ હઠ પકડી. તેમણે વિચાર કર્યો કે યજ્ઞપુરુષદાસ પ્રાગજી ભક્તનું વચન પાછું નહિ ઠેલે. તેથી તેમણે પ્રાગજી ભક્ત પાસે આવી રડતા રડતા વાત કરી, 'મને યજ્ઞપુરુષદાસ પાસેથી ચરણારવિંદની જોડ બદલાવી આપો.' ભગતજીએ 'સારું' કહી તેમને શાંતિ પમાડી. પોતાને વિષે તેને હેત અને સદ્‌ભાવ રહે તેટલા માટે તેમણે યજ્ઞપુરુષદાસને બોલાવીને કહ્યું, 'મારું વચન પાળશો ને મને રાજી કરશો?' ત્યારે તેમણે કહ્યું, 'બહુ સારુ, આપ જેમ કહેશો તેમ કરીશ.' તેથી ભગતજીએ રામરતનદાસને બોલાવીને કહ્યું, 'તમે જેમ રાજી થાવ તેમ કરવું છે, કેમ રાજી છો?' ત્યારે તેણે વખત વરતીને કહ્યું, "બીજી આખી જોડ આપે તો રાજી થાઉં.' આ સાંભળી ભગતજી, તેમને અતિ લોભી અને મતલબી જોઈને, ઉદાસ થઈ ગયા અને કહ્યું

બોલ્યા નહિ. ત્યારે યજ્ઞપુરુષદાસે ભગતજીને કહ્યું, 'આપ કેમ ઉદાસ થાવ છો? જેમ આપની ઇચ્છા હશે તેમ કરીશ.' ત્યારે ભગતજીએ કહ્યું, 'આ તો બદલવાને બદલે આખી જોડ માગે છે.' ત્યારે યજ્ઞપુરુષદાસે કહ્યું, 'આપ રાજી થાવ તો આખી જોડ આપું.' એમ ભગતજી વચનથી બંધાએલા કે 'તમે જેમ રાજી થાવ તેમ કરવું છે.' તે વચન પાળવા સારુ યજ્ઞપુરુષદાસે આખી જોડ તુરત લાવીને આપી દીધી. આમ સત્પુરુષને રાજી કરવા બધું જ અર્પણ કરી દીધું ત્યારે ભગતજી રાજી થઇ ગયા અને બે હાથ માથે મૂક્યા.

વિહારિલાલજી મહારાજને આ વાતની ખબર પડી. એટલે તેમણે ભગતજીને બોલાવી ઠપકો આપતા કહ્યું, 'તમે સત્સંગનો વ્યવહાર સમજો નહિ. વિજ્ઞાનાનંદ સ્વામીનું મંડળ ચલાવનારને ચરણારવિંદની જરુર પડે ને ચરણારવિંદ હોય તો જ સાધુ ભેગા રહે.' આ સાંભળી ભગતજીએ આચાર્ય મહારાજને ખૂબ જ સ્વસ્થતાપૂર્વક કહ્યું, 'ચરણારવિંદના પાડનાર શ્રીજી મહારાજ એને હું આપીશ એટલે ઘણા સાધુ તેમની પાસે રહેશે. તમે તેની ફિકર કરશો નહિ.' ભગતજીની આ વાત સાંભળી આચાર્ય મહારાજ શાંત થઇ ગયા. ભગતજીની બ્રહ્મસ્થિતિ અને અખંડ મહારાજના સ્વરૂપ સાથેની સંલગ્નતાનો તેમને ખ્યાલ હતો એટલે તેમને પ્રતીતિ થઇ કે જરૂર ભગતજી આ સાધુને શ્રીજીના ધારક બનાવી દેશે. એટલે તેમણે ભગતજીને કહ્યું, 'ભલે તમારો જેમ રાજીપો હોય તેમ કર્યું તે ઠીક કર્યું.' આ પ્રમાણે યજ્ઞપુરુષદાસજીએ ભગતજીનું વચન રાખ્યું અને રાજીપો લીધો. અંતે જ્યારે રામરતનદાસે દેહ મૂક્યો તે વખતે યજ્ઞપુરુષદાસને જ ને ચરણારવિંદ પાછા આવ્યા. આમ ભગતજીનું વચન રાખ્યું તો રાજીપો પણ મળ્યો અને ચરણારવિંદ પણ પાછા મળ્યા.

**હું એને બ્રહ્મવિદ્યા ભણાવીશ**

યજ્ઞપુરુષદાસની તીવ્ર બુદ્ધિ અને ઉપાસનાના સૂક્ષ્મ સિદ્ધાંતોનું અન્વેષણ કરી તત્ત્વે સહિત સર્વેને સમજાવવાની અપૂર્વ શક્તિથી આચાર્ય મહારાજને લાગ્યું કે આ સાધુ જો આગળ ભણે તો જરૂર સંપ્રદાયને

બહાર લાવી શકે. એટલે તેમણે ભગતજી મહારાજને આ વાત કરી. ત્યારે ભગતજીએ રાજી થઇ આચાર્ય મહારાજને કહ્યું. 'તમે એને શાસ્ત્રવિદ્યા ભણાવો અને હું બ્રહ્મવિદ્યા ભણાવું.' પછી યજ્ઞપુરુષદાસજીને બોલાવી 'સિદ્ધાંત કૌમુદિ' શરુ કરવાની આજ્ઞા કરી. એટલે બીજે દિવસે સવારે ભગતજી મહારાજ તથા આચાર્ય મહારાજનું ચંદન પુષ્પાદિકથી પૂજન કરી, તેમનો રાજીપો મેળવવા સારુ, યજ્ઞપુરુષદાસજીએ સિદ્ધાંત કૌમુદિ ત્યાગાનંદ શાસ્ત્રી પાસે ભણવાની શરૂઆત કરી.

ભગતજી આ વખતે લગભગ એક માસ વરતાલ રહ્યા અને કથાવાર્તાનું સૌને ઘણું સુખ આપ્યું. માગશર સુદ ૧૫ કરી ઘેર જવા વરતાલથી નીકળ્યા. યજ્ઞપુરુષદાસ, મહાપુરુષદાસ વિજ્ઞાનદાસ, કપિલમુનિ, કેશવપ્રસાદ પુરાણી વગેરે ઉગમણી બેઠક સુધી વળાવવા ગયા. ત્યાં બોરસડીના ઝાડ તળે ભગતજી બેઠા અને વળાવવા આવનાર સૌ સંતો ભગતજીને વીંટળાઇને બેઠા. એટલામાં નારના લાલાજી અને ઝવેરભાઈ દર્શન કરવા સારુ આવ્યા. તેમના મનમાં સંકલ્પ હતો કે પ્રજા નથી તેથી જો ભગતજી આશીર્વાદ આપે તો પ્રજા થાય. ભગતજીએ તેમનો આ સંકલ્પ જાણી તેમને બંનેને આશીર્વાદ આપ્યા, 'તમારો સંકલ્પ શ્રીજી મહારાજ અને સ્વામી બાર માસમાં પુરો કરશે.' આ આશીર્વાદથી લાલાજીને ૬૨ વર્ષે કશીભાઇ નામે દીકરો થયો અને ઝવેરભાઇને ૫૦ વર્ષે ગોવર્ધન નામે દીકરો થયો. ભગતજી પછી સૌને સાંત્વન આપી કથાવાર્તા કરી બોરીઆવી પધાર્યા અને ત્યાંથી ઘેર ગયા.

**બ્રહ્મવિદ્યાનો અદ્‌ભુત યોગ**

ત્યારપછી આચાર્ય મહારાજ, તેમને ફરવાનો વારો ખંભાતનો હતો તેથી ત્યા પધાર્યા. ભણનારા સાધુ વિજ્ઞાનદાસજી, યજ્ઞપુરુષદાસજી વગેરેને આચાર્ય મહારાજે બોલાવ્યા. એટલે યજ્ઞપુરુષદાસ, વિજ્ઞાનદાસ બંને નારથી સાયલા ગયા. અત્રે આચાર્ય મહારાજ ભેગા થયા. અહીં સાથે ફરવાના યોગમાં વિજ્ઞાનદાસજીએ યજ્ઞપુરુષદાસજીને મોટા પુરુષમાં જોડાવાની વાતો કરી. આથી ભગતજી પ્રત્યેની નિષ્ઠા તથા

હેતમાં યજ્ઞપુરુષદાસજીને વિશેષ ને વિશેષ દઢતા થતી ગઈ. વરતાલ પાછા ફરતાં અહીં પણ કેટલાક મુદ્દાના જૂના વચનામૃતો વંચાવી આ સમઝણ વિજ્ઞાનદાસજીએ પાકી કરાવી. વિજ્ઞાનદાસજીના ઉપદેશથી યજ્ઞપુરુષદાસને ભણવામાં વૈરાગ્ય થયો અને વચનામૃતની વાતો અને ભજન સ્મરણનો વેગ લાગ્યો જેથી 'કારક' સુધી અભ્યાસ કરી આગળ ભણવાનું બંધ કર્યું.

શાસ્ત્ર અધ્યયન અને પઠનનો મુખ્ય ઉદ્દેશ તો ભગવાનના સ્વરૂપના નિશ્ચય માટેનો જ હોય છે. શાસ્ત્રકારોએ, ભગવાનના સ્વરૂપના નિગૂઢ અને ભ્રામક શબ્દ છળથી, જે જૂજ સ્વરૂપ નિરૂપણ શાસ્ત્રોમાં કર્યું હોય છે, તેમાં દરેકની મતિ ભ્રમાં જાય છે. પરંતુ તેના તે જ શબ્દો ભગવાનના એકાંતિક અને અનુભવી[1] સત્પુરુષના પ્રસંગથી જ્યારે સમજાય છે ત્યારે જ ભગવાનનું જેવું છે એવું સ્વરૂપ-પ્રત્યક્ષ-મૂર્તિમાન-નયનગોચર વિચરતું ઓળખાય છે. આવું સબીજ જ્ઞાન અંતરમાં ઊતરે અને એ સ્વરૂપને વિષે આત્મબુદ્ધિ થાય તો જ મૂળ અજ્ઞાન જે દેહદશા તેનો નાશ થાય.

પ્રગટની આ વાતો ઝિલવાની યજ્ઞપુરુષદાસજીની તીવ્ર બ્રહ્મ-જિજ્ઞાસાથી, સ્વામી વિજ્ઞાનદાસજીએ એક માસ આવી વાતો, યજ્ઞપુરુષદાસજીને થામણાના મંદિરમાં કરવા માંડી. સ્વરૂપનિષ્ઠાની આ વાતો સવાર સાંજ સાંભળવી, શેઢી નદીએ સવાર સાંજ નહાવા જવું, ધ્યાન કરવું, એવા એકાંતિક ભાવના પ્રયાસમાં કપિલમુનિ, ઘનશ્યામદાસ, બીજા વિજ્ઞાનદાસ વગેરે મંડ્યા. આ સાધનાથી રાજી થઈ રોજ રાત્રે ભગતજી યજ્ઞપુરુષદાસજીને સ્વપ્નમાં દર્શન દેવા લાગ્યા. ભગવાનના સ્વરૂપના પ્યાસી વિજ્ઞાનદાસજી પણ નિત્ય સવારે યજ્ઞપુરુષદાસજીને પૂછે કે, 'આજ ભગતજીએ કેવા દર્શન દીધાં?' આમ એ જ સ્વરૂપનું મનન અને નિદિધ્યાસ સૌને થવા લાગ્યા. મહાત્મ્યજ્ઞાને યુક્ત ભક્તિના વધતા જતા ભાવથી ભગતજીએ એક રાત્રે દર્શન દઈ છાતીમાં ચરણારવિન્દ આપ્યા અને અંતરથી ખૂબ મળ્યા. આમ ભગતજીના સ્વરૂપ સાથેની સંલગ્નતા

[1] ગ. પ્ર ૬૬

યજ્ઞપુરુષદાસજીને સ્વપ્નાવસ્થામાં થવા લાગી. સ્વપ્નસૃષ્ટિના સર્જક[1] પરમેશ્વર પોતે જ છે. એટલે આ બ્રહ્માનંદનો અનુભવ ભગતજી પોતે જ સ્વઇચ્છાથી કરાવી રહ્યા છે એ જાણી સર્વને પ્રગટના સુખનો અપાર આનંદ આવવા લાગ્યો.

યજ્ઞપુરુષદાસજીની સેવા અને ભક્તિભાવ અપૂર્વ હતા. પોતાની ક્રિયા પોતાની સાથે રહેતા સંતોની સેવા અર્થે જ હોવી જોઈએ એમ માનતા આ સાધુ, વિજ્ઞાનદાસજી તથા બીજા સંતોને રસોઈ કરી જમાડે, તેમને નવરાવે, લૂગડાં ધોઈ નાખે, વળી મંદિરનાં બગીચામાંથી મોગરાના હાર ગૂંથી ઠાકોરજીને ધરાવે અને ટાણા ટાણાની ઠાકોરજીની સેવામાં પણ તત્પર રહે. આમ ભક્તિભાવની પરાકાષ્ટા કહો કે ભક્તિને મૂર્તિમાન પોતે પોતામાં પ્રગટ કરી છે એમ કહો, પરંતુ આ સાધુનો આવો અપૂર્વ ભક્તિભાવ જોઇ વિજ્ઞાનદાસને કવચિત્ કવચિત્ એમ લાગતું કે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિના આદર્શોના મૂર્તિમાન સ્વરૂપરૂપ મહારાજને પોતામાં પ્રગટ કરતા આ સાધુદ્વારા મહારાજ તો આપણી સેવા નહિ કરી જતા હોય! લોજમાં સરજુદાસની આવી જ સેવાની પ્રવૃત્તિ—સાધુઓ માટે ઝોળી માંગવી, રોટલા ઘડવા, સાધુઓની કોપીનો ધોવા, છાણ ભેગું કરવું—તેની સ્મૃતિ થતાં, વસિષ્ઠ અને આ સાધુ વચ્ચેના સામ્યનો વિચાર કરતાં વિજ્ઞાનદાસજી ઊંડા ઊતરી જતાં. ભગવાનનું સ્વરૂપ સમજાવતા ભગવાનની જ માયામાં અટવાયેલા મોટા મોટા ઋષિ મુનિઓ જેવી પરિસ્થિતિ પોતાની ન થાય તેના વિચારથી અંતર્દષ્ટિ કરી, આ સાધુ પ્રત્યેનો હેતભાવ અને ભક્તિભાવ તેઓ વધારવા લાગ્યા.

થામણાથી આ મંડળ કરેલ આવ્યું. અહીં પણ વિજ્ઞાનદાસ સ્વામીએ બહુ જ વાતો કરી અને એકાંતિક સત્પુરુષ એ જ મોક્ષનું દ્વાર છે એ સમજાવ્યું. આ વાતોની ચોટ જેમ થામણાના હરિભક્ત ભગવાનદાસને લાગી તેમ જ અહીં ધનજીભાઈને લાગી અને ભગતજીને

1 મ. મ. ૨૧

વિષે પ્રીતિ થઇ. યજ્ઞપુરુષદાસજીએ પણ બહુ જ સેવા કરી સૌ હરિભક્તોને રાજી કરી દીધાં. ત્યાંથી મંડળ ચુણેલ ગયું. વિજ્ઞાનદાસ સ્વામીની વાતોના યોગથી યજ્ઞપુરુષદાસજીને ભગતજીનાં દર્શનની તીવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ અને શાસ્ત્રી ધર્મતનયદાસને લઇને ભગતજીનાં દર્શન કરવા જવા નક્કી કર્યું. પરંતુ વિજ્ઞાનદાસજીએ તેમને 'ના' કહી અને કહ્યું, 'તમારા અતિ પ્રેમથી અને તાણથી ભગતજી આ તરફ પધારે તો અમારે બધાને દર્શન થાય માટે તમારે ન જવું' આથી તેમણે જવાનું માંડી વાળ્યું. એટલામાં, પીપળાવમાં જ્ઞાનવલ્લભદાસ માંદા થયા હતા એટલે તેમની સેવા માટે, સાધુ તેડવા આવ્યા. તેથી ચુણેલથી યજ્ઞપુરુષદાસ, રામરતનદાસને લઇને વરતાલ ગયા. સોજીત્રાથી ઝવેરભાઇ વિજ્ઞાનદાસ સ્વામીને તેડવા વરતાલ આવ્યા હતા. તેમને યજ્ઞપુરુષદાસજીએ ખબર આપી કે 'વિજ્ઞાનદાસ સ્વામી ચુણેલ છે' એટલે તે ચુણેલ ગયા. યજ્ઞપુરુષદાસજી તથા રામરતનદાસજી વરતાલમા ઠાકોરજીના તથા કોઠારી ગોવર્ધનભાઇનાં દર્શન કરી પીપળાવ ગયા. વિજ્ઞાનદાસ સ્વામી ઝવેરભાઇના આગ્રહથી મંડળ સાથે સોજીત્રા ગયા

યજ્ઞપુરુષદાસજીને સમાગમનો એટલો બધો વેગ લાગી ગયો હતો કે પીપળાવથી નાર ઝવેરભાઇનો સમાગમ કરવા પોતે નિત્યે જવા લાગ્યા. પછી પીપળાવમાં કથા શરૂ કરી એટલે નાર જવાનું બંધ કર્યું પણ સાંજની કથા કરી રાત્રે સોજીત્રા જાય અને આખી રાત વિજ્ઞાનદાસ સ્વામીનો સમાગમ કરીને સવારે વહેલા પીપળાવ આવી જાય. આ પ્રમાણે એક માસ સુધી કર્યું. પીપળાવમાં કથાની પૂર્ણાહુતિ થઈ એટલે પોતે વિજ્ઞાનદાસ સ્વામી પાસે સોજીત્રા ગયા.

અહીં વિજ્ઞાનદાસ સ્વામીએ કથા વાર્તા, ધ્યાન ભજનની અપૂર્વ જમાવટ કરી હતી. રોજ સવારે ૬ થી ધ્યાન, ભજન, કથા શરુ થાય. એક એક કલાક ફરતું ફરતું ધ્યાન, કથા, ભજન, વળી ધ્યાન. એ પ્રમાણે રાત્રે બાર વાગ્યા સુધી અખંડ બ્રહ્મયજ્ઞ ચાલુ રહે. વળી

ધર્મામૃત પ્રમાણે કાચી રસોઈ જ લે. આથી આખો ચરોતર ખળભળી ઊઠયો અને પ્રાગજી ભક્તનું ધ્યાની મંડળ સર્વોત્કૃષ્ટપણે સૌને જણાવા લાગ્યું. આ વાતોથી નડિયાદના ઝવેરીલાલને ભગતજી પ્રત્યે એકાંતિક સત્પુરુષની નિષ્ઠા થઈ. તેથી ભગતજીને વરતાલ તેડાવવા સારુ ઝવેરીલાલ આચાર્ય મહારાજને વિનતિ કરવા વરતાલ ગયા. આ બ્રહ્મયજ્ઞનો લાભ સોજીત્રામાં સારાભાઈ, ઉમેદભાઈ, મોતીભાઈ, વલ્લભભાઈ, પ્રાગજીભાઈ, ઇશ્વરભાઈ, સોમાભાઈ, જીવાભાઈ, ભૂલાકાકા, વેરીભાઈ, પુરુષોત્તમ, ભાઈલાલભાઈ તથા ઇશ્વરભાઈ જેઠાભાઈ, છગનલાલ પારેખ, મૂળજી રામનાથ ખેડાવળ બ્રાહ્મણ વગેરે હરિભક્તોએ લીધો. આથી અક્ષર અને પુરુષોત્તમની સર્વોપરી નિષ્ઠા તેમને થઈ. વળી એ નિષ્ઠાના પોષક, પ્રવર્તક અને ધારક વર્તમાનકાળે પ્રાગજી ભક્ત જ છે એવો ભગતજીનો સર્વોપરી મહિમા પણ સૌને સમજાયો.

મારો વૈરાગ્ય પાર પડે

વરતાલમાં ઝવેરીલાલભાઈને આચાર્ય મહારાજે કહ્યુ, 'ભગતજીને જલઝિલણી ઉપર ગઢડે તેડાવીશું. માટે વિજ્ઞાનદાસનું મંડળ ગઢડે જાય.' એ સમાચાર મળ્યા એટલે વિજ્ઞાનદાસજી પોતાનું મંડળ લઈ સોજીત્રાથી નીકળી નાર, બુધેજ, ફત્તેયાદપુર થઈ, સાબરમતી નદી ઊતરી, ગણેશપરુ, કાળાતળાવ, ધોળકા થઈ, શ્રાવણ વદી ૧૧ ને દિવસે ધોલેરા પહોચ્યાં. અહીં મદનમોહન દેવનાં દર્શન પહેલીવાર યજ્ઞપુરુષદાસજીએ કર્યાં અને વૈરાગ્યમૂર્તિ નિષ્કુળાનંદ સ્વામીના આ સ્થાનમાંથી, તીવ્ર વૈરાગ્યની પ્રેરણાનું પાન કર્યું. શ્રીજીએ જેમ સૂર્યદેવને તપ કરી પ્રસન્ન કર્યા અને પોતે જ સર્વ ગુણોના અધિષ્ઠાતા અને સ્થાનરૂપ હોવા છતાં, 'બ્રહ્મચર્ય અખંડ રહે' એવું વરદાન સૂર્યદેવ પાસે માગ્યું, તેમ બાલ્યકાળથી જ સર્વગુણસંપન્ન હોવા છતાં, નિષ્કુળાનંદ સ્વામીના આ પ્રસાદી સ્થાનમાં યજ્ઞપુરુષદાસજીએ ગદ્‌ગદ્ કંઠે સ્તુતિ કરી કે 'મારો વૈરાગ્ય પાર પડે.' વિજ્ઞાનદાસજીને, યજ્ઞપુરુષદાસજીનાં અતિ નમ્ર અને દીનભાવથી અને નંદ સાધુનાં સ્થાનનો પણ આવો મહિમા સમજવાના ભાવથી, તેમના પ્રત્યે પૂજ્યભાવ વધતો ગયો. આ સાધુ સમજણમાં, નિષ્ઠામાં અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને

ભક્તિના ગુણો વિકસાવવામાં, ધનુષ્યમાંથી રામનું બાણ જે વેગથી ગતિ કરે તેવા જ તીવ્ર વેગથી, તેમને પ્રગતિ કરતા દેખાયા. આ સાધુમાં આ સર્વ ગુણો પૂર્ણપણે પ્રકાશતા કવચિત્ કવચિત્ તેમને દેખાતા ત્યારે તેઓ વિચારમાં પડી જતા. આ નમ્રતા, આ સેવકભાવ, આ ભક્તિ, આ શિષ્યપણું અને જ્ઞાન શીખવામાં દેખવામાં આવતો અજ્ઞાનનો ભાવ–આ બધું શું ? ખરેખર! આ સાધુના ચરિત્ર વિમાસણ ઉપજાવે તેવા તેમને જણાયા. તેમાં ય જ્યારે ભગતજી તેમને જોઇ પ્રફુલ્લતા ત્યારે તો એમ જ થતું કે ભગતજી આ સાધુને ઓળખે છે અને આ સાધુ ભગતજીને ઓળખે છે. માટે મને વાંધો આવી જાય એવો ગુરુભાવ તો મારે એમની સાથે ન જ રાખવો. એમ વિચારતા વિચારતા આ સંત પ્રત્યેનો ગુરુભાવ પોતે ટાળી નાખતા. છતાં પણ યજ્ઞપુરુષદાસજી તો તેમની સાથે શિષ્યભાવે જ સદૈવ વર્તતા.

**સર્વોત્તમ પ્રેમનું દર્શન.**

ધોળેરા મંદિરમાં દર્શન કરી રાત રહી ત્યાંથી ચાલ્યા. પાણીનું ભરેલું રણ ચાર ગાઉનું આવ્યું. બધા થાકી ગયા પરંતુ યજ્ઞપુરુષદાસજી હાથમાં લાકડી લઇ આગળ ચાલ્યા અને હિંમતથી સૌને કહ્યું, 'ચાલો આમ પાર ઊતરી જઇશું.' તેમની હિંમત જોઇ સૌ તેમની પાછળ ચાલવા માંડ્યા. કેડ સુધી પાણી હતું તે ખૂંદીને નાવડા પહોંચ્યા અને રાત રહ્યા. અત્રે મહારાજના મળેલા હરિભક્તના દર્શન કરી સારંગપુર ગયા અને ત્યાંથી ગઢડે પહોંચ્યા. આમ ભગતજીના દર્શન સારુ યજ્ઞપુરુષદાસજીના ઉત્સાહથી આ સાધુ મંડળે કેટલો દાખડો કર્યો તે તો જેને એ પરિશ્રમનો અનુભવ થયો હોય તે જ જાણે. અનાદિની આ રીત ભક્ત અને ભગવાનના પ્રેમની, ભાવની, કષ્ટમાં પણ આનંદ માણવાની, જેણે પ્રગટના સુખનો અનુભવ કર્યો હોય તે જ જાણે. વળી તેની જ પાસે એ સુખ આગળ આવતા વિઘ્નોના પહાડને તોડી ફોડીને પાર નીકળવાની અમોઘ શક્તિ પણ હોય! માણકી ઘોડી ઉપર જતા શ્રીજી મહારાજનાં પાછા પગે દોડીને દર્શન કરતા મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી, તેમ જ વરતાલમાં હનુમાનવાળે દરવાજે, નારણ સુથારને ઘેરથી જમીને આવતાં મહારાજને, માંદા સંતોની અઢાર ગોદડીઓ ધોઇને ગોમતીથી

આવતાં ગુણાતીતાનંદ સ્વામી, પોતાની દૃષ્ટિએ કરીને ઉભા રાખે અને અઢાર ગોદડીના ભારથી રેબઝેબ થવાં છતાં પણ પ્રેમરૂપી દોરીએ કરીને મહારાજની મૂર્તિને પકડીને સ્થિર થઈ જાય અને મહારાજ પણ આ સાધુની દૃષ્ટિ તોડાવીને જઈ ન શકે, ભક્તનો આવો અસીમ પ્રેમ અને ભગવાનનો પણ એવો અપૂર્વ ભાવ ! એ જ રીતે જૂનાગઢ સ્વામીના દર્શન કરવા જવા શેત્રુંજી નદીના વાંસપુર પાણીમાં પડતું મૂકનાર પ્રાગજી ભક્ત, પોતાની સાથેના એક હરિભક્તને હડકાયું કૂતરું કરડે, પોતાના ભાઈને સર્પ કરડે, માર્ગમાં લૂંટારા મળે, આ બધા વિઘ્નોને ઠોકરે મારી જબરજસ્ત ઈશકથી સ્વામીના દર્શન સારુ જૂનાગઢ જાય. આ પ્રમાણે પ્રગટ ગુરુરૂપહરિ જ જેને આત્મા મનાયો છે, તેવા ભક્તના ભગવાન સાથેના આ અનિર્વચનિય સર્વોત્તમ પ્રેમનું દર્શન તો એવા સર્વોપરી સ્વરૂપ અને તેમને વિષે જોડાએલા ઉત્તમ લક્ષણવાળા ભક્તના સંગમ સમયે જ, અને એ ભાવને નિહાળવાની જેને દૃષ્ટિ હોય, તેને જ થાય !

**ગઢડામાં જળઝિલણીનો સમૈયો**

વિજ્ઞાનદાસ સ્વામીનું મંડળ ગઢડે પહોંચ્યું તે પહેલા તો ભગતજીના હેતવાળા ૧૫૦–૨૦૦ હરિભક્તો ગુજરાતમાંથી ગઢડે આવી ગયા હતા. બીજે દિવસે સોજીત્રાથી જેઠાભાઈ તથા બીજા પંદર હરિભક્તો ગાડી રસ્તે ગઢડે પહોંચ્યા. તેમને પણ ભગતજીના દર્શન અને સમાગમની ઉત્કંઠા હતી. તે જ દિવસે ભગતજી પધારવાના છે એ સમાચાર મળવાથી વિજ્ઞાનદાસ, યજ્ઞપુરુષદાસ, ઘનશ્યામદાસ વગેરે હનુમાન ધાર સુધી સામા ગયા. યજ્ઞપુરુષદાસ અને ઘનશ્યામદાસ તો અર્ધો ગાઉ આગળ ગયા. એટલામાં ભગતજી તેમના ભત્રીજા રણછોડ સાથે સામા આવતા દેખાયા. તેથી સૌએ ત્યાં જ ભગતજીને દંડવત્ કર્યા, દર્શન કર્યા અને ભગતજી તેમને મળ્યા. પછી ભગતજીએ તેમને બધી ખબર પૂછી અને વિજ્ઞાનદાસ આવ્યા છે કે નહિ તે પણ પૂછ્યું. વાતો કરતાં હનુમાનધાર પહોંચી ગયા. અહીં સંતો તથા હરિભક્તોએ ભગતજીને દંડવત્ કર્યા અને ભગતજીના દર્શનથી સર્વે રાજી થયા. પછી વાતો કરતા ચાલવા લાગ્યા ત્યારે

ભગતજીએ તેમને કહ્યું, ' તમો ત્યાગીએ આ વખતે શાલિગરામને બહુ કારસો આપ્યો તે ઠેઠ ગુજરાતથી ખરા વરસાદમાં પાણી ડોળીને આવ્યા તેથી હું બહુ રાજી થયો છું. ' એમ વાતો કરતા ઘેલો ઊતરી મંદિર આવ્યા. અહીં ઠાકોરજીના દર્શન કરી સભામાં ભગતજી પધાર્યા. અત્રે આચાર્ય મહારાજના દર્શન કર્યા અને ભક્તિવલ્લભદાસજીને તેમને આસને મળ્યા.

પ્રાગજી ભગત મહુવાથી પધાર્યા છે જાણી કેટલાકના હૃદયમાં ઉકળાટ થયો. જ્યારે કેટલાકને આનંદના ઓઘ વળ્યા. સોજીત્રાના હરિભક્તો જેઠાભાઈ, ઇશ્વરભાઈ, જીવાભાઈ તથા અન્ય સંતો હરિભક્તોને અપાર ઉત્સાહ આવ્યો કે, ' હવે ભગતજીના દર્શન કરીશું, વાતો સાંભળીશું અને અંતરમાં પરમ શાંતિનો અનુભવ કરીશું. ' ભગતજીએ પણ તેમના સર્વેના મનોરથ પુરા કરવા દશમને દિવસે સાંજ સુધી વાતો કરી. ભગતજીની વાતોથી સર્વેને સમજાયું કે સત્સંગ એટલે પ્રથમ સત્પુરુષનો સંગ, તેમના સંગથી જ મહારાજનો સર્વોપરી નિશ્ચય થાય, તેમનાં સંગથી જ જીવમાં કારણભાવે ચુક્ત અવ્યક્તરૂપે જગત રહ્યું છે તે જૂદું થાય. જેમ હંસ પોતાની ચાંચથી દૂધ પાણી જૂદા કરી નાખે છે, તેવી જ રીતે સાચા પરમહંસ પોતાની ब्रह्म सत्य जगन्मिथ्या। ની વાતોથી, જીવમાંથી જગત જૂદું કરી નાંખે છે. સાચા સત્પુરુષની આ જ વિશિષ્ટતા છે કે દૃષ્ટિમાત્રે જ જગત મિથ્યા છે એવું જીવને સમજાવી, અંતર્દષ્ટિ કરતાં કરી દે છે.

જળઝિલણીના દિવસે સવારમાં સભામંડપમાં ભગતજીએ ઘણી વાતો કરી. પછી બપોરે ઠાકોરજીનો વરઘોડો ચડ્યો અને ઘેલે ઠાકોરજીને જળ ઝિલાવવા સૌ ગયા. ભગતજી લક્ષ્મીબાગમાં પધાર્યા અને અહીં બેઠક તથા પ્રસાદીના લીંબડાના દર્શન કરી હરિસ્વરૂપદાસજીને આસને પધાર્યા. ભગતજીનાં પધારવાથી હરિસ્વરૂપદાસજી બહુ જ રાજી થયા અને ભગતજીને કહ્યું, ' વાતો કરો. ' એટલે ભગતજીએ કહ્યું, 'આગળ નિશાન જોઇએ. ' ત્યારે હરિસ્વરૂપદાસ કહે ' હું નિશાન, મને વાતો કરો '[1] પછી ભગતજીએ એકાંતિક ધર્મ

૧. વિશેષ વિગત માટે જુઓ ' પ્રાગજી ભક્ત ' પાન ૨૦૨–૩

સંબંધી વાતો કરી અને કહ્યું, "ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને મહિમાએ સુક્ત ભક્તિ હોય તો જ એકાંતિકપણું આવે. આ બધી વાતો કરી શિખરબંધનું મંદિર કર્યું. હવે કળશ ચઢાવવો અને મૂર્તિ પધરાવવી. તેમાં પારસમણીનો કળશ અને ચિંતામણીની મૂર્તિ જોઇએ. તો અમે પારસમણી અને શ્રીજી મહારાજ ચિંતામણી. એ બે નિષ્ઠા પુરી થાય એટલું બાકી છે; તે સર્વે સિદ્ધ કરો." એમ લક્ષ્મીબાગમાં અદ્ભુત વાતો કરી સૌને આનંદ કરાવ્યો. સોજીત્રાવાળા જેઠાભાઇ, ઝવેરભાઈ, તથા વિજ્ઞાનદાસ, યજ્ઞપુરુષદાસ વગેરે તમામ મંડળને ખૂબ જ આનંદ થયો.

શ્રીજીસ્વામીના ભાવભરી ભગતજીની મૂર્તિ જોઈ કેટલાક સાધુ ભગતજીની પાછળ પાછળ ફરવા લાગ્યા. તેમાં રામચરણદાસ તથા બીજા કેટલાક સાધુ તો ચોકી નજરે ભગતજી સામુ જોઈ રહેતા અને દર્શન કરતા, એટલે વિરોધિઓ ઉપાધિ કરવા માંડ્યા. આ ઉપાધિથી સોજીત્રાવાળા હરિભક્તોને ભગતજીના દર્શન સમાગમનું સુખ ન આવ્યું. તેથી જેઠાલાલે ભગતજીને કહ્યું, 'જો આ સાધુ પાછળ ન ફરે તો ઉપાધિ ન થાય અને અમને સુખ આવે.' ત્યારે ભગતજીએ કહ્યું, 'આ સાધુ મંડળ પગે ચાલીને, પાણી ડોળીને સાઠ ગાઉ આવ્યા તેને મારાથી ના કેમ પડાય?' એ વાત સાંભળી સૌ શાંત થઈ ગયા. વિજ્ઞાનદાસજીએ જ્યારે આ જાણ્યું ત્યારે સૌ સંતને સમજાવ્યું કે આપણે જાણીએ કે ભગતજીને નહિ ગમતું હોય પણ ભગતજી તો જેમ જેમ ભેગા રહી કથા–વાર્તા–દર્શનનો લાભ લઇએ તેમ રાજી છે.' આ પ્રમાણે આ સમૈયામાં ભગતજીએ કથાવાર્તાનું સૌને સારું સુખ આપ્યુ અને પછી મહુવા પધાર્યા.

× × ×

સાધુ વિજ્ઞાનદાસજી, યજ્ઞપુરુષદાસજી વગેરે સાધુનું મંડળ ગઢડાથી નીકળી સારંગપુર, બરવાળા થઈને ત્યાંથી ઝીંઝર ગયા. યજ્ઞપુરુષદાસે ભગતજીને ગઢડે પ્રાર્થના કરી મંદવાડ માંગ્યો હતો, એટલે તેમને અહીંથી તાવ શરુ થયો. પછી ત્યાંથી સાધુ મંડળ રોજકે આવ્યું. રોજકેથી ગાંફ, કમિયાળા અને બોરૂ થઇ વારણા આવ્યા.

અહીં યજ્ઞપુરુષદાસને તાવ મટ્યો. પછી ગલિયાણા, ખાનપુર થઈને મોરજ આવ્યા. અહીં આ મંડળ દસ દિવસ રહ્યું અને હરિભક્તોને કથાવાર્તા કરી સુખિયા કર્યા. મોરજથી નીકળી સીંજીવાડા થઈને સોજીત્રા આવ્યા. સોજીત્રાના હરિભક્તોને આ મંડળ પ્રત્યે ખૂબ જ ભાવ હતો; ધર્મ નિયમમાં શુદ્ધ વર્તન, શ્રીજી સ્વામીની સર્વોપરી નિષ્ઠા, અને એ સમજણ પ્રવર્તાવવાનું જ તાન, બીજી કોઈ પદાર્થની, ચીજોની ઇચ્છા નહિ, અણિશુદ્ધ અપરિગ્રહ વ્રતના ધારક, ધર્મામૃત પ્રમાણે શુદ્ધ વર્તવાનો આગ્રહ, એવા આ મંડળે સોજીત્રાના હરિભક્તોને સાચો સત્સંગ સમજાવ્યો અને સત્સંગના સાચા સુખનો અનુભવ કરાવ્યો. આથી સોજીત્રાના હરિભક્તોએ આ મંડળને પંદર દિવસ સોજીત્રામાં રાખ્યું.

× × ×

**મહારાજ અખંડ મારી ભેગા જ છે**

સં. ૧૯૪૩માં સોજીત્રાથી કાર્તિક સુદ ૧૫ નો સમૈયો કરવા આ મંડળ વરતાલ આવ્યું. વરતાલનો સમૈયો કરી યજ્ઞપુરુષદાસજી પોતાના મંડળને લઈને દાવોલ ગયા અને ત્યાંથી આંકલાવ જઈને વડોદરા ગયા. વડોદરામાં પુરાણી શ્વેતવૈકુંઠદાસજીને યજ્ઞપુરુષદાસજીનો પ્રસંગ થયો. બાવીશ વર્ષના તપની મૂર્તિ સમાન, વૈરાગ્ય અને બ્રહ્મચર્યની કાંતિથી શોભતા આ કિશોર સાધુની મુખમુદ્રા જોઈ પુરાણીને તેમના પ્રત્યે ઘણો જ ભાવ થયો. આ પ્રીતિના મૂલ્ય, યજ્ઞપુરુષદાસજીએ પોતાની અમૃતમય વાણીમાં, વચનામૃતમાં સત્પુરુષનું શ્રીજી મહારાજે બતાવેલું માહાત્મ્ય તથા બ્રહ્મરૂપ થવામાં બ્રહ્મસ્થિતિવાળા સંતનો સમાગમ કરવાની આવશ્યકતા, સત્સંગ એટલે સત્પુરુષમાં પ્રીતિ અને આત્મબુદ્ધિ, એવા એવા સત્પુરુષના મહિમાના અને બ્રહ્મરૂપ થવાના અનેક શબ્દોની હાર કરી પુરાણીને સમજાવી, આપ્યા. પુરાણીને પણ પ્રતીતિ થઈ કે જરૂર આ સાધુ ઉપર કોઈ મોટા પુરુષની દૃષ્ટિ પડી ગઈ છે. આ સાધુ પ્રત્યેના તેમના સદ્‌ભાવથી તેમને ભગતજી મહારાજનો પણ મહિમા સમજાયો.

એ અરસામાં વડોદરા મંદિરના એક સાધુ દેહ મૂકી ગયા. તેમના દેહને પધરાવવા માટે, મંદિરની બહાર સુથાર લાકડા ભેગા

કરી વિમાન તૈયાર કરતો હતો અને યજ્ઞપુરુષદાસજી ઓટલા ઉપર બેઠા હતા પુરાણી ત્યાં આવ્યા અને તપથી કૃશ થયેલા યજ્ઞપુરુષદાસને ત્યાં બેઠેલા જોઈ રમુજ કરતા કહ્યું, 'યજ્ઞપુરુષદાસ ! તમે આ વિમાનમાં ભેગા બેસી જજો જેથી મહારાજને તમોને તેડવા આવવા માટે દાખડો કરવો ન પડે' ત્યારે યજ્ઞપુરુષદાસજીએ કહ્યું, "અમારે વિમાનની જરૂર નથી મહારાજ અને અક્ષરધામ છેટા જ ક્યાં છે ? કારણ અંતર્વૃત્તિવાળાને છેટું નથી અને બહારવૃત્તિવાળાને છેટું છે[1]" તે સાંભળી પુરાણી બોલ્યા, 'જો તેમ હોય તો મહારાજ રથ, વિમાન લઈને તેડવા આવે છે[2] એ વચનામૃતમાં લખેલું ખોટું પડે' પછી યજ્ઞપુરુષદાસજીએ તેમને કહ્યું, "પુરાણી મહારાજ ! બેસો જેમ વચનામૃતમાં એ વાત છે તેવી જ રીતે વચનામૃતમાં બહારદૃષ્ટિવાળાની અને અંતર્દૃષ્ટિવાળાની પણ વાત છે સા ૧૦ માં કહ્યું છે, 'ગોલોક, વૈકુંઠ, શ્વેતદ્વીપ, બ્રહ્મપુર એ સર્વે જે ભગવાનના ધામ તેને બાહ્ય દૃષ્ટિએ કરીને જોઈએ તો ઘણા છેટા છે અને આત્મદૃષ્ટિએ કરીને જોઈએ તો એક અણુ જેટલું પણ છેટું નથી, માટે બાહ્ય દૃષ્ટિવાળાની સમજણ છે તે મિથ્યા છે અને આત્મદૃષ્ટિવાળાની સમજણ છે તે સત્ય છે અને જે સાધુ એમ સમજતો હોય જે મારા ચૈતન્યને વિષે ભગવાન સદાય વિરાજમાન છે તે જેમ દેહમાં જીવ હોય તેમ મારા જીવને વિષે ભગવાન રહ્યા છે અને મારો જીવ છે તે તો શરીર છે અને ભગવાન તો મારા જીવના શરીરી છે અને પોતાના જીવાત્માને સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીર થકી પૃથક્ માને અને તેને વિષે અખંડ ભગવાન વિરાજમાન છે એમ જે સમજે, તો તે સંત થકી ભગવાન અથવા ભગવાનના ધામ તે અણુ માત્ર છેટે નથી' એટલી વાત કરીને બોલ્યા કે 'શ્રીમદ્ ભાગવતના દ્વિતીય સ્કંધમાં ધૂમમાર્ગ અને[3] અર્ચિમાર્ગની વાત છે' એમ વિસ્તારથી વાતો કરી

૧ સા ૧૦ ૨ ગ પ્ર ૧

૨ ગ પ્ર ૨૧ એવો જે એકાંતિક ભક્ત તે દેહનો ત્યાગ કરીને સર્વે માયાના ભાવથી મુક્ત થઈને અર્ચિમાર્ગે કરીને ભગવાનના અક્ષરધામને પામે છે

૩ ધૂમમાર્ગ—ચંદ્રના-દેવતાના લોકમાં જાય—ત્યાંથી પાછો આવે—મનુષ્ય થાય, એ માર્ગે જાય તો પુનરાવર્તન ન ટળે અર્ચિમાર્ગ—મૂળદ્વાર, નાભીદ્વાર, હૃદયદ્વાર કંઠદ્વાર, લલાટદ્વાર અને પછી બ્રહ્મરંધ્ર ફાડીને—સીધો અક્ષરધામમાં જાય તે અર્ચિમાર્ગ, સદ્ગુરુનો મત, ગોલોક—વૈકુંઠ વગેરે ધૂમમાર્ગ છે

સમજાવ્યું ત્યારે પુરાણીને એમ થયું, 'આ જ શ્રીજી મહારાજના સિદ્ધાંત પ્રમાણે ઉત્તમ જ્ઞાન છે.' પછી તેમણે કહ્યું કે 'આ રહસ્યની તો મને આજે જ ખબર પડી. માટે આજથી હું તમારા ભેગો છું.' એમ યજ્ઞપુરુષદાસની વાતોથી તેમને ઘણોજ આનંદ થયો.

ભગવાનના પરમ એકાંતિક ભક્તને જે કંઈ સંકલ્પો થાય છે તેના પ્રેરક તો શ્રીજી મહારાજ જ છે. અહીં જવું, આ ક્રિયા કરવી, આ ન કરવી, આને આમ વાત કરવી; આ સર્વે સંકલ્પોના મહારાજ પ્રેરક છે. આવા ભક્ત દ્વારા શ્રીજી મહારાજ સ્વયં એકાંતિક ધર્મ પ્રવર્તનનું કાર્ય કરે છે. એ ભક્ત તો કેવળ ભગવાનને ધારણ કરવા સિવાયની બીજી કોઇ ક્રિયા કરતાં જ નથી પોતાના મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને સર્વ ઇન્દ્રિયોને ભગવાનની પ્રેરણા પ્રમાણે કાર્ય કરવા દે છે. યજ્ઞપુરુષદાસજીની પણ આવી જ સ્થિતિ હતી. મારા ચૈતન્યને વિષે ભગવાન અખંડ વિરાજમાન છે. એમ શ્રીજી ને અખંડ ધારી, તેમની જ ઇચ્છા પ્રમાણે વિચરણ કરવું, બોલવું, ક્રિયા કરવી. એમ નિરંતર શ્રીજી જ બોલે છે કે ક્રિયા કરે છે, એવું અખંડ અનુસંધાન તેમને રહેતું. એટલે તેમનું વિચરણ બીજા ભક્તોના સમાસને અર્થેજ હતું. વડોદરામાં પુરાણી શ્વેતવૈકુંઠદાસજીને સત્પુરુષનો મહિમા સમજાવી અને આત્મામાં પરમાત્મા પ્રગટ કરવાની ચાવી બતાવી, યજ્ઞપુરુષદાસ વરતાલ ગયા.

વિજ્ઞાનદાસ સ્વામી વરતાલમાં ભેગા થયા. પછી તેમની સાથે યજ્ઞપુરુષદાસજી મહેમદાવાદ ગયા. મહેમદાવાદમાં ભગતજીને વિષે નિષ્ઠાવાળા અને સર્વોપરી જ્ઞાનવાળા રણછોડ ભટ્ટ, કેશવલાલ તથા બહેચરદાસ હતા. તેમના આગ્રહથી મહેમદાવાદમાં પંદર દિવસ રહ્યા, અને ઉત્તરાયણનો સમૈયો ત્યાં કર્યો. અહીં ગિરધર પારેખને સર્વોપરી નિષ્ઠાની વાતો કરી તેમને અત્યંત ગુણ આવ્યો. શ્રીજી મહારાજે ગ. પ્ર ૫૦ માં કહ્યું છે કે 'જેને કુશાગ્ર બુદ્ધિ હોય તેને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.' તેથી જ જે મોક્ષના દ્વારરૂપ સત્પુરુષને ઓળખે છે અને ઓળખીને પોતાના કલ્યાણનું જતન કરે છે, તેની બુદ્ધિ લોક વ્યવહારમાં કે વિદ્વત્તામાં કદાચ થોડી જણાય તો પણ તે

કુશાગ્ર બુદ્ધિવાળો જ છે. વળી જેમાં વ્યાવહારિક ઝાઝી બુદ્ધિ હોય વળી વિદ્વત્તા પણ હોય પણ કલ્યાણને માર્ગે ચાલી શકતો નથી એટલે કે મોક્ષના દ્વારરૂપ સત્પુરુષને ઓળખી શકતો નથી તો તેની બુદ્ધિ દૂષિત છે. એમ જેને જેને ભગવાનના સ્વરૂપરૂપ સત્પુરૂષ ઓળખાયા તે જ બુદ્ધિવાળો, તે જ ધર્મી અને તે જ જ્ઞાની છે. વિજ્ઞાનદાસજી, યજ્ઞપુરુષદાસજી વગેરે સંત મંડળે એકાંતિક ધર્મની તથા એ ધર્મના ધારક અને પોષક આજે પ્રાગજી ભક્ત છે, એવી વાતોના ઘેરા ઘા કરવા માંડયા. જેની જેની બુદ્ધિમાં આ વાત બેઠી તેનું કામ થઈ ગયું. આ સંત મંડળે મોક્ષનું સદાવ્રત માંડયું હતું. તેમાં શ્રેયાર્થી આવતા હતા. મહેમદાવાદમાં આ પ્રમાણે સૌને આનંદ કરાવી ઝવેરભાઈ નાથાભાઈનાં આગ્રહથી સાધુ મંડળ બેડે આવ્યું.

આ વર્ષના કાર્તિકી સમૈયે ભગતજી પધાર્યા નહિ એટલે ચાણસદના વૈદ્ય વિશ્વનાથ, કાળીદાસ, શિવશંકર, ઝવેરભાઈ વગેરે મહુવા ગયા. વૈદ્યે વડોદરામાં યજ્ઞપુરુષદાસનું ક્ષીણ શરીર જોયું અને ઘણી દવા કરી પણ તાવ હઠયો જ નહિ તેથી મહુવા આવી પ્રથમ જ ભગતજીને વિનતિપૂર્વક કહ્યું, ‘તમારા થાય છે તેને તમો અતિશય તાવો છો બિચારા વિજ્ઞાનાનંદ સ્વામીના શિષ્ય ને આ વરતાલમાં બહુ વિદ્વાન, સર્વની મહોબ્બત મૂકી આપના આશ્રિત થયા તેને તમો દેહાંત સુધી તાવો એ ઠીક નહિ.’ તે સાંભળી ભગતજી હસ્યા અને કહ્યું, ‘તેણે ગઢપુરમા માગી લીધુ છે તેથી મંદવાડ થયો છે હવ તમારી મરજી નથી તો મટી જશે ’ અહીં આપેલા આશીર્વાદથી તુરત જ યજ્ઞપુરુષદાસજીને તાવ ઊતરી ગયો અને ધીરે ધીરે સારું થતું ગયું.

યજ્ઞપુરુષદાસજી તથા વિજ્ઞાનદાસજી બેડે હતા. અહીં ભગતજીના આશીર્વાદથી તાવ મટયો. પછી ત્યાંથી માતર થઈને ત્રાજ ગયા. અહીં પણ ભગતજીની નિષ્ઠાવાળા મોહન બારોટ, ભૂધર બારોટ, જાગો વગેરે દરબાર સેવક હતા. તેમણે આ મંડળને એક મહિનો રાખી ઘણી જ સેવા કરી. મહાપુરુષદાસજી પણ અહીં ભેગા હતા એટલે તેમણે વચનામૃતનાં અને ભગતજીના મહિમાની ઘણી જ વાતો કરી. આથી સૌ હરિભક્ત તથા સંત મંડળને અતિશય આનંદ થયો.

વરતાલમાં સ્વામી જાગા ભક્તના યોગમાં

રામનવમીનો સમૈયો આવ્યો એટલે આ મંડળ વરતાલ સમૈયો કરવા ગયું. આ વખતે જૂનાગઢથી સ્વામી શ્રી જાગાભક્ત તથા તેમના સેવક ભીમા ભક્ત વરતાલ સમૈયે પધારવાના હતા. સ્વામી વિજ્ઞાનદાસજીએ સ્વામી શ્રી જાગા ભક્તનો મહિમા આ મંડળને સમજાવ્યો અને કહ્યું, 'પ્રથમથી જ ભગતજીએ જાગા ભગતને ઓળખાવ્યા હતા અને વિહારિલાલજી મહારાજને પણ ભગતજીએ જાગા ભક્તનો મહિમા સમજાવ્યો હતો, સ્વામી શ્રી જાગા ભક્તના મહિમાની આ વાતુથી, આ સાધુ મંડળને, આ સમૈયે સર્વોપરી કથાવાર્તાનું સુખ આવશે એ જાણી, આનંદ થયો. સ્વામી શ્રી જાગા ભકતે પણ સમૈયામાં કથાવાર્તા કરી અપૂર્વ સુખ આપ્યુ. તેમની વાતોથી સૌને પ્રતીતિ થઇ કે ગુણાતીત સ્વરૂપ જ્યોતિર્ધરો સત્સંગમાં એક પછી એક પ્રગટ થયા જ કરે છે પણ એવા એકાંતિકનો વંશવેલો આળસતો નથી.

યજ્ઞપુરુષદાસજીને સ્વામી શ્રી જાગાભક્તની બ્રહ્મસ્થિતિ જોઇને તેમના પ્રત્યે અપૂર્વ હેત થયું. ભગતજી મહારાજની વાતોની જેમ સ્વામી જાગા ભક્તની વાતોની પણ એવી જ નેમ કે નિશાન પાડ્યા વિના રહે જ નહિ. જાગા ભકતની દૃષ્ટિમાં યજ્ઞપુરુષદાસજી આવી ગયા. યજ્ઞપુરુષદાસજીએ જાણ્યું કે આ જોગ ઠીક આવી ગયો છે એટલે જાગા સ્વામીની સેવામાં જોડાઇ ગયા. ત્રાજથી પોતે ઘઉંનો પોંક લાવ્યા હતા. તેનું જાદરિયું કરી તાંસળીમાં જાદરિયાના લાડવાનું શિખર કરી જાગા સ્વામીને અર્પણ કરી રાજી કર્યા. સ્વામી શ્રી જાગા ભકત શ્રીજીના અખંડ ધારક ગુણ ગંભીર અને ગુણાતીત જ્ઞાનના ઊંડા અભ્યાસી હતા. ભગવાન સિવાય રંચમાત્ર પણ બીજો ઘાટ પોતાની પાસે રહેનારને તેઓ થવા ન દેતા. એવા શકિતશાળી બ્રહ્મસ્થિતિવાળા પુરુષ યજ્ઞપુરુષદાસજીની આ બાહ્ય દૃષ્ટિએ ગણાતી અલ્પભેટથી રાજી થાય એવા ન હતા વળી યજ્ઞપુરુષદાસજી પણ આ હાર્દ સમજતા હતા. એટલે કેવળ જાદરિયાનો લાડુ નહિ પણ તે ઉપર જાદરિયાનું શિખર કરીને તેમણે સ્વામી શ્રી જાગા ભકતને અર્પણ કર્યું. સ્વામી શ્રી જાગા ભકત આ

મર્મને સમજી ગયા અને ઉપાસનાના શિખરો તો આ સાધુ દ્વારા જ કરાવવા છે એવો દૃઢ સંકલ્પ તેમણે કરી લીધો. આ ઊંડા મર્મને કોણ જાણે ? યજ્ઞપુરુષદાસજી તો પ્રસન્ન વદને સેવા કર્યા કરતા. કોઈ વખત સ્વામી શ્રી જાગા ભક્તને ઉપવાસ હોય ત્યારે પોતે પારણાના દિવસે સવારમાં બાજરાનો ઊનો રોટલો, ખીચડી, વગેરે કરીને તેમને જમાડે. એમ અનેક પ્રકારે સેવાનો લાભ લીધો. સ્વામી શ્રી જાગા ભક્તને આચાર્ય મહારાજે સમૈયા પછી એક મહિનો વરતાલ રોકયા અને પોતે સમાગમ કર્યો અને બીજા મુમુક્ષુઓને પણ સમાગમની તક આપી. જાગા સ્વામીએ પણ અપાર વાતો કરી સૌને બ્રહ્માનંદમાં મસ્ત બનાવી દીધા. એક મહિનો રહી તેઓ જૂનાગઢ પધાર્યા.

યજ્ઞપુરુષદાસજી વરતાલ રહ્યા અને ભોળાનાથ ભટ પાસે 'કારક' ભણવાનો આરંભ કર્યો. થોડા જ સમયમાં 'કારક'નો અભ્યાસ પુરો કરી બીજા ભણનારા સાધુઓને પોતે થોડું થોડું ભણાવવા લાગ્યા અને ભગતજીનો મહિમા સમજાવતા ગયા. એ અરસામાં નાથા ભક્તને સાધુ કર્યા અને ભક્તિજીવનદાસ નામ પાડયું અને મુક્તિજીવનદાસના મંડળમાં રાખ્યા. તેમ જ ખાનદેશી રામદાસ પાટીલને સાધુ કરી પુરુષોત્તમદાસ નામ પાડી વિજ્ઞાનદાસજીનાં મંડળમાં રાખ્યા.

વિજ્ઞાનદાસજીને વલાસણ તેડાવવાનો આગ્રહ ત્યાંના જેલાઈ ઈનામદારનો હતો. એટલે મહારાજે વિજ્ઞાનદાસ, મહાપુરુષદાસ, નારાયણચરણદાસ તથા પુરુષોતમદાસ એ ચાર જણાને વલાસણ મોકલ્યા. અહીં આ મંડળ એક માસ રહ્યું અને કથાવાર્તા કરી સૌને ઘણું જ સુખ આપ્યું અને સમાસ ઘણો થયો. પછી નડિયાદના હરિભક્તોના આગ્રહથી આ મંડળ નડિયાદ ગયું. યજ્ઞપુરુષદાસજી વરતાલ ભણવા રોકાયા.

× × × ×

સં. ૧૯૪૪ના કાર્તિક પ્રબોધિનીનો સમૈયો કરી બ્રહ્મચારી બાળકૃષ્ણાનંદજી પાસે 'કિરાત' ભણવાનો યજ્ઞપુરુષદાસજીએ આરંભ કર્યો. કૃષ્ણાનંદ બ્રહ્મચારી પણ તેમની સાથે ભણતા હતા. રામનવમી

સુધીમાં તો કિરાતના આઠ સર્ગ પુરા કર્યા. પરંતુ વચમાં વચમાં અગાસ, પડવો હોય ત્યારે વિજ્ઞાનદાસ સ્વામી તથા મહાપુરુષદાસ સ્વામી જ્યાં હોય ત્યાં સમાગમ કરવા જઇ આવતા. આવી રીતે ભણવાનું અને એકાંતિક ધર્મ સંબંધી જ્ઞાન મેળવવાનું બંને ચાલુ રાખી યજ્ઞપુરુષદાસજી, સર્વ વિદ્યા વિશારદ્દ થવામાં અવિરત પણે પ્રયત્નશીલ રહ્યા જ કર્યા.

સાથે સાથે માંદા સાધુની સેવા કરવાનો શ્રીજીના સમયથી ચાલુ રહેલો સેવા ધર્મ પણ તેમણે સ્વીકાર્યો. ગુણાતીતાનંદ સ્વામી માંદા સાધુની ગોદડીઓ ધોતા. ભગતજીએ પણ ઝીણાભક્તની ઘણીજ સેવા કરી હતી. તેમ યજ્ઞપુરુષદાસજીનું પણ સેવાનું એવું અંગ હતું. એટલે જ્યાં જ્યાં એવી જરૂર પડતી ત્યાં યજ્ઞપુરુષદાસજી ઉપર જ સેવા માટે સૌની દૃષ્ટિ પડતી. સાધુ રામકૃષ્ણદાસ વરતાલમાં માંદા થયા હતા. તેમની દવા કરાવવા સારુ યજ્ઞપુરુષદાસની જોડે તેમને વડોદરા મોકલ્યા. યજ્ઞપુરુષદાસજીને વડોદરામાં ભગતજીના મંડળનો મેળાપ થયો એટલે ખૂબ જ આનંદ થયો. એ અરસામાં મહાપુરુષદાસજી વડોદરા મંદિરનાં દસ્તાવેજની નકલો કરવા વડોદરા આવ્યા. મહાપુરુષદાસજીનો સમાગમ કરવા મુકુંદપ્રિયાનંદ બ્રહ્મચારી તથા તેમના શિષ્ય ઇશ્વિરાનંદજી તથા શિવશંકર, આશાભાઇ, છોટાલાલ, કાળીદાસ, રાવસાહેબ, ભગવાનજી, હરિનંદન વગેરે આવતા તેથી કથા વાર્તાનો જોગ. યજ્ઞપુરુષદાસજીને સારો આવ્યો. તે વખતે ભાદરણના પુરુષોત્તમ વડોદરા મીલમાં નોકરી કરતા હતા. તેને જૂનાગઢી સાધુ વિષ્ણુપ્રસાદદાસજી સાથે હેત હતું. એટલે યજ્ઞપુરુષદાસજીએ તેને વિષ્ણુપ્રસાદદાસ મારફતે ભગતજી તથા મહાપુરુષદાસજીનો મહિમા સમજાવ્યો.

એક વખત છોટાલાલ વકીલને ઘેર સ્વામી મહાપુરુષદાસજીની પધરામણી હતી. તે વખતે પુરુષોત્તમ પણ મહાપુરુષદાસજીનો મહિમા સમજી પધરામણીમાં સાથે દર્શન તથા વાતુ સાંભળવા આવ્યા હતા. તે વખતે વકીલને ઘેર સ્વામી મહાપુરુષદાસજી ગ. મ. ૫૯ મું વચનામૃત વંચાવી વાતો કરતા હતા. ત્યારે પુરુષોતમે પ્રશ્ન પૂછ્યો કે,

'ભગવાનનો નિશ્ચય હોય ને કામાદિકનો સંકલ્પ કેમ રહે ?' ત્યારે સ્વામીએ કહ્યું 'બાધિતાનુવૃત્તિએ કરીને પૂર્વના અભ્યાસથી સંકલ્પ રહે પણ ધીરજતા પાકી થાય ત્યારે કશું રહે નહિ.' એમ ઉત્તર કરી ઘણી વાતો કરી જેથી પુરુષોત્તમને અતિ શ્રદ્ધા બેઠી. તે રાત્રે તે યજ્ઞપુરુષદાસ પાસે આવ્યા અને યજ્ઞપુરુષદાસ તેને મહાપુરુષદાસ પાસે લઈ ગયા. મહાપુરુષદાસ સ્વામીએ તેને ઘણી જ વાતો કરી. એમ સાત દિવસ તેણે સ્વામીનો સમાગમ કર્યો.

એ દરમ્યાન સાધુ રામકૃષ્ણદાસને પણ યજ્ઞપુરુષદાસજીની સેવાથી સારું થઈ ગયું એટલે તેઓ મહાપુરુષદાસ સ્વામી સાથે નડિયાદ આવ્યા. પુરુષોત્તમને પણ મહાપુરુષદાસજીની વાતોથી તીવ્ર વેગ લાગ્યો હતો એટલે તે પણ નડિયાદ આવ્યા. અહીં સ્વામી વિજ્ઞાનદાસજી હતા એટલે તેમની વાતો તેણે સાંભળી. સ્વામી વિજ્ઞાનદાસજીની અત્યંત બ્રહ્મસ્થિતિ અને આરપાર ઊતરી જાય તેવી સચોટ વાતો કરવાની શૈલિથી, પુરુષોત્તમને તેમનો અનહદ મહિમા સમજાયો અને તેમની સાથે બહુ હેત થયું. પછી પોતે ભાદરણ જઈ ત્યાંના મહારાજના મળેલા ભગુભાઈને[1], વિજ્ઞાનદાસજી, મહાપુરુષદાસજી તથા ભગતજીના મહિમાની વાતો કરી, વિજ્ઞાનદાસજીના દર્શન કરાવવા પોતે ગાડું જોડી તેમને નડિયાદ તેડી લાવ્યા. વિજ્ઞાનદાસ સ્વામીનો મહિમા તેમને સમજાવ્યો અને રસોઈ પણ અપાવી.

તે અરસામાં વિહારિલાલજી મહારાજના લાલજી ઘનસ્યામ પ્રસાદજી દેહ મૂકી જવાથી મહારાજને અતિશય શોક થયો. તે શોકનું નિવારણ થાય અને શાંતિ પમાય તે માટે ગઢડે જઈ પ્રાગજી ભગતને બોલાવી વાતો સાંભળવાનું નક્કી કર્યું અને વિજ્ઞાનદાસજી, યજ્ઞપુરુષદાસજી વગેરેને પણ મહારાજે કહ્યું કે 'તમે ગઢડે આવજો'. તેથી નડિયાદથી સર્વે નીકળી પીજ આવ્યા. ત્યાંથી વસો, ત્ર જ, રઢુ, ધોળકા, કોઠ, ગણેશ ધોળકા, ફેદરા થઈને ધંધુકા, સારંગપુર, થઈને

1. વચનામૃત વરતાલ-૧૦ માં ભગુભાઈએ મહારાજને પ્રશ્ન પૂછ્યો છે.

પ્રત્યે મહારાજને ઘણો જ સદ્‌ભાવ હતો. એટલે અવારનવાર તેમને બોલાવી પોતાને મેડે વાતો સાંભળતા. એક વખત મહારાજશ્રીએ મહાપુરુષદાસને કહ્યું, 'તમે તમારા મંડળમાં ધર્માદાની વાત કરતા નથી અને મંદિર તથા ઠાકોરજીની સેવાની પુષ્ટિ કરતા નથી.' ત્યારે મહાપુરુષદાસે કહ્યું, 'અમો તો હજુ કોઇ ગામડે મંડળ લઇ ફરવા ગયા નથી માત્ર વલાસણ અને નડિયાદ જ અમોને મોકલ્યા છે. પણ બધેય ધર્માદો બંધ થઇ ગયો છે તે શાથી તેનો નિર્ણય કરો. ચાળીસ મંડળ ફરે છે તે સર્વે પોતપોતાના સ્વાર્થની ને પદાર્થ પુસ્તક ભેગા કરવાની વાતો કરે છે અને દેવ–મંદિરની ગૌણતા પાડે છે. ભગતજી મહારાજનો તો એવો ચોખ્ખો સિદ્ધાંત છે કે રંચમાત્ર શિક્ષાપત્રીની આજ્ઞા લોપવી નહિ. જેટલા તેમના હેતવાળા સાધુ સત્સંગી છે તેમને ધર્મામૃત, નિષ્કામ શુદ્ધિ અને શિક્ષાપત્રી પળાવવાનો આગ્રહ રાખે છે. તેમાં ફેર હોય તો પ્રાયશ્ચિત કરાવે છે, તે આપ જાણો છો. માટે આજ્ઞામાં ધર્માદો તો આવી જાય છે!' એ પ્રમાણે મહારાજને સાચે સાચી વાતો સમજાવી રાજી કર્યા.

આ ઉપાધિના પગરણ સં. ૧૯૪૧ થી શરુ થયા હતા. શાસ્ત્રી બળરામદાસ વરતાલથી જૂદા પડી ડભાણમાં ગયા હતા અને ત્યાં જુદું મંદિર કરવાની પ્રેરવી કરતા હતા. તે દરમ્યાન પોતે ડભાણની આજુબાજુના ગામનાં હરિભક્તોને પોતાના પક્ષમાં લઇ તેમને વરતાલ જતા અને ધર્માદો આપતા બંધ કર્યા. આચાર્ય મહારાજ તથા કોઠારી ગોવર્ધનભાઇને આ બંડથી મુઝવણ તો થઇ છતાં પણ તેમને પહોંચી વળી શકાશે એમ ધારી બનતા બધા પ્રયત્નો કર્યા. વરતાલના સદ્‌ગુરુઓને નડિયાદના હરિભક્તોને સમજાવવા મોકલ્યા પણ તેમના સર્વ પ્રયત્ન વ્યર્થ ગયા. મહુવાથી પ્રાગજી ભક્તને પણ એક બે વખત આચાર્ય મહારાજે બોલાવ્યા હતા. પરંતુ તેમનાથી જો આ ઉપાધિ શમી જાય તો ત્યાગીઓનો ભાર રહેશે નહિ એમ ધારી, તેમને ઉપાધિ કરી, પાછા ઘેર મોકલી દીધા હતા. પછી જૂનાગઢ ગુણાતીત જ્ઞાનનું કેન્દ્ર ગણાય છે અને આ ગુણાતીત જ્ઞાનવાળા વાતો

સારી કરે છે એમ ધારી, સ્વામી બાલમુકુંદદાસજી તથા કૃષ્ણચરણદાસજીને પણ ખાસ તેડાવી, આ હરિભક્તોને સમજાવવા નડિયાદ મોકલ્યા પણ તેમનું પણ કોઇએ માન્યું નહિ આમ આચાર્ય મહારાજ તથા કોઠારીએ સર્વ પ્રયત્નો કરી જોયા પણ બધા વ્યર્થ ગયા.

આથી છેવટે પ્રાગજી ભગતના ધ્યાની મંડળને નડિયાદ મોકલવાનો નિર્ણય કર્યો. ત્યારથી આ મંડળના સાધુ વિજ્ઞાનદાસજી ઘણું ખરું નડિયાદ જ રહેતા. વિજ્ઞાનદાસજી, પુરુષોત્તમદાસજી વગેરેનું ધર્મામૃત પ્રમાણેનું શુદ્ધ વર્તન તથા સંપૂર્ણ સાધુતા જોઇ, નડિયાદના હરિભક્તોને આ મંડળનો ઘણો જ ગુણ આવ્યો. વળી આ મંડળના સાધુ મુખ્યત્વે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને શુદ્ધ સર્વોપરી શ્રીજીની ઉપાસના ભકિતની વાતો કરે અને શ્રીજીએ સ્થાપેલ મંદિર આચાર્ય અને મૂર્તિઓનું પ્રતિપાદન કરે. એટલે મંદિરનો તથા આચાર્યનો જે ભાર આ હરિભક્તોને નીકળી ગયો હતો તે પુનઃ સ્થાપિત થયો. કોઇ કોઇ વખત પ્રાગજી ભગતના મહિમાની પણ તેઓ વાતો કરતા. એટલે આ હરિભક્તોને પ્રાગજી ભગતના દર્શન તથા વાતોની ખેંચ થઇ. આથી વિજ્ઞાનદાસજીએ મહારાજને લખી જણાવ્યું કે પ્રાગજી ભગતના દર્શનની અહીંના હરિભક્તોને તાણ છે તેથી જો તેમને તેડાવો તો સમાસ ઘણો થશે

ખંડ શમાવવા પ્રાગજી ભક્તને ફરી આમંત્રણ

આચાર્ય મહારાજને પણ લાગ્યું કે હવે આ ખંડ તો પ્રાગજી ભક્ત સિવાય બીજા કોઇથી શમશે નહિ. તેથી આષાઢ માસમાં પ્રાગજી ભક્તને કાગળ લખ્યો. ભગતજીને મહારાજનો પત્ર મળ્યો. એટલે તુરતજ ઘેરથી નીકળી વડોદરા પધાર્યા અને ત્યાંથી ચાણસદ આવ્યા. ભગતજી ગુજરાતમાં પધાર્યા છે તે વાત વિજ્ઞાનદાસજી વગેરે પીજ ગયા હતા ત્યાં તેમણે જાણી. તુરત વિદ્યુત્ વેગે નડિયાદ, નાર, વસો વગેરે ગામોમાં હરિભક્તોને આ સમાચાર મળી ગયા. વરતાલમાં યજ્ઞપુરુષદાસને તથા ભક્તિજીવનદાસને પણ આ સમાચાર મળ્યા. આથી કેટલાક હરિભક્તો

ભગતજી પીજ પધાર્યા છે એમ જાણી ત્યાં ગયા. નારના દાજીભાઇ, ઝવેરભાઈ, ભગતજી વરતાલ પધાર્યા છે જાણી વરતાલ ગયા. અહીં યજ્ઞપુરુષદાસને મળ્યા ત્યારે તેમણે કહ્યું, 'ભગતજી નડિયાદ હશે માટે નડિયાદ જાઓ.' એમ કહી મહારાજની પ્રસાદીના મોગરાની કળીનો હાર તથા એક તુંબડી તેમને આપ્યા અને કહ્યું, 'ભગતજી મહારાજને મારા વતી આ હાર પહેરાવજો અને આ તુંબડી ભેટ આપજો.' આ બંને વસ્તુઓ લઇ દાજીભાઇ તથા ઝવેરભાઇ નડિયાદ આવ્યા. અહિં ખબર પડી કે 'ભગતજી વડોદરા છે' એટલે અહીંથી તેઓ વડોદરા આવ્યા. સાથે દત્તરામ બારોટ પણ આવ્યા. વડોદરાના હરિભક્તોએ કહ્યું, 'ભગતજી કાલે જ ચાણસદ પધાર્યા છે'. એટલે ત્યાંથી નીકળી શિવશંકર સાથે ચાણસદ આવ્યા. ભગતજીના દર્શન માટેની આવી ઉત્કૃષ્ટ શ્રદ્ધા અને તીવ્ર વેગ આ હરિભક્તોને હતો. જ્યારે તેઓ ચાણસદ પહોંચ્યા અને ભગતજીનાં દર્શન કર્યા કે તુરત જ ભગતજી તેમને ભેટી પડ્યા. ભગતજીએ તેમને સર્વ હકીકત પૂછી અને વરતાલના સમાચાર પણ પૂછ્યા. ત્યારે દાજીભાઇએ યજ્ઞપુરુષદાસે મોકલાવેલ હાર ભગતજીને પહેરાવ્યો અને તુંબડી ભેટ આપી. ભગતજી હાર તથા તુંબડી જોઈ બહુ જ રાજી થયા અને બોલ્યા, 'ઓત્તારો ભલો થાય યજ્ઞપુરુષદાસ! ઓત્તારો ભલો થાય! આ પ્રાગજી ભગત સારુ આટલો દાખડો કર્યો?' એમ ઘણાં જ રાજીપાથી ભગતજી બોલ્યા. આથી ત્યાં બેઠેલા સર્વ હરિભક્તોને ભગતજીનો યજ્ઞપુરુષદાસ પ્રત્યેનો પ્રેમ અપૂર્વ જણાયો. બીજે દિવસે કાભાઇ વૈદની રસોઈ હતી. ચાણસદમાં ભગતજીના પધારવાથી સમૈયા જેવું થઈ ગયું હતું. તમામને જમાડી વરતાલ જવા સૌ તૈયાર થયા.

આણંદથી નીકળી ભગતજી મહારાજ તથા સર્વ મંડળ અટલાદરા આવ્યું અને ત્યાં રેલ્વે સડકને કાંઠે અને વડોદરાના રસ્તે ડાબી કોરે ઉગમણી બાજુએ મોટા મહાદેવ છે, તેને ઓટલે સૌ રાત રહ્યા. પછી પાછલી રાતના ઊઠી વડોદરા મોટા સ્ટેશને આવી સૌ ગાડીએ બેઠા.

ભગતજી તથા સર્વ મંડળ બોરીઆવી સ્ટેશને ઊતર્યા. અહીં

વિજ્ઞાનદાસજી, મહાપુરુષદાસજી તથા બીજા હરિભક્તો દર્શને આવ્યા. તે સૌને બારોબાર વરતાલ વિદાય કર્યા અને પોતે મંદિરેથી મોકલાવેલ ગાડીમાં વરતાલ જવા રવાના થયા. વરતાલમાં યજ્ઞપુરુષદાસે જાણ્યું કે ભગતજી પધારે છે એટલે તે તથા ભક્તિજીવનદાસ બંને સામા સોનાર કૂઈ સુધી ગયા અને ભગતજીનાં દર્શન કરી દંડવત્ કરી રાજી થયા. પછી ભેગા ચાલ્યા. ઉગમણી બેઠકથી આ બન્ને સાધુઓને ભગતજીએ આગળ જવા આજ્ઞા કરી અને પોતે હરિભક્તો સાથે મંદિરમાં આવી સભા મંડપની પાછળ ઘંટવાળી ધર્મશાળા છે, તેને મેડે ઊતર્યા અને સૌને દર્શનનો લાભ આપ્યો. પોતે ઠાકોરજીનાં દર્શન કરી કોઠારી ગોવર્ધનભાઈ પાસે આવ્યા અને તેમને મળ્યા અને પરસ્પર સમાચાર પૂછયા અને રાજી થયા. પછી પોતાને ઊતારે રાત્રે ખૂબ વાતો કરી.

પછી સોજીત્રાવાળા જેઠાભાઈ તથા ઝવેરભાઈ તથા ઇશ્વર દવેએ કોઠારીને કહ્યું 'ભગતજીની અમારે વાતો સાંભળવી છે તે જોગ કરી આપો.' પછી કોઠારીએ કહ્યું 'મારે આસને બોલાવીને વાતો કરાવીશ.' એમ કહી ભગતજીને બોલાવવા મોકલ્યા. એટલે ભગતજીએ કહેવરાવ્યું કે 'હમણા મારે ગોપાળાનંદ સ્વામીને આસને કથા કરવા જવાનું છે તેથી નિયમ કરીને ત્યાં આવીશ.' પછી ભગતજી તમામ મંડળ સાથે ત્યાં ગયા અને ત્યાં કથા વાર્તા કરી. યજ્ઞપુરુષદાસજી સાથે હતા.

ઝાડવે, ઝાડવે અને પાંદડે પાંદડે પ્રાગજી ભક્તનું ભજન.

અત્રે કથા થયા પછી ગોવિંદ સ્વામી, ભંડારી અક્ષરપુરુષોત્તમદાસ, કુંજવિહારિદાસ, નંદકિશોરદાસ વગેરેએ યજ્ઞપુરુષદાસજીને જોઇને તેમના તથા ભગતજીના બીજા શિષ્યો વિરુદ્ધ ભગતજીને ઘણી ફરિયાદ કરી અને કહ્યું 'તમારા શિષ્યો તો બહુ છકયા છે અને કહે છે કે અક્ષરધામની કૂંચી ભગતજીને હાથ છે અને તમને જ મોક્ષનું દ્વાર સમજે છે. ગોમતી કાંઠે, કૂવા તળાવ, બેઠક બધેય ઝાડવે ઝાડવે અને પાંદડે પાંદડે તમારું જ ભજન થાય છે.' આવી વાત સાંભળી ભગતજીએ કહ્યું, 'હું તેમને બધાયને સમજાવીશ

અને કાંઈક રીતમાં વર્તે તેમ કહીશ ' એટલે વળી શાસ્ત્રી બોલ્યા, "તમને ક્યાં ખબર છે, આ તમારો વિજ્ઞાનાનંદ સ્વામીનો સાધુ યજ્ઞપુરુષદાસ છે તેને બે દિવસ ઉપર ત્ર્યંબકલાલે પૂછ્યું, 'તમોએ સત્પુરુષ કેને માન્યા છે?' ત્યારે તેણે સૌ વચ્ચે છાતી કાઢીને કહ્યું, 'જેને અમે સત્પુરૂષ માન્યા છે અને જાણ્યા છે તેને તો આખો સત્સંગ ઓળખે છે!' એટલે ત્ર્યંબકલાલે કહ્યું 'નામ તો બોલો' ત્યારે તે કહે 'મહુવાના પ્રાગજી ભગત. તે જ સદ્‌ગુરુ તથા એકાંતિક ભક્ત, જ્ઞાની, વિજ્ઞાની, વૈરાગ્યવાન, ધર્મનિષ્ઠ, અભિજ્ઞ જે જે વિશેષણે કરીને વચનામૃત તથા શાસ્ત્રમાં બ્રહ્મસ્વરૂપ સંત કહ્યા છે તે એ જ છે. એમ અમે સર્વે જાણીએ છીએ.' ત્યારે ત્ર્યંબકલાલે કહ્યું, 'તે એવા છે તો બીજા કેમ તેમને માનતા નથી?' ત્યારે આ તમારો શાસ્ત્રી કહે 'શ્રીજી મહારાજ તથા મોટા મોટા સાધુઓને મુમુક્ષુ વિના કોણે માન્યા છે? પણ એ એવા મોટા છે જ.' એમ બહુ જ છકીને વાત કરે છે માટે તેને ઠપકો દ્યો." ત્યારે ભગતજી કહે 'એની તો થોડી અવસ્થા છે માટે બીજાને ઠપકો દઈશ.' એમ કહી ઊઠ્યા. અહીં બધા સદ્‌ગુરુઓ ભેગા થયા હતા. પછી તેમણે બધાએ મળીને ભગતજીને કહ્યું કે, 'તમે નડિયાદ જાઓ અને તમામ હરિભક્તોને સમજાવો અને લક્ષ્મીનારાયણ દેવનો ધર્માદો બંધ છે તે ચાલુ કરાવો વળી વિહારિલાલજી મહારાજને કોઈ પગે નથી લાગતા તે પગે લગાડો.' એ સાંભળી ભગતજી કહે 'ભલે બહુ સારુ આપની આજ્ઞા પ્રમાણે કરીશ.' એમ કહી ઊઠ્યા અને પછી કોઠારીને આસને પધાર્યા. પછી કોઠારીએ પણ તેમને એ પ્રમાણે આજ્ઞા કરી.

ભગતજી નડિયાદમાં

પછી ભગતજી ચાર વાગે નડિયાદ જવા તૈયાર થયા તે વખતે ભાદરણના પુરુષોત્તમે યજ્ઞપુરુષદાસને કહ્યું કે, 'ભગતજી નડિયાદ જાય છે માટે તમે ચાલો.' પછી સૌ સાથે નીકળ્યાં. ભગતજી માટે કોઠારીએ ગાડી જોડાવી આપી હતી. તેમાં ભગતજી બેઠા હતા અને બીજા સર્વે ચાલતા હતા. ભગતજી વાતો કરે અને સર્વ સાંભળે. યજ્ઞપુરુષદાસજી તથા ભક્તિ-

જીવનદાસજી પણ છેટે છેટે ચાલતા ભગતજીની વાતો સાંભળતા હતા. તેમને જોઇ ભગતજીએ ગુનાલના સીમાડામાં કહ્યું, 'તમો બંને સાધુ પાછા જાઓ. પ્રાગજી ભગતના વખણુ કર્યા છે તે અપરાધ થઇ ગયો છે માટે ભરી સભામાં ખડ લઈ દંડવત્ કરી માફી માંગી સાધુઓને રાજી કરી આવો'. એટલે યજ્ઞપુરુષદાસ અને ભક્તિજીવનદાસ તુરત જ પાછા વળી ગયા અને સાંજના પાંચ વાગે વરતાલ પહોંચ્યા. પછી સભામાં સર્વ સંતને દંડવત્ કરી સાંજે નડિયાદ આવ્યા. તેથી ભગતજી ઘણા જ રાજી થયા. તે રાત્રે ઘણી જ વાતો કરી સૌને રાજી કર્યા.

યજ્ઞપુરુષદાસ તો કાપિયું વ્યાજ કાઢનારા છે.

બીજે દિવસે વિજ્ઞાનદાસજી વગેરે સંતોને પણ ભગતજીએ કહ્યું, 'તમે પણ વરતાલ જઇને સભામાં પગે લાગી સર્વ સંતોની માફી માગીને આવો'. ત્યારે એ સાંભળી એક સાધુ બોલ્યા, 'યજ્ઞપુરુષદાસજી ભેગા આવશે?' એટલે ભગતજી હસીને બોલ્યા, 'તે તો કાપિયુ વ્યાજ કાઢનારા છે. તે ફરી કેમ આવે?' એટલે બધા સમજી ગયા કે યજ્ઞપુરુષદાસ તો માફી માંગીને આવ્યા લાગે છે.

તે રાત્રે ભગતજીએ સભામાં અદ્‌ભુત વાતો કરી સૌના હૃદયમાંથી બળરામદાસનો ભાર કાઢી નાખ્યો, અને નામ ધર્માદો વરતાલ શરુ કરાવી દીધો. આચાર્ય મહારાજ તથા કોઠારી ગોવર્ધનભાઈ અને બીજા તમામ સદ્‌ગુરુઓને થયું કે આ ઉપાધિ શમાવવા શ્રીજી મહારાજે પ્રાગજી ભગત દ્વારા કામ કર્યું છે. એમ પ્રાગજી ભગતનો ભગવાનના ધારક પાત્ર તરીકેનો મહિમા સૌને સમજાયો. પરંતુ અંતરમાં માનનો અવ્યક્ત રાગ એટલે બહાર ખુલ્લું કોઇ કહી શકયા નહિ.

બીજે દિવસે વિજ્ઞાનદાસ વગેરે સંત મંડળ વરતાલ સભામાં સૌ સંતોની માફી માગી, ઠાકોરજીના દર્શન કરી મોગરાનો હિંડોળો હતો તે પ્રસાદીનો હાર લઇ નડિયાદ સવારમાં આવ્યા. મંદિરને મેડે ચડતા હતા ત્યાં ભગતજી તેમને જોઇને બોલ્યા, "કેસી બીતી રતિયાં, શ્યામ બીન કેસી બીતી રતિયાં" પછી સૌ સંતને મળ્યા.

નિર્માનીપણું રાખી આજ્ઞા પ્રમાણે વર્તી સૌ સંતોએ સભામાં સર્વની માફી માંગી તેથી ભગતજી ઘણાં જ રાજી થયા. સર્વેને આશીર્વાદ આપ્યા અને પછી બોલ્યા, 'જેના નિર્માની ભગવાન તેના જનને કેમ જોઇએ માન.' અતિ નિર્માનીપણે વર્તવામાં જ મોટા પુરુષનો રાજીપો છે અને સાધુતા પણ ત્યારે જ આવે છે એમ સૌને સમજાવ્યું.

શ્રીજી મહારાજે કહ્યું છે, 'સત્પુરુષની આજ્ઞાને વિષે વર્તે છે તે જ આત્મસત્તારૂપે વર્તે છે. સ્વામી વિજ્ઞાનદાસજી તથા તેમના મંડળના તમામ સાધુઓ આ મર્મને યથાર્થ જાણતા હતા અને ભગતજી જ પોતાના જીવનપ્રાણ છે એમ માનીને તેમની આજ્ઞાને વિષે વર્તવામાં દેહના કોઈ ભાવને આડા આવવા દેતા નહિ. ભગતજીનો પણ તેમના ઉપર અપાર રાજીપો હતો. ભગતજી નડિયાદમાં થોડો વખત રહી ધર્માદો ચાલુ કરી, કોઠારીની આજ્ઞાથી પેટલાદ રાવસાહેબ રામચંદ્ર બળવંત નાયકને ત્યાં પધાર્યા.

**ભગતજી પેટલાદમાં**

ભગતજીના સમાગમની તીવ્ર જીજ્ઞાસાવાળા રાવસાહેબ રામચંદ્ર, ભગતજી તેમને ઘેર પધાર્યા એટલે, અતિશય રાજી થયા. તેમના પત્ની સીતાબાને પણ ભગતજીના દર્શનથી શાંતિ થઈ. અહીં વિજ્ઞાનદાસજી તથા યજ્ઞપુરુષદાસજીને ખબર મળી કે ભગતજી દસ દિવસ પેટલાદ રોકાવાના છે એટલે તે બન્ને તથા પુરુષોત્તમદાસજી, મહાપુરુષદાસજી વગેરે પાંચ સાધુઓ પેટલાદ ગયા અને મંદિરમાં ઊતર્યા. પછી ભગતજીને સંદેશો મોકલ્યો કે 'મંદિરમાં સાધુ આવ્યા છે.' તે સાંભળી ભગતજીએ તુરત જ ચુનીલાલ તથા કાલીદાસ સાથે કહેવરાવ્યું, 'જેવા આવ્યા છો તેવા જ પાછા જાઓ. આજ્ઞા લોપીને કેમ આવ્યા છો ?' આ સંદેશો મળતા આ સાધુઓ મંદિરમાંથી નીકળી અને ચાલ્યા. એક ગાઉ જઈ વડ નીચે આરામ કરવા બેઠા. રાવસાહેબ જ્યારે કચેરીમાંથી આવ્યા ત્યારે આ વાતની તેમને ખબર પડી. એટલે તેમણે ભગતજીને વિનતિ કરી કે, 'મારે ઘેરથી સાધુને પાછા કાઢ્યા તે ઠીક નહિ; તેમને પાછા બોલાવો.'

પછી એક માણસને મોકલ્યો અને વડ નીચે બેઠેલા સાધુઓને પાછા બોલાવ્યા.

તે જ દિવસે રાવસાહેબની રસોઇ હતી. સવારે ભગતજી નાહી, પૂજા આદિ નિત્યકર્મથી પરવારી, દીવાનખાનામાં બેઠા હતા. તેમની આગળ સંતો તથા હરિભક્તોની સભા ભરાઇને બેઠી હતી. એવામાં રાવસાહેબનો જમાદાર ભગતજીના દર્શન સારુ હાથમાં કુરાનનું પુસ્તક લઈ ઉપર આવ્યો. ભગતજીને ગોઠણભર બેસી સલામ કરી તે જ અદામાં તે ત્યાં બેઠો. એટલે ભગતજીએ તેની પાસેથી કુરાનનું પુસ્તક લઈ લીધું અને કુરાનમાં વર્ણવેલા ચાર પ્રકારના મુક્ત પુરુષ 'શરીયતિ', 'તરીયતિ', 'હકીકતિ', અને 'મારફતિ'ની વાત કરી*. જમાદાર જે પ્રશ્ન પૂછવાના હતા તેના ઉત્તરરૂપે ભગતજીની આ વાત સાંભળી તે અત્યંત રાજી થઇ ગયો અને ભગતજીને વારંવાર સલામ કરતો કહેવા લાગ્યો 'આપ ખુદાના ખરેખરા 'મારફતિ' પુરુષ છો. આજે આપના દર્શનથી મને ઘણી શાંતિ થઇ છે.' એમ અનેક પ્રકારે ગદ્‌ગદ્‌ કંઠે સ્તુતિ કરવા લાગ્યો.

પછી ભગતજીએ વિજ્ઞાનદાસ તથા યજ્ઞપુરુષદાસ આદિ સાધુ તરફ જોઇને રમૂજ કરતાં કહ્યું, 'જમાદાર સાહેબ! આ સાધુને ઠપકો દ્યો. મારી પાછળ પાછળ ફરે છે અને કેડો મૂકતા નથી માટે પાછળ ન ફરે તેમ કહો'. એટલે તે જમાદારે વિજ્ઞાનદાસ તથા યજ્ઞપુરુષદાસ સામું જોઇને કહ્યું, 'તમો તો ખુદાના ફકીર છો અને આ પુરુષ સાક્ષાત્‌ ખુદા છે. માટે તમોને લાકડિયો મારે અને જૂતિયાં મારે તો પણ તમારે એમની કેડે ફરવું અને એમના સામું જોઇ રહેવું. તમારા ધન્યભાગ્ય છે કે તમો હિન્દુ છો.' એમ બહુ જ ભગતજીના વખાણ કર્યાં. એટલે ભગતજી રાવસાહેબ સામું જોઇ હસવા લાગ્યા અને કહ્યું, 'આ તમારો જમાદાર તો ખૂટલ નિવડયો. મેં આમ ભલામણ કરી ત્યારે તે અવળું બોલ્યો.' એમ ઘણી જ રમૂજ કરી. યજ્ઞપુરુષદાસજી તથા વિજ્ઞાનદાસજી આદિ મંડળને તો જમાદારની વાતથી અત્યંત

* વિસ્તાર માટે જુઓ 'પ્રાગજી ભક્ત' પાનું ૨૩૬

આનંદ થયો. પછી ભગતજીએ તેમને રસોઈ જમાડી અને રાવસાહેબે ધોતિયાં ઓઢાડયાં. ત્યારબાદ આ સંતોને મંદિરમાં જવા આજ્ઞા કરી. એમ બે ત્રણ દિવસ આ સાધુ મંડળને પેટલાદ રાખી ભગતજીએ અપાર સુખ આપ્યું.

પેટલાદમાં ભગતજી દસ દિવસ રહ્યા અને રાવસાહેબને કથા-વાર્તાથી આનંદ કરાવી વરતાલ ગયા. ત્યાંથી કોઠારીની આજ્ઞાથી સુરત પધાર્યા અને ત્યાં મહારાજના દર્શન કરી ચાણસદ થઇને નડિયાદ આવ્યા. અહીં બળરામદાસને વાતો કરી શાંતિ પમાડી પોતે મહુવા પધાર્યા.

## બાલ કાંડ સમાપ્ત

# ખંડ ૨ જો

## અરણ્ય કાંડ

किं दुःसहं नु साधूनां विदुषां किमपेक्षितम् ।
किमकार्यं कदर्याणां दुस्त्यजं किं धृतात्मनाम् ॥
શ્રીમદ્ ભાગવત ૧૦–૧–૫૮

સત્પુરુષને કોઈ દુઃખ દુઃસહ નથી, આત્મા પરમાત્માના જ્ઞાનને જેણે સિદ્ધ કર્યું છે, તેને કોઈ વસ્તુની અપેક્ષા નથી, જેઓ અસાધુ છે તેમને આ કરવા યોગ્ય અને આ ન કરવા યોગ્ય એવો વિવેક નથી અને જેણે કેવળ શ્રી હરિને સાક્ષાત્ ધારણ કર્યા છે તેમને કોઇપણ વસ્તુનો ત્યાગ કરવો એ મુશ્કેલ નથી.

પ્રાગજી ભગતના ધ્યાની મંડળે સત્સંગમાં તદ્દન નિરાળી જ ભાત પાડી હતી. ધ્યાન ભજન અને કથા–વાર્તા સિવાય બીજી કોઈ વાતો કે પ્રવૃત્તિને તેમના પ્રસંગમાં અવકાશ ન મળતો. આથી ચરોતરમાં લગભગ ઘણાંખરા ગામો તેમની માંગણી કરતા. લગભગ દરેક ગામોમાંથી ફક્ત આ જ મંડળની માંગણી આવતી હોવાથી આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજ તથા કોઠારી ગોવર્ધનભાઈને આ સાધુ મંડળનું સર્વોપરીપણું સમજાયું.

× × × ×

**ઉપાધિની શરુઆત પ્રથમ વનવાસ**

સંવત ૧૯૪૫ માં આ મંડળે, વરતાલથી નીકળી વસો, ત્રાજ, માતર, ઠાસરા વગેરે ગામોમાં ફરી, ત્યાંના હરિભક્તોને કથાવાર્તાથી ઘણો જ આનંદ કરાવ્યો. દરેક સ્થળે અક્ષરે સહિત પુરુષોત્તમની નિષ્ઠાની જ વાત અને મહારાજ અને સ્વામી આજે પ્રાગજી ભગત દ્વારા પ્રગટ છે એ જ તેમની વાતમાં મુદ્દો આવતો. તેમના અંતરમાંથી નીકળતી આવી પરાવાણીને સૌ એકનિષ્ઠાથી ઝીલતા કારણ કે આ સંતોને કેવળ ભગવાન ભજવા અને ભજાવવા એ જ સિદ્ધાંત હતો. અંતરમાં વર્તતા બૃહદ્

વૈરાગ્યને કારણે મહારાજની મૂર્તિ સિવાય કોઈ બીજી વસ્તુમાં તેમને આસક્તિ હતી જ નહિ. આથી તેમની દરેક વાતમાં મહારાજ અને સ્વામીનો સંબંધ આવતો. સદ્‌ગુણોથી સંપન્ન આ મંડળને સૌ ઇચ્છતું અને તેમની વાતોથી સૌને ઘણો જ સમાસ થતો.

આ ધ્યાની મંડળના વધતા જતા આદરથી તેમના પ્રત્યેનો વિરોધ ધીરે ધીરે સાધુ મંડળમાં વધવા લાગ્યો તે એટલે સુધી કે કેટલાકને તો એ મંડળનું અસ્તિત્વ જ ભૂંસી નાખવા સુધીના સંકલ્પ થવા માંડ્યા. પરિણામે દેશમાં ફરીને આ મંડળ માગશર સુદ ૧૫ વરતાલ દર્શન કરવા આવ્યું ત્યારે દર્શનની ગિરદીમાં ઘનસ્યામદાસે યજ્ઞપુરુષદાસજીને સૂયો ઘોંચ્યો અને સુકૃતજીવનદાસે લાતો મારી. બીજા સાધુઓએ પણ કેટલીક ઉપાધિ કરી. પણ જેણે ધીરજ અને ક્ષમા જ ધારણ કરી છે એવા આ સંતો આ ઉપાધિથી ડગ્યા નહિ અને પોતે મહારાજ અને સ્વામીની ઉપાસના પ્રવર્તાવવાનું જે કાર્ય ઉપાડયું હતું તે અવિરતપણે ચાલુ જ રાખ્યું.

વરતાલ દર્શન કરી આ સાધુ મંડળ આણંદ આવ્યું. ત્યાંથી ભાળજ થઇ પ્રસાદીની જૂની વાવના દર્શન કર્યા. ભાળજથી ઉમરેઠ ગયા. અત્રે મહારાજ છતાંના ગંગાદત્ત ભટ્ટ–જેઓ ગઢડેથી આમલી સારુ મહારાજના દર્શન છોડી ઉમરેઠ આવ્યા હતા–તેમના દીકરા હરિકૃષ્ણ ભટ્ટ તે પણ મહારાજના મળેલા હોવાથી તેમના દર્શન કર્યા. ઉમરેઠમાં એક માસ રહ્યા અને હરિભક્તોને કથાવાર્તા કરી રાજી કર્યા.

ઉમરેઠથી ઠાસરા ગયા. મહાપુરુષદાસ તથા વિજ્ઞાનદાસ ઉમરેઠ રહ્યા. યજ્ઞપુરુષદાસ, પુરુષોત્તમદાસ તથા બીજા સાધુઓ ઠાસરા આવ્યા. અહીં મંદિરમાં સાધુ મંડળ ઉપાધિ કરશે જાણી આંબા નીચે ઊતારો કર્યો અને થોડો આરામ કરી વાડજ જવું એવો નિર્ણય કર્યો. પરંતુ ગોવિંદલાલ દેસાઇને ખબર પડી કે યજ્ઞપુરુષદાસજીનું મંડળ આવ્યું છે એટલે તે તેડવા આવ્યા અને મંદિરમાં ઊતારો કરાવ્યો. ધારણા પ્રમાણે મંદિરમાં સાધુનું મંડળ હતું. તેમાં સિધ્ધેશ્વરદાસ આ સાધુ-

મંડળને જોઈ અવળું મોં કરી બેસી ગયા અને ઘણો જ અણગમો બતાવ્યો. પરંતુ ગોવિંદલાલના મોટાભાઈ પિતાંબરદાસે મંદિર કરાવ્યું હતું એટલે કોઈ બોલી શકયા નહિ. આમ ભેખ તો ઉપાધિ કરવામાં બાકી ન રાખતા પણ હરિભક્તના પક્ષને લીધે જ યજ્ઞપુરુષદાસજી તથા તેમના મંડળના સાધુઓ સત્સંગમાં ફરી જ્ઞાનોપદેશ આપી સાચી નિષ્ઠા પ્રવર્તાવતા.

પરંતુ અક્ષર અને પુરુષોત્તમની ઉપાસના પ્રવર્તાવવા માટે ગમે તેટલી ઉપાધિને સહન કરી, ધીરજ રાખી, તે ઉપાસનાના મૂળ ઊંડા નાંખવા આ મંડળના તમામ સાધુઓની તૈયારી હતી. શ્રીજી મહારાજના વખતમાં જેમ વૈરાગી, માર્ગી કે શક્તિપંથી બાવા, મહારાજના પરમહંસોની ત્યાગ વૈરાગ્યની છટા જોઈ પોતાનું હવે પછી ભાંગશે, એ બીકથી તેમને મારતા, દુઃખ દેતા, તેમની ઝોળીઓમાં ઉચ્છિષ્ટ નાંખતા, તેવી જ પ્રવૃત્તિ આ ભેખધારીઓએ પણ આ સાધુઓના વૃત્તાંત જોઈ, અમને હવે કોઈ માનશે નહિ, પૂજશે નહિ એમ જાણી, આદરી દીધી. પણ શ્રીજી મહારાજે તો પોતાના સંતોને વરદાન દીધું છે કે, ‘રહેશે તમારા મુખનું પાણી, બીજા ભેખ થશે ધૂડધાણી’ તેથી મહારાજના આ સંતો જે મહારાજની ઉપાસના પ્રવર્તાવવા સારુ જ અનેકવિધ અપમાન કે કષ્ટ–રાગદ્વેષથી પ્રજ્વલિત અને સ્વામિનારાયણની જ સાચી ઉપાસનાના પ્રવર્તનના વિરોધીઓ – ખરા ભેખધારીઓ – તરફથી આવતા, તે સહન કર્યે જ જતા. અડગ ધીરજથી, સમતા અને શીલથી એ વિરોધના મહાવંટોળને, આ મંડળ હઠાવી દેતું.

યજ્ઞપુરુષદાસ ઠાસરામાં થોડા દિવસો રહ્યા. અહીં મુમુક્ષુ હરિભક્તોને નિષ્કુળાનંદ સ્વામીની ચોસઠપદી સમજાવી, સંત અસંતના લક્ષણો ઓળખાવ્યા. વચનામૃતમાંથી પણ અનેક શબ્દો સાચા સંતને ઓળખવાના બતાવ્યા અને સૌને શ્રીજી મહારાજ સર્વોપરી ભગવાન અને સ્વામી ગુણાતીતાનંદ અક્ષરબ્રહ્મનો અવતાર, એ નિષ્ઠા કરાવી. પરમ એકાંતિક શ્રી પ્રાગજી ભક્તનો મહિમા પણ સમજાવ્યો. એ પ્રમાણે

ઠાસરાના હરિભક્તોને આનંદ કરાવી, આ મંડળ વાડજ, અંબાઇ, વરસડા વગેરે પાંચ સાત ગામ ફરી ચૈત્રી પુનમ ઉપર વરતાલ આવ્યું. વિજ્ઞાનદાસ સ્વામીનું મંડળ પણ વરતાલ ભેગું થયું. મહાપુરુષદાસ સ્વામી નડિયાદ રહ્યા હતા.

વરતાલ સમૈયો કરી આ મંડળ નડિયાદ આવ્યું. અત્રે મહાપુરુષદાસ સ્વામી ભેગા થયા પછી પીજ, વસો, તરાડ, ગોલાણા થઇ સૌ ખોરૂ આવ્યા અને અહીંથી ધોળેરા આવ્યા. અહીં ભીમજીભાઇ સાથે જૂના વચનામૃત વાંચ્યા. પછી ત્યાંથી સાંઢીડા, કોરીપાટ, કાળા તળાવ અને ત્યાંથી ખારી તરાપામાં ઊતરી ભાવનગર આવ્યા. અત્રે મંદિરમાં ઊતારો કર્યો. અહીં રાત રહી પરોઢિયે નીકળી ભંડારિયા ગાંડા પટેલને બંગલે ઊતારો કર્યો. અહીં રસોઈ કરી ઠાકોરજી જમાડી, આરામ કરી સાંજે નીકળ્યા અને શેત્રુંજી ઊતરી મોડી રાત્રે તળાજે આવ્યા. અહીં મંદિરમાં આત્માનંદ બ્રહ્મચારીના ભાઈ સત્સંગના ખરા સદ્ભાવવાળા મળ્યા. તેમને આખી રીત વાતો કરી સવારે ભાદરોડ જવા નીકળ્યા.

## સાધુમંડળ મહુવામાં

ભાદરોડ લગભગ સાંજે પહોંચ્યા. અહીં મહાપુરુષદાસ વગેરે ચાર સાધુ ભદ્રેશ્વર મહાદેવના મંદિરમાં રોકાયા અને યજ્ઞપુરુષદાસજી તથા બીજા ચાર સાધુ સવારે વહેલા ઊઠી મહુવા ભગતજીનું ઘર શોધવા નીકળ્યા. મહુવા આવી સૌ ઝાંપે 'ગેઇટ' ઉપર બેઠા અને એકલા મોહન બારોટ ગામમાં ભગતજીનું ઘર શોધવા ગયા.

અંતર્યામીપણે આ સાધુઓ આવ્યાની વાત જાણી, ભગતજી સવારમાં ભાગોળે બહિર્ભૂમિ જતા હતા તે આ રસ્તે જ નીકળ્યા અને મોહન બારોટને જોઇ બૂમ મારી 'એલા કોણુ એ ગુજરાતી જાય છે ?' મોહન બારોટે ભગતજીનો અવાજ ઓળખ્યો અને પાછળ ફર્યા. ભગતજીને દીઠા એટલે દંડવત્ કરવા લાગ્યા. ભગતજી તેમની પાસે આવ્યા અને પૂછ્યું, 'કોણુ કોણુ આવ્યા છે ?' પછી મોહન બારોટે

સાધુ આવ્યાની વાત કરી એટલે જ્યાં સાધુ બેઠા હતા ત્યાં ભગતજી આવ્યા અને ઠપકો આપતાં કહ્યું 'બધા હરિભક્તો શું કહેશે એવી શરમ ન આવી ?' પછી એક સાધુએ કહ્યું 'અમે તો મહાપુરુષદાસે કહ્યું તેમ કર્યું છે.' પછી ભગતજી યજ્ઞપુરુષદાસ તરફ ફરીને બોલ્યા 'તમે ભણેલા થઈ કેમ ભૂલ્યા અને શા સારુ આવ્યા ?' ત્યારે યજ્ઞપુરુષદાસજી નિર્દોષભાવે મંદ મંદ હસતા બોલ્યા 'વિજ્ઞાનદાસજીની આજ્ઞામાં રહેવું એવી આપની આજ્ઞા છે તેથી એમની આજ્ઞાથી આવ્યા છીએ.' એટલે ભગતજી બોલ્યા 'કયાં છે વિજ્ઞાનદાસજી?' ભગતજીનું નૃસિંહ સ્વરૂપ જોઇ, તેમના સર્વ ચરિત્રોમાં દિવ્યભાવ પરઠનારા આ સાધુને તો આનંદ આનંદ થઈ ગયો. ભગતજીની લાલચોળ મુખાકૃતિ સામું જોઇ સૌ મંદ મંદ હસતા હતા. પરંતુ જેમ નૃસિંહજી પાસે બીજા બધા ભક્તો હોવા છતાં પણ તેમની ભયંકર આકૃતિ જોઈ પ્રહ્લાદ સિવાય બીજું કોઈ જઈ શકયું નહિ, તેમ યજ્ઞપુરુષદાસ સિવાય ભગતજીને શાંત કરી શકે એવું કોઈ ન હતું. યજ્ઞપુરુષદાસે માફી માગી ભગતજીની સ્તુતિ કરી. પરંતુ ભગતજી તો એટલું જ બોલ્યા "તમો સૌ આ નદીમાંથી જ પાછા જાઓ." એમ કહી પોતે પાછા વળી ગયા.

સાધુ મંડળ ભગતજીની પાછળ પાછળ ગયું. યજ્ઞપુરુષદાસજીનું સુંદર, મોહક અને નિર્દોષભાવથી ભરપુર મુખારવિંદ જોઇ, ભગતજીનો ક્રોધ ઓસરી ગયો. સર્વ સાધુ મંડળને મહુવા શહેરમાં લઈ જઈ ગોપનાથનાં મંદિરમાં ઊતારો કરાવ્યો અને પોતે ઘેર ગયા.

પછી ભગતજી નાહીને મંદિરે આવ્યા. અહીં વરતાલથી સાધુ મંડળ આવ્યાની વાત ભગતજીએ કરી અને પુરાણી રઘુવીરચરણદાસને કહ્યું, 'આ મંડળમાં બે જીવતા જીવ છે. એક શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ અને બીજા પુરાણી કેશવપ્રસાદ. તેમનાથી અહીં ઘણો સમાસ થશે, માટે તેમને મંદિરમાં તેડાવી લઈએ.' એટલે રઘુવિરચરણદાસ કહે 'બહુ સારું'. પછી ગીગા ભક્તને મોકલી તે બંને સાધુને મંદિરમાં તેડાવી લીધા.

આ બંને સાધુ મંદિરમાં આવ્યા પછી પુરાણી રઘુવીરચરણદાસે 'આ સાધુ વરતાલમાં પ્રાગજી ભગતના મહિમાની બહુ જ વાતો કરે છે અને ભજન પણ પ્રાગજી ભગતનું કરે છે' એવી સાંભળેલી વાતોની ખાત્રી કરવા તેમને પૂછ્યું "તમે પ્રાગજી ભગતને શું સમજો છો?" ત્યારે યજ્ઞપુરુષદાસે કહ્યું, "અમે તેમને પરમ એકાંતિક સમજીએ છીએ બીજું કાંઈ સમજતા નથી." તે સાંભળી ભગતજી બોલ્યા, "ઠીક સમજે છે અને જેવું જાણવું ઘટે તેવું જાણે છે અને સારા છે માટે રાખો.' પછી ભગતજીએ તે બંને સંતોને કહ્યું "તમો આ પુરાણી રઘુવીરચરણદાસની આજ્ઞા પાળજો. તેમની આજ્ઞા એ મારી આજ્ઞા છે એમ માનજો." પછી તે જ દિવસે ભગતજીને આસને મંદિરમાં આ બંને સંતો તેમને પગે લાગવા ગયા. બંનેનો વાંસો થાબડીને ભગતજીએ કહ્યું, "આનંદમાં રહેજો. તમને સત્પુરુષ મળ્યા છે તે શી ફીકર છે?" આ બંને સંતોને ભગતજીના દર્શન સમાગમનું અહીં ઘણું સુખ આવ્યું. આ બનેની ક્રિયા જોઈને મંદિરના સાધુઓને પણ ઘણો જ ગુણ આવ્યો અને ભગતજીને તેમણે કહ્યું "સાધુ તો બહુ સારા છે અને ભગવદી પણ છે."

ભગવાન તો ભક્તની સમીપમાં હમેશાં રહે છે.

બીજે દિવસે આ બંને સંતો ભગતજી પાસે બેઠા હતા. ભગતજી મહારાજ, યજ્ઞપુરુષદાસ પાસે ઉધ્ધવ ગીતા વંચાવતા હતા. તેમાં આ કડવું આવ્યું કે:

"વીરા અમે કરી પરમ વિવેક, પૂછું પ્રશ્ન મોહનજીને એક;
પ્રભુ તમને પડી એ શાં ટેવ, ભજતાને ભજો નહિ દેવ;
હસી બોલીયા શ્રી હરિવાણી, સુણો સુંદરી પરમસીયાણી;
ભજતાને ભજે નહિ જેહ, ગુરુ દ્રોહી કૃતઘ્ની તેહ."

પછી યજ્ઞપુરુષદાસજી ભગતજી સામું જોઈ હસ્યા અને કહ્યું 'આમાં તો મુક્તાનંદ સ્વામીએ ભજતાને જે ભજે નહિ તેને ગુરુદ્રોહી અને કૃતઘ્ની કહ્યાં છે.' ભગતજી તેમનો મર્મ સમજી ગયા અને અતિ પ્રેમથી મંદ મંદ હસતા બોલ્યા : "આગળ વાંચો." પછી આગળ વાંચ્યું :—

'મુંમાં દોષ ન લાવશે એહ, મારે ભક્ત શું પરમ સનેહ;
હું તો ભક્તનો દોર્યો દોરાઉં, ભક્ત કાજે દશોદિશ જાઉં.
તમે ત્યાગ કર્યો સુખ સાજ, મારે અર્થે તજી લોકલાજ;
તમને જાણી સદા નિજ દાસ, કરવા પ્રેમનો અધિક પ્રકાશ.
ભજું પ્રોક્ષ રહીને હું પ્યારી, સત્ય માનજો વાત અમારી;
જોતા ભક્તિ તમારી ઉદાર, હું ન છૂટું કરી ઉપકાર.
છોડો સાધુપણું સુકુમારી, તો હું છૂટું એ લીધું વિચારી;
મુક્તાનંદના વહાલાની વાત, સૂણી જાણ્યા પ્રીતમ સાક્ષાત્.'

પછી ભગતજીએ વાત કરી કે "જુઓ શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવજી સાથે ગોપીઓને કહેવરાવ્યું કે 'ઇન્દ્રિયો, અંતઃકરણ, દેવતા અને જીવ તેના આશ્રયપણે કરીને તમારે સમીપે હું રહ્યો છું. જેમ પંચમહાભૂત બ્રહ્માંડને વિષે રહ્યા છે તેમ. અને જે હું આ મથુરામાં રહ્યો છું તે તો જેમ મહાભૂત વિશેષ પણે કરીને બ્રહ્માંડને વિષે રહ્યાં છે તેમ રહ્યો છું. અને જેમ એ ભૂત જીવોના દેહમાં સામાન્યપણે રહ્યાં છે તેમ હું તમારી પાસે રહ્યો છું અને જે હું નથી દેખાતો તે તો તમારા ચિત્તની વૃત્તિનો મારે વિષે નિરોધ થાય તેને અર્થે નથી દેખાતો પણ રહ્યો તો મૂર્તિમાન છું.'[૧] આમ ભગવાન પોતાના ભક્તનાં સમીપપણે હંમેશાં વર્તે છે, પણ અંતર્દષ્ટિ કરીને અખંડ સમીપપણું જે અનુભવતો હોય તેને એ ખબર પડે. માટે ભગવાન તો પોતાના ભક્તથી છેટે જતા જ નથી પણ છૂપા રહીને તે ભક્તની ભક્તિ કરે છે, એ જ ભગવાનને વિષે મોટો ગુણ છે." એટલી વાત કરીને તેમને બંનેને બહુજ આનંદ કરાવ્યો.

પછી યજ્ઞપુરુષદાસ પાસે ત્રણ કેરી હતી તે તેમણે ભગતજીને જમાડી અને રાજી કર્યા. તે દિવસે મંદિરમાં ભગતજી તરફથી કેરી–પૂરીની રસોઇ હતી. એટલે ભગતજીએ આ બંને સંતોને તથા મંદિરના સંતોને ઘણા જ આગ્રહથી જમાડ્યા. વળી આ બે સતોને પણ સર્વ પ્રકારે–વાતોથી, દર્શનથી સુખ આપ્યું. એટલે આ બે સંતો તો કૃતાર્થ થઇ ગયા

૧. લોયા–૧૫મું વચનામૃત.

## આ પ્રાગજી ભગતમાં તમે શું દીઠું છે ?

બીજે દિવસે ગોપનાથમાં રહેલા બીજા સંતો પણ આવ્યા અને મંદિરમાં સભા ચિક્કાર ભરાઇ ગઇ. આ પ્રસંગે આ સંતો પ્રાગજી ભગતને શું સમજે છે અને હરિભક્તો પાસે કેવી રીતે ભગતજીના મહિમાની વાતો કરે છે, તે જાણવાની સર્વેને જીજ્ઞાસા થઇ. આથી વિઠ્ઠલભાઇ, કુલચંદભાઇ, દામા શેઠ વગેરે ઘણા હરિભક્તો મંદિરમાં આવ્યા. આ સંતો માટેની કોઇને પણ ગેરસમજ ન થાય એટલા માટે આ હરિભક્તોએ આજે ચોખવટ કરવા નિર્ણય કર્યો. પછી કુલચંદભાઇએ મહાપુરુષદાસને પૂછ્યું, 'તમે આ પ્રાગજી ભગતને કેવા સમજો છો ? અને તેમાં તમે શું દીઠું છે તે અમને કહો.'

ત્યારે મહાપુરુષદાસ સ્વામીએ ઉત્તર કર્યો "અમે એમને એકાંતિક ભક્ત સમજીએ છીએ. તેમના ઉપર મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીનો બહુ રાજીપો થયો છે અને અમને પણ એમના પ્રસંગથી સ્વામી અક્ષર છે એમ નિશ્ચય થયો છે. વળી એમના સમાગમથી અંતરમાં સુખ વર્તે છે."

પછી કુલચંદભાઇએ કહ્યું, "વચનામૃતની સાખે એમના વિષે તમે જે ઠરાવ કર્યો હોય તે અમને સમજાવો." પછી મહાપુરુષદાસ તો કાંઇ બોલ્યા નહિ પરંતુ નારાયણચરણદાસે કહ્યું, "ગ. પ્ર. ૨૭ ના વચનામૃતમાં સત્પુરુષના લક્ષણવાળાનો જે મહિમા કહ્યો છે તેવા લક્ષણવાળા ભગતજીને અમે જાણીએ છીએ."

ત્યારે વિઠ્ઠલભાઇએ પૂછ્યું, "ગ. પ્ર. ૨૭ ના વચનામૃતમાં શું કહ્યું છે તે કહો." આ સાંભળી નારાયણચરણદાસે ભગતજી સામું જોયું, એટલે ગઢડાના સાધુ ભેગા શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી બેઠા હતા તેમના તરફ આંગળી કરીને ભગતજીએ કહ્યું, "એ બધાનું કપટ આ નાના સાધુ જેવું છે તેવું કહેશે માટે તેમને પૂછો." ત્યારે સર્વેએ તેમને કહ્યું, 'તમે કહો.'

નાના સાધુ યજ્ઞપુરુષદાસે વિચાર્યું કે ભગતજીનું સ્વરૂપ જેવું છે તેવું ઉઘાડું કરવાનો પ્રસંગ મળ્યો છે અને ભગતજીને પણ સત્પુરુષના ગુણ, લક્ષણ વગેરેનું પ્રતિપાદન કરાવવાની ખાસ ઇચ્છા છે. એમ વિચારી તેમણે વિઠ્ઠલભાઇ તથા બીજા હરિભક્તો સમક્ષ વાત કરી કે :—

" ગ. પ્ર. ૨૭ માં એમ વાત શ્રીજીએ કરી છે કે ભગવાન ભજવાની સર્વેને મરજી છે. પરંતુ આવા લક્ષણોવાળામાં ભગવાન સર્વ પ્રકારે નિવાસ કરીને રહે છે. એટલે હાથમાં હાથ, આંખમાં આંખ કાનમાં કાન, મુખમાં મુખ આદિ સર્વ અંગમાં નિવાસ કરીને રહે છે. તેની વિક્તિ જે આ સર્વ જગતના કર્તા હર્તા એક ભગવાન છે તથા તેમણે જે જે આશ્ચર્ય પૂર્વે કર્યા છે, વર્તમાનમાં કરે છે અને હવે પછી કરશે તે સર્વે આશ્ચર્ય આ મને મળ્યા જે ભગવાન તેમના કર્યા જ થાય છે. એમ જાણીને તે પ્રત્યક્ષ ભગવાનને સર્વોપરી, કર્તા, સાકાર અને પ્રગટ જાણીને સર્વ પ્રકારે તેમાં જોડાઈ જાય. એવી પ્રત્યક્ષ ભગવાનને વિષે પ્રથમ તો દૃઢ નિષ્ઠા હોય. "

" વળી પોતાની સ્થિતિ તે પણ આવી હોય કે કોઇ ગમે તેવું અપમાન કરે, નાકકાન કાપીને ગધેડે બેસારે કે ચંદન ચર્ચે કે ધૂળ નાંખે એમાં મારે સમભાવ છે. વળી ત્રણ પ્રકારની સ્ત્રીયો બાળ, યૌવન અને વૃદ્ધ, રૂપવાન કે કુરૂપવાન તેમાં પણ સમભાવ છે અને કચરો અને કાંચન તેમાં પણ સમભાવ છે. આવી રીતના જે જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ આદિ અનંત શુભ ગુણ તેણે યુક્ત જે ભક્ત હોય તેના હૃદયમાં ભગવાન સર્વ પ્રકારે નિવાસ કરીને રહે છે અને તે ભક્ત અનંત પ્રકારના ઐશ્વર્યને પામે છે અને અનંત જીવોનો ઉદ્ધાર કરે છે. વળી એમની સર્વે ઇન્દ્રિયોમાં ભગવાન સર્વ પ્રકારે રહ્યા છે, માટે એ ભક્ત બ્રહ્માંડના જીવોની ઇન્દ્રિયોને પ્રકાશ કરવાને સમર્થ થાય છે. એટલે એવા સંત તો બ્રહ્માંડના આધારરૂપ છે. "

" આ ભક્ત આવા સમર્થ હોવા છતાં પણ અન્ય જીવના માન

અપમાન સહન કરે છે તે એમની અતિશય મોટપ છે. કાં જે સમર્થ થકા ઝરણા કરવી તે કોઇથી થાય નહિ માટે ઝરણા કરે તેને અતિ મોટા જાણવા. આ પ્રમાણે આ વચનામૃતમાં સત્પુરુષના લક્ષણ મહારાજે લખ્યા છે. એવા વર્તમાનકાળે આ પ્રાગજી ભગત છે એમ અમે સૌ માનીએ છીએ." આ પ્રમાણે યજ્ઞપુરુષદાસજીએ નિરૂપણ કર્યું.

પછી વિઠ્ઠલભાઇએ પૂછ્યું, "એવા ગુણ એમને વિષે છે તે તમે શી રીતે જાણ્યું ?" ત્યારે યજ્ઞપુરુષદાસજી બોલ્યા, "તેમનામાં ધર્મ છે કે કેમ તે તો તમે એમના ગામના છો તેથી જાણતા હો તેમ કહો." એટલે વિઠ્ઠલભાઈ કહે, "એમના જેવા ધર્મ-વાળા તો કોઈ જોયા જ નથી. કાં જે ગામના વાણિયા, નાગર આદિ ગૃહસ્થોની દેવાંગના જેવી સ્ત્રીઓનાં કપડાં સીવે છે પરંતુ લગારે વિકારને પામતા નથી. તેમજ તેમને પણ સ્વામિનારાયણનું ભગવાન-પણું કહી સત્સંગી કરે છે." એટલે ગઢડાવાળા સાધુ બોલ્યા, "અમને પણ એમ જણાય છે; કારણ કે એમના એકાંત પ્રસંગથી અમારા અંતરનો અધર્મ સર્ગ ઓછો થયો છે તો પછી તેમનામાં તો વિકાર હોય જ શાનો ?"

પછી યજ્ઞપુરુષદાસજી બોલ્યા, "વળી એ જ્ઞાની પણ છે. તે આખો સત્સંગ કહે છે કે પ્રાગજી ભગત જેવા કોઈ જ્ઞાની નથી. કાં જે તેમનું ગમે તેટલું સત્સંગમાં માન અપમાન થાય છે તો પણ જ્ઞાનની દૃઢતાથી અપમાન લેશમાત્ર જણાતું નથી. વળી બસો બાસઠ વચના-મૃતમાં જેટલા મર્મ, રહસ્ય, અભિપ્રાય, રુચિ અને સિદ્ધાંત છે તે સર્વે સ્વામી થકી તેમણે સિદ્ધ કર્યા છે. એવી રીતે જ્ઞાની પણ સર્વો-પરી છે. હવે વૈરાગ્ય પણ તેમને વિષે છે; કેમકે તેમને આચાર્ય મહા-રાજનો કાગળ આવે કે તુરત જ ઘેરથી પ્રયાણ કરે છે, પરંતુ ઘરનું કામ બગડશે કે સુધરશે તેની ચિંતા કે ફિકર નહિ કરતાં ઘરમાં મહે-માનની પેઠે જ રહે છે. અને મહારાજ આજ્ઞા કરે તો આ ક્ષણે ત્યાગી પણ થાય. આ તો તેમની વાત કરી પરંતુ જે તેમના સંગી છે તેમને પણ એ નિસ્પૃહી કરે છે. એટલે એવા ભક્તો ઘણે દૂરથી પણ તેમનો સમાગમ કરવા ઘરની કે વહેવારની દરકાર કર્યા વગર દોડાદોડ કરે છે."

આવી રીતે ધર્મ, જ્ઞાન, વૈરાગ્યની વાત થઈ. હવે તેમનામાં શ્રીજીનો નિશ્ચય છે કે નહિ તે તો તમે કહો" એમ કહી યજ્ઞપુરુષદાસે યુક્તિપૂર્વક વિઠ્ઠલભાઈ ઉપર જ છેલ્લી જવાબદારી, ભગતજીનું એકાંતિકપણું સિદ્ધ કરવાની નાંખી. ભગતજી તો આ નાના સાધુની આટલી ચતુરાઈ જોઇ મરક મરક હસતા હસતા ડોલતા હતા. પછી વિઠ્ઠલભાઈ બોલ્યા, "નિશ્ચયમાં તો એ પર્વતપ્રાય છે, કાં જે તેમને સત્સંગ બહાર કર્યા ત્યારે પણ અખંડ ભજન કર્યું અને મંદિરના બારણા આગળ બેસીને પણ સાધુ, હરિભક્તોના દર્શન કરતાં અને કથા સાંભળતા. વળી કેટલાક નવાને સત્સંગની વાતો કરી સત્સંગી પણ કરતા અને અતિ નમ્રતાથી જ્ઞાનગરીબી રાખી સર્વને તેમણે રાજી કર્યા છે. માટે શ્રીજીનો સર્વોપરી નિશ્ચય તેમનામાં છે તે કહ્યા વિના કેમ ચાલે ? શ્રીજી વિના કોઇને કર્તા જાણતા નથી અને કોઈ દેવ–દેવીનો તેમને ભાર નથી." આવી રીતે વિઠ્ઠલભાઇએ ઉત્તર કર્યો.

તે સાંભળી યજ્ઞપુરુષદાસજી બોલ્યા, "આવી રીતે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ એ ચારે ગુણ ભગતજીમાં સાક્ષાત્ વર્તે છે માટે એમનામાં શ્રીજી મહારાજ અખંડ નિવાસ કરીને રહ્યા છે અને તેથી જ અમે તેમની પાછળ ફરીએ છીએ."

આવી રીતે ભગતજીના સ્વરૂપનું અદ્‌ભુત નિરૂપણ યજ્ઞપુરુષદાસજીએ કર્યું. તે સાંભળી ત્યાં બેઠેલા સર્વે સંતો તથા હરિભક્તોને 'ભગતજી ખરેખર એવા મોટા પુરુષ છે' એમ પ્રતીતિ થઈ.

આ વાત સાંભળી રઘુવીરચરણદાસે કહ્યું, 'આ વચનામૃત તો સ્વરૂપાનંદ સ્વામીના અંગનું છે તે તમોએ પ્રાગજી ભગતમાં કયાં ઠરાવ્યું ?' ત્યારે યજ્ઞપુરુષદાસજી બોલ્યા, "એ પ્રમાણે મળતું આવે છે માટે ઠર્યું છે નહિ તો કાંઇ ઠરાવ્યું ઠરતું નથી. જ્યાં ખાડો હોય ત્યાં જ પાણી ભરાય, તેમ પાત્રતા હોય ત્યાં જ સાધુતા આવે." પછી વિઠ્ઠલભાઈએ પૂછયું, "ભગતજીને તમે એવા મોટા જાણો છો ત્યારે

એમને મૂકીને વરતાલ શા માટે જાઓ છો? ત્યાં તમને એમના ભેગા બેસવા દેવાના નથી." ત્યારે સ્વામી કહે, "એ તો ભગતજીની આજ્ઞાથી જઇએ છીએ. શ્રીજી એમને વશ છે તેથી એમના ભેગા બેસવાની મનાઇ કરે છે તો પણ તેમની ભેગા બેસી કથા વાર્તા સાંભળશું. તે પ્રમાણે જો થાય તો તમે ભગતજીને મોટા જાણજો." આવી રીતના વાર્તા પ્રસંગથી ભગતજી તો યજ્ઞપુરુષદાસ સામુ મુગ્ધપણે જોઇ રહ્યા અને વિઠ્ઠલભાઇને હસતા હસતા કહ્યું, "આ નાના સાધુ પાસે હજુ વધારે કપટ છે માટે કઢાવો."

પછી વિઠ્ઠલભાઇએ ફરી પૂછ્યું, "એ એવા સત્પુરુષ છે એમ તમે કહો છો પણ એ તો સમ ખાય છે કે 'મારી પાસે કાંઇ નથી' તે સમ સાચા કે? અને વળી ભગતજી પરે એમ કહે છે 'મને તો જમે આવીને મારા બરડામાં બહુ માર માર્યો તેથી બરડો બહુ દુઃખે છે' તેનું કેમ સમજવું?" ત્યારે યજ્ઞપુરુષદાસે કહ્યું, "કાલે તમે કૂવે નહાતા નહાતા કહેતા હતા કે 'પ્રાગજી તો બહુ કપટી છે અને દંભી છે. તેનું બોલવું સાચું ન માનવું. તો જો તે દંભી હોય તો ગમે તેવી રીતે પોતાની મોટ્યપ વધે તેમ બોલે. અને કદાપિ જમે મારીને કટકા કર્યા હોય તો પણ જે દંભી હોય તે એમ ન કહે કે 'જમે મને માર્યો'. માટે તે દંભી નથી એ વાત સિદ્ધ થાય છે. વળી એમનું બોલવું બીજાને મોહ પમાડે એવું છે. એ પણ તમારી વાત ઉપરથી સાબિત થાય છે. માટે એ એમ બોલે છે એ તો સહજ રમૂજ કરે છે; કેમકે જે એમનાં દર્શન કરે છે તેને પણ જમનું તેડું ન આવે કે જમ દેખાય પણ નહિ. માટે એ એવા મોટા છે તો તેમને સમ અડતા નથી અને એવા જો મોટા ન હોય તો સમ સાચા છે."

ત્યારે વળી વિઠ્ઠલભાઈએ પૂછ્યું, "જ્યારે ભગતજી આવા મોટા અને સમદૃષ્ટિવાળા છે તો તમારા મન સત્સંગમાંથી નોંખા કેમ પડે છે?" તે સાંભળી યજ્ઞપુરુષદાસજી બોલ્યા, "અમારાં મન સત્સંગ-માંથી નોંખા નથી પડ્યાં. એવું તમને જે જણાય છે તેનું કારણ ભગતજીનું કે સ્વામી વિજ્ઞાનદાસજીનું જ્ઞાન નથી. એનું કારણ તો

એ છે કે અમે ભગતજીને આવા પરમ એકાંતિક સંત સમજીએ છીએ તે અમથી જ્યારે ભગતજી જુદા પડી ઘેર જાય, પછી અમે મોટા મોટા સાધુ પાસે કથા સાંભળવા બેસીએ ત્યારે તેઓ અનેક યુક્તિઓથી ભગતજીનું ઘસાતું બોલી એમના અવગુણ ગાવા માંડે. તે સાંભળી અમારા મનમાં થાય કે આવા પરમ એકાંતિક, સમદૃષ્ટિવાળા, અજાતશત્રુ એવા ભગતજીના આ લોકો ખોટા અવગુણ ગાય છે તે સાંભળવા વ્યાજબી નથી. તેથી અમે તેવા પાસે બેસતા નથી. કાં જે જેમનામાં સંપૂર્ણ સાધુતા આવી હોય તેને કોઈ ઉપર રાગદ્વેષ હોય નહિ કે વર્ણ આશ્રમનું અભિમાન પણ હોય નહિ; છતાં નિર્વૈરી અને કીડી જેવા જીવને પણ દુઃખ દે નહિ એવાનો આ દ્રોહ કરે છે માટે તેમનામાં સાધુતા છે જ નહિ તો એમના સંગથી આપણને શું લાભ પ્રાપ્ત થવાનો છે ? એવા કારણોથી તેમનાથી અમારાં મન જુદાં પડે છે. પરંતુ શ્રીજી મહારાજ તેમ જ લક્ષ્મીનારાયણ આદિ દેવથી અમારાં મન નોખા નથી. તેમની સેવા તો અમે અહોનિશ ઇચ્છીએ છીએ.”

આ સાંભળી વિઠ્ઠલભાઈ રઘુવીરચરણદાસ તરફ જોઈને બોલ્યા “ સ્વામી આ વાત બરોબર છે. ” એમ કહી પોતાને થએલા અનુભવની તેમણે વાત કરી જે ‘ અમે જૂનાગઢ સ્વામીનો સમાગમ કરવા જતાં ત્યારે પ્રથમ ગઢડે દસ દિવસ રહી દર્શન સમાગમ કરી પછી જૂનાગઢ જતા. ગઢડામાં તમારા ગુરુ સિદ્ધાનંદ સ્વામી પાસે જઈને બેસીએ એટલે તે સ્વામીનું ઘસાતું જ બોલે અને વળી અમને ઠપકો પણ દે, ‘ એવાને મોટા માન્યા છે તે ત્યાં જઈને શું ફળ પામશો ?’ તેથી ઉપરથી તો અમને તેમનો અવગુણ કે અભાવ ન આવ્યો પણ મનમાં એમ થયું “ આવા અક્ષરમૂર્તિ સ્વામીનો દ્રોહ કરે છે તો તેવાના દર્શનથી શું ફળ મળશે ? માટે હવે ગઢડે જવું તો ખરું પણ તેવા પાસે બેસવું નહિ, પણ દ્રોહ તો કોઈનો કરવો નહિ. તેથી અમે બારોબાર જૂનાગઢ જતા.”

આ વાત પુરી થઈ પરંતુ ગઢડાના સાધુને હજુ પુરો સંતોષ થયો નહિ એટલે તેમણે કહ્યું, ‘ એકાદ વચનામૃતમાં મળતું આવે તેથી

શું થયું ? બધામાં મળતું આવે ત્યારે ખરું.' એ સાંભળી યજ્ઞપુરુષદાસ બોલ્યા, "જુઓ ગ. છે. ૨૧ માં કહ્યું છે 'જેમ સોનાનો દોરો છએ ઋતુમાં સરખો રહે પણ ઉનાળાના તાપે ઢીલો થાય નહિ, તેમ ગમે તેટલું અપમાન થાય અને દેહે ગમે તેટલું દુઃખ આવે તો પણ સત્સંગમાંથી જેનું મન પાછું ન હઠે એવા જે દૃઢ સત્સંગી વૈષ્ણવ છે તે જ અમારાં સગાંવહાલાં છે, તે જ અમારી નાત છે અને આ દેહે એવા વૈષ્ણવ ભેળું જ રહેવું છે. વળી દેહ મૂકીને ધામમાં પણ એવા વૈષ્ણવ ભેળું જ રહેવું છે.' માટે તમે વિચાર કરો કે સત્સંગમાં ભગતજીનું જેવું અને જેટલું અપમાન થયું છે તેવું તો કોઈનું થયાનું સાંભળ્યું નથી તો પણ કોઈ પણ સાધુ સત્સંગીથી તેમને લગાર પણ ભાવ ઓછો થયો છે ?" ત્યારે વિઠ્ઠલભાઈએ કહ્યું, "ખરેખર, આ વચનામૃત તો સંપૂર્ણ ભગતજી ઉપર જ ઊતરે છે કાં જે તેમના જેવું અપમાન તો કોઈનું થયું દીઠું નથી અને સાંભળ્યું પણ નથી તે આખો સત્સંગ જાણે છે માટે આ વચનામૃત પ્રમાણે ભગતજી પરમ એકાંતિક છે એમ નક્કી થાય છે."

ત્યારે વળી રઘુવીરચરણદાસે કહ્યું, "વાંક વિના કોઈનું અપમાન સત્સંગમાં થાય નહિ." ત્યારે પછી યજ્ઞપુરુષદાજી બોલ્યા, "વાંક વિના અપમાન થતું ના હોય તો શ્રીજી તે પ્રમાણે શા માટે લખે કે 'દૃઢ સત્સંગીનું સત્સંગમાં ગમે તેટલું અપમાન થાય અને ગમે તેટલા દુઃખ આવી પડે,' માટે તેવાની દૃઢતાની પરીક્ષા કરવા શ્રીજી અપમાન કરાવે. તે સદ્ગુરુ ગોપાળાનંદ સ્વામીની ઝોળીમાં દેવતા નાખ્યો અને પાણીના ઘડામાં ઝેર નાખ્યું. અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીનું સં. ૧૯૨૧ ના સાલે વરતાલમાં અપમાન થયું. એવા મોટા મોટાના આખ્યાનો વિચારીએ ત્યારે ખબર પડે."

આ સાંભળી વિઠ્ઠલભાઈએ આ વાતને અનુમોદન આપતાં કહ્યું "સ્વામી ! એવા શબ્દો વચનામૃતમાં હોય તો કાઢી બતાવો. એટલે આજે બધું પાકું થઈ જાય." ત્યારે સ્વામી યજ્ઞપુરુષદાસે ગ. છે.નું ૧૧ મું વચનામૃત કાઢીને વાંચ્યું "જાનકીજીને રામચંદ્રજીએ વનવાસ

દીધા ત્યારે જાનકીજીએ અતિશય વિલાપ કરવા માંડયો ત્યારે લક્ષ્મણજી પણ અતિશય દિલગીર થયા. પછી સીતાજી લક્ષ્મણજી પ્રત્યે બોલ્યા "હું મારા દુઃખ સારુ નથી રોતી. હું તો રામચંદ્રજીના દુઃખ સારુ રોઉં છું. શા માટે જે રઘુનાથજી અતિ કૃપાળુ છે તે મનમાં બહુ દુઃખ પામતા હશે જે સીતાજીને મેં વગર વાંકે વનમાં મૂકી છે.' વળી છે. ૧૪ માં વચનામૃતમાં પણ મહારાજે ચોખ્ખું કહ્યું છે, 'વાંક વિના પણ પરમેશ્વર ને સંત તે પોતાનું અતિશય અપમાન કરે તો પણ કોઇનો અવગુણ ન લે ત્યારે પરમેશ્વર ને સંતને વિશ્વાસ આવે.' માટે ભગતજીને એવી રીતે વગર વાંકે દુઃખ અને અપમાન આપ્યા છે છતાં તેમાં નિર્લેપ રહ્યાં છે. એટલે શ્રીજીના ધારક પરમ એકાંતિક સંત જાણી તેમનામાં મન, કર્મ, વચને જીવ જડ્યો છે. પણ કલ્યાણ વિના અમારે બીજો સ્વાર્થ તેમની પાસે નથી. તે અમારી નાત નથી, આમારા આશ્રમના નથી, દેશ એક નથી, વેશ એક નથી, ગામ એક નથી, અમને કાંઈ આપતા નથી; પણ માત્ર શ્રીજીની આજ્ઞા એકાંતિકમાં જીવ જડવાની છે તેથી શ્રીજીના વચનના વિશ્વાસે વચનામૃત પ્રમાણે, નાત, જાત, સગાવહાલાં જાણી અમે તેમની સાથે જીવ જડયો છે તેથી અમને ખાત્રી છે કે શ્રીજી અમને કોઈ દિવસ દુઃખ દેશે નહિ. કદાપિ આ લોકમાં દુઃખ જેવું જણાશે તો પણ અમને અંતરમાં તો સુખ જ વર્તે છે." યજ્ઞપુરૂષદાસજીની, ભગતજીના અતિ અપાર મહિમાની, આવી વાતો સાંભળી ત્યાં બેઠેલા સર્વે હરિભક્તો ભગતજીનો યથાર્થ મહિમા સમજ્યા. આ નાના સાધુની વચનામૃતનાં સિદ્ધાંતોની અદ્વિતીય નિરૂપણ શક્તિ તથા પ્રત્યક્ષ સત્પુરુષના સ્વરૂપનું જીવમાં અતિ અપાર અનુભવજ્ઞાન જોઇ, ભગતજી તેમના ઉપર મુગ્ધ થઇ ગયા. પછી સભા વિખરાઇ ત્યારે ભગતજી સ્વામીશ્રીને મળ્યા અને માથે હાથ મૂકયો. બધાને પ્રતીતિ થઇ કે આ સર્વેએ પ્રાગજી ભગતનો દૃઢ નિશ્ચય શાસ્ત્રોના વચનથી કર્યો છે પણ કાંઈ વેવલાઇ નથી.

આ પ્રમાણે યજ્ઞપુરુષદાસજીએ ભગતજીના સ્વરૂપનું તત્ત્વે સહિત નિરૂપણ કર્યું તેથી મહાપુરુષદાસ તથા વિજ્ઞાનદાસ પણ અંતરમાં

અતિ રાજી થયા કારણ કે આ સાધુએ શૂરવીરપણે વચનામૃતના એક પછી એક સિદ્ધાંતનું તત્ત્વે સહિત નિરૂપણ કરી, ભગતજીની પરમ એકાંતિક સિદ્ધ દશા સૌને સમજાવી દીધી. ભગતજીની આ નાના સાધુ ઉપર ખરેખર દ્રષ્ટિ પડી ગઇ છે એમ તેમને સર્વેને થયું.

ગુજરાત તરફ વિદાય

બીજે દિવસે યજ્ઞપુરુષદાસજી તથા પુરાણી કેશવપ્રસાદજીને વરતાલ જવા રજા આપી અને વિજ્ઞાનદાસજી, પુરુષોત્તમદાસજી તથા બીજા બે એમ ચાર સાધુને મહુવામાં રાખ્યા. વરતાલ જતા સાધુને પોતે નદી સુધી વળાવવા આવ્યા અને ગાંઠિયા અને સુખડીનું ભાથું બંધાવ્યું. નદીમાં યજ્ઞપુરુષદાસજીને તથા કેશવપ્રસાદજીને મળ્યા. યજ્ઞપુરુષદાસજીએ ભગતજીને રાયણકોકડી આપી. ત્યારે ભગતજી રાયણો લઇને બોલ્યા, "ઓહો ! આ તો અમારા દેશમાં સાવ નવીન ચીજ છે, અમારા દેશમાં આ ન મળે. માટે તમે તો અમને હજારો અને લાખો રૂપિયા આપ્યા." એમ કહી અલ્પ ભેટને મહત્ કરી પોતાનો અપૂર્વ રાજીપો બતાવ્યો. પછી આ સાધુ વરતાલ તરફ રવાના થયા અને ભગતજી મંદિરે આવ્યા.

યજ્ઞપુરુષદાસજી, પુરાણી કેશવપ્રસાદ તથા મહાપુરુષદાસ તથા ચોથા સાધુ એ ચાર જણા મહુવાથી નીકળી ખંભાત ગયા અને ત્યાંથી નાર આવ્યા. અત્રે નારમાં ભગતજીના તમામ હેતવાળા હરિભક્તો આજુબાજુનાં ગામોમાંથી આ સાધુનું મંડળ ભગતજીના દર્શન કરી આવ્યું છે જાણી મળવા અને ભગતજીની વાતો સાંભળવા આવ્યા. તે બધાને ભગતજીએ જે જે વાતો કરી હતી તે કરી અને તેમના સમાચાર આપ્યા. આથી આ હરિભક્તોને પણ ભગતજીને મળ્યાનો આનંદ થયો. પછી વસો ગયા અને ત્યાંથી ઠાસરા ગયા. ઠાસરામાં ગોવિંદલાલ દેસાઇના અતિ પ્રેમ અને આગ્રહથી અને ત્યાંના હરિભક્તોના ખપથી ચોમાસુ રહ્યા અને કાર્તિક પૂર્ણિમાને સમેયે વરતાલ આવ્યા.

## ભાદરોડમાં ભગતજીના યોગમાં

અત્રે સમૈયામાં આ સંતો પ્રત્યેની ખુલ્લી ઉપેક્ષા સૌને જણાઇ. આથી આ મંડળ સમૈયો કરી નડિયાદ આવ્યું. ઝવેરીલાલભાઇને મહુવા ભગતજીના દર્શન સમાગમ માટે જવાનો વિચાર હતો. તેથી આ સાધુ મંડળ આવ્યું એટલે તેમને પણ સાથે લીધા અને અને સૌ મહુવા જવા નીકળ્યા. આ મંડળ સાથે ગુજરાતના પ્રતિષ્ઠિત હરિભક્તો પણ ભગતજીના દર્શન સમાગમ માટે જતા હતા.

આ સાધુનો સંઘ મહુવા આવ્યો પણ ગઢડાના ભીમજીભાઈ કોઠારીએ મહુવાના હરિભક્તો ઉપર અગાઉથી કાગળ લખ્યો હતો કે ગુજરાતના સંઘ મહુવા આવે છે તો તેમને પ્રાગજી ભગત ભેળા ન થવા દેશો અને એક બે દિવસ રાખી ગુજરાત તરફ વિદાય કરજો. મહુવાના હરિભક્તોએ આ કાગળ પ્રાગજી ભગતને બતાવ્યો એટલે પ્રાગજી ભક્તે તે સંઘને ઊતરવા માટે કતપરમાં મુકામ રાખ્યો. અત્રે સંઘને માટે તમામ સગવડતા આગળથી પ્રાગજી સંઘવી નામના હરિભક્તને સોંપી કરાવી દીધી.

આ સંઘ ખરોબર બાર વાગે ભાદરોડ આવ્યો એટલે પ્રાગજી સંઘવી તેમને ત્યાં મળ્યા અને ત્યાંથી સીધા જ કતપર લઈ ગયા.* ભગતજી તો અગાઉથી કતપર આવી ગયા હતા એટલે આ મંડળને સામા લેવા કતપરના રસ્તે ગયા. ભગતજીને દૂરથી આવતા જોઈ સૌ દંડવત્ કરવા લાગ્યા. પછી ભગતજી તેમને મળ્યા અને ઠપકો આપ્યો કે, "અમે કહીએ છીએ તેમ કરતા નથી અને ના પાડવા છતાં અહીં દોડયા આવો છો!" ભગતજીનો આ મીઠો ઠપકો સૌએ સહન કરી લીધો. પછી રાત્રે બાર વાગતા સુધી ભગતજીએ વાતો કરી અને પછી સૌને સૂવાની આજ્ઞા કરી.

બીજે દિવસે સંધ્યા આરતી પછી સૌ ભગતજી પાસે

* કતપર તથા ભાદરોડના પ્રસંગોના વિસ્તાર માટે જુઓ 'પ્રાગજી ભક્ત'

બેઠા હતા એટલે ભગતજીએ કહ્યું કે, 'કીર્તન આવડતા હોય તે બોલો.' એટલે નરસિંહ મહેતાનું કીર્તન

ભગતજીનું ગુણાષ્ટક

"મારા હરજી શું હેત ન દીસે રે તેનો સંગ શીદ કરીએ" તે તથા મુક્તાનંદ સ્વામીનું 'મારા વાલાજી શું વાલપ દીસે રે તેનો સંગ શીદ તજીએ.' એ બે કીર્તનો બોલ્યા. પછી ભગતજી કહે 'જેણે લીલાના કીર્તનો કંઠે કર્યા હોય તે બોલો.' એટલે કોઈકે કહ્યું 'આ સ્વામી યજ્ઞપુરુષદાસજીએ એક સંસ્કૃત અષ્ટક બનાવ્યું છે તે બોલવાની આજ્ઞા કરો.' એટલે ભગતજીએ તેમને આજ્ઞા કરી. ત્યારે શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી ज्ञानधर्म सुविरक्ति शालिनं થી શરુ કરી **श्रीमन्निर्गुणमूर्तये च विभवे** । એ નવ શ્લોકનું ભગતજી મહારાજના ગુણનું અષ્ટક બોલ્યા અને નવે શ્લોકનો અર્થ કર્યો ત્યારે ભગતજી રાજી થયા અને કહ્યું "ફરી બોલો" એટલે ફરી બોલ્યા. એ સાંભળી ભગતજી યજ્ઞપુરુષદાસજીની બુદ્ધિમત્તા અને ગુરુભક્તિ ઉપર ઘણા જ રાજી થયા.

રાત્રે કથા પ્રસંગે વાતો કરતા ભગતજી બોલ્યા, "ગોસ્વામીના મતમાં શ્રીકૃષ્ણ કરતાં વિઠ્ઠલનાથજીનો મહિમા અધિક કહે છે. વિઠ્ઠલનાથજી મહાપ્રભુ કહેવાય છે અને શ્રીકૃષ્ણ પ્રભુ કહેવાય છે. વળી શ્રીકૃષ્ણના વંશનો નાશ થયો એટલે વિઠ્ઠલનાથજીના વંશમાં

ઉપાસનામાં વૈષ્ણવોની રીતે રીત આપણી

જેટલા થયા તે બધા પુરુષોત્તમ એમ વૈષ્ણવો માને છે." એમ સહજ વાત કરી તે સાંભળી યજ્ઞપુરુષદાસજી બોલ્યા, "આપણા સંપ્રદાયમાં પણ અમને તો એમ જણાય છે; કેમકે ઉપરથી તો શ્રીકૃષ્ણનો મહિમા અને મૂર્તિઓનું શાસ્ત્રમાં પ્રતિપાદન છે અને માંહીથી તો શ્રીજી મહારાજનો શ્રીકૃષ્ણ કરતાં અનહદ મહિમા કહ્યો છે, તેથી અમને તો વૈષ્ણવો જેવું લાગે છે. અમે તો ગુણાતીતાનંદ સ્વામી તથા ગોપાળાનંદ સ્વામી તથા આપ જેવા સંતોના વચનમાં વિશ્વાસથી શ્રીજી મહારાજને સર્વ અવતારના અવતારી પુરુષોત્તમ જાણીએ છીએ. પણ શ્રીકૃષ્ણના અવતાર કરતાં અધિક ગુણ,

ઐશ્વર્ય દેખાડો તો અંતરમાં દઢતા થાય." આ પ્રશ્ન સાંભળી ભગતજી અતિ કરુણાદ્રષ્ટિ કરીને બોલ્યા, "શ્રીકૃષ્ણના અવતાર કરતાં તો શ્રીજી મહારાજે અપાર ઐશ્વર્ય જણાવ્યું છે. એક તો પોતાના સંબંધને પામી જે વસ્તુ તેનાં દર્શન અને સ્પર્શથી અનંતને સમાધિ કરાવી અનંત ધામ દેખાડ્યા. વળી ચોવીસે અવતાર પોતાની મૂર્તિમાંથી પ્રગટ કરી પાછા પોતાની મૂર્તિમાં લીન કરી દેખાડ્યા. અનંત જીવોને પોતાને પ્રતાપે કરીને નિષ્કામ કરી મૂક્યા, સૌને સમજાય તેવા શાસ્ત્રો કર્યા, પાંચસો પરમહંસો – બ્રહ્મજ્ઞ – પંચ-વિષયના ત્યાગી સિદ્ધદશાવાળા કર્યા. વળી પોતાના વર્તમાન ધરાવે તેને અંત વખતે તેડવા આવે. એ આદિક શ્રીજી મહારાજના અનંત ઐશ્વર્ય બીજા અવતાર કરતા અધિક સ્પષ્ટ જણાય છે. આવા ઐશ્વર્ય કોઈ અવતારમાં નહોતા માટે આ તો સર્વ અવતારના અવતારી, સર્વોપરી, સર્વના કારણ, દિવ્ય, નિર્ગુણ, પુરુષોત્તમ શ્રીજી મહારાજ છે." એમ અવતાર અવતારીના ભેદની ઘણી વાતો કરી સૌ બાર વાગ્યે સૂતા.

બીજે દિવસે સવારમાં ભગતજીએ સૌ સંતોને બોલાવ્યા અને યજ્ઞપુરુષદાસજીને કહ્યું, "સાધુથી છૂટા પડ્યા એટલે કેવી શાંતિ છે?" એટલે યજ્ઞપુરુષદાસજી હસતા હસતા નિર્દોષભાવે બોલ્યા, "સાધુની સાથે તો રાખતા નથી એટલે શાંતિ ક્યાંથી હોય?" ભગતજી આ સાંભળી ખીજાયા અને કહ્યું, "હું સાધુ? આવું જ્ઞાન તમે ક્યાંથી શીખ્યા? જુઓ પેલા બિચારા આજ્ઞા પાળી માંહી રહ્યા છે અને તમે કૂદકો મારી બહાર નીકળ્યા......" એટલું બોલ્યા ત્યાં તુરત જ યજ્ઞપુરુષદાસ બોલી ઉઠયા, "જો અમે બહાર નીકળ્યા તો અમને તમારો સંગ થયો અને મઝા કરીએ છીએ અને માંહી છે તેને તમારો સંબંધ જ નથી." આ નાના સાધુની આવી નિર્દોષ પણ સત્પુરુષના સંગની મહિમાએ યુક્ત વાત સાંભળી ભગતજી હસ્યા અને સમજણ જોઇ અંતરમાં રાજી થયા.

સાંજે સંધ્યા આરતી થયા પછી બધા બેઠા હતા ત્યારે યજ્ઞ-

પુરુષદાસજીએ ભગતજીનું જીવન ચરિત્ર જાણવા સારુ પૂછ્યું, "ભગતજી! તમને સત્સંગ ક્યારે થયો અને ત્યાર પહેલાં શું કરતા હતા અને સત્સંગ થયા પછી શું કર્યું તે કહો." એક તો આ સાધુની બુદ્ધિમત્તા, વિદ્વત્તા અને ભક્તિથી તેમના ઉપર ભગતજીનો અપાર રાજીપો હતો, તેમાંય વળી કેવળ પ્રગટના જ લીલા ચરિત્રોથી જ સુખ શાંતિ માનનારે આવો પ્રશ્ન પૂછયો એટલે ભગતજી તેમના તરફ મંદ મંદ હસતા અનિમિષ દૃષ્ટિએ થોડી વાર તો જોઈ જ રહ્યા પછી વાત કરી કે "સં. ૧૮૮૫ ના ફાગણ સુદ ૧૫ ના દિવસે મારો જન્મ થયો. ત્યારપછી છ વર્ષ તો રમતગમતમાં ગયાં. પછી યોગાનંદ સ્વામીથી સત્સંગ થયો પછી પીઠવડીમાં ગોપાળાનંદ સ્વામી તથા રઘુવીરજી મહારાજ મળ્યા ત્યારપછી દસ વર્ષ સુધી દર વર્ષે બે બે માસ ગોપાળાનંદ સ્વામી પાસે રહ્યો. પછી ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ કર્યો. સ્વામી સંવત ૧૯૧૭ ની સાલે બહુ રાજી થયા અને અને ત્રણ વર આપ્યા પછી નિરંતર જૂનાગઢ રહ્યો અને સં. ૧૯૨૦ની સાલે સ્વામીએ સ્થિતિ કરાવી ત્યારપછી મને સત્સંગ બહાર કર્યો અને પાછો માંહી લીધો. પછી સં. ૧૯૨૩ માં સ્વામી ધામમાં ગયા. ત્યાર કેડે હું શુકસ્વામી તથા પવિત્રાનંદ સ્વામી પાસે રહેતો. ત્યારબાદ વિજ્ઞાનદાસજી વગેરે સાથે ભાઈબંધી થઈ અને પછી વરતાલ, વડોદરા, સુરત, આણુંદ વગેરે ગામોમાં ફર્યા અને ભાઈબંધીના મનોરથ પૂરા કર્યા પછી તમો વરતાલથી અહીં આવ્યા અને આજ આપણે ભેગા બેઠા છીએ. આ અમારા જન્મ અને કર્મ અમે તમને કહ્યા" એવી રીતે પોતાનું દિવ્ય ચરિત્ર અતિ વિસ્તારથી કહ્યું પણ આ તો દિશમાત્ર લખ્યું છે. આમ વાતો કરતા રાત્રીના બે વાગ્યા એટલે ભગતજીએ સૌને સૂવાની આજ્ઞા કરી

બીજે દિવસે ભગતજી મહુવા ગયા અને પછી આ સાધુ મંડળને બોલાવી મહુવાના મંદિરમાં રાખ્યું. એમ થોડા દિવસો પોતાની પાસે રાખીને કથાવાર્તા અને સમાગમનું સુખ આપ્યું. પછી તેમને કહ્યું, "હવે તમે ભાદરોડ જાઓ અને હું ત્યાં આવીશ." એમ કહી પછી કહ્યું,

બ્રહ્મજ્ઞાનની અદ્દભુત લહાણુ

"આજથી વિજ્ઞાનદાસજીના આ નાના સાધુ મહોનત." પછી યજ્ઞપુરુષદાસને બોલાવ્યા અને કહ્યું, "આજથી તમે મહોનત. માટે તમારી આજ્ઞામાં સૌ રહેશે અને તમારે સૌની આજ્ઞામાં રહેવું." એટલું કહી વિજ્ઞાનદાસને બોલાવ્યા અને તેમને પણ રમૂજ કરતાં કહ્યું, "તમે પણ આ નાના સાધુની આજ્ઞામાં રહેજો." આમ બહુ જ રમૂજ કરી સૌને હસાવી, રમાડી, લાડ લડાવી બ્રહ્મનું અપાર સુખ આપ્યું. વળી યજ્ઞપુરુષદાસજીની ધીરે ધીરે વધતી જતી મહત્તાનો ખ્યાલ પણ સૌને ન જણાય તેવી રીતે આપતા ગયા

ભાદરોડમાં આ સાધુ મંડળે ભદ્રેશ્વર મહાદેવમાં ઊતારો કર્યો. ભગતજીએ અગાઉથી જ તેમના ભત્રીજા પુરુષોત્તમ સાથે સીધાનો સામાન, પાગરણ વગેરે મોકલ્યા હતા. પરંતુ જે યોગ માટે આ સાધુ મંડળ અત્રે આવ્યું હતું તેને ભગતજીના દર્શન નહિ, સમાગમ નહિ એટલે રસોઈ કરીને જમવું સૌને કેમ ગમે ? મહારાજે દાસત્વભક્તિનું લક્ષણ લખ્યું છે કે '[1]પોતાના ઈષ્ટદેવનો સ્વભાવ ગમે, દર્શન ગમે, ક્રિયા ગમે, વાતુ ગમે'. દાસત્વભક્તિની પરાકાષ્ઠાના આ લક્ષણો બહુધા આ સાધુ મંડળમાં જણાતા હતા. ભગતજી પણ આ મંડળના ભાવને સમજતા હતા. પરંતુ જેમ શ્રીકૃષ્ણ ભગવાન વૃન્દાવનમાં ગોપીઓ સાથે રાસ રમ્યા અને પોતાની મૂર્તિનું તેમને અદ્ભુત સુખ આપ્યું અને પછી એકાએક વચ્ચે જ રાસ બંધ કરી સૌ ગોપીઓને કહ્યું, 'હવે ઘેર જાઓ.' ત્યારે ગોપીઓને તો આ અદ્ભુત આનંદના રસનું આસ્વાદન કરતાં—અમૃત પીતાં—કોઈએ વચ્ચેથી જ એ રસપાત્રને ઝૂંટવી લીધું હોય તેવું દુઃખ થયું, તેવું દુઃખ આ મંડળને પણ થયું. ગોપીઓએ જેમ શ્રીકૃષ્ણને કહ્યું, 'અમારા બંને પગ આપના ચરણ કમળ પાસેથી ડગતું પણ ખસી શકે તેમ નથી તો અમે વ્રજમાં શી રીતે જઈએ ? [2] તેમ આ મંડળની પણ આવી જ સ્થિતિ હતી. ભગતજીએ આટલા દિવસ

---

૧ વ. ગ. મ. ૬૨.

૨ चित्तं सुखेन भवताऽपहृतं गृहेषु यन्निर्विशत्युत करावपि गृह्यकृत्ये ।
पादौ पदं न चलतस्तव पादमूलाद्यामः कथं व्रजमथो करवाम किं वा ॥
—श्रीमद् भागवत् १०-२९-३४

રમાડ્યા, જમાડ્યા, વાતો કરી અને બ્રહ્માનંદના સુખમાં મસ્ત કરી દીધા. પછી આમ એકાએક એ આનંદનો દોર કપાઈ જાય, તેથી જાણે પ્રાણ ગયા હોય એવુ દુ:ખ સૌને થયું. એટલે તેમણે વાલા ભગત સાથે ભગતજીને કહેરાવ્યું, 'તમારા દર્શન પૂજન અને સમાગમ માટે તો અમે સર્વ છોડીને તમારા ચરણ કમળમાં આવ્યા છીએ તો અમારા ઉપર પ્રસન્ન થાઓ અને વિરહથી તપ્ત થએલા અમારા અંતરને આપના સુંદર મુખ કમળના દર્શનથી શાંત કરો.'[1]

પરંતુ આ સંત મંડળે દર્શન, વાતુ અને સમાગમનું જે સુખ લીધું હતું તેનું મનન અને નિદિધ્યાસ કરાવી, તેના પરિપાકરૂપે ભગવાનની મૂર્તિ તેમના અંતરમાં પ્રગટ કરી, ભગતજીને તેમને સર્વને ચૈતન્ય સ્વરૂપો બનાવવા હતા. એ હેતુથી જ જેમ શ્રીકૃષ્ણ ભગવાન બ્રહ્મ-સુખનાં ઘેલા બનેલી ગોપીઓના ટોળામાંથી અદૃશ્ય થઈ ગયા, તેમ ભગતજીએ પણ તેમનું સાન્નિધ્ય છોડી દીધું. ભગતજીના વિયોગથી આ સંત મંડળને અપાર દુ:ખ થયું અને અન્નજળનો ત્યાગ કરી નિરંતર ભગતજીની જ વાતો કરવા સાંભળવામાં રત બની ગયા. ભગતજીની બ્રહ્મસ્થિતિ અને સર્વોપરી ભગવાન શ્રી સહજાનંદ સ્વામી ભગતજી દ્વારા પોતાને સાક્ષાત મળ્યા છે તેવી વાતોમાં રાત્રી દિવસ, ભૂખ કે તૃષાનું કોઇને ભાન જ રહેતું નહિ. આ પ્રમાણે સ્વામિનારાયણ ભગવાનના પ્રત્યક્ષ સ્વરૂપરૂપ પોતાના ગુરુરૂપ હરિ શ્રી પ્રાગજી ભક્તનાં જ ગુણગાન ગાવામાં તેમનાં મન મગ્ન રહેતા.

ભગતજીને વાલા ભગતે સંદેશો આપ્યો એટલે તેઓ તુરત જ સાંજે ગાડામાં ભાદરોડ ગયા અને મહાદેવના મંદિરમા જઈ સર્વના ખબર પૂછ્યા. આ સંતો પોતાને કારણે બહાર નીકળ્યા છે તો હવે તેમને પૂરેપુરું સુખ આપવું, એવો સંકલ્પ ભગતજીએ કર્યો.

---

1 तन्नः प्रसीद वृजिनार्दन तेऽङ्घ्रिमूलं प्राप्ता विसृज्य वसतीस्त्वदुपासनाशाः ।
त्वत्सुन्दरस्मितनिरीक्षणतीव्रकामतप्तात्मनां पुरुषभूषण देहि दास्यम् ॥
—શ્રીમદ્ ભાગવત્ ૧૦-૨૯-૩૮

જેમ આ સંતોને તેમના વગર રહેવાતુ ન હતું તેમ ભગતજીને પણ તેમના પ્રસંગ વગર ચેન પડતું નહિ. ખાસ કરીને યજ્ઞપુરુષ-દાસજીની નિર્દોષ અને મોહક મૂર્તિનું આકર્ષણ તો તેમને પણ લાગ્યું હતું !

ભગતજી ભાદરોડ પધાર્યા અને સૌ સંતોને આનંદના ઓઘ વળ્યા. ભગતજીએ પણ તેમને અનેકવિધ પ્રવૃત્તિમાં જોડી ક્રિયા કરતા, અખંડ ભજન, તેમની પાસે કરાવ્યું. એ રીતે ભગવાનમાં જોડાવાનો યોગ માર્ગ આ સાધુઓને ભગતજી સિદ્ધ કરાવવા લાગ્યા. કોઇ કોઇ વખત સાધુઓને છાણા વીણવા મોકલે અને 'ચાર પાંચ મણ છાણા વીણી ઉપાડી લાવે તેવા જાઓ' એમ આજ્ઞા કરે. ત્યારે વળી યજ્ઞપુરુષદાસજી કહે 'હું તો છાણા વીણી ભેગા કરી આપું પણ મારાથી ચાર-પાંચ મણ ભાર ઊંચકાય નહિ.' ભગતજી તેમની આ સ્પષ્ટ અને મિષ્ટ વાણી સાંભળી હસતા અને કોઇ કોઇ વખત તો તેમને કહેવાનું પણ મન થઇ જતું કે 'આખા બ્રહ્માંડનો ભાર માથે આવશે ત્યારે કેમ ઊંચકશો ?' પરંતુ તેનો મર્મ તો યજ્ઞપુરુષદાસજીના હાસ્યમાં જ તેમને મળી રહેતો. એટલે સ્થૂળભાવે તેમને કહેતા, 'આ સૂકલકડી શરીરથી તમે ભાર નહિ ઊંચકી શકો. માટે રહેવા દો.' વળી કોઇ કોઇ વખત આજુબાજુના ગામડાઓમાં ઝોળી માંગવા આ સંતોને પોતે મોકલતા. ત્યારે પણ યજ્ઞપુરુષદાસજીની ઝોળીમાં સૌથી વધારે આવતું તેથી યજ્ઞપુરુષદાસજીનાં વખાણ કરતા અને કહેતાં, 'સાધુ બહુ સારાં છે. લોકોની પાસેથી લેતાં આવડે છે.'

**હાથીની અંબાડીએ બેસે તેને રખડવું પડે છે.**

એક દિવસ સાધુ નારાયણચરણદાસજી તથા યજ્ઞપુરુષદાસજી બંને તલગાજરડા ઝોળી માંગવા ગયા. ઝોળી માંગીને એક જગ્યાએ બેઠા હતા ત્યાં ગામના પટેલ આવ્યા. તેને યજ્ઞપુરુષદાસજીએ વાતો કરી. તેને બહુ ગુણ આવ્યો અને આ સાધુને જોઇને બોલ્યા કે 'અહો ! આવા હાથીનાં અંબાડીએ બેસે એવાને રખડવું

પડે છે એ પ્રાગજીનું કર્તવ્ય છે.' એટલે યજ્ઞપુરુષદાસજી કહે, 'અમને તો ભગતજીએ ઘણો ઉપદેશ કરીને સત્સંગમાં મળતું રહે એમ શીખવ્યું છે. અમે કોઇનું માનતા નહિ. અમે તો અમારા અલમસ્ત કેફમાં ધર્મામૃત, ચોસઠપદી આદિ ગ્રંથો વાંચતા અને સાધુના લક્ષણોનાં કીર્તનો છડેચોકે બોલતા. આથી બીજા કોઇને ફાવતું નહિ એટલે ભગતજીએ અમને નિર્માની કર્યા. વળી અમને તો ગુજરાતના હરિભક્તો બહુ માને છે પણ ત્યાં સૌ સાધુને ફાવતું નથી અને કલેશ થાય છે એટલા માટે ભગતજીએ અમને અહીં રાખ્યા છે અને જ્ઞાનઉપદેશ કરે છે, નહિ તો અમારા જીવનુ બહુ જ ભૂંડુ થાત અને સત્સંગમાં સામાવડિયા થાત. પણ ભગતજીના સંગથી જ પાંશરું રહ્યું છે.' આ વાત સાભળી પટેલ બોલ્યા, 'એમ વાત છે ? અમને તો ભગતજીના વિરુદ્ધ ઊલટું ભરાવ્યું હતું પણ તમારી વાતોથી પ્રાગજી ભગતનો મને ઘણો ગુણ આવ્યો છે.' એમ કહી ઝોળીમાં દશ શેર ચોખા નાંખ્યા. આ વાત નારાયણચરણદાસે ભગતજીને કહી એટલે ભગતજી બહુ જ રાજી થયા અને બધાને કહ્યું, 'તમો પણ જેને જેને વાત કરો તેને પોતાના ગુણની વાત ન કરવી પણ પોતાનો દોષ દેખાડવો અને મોટાનો ગુણ કહેવો[1] અને સીતાજીના જેવી સમજણ શીખવી.'

રોજ સાંજે યજ્ઞપુરુષદાસજી વચનામૃતનો પરથારો, ઉદ્ધવગીતા વગેરે વાંચે. ભગતજી પણ ઉદ્ધવગીતાના જુદા જુદા ઢાળના રાગ શીખવે અને ગોપીઓની ભક્તિથી ડોલે અને કહે, 'આવી રીતે મૂર્તિમાં જોડાઈ જાઓ તો તે રૂપ થઈ જાઓ.' વળી યજ્ઞપુરુષદાસ પાસે સાધુના લક્ષણના કીર્તનો 'હાંજી ભલા સાધુ' એ બોલાવતા. પછી તેમની સામું જોઈ કહેતા, 'જુઓ, આ સાધુ નેત્ર મીંચી ભગવાન આગળ કેવા મુજરા કરે છે માટે આવા સાધુ થવું.' એમ યજ્ઞપુરુષદાસજીની અત્યંત પ્રશંસા કરે. વળી એક દિવસ કહે, 'કોઈ ને શ્લોક આવડતા હોય તો બોલો.' ત્યારે કેશવપ્રસાદજી, વિજ્ઞાનદાસજી તથા

૧ ગ. પ્ર. ૬૭

યજ્ઞપુરુષદાસજી ત્રણેય શ્રીમદ્ ભાગવત્‌માંથી કપિલ ગીતાનો શ્લોક બોલ્યાઃ

प्रसंगमजरं पाशमात्मनः कवयो विदुः।
स एव साधुपुरुतो मोक्षद्वारमपावृतम् ॥

શ્રીમદ્ ભાગવત્-૩-૨૫-૨૦

ત્યારે ભગતજી બોલ્યા, 'અહો! આ તો બધા વિદ્વાન છે તે અઢાર હજાર શ્લોકમાંથી મુદ્દાનો જ શ્લોક પકડી લીધો.'

એક દિવસ ભગતજીએ વિજ્ઞાનદાસ સ્વામીને કહ્યું, 'તમે વાતો કરો.' ત્યારે વિજ્ઞાનદાસ સ્વામી હાથ જોડીને બોલ્યા, 'મહારાજ! કામ, ક્રોધ અને લોભાદિક શત્રુ થકી રક્ષા કરજો.' એટલી વાત કરીને પછી આગળ ન બોલ્યા. પછી ભગતજીએ પુરાણી કેશવપ્રસાદજીને કહ્યું ત્યારે તે પણ ભગતજી સામું જોઈ રહ્યા. પછી યજ્ઞપુરુષદાસજીને કહ્યું. ભગતજી પાસે બેઠા હોય એટલે તેમની મર્યાદાને લઇને અને વળી પોતે ખૂબ જ શરમાળ હોવાથી, યજ્ઞપુરુષદાસજી ભગતજીની આ આજ્ઞાથી જરા અચકાયા પરંતુ ભગતજીને તો તેમની ચિત્તાકર્ષક મૂર્તિ જોતા અને તેમની વાણી સાંભળતાં ખૂબ જ આનંદ થતો એટલે તેમણે ફરી આગ્રહ કર્યો. પછી યજ્ઞપુરુષદાસજી ભગતજીની મરજી સાચવવા બોલ્યા, 'કક્કા કળીમાં એ છે સાર, હરિભજનથી થાય ઉદ્ધાર' એ બ્રહ્માનંદ સ્વામીનો કક્કો બોલી વાત કરી ત્યારે ભગતજીએ વચ્ચેથી વાત ઉપાડી લીધી અને કહ્યું, 'જો એણે વાતની શરૂઆત કરી તો મેં ઉપાડી લીધી માટે મોટા કહે તેમ કરવું.' ત્યારે સૌ કહે, 'વાતો તો કરીએ પણ આપ બેઠા હો એટલે જીભ ઉપડે નહિ.' ત્યારે ભગતજી કહે, 'એમ વાતો કરવા માંડો તો જીભ પણ ઉપડે અને નિત્યે નવો આનંદ આવે.' એમ ભગતજીએ વાતો કરવાની કળા શિખવાડી સૌને ઘણો જ આનંદ કરાવ્યો.

એક વખત ભગતજીએ મહાપુરુષદાસજીને કહ્યું, 'કીર્તનો બોલો.' ત્યારે તે બ્રહ્માનંદ સ્વામીનાં કીર્તનો, 'લગાડી તેં પ્રીતિ લાલ રે,

પ્રીતલડી તો લગાડી ' ભગતજીની મૂર્તિ સામું જોઈ બોલ્યા. પછી ભગતજી મંદ મંદ હસતા આનંદ આપતા બોલ્યા, ' એ સુખની શી વાત ! એ તો જેણે એ સુખ અનુભવ્યું હોય તે જ જાણે અને તેને જ સુખ આવે !' પછી યજ્ઞપુરુષદાસજીને બોલવાનું કહ્યું એટલે તે બોલ્યા ' પિયા મોરા પ્યારા મોહન મતવાલા ' ત્યાર પછી બીજું કીર્તન ' આવતા કયું નહિ વે શામલડા ' ત્યાર પછી ' જાનતા કયું નહિ વે હમારી પીર ' એ કીર્તન બોલ્યા. ત્યારે ભગતજી હસ્યા અને કહ્યું, ' જાણશે ત્યારે ખાખરો ખંખેરશે અને ખબર પડશે. ' તે સાંભળી યજ્ઞપુરુષદાસજી હસ્યા અને જવાબમાં બીજું કીર્તન બોલ્યા, ' તોરી મોરી પ્રીત ન છૂટે રે. ' પછી ભગતજી, યજ્ઞપુરુષદાસજીનો પોતા પ્રત્યેનો અત્યંત ભાવ જોઈ, ઘણા જ રાજી થયા અને બોલ્યા ' આ કીર્તનો તો બહુ ભારે છે માટે ફરીથી બોલો. ' એમ યજ્ઞપુરુષદાસજી પાસે આ કીર્તનો ચાર વાર બોલાવ્યા અને પોતે પણ તે ઉપર નિરૂપણ કર્યું. એમ મોડી રાત્રી સુધી છતી દેહે અક્ષરધામના સાક્ષાત્ સુખનો સહુને અનુભવ કરાવ્યો.

આમ સાધુ મંડળને ભગતજીએ કથા, વાર્તા કીર્તન અને ધ્યાનથી અખંડ સુખિયા કરી દીધાં. ભગતજીની વાતોથી સૌ સંતોને અંતઃકરણમાં અપાર શાંતિ થઇ જતી અને મહારાજના પ્રગટ સંબંધના સુખનો અનુભવ થતો. કોઇ કોઇ વખત નવા નવા ગામોમાં ઝોળી માંગવા સાધુ મંડળને મોકલતા ત્યારે પ્રથમ પસંદગી યજ્ઞપુરુષદાસજી ઉપર પડતી અને કહેતા ' નવા ગામમાં આ સાધુને કળા કરી લેતાં સારું આવડે છે. ' એમ કહી તેમને જ મોકલતા અને જતાં આવતાં અખંડ સ્મૃતિએ સહિત ભજન કરવાની આજ્ઞા આપતા.યજ્ઞપુરુષદાસજીની તપસ્વી મૂર્તિ જોઇ સૌ કોઇને આકર્ષણ થતું જ. ભીક્ષા પ્રસંગે ' નારાયણ હરે, સચ્ચિદાનંદ પ્રભુ ' એ યજ્ઞપુરુષદાસજીના મધુર શબ્દોથી સૌના રજ તમના વેગ શમી જતા અને તેમની રમણીય મૂર્તિના દર્શન કરી, ' આ સાધુને શું આપી દઇએ ' એમ સૌને ભાવ થતો. આથી યજ્ઞપુરુષદાસજીની ઝોળી

હંમેશા સૌથી વધારે ભરાયેલી આવતી. ભગતજી પણ બહુ જનના સમાસ અર્થે જ યજ્ઞપુરુષદાસજીને નવે નવે ગામ મોકલતા. ઝોળીનું તો ફક્ત નિમિત્ત હતું પણ તેમના દર્શન માત્રથી સૌના કામ થઇ જતા.

રોટલા અને શાકોત્સવ

આ પ્રમાણે ઝોળી માંગી આ સાધુ મંડળ એક દિવસ આવ્યું ત્યારે ભગતજીએ તેમને અક્ષરના અપરિમીત સુખનો આનંદ આપવા રોટલા અને શ કોત્સવ કરવા નિર્ણય કર્યો. નારાયણચરણદાસે બાજરાના રોટલા કર્યા, દહીં વલોવી છાશ કરી, માખણ કાઢી રોટલા ચોપડ્યા. વંતાકનું શાક કર્યું. આમ રોટલા, છાશ અને શાક આવું સાદું પણ સાત્વિક અને અમૃતસમ ભોજન તૈયાર થયું. ભગતજીએ બધાને કહ્યું 'આજે તો બધાને સારી રીતે જમાડવા છે. નિત્યે દૂધપાક સારી રીતે જમાડીએ છીએ પણ આજ તો રોટલા સારી રીતે જમો ત્યારે સમભાવ કહેવાય.' પછી ઠાકોરજીને નૈવેદ્ય ધરી, પંક્તિ થઇ ત્યારે ભગતજી બોલ્યા, 'આજે મારી આજ્ઞા તમારે પાળવી પછી હું તમારે વશ છું.' પછી પોતે પાસે ઊભા રહીને સર્વેને બબ્બે રોટલા, છાશ, શાક પીરસાવ્યું. બધા એટલું જમી રહ્યા એટલે ફરી એક રોટલો આપ્યો. વિજ્ઞાનદાસજી વચમાં પાણી પીતા હતા તેમને પાણી પીવા દીધું નહિ અને બોલ્યા, 'છાશ અને રોટલા શું નાખી દેવ છે ?' ત્યારે વિજ્ઞાનદાસજી કહે, 'છાશ ખાટી છે.' એટલે પોતે કહે, 'કોઇને ખાટી ન લાગી અને તમને કેમ લાગી ?' એમ કહી ખૂબ હસ્યા. મહાપુરુષદાસે દોઢ રોટલો ખાધો હતો અને કહ્યું, 'મેં તો ત્રણ ખાધા છે.' એટલે ભગતજી કહે, 'તમે કપટ કર્યું માટે બે બીજા લ્યો.' એમ કહી બે રોટલા તેમને પીરસાવ્યા. પછી તો નાથા ભકતે ચળું કર્યું. ત્યારે ભગતજી કહે, 'કેમ ચળુ કર્યું ?' ત્યારે નાથા ભગત કહે, 'મારા ભાગના ત્રણ રોટલા ખાધા અને વળી જો વધારે આવશે તો ખાઇશ.' ત્યારે ભગતજી હસ્યા અને કહ્યું, 'ભૂખ્યા લાગો છો ?' એમ કહી અર્ધો રોટલો અપાવ્યો. પુરુષોત્તમદાસજીને કહે, 'પેટલાદમાં લાડવા સારા લાગતા હતા અને આ રોટલા નથી ભાવતા ?' એમ કહી સાડા ચાર રોટલા ખવરાવ્યા.

યજ્ઞપુરુષદાસે તો પરાણે ત્રણ રોટલા ખાધા હતા. તેમને ભગતજીએ કહ્યું 'અર્ધો લ્યો' ત્યારે તે પેટે હાથ ફેરવી બોલ્યા, 'મારાથી હવે નહિ ખવાય.' ભગતજી તેમની કિશોર મૂર્તિ અને સુકલકડી શરીર જોઈ હસ્યા. કેમે કરી આ શરીરે અર્ધો રોટલો પણ ન ખાઈ શકાય, છતાં આ સાધુએ કેવળ ભગતજીને રાજી કરવા આજે ત્રણ રોટલા ખાધા! એમ જાણીને ભગતજી અતિ રાજી થયા. પરંતુ હજુ જાણે બાકી હોય તેમ તેમને કહ્યું, 'અર્ધો વધુ ખાઓ તો આજ સાંજ સુધી તમે કહો તેમ કરું.' પછી ભગતજીના રાજીપા સારું અર્ધો લીધો. આ પ્રમાણે અતિ પરાણે હદથી વધારે રોટલા જમીને સૌ માંડ માંડ ઊઠે ગયા.

પોતાની અનુવૃત્તિ સાચવી આ સાધુઓએ આજે દેહને ન ગણ્યું એટલે ભગતજી બહુ જ રાજી થઇ ગયા. તેમણે સૌને કહ્યું, 'આજ તો તમારે જેમ કરવું હોય તેમ કરો.' સૌએ ભગતજીની ચંદન વતે પૂજા કરવાનો ઠરાવ કર્યો હતો. સૌએ તાંસળી તાંસળી ભરી ચંદન ઘસ્યું. કેટલીક ચંદનની ઓળિયો પણ ભાંગી નાંખી. એ રીતે ચંદન તૈયાર કરી સૌ નાહવા ગયા. નાહીને આવ્યા પછી વિજ્ઞાનદાસજીએ ભગતજીને બંને ચરણથી તે માથા સુધી ચંદનની અર્ચા કરી. આ પ્રમાણે સર્વ સંતોએ વારાફરતી ભગતજીને ચંદન અર્ચ્યું. ચંદનમાં કેસર આદિક મિશ્રિત રંગોથી ભગતજીનું આખું શરીર દેદીપ્યમાન બની ગયું. તે અલૌકિક મૂર્તિના તે સર્વ મંડળે સામે બેસી દર્શન કર્યાં.

અલૌકિક સુખની લહાણ

પછી શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી ભગતજીની પાસે આવીને બેઠા અને હાથ જોડી વિનતિ કરી, 'અમને મળો તો સુખ આવે.' ત્યારે ભગતજીએ હસીને કહ્યું, 'હવે બસ થયું છે. આટલું સુખ લીધું તે ઓછું છે?' ત્યારે યજ્ઞપુરુષદાસજીએ કહ્યું, "પેટ ફાટી જાય એટલું ખવરાવ્યું છે અને કહ્યું છે 'તમારે વશ છું' માટે આજે તો મળવું પડશે." ત્યારે ભગતજી કહે, 'બહુ સારુ, ચાલો મળીએ.'

પછી સૌને મળ્યા તે દરેકના શરીર પણ ચંદનથી અંકિત થઇ ગયા. પછી ચંદન સુકાયું એટલે ભગતજી કહે, 'હવે તો તણાય છે.' એટલે યજ્ઞપુરુષદાસજીએ તથા વિજ્ઞાનદાસજીએ પોતાના રૂમાલ ભીના કરી ચંદન લૂછી લીધું. આવી રીતે અતોલ અને અમાપ સુખ સૌને ભગતજીએ આપ્યું અને સત્સંગમાં અપમાન થયું તેનું દુઃખ તો આકડાના તુરની પેઠે ઊડી ગયું.

મહાત્મ્યજ્ઞાને યુક્ત ભક્તિવાળા આ મંડળને ભક્તિમાં પુષ્ટિ કરવા રાત્રે ભગતજીએ ઉદ્ધવગીતા વંચાવી. તેમાં આ પદ આવ્યું :—

મધુકર વાત મોહન વર કેરી, જાદુગારી જોર રે,
નરનારી એને ગાય સૂણે તે, તજે સંસારનો તોર રે....મધુકર.
કૃષ્ણ કથા જેણે પ્રેમે સાંભળી, તે તો તજી કુટુંબ પરીવાર રે,
પરમહંસ થઈ વનમાં વસીયા, જાણે છે સૌ સંસાર રે....મધુકર.
શુક નારદ સનકાદિક એનાં, ગુણનું કરે નિત ગાન રે,
ધન દોલત, ઘરબાર ન એને, ભમતા ફરે રાનોરાન રે....મધુકર.
એવું અમે જાણીયે તોય એના ગુણ, મુખ થકી નવ મેલાય રે,
પાણીડું પીને ઘર અમે પૂછયું, હવે એનો શો ઉપાય રે....મધુકર.
જે કોઈ જગમાં એને અનુસરશે, તેના તે પવાડા ગવાય રે,
મુક્તાનંદના નાથને સેવી, જગ છતરાયા થાય રે....મધુકર.

એટલે યજ્ઞપુરુષદાસજીએ હસીને કહ્યું, 'આ તો પર્વથી જ રીત ચાલતી આવે છે, આપણે કાંઈ નવાન નથી.' તે સાંભળી ભગતજી હસ્યા અને બોલ્યા, 'ભગવાન ને સંતની એક સરખી જ રીત હોય. તેથી તે મૂર્તિનું જ્યારે મુમુક્ષુ જીવો શ્રદ્ધાએ સહિત દર્શન કરે છે ત્યારે તેમની સર્વ ઇન્દ્રિયો તે મૂર્તિ સન્મુખ તણાઈ જાય છે. પછી તો તેનું જ દર્શન, તેની જ વાત અને તેનો જ પ્રસંગ ગમે અને તેની જ પછવાડે રાન રાન અને પાન પાન થઈ જાય તો પણ ફરે. વળી ભગવાન પણ રસિયા બાલમ છે તે એવા ભક્તને પોતાની મૂર્તિનું અલૌકિક સુખ આપ્યા જ કરે એટલે જગતના સુખની ગણત્રી જ તેને રહે

નહિ. ગોપીઓને શ્રીકૃષ્ણને વિષે અપાર સ્નેહ હતો. તેવો સ્નેહ બધાએ સિદ્ધ કરવો જોઇએ.' એમ અલૌકિક વાતો સત્પુરુષમાં જોડાવાની કરી.

સૌના અંગના વચનામૃત

આ પ્રમાણે ભાદરોડમાં અલૌકિક અને અપાર બ્રહ્માનંદનું સુખ ભગતજીએ સૌને આપ્યું. પોતાની ખાતર જે જે અપમાન આ સંતોએ સહન કર્યું તેના દુઃખનો લેશ પણ તેમના અંતરમાં ભગતજીએ રહેવા દીધો નહિ. એમ રોજ કથા કરે, વાતો કરે; વળી સૌ સૌના અંગના વચનામૃત પણ વંચાવે. તેમાં યજ્ઞપુરુષદાસજીએ ગ. મ. ૭ મું વાંચ્યું. તે સાંભળી ભગતજી અત્યંત રાજી થઇ ગયા. અનાદિ સિદ્ધ અને કેવળ આ બ્રહ્માંડમાં ભગવાનની ઉપાસના પ્રવર્તાવવા જ જેમણે જન્મ ધર્યો છે, એવા આ સંતવર્ય પોતાની સિદ્ધ દશાનો લેશ પણ અંશ કોઇને ન જણાય અને સેવકભાવ, દીનભાવ જ સૌને દેખાય, એવા અંગવાળા હતા. અને પોતાના ગુરુરૂપ હરિ પ્રાગજી ભગત પાસે તો પોતે કાંઇ છે જ નહિ એમ સદા તેઓ વર્તતા. ખરો શિષ્યભાવ જ આ છે, ખરી ભક્તિ જ આ છે. પોતાના ઇષ્ટદેવને જ સર્વ ગુણ સંપન્ન અને સર્વ દોષે રહિત અને સર્વ સુખના નિધાન[1] સમજે; અને એમ સમજીને એવા મોટા સંત હોય તેની અતિશય સેવા કરે અને પરમેશ્વરની આજ્ઞામાં જેમ કહે તેમ મંડ્યા રહે. પછી પરમેશ્વર તેને કૃપા દૃષ્ટિએ કરીને જુએ ત્યારે એના સર્વે વિકાર તત્કાળ ટળી જાય છે. માટે જો મોટા પુરુષના ગુણ લાવવા હોય તો સદા દાસભાવ, સેવકભાવ અને પોતાના ઇષ્ટદેવની જ મહત્તાનો વિચાર કર્યા કરવો જોઇએ અને એમ સમજવું જોઇએ કે, 'આ પુરુષ તો અતિશય મોટા છે અને એની આગળ લાખો માણસ હાથ જોડીને ઊભા રહે છે તો પણ લેશમાત્ર સંસારના સુખને ઇચ્છતા નથી અને હું તો અતિશય પામર છું ને કેવળ સંસાર સુખમાં આસક્ત થઈ રહ્યો

૧. ગ. મ. ૧૦

છું અને પરમેશ્વરની વાતમાં તો લેશમાત્ર સમજતો નથી માટે મને ધિક્કાર છે, એવી રીતે અનુતાપ કરે અને મોટા પુરુષનો ગુણ ગ્રહણ કરે....પછી તેમાં સત્પુરુષના જેવા ગુણ આવે છે.[૧] મોટા પુરુષના ગુણ લાવવાની આ જ અનાદિની રીત છે. પોતે અનાદિ બ્રહ્મ હોવા છતાં પણ ભક્તિ અને ઉપાસના પ્રવર્તાવવા સારું જ અનાદિમૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીએ મહારાજ પાસે આ જ રીતે ગ્રહણ કરી. ભગતજી પણ ગુણાતીતાનંદ સ્વામી પાસે આ જ રીતે વર્ત્યા અને આજ યજ્ઞપુરુષદાસજીએ પણ એ જ અનાદિની રીત પકડી. પોતે સ્વતઃ સિદ્ધ હોવા છતાં પણ પોતાના ઈષ્ટદેવ પ્રત્યે સેવક ભાવની સાચી આદર્શ ભક્તિ પ્રવર્તાવવા માટે જ, અને મુમુક્ષુમાં મોટા પુરુષનાં ગુણ આવવા માટેની રીત સમજાવવા એ જ માર્ગ ગ્રહણ કર્યો.

આ મંડળને ખૂબ રાજી કરીને વરતાલ વળાવવાનું ભગતજીએ નક્કી કર્યું. પછી પોતે ગાડીમાં બેઠા અને સૌ સાથે ચાલવા લાગ્યા. પુરુષોત્તમ કીર્તન ગવરાવે, 'મેં તો સર્વે સંગાથે તોડી રે સાહેલી' અને સૌ એ કીર્તન ઝિલે. એમ કરતાં મહુવાની સડક આવી. ભગતજી સૌને મળ્યા અને ત્યાં ઊભા રહીને સૌને વરતાલ તરફ વળાવ્યા. સૌ સંતો દંડવત્ કરી આંખમાં અશ્રુ સાથે વરતાલ તરફ વિદાય થયા. ભગતજી પણ, તેમનો અપાર પ્રેમ જોઇ અવિચળભાવે સાધુ દેખાયા ત્યાં સુધી ત્યાં જ ઊભા રહ્યા. જ્યારે સાધુ દેખાતા બંધ થયા ત્યારે ભગતજી ઘર તરફ વળ્યા. સાધુ બધા મહુવાથી ભાવનગર, ધોલેરા, નાર, મહેળાવ થઇને નડિયાદ આવ્યા. પછી ચૈત્રી સમૈયે વરતાલ આવ્યા. અત્રે સમૈયો કરી યજ્ઞપુરુષદાસજી કોઠારી ગોવર્ધન-ભાઈની આજ્ઞાથી ઠાસરા ગયા. સાથે પુરાણી કેશવપ્રસાદ પણ હતા. ઠાસરામાં પુરાણી કેશવપ્રસાદ પાસે ભાગવતનો દશમ અને દ્વાદશ સ્કંધ તથા શિક્ષાપત્રી ઉપર શતાનંદમુનિનું ભાષ્ય ભણવાનું શરૂ

૧. ગ. પ્ર. ૬૭.

કર્યું. મહાપુરુષદાસ સ્વામી તથા વિજ્ઞાનદાસજી વગેરેને ડભોઈ મોકલ્યા અને ત્યાંથી ધૂળિયા મોકલ્યા.

**ઠાસરામાં કથા પ્રસંગ**

સં. ૧૯૪૬ ના વૈશાખ માસમાં યજ્ઞપુરુષદાસજી, મંડળ લઈને ઠાસરા ગયા અને ત્યાં આજુબાજુના ગામોમાં ફરી ઘણો જ સત્સંગ વધાર્યો. ચાતુર્માસમાં પોતે તથા પુરાણી કેશવપ્રસાદજીએ ભાગવતની કથા ઠાસરા મંદિરમાં વાંચી ભક્તિરસનો અદ્ભુત રસ જમાવ્યો. આવી કથા જાણે કોઈ દિવસ સાંભળી જ નથી અને આવું સુંદર નિરૂપણ-સહજાનંદ સ્વામી પ્રત્યેની મહાત્મ્ય સહિત ભક્તિનું-અત્યાર સુધી કોઈ શાસ્ત્રી, પુરાણી થકી સાંભળ્યું જ ન હતું, એવો ઠાસરાના હરિભક્તોને અનુભવ થયો. ભગવાન પ્રત્યે મહાત્મ્યે સહિત ભક્તિ તો મોટા પુરુષના પ્રસંગથી જ ઉદય થાય છે તે વચનામૃતનું કથન[1] યજ્ઞપુરુષદાસજીની આ પ્રસંગની વાતોથી સૌને યથાર્થ સમજાયું. આ કથાથી ઠાસરાના હરિભક્તોને બહુ જ સમાસ થયો અને મહારાજનું સર્વોપરીપણું સૌને સમજાયું.

## વડોદરામાં અસદ્ભાવનો પ્રતિકાર

સં. ૧૯૪૭ ની પ્રબોધિની એકાદશીનો સમૈયો કરવા આ મંડળ વરતાલ ગયું. કાર્તિકી પુનમના સમૈયા પછી, યજ્ઞપુરુષદાસજીને વડોદરા મોકલ્યા. સાથે ગીગા ભક્તને પણ મોકલ્યા. અત્રે રા. સા. રામચન્દ્ર બલવંત નાયક તથા સલુણના શિવશંકર વગેરે સાથે ભગતજીના મહિમાની ઘણી વાતો કરી અને ભગતજીએ કતપર તથા ભાદરોડમાં જે અલૌકિક સુખ આપ્યું, મહારાજનું પુરુષોત્તમપણું સમજાવ્યું, તથા દોષ ટાળવાની વાતો કરી, તે સર્વે વાતો યજ્ઞપુરુષ-

૧. વરતાલ-૩૪નું.

દાસજી ઝીણી ઝીણી વિગતથી ભગતજીના આ શિષ્ય મંડળને કહેતા. તેમની આ વાતો સાંભળી, આ મંડળને પણ એમ જ થતું કે જાણે 'ભગતજી જ સાક્ષાત્ વાતો કરે છે.' આમ યજ્ઞપુરુષદાસજી, ભગતજીની વાતો કરવામાં તલ્લીન થઇ તત્સ્વરૂપ બની જતા, એટલે ભગતજી પ્રત્યક્ષ પ્રમાણ વાતો કરે છે, એમ તેમની વાતો કરવાની શૈલી, લટક વગેરે જોઇને સૌને થતું.

યજ્ઞપુરુષદાસ જ્યાં રહેતા ત્યાં કથાવાર્તાની જ જમાવટ કરતા. પરંતુ કોઇનો પણ અવગુણ કે દ્રોહની વાત પોતે થવા દેતા જ નહિ. કોઈ કોઈનું કાંઈ ઘસાતું બોલતા તો તેમને પોતે તુરત દબાવી દેતા અને હમેશા સત્યનો પક્ષ રાખતા. 'સત્ય વાતમાં શૂરાં છે' એમ શૂરવીરપણે, સાચી વાત મારી જતી હોય તો કોઇથી પણ દબાયા સિવાય, પોતે કહી દેતા.

વડોદરા મંદિરમાં સાધુ નિરન્નમુક્તદાસને કોઠારી ગોવર્ધનભાઈ પ્રત્યે કાંઈક રીસની આંટી બંધાએલી. એટલે વારંવાર તેમનું ઘસાતું તેઓ બોલે અને સૌને કોઠારી વિરુદ્ધ અવળા શબ્દો કહે. યજ્ઞપુરુષદાસજીએ તેમને ઘણીવાર સમજાવ્યું કે 'કોઠારી તો નિઃસ્વાર્થભાવે મંદિરની તથા સત્સંગની સેવા કરે છે. તેમ કરતાં કદાચ વ્યવહારમાં કાંઈક તમને અન્યાય થયો હોય તો તમો તેમને રૂબરૂ મળી ખુલાસો કરી લ્યો. કોઠારી તમારી વાત સાંભળશે, અને નહિ તો તમારા વતી તેમને હું કહું, પણ આમ તેમને ફજેત કરવાની વાતો તો બોલશો જ નહિ.' પરંતુ આ ઉપદેશની નિરન્નમુક્તદાસ ઉપર કાંઈ અસર થતી નહિ. એક દિવસ યજ્ઞપુરુષદાસજી સભામાં વાતો કરતા હતા ત્યાં નિરન્નમુક્તદાસ આવીને કોઠારી ગોવર્ધનભાઈ સંબંધી કુત્સિત શબ્દો બોલ્યા. આથી યજ્ઞપુરુષદાસજીને ઘણું જ ખરાબ લાગ્યું અને તેમણે તેમને કહ્યું, 'તમે તો સાધુ જ નથી. સાધુના મોંમા આવા શબ્દો શોભે જ નહિ, માટે હવે પછી જો કોઠારી વિરુદ્ધ આવા શબ્દો બોલશો તો આ મંદિરમાં તમને રહેવા નહિ દઉં.' પછી તો તે વધારે

ઉશ્કેરાયા એટલે ગીગા ભક્તને યજ્ઞપુરુષદાસે કહ્યું, 'આ સાધુમાં અસુરનો પ્રવેશ થયો છે માટે તેમને સભામાંથી બહાર લઈ જાઓ.' આમ નિરન્નમુક્તને સભામાંથી બહાર કાઢયા. આમ પોતે એવી છાપ પાડી કે સભામાં કે ખાનગીમાં કોઈ પણ સાધુ કે હરિભક્તનું વાંકુ તેમની હાજરીમાં કોઈ બોલી શકે નહિ.

તે જ દિવસે સાંજે કોઠારી ગોવર્ધનભાઈ ભાડલીથી વડોદરા કામ પ્રસંગે આવ્યા. બીજે દિવસે સવારે કોઠારી, કોઠારમાં ચોપડા તપાસતા હતા, ત્યારે તેમણે મદદનીશ કોઠારી હઠીભાઇને ખાનગીમાં પૂછયું, 'આ વિજ્ઞાનાનંદના નાના સાધુ યજ્ઞપુરુષદાસને આપણો કેવો ગુણ છે?' વરતાલમાં પ્રાગજી ભક્તના આ સાધુઓનું પોતાની ગેરહાજરીમાં જે અપમાન અને કનડગત થયા હતા, અને તેમાં પોતે, લેખ ઉપાધિ કરે એટલે એમનો પક્ષ લેવાની ઘણી જ મરજી છતાં પક્ષ ન લઈ શકયા, એટલે પોતાને વિષે એમને કેવો ભાવ રહ્યો છે, તે જાણવા માટે તેમણે આ પ્રમાણે હઠીભાઈને પૂછયું. પછી હઠીભાઈએ આગલે દિવસે બનેલો નિરન્નમુક્તદાસનો પ્રસંગ કહ્યો. તેમાં સ્વામીશ્રીએ સભામાં કોઠારીનો ખુલ્લો પક્ષ રાખ્યો અને નિઃસ્વાર્થ-ભાવે સેવા કરવાના કોઠારીના ગુણ બતાવ્યા, તે સઘળી હકીકત કહી. આથી કોઠારી ઘણા જ રાજી થયા અને મનમાં જાણ્યું, 'આ સાધુ રાગદ્વેષથી રહિત છે, એટલું જ નહિ પણ સત્યવાતમાં કોઈથી દબાતા નથી અને શૂરવીર છે માટે જરૂર આગળ ઉપર મોટા મોટા કાર્યો કરશે.'

× × ×

**નંદ સાધુ જેવું વૃત્તાંત**

વસંત પંચમી ઉપર યજ્ઞપુરુષદાસજીને કંડારી મોકલ્યા. કોઠારી પણ કંડારી આવ્યા. અત્રે વડોદરાના મંદિરમાં કામ કરતા લિલાધરભાઈ પણ કોઠારીની સાથે આવ્યા હતા. તેમણે કોઠારી પાસે યજ્ઞપુરુષદાસના બહુ જ વખાણ કર્યા અને કહ્યું, 'આ સાધુનું મોટા મોટા નંદ સાધુ જેવું વૃત્તાંત છે. વળી સેવામાં પણ પુરા છે. વડોદરા મંદિરની તમામ

સેવા – નામુ લખવાની પણ, તેઓ કરતા.' એમ યજ્ઞપુરુષદાસજીની અતિશય પ્રશંસા તેમણે કરી. કોઠારી ગુણ પરીક્ષક હતા એટલે યજ્ઞપુરુષદાસજીના ગુણ સાંભળી, જોઈ, તેમને તેમના પ્રત્યે અનહદ ભાવ થતો ગયો. નાનપણથી જ આ સાધુમાં અનેક પ્રકારની શક્તિ, કોઠારીએ જોઇ લીધી હતી તેથી તેમને કોઠારમાં પોતાની પાસે રાખવાનો લોભ હતો. પરંતુ અનેકના હિતને અર્થે મહારાજે જે ધાર્યું તે થયું. એમ મહારાજની ઇચ્છામાં શુભ હેતુ માની, પોતે આ સાધુ ઉપર અખંડ દૃષ્ટિ રાખતા.

× × × ×

પછી યજ્ઞપુરુષદાસજીને આચાર્ય મહારાજે પોતાની પાસે બોલાવી લીધા અને પોતાની સાથે ફેરવવા લાગ્યા. આમ મહારાજ સાથે ભરૂચની આજુબાજુના ગામડામાં ફર્યા અને રામનવમીનો સમૈયો કરવા વરતાલ આવ્યા. વરતાલ આવી પોતે પીતાંબર પુરાણી પાસે સારસ્વત ફરી ભણ્યા અને કેશવપ્રસાદ પુરાણી પાસે રઘુવંશ ભણ્યા. આમ શાસ્ત્ર ભણવાની પ્રવૃત્તિ પણ ચાલુ રાખી. ચોમાસા સુધી તેઓ વરતાલ રહ્યા.

### કાનમ દેશમાં શુદ્ધ ઉપાસના સ્થાપન

ડભોઇના સત્સંગીઓને ચાતુર્માસની કથાનો જેવો જોઇએ તેવો લાભ મળતો ન હતો. અત્રે કાયમ ખાતે સદ્ગુરુ ઉપેન્દ્રાનંદ સ્વામીના મંડળના પુરાણી મોરલીધરદાસ તેમના મંડળના પંદર સત્તર સાધુ સાથે રહેતા. આ પુરાણી વૃદ્ધ હતા. એટલે સવાર સાંજ અને રાત્રીની ત્રણ ટાણાની કથા કરી શકતા નહિ. તેમ જ તેમના મંડળમાં પણ બીજા એવા કોઈ વિદ્વાન સાધુ ન હતા. એટલે ડભોઇના સત્સંગીઓ ચાતુર્માસમાં કથાથી વંચિત રહેતા. ડભોઇમાં બ્રાહ્મણો અને સોનીઓનો સત્સંગ હતો. આ સત્સંગીઓ કથાવાર્તાના આગ્રહવાળા હતા. એટલે તેમના આગેવાનોએ દામોદર પરોત નામના બ્રાહ્મણ સાથે કોઠારી ગોવર્ધનભાઇ ઉપર પત્ર લખી વિદ્વાન અને ધર્મવાળા પુરાણીને મોકલવા વિનતિ કરી. આ પત્ર વાંચી, ડભોઇના સત્સંગીઓ સંતોષાય, એવા

શુદ્ધ, ધર્મવાન, ચારિત્ર્યશીલ અને વળી સત્વગુણી, દરેકને સમાસ કરી શકે એવા, વિદ્વાન સાધુ માટે તો કોઠારી ગોવર્ધનભાઇની દૃષ્ટિ, વરતાલના તમામ સાધુમાંથી, ફક્ત છવ્વીસ વર્ષના કિશોર સાધુ યજ્ઞપુરુષદાસજી ઉપર પડી. સંપ્રદાયની પ્રથાને અણીશુદ્ધ વળગી રહેનારા ડભોઇના મહારથિઓ, બ્રાહ્મણ તથા સોની સત્સંગીઓ, ગમે તેવામાં પણ ખોટ કાઢે તેવા, ધર્મવાળા અને નિયમધર્મમાં ચુસ્ત, સાધુ યજ્ઞપુરુષદાસથી સંતોષાશે – અરે એટલુંજ નહિ પરંતુ રાજી થશે, એમ ખાત્રીપૂર્વક માનનારા કોઠારીએ, યજ્ઞપુરુષદાસને ડભોઇ મોકલવાનું નક્કી કર્યું. પછી યજ્ઞપુરુષદાસને બોલાવી ડભોઇના હરિભક્તોની માગણીનો પત્ર વંચાવ્યો અને પોતે તેમને કહ્યું, 'તમો ડભોઇ જાઓ અને ત્યાંના સત્સંગીઓને પૂરણ સંતોષ પમાડીને તેમની રજા લઇ પાછા અત્રે આવજો. ત્યાં મોરલીધરદાસનું મંડળ છે તો પુરાણીની આજ્ઞામાં રહેજો.' એમ ભલામણ કરી યજ્ઞપુરુષદાસને ડભોઇ, દામોદર પરોત સાથે મોકલ્યા.

યજ્ઞપુરુષદાસજી ડભોઇ આવ્યા. મુરલીધરદાસ તો આ યુવાન શાસ્ત્રીને જોઈ આશ્ચર્ય પામ્યા. તેમાંય વળી પ્રાગજી ભગતના શિષ્ય હોવાથી તેમને રુચ્યું નહિ. પરંતુ કોઠારીની પસંદગી આગળ કાંઇ બોલી શકાતું નહિ. બીજા દિવસથી સવારે તથા સાંજે યજ્ઞપુરુષદાસજીએ સત્સંગિજીવનની કથા વાંચવાનું શરુ કર્યું. તેમાંના પ્રસંગો ઉપર જૂની જૂની વાતો પણ વિસ્તારથી કહેતા. બપોરના સમયે તેઓ મંદિરના મેડે પોતાના આસને કથાના અધ્યાયો વિચારતા. તે વખતે ત્યાંના બ્રાહ્મણ સત્સંગી દલસુખરામ પંડ્યા, રોજ તેમની પાસે સર્વ મંગલ સ્તોત્રની નામાવલીના શ્લોકોની સંધિ છૂટી પડાવવા આવતા. પોતે એક હજાર તુલસીપત્રો, સર્વ મંગલ સ્તોત્ર ભણી, રોજ વિષ્ણુ ભગવાનને ચડાવતા. પરંતુ આ નામાવલી છપાએલી નહિ અને શ્લોક ઉપરથી છૂટા છૂટા નામો બોલી તુલસીપત્રો ચડાવવાનું તેમને ફાવતું નહિ. તેથી શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી પાસે તેઓ આવીને બેસતા. યજ્ઞપુરુષદાસજી પણ પ્રેમપૂર્વક તેમનું આ કામ કરતા. સાથે સાથે

દલસુખરામના પિતા કરુણાશંકર, જે ગોપાળાનંદ સ્વામીના શિષ્ય હતા, તેમને ગોપાળાનંદ સ્વામીના મહિમાની અને ઐશ્વર્ય પ્રતાપની વાતો કરી, ગોપાળાનંદ સ્વામીનો મહિમા સમજાવતા. વળી કોઈ કોઈ વખત અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીનો પણ મહિમા વાત વાતમાં તેમને કહેતા.

એક વખત સ્વામીશ્રીએ તેમને વાત કરી, "દલસુખભાઇ! તમે તો તમારા પિતાની વાત ન જાણો પણ અમે તેમના ઘણા પ્રસંગો જાણીએ છીએ. સં. ૧૯૨૨ ની સાલમાં તમારા પિતા કરુણાશંકરભાઇ જૂનાગઢ, મંડાળાના પટેલ ભગવાન ભીખાને લઇને ગયા. ત્યાં બાવીસ દિવસ પોતે રહ્યા અને સ્વામીની વાતુ તથા સમાગમનો ઘણો જ લાભ લીધો. સ્વામી પાસે નિરંતર સભા ભરાઇને રહેતી. સ્વામી પોતાનો પ્રૌઢ પ્રતાપ જણાવી અનેકને સુખિયા કરી દેતા. આવો બ્રહ્મના સુખનો પ્રતાપ અને અનુભવ જોઈ, તમારા પિતાએ સ્વામીને પૂછ્યું, 'સ્વામી! હું સર્વે ઠેકાણે જોતો આવું છું પણ બધે સત્સંગ ઘરડો થઈ ગયો છે અને અહીં સત્સંગ જુવાન દેખાય છે તેનું શું કારણ?' ત્યારે સ્વામી બોલ્યા, 'અહીં તો સાક્ષાત્ શ્રીજી મહારાજ વિરાજમાન છે એટલે સત્સંગની ભરજુવાની છે.' આમ તમારા પિતાએ તો સ્વામીનો સમાગમ કરેલો અને સ્વામી થકી બ્રહ્મના સુખનો અનુભવ પણ કર્યો હતો માટે આ તો તમારા ઘરની વાત છે." આમ વાતો કરી સ્પષ્ટપણે નિર્દેશ ન કરતાં, કળા કરીને દલસુખરામભાઇને સ્વામીના મહિમાની વાતો કરવા માંડ્યા.

આ વખતે દલસુખરામના દીકરા ઉલ્લાસરામભાઈ જે વડોદરા અંગ્રેજી શાળામાં ભણતા હતા, તે પણ નિશાળમાં રજા હોવાથી ઘેર આવ્યા હતા. તેઓ લગભગ રોજ મંદિરે યજ્ઞપુરુષદાસજી પાસે પોતાના પિતાની સાથે જતા. પુરાણી તથા તેમના સાધુને આ રુચતું નહિ. ઉલ્લાસરામે તેમનું વલણ જોઇ કહ્યું, 'મારા પિતાથી સર્વમંગળની નામાવલી શાસ્ત્રી પાસે છૂટી પડાવે છે પણ તેમને સંસ્કૃત લખવું ફાવતું નથી, એટલે

હું તો ફક્ત લખવા જાઉં છું.' પરંતુ આ બધા જાણતા હતા કે શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ ભલે નાના છે પણ ઠાકરિયો ચીંથી છે તેથી જો કોઈ તેમના એક જ વખતના પ્રસંગમાં આવે તો તેને એ પોતાનો કરી દે છે. તેમાં પણ આવો ભણેલો વિદ્યાર્થી જો તેમનામાં આકર્ષાશે તો બહુ જ અનર્થ થશે. પરંતુ ઉલ્લાસરામભાઈને ખુલ્લી રીતે કોઈ કહી શકયા નહિ. મનમાં સૌ સમસમી રહ્યા.

**અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીનો ગૌઢ પ્રતાપ**

કથા પ્રસંગમાં યજ્ઞપુરુષદાસજીએ એક વખત પુરાણીને સંબોધીને વાત કરી, "પુરાણી મહારાજ! સ્વામીશ્રી ગુણાતીતાનંદ સ્વામીનો ગૌઢ પ્રતાપ તો આપના ગુરુ ઉપેન્દ્રાનંદ સ્વામીએ પણ અનુભવ્યો હતો. એક વખત તેમણે વરતાલમાં સ્વામીને વિનતિ કરી, 'સ્વામી! સંકલ્પના ઉપવાસ બંધ થતા નથી તો તેનો શો ઉપાય કરું?' ત્યારે સ્વામીએ કહ્યું, 'જૂનાગઢ આવો તો બધું મટી જાય.' પછી પોતે સ્વામી સાથે જૂનાગઢ ગયા અને ત્યાં હવેલીના કારખાનાનું કામ ચાલતું હતું, તે કામમાં લાગી ગયા. એક દિવસ સ્વામીએ તેમને કહ્યું, 'આ છાણની ગારનો ટોપલો લઈ ત્રીજે મેડે થાપ દઈ દ્યો.' તેથી તેઓ ગારનો ટોપલો લઈ ત્રીજે મજલે થાપ દેવા ગયા. થોડીવારે સ્વામી ત્યાં પધાર્યા અને તેમને થાપ દેતા જોઈ પૂછ્યું, 'થાપ કેટલી દેવાઈ?' એટલે તેમણે સ્વામી સામું જોયું. બંનેના ચાર ચક્ષુ ભેગા થયા એટલે સ્વામીએ તેમના અંતરના કામાદિક વિકાર ખેંચી લીધા અને તેમને પરમ સુખિયા કરી મૂકયા. એમ સ્વામીએ તો અદ્દ્ભુત પ્રતાપ બતાવી ઘણાને પોતાના સંબંધમાં લાવી સુખિયા કરી મૂકયા છે. આવી જ રીતે કામરોળના ગરાસિયા દાજીભાઈએ પણ નિષ્કપટ થઈ સ્વામીને વિનતિ કરી એટલે સ્વામીએ તેમના પણ કામાદિક વિકાર નાશ કરી તેમને સુખિયા કરી દીધા. એમ કામક્રોધાદિકને દૃષ્ટિમાત્રે ટાળી નાંખે એવા સ્વામી હતા. આચાર્યશ્રી રઘુવીરજી મહારાજને પણ આવો અનુભવ થયો એટલે સં. ૧૯૧૭ની સાલમાં તીર્થવાસીને વેશે જૂનાગઢ સ્વામીનો સમાગમ કરવા રહ્યા."

આટલી વાત થઇ એટલે સભામાંથી એક હરિભક્તે પૂછ્યું, 'આચાર્ય મહારાજને શો અનુભવ થયો હતો ?' એટલે સ્વામીશ્રીએ વાત કરી, 'સંવત્ ૧૯૧૬ ની સાલમાં રઘુવીરજી મહારાજ પ્રથમવાર ભાવનગર પધાર્યા હતા. તે પ્રસંગે ભાવનગરમાં મહારાજની સ્વારી નીકળી હતી. એ વખતે મહારાજના સગરામના બળદિયા તોફાને ચઢ્યા. તેમને શાંત કરવા મહારાજના પાળાઓએ બહુ પ્રયત્ન કર્યો પરંતુ બળદ શાંત થયા નહિ. સ્વામી પાછળના સગરામમાં બેઠા હતા. તેમણે આગળ ઊભેલા માણસોને પૂછ્યું, 'આ શું તોફાન છે ?' ત્યારે તેમણે બળદ તોફાને ચઢ્યાની વાત કરી. એટલે સ્વામીએ પોતાના સગરામને આગળ લાવી પડદો ઊંચો કરી બળદ સામે જોયું અને તેમનો ક્રોધ ખેંચી લીધો. આથી બળદ ગરીબ ગાય જેવા થઇ ગયા. આવો અદ્‌ભુત પ્રતાપ આચાર્ય મહારાજે નજરે જોયો અને સ્વામીનો મહિમા સમજાયો.''

ગુણાતીતાનંદ સ્વામીના અદ્‌ભુત મહિમાની આ વાતોથી અને 'એ અનાદિ બ્રહ્મને મહારાજ પોતાની સાથે આપણા અજ્ઞાનનો નાશ કરી આપણને બ્રહ્મરૂપ કરવા લાવ્યા હતા, તેમને જેમ છે તેમ ઓળખી તેમના જેવા થઇશું અને બ્રહ્મના ભાવને પામશું તો જ મહારાજની સેવામાં રહેવાશે અને ત્યારે જ સાચો સત્સંગ કર્યો ગણાશે' એવી એવી ઘણી ઘણી વાતો શાસ્ત્રી યજ્ઞપુરુષદાસે વ્યાસપીઠ ઉપર બેસીને કરી એટલે પુરાણી તથા તેમનું મંડળ તથા ડભોઇના તમામ હરિભક્તો સાનંદાશ્ચર્ય તેમના સામું જોઇ રહ્યા. પુરાણીએ તો વ્યાસપીઠ પાસે આવી સ્વામીશ્રીને હાર પહેરાવી કહ્યું, 'અહો ! યજ્ઞપુરુષદાસ ! આવી વાતો તો અમે પણ સાંભળી નથી.'

આ પ્રમાણે ડભોઇમાં રાત્રી દિવસ કથાવાર્તાના પ્રસંગો ચાલતા. તે દરમ્યાન મંડાળાના કેટલાક હરિભક્તો ડભોઇમાં કામ પ્રસંગે આવતા અને મંદિરમાં રાત રોકાતા. તેમણે શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીની વાતો સાંભળી તેમને એક રાત માટે મંડાળા લઇ જવા

આગ્રહ કર્યો. યજ્ઞપુરુષદાસે તેમને કહ્યું, 'મને અહીં કથા કરવા મોકલ્યો છે એટલે મારાથી પુરાણી મોરલીધરદાસની આજ્ઞા સિવાય, તેમ જ અહીંના હરિભક્તોની રજા સિવાય, તમારે ગામ આવી શકાય નહિ.' પછી મંડાળાના વૃદ્ધ પટેલ હરિભક્તોએ પુરાણીની તથા ત્યાંના હરિભક્તોની સંમતિ મેળવી લીધી અને યજ્ઞપુરુષદાસજીને મંડાળા તેડી ગયા.

× × ×

મંડાળામાં કથા

મંડાળામાં પણ સાધુનું મંડળ હતું. મંડળધારી સાધુ હરિસેવાદાસજી શુષ્ક અને તપસ્વી સાધુ હતા. વળી તે મંડળમાં વરતાલથી ખાસ કથા વાંચવા આવેલા શુકમુનિના સાધુ પુરાણી ધર્મપ્રિયદાસજી પણ હતા. આ પુરાણી અહીં ભાગવતની કથા વાંચતા હતા. મંડાળાના હરિભક્તોને યજ્ઞપુરુષદાસની કથા સાંભળવાનો વિચાર હતો. પરંતુ ત્યાં રાત્રે જ સભા થાય અને તે વખતે જ કથા વાંચવાનો રિવાજ હતો, એટલે રાત્રે યજ્ઞપુરુષદાસજીને કથા વાંચવાનો સૌએ આગ્રહ કર્યો. યજ્ઞપુરુષદાસજીએ કહ્યું, 'ભાગવતની કથા કરવાની હોય ત્યારે દિવસે તે અધ્યાય વાંચી વિચારી જવો પડે. વળી મને ખબર નથી કે ક્યાં સુધી અને કયા અધ્યાયની કથા ચાલે છે.' પરંતુ આ લોકોને તો આવી તેવી કાંઇ સમજણ પડે નહિ. એટલે તેમણે તો બહુ જ રકઝક કરી. વળી પુરાણીએ પણ ઘણો જ આગ્રહ કર્યો કારણ કે સ્તુતિ ભાગનો અધ્યાય અઘરો હોવાથી આ શાસ્ત્રી વિચાર્યા વિના કેવી કથા કરે છે તે સાંભળવાની તેમની પણ ઇચ્છા હતી. છેવટે યજ્ઞપુરુષદાસજીએ કથા વાંચવાનું કબુલ કર્યું.

મંડાળાના વૃદ્ધ હરિભક્તો વરધભાઈ બાપુજી તથા જેસંગભાઈ કાનદાસ જેઓ સ્વામીશ્રીને ડભોઇથી મંડાળા લાવ્યા હતા, તેમની તથા બીજા હરિભક્તો અને સંતમંડળ વચ્ચે, સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજીએ તૃતીય સ્કંધની સ્તુતિ વિભાગના અધ્યાયની ચાલતી કથાની શરૂઆત મંગળાચરણના શ્લોકથી કરી:

[1]नमो नमस्तेऽस्त्वृषभाय सात्वतां
विदूर काष्ठाय मुहुः कुयोगिनाम्।
निरस्त साम्यातिशयेन राधसा
स्वधामनि ब्रह्मणि रंस्यते नमः॥

श्रीमद् भागवत २-४-१४

પછી કથાની શરૂઆત આ પ્રમાણે કરી:

ज्ञातोऽसि मेऽद्य सुचिरान्ननु देहभाजां
न ज्ञायते भागवतो गतिरित्यवद्यम्
नान्यत्त्वदस्ति भगवन्नपि यन्न शुद्धम्
मायागुणव्यतिकराद्यदुरुर्विभासि॥

श्रीमत् भागवत ३-९-१

બ્રહ્મા બોલ્યા, 'હે ભગવન્! મેં આજે ઘણે કાળે ઉપાસનાથી આપને જાણ્યા છે. અહો! પ્રાણીઓનો પોતાનો જ દોષ છે કે તેઓ આપ ભગવાનની ગતિ જાણતા નથી. કેમકે આ જગતમાં આપ સિવાય બીજું કોઈ નથી. જો કે બીજી વસ્તુઓ દેખાય છે પણ તે શુદ્ધ નથી. કારણ કે માયાના ગુણોનો વિકાર થવાથી તે વસ્તુઓ માયાથી આવરીત થએલી છે અને આપ એક જ વ્યતિરેક સ્વરૂપે શુદ્ધ અને સત્ય છો.' ભગવાનના સ્વરૂપ નિરૂપણની બ્રહ્માની સ્તુતિના એક પછી એક શ્લોકોનું અદ્‌ભુત નિરૂપણ સ્વામીશ્રીએ કર્યું. ભગવાનનું એ પરમ પ્રકાશવાળું પ્રગટ સ્વરૂપ જ નિર્વિકલ્પ સ્થિતિને પમાડનારું છે. તેની જ ઉપાસનાથી સર્વ વિષયોની નિવૃત્તિ થઈ જાય છે. એટલી વાત કરીને પછી સ્વામીશ્રીએ કહ્યું, 'માયા પર એવું જે ભગવાનનું દિવ્ય સ્વરૂપ તો જે માયા પર થયા હોય તેવા પુરુષથી જ ઓળખાય. શ્રીકૃષ્ણ ભગવાનનો જન્મ થયો ત્યારે, પોતાની દિવ્ય દૃષ્ટિથી ભગવાનનું સ્વરૂપ યથાર્થ ઓળખી તે સ્વરૂપના ગુણ, ઐશ્વર્ય વગેરેનું વર્ણન ગર્ગાચાર્યે, નંદ અને યશોદા આગળ કરતાં કહ્યું, 'આવા ગુણ અને ઐશ્વર્ય સંપન્ન તમારો આ પુત્ર સાક્ષાત્ નારાયણ સમાન છે. એમ

---

[1]અર્થ: ભક્તજનોનું પાલન કરનારા અને ભક્તિહીન જે કુયોગી હોય તેમને સદા જે દૂર વર્તે છે એવા હે પ્રભુ! તમને હું વારંવાર નમસ્કાર કરું છું. હે ભગવન્! આપ સર્વોપરી છો, અદ્વિતીય છો અને આપના ઉત્કૃષ્ટ ઐશ્વર્યથી આપના બ્રહ્મ ધામમાં સદા રમણ કરવાવાળા છો. તમને હું વારંવાર નમસ્કાર કરું છું.

તમે જાણો[1], માટે ભગવાનનું દિવ્ય સ્વરૂપ તો એવી દિવ્ય દૃષ્ટિવાળા સત્પુરુષ થકી જ ઓળખાય છે. એ સ્વરૂપ ઓળખાયા પછી મુમુક્ષુને કાંઈ કરવાનું રહેતું જ નથી.'

આ પ્રમાણે ભગવાનના સ્વરૂપ નિરૂપણના સ્તુતિ ભાગના શ્લોકોથી સ્વામીશ્રીએ તેમની અદ્‌ભુત શૈલીથી કથા કરી. સ્વામીશ્રીના શ્રીમુખની આવી દિવ્ય વાણી સાંભળી, પુરાણી ધર્મપ્રિયદાસજી તો સાનંદાશ્ચર્ય દિગ્મૂઢ થઈ ગયા. સર્વે શ્રોતાજનોને પણ આનંદ થયો અને વાહવાહ બોલવા લાગ્યા. તે જ પ્રમાણે બીજે દિવસે પણ સવારની કથામાં શ્રીજીના મહિમાના અદ્‌ભુત પ્રસંગો સંભળાવી બપોરની ગાડીમાં સ્વામીશ્રી પોતાના જોડિયા સાધુ સાથે ડભોઈ આવી પહોંચ્યા.

વાહ, યજ્ઞપુરુષદાસ! તેં તો અંતર ઠારી દીધું

ડભોઈમાં સ્વામીશ્રી પ્રત્યે હરિભક્તોને થએલો અતિ સદ્‌ભાવ પુરાણીને રુચ્યો નહિ. પોતાને કાયમ આ દેશમાં જ રહેવાનું અને તેમાં જો અહીંના હરિભક્તો આ બંડિયાને માનતા થાય તો પોતાના પ્રત્યેનો ભાવ કોઈને નહિ રહે, એથી સ્વામીશ્રીને હલકા પાડવા તેમની ગેરહાજરીમાં સૌ હરિભક્તોને પુરાણીએ કહ્યું, 'આ તો મહુવાવાળા પ્રાગજી દરજીના શિષ્ય છે. ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ કરી ઐશ્વર્ય સામર્થી પામી છકી જવાથી અને વરતાલ સત્સંગમાં તે ફાવતું નહિ આવવાથી, પ્રાગજી ભગતને વિમુખ કરેલા હતા.' આવી આવી વાતો હરિભક્તોને કહી જેથી સ્વામીશ્રી પ્રત્યે તેમને અસદ્‌ભાવ થાય.

પરંતુ સ્વામીશ્રીના અદ્‌ભુત વ્યક્તિત્વ અને ભગવત્‌ સ્વરૂપભાવના પ્રભાવથી, આ હરિભક્તોના અંતરમાંથી તે

---

[1] तस्मान्नदात्मजोऽयं ते नारायणसमो गुणैः ।
श्रियाकीर्त्यानु भावेन गोपायस्व समाहितः ॥
શ્રીમદ્‌ ભાગવત ૧૦–૮–૧૯

અસદ્ભાવ ઓસરી ગયો. પણ સ્વામીશ્રીને આસને ઉપર મેડે સૌ હરિભકતો ગયા અને તેમને પૂછ્યું, "સ્વામીશ્રી આપના ગુરુ કોણ છે અને તેમનો સત્સંગ તથા સંપ્રદાયમાં તેમની પ્રસિદ્ધિ વગેરે ઇતિહાસ અમને જાણવાની ઇચ્છા થઇ છે તો તે કહો." મહા ચકોર અને વિચક્ષણ બુદ્ધિવાળા સ્વામીશ્રી આ પ્રશ્નથી સમજી ગયા કે પુરાણીએ પોતાની ગેરહાજરીમાં પ્રાગજી ભકત વિરુદ્ધ વાતો આ હરિભકતોને કરી લાગે છે. એટલે તેમણે આ હરિભકતોને કહ્યુ, 'તમે બેસો, હમણાં હું લઘુ કરી આવું.' એમ કહી નીચે આવી પુરાણી મોરલીધરદાસજીને કહ્યું, 'સ્વામી ! હું મંડાળે ગયો તે દરમ્યાન અહીંના હરિભકતોને તમે અમારા ગુરુના વૃત્તાંત વગેરેની આડીઅવળી વાતો કરી લાગે છે તેથી હવે તેઓ જીજ્ઞાસુ થઇને મને સર્વ વૃત્તાંત કહેવા આગ્રહ કરે છે. મારે તેમને હવે બધી વાત અથથી ઇતિ સુધી કહેવી પડશે અને જો હું ન કહું કે કાંઇ ન સમજાવું તો તેઓ શંકાશીલ રહે માટે હવે મારે શું કરવું તે આપ કહો.' આ સાંભળી પુરાણી મુઝાણા. તેમને ખાત્રી હતી કે પ્રાગજી ભકતનું અદ્ભુત વૃત્તાંત જો આ હરિભકતો સ્વામીશ્રી પાસેથી સાભળશે તો પછી તેમને કોઇ સાધારણ સદ્ગુરુનો ભાગ રહેશે નહિ અને પ્રાગજી ભકતનો મહિમા આ દેશમાં વધી જશે. સ્વામીશ્રીની વાતો કરી નિરૂપણ કરવાની અદ્ભુત છટા અને પ્રાગજી ભકતની અપાર બ્રહ્મસ્થિતિ તેઓ જાણતા હતા એટલે હવે શું જવાબ દેવો તેની તેમને સમજણ ન પડી. પરંતુ સ્વામીશ્રી તો અત્યંત સાધુતાવાળા હતા એટલે પુરાણીની મુઝવણ જાણી, આ વાતનો બુદ્ધિપૂર્વક ઉકેલ લાવવાનું નક્કી કરી, પોતાના આસને પધાર્યા. આસને આવી તેમણે સૌ હરિભકતોને કહ્યું, 'જુઓ, આપે પૂછી તે હકીકત અને મારા ગુરુનું વૃત્તાંત બહુ જ લાંબુ છે છતાં સંક્ષિપ્તમાં કથા પ્રસંગે હું તમોને કહીશ.'

રાત્રે કથા પ્રસંગે સ્વામીશ્રીએ મૂ.અ.મૂ. ગુણાતીતાનંદ સ્વામીના મહિમાની અદ્ભુત વાતો કરી અને કહ્યુ, 'સ્વામીના પ્રસંગમાં જે જે આવ્યા તે સર્વેને સ્વામીએ દૃષ્ટિમાત્રે બ્રહ્મસ્થિતિ પમાડી દીધી અને

અખંડ અને અવિનાશી સુખના અધિકારી કરી દીધા.' પછી સ્વામીના પ્રસંગમાં આવેલા અને એવી સ્થિતિ પામેલા સાધુ સત્સંગીઓમાં મુખ્યત્વે હરિહર્યાનંદ સ્વામી, વિજ્ઞાનાનંદ સ્વામી, ઉપેન્દ્રાનંદ સ્વામી, નાજો જોગીઓ ( પાછળથી ઘનશ્યામદાસજી ) તથા સુરતના કરસનજી દેસાઇ, વસોવાળા વાઘજીભાઇ, અમરો ખાચર, નથુ પટેલ, મનજી ઠક્કર, બોટાદવાળા શિવલાલભાઇ, રામજી પારેખ વગેરેના આખ્યાનો કહ્યાં અને કહ્યું, 'આ તમારા ગામના કરુણાશંકરભાઇ તથા મંડાળાના ભગા પટેલ વગેરે તમામ સ્વામીના પ્રસંગમાં આવી ગયા હતા. અને તમામે સ્વામીનો અદ્ભુત પ્રતાપ અનુભવ્યો હતો. એવા સાક્ષાત્ અક્ષરમૂર્તિ સ્વામીને, અમારા ગુરુ પ્રાગજી ભક્તે સેવા કરી દેહના ચૂરેચુરા કરી અતિ અપાર રાજી કરી, પોતે સ્વામીસ્વરૂપ બની ગયા છે. એવા જ સ્વામી જાગાભક્ત, સ્વામી બાલમુકુન્દદાસજી, યોગેશ્વરદાસજી વગેરે સ્વામીના મહાન ભક્તો છે.' આવી રીતે સંક્ષિપ્તમાં ભગતજી મહારાજનું આખ્યાન અને સ્વામીનો મહિમા કહી સ્વામીશ્રી બોલ્યા, 'આવા સમર્થ સદ્ગુરુ સ્વામી ગુણાતીતાનંદજી આપણા સત્સંગમાં મૂળ અક્ષર તરીકે ઓળખાતા અને એ પ્રમાણે પ્રસિદ્ધ થયા છે. વળી ગોપાળાનંદ સ્વામી શ્રીકૃષ્ણનો અવતાર કહેવાતા, નિત્યાનંદ સ્વામી વ્યાસાવતાર ગણાતા, શુક સ્વામી શુકદેવજી ગણાતા અને રઘુવીરજી મહારાજ રામચન્દ્રજી ગણાતા તે સર્વે વાતો શ્રીજી મહારાજે સ્વયં કહી છે અને જૂના ખરડામાં લખાઈ ગઈ છે.' એમ દરેકના સવિસ્તર આખ્યાનો સ્વામીશ્રીએ કહી બતાવ્યા એટલે પુરાણી તો, ગંગાના પ્રવાહની જેમ વહેતો સ્વામીશ્રીનો અસ્ખલિત વાણી પ્રવાહ સાંભળીને, દિગ્મૂઢ થઇ ગયા. સ્વામીશ્રીની વાતો જ એવી કે જે સાંભળે તેને શંકાનું સ્થાન જ ન રહે. પુરાણીનું અંતર આ વાતો સાંભળીને નિર્મળ થઈ ગયું અને આંખોમાં હર્ષાશ્રુ સાથે ગદ્ગદિત કંઠે બોલ્યા, 'વાહ, વાહ, યજ્ઞપુરુષ! તેં તો આજે વાતો કરી તે અંતર ઠારી દીધું! આવી વાતો મારી આટલી વૃદ્ધ ઉમરમાં હજુ સુધી મેં સાંભળી નથી.' એમ કહી બોલ્યા, 'અમારા દાદા ગુરુ ઉપેન્દ્રાનંદ સ્વામી જૂનાગઢ જઈ સ્વામીને સેવી સ્વામીનો આશીર્વાદ પામ્યા હતા; અને

સ્વામીના મહિમાની ઘણી વાતો કરતા તથા તેમના શિષ્ય મુકુન્દ-ચરણદાસજી, ધર્મપ્રસાદ વગેરે પણ સ્વામીના અદ્ભુત મહિમાની વાતો કરતા. એવા મહા સમર્થ ગુણાતીતાનંદ સ્વામીના પ્રસંગ અને સમાગમથી પ્રાગજી ભક્ત સ્થિતિ પામીને સિદ્ધદશાને પામ્યા છે. તેથી વરતાલવાળાએ તેમનું ગમે તેટલું અપમાન કર્યું પણ તેમણે કદી ગણકાર્યું જ નથી અને તેમનો તિરસ્કાર કર્યો તો તેને પણ ગણ્યો નહિ. ઊલટું કોઇ સાધુ, પાર્ષદ કે બ્રહ્મચારી ગોદડી, લૂગડું વગેરે સીવવાને તેમની પાસે આવે તો તે પ્રેમપૂર્વક સીવી દે અને તેમને પણ સ્વામી શ્રીજીનો મહિમા કહી, સાધુ થયા તેથી વૃત્તાંત ચોખ્ખું રાખવા ઉપદેશ કરે. ' એમ ભગતજીના મહિમાની ઘણી જ વાતો કરી અંતરમાં અતિ પશ્ચાતાપથી તેમણે કહ્યું, " મેં જે તમોને તેમના અસદ્ભાવની વાત કરી તે તો જેમ એક રાજાને સૌ ગાળો દેવા લાગ્યા ત્યારે એક ડોશી પણ ગાળો દેવા લાગી. પછી રાજાએ ડોશીને પૂછ્યું ' આ લોકો તો કોઇને ન્યાય અન્યાય થયો હશે એટલે મને ગાળો દે છે પરંતુ તું કેમ ગાળો દે છે ? તારું મેં શું બગાડયું છે ? ' ત્યારે ડોશી બોલી, ' બધા ગાળો દે છે તેથી હું પણ ગાળો દઉં છું. ' તેમ વરતાલવાળા પાંચ સાધુ, લેખ, સ્વામીનું તથા પ્રાગજી ભક્તનું વાંકું બોલે છે તે સાંભળી અમે પણ તેમ સમજી બેસીએ છીએ. નહિ તો અમારા દાદા ગુરુ ઉપેન્દ્રાનંદ સ્વામી તો સ્વામીનો બહુ જ મહિમા જાણતા અને કહેતા. સુવ્રતાનંદ બ્રહ્મચારી જેઓ આ તરફ નામવેરો ઊઘરાવવા આવતા તેઓ પણ સ્વામી પાસે આઠ દસ વર્ષ જૂનાગઢ રહ્યા હતા અને સ્વામીના મહિમાની ઘણી વાતો કરતા, પણ આજે યજ્ઞપુરુષદાસ ! તમે તો હદ વાળી દીધી. અને અમારી સૌની હઠ, માન અને ઇર્ષ્યાની ગ્રંથીઓ ઓગાળી દીધી. " એમ સ્વામીશ્રીનો પણ તેમણે અદ્ભુત મહિમા કહ્યો અને ભરી સભામાં ઊઠીને સ્વામીશ્રીને દંડવત્ કર્યા. સ્વામીશ્રી એકદમ, તેમને દંડવત્ કરતા જોઇ, ઊઠી ગયા. પરંતુ તેમના પગ તેમણે પકડી રાખ્યા. પછી સ્વામીશ્રી તેમને મળ્યા અને અદ્ભુત સુખ આપ્યું.

આ પ્રમાણે લગભગ બે માસ સુધી સ્વામીશ્રી ડભોઇમાં રોકાઇને સૌને કથાનો અત્યુત્તમ લાભ આપીને આષાઢી મેઘ જેમ વર્ષે તેમ શ્રીજી સ્વામીના અદ્‌ભુત મહિમાના પ્રસંગોની વાતોની વર્ષા કરી ડભોઇ, મંડાળા વગેરે મંડળમાં શ્રીજી સ્વામીના મહિમાનો પ્રકાશ પાડી, અક્ષર પુરુષોત્તમની નિષ્ઠાના બી વાવી દીધાં. પુરાણી તથા તેમના સંત મંડળને પણ સ્વામીશ્રીનો અપૂર્વ મહિમા સમજાયો. પછી નીકળ્યા ટાણે સૌ હરિભક્તોએ સ્વામીશ્રીની પૂજા કરી ધોતિયા ઓઢાડયા. તેમ જ પુરાણીની પણ પૂજા કરી ધોતિયા ઓઢાડયા. ત્યારબાદ દલસુખરામ પંડયાએ તેમના વિદ્યાગુરુ પીતાંબર પુરાણી, જેઓ સૌરાષ્ટ્રના વિદ્વાન અને પવિત્ર બ્રાહ્મણ હતા અને વરતાલમાં જ રહેતા, તેમના માટે સંધ્યાના ઉપકરણ ત્રભાણું, પંચપાત્ર, આચમની, લોટો, આરતી થાળી વગેરે સામાન સ્વામીશ્રીને બંધાવ્યો. આ પ્રમાણે સ્વામીશ્રી કાનમ દેશમાં સ્વામી શ્રીજીની ઉપાસનાનો ડંકો મારી વરતાલ પધાર્યા.

**યજ્ઞપુરુષદાસ ઠાકરિયો વીંછી**

શ્રાવણ માસમાં વિશ્વનાથ વૈદ્ય, કાલીદાસ, વૈદ્યના ભાણેજ હરજીવનભાઇ, ઠાસરાના જીવણલાલ, માધવલાલ, નારના ઝવેરભાઇ આદિ દસ પંદર હરિભક્તો મહુવા ભગતજીનો સમાગમ કરવા ગયા. વરતાલથી પ્રભુદાસ કોઠારીને રાજુલા, ગોમતી તળાવ બંધાતુ હતું એટલે પત્થર લેવા મોકલ્યા હતા. તે પણ રાજુલા પત્થરનું કામ ઉકેલી મહુવા ભગતજી પાસે આવ્યા હતા. ભગતજીએ તે સર્વને પોતાના મંડળના તમામ સંતોના સમાચાર પૂછયા. પછી યજ્ઞપુરુષદાસનું પૂછ્યું ત્યારે પ્રભુદાસ કોઠારીએ કહ્યું, 'તેમને તો હાલ ડભોઈ કથા કરવા મોકલ્યા છે.' એટલે ભગતજી રાજી થઈ બોલ્યા, 'તે તો ઠાકરિયો વીંછી છે તે જ્યાં જશે ત્યાં મુમુક્ષુને ચટકા મારીને પ્રત્યક્ષ ભગવાન અને પ્રત્યક્ષ સંતની ઓળખાણ કરાવી દેશે.' એમ યજ્ઞપુરુષદાસજીનો અતિ અપાર મહિમા કહ્યો. ભગતજી જાણતા હતા કે યજ્ઞપુરુષદાસ ડભોઈ, મંડાળા વગેરે ગામોમાં આ જ પ્રવૃત્તિ કરી રહ્યા હતા.

× × ×

સં. ૧૯૪૮ ના માહ માસમાં માંજુજના હરિભક્તો ગઢપુરમાં યજ્ઞ કરાવવાના હતા. તે પ્રસંગે વરતાલથી વિહારિલાલજી મહારાજ ભણનારા સાધુઓને લઇને ગઢડા પધાર્યા હતા. આ પ્રસંગે ખાસ ભગતજીને પણ બોલાવ્યા હતા. એટલે ગઢડામાં ભગતજીના દર્શન સમાગમનો લાભ યજ્ઞપુરુષદાસજીને સારો મળ્યો. સાથેના ભણનારા સાધુઓને પણ ભગતજીના મહિમાની વાતો કરી, તેમને વિષે સદ્‌ભાવ કરાવ્યો. યજ્ઞની પૂર્ણાહુતિ કર્યા પછી તેમને વસોના હરિભક્તો, આચાર્ય મહારાજની આજ્ઞા લઇ, વસો લઈ ગયા. તેમની અત્યંત ક્ષીણ થઈ ગએલી તબિયતને લીધે પુરુષોત્તમદાસે તથા વસોના બીજા હરિભક્તોએ દૂધનો પ્રયોગ કરવા વિનંતિ કરી. તેથી બે માસ વસો રહીને દૂધનો પ્રયોગ કર્યો. આ પ્રસંગે પુરુષોત્તમદાસ, ચતુરભાઇ વગેરે સાથે યજ્ઞપુરુષદાસજીએ ભગતજીના મહિમાની ઘણી વાતો કરી. આજે પ્રાગજી ભક્ત જેવા એકાંતિક સત્પુરુષમાં જીવ જડી, તેમના સમાગમથી સ્વામીશ્રીજીની ઉપાસના સિદ્ધ કરવાની ઘણી વાતો વસોના હરિભક્તોને સ્વામીશ્રીએ કરી.

## વડોદરામાં વિદ્યાભ્યાસ

વસોથી સ્વામીશ્રી વરતાલ પધાર્યા. અહીં ગીતાભાષ્ય ભણવાનું શરુ કર્યું. અહીં એક માસ રહ્યા પરંતુ તેમની બુદ્ધિને અનુરૂપ કોઈ વિદ્વાન શાસ્ત્રી કે પુરાણી અહીં ન હોવાથી, આચાર્ય મહારાજે તેમને વડોદરા ભણવા મોકલ્યા. અત્રે વડોદરામાં રંગાચાર્ય નામના મધ્વ સંપ્રદાયના દ્રાવિડી શાસ્ત્રી પાસે પોતે સિદ્ધાંત કૌમુદી શરુ કરી. સચ્ચિદાનંદ બ્રહ્મચારી, માયાતીતાનંદ બ્રહ્મચારી, કૃષ્ણપ્રિયદાસ એમ ચાર જણાએ પણ સ્વામીશ્રી સાથે અભ્યાસ શરુ કર્યો. આ શાસ્ત્રી દરરોજ સવારે નવ વાગે મંદિરમાં સંતોને ભણાવવા આવતા. ઠાકોરજીના દર્શન કરી, હનુમાન ગણપતિના દર્શન કરી, મેડે સાધુની જાયગામાં આવી સૌને ભણાવતા. તેઓ એવા સમર્થ વિદ્વાન હતા કે કોઇ દિવસ હાથમાં પુસ્તકનું પાનું લેતા નહિ અને મુખમાંથી ગિર્વાણવાણી અવિરત પ્રવાહની જેમ ઝરવા માંડતી.

તેમની વિદ્વત્તા અને વિદ્યાર્થીઓને શીખવવાની પદ્ધતિથી સૌ કોઇ આશ્ચર્યમુગ્ધ થઇ જતા. આ પ્રમાણે વડોદરામાં સ્વામીશ્રીએ સિદ્ધાંત કૌમુદીનો અભ્યાસ રંગાચાર્ય પાસે શરુ કર્યો. અહીં પ્રબોધિનીના સમૈયા સુધી રહ્યા.

× × × ×

પ્રાગજી ભક્તના દર્શનની રંગાચાર્યને લગની

સં. ૧૯૪૯ ના પ્રબોધિની સમૈયા ઉપર સ્વામીશ્રી વરતાલ આવ્યા અને સમૈયો કરી અહીં જ રહ્યા. અત્રે ગીતા ભાષ્યનો અભ્યાસ શરુ કર્યો અને લગભગ એક માસ રહી વડોદરે આવ્યા. અહીં આવી સિદ્ધાંત-કૌમુદીનો અધુરો અભ્યાસ શરુ કર્યો. રંગાચાર્યને પણ આ સાધુને ભણાવતાં અપૂર્વ આનંદ થતો. તેમની તીવ્ર બુદ્ધિ અને ગ્રહણ કરવાની અદ્ભુત શકિતથી, રંગાચાર્ય તેમના ઉપર બહુ જ ધ્યાન આપતા.

રંગાચાર્યનું યજ્ઞપુરુષદાસજી ઉપરનું આ ધ્યાન તેમના પ્રત્યેના અતિશય પ્રેમમાં પરિણમ્યું. આ મોહક કિશોર વિદ્યાર્થીની અતિતીવ્ર બુદ્ધિ જોઇ, તેમને વિષે તેમને ખૂબ જ ભાવ થવા લાગ્યો. અભ્યાસ દરમ્યાન કોઇ કોઇ વખત યજ્ઞપુરુષદાસજી સાથે વાતોનો પ્રસંગ જ્યારે નીકળતો ત્યારે યજ્ઞપુરુષદાસજી વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત ઉપર ઘણી જ વાતો તેમને કરતા. શ્રીજી મહારાજે પ્રવર્તાવેલ પાંચ અનાદિ ભેદ, બ્રહ્મ અને પરબ્રહ્મના સાકાર સ્વરૂપો, તે અનાદિ બ્રહ્મ ગુણાતીતાનંદ સ્વામી અને તેમના સાધર્મ્યપણાને પામેલ પ્રાગજી ભક્તમાં બ્રહ્મના સર્વ લક્ષણો સાક્ષાત્ પ્રકાશે છે' આવી યજ્ઞપુરુષદાસજીની રહસ્યમય અમૃતવાણીથી, રંગાચાર્ય કેટલીક વખત તો ભણાવવાનું પણ ભૂલી જતા અને આ વાતોમાં તલ્લીન થઇ જતા. છેવટે તેમને પણ એવી ઉત્સુકતા જન્મી કે પ્રાગજી ભક્તનાં દર્શન તો કરવા જ.

## લક્ષ્મીવાડીમાં મૂર્તિ પ્રતિષ્ઠોત્સવ

ગઢપુરમાં લક્ષ્મીવાડીએ શ્રીજી મહારાજના અગ્નિસંસ્કાર સ્થાને શિખરબંધ મંદિરમાં ઘનશ્યામ મહારાજ તથા ઇચ્છારામ રઘુવીરજીની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવાનું મુહૂર્ત ફાગણ વદ ૧ નું હતું. તે સમૈયા ઉપર આચાર્ય મહારાજ વરતાલથી પધારવાના હતા. તેમ જ ભગતજી મહારાજને પણ આસ મહુવાથી આ પ્રસંગે તેડાવ્યા હતા. એટલે યજ્ઞપુરુષદાસજી તથા ભણનારા સાધુ કૃષ્ણપ્રિયદાસજી વગેરે ગઢડે જવા વડોદરાથી વલસાડ ગયા અને ત્યાંથી વહાણમાં બેસી ભાવનગર ગયા. અહીં સંસ્કૃત પાઠશાળામાં આ સાધુ મંડળે ઉતારો કર્યો. ત્યાંના શંકરમતના અધ્યાપક સાથે સ્વામીશ્રીએ શાસ્ત્રાર્થ કરી તેનો પરાજય કર્યો. પછી ભાવનગરથી આ સાધુમંડળ ગઢડે આવ્યું.

ગઢડે આવતાં જ પ્રથમ પીતાંબર પુરાણી તેમને મળ્યા. તેમણે ભગતજી પધાર્યાના સમાચાર આપ્યા અને કહ્યું, 'આટલા માણસોમાં તમને પ્રાગજી ભગતના શી રીતે દર્શન થશે ?' ત્યારે યજ્ઞપુરુષદાસજીએ કહ્યું, 'એ તો કલ્પવૃક્ષ છે તે સર્વે મનોરથ પૂરા કરે છે.' એમ કહી પુરાણી સાથે બજારમાં નીકળ્યા ત્યાં ભગતજી સામા મળ્યા અને દર્શન થઇ ગયા. એટલે પુરાણીને થયું, 'ભગતજી ખરા કલ્પવૃક્ષ છે અને તેમના શિષ્યો પણ ખરા અખૂટ શ્રદ્ધાવાળા છે.'

આ પ્રસંગે ડભોઇના દલસુખરામ પંડયાના દીકરા ઉલ્લાસરામભાઇ, જેમને ડભોઇમાં સ્વામીશ્રીનો પ્રસંગ થયો હતો અને ત્યારબાદ વડોદરા મંદિરમાં સ્વામીશ્રી સાથે કથાવાર્તાના પ્રસંગમાં આવ્યા હતા તે, તેમની સાથે ભણતા કારવણના મણીશંકર પાઠકને લઇને, ગઢપુર ખાસ ભગતજીના દર્શન અને સમાગમ માટે આવ્યા હતા. સ્વામીશ્રીની વાતોથી તેમને ભગતજી પ્રત્યે બહુ જ સદ્‌ભાવ થયો હતો. મણીશંકરને વડોદરામાં ઉલ્લાસરામભાઇએ સ્વામીશ્રીનો પરિચય કરાવ્યો હતો. તેમનું ભણવામાં ચિત્ત હતું નહિ અને

વડોદરામાં નોકરી શોધતા હતા. એટલે લગભગ દિવસનો ઘણોખરો ભાગ સ્વામીશ્રી પાસે તે બેસી રહેતા. સ્વામીશ્રીએ તેમને શ્રીજી મહારાજ તથા મોટા સંતોના પરચાની ઘણી વાતો કરી. પછી ધીરે ધીરે ભગતજીનો મહિમા કહેવા લાગ્યા. આથી ભગતજી પ્રત્યે તેમને પણ બહુ જ પ્રીતિ થઈ. પછી સ્વામીશ્રીએ તેમને ભગતજીનું જીવન ચરિત્ર ઝીણા અક્ષરે પાતળા કાગળ ઉપર બંને બાજુ, સં. ૧૯૨૦ની સાલમાં ભગતજીને ગુણાતીતાનંદ સ્વામીએ સાક્ષાત્કાર કરાવ્યો ત્યાં સુધીનું, લખી આપ્યું, અને આ ચરિત્રનો રોજ પાઠ કરવા જણાવ્યું. આ વાત અત્યંત ખાનગી રાખવી અને કોઈને પણ કહેવી નહિ તેમ સ્વામીશ્રીએ તેમને સૂચના આપી. પરંતુ તેને ઉલ્લાસરામભાઈ સાથે હેત હોવાથી, એ કાગળો ઉલ્લાસરામભાઈને વાંચવા આપ્યા. તે વાંચીને ઉલ્લાસરામભાઈને ભગતજી પ્રત્યે અપાર ભાવ અને નિષ્ઠા થઈ. તેથી તે ચરિત્ર તેમણે પણ લખી લીધું. પછી તેમને ઠાસરા જવાનું થયું. અહીં તેમની સાથે વડોદરામા ભણતા સત્સંગી વિદ્યાર્થીઓને તેમણે આ ચરિત્ર વંચાવ્યું એટલે તેમણે પણ તે લખી લીધું એ અરસામાં નડિયાદ-વાળા ગોવિન્દભાઈ માસ્તર, જેમને સ્વામી વિજ્ઞાનદાસજીના યોગથી ભગતજી પ્રત્યે નિષ્ઠા થઇ હતી, તે વડોદરા આવ્યા અને નિશાળમાં શિક્ષક તરીકે રહ્યા. તેમને વડોદરામાં સ્વામીશ્રીનો પરિચય થયો અને ભગતજીનો અપૂર્વ મહિમા તેમની વાતોથી જાણ્યો. આ પ્રમાણે વડોદરામાં ઉલ્લાસરામભાઈ, મણીશંકર, શિવશંકર (સલુણના), અને ગોવિન્દભાઈ માસ્તર વગેરે ભગતજીને વિષે હેત અને નિષ્ઠાવાળા હરિભક્તો હતા. તે બધું મંડળ ગઢડા ભગતજીના દર્શન સમાગમ માટે આ સમૈયા ઉપર આવ્યું.

તદુપરાંત આ પ્રસંગે વડોદરાથી સ્વામીશ્રીના વિદ્યાગુરુ શાસ્ત્રી રંગાચાર્ય પણ સ્વામીશ્રી પાસેથી આગજી ભક્તના અદ્ભુત મહિમાની વાતો સાંભળી, તેમના દર્શન તથા સમાગમ માટે ખાસ આવ્યા હતા. તેમનો ઉતારો સ્વામીશ્રી સાથે હતો. બીજે દિવસે નાહી, પૂજા આદિ નિત્યકર્મથી પરવારી, પોતે સ્વામીશ્રી સાથે ભગતજીના દર્શને

જતા હતા. એટલામાં ભગતજી મંદિરમાં દર્શન કરી પાછા ઉતારે પધારતા હતા અને રંગાચાર્યને મંદિરના દરવાજા પાસે જ સામા મળ્યા. એટલે સ્વામીશ્રીએ રંગાચાર્યને ભગતજીને બતાવીને કહ્યું, 'આ મારા ગુરુ પ્રાગજી ભગત.' ભગતજીને જોતાં જ રંગાચાર્ય તુરત જ તેમને સાષ્ટાંગ દંડવત્ કરી પગે લાગ્યા. સ્વામીશ્રીએ ભગતજીને કહ્યું, 'મારા ગુરુ રંગાચાર્યજી આપને પગે લાગે છે.' ભગતજીએ તુરત તેમનો હાથ પકડી ઊભા કર્યા અને પ્રેમથી ભેટયા. ભગતજીની બ્રહ્મ સ્થિતિ પ્રત્યક્ષ નિહાળી પોતે તેમના દર્શન માત્રથી કૃત કૃત્ય થઇ ગયા. ભગતજી તેમના મનના સર્વ ભાવ સમજી ગયા અને વાંસો થાબડી કહ્યું, 'આવતી કાલે પ્રતિષ્ઠા વખતે જરૂર પધારજો.'

આ સમૈયાના પ્રસંગે સ્વામીશ્રી તો ભગતજીના દર્શન સમાગમ સિવાય બીજી પ્રવૃત્તિ કરતા જ નહિ. વળી જેને જેને પોતે ભગતજીના મહિમાની વાતો કરી હતી, તેને ભગતજી પ્રત્યે મહિમા સહિત નિષ્ઠા કેમ દઢ થાય તે જ વિચારતા. વડોદરાથી આવેલા ઉલ્લાસરામભાઇ તથા મણીશંકરને, જૂનાગઢના મોટા મોટા સાધુ–યોગેશ્વરદાસજી, બાલમુકુન્દદાસજી, મહાપુરુષદાસજી, આત્માનંદ બ્રહ્મચારી, જાગા ભગત સ્વામી–જેઓ આ સમૈયે ગઢડે આવ્યા હતા, તેમની પાસે લઈ જઇને, ગુણાતીતાનંદ સ્વામીની મન, કર્મ, વચને સેવા કરી, સર્વ પ્રકારે અનુવૃત્તિ સાચવી ભગતજી, સિદ્ધદશાને પામ્યા હતા, તે તમામ પ્રસંગો કહેરાવ્યા. આથી તેમને બન્નેને ભગતજી વિષે સંપૂર્ણ નિષ્ઠા અને હેત થઇ ગયું. આમ સર્વ પ્રકારે ભગતજીનો મહિમા પ્રસરે અને સ્વામીશ્રીજીને પામવાના દ્વારરૂપ સત્પુરુષને વિષે નિષ્ઠા, હેત અને પક્ષ બંધાય, એ જ તેમનો ઉદ્યમ રહેતો.

**મહિધર શાસ્ત્રીનો પરાજય**

મૂર્તિ પ્રતિષ્ઠાના દિવસે ધામધૂમથી વેદોક્ત વિધિથી પ્રતિષ્ઠા થઈ ગઈ. સાંજે આચાર્ય મહારાજ તથા મોટા મોટા સંતો, હરિભક્તો અને પ્રતિષ્ઠા નિમિત્તે પધારેલા કેટલાક વિદ્વાન બ્રાહ્મણોની, એક મોટી સભા લક્ષ્મી-વાડીમાં થઈ. તે સભામાં રાજકોટના વિદ્વાન વેદાંતિ બ્રાહ્મણ મહિધર

શાસ્ત્રી પણ હતા. સ્વામીશ્રી પણ તેમના ગુરુ રંગાચાર્યને સાથે લઈને પધાર્યા હતા. આચાર્ય મહારાજ પાટ ઉપર બિરાજ્યા હતા અને સર્વે મોટા સંતો પોતાના અધિકાર પ્રમાણે ગાદી તકિયે બેઠા હતા. ભગતજી આચાર્ય મહારાજની પાટને ઓઠીંગણ દઈ ગાદી તકિયે બિરાજમાન થયા હતા. તે પ્રસંગે મહિધર શાસ્ત્રીએ શસ્ત્રાર્થ કરવા માટે વિદ્વાન સાધુઓ તથા બ્રાહ્મણોને આહ્‌વાન આપ્યું. મહિધર શાસ્ત્રીની પ્રતિષ્ઠાનો સૌને ખ્યાલ હતો. સૌરાષ્ટ્રના બ્રાહ્મણો તો આજીવિકા પુરતું ફક્ત ભાગવત જ ભણ્યા હતા એટલે પોતાની શક્તિ વિચારી 'આ વિદ્વાનને મહાત્ કરવો મુસ્કેલ છે' જાણી, સૌ મૌન બેસી રહ્યા. સંપ્રદાયના વિદ્વાન સાધુઓ પણ મહિધર શાસ્ત્રીના આ આહ્‌વાનને ઝિલવા તત્પર ન હતા. સ્વામીશ્રીએ જોયું કે આ વિદ્વાન શાસ્ત્રીનું આમંત્રણ સ્વીકારવા કોઈ તૈયાર નથી તેથી સ્વામિનારાયણની લાજ જશે એમ માની, પોતે ઊભા થયા. મહિધર શાસ્ત્રી આ નાના સાધુને જોઈ હસ્યા, પરંતુ રંગાચાર્યે કહ્યું, 'गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः।' એટલે મહિધર શાસ્ત્રીએ શરૂઆત કરી. એક પછી એક સારસ્વતના પ્રશ્નના ઉત્તર યજ્ઞપુરુષદાસજી આપતા જાય અને મહિધરશાસ્ત્રીનો પક્ષ તોડી સિદ્ધાંત સ્થાપતા જાય. ધીરે ધીરે મહિધરશાસ્ત્રી મહાત્ થવા લાગ્યા. છેવટે રંગાચાર્ય જેવા પ્રખર વિદ્વાનને પણ આ સાધુએ આ સંપ્રદાયમાં ખેંચ્યા એવી તેમની શક્તિ અને બુદ્ધિ જોઈ, પ્રાગજી ભક્ત જેવા બ્રહ્મસ્થિતિવાળા પુરુષના અત્યંત કૃપાપાત્ર એવા આ યજ્ઞપુરુષદાસ પાસે પોતે પરાજય પામી, તેમને પ્રણિપાત કર્યા. સૌ વિદ્દદ્વર્ગ, સંતો તથા બ્રાહ્મણો અને આચાર્ય મહારાજ આશ્ચર્ય મુગ્ધ થઈ ગયા! સ્વામીશ્રીની વિદ્વત્તા અને શક્તિનો સૌને ખ્યાલ આવી ગયો. ભગતજી તો આ નાના સાધુ સામે અનિમીષ દૃષ્ટિએ આખા પ્રસંગ દરમ્યાન જોઈ જ રહ્યા હતા. તેમને થયું કે આમાં તો બ્રહ્મનો રસ રેડાઈ ગયો છે, બીજું પણ થઈ ગયું છે, ઓપ પણ ચઢી ગયો છે, હવે શું કરવાનું બાકી રહ્યું છે? એક જ ખ્યાલ આવ્યો-ભક્તિ! આ નાના સાધુ સામે જાણે જોઈ જ રહીએ, તેની ભક્તિ કર્યા જ કરીએ! શ્રીજી મહારાજે

તે ભગવાનના ભક્તનો પણ ભક્ત છું અને હું ભગવાનના ભક્તની ભક્તિ કરું છું.'

સ્વામીશ્રીના આવા અતુલ દિગ્વિજય સાથે પ્રતિષ્ઠાનો સમૈયો પુરો થયો. બીજે દિવસે યજ્ઞપુરુષદાસજી, કેશવપ્રસાદ પુરાણી, માવસંગ ભગત, શંકર ભગત, કોઠારી પ્રભુદાસભાઇ વગેરે ઘેલે નાહવા જતા હતા. રસ્તામાં ભગતજીનો ઉતારો આવ્યો. એટલે ભગતજીના દર્શને સૌ ગયા. ભગતજી ખાટલામાં પોઢ્યા હતા. સાધુને આવતા જોઇ મંદ મંદ હસતા બેઠા થયા અને કહ્યું, 'આવો સાધુજી!' એમ કહીને ઊભા થઇને મળ્યા અને પછી કહ્યું, 'સુખેથી ભજન કરજો અને લોકોને ઉપદેશ કરવાનો બહુ આગ્રહ ન રાખશો. હવે બહુ થયું.' એમ કહીને થોડી વાતો કરી નાહવા જવાની આજ્ઞા કરી. નાહીને ફરી આ સાધુ ભગતજીના દર્શને આવ્યા. ત્યારે ભગતજીએ તેમનામાંના જેણે જેણે જે જે સંકલ્પો કર્યા હતા, તે કહી દીધા. પછી સાધુએ પ્રસાદી માગી એટલે સાકરની પ્રસાદી આપી સૌને રાજી કર્યા. યજ્ઞપુરુષદાસજી તથા પુરાણી કેશવપ્રસાદ તેમના ઉતારે ગયા અને ત્યાં જઇ પૂજા કરી. રંગાચાર્યને ભગતજીનાં દર્શન કરવાની ઈચ્છા હતી એટલે ભગતજીને ઉતારે જવા તૈયાર થયા ત્યાં ભગતજી જ તેમને ઉતારે પધાર્યા. રંગાચાર્યને તો અતિ આનંદ થયો. તેમનો મનોભાવ જોઇ, ભગતજી તેમની સામું જોઇ હસ્યા અને કહ્યું, 'તમો માનો છો તેમ જ છે. મહારાજ અંગે અંગમાં રહ્યા છે.'

સમૈયો પુરો થયો. એટલે ભગતજી મહારાજ સારંગપુર થઇને મહુવા પધાર્યા અને યજ્ઞપુરુષદાસજી વડોદરા આવ્યા. અહીં આવી અભ્યાસ શરુ કર્યો. પરંતુ અહીં ઉપાધિ વધી કારણ કે ઉલ્લાસરામભાઇ તથા મણીશંકર વગેરે ગઢડા જઇ, પ્રાગજી ભક્તને વિષે યજ્ઞપુરુષદાસજીના ઉપદેશથી જોડાઇ ગયા હતા, એટલે નિરન્નમુક્તદાસ સાધુ વારંવાર યજ્ઞપુરુષદાસને તથા ઉલ્લાસરામ અને મણિશંકરને

કનડગત કરવા લાગ્યા. આથી ઉલ્લાસરામભાઇએ, કોઠારી ગોવર્ધનભાઇ ઉપર આ સાધુના વર્તનનો કાગળ લખ્યો, એટલે તેમને સખત રીતે કોઠારીએ ઠપકો આપ્યો.

× × ×

વાંસદા દીવાન સ્વામીશ્રીના પ્રસંગમાં

સં. ૧૯૫૦ ની પ્રબોધિની એકાદશીનો સમૈયો કરવા સ્વામીશ્રી વરતાલ ગયા. સમૈયો કરી કોઠારીની આજ્ઞાથી કોંકણમાં ફરવા જવાનું નક્કી થયું. સ્વામીશ્રી પોતાનું મંડળ લઇ કોંકણમાં ફરતા ફરતા ધરમપુર-વાંસદા આવ્યા. વાંસદામાં વીરસદના અમીન ઝવેરભાઇ નાથાભાઈ દીવાન હતા. તેમને ખેડામાં વિજ્ઞાનદાસજીના પ્રસંગથી ભગતજી મહારાજનો અત્યંત ગુણ આવ્યો હતો. વળી ભગતજી મહારાજના મંડળના અને તેમના પરમ કૃપાપાત્ર સ્વામીશ્રી, વાંસદા પધાર્યા એટલે દીવાન સાહેબે તેમને દસ દિવસ રાખ્યા અને વાતો સાંભળી. સ્વામીશ્રીની અતિ સચોટ વાતો 'સત્પુરુષ એ જ કલ્યાણનું દ્વાર છે અને એવા સત્પુરુષ આજે ભગતજી મહારાજ છે.' તે સાંભળી તેમને ભગતજીના દર્શનની તીવ્ર ઇચ્છા થઇ. તેથી તેમણે સ્વામીશ્રીને કહ્યું, 'ભગતજીને કાગળ લખી અહીં તેડાવો.' પરંતુ સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'ભગતજી આચાર્ય મહારાજની આજ્ઞા વિના નહિ આવે.'' એટલે દીવાન સાહેબે સ્વામીશ્રી સાથે આચાર્ય મહારાજ તથા કોઠારી ઉપર કાગળ લખી મોકલ્યો. સ્વામીશ્રી જ્યારે વરતાલ ગયા ત્યારે કોઠારીને આ કાગળ આપ્યો. દીવાન સાહેબની માગણીથી ભગતજીને આચાર્ય મહારાજે વાંસદા મોકલ્યા. અહીં એક માસ રહી તેમણે દીવાન સાહેબને કથાવાર્તાનું સુખ આપ્યું અને સર્વ પ્રકારે નિર્દોષ કરી, શ્રીજી સ્વામીને વિષે અનન્ય નિષ્ઠાવાન કર્યા.

## અણમૂલા રત્નની પ્રાપ્તિ

આજ અરસામાં પીજના જેઠાભાઇ[1], તેમના ગામના મૂળજીભાઇના

[1] સ્વામી નિર્ગુણદાસજી.

તેમને ભગતજીનું જીવનચરિત્ર કહ્યું. તે ચમત્કારી ચરિત્ર સાંભળતાં જ તેમને ભગતજી પ્રત્યે ભાવ થયો. જેઠાભાઇ વડોદરા કલાભુવનમાં અભ્યાસ કરતા હતા. અહીં ગોવિન્દભાઇ માસ્તર, શિવશંકરભાઇ, ઉલ્લાસરામભાઇ વગેરેના સમાગમથી કથાવાર્તામાં તેમને રસ ઉત્પન્ન થયો. તેઓ મૂળથી જ સત્સંગી હતા પણ વેગ સાધારણ હતો. છતાં પૂર્વના મહામુક્ત હતા એટલે આ સંગથી અક્ષર અને પુરુષોત્તમની નિષ્ઠા તેમને દઢ થઇ ગઇ અને ભગતજીને વિષે પણ દઢ હેત થઇ ગયું. પરિણામે મંદિરમાં રોજ જવા લાગ્યા. અહીં તેમને સ્વામીશ્રીનો સંબંધ થયો. સ્વામીશ્રી તો આવા મુમુક્ષુની શોધમાં જ સદા હતા. તેમાં પણ જેઠાભાઇ જેવા અક્ષરધામના મહામુક્ત અને ભવિષ્યમાં આ ઉપાસનાના પ્રચારાર્થે પોતાની જમણી ભુજા સમાન થવા સર્જાએલા આ તરવરાટ ભરેલ નવયુવાનને જોતાં જ, સ્વામીશ્રીને તો જાણે અણમોલું રત્ન સાંપડયું હોય તેવો આનંદ થયો!

એક દિવસ બપોરના સ્વામીશ્રીના આસને વાતો સાંભળવા જેઠાભાઇ આવ્યા. સ્વામીશ્રી તેમનો પાઠ વાંચતા હતા. પછી બન્ને ઠાકોરજીના ઉત્થાપનનાં દર્શન કરવા ગયા. દર્શન કરી પ્રદક્ષિણા ફરતા ફરતા જેઠાભાઇને સ્વામીશ્રી વાતો કરવા લાગ્યા. થોડી પ્રદક્ષિણા ફરીને પછી બંને પ્રદક્ષિણામાં જ બેઠા. અહીં સ્વામીશ્રીએ અક્ષર અને પુરુષોત્તમના સ્વરૂપની તત્વે સહિત તેમને વાત કરી. વળી ગુણાતીતભાવને પામેલા પરમ એકાંતિક વડવાનળ જેવા સત્પુરુષ વર્તમાનકાળે પ્રાગજી ભગત છે તે સિદ્ધાંત પણ સમજાવ્યો. એમ ઘણી જ વાતો વચનામૃત તથા બીજા શાસ્ત્રોના આધારે કરી, અને ભગતજીનો પણ ઘણો જ મહિમા કહ્યો. સ્વામીશ્રી વાતો કરવામાં એવા તલ્લીન થઇ ગયા હતા અને જેઠાભાઈ પણ સાંભળવામાં એટલા જ તલ્લીન થઇ ગયા હતા તેથી કયારે સંધ્યા આરતી થઇ, કયારે શયન આરતી થઈ, અને કયારે મંદિરમાં રાત્રીની નિરવ શાંતિ પથરાઇ, એ કાંઇ કોઇના ધ્યાનમાં જ ન રહ્યું. જ્યારે ટાવરમાં ચારના

ટકોરા થયા ત્યારે જ આ બંને ગુરુ શિષ્યને ખ્યાલ આવ્યો કે આપણે લગભગ બાર કલાકથી સતત વાતો કર્યા જ કરીએ છીએ આમ જેઠાભાઈમાં અગાધ શ્રદ્ધા નિહાળી, સ્વામીશ્રીએ પોતાનું તમામ વક્તવ્ય તેમની પાસે નીચોવી દીધું. અક્ષરના મહામુક્ત માટે આટલું બસ હતુ. જેઠાભાઈને પૂર્વનું જ્ઞાન ઉદય થઈ ગયું, અક્ષરે સહિત પુરુષોત્તમની નિષ્ઠા દૃઢ થઈ ગઈ અને પ્રાગજી ભક્તને નિહાળ્યા સિવાય જ તેઓ પરમ એકાંતિક સત્પુરુષ છે એવો, સ્વામીશ્રીની વાતોથી જ તેમને નિશ્ચય થઈ ગયો. સ્વામીશ્રીની તેમના ઉપર દૃષ્ટિ પડી ગઈ હતી. વચનામૃતની સાંકળના અંકોડા એક પછી એક છૂટા થતા ગયા અને સર્વોત્તમ સમજણથી જ તે તત્ત્વોનું અન્વેષણ તેમણે કરી લીધું અને ફરી તે અંકોડા તેમણે સાંધી, આળી ગુંથી લીધી. આટલા જ પ્રસંગથી જેઠાભાઈ વચનામૃતના ધુરંધર જાણકાર થઇ ગયા !

**अस्मिन् संप्रदाये एकमेव**

સ્વામીશ્રી સાથે સચ્ચિદાનંદ બ્રહ્મચારી પણ ભણવામાં હતા. રંગાચાર્યને તો સ્વામીશ્રી એક દિવસ માટે પણ વડોદરાથી બહાર જાય તે ગમતું નહિ. પોતે ઘણા સાધુઓને વડોદરા મંદિરમાં ભણાવ્યા હતા. તેમની પાસે ભણીને ઘણા સાધુઓ શાસ્ત્રી પુરાણી થયા હતા. પરંતુ આ સ્વામીશ્રીની તુલના કરી શકે તેવો એક પણ ભૂતકાળનો કે વર્તમાન કાળનો વિદ્યાર્થી તેમને મળ્યો ન હતો. સ્વામીશ્રીની વિદ્વત્તા તથા બુદ્ધિથી જ તેઓ આકર્ષાયા હતા એવું ન હતુ; ઘણા વિદ્વાનો અને બુદ્ધિશાળીઓ તેમની પાસે આવી ગયા હતા. પરંતુ સ્વામીશ્રીમાં ભગવાન સહજાનંદ પ્રત્યેની જે પરાભક્તિ હતી, અને તે ભક્તિરસમાં જ તરબોળ બની તદ્દતૂભાવને પામી જવાની જે અભીપ્સા હતી, તે તેમને અદ્વિતીય લાગી. દરેક સૂત્રોના અન્વેષણમાં, ગીતાના દરેક શ્લોકના ભાષ્યમાં, સ્વામી અને શ્રીજીના સ્વરૂપના પ્રતિપાદન કરતા ગૂઢ તત્ત્વો શોધી, સ્વામીશ્રી રંગાચાર્યની પાસે મૂકતા, ત્યારે રંગાચાર્ય અવાચક્ થઈ જતાં ! પોતાની પાસે વિદ્વત્તા હતી. પરંતુ એ વિદ્વત્તાથી પુરાણોની પરાવાણીમાંથી, ભગવાનના સ્વરૂપ નિરૂપણના સૂત્રો શોધી

કાઢવા માટેની દૃષ્ટિ તેમની પાસે ન હતી. તેઓ સમજતા હતા કે જે ભક્ત હોય, કેવળ સર્વ સ્થળે ભગવાનને જ જોવાની દૃષ્ટિ જેને હોય, તેની પાસે જ શાસ્ત્ર સમજવાની દૃષ્ટિ હોય. સ્વામીશ્રી પાસે એ દૃષ્ટિ હતી! રંગાચાર્ય પ્રખર વેદાંતિ–શંકરમતના, ધુરંધર વિદ્વાન હતા. પરંતુ એક પછી એક શ્રુતિઓમાંથી અને સૂત્રોમાંથી ભગવાનનું સાકાર સ્વરૂપ પ્રતિપાદન કરતા અર્થ સ્વામીશ્રી તેમની પાસે જ્યારે રજૂ કરતા, ત્યારે તેમને થતું કે આ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી માત્ર એક સાધુ જ નથી, પરંતુ ગુપ્તવેશે પોતાની સેવા અંગીકાર કરવા જ આજ વિદ્યાર્થીસ્વરૂપે કોઈ મહાન ઈશ્વિરસ્વરૂપ પોતાની પાસે અભ્યાસ કરે છે! આ જ ભાવથી ઘણી વખત તેઓ સ્વામીશ્રી સામે મૂક વદને જોઇ રહેતા અને બોલતા, 'अस्मिन् संप्रदाये एकमेव।' 'આ સંપ્રદાયમાં આવા આ એક જ પુરુષ છે.' ગઢપુરમાં સ્વામીશ્રીએ જ્યારે મહિધર શાસ્ત્રીનો પરાજય કર્યો તે વખતે આચાર્યશ્રી વિહારિલાલજી મહારાજને આ જ શબ્દો તેમણે કહ્યા હતા. સ્વામીશ્રીને ભણાવવા તે એક પ્રકારની સેવા છે એમ માનતા તેઓ થઇ ગયા.

ભગવદ્ભાવને પમાડતી વિદ્વત્તા અને પરાભક્તિનાં મૂલ્ય તો સદા અણુઆંકયાં જ રહ્યા છે. એવા અદ્વિતીય ભાવોનું મૂલ્ય તો જે એવા અદ્વિતીય શક્તિશાળી પુરુષ હોય તે જ જાણી શકે. બીજા ટૂંકી દૃષ્ટિવાળા આકાશનું માપ શી રીતે કાઢે? તેમને તો સાધુ પાસે ધર્માદો અને નામવેરો ઉઘરાવવો એ જ કામ કરાવવાનું હોય! સ્વામીશ્રીની વિદ્વાનોમાં વધતી જતી પ્રતિષ્ઠા અને ભગતજી મહારાજમાં સંપૂર્ણ નિષ્ઠા, આ બે ભાવથી તેમના પ્રત્યે સાધુઓને દ્વેષની લાગણી વધતી ગઇ. પરિણામે સ્વામીશ્રીનું ભણવાનું બંધ થયું. એકાએક મહેમદાવાદની ચિઠ્ઠી આવી એટલે સ્વામીશ્રી મહેમદાવાદ પોતાનું મંડળ લઇને ગયા. તે સમયમાં ભગતજી અમદાવાદ બિરાજતા હતા. અહીંના આચાર્યશ્રી પુરુષોત્તમપ્રસાદજી મહારાજે ભગતજીનું બહુ જ સન્માન કર્યું હતું અને સાધુ સત્સંગીઓને વાતો કરી સમાગમનો લાભ આપવા ભગતજીને રાખ્યા હતા. ભગતજીની સાથે વિજ્ઞાનદાસજી,

ધર્મતનયદાસજી વગેરે સાધુ મંડળ તથા ઘણા હરિભક્તો પણ ખાસ સમાગમ કરવા માટે રહ્યા હતા.

## અમદાવાદમાં અપૂર્વ અધ્યયન

ભગતજી અમદાવાદમાં પાંચ ટાણાની કથા સભા મંડપમાં કરતા. એ સિવાયના વખતે પોતે જૂના વૃદ્ધ સાધુઓ જે સભામાં ન આવી શકે તેમને આસને જઈ ત્યાં કથા વાર્તા કરતા. એક દિવસ વૃદ્ધ સાધુ કૃષ્ણસ્વરૂપદાસજીના આસને ભગતજી પધાર્યા. કૃષ્ણસ્વરૂપદાસજી બ્રાહ્મણિયા સાધુ હતા અને ગોપાળાનંદ સ્વામીના શિષ્ય નિર્ગુણદાસ સ્વામીની સાથેના હતા. પોતે શાસ્ત્રી હતા અને શંકરાચાર્યને શાસ્ત્રાર્થમાં તેમણે મહાત્ કર્યા હતા. લગભગ ૯૦ થી ૯૨ વર્ષની અવસ્થા અને જ્ઞાનના ભંડારરૂપ આ સમર્થ શાસ્ત્રીને એક વખત શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીનો યોગ થઈ ગયો. અઠ્ઠાવીશ વર્ષના યજ્ઞપુરુષદાસજીએ, આ શાસ્ત્રીને બ્રહ્મવિદ્યાનું હાર્દ બતાવી દીધું અને આજે સર્વ પ્રકારે મહારાજ, ભગતજી દ્વારા પ્રગટ છે માટે એમનો યોગ કલ્યાણને માટે કરવો તે સૂત્ર સમજાવી દીધું. ત્યારથી કૃષ્ણસ્વરૂપ દાસજીને ભગતજીનો ગુણ આવ્યો હતો. જ્યારે જ્યારે કોઇ વરતાલના સાધુ અમદાવાદ આવે અને પાછા વરતાલ જવાના હોય, ત્યારે કૃષ્ણ-સ્વરૂપદાસજી તેમને કહેતા, "શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીને મારા વતી પાંચ દંડવત્ કરી 'જય સ્વામિનારાયણ' કહેશો." આવો પૂજ્યભાવ તેમને સ્વામીશ્રી પ્રત્યે હતો!

સ્વામીશ્રીએ વિદ્વાન શાસ્ત્રી કૃષ્ણસ્વરૂપ-દાસજીને બ્રહ્મવિદ્યાનું હાર્દ બતાવ્યું

ભગતજીએ તેમને આસને જઈ રાજભોગ સુધી વાતો કરી, વચનામૃત વંચાવ્યા અને એકાંતિક ધર્મનું બહુ જ નિરૂપણ કર્યું. તે સાંભળી કૃષ્ણસ્વરૂપદાસજી બોલ્યા, 'અહો ભગતજી! પ્રથમ તો મને તમારા ઉપર અભાવ હતો. પરંતુ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીનો યોગ થયો ત્યારથી જાણ્યું કે તમો તો એકાંતિક સત્પુરુષ છો. અને આજે આ તમારી બ્રહ્મજ્ઞાનની અદ્‌ભુત વાતોથી સાક્ષાત્ નિશ્ચય થયો કે તમો

સર્વોપરી પરમ એકાંતિક સત્પુરુષ છો. શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી જો
ન મળ્યા હોત તો મને પણ બીજા લોકોની પેઠે એમ લાગતું
કે તમો ઉપાસના ફેરવો છો. પણ હવે પ્રતીતિ થઈ કે ઉપાસના તો
જ દૃઢ કરાવો છો. યજ્ઞપુરુષદાસજીએ મારી તમામ ખોટ ભાંગી
ખી.' યજ્ઞપુરુષદાસજીએ આવા મહારથીની ખોટ ટાળી સ્વામીશ્રીજીની
ાસના સમજાવી દીધી અને પરમ એકાંતિક સત્પુરુષને વિષે પ્રીતિ
ાવી દીધો, તેથી ભગતજી ઘણા જ રાજી થયા.

સ્વામીશ્રીની
હેમદાવાદમાં
વૃત્તિ

સ્વામીશ્રીને જ્યારથી મહેમદાવાદની ચિઠ્ઠી મળી ત્યારથી મહેમદાવાદના મંદિરમાં જે જે હરિભક્તો આવતા તેમને દરેકને ભગતજીના મહિમાની વાતો કરી, અમદાવાદ દર્શન સમાગમ માટે મોકલતા, અને પોતે તેમને વાતો કરતા કરતા સ્ટેશન સુધી વળાવવા
તા. વળી ફરી સાંજે સ્ટેશને જાય અને અમદાવાદથી કોઈ હરિભક્ત
ાડીએથી ઉતર્યા હોય તો તેમને મળીને ભગતજીના સર્વ સમાચાર પૂછે
ને ભગતજીએ જે જે વાતો કરી હોય તે બધી તેમની પાસે કહેરાવે.
હો! આવો અપાર ગુરુ મહિમા અને ગુરુજી એ જ એક નિશાન!
વું ધ્યેય સિદ્ધ કરી સ્વામીશ્રી, સર્વને ભગતજીનો મહિમા સમજાવતા
ને તેમની વાતો સાંભળવા તત્પરતા રાખતા.

શ્રીનગરમાં ભગતજીના દર્શન, સેવા અને સમાગમ કરવા
હેમદાવાદ તથા આજુબાજુના ગામડાના તથા ઠાસરા, માતર, મહુધા,
ાણુસદ, ઉમરેઠ, વડોદરા, નાર, પીજ, વસો, સોજીત્રા વગેરે ગામોના
મામ હરિભક્તો આવતા અને બ્રહ્માનંદના પરમ સુખનો અનુભવ લેતા.

અમદાવાદમાં
અપૂર્વ બ્રહ્મયજ્ઞ

મહેમદાવાદના હરિભક્ત ભાઈલાલભાઈ, અમદાવાદ ભગતજીના દર્શન કરી મહેમદાવાદ પાછા આવ્યા ત્યારે તેમણે સ્વામીશ્રીને મળીને કહ્યું, 'અહો! અમદાવાદમાં તો ભગતજી પાસે જાણે અક્ષરધામનું સુખ હોય
એવું વર્તે છે અને હજારો મનુષ્ય તેમની મૂર્તિમાં ખેંચાઈ ગયા છે.

સાધુ, બ્રહ્મચારી, પાર્ષદ, આચાર્ય મહારાજ સૌ અખંડ સભામાં બેસે છે. વળી ભગતજી એ જ વર્તમાનકાળે પરમ એકાંતિક સત્પુરુષ છે એવું સભામાં છડેચોક આચાર્ય મહારાજ તથા સાધુ પ્રતિપાદન કરે છે.' આવા અપૂર્વ આનંદ અને ઉત્સાહના સમાચાર સાંભળી, સ્વામીશ્રી તથા નિરંજનદાસજી, હરિપ્રિયદાસજી વગેરે પાંચ જણા અમદાવાદ આવ્યા. મંદિરમાં આવી નરનારાયણ દેવના દર્શન કરી, તેઓ સભામાં આવ્યા. તેમને જોઈ ભગતજી તેમને વઢવા લાગ્યા, 'શું કામ આવ્યા?' ત્યારે રાવસાહેબ, મુકુન્દજીવનદાસજી તથા પુરુષોત્તમદાસજી બોલ્યા, 'એ તો અમાસ છે એટલે હિંડોળાના દર્શન કરવા આવ્યા છે.' પછી ભગતજીએ 'બહુ સારું,' એમ રાજી થઈને કહ્યું. ત્યારે સ્વામીશ્રીએ જાણ્યું, 'ભગતજીની મરજી તો છે'. એમ સમજી ભગતજીના દર્શન કરવા પાસે આવ્યા. ત્યારે તેમને જોઇ ભગતજી બોલ્યા, 'આ પેલા વાંસદાના દીવાનને જ્ઞાન કરી બગાડ્યો તે કે?' એમ કહીને હસ્યા. પછી 'વાસુદેવ હરે' થયા તેથી સભા ઊઠી. તે દિવસે અમાસ હોવાથી રાવસાહેબની રસોઇ હતી. એટલે રાવસાહેબ મંણ આ સાધુમંડળ આવી ગયું, તેથી રાજી થયા.

ભગતજી જમીને ઉતારે આવ્યા ત્યારે સ્વામીશ્રી પણ પાછળ જ હતા. ત્યાં આવીને પોતે આસને વિરાજ્યા અને સ્વામીશ્રીને કહ્યું, 'રહી શકાયું નહિ ને? લ્યો આવ્યા તે ઠીક થયું. હવે પાંચ સાત રાત રહેજો. આવો જોગ મળવો બહુ દુર્લભ છે.' એમ કહીને કહ્યું, 'આજે તો રાવસાહેબની રસોઇ હતી અને તમ જેવા સાધુ પધાર્યા તે ભારે યજ્ઞ થયો.' સ્વામીશ્રી તો પાસે બેસી ભગતજીની અમૃતવાણીનું પાન કરવામાં તલ્લીન થઇ ગયા હતા. ભગતજીની દિવ્ય બ્રહ્મસ્વરૂપ અલૌકિક મૂર્તિમાં આ અલૌકિક પુરુષ જોડાઇ ગયા. તે બન્નેની મહત્તાનો ખ્યાલ કોને આવે? શ્રીજી મહારાજે તેથી જ કહ્યું છે, 'એકાંતિક હોય તે જ એકાંતિકને ઓળખે.'

બીજે દિવસે સભામાં સ્વામીશ્રીને ભગતજીએ પૂછ્યું, 'ભણવાનું કેમ બંધ કરાવ્યું?' એટલે સ્વામીશ્રી તો કંઈ બોલ્યા નહિ. પછી

ભગતજી હસતા હસતા બોલ્યા, 'પ્રાગજી ભગતના શ્લોક કરો છો માટે બંધ કરાવ્યું, એમ ને ?' એમ કહી સર્વે સભાને પોતે કહ્યું, 'એમણે તો પ્રાગજી ભક્તના શ્લોક કર્યા છે. 'વરતાલવાળા અમથું ભણવાનું બંધ નથી કરતા' પછી કહે, 'શ્લોક બોલો જોઇએ, કેવા કર્યા છે ?' ત્યારે સ્વામીશ્રી બોલ્યા:

"श्रीमन्निर्गुण मूर्तये......ब्रह्मात्ममुक्तायते ॥"

પછી તેનો અર્થ સમજાવ્યો. 'શોભાયમાન નિર્ગુણ મૂર્તિ જેની છે અને સર્વ શક્તિ અને સામર્થિવાન છે જે અને નિરંતર જ્ઞાનનો ઉપદેશ કરનારા, સર્વજ્ઞ, સર્વ સાધુતાના ગુણે યુક્ત, માયા પર વર્તનારા અને સર્વ ઐશ્વર્યવાન, પોતાના આશ્રિત જીવોના પાપના દોષ હરનારા બ્રહ્મ જે અક્ષર તે સાથે એકાત્મભાવને પામેલા એવા પ્રાગજીભકત! સદ્ગુરુ! તમને મારા નિરંતર નમસ્કાર છે.' આ સાંભળી ભગતજી કહે, 'શિયાળવાને સાવજની ઉપમા આપવી ઘટે?' એમ કહી સ્વામીશ્રીને વઢવા માંડ્યા. ત્યારે હરિચરણદાસ તથા ગુરુ કૃષ્ણસ્વરૂપદાસજી વગેરે તમામ સાધુ ભગતજીને કહેવા લાગ્યા, 'તમે વઢશો નહિ. જેવા તમારા ગુણ છે તેવા શ્લોક કર્યા છે. તેમાં શું ખોટું કર્યું છે ? તમને સદ્ગુરુની ઉપમા આપી છે, કાંઇ ભગવાન તો નથી કહ્યા ને ? અને તમે તો સદ્ગુરુ છો જ. કેમકે હજારોને જ્ઞાન આપી સુખિયા કરો છો અને વળી તમે સાક્ષાત્ અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીને સેવ્યા છે. માટે એ બધા ગુણ, પ્રતાપ, ઐશ્વર્ય તમારામાં છે જ.' એમ સ્વામીશ્રીનો પક્ષ લઈ ભગતજીના ગુણગાન સર્વેએ ગાયાં. ત્યારે ભગતજી બોલ્યા, 'તમો જ્યારે પક્ષ લેશો ત્યારે મારાથી નહિ વઢાય' પછી ભગતજી ત્યાંથી ઊઠીને મહારાજ પાસે દર્શને પધાર્યા.

અહીં જેઠાલાલભાઇ[1] પાસે હમેશના રિવાજ મુજબ 'દરદ

---

૧. નડિયાદના નાગર બ્રાહ્મણ અને ભગતજીના અનન્ય શિષ્ય. જેઠાલાલભાઇના શિષ્ય ગુરુ મગન ભકતે પણ અક્ષરપુરુષોત્તમની નિષ્ઠા પ્રવર્તાવવામાં બહુજ સેવા કરી, સ્વામીશ્રીના કાર્યમાં ઘણી જ મદદ કરી હતી. તેમના શિષ્યો પણ હાલ એજ પ્રવૃત્તિ કરી, આ શુદ્ધ ઉપાસના પ્રવર્તાવવામાં ઘણી જ સેવા કરી રહ્યા છે.

મિટાયા ' એ કીર્તન બોલાવ્યું. પછી સ્વામીશ્રીને બતાવીને મહા-રાજશ્રીને કહ્યું, 'આ સાધુ ભણવામાં બહુ જ હોંશિયાર છે ત્યારે તેમનું ભણવાનું બંધ કર્યું.' ત્યારે મહારાજે કહ્યું, 'તે ઠીક ન કર્યું. સત્સંગમાં વિદ્યા વધારવી જોઇએ માટે વિજ્ઞાનદાસજી સાથે કાશી મોકલો. હું કાગળ લખી આપું છું.' ત્યારે ભગતજીએ કહ્યું, 'વિજ્ઞાનદાસને આજ્ઞા આપી છે તેમને નથી આપી.' પછી વળી ભગતજી બોલ્યા, 'જેમ મહારાજની ઇચ્છા હશે તેમ થશે.' એમ કહી કીર્તનો બોલવાની આજ્ઞા કરી.

બીજે દિવસે સભામાં ભગતજીએ 'મહારાજની મૂર્તિરૂપી કમાણી છે માટે આપણે જ્યારે સાધુ થયા ત્યારે મહારાજની મૂર્તિ સામી જ અખંડ દૃષ્ટિ રાખવી જોઇએ....' એ આદિક ઘણી વાતો કરીને પછી બોલ્યા, 'આ નાના સાધુએ એક દિવસ જે વાતો કરી તે પેટ ઠરી ગયું છે. એવી વાતો આવડે છે.' પછી સ્વામીશ્રીને કહ્યું, 'વાતો કરો.' પછી સર્વે સાધુઓએ પણ તેમને આગ્રહ કર્યો.

સ્વામિશ્રી માથે સ્વામિનારાયણના બે હાથ

ભગતજીનો આગ્રહ અને મરજી જોઇને સ્વામીશ્રીએ વાત શરૂ કરી 'અતિ દુર્લભમાં દુર્લભ મનુષ્ય દેહ છે. તેમાં સત્સંગ મળવો અતિ દુર્લભ છે. તેમાં પણ એકાં-તિક બ્રહ્મવેત્તા સંતને ઓળખીને તેમનો સમાગમ કરવો તે અતિ દુર્લભ છે. એટલું કર્યું તેણે સર્વે કર્યું છે અને તેને કલ્યાણમાં કાંઇ બાકી નહિ રહે.' એમ કહી શ્લોક બોલ્યા :—

प्रसङ्गमजरं पाशमात्मनः कवयो विदुः।
स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम्॥

શ્રીમદ્ ભાગવત ૩-૨૫-૨૦

'જેવું એ જીવને દેહ અને દેહના સંબંધીને વિષે હેત છે તેવું જ જો ભગવાનના એકાંતિક સંતને વિષે હેત થાય તો તેને મોક્ષનું દ્વાર

ઉઘાડું થાય છે અને કાંઇ અધુરું રહે નહિ. આટલું જ કરવાનું છે.' એટલું કહી બંધ રહ્યા. પછી ભગતજી કહે, 'થોડી વાત કરી પણ એમાં સર્વ શાસ્ત્રોનો સિદ્ધાંત લાવી મૂકયો અને બહુ સારી વાત કરી.' એમ કહી સભા વચ્ચે સ્વામીશ્રી પાસે આવીને કહે, 'રંગ છે સ્વામી!' એમ કહીને બે હાથ સ્વામીશ્રીને માથે મૂકયા અને બહુ જ રાજી થયા. ત્યારે એક હરિભક્તે ભગતજીને કહ્યું, 'તમે તો ગૃહસ્થ છે તેથી સાધુને માથે હાથ ન મૂકાંય, છતાં કેમ હાથ મૂકયા?' એટલે ભગતજીએ કહ્યું, 'મેં નથી મૂકયા. સહજાનંદ સ્વામીએ મૂકયા છે.' એટલું કહ્યું. એટલે તે હરિભક્ત શાંત થઇ ગયા અને ભગતજી તથા સ્વામીશ્રીનો બહુ મહિમા સમજ્યા.

પછી રાવસાહેબનો હાથ પકડીને ઉતારે આવ્યા અને રાવસાહેબને કહ્યુ, 'આ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી બહુ જ બુદ્ધિશાળી છે. તે જુવોને સભામાં કેવી વાત કરી?' ત્યારે રાવસાહેબે કહ્યું, 'હા, સાધુ બહુ જ બુદ્ધિશાળી છે અને સભામાં મુદ્દાની વાત કરી.' એટલામાં સ્વામીશ્રી મહારાજની પ્રસાદીની છત્રી આગળ ઊભા હતા, તેમની પાસે આવીને તેમને જોઇ ભગતજી હસીને બોલ્યા, 'આવી વાતો સભામાં કરો છો તે વરતાલ પંક્તિ બહાર કરશે ત્યારે શું કરશો?' ત્યારે સ્વામીશ્રી કહે, 'બધાનું થશે તે મારું થશે પણ આવો અવસર કયાંથી મળે?' એમ કહી ભગતજી સાથે તેમને ઉતારે ગયા.

બીજે દિવસે ભગતજી શણગારના દર્શન કરી મહારાજના દર્શને પધાર્યા એટલે ત્યાં સભા થઇ ગઇ. મહારાજે તેમને ગાદી તકિયે બેસારી હાર આપ્યો અને કહ્યું, 'તમારા જેવા કોઇ બળવાન પુરુષ દીઠા નથી. એક મહિનાથી બધા ભેગા છે પણ નિત્યે નવીન ને નવીન જ શ્રદ્ધા! આ તે શું કહેવાય!' એમ ભગતજીની બહુ જ પ્રશંસા કરી. પછી ભગતજી કહે, 'આજ તો પોતપોતાના અંગના કીર્તનો બોલો.' ત્યારે સ્વામીશ્રી 'મારા વહાલાજી શું વ્હાલાપ દીસે રે તેનો સંગ કેમ તજીએ' એ કીર્તન બોલ્યા. વસોવાળા પુરુષોત્તમદાસ

તથા ઝવેરીલાલ ‘ સંતજન સોઈ સદા મોય ભાવે,’ જેઠાલાલ ‘ મોહન તારી મૂર્તિ લાગે છે મુને પ્યારી રે, એક નિમિષ ન મેલું ન્યારી ’ એ મુક્તાનંદ સ્વામીનું કીર્તન બોલ્યા. પછી ભગતજીએ સ્વામીશ્રીને કહ્યું, ‘ તમે થોડી વાતો કરો. ’ પછી મહારાજે પણ તેમને વાતો કરવાની આજ્ઞા કરી.

મહારાજની અને ભગતજીની આજ્ઞા થઈ એટલે સ્વામીશ્રીએ વાત કરીઃ

धर्मस्त्याज्यो न कैश्चित्स्वनिगमविहितो वासुदेवे च भक्ति।
र्दिव्याकारे विधेया सितघनमहसि ब्रह्मणैक्यं निजस्य ॥
... ......................धार्मिको नीलकण्ठः ॥

એ શ્લોક બોલીને કહ્યું, “ગોપાળાનંદ સ્વામીને બીજા સાધુઓએ પૂછ્યુ, ‘શ્રીજી મહારાજનો જે સિદ્ધાંત હોય તે કહો.’ ત્યારે સ્વામી કહે, ‘આખા સત્સંગિજીવનનો સિદ્ધાંત શ્રીજી મહારાજે श्री वासुदेव विमलामृत धामवासं એ અષ્ટકમાં કર્યો છે અને તેનો સિદ્ધાંત આ છેલ્લો શ્લોક છે તેમાં છે કે ‘હે સંતો ! વેદાદિ સત્શાસ્ત્રોએ પ્રતિપાદન કર્યો એવો જે ધર્મ તેનો દેહનો પાત થાય તો પણ ત્યાગ કરવો નહિ અને પોતાના આત્માની અક્ષરબ્રહ્મ સાથે એકતા કરી, તે પરમાત્મા સિવાયની બીજી વસ્તુમાં અલ્પ પણ પ્રીતિ કરવી નહિ. અને એવી રીતના જે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિએ યુક્ત જે સંત તેની મહિમાએ સહિત સેવા કરવી, એવી ભક્તિધર્મના પુત્ર શ્રી નીલકંઠ-વર્ણીની આજ્ઞા છે.’ આ સિદ્ધાંત એ મહારાજની આજ્ઞા છે. તો આપણે સર્વેએ એ સિદ્ધાંત અનુસાર એવા એકાંતિક, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિએ યુક્ત જે સત્પુરુષ હોય તેમને સેવી લેવા.” આટલી વાત કરી એટલે ભગતજી અને આચાર્ય મહારાજ બહુ જ રાજી થયા. ભગતજી કહે, ‘આ શ્લોકમાં તો શાસ્ત્ર માત્રનો સાર મહારાજે કહી દીધો છે.’

પછી ભગતજી ત્યાંથી ઊઠ્યા અને પોતાને ઉતારે આવ્યા. સ્વામીશ્રી પણ ભગતજીના ઉતારે આવ્યા. સ્વામીશ્રીએ તેમને હાથ જોડીને કહ્યું, 'અમારા સાધુ જવાનું કહે છે.' ત્યારે ભગતજી કહે, 'તીર્થમાં તો પાંચ રાત્રી રહેવું પડે.' એમ કહી સાથે આવેલા નિરંજનદાસજીને કહ્યું, 'આમે ય વટલ્યા અને આમે ય વટલ્યા. માટે પાંચ દિવસ રહેજો અને આવો અવસર ફરી નહિ મળે. અહીં તો એક દિવસમાં દસ જન્મની ખોટ ટળે એમ છે.' એટલામાં સાધુ હરિપ્રિયદાસજી તથા ભક્તિજીવનદાસજી ત્યાં આવ્યા. ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'આ સાધુ જવાનું કહે છે.' પછી ભગતજી ઊભા થઇને એ સાધુને મળ્યા અને કહ્યું, 'રહેજો.'

અહીં તો એક દિવસમાં દશ જન્મની ખોટ ટળે છે.

તે દિવસે સાંજે બહારગામથી નવા નવા વૈષ્ણવ હરિભક્તો ભગતજીનો સમાગમ કરવા આવ્યા હતા. સભા મંડપમાં સભા ચિક્કાર ભરાઇ હતી. તે સભામાં, 'સ્વામિનારાયણ ભગવાન પ્રગટ થયા છે અને તેમની ઉપાસના મુમુક્ષુઓએ—કલ્યાણના ખપવાળાઓએ–કરવી' એવી કેટલીક વાત કરીને પછી ભગતજીએ સ્વામીશ્રીને પૂછ્યું, 'તમે શું સમજીને ત્યાગી થયા છો?' ત્યારે તેમણે કહ્યું, 'શ્રીકૃષ્ણ ભગવાનનો અચળ આશરો સંસારમાં રહીએ ત્યાં સુધી ન થાય કારણ કે બ્રહ્મચર્ય વિના સર્વ વૃથા છે. માટે દૃઢ આશ્રય થાય એટલે ત્યાગી થયા છીએ. વળી ગીતામાં પણ કહ્યું છે, 'यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति । तत्ते पद संग्रहेण प्रवक्ष्ये ॥*
એમ વાત કરી ત્યારે ભગતજીએ ભલાભાઈને કહ્યું, 'જોયું', અનાશ્રય જો ના કરવો હોય તો આવા સાધુને સેવીને મન, ઈંદ્રિયો વશ કરો અને પંચવિષયનો ત્યાગ કરીને શ્રીકૃષ્ણ ભગવાનમાં આસક્ત થાઓ. જ્યાં સુધી વિષયમાં પ્રીતિ છે ત્યાં સુધી અનાશ્રય જ છે.' આમ પંચવિષયના ખંડનની ઘણી વાત કરી.

ભગવાનના દૃઢ આશ્રય માટે બ્રહ્મચર્યની જરૂર

---

* અર્થ : જેને પરમપદ પામવું હોય તેણે બ્રહ્મચર્યનું પાલન કરવું જોઈએ.

બીજે દિવસે બપોરની સભામાં ભગતજી આવ્યા એટલે સ્વામીશ્રી પણ ભંડારમાં જમી સભામાં ભગતજીનાં દર્શને આવ્યા. ભગતજીએ તેમને પૂછ્યું, 'જમ્યા?' ત્યારે તેમણે કહ્યું, 'હા.' એટલે ભગતજીએ કહ્યું, 'હવે તમારે ફાવે ત્યારે જાઓ, આજ્ઞા છે, સારી રીતે ભણજો.' એમ કહી હસીને બોલ્યા, 'આવો નાનો દેહ તે મંડળ શું શોભે? મંડળવાળાને તો જબરો દેહ જોઇએ ' પછી ભગતજી ઉતારે ગયા. ત્યાં યજ્ઞપુરુષદાસજીએ, નારાયણભાઇએ લઇ આપેલી ઠાકોરજીની મૂર્તિ પ્રસાદી કરવા મોકલી. તે મૂર્તિ જોઇ ભગતજી બહુ જ રાજી થયા અને બોલ્યા, 'લગાર નાસિકા મોટી છે. આવી મહારાજને નહોતી.' પછી તે મૂર્તિને એક કલાક પોતાની છાતી ઉપર ઝુલાવી. એટલામાં સ્વામીશ્રી આવ્યા. તેમને જોઈ ભગતજી કહે, 'તમારા ઠાકોરજી સારા છે. નાસિકા જરા નાની કરાવો.' પછી સ્વામીશ્રીએ ભગતજીને દંડવત્ કર્યાં. ભગતજી પણ રાજી થઇને તેમને મળ્યા, આશીર્વાદ આપ્યા અને જવાની રજા આપી. સ્વામીશ્રી પોતાના મંડળને લઇને મહેમદાવાદ આવ્યા.

આવો નાનો દેહ તે મંડળ શું શોભે!

## ગઢડામાં જળઝિલણીના સમૈયે

જેમ જેમ ભગતજીનો મહિમા ગૂજરાતમાં પ્રવર્તતો ગયો તેમ તેમ માયાએ પણ એવો જ જબરો ઊપાડ કર્યો. સં. ૧૯૫૨ ના ચૈત્રી સમૈયા ઉપર વરતાલમાં મોટી સભા થઇ અને સભામાં પ્રાગજી ભક્તનો સમાગમ કરવા કોઇએ મહુવા ન જવું, એવી અનેક પ્રકારની વિચારણા થઇ. પણ અંતે આચાર્ય મહારાજે જ એ ઠરાવને ઉડાડી દીધો અને કહ્યું, 'હરિભક્તો કામ પ્રસંગે પોતાના હેતવાળા હરિભક્તો હોય અને એકબીજાને મળે અથવા ભેગા થાય તેમને હું શી રીતે બંધી કરી શકું?' આથી માયા હેઠી બેઠી. પણ તેને સર્વ પ્રકારે પરાસ્ત કરી, પ્રાગજી ભક્તનું સત્સંગમાં સર્વોપરી સ્થાન સ્થાપવા માટે, અને હેતવાળા હરિભકતોને તેમના દર્શન અને

સમાગમનું સુખ આપવા માટે, માયાથી ન દબાતાં, સ્વામીશ્રી તથા પ્રભુદાસ કોઠારી બંને વરતાલ ગયા અને આચાર્ય મહારાજને વિનતિ કરી કે 'ભગતજીને જળઝિલણી ઉપર ગઢડે તેડાવો તો સારું.' એટલે મહારાજશ્રીએ તુરત જ ભગતજીને મહુવા કાગળ લખ્યો. એ કાગળ, સ્વામીશ્રીએ આચાર્ય મહારાજની સહી કરાવી મહોરછાપનો સિક્કો મરાવી, લઇ લીધો અને આણંદ આવી ટપાલમાં નાંખ્યો. વરતાલની ટપાલમાં કાગળ પડે અને પાછળથી ત્યાંના કર્મચારીઓનો વિચાર બદલાય તો વરતાલની ટપાલમાંથી એ કાગળ પાછો ખેંચી લેવાય. તેથી આણંદની 'પોસ્ટ'માં કાગળ નાખ્યો. આ રીતે સ્વામીશ્રી, ભગતજીના દર્શન સમાગમ માટે અનેક પ્રકારની યુક્તિ કરી, ભગતજી દ્વારા સ્વામીશ્રીજીની ઉપાસનાના બીજ વવાયા છે, તેને કથાવાર્તાના અમૃતરસથી સિંચન કરવા, સદા પ્રવૃત્ત રહેતા. સ્વામીશ્રીએ ટપાલમાં કાગળ નાખ્યો અને પછી એક રૂપિયાના પોસ્ટકાર્ડ મંગાવી, ગામે ગામ કાગળો લખ્યા. તેમાં જણાવ્યું કે 'ભગતજી ગઢડે જળઝિલણીનો સમેયો કરવા પધારવાના છે માટે સૌએ આવવું.'

આ વખતે સાધુ મંડળને ગઢડા, ભાવનગરથી પગે ચાલીને જવાની મહારાજશ્રીએ આજ્ઞા કરી હતી. એટલે યજ્ઞપુરુષદાસજી, પુરાણી કેશવપ્રસાદજી, બ્ર. ધ્યાનાનંદજી વગેરે ગાડીએ બેસી વલસાડ આવ્યા અને ત્યાંથી વહાણમાં બેઠા. દરિયામાં ચોમાસાનું તોફાન શાંત થયું ન હતું. એટલે વહાણ મધ્ય દરિયે આવ્યું ત્યાં તો તોફાનના વમળમાં સપડાયું. કોઇ રીતે આ વમળમાંથી વહાણ બહાર નીકળી નહિ શકે એમ નાવિકોને લાગવાથી તેમણે વહાણમાં બેઠેલા સર્વે મુસાફરોને કહી દીધું, 'હવે ઉગરવાનો એકે આરો નથી, ભગવાન બચાવે તો જ બચીશું.' આ સાંભળી સ્વામીશ્રીએ, સ્વામીશ્રીજી તથા ભગતજીને સંભારી 'મેરે તો એક તુમ હી આધારા' તથા 'બાનાની પત રાખો રે' એ બે ત્રણ કીર્તનો બોલીને, મહારાજ સ્વામી તથા ભગતજીને સંભારી ઘણી સ્તુતિ કરી. તેથી વમળ ખસી ગયું અને તોફાનનો ઘોડો પાછળ આવ્યો. તેથી તેજ સાંજે સહીસલામતીથી વહાણ

ભાવનગર પહોંચી ગયું. સ્વામીશ્રીની અડગ ટેક અને શ્રદ્ધાભક્તિથી વહાણના તમામ નાવિકો તથા ઉતારુઓને પણ લાગ્યું કે 'આ કોઇ મોટા ભકત છે.'

આ સાધુ મંડળ મહારાજની આજ્ઞાથી ભાવનગરથી ચાલીને ગઢડે આવ્યું. ભગતજી પણ આવી ગયા હતા. જળઝિલણીનો સમૈયો ગઢપુરમાં બહુ જ ભારે થયો. તેમાં ય મહારાજ પોતે પધાર્યા અને ભગતજી પણ આવ્યા એટલે સૌને ઘણું જ સુખ આવ્યું. ભગતજીએ પણ પોતાના ઉતારે, હરિભક્તોને ઉતારે, સભામાં, સાધુ પાર્ષદોના ઉતારે, મહારાજને મેડે, લક્ષ્મી વાડીએ, ઘેલે એ આદિક અનેક સ્થળે અપાર વાતો કરી અને સૌને તરબોળ કરી દીધાં.

**આ તો તમારા અંતર સાફ કરવાની સાવરણી છે**

એક દિવસ બપોરે ભગતજી ઝવેરીલાલભાઇના ઉતારે પધાર્યા. ત્યાં સ્વામીશ્રી તથા પુરાણી કેશવપ્રસાદદાસજી પણ આવ્યા. એટલે ભગતજીએ તેમને જોઇને કહ્યું, 'આવો સાધુરામ! બેસો.' એમ કહી પાસે બેસાડ્યા. પુરુષોત્તમદાસે પૂછ્યું, 'ભણવાની શી આજ્ઞા છે?' ત્યારે ભગતજી બોલ્યા, 'ભણવા કાંઇ પરદેશ જવાની જરૂર નથી. હમણાં તો ભજન કરો. ઘણું ભણ્યા. વળી મહારાજશ્રીનો આગ્રહ હોય અને કહે તો રાજકોટ જવું પણ હિન્દુસ્થાન (કાશી) જાવું નહિ.' એમ આજ્ઞા કરી સૌ હરિભક્તો પાસે બેઠા હતા તેમને કહ્યું, 'આટલી અહીં તમારા અંતર ચોખ્ખા કરવાની (સ્વામીશ્રી સન્મુખ બતાવીને) આ સાવરણી છે તેને પણ ટાળવી છે? પરદેશ ભણવા જાશે તો તમે શું કરશો? જુઓ નડિયાદમાં રહ્યા ત્યાં ઝવેરીલાલને કેટલો આનંદ કરાવ્યો? વળી વાંસદાના દીવાનને પણ રંગ લગાડ્યો.' એમ સ્વામીશ્રીના મહિમાની ઘણી જ વાતો ભગતજીએ કરી. પછી પુરાણી કેશવપ્રસાદજી ત્યાં ઊભા હતા તેમને જોઇને કહ્યું, 'અઢાર હજાર માળા ફેરવજો તો સંકલ્પ બંધ થઇ જશે. અમે તો વિચારીને જોયું છે ત્યારે જણાયું કે ભજન કર્યા સિવાય વિષય ઓછા

થાય નહિ માટે ભજનનો આગ્રહ રાખજો.' એમ કહી મહારાજશ્રીને ઉતારે પધાર્યા.

બીજે દિવસે સવારે ભગતજી વહેલા ઊઠી ઘેલે નાહવા પધાર્યા. કોઠારી પ્રભુદાસ તથા સ્વામીશ્રી પણ ભેળા હતા. સાધુને આરે વાતો કરતા કરતા ચાલ્યા અને કોઠારીને તથા સ્વામીશ્રીને મળ્યા અને કહ્યું, 'હરિભક્તોને વાતો કરી રાજી રાખજો અને હું તો રાજી જ છું.' એમ કહી બીજી વાર મળ્યા. પછી સ્નાન કર્યું અને ધોતિયું પહેરીને બેઠા અને સ્વામીશ્રીને કહ્યું, 'તમને એ જ આજ્ઞા છે કે સર્વ હરિભક્તોને રાજી રાખશો તો જાણે મને સોને મઢયો અને તેથી હું લાખ ગણો રાજી છું.' એટલું કહી પોતે ઉતારે પધાર્યા અને પૂજા કરી મંદિરે દર્શને પધાર્યા.

## રાજકોટમાં વિદ્યાધ્યયન

ગઢપુરમાં જલઝિલણીનો સમૈયો કરી ભગતજી મહારાજ મહુવે પધાર્યા. આચાર્ય મહારાજે સ્વામીશ્રીને ભણવા કાશી મોકલવા ઇચ્છા બતાવી. પરંતુ તેમણે કહ્યું, 'ભગતજીએ કાશી જેટલે છેટે જવાની ના કહી છે.' એટલે આચાર્ય મહારાજે રાજી થઇને રાજકોટ ભણવા જવા કહ્યું અને રાજકોટના મંદિરમાં તેમને રહેવાની સગવડતા તથા પુસ્તક વગેરે જે જોઇએ તે આપવાની ભલામણનો કાગળ લખી મોકલ્યો. આ કાગળ લઇને સ્વામીશ્રી રાજકોટ પધાર્યા. સ્વામીશ્રીને રાજકોટ ભણવા મોકલવામાં ભગતજીના બે ઉદ્દેશ હતા એક તો શાસ્ત્ર સંબંધી વિદ્યા ભણાય અને બીજો ઉદ્દેશ જૂનાગઢમાં સ્વામીશ્રી જાગાભક્તનો તેમને યોગ રહે. સ્વામીશ્રીને પણ સ્વામી જાગાભક્તનો યોગ કરવાની ઇચ્છા હતી. આગળ '૪૯ની સાલમાં ગઢપુરમાં અને '૫૨ના ચૈત્રી સમૈયા ઉપર વરતાલમાં જાગાભક્ત સ્વામીનો પ્રસંગ તેમને થયો હતો. પરંતુ રાજકોટ રહેવાથી તો એ પ્રસંગ સતત હવે રહેશે, એ વિચારથી સ્વામીશ્રીને ખૂબ સંતોષ થયો.

રાજકોટ આવી સ્વામીશ્રીએ સૂત્રભાષ્ય ભણવાનુ નક્કી કર્યું. મંદિરના સાધુઓને ત્યાંના પ્રતિષ્ઠિત અને વિદ્વાન શાસ્ત્રી જીવણરામભાઈ ભણાવતા હતા. તેમણે સ્વામીશ્રીને જ્યારે જોયા ત્યારે પ્રથમ પ્રસંગે જ તેમની પ્રતિભાથી આકર્ષાયા. વળી આ શાસ્ત્રીએ તેમના પિતા મહિધર શાસ્ત્રીને ગઢપુરમાં શાસ્ત્રાર્થમાં હરાવ્યા હતા તે જાણ્યું ત્યારે તેમને આ નાના શાસ્ત્રી પ્રત્યે અત્યંત માન થયું. જીવણરામભાઈ બહુ જ સાત્ત્વિક, સરળ અને ઊંડા અધ્યયનવાળા હતા. તેમના પિતાના વેદાંતના તમામ સંસ્કાર તેમનામાં હતા. પરંતુ પોતે બીજા મતનું કોઈ દિવસ ખંડન કરતા નહિ. આથી તેમની પાસે એમ. એ. ના પણ ઘણા વિદ્યાર્થીઓ ભણવા આવતા.

વિદ્વાન શાસ્ત્રી રંગાચાર્યની પ્રશસ્તિ પામેલા આ શાસ્ત્રીને જ્યારે તેમણે પ્રથમ પાઠ આપ્યો ત્યારે તેમને લાગ્યું કે, 'આ શાસ્ત્રી પાસે ગુરુભાવ રાખવો તે વૃથા છે.' વિદ્યાવારિધિ અને વિદ્યારત્નની ઉપમા ઘટી શકે, એવા આ નાનકડા દેખાતા શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી પાસે તો સરસ્વતી સદાય વીણાવાદન કરતી તેમને દેખાતી. રઘુવંશ, કિરાત આદિ અનેક સાહિત્ય ગ્રંથો, તેમ જ સિદ્ધાંત કૌમુદી, સારસ્વત આદિ વ્યાકરણ શાસ્ત્ર, તથા ન્યાયશાસ્ત્રમાં પૂર્વ અને ઉત્તર મિમાંસા, અને તત્ત્વજ્ઞાનમાં શ્રીમદ્ ભાગવત, ગીતા આદિ ગ્રંથોનો સમ્યક્ પ્રકારે અભ્યાસ કરી ગએલા આ શાસ્ત્રી, પોતાની પાસે ભણવા આવ્યા છે કે પોતાને ભણાવવા આવ્યા છે, તેની મુઝવણ જીવણરામભાઈને થઈ! છતાં 'હરિ કરે સો હોય' જે થશે તે લાભમાં થશે, એમ માની પોતાની વિદ્વત્તાનું સહજ એવું માન છોડી, તેઓ સ્વામીશ્રી પાસે બેસતા. આવી રીતે લૌકિક દૃષ્ટિએ વિદ્યા વિનિમય ચાલુ થયો.

**વિરોધનો જુવાળ**

સ્વામીશ્રીએ રાજકોટમાં મુકામ કર્યો અને પોતાનું શુદ્ધ વર્તન અને બ્રહ્મજ્ઞાનના પ્રભાવથી ઘણા ગુણાતીત જ્ઞાનના હેતવાળાને પોતે ખેંચ્યા. કેટલાક વિદ્યાર્થીઓ પણ તેમની પાસે આવવા લાગ્યા. તેમને તેઓ સંસ્કૃતના અભ્યાસમાં મદદ-

કરતા અને વળી શ્રીજી સ્વામીની ઉપાસનાની પણ વાતો કરતા. વળી ધીરે ધીરે હેત કરાવી પૂનમ તથા એકાદશીએ ઠાકોરજીના દર્શન કરવા તથા સ્વામીશ્રી જાગાભક્તનો સમાગમ કરવા જૂનાગઢ પણ મોકલતા. પોતે પણ અવકાશે, પૂનમ એકાદશીએ, જૂનાગઢ સ્વામીશ્રી જાગાભક્તના દર્શન–સમાગમ સારું જતા. કેટલીક વખત મંદિરના કોઠારી તેમની આ ગુણાતીત જ્ઞાનની પ્રવૃત્તિથી ઉશ્કેરાતા, ત્યારે જૂનાગઢ જવા માટે ગાડીભાડું ન આપે અને 'બહુ જ ખર્ચ તમે કરો છો.' એમ પણ કહે. પણ પોતે ખાનગીમાં સૌને સમજાવે, 'કરોડ રૂપિયા આપતાં પણ આવા પુરુષનો સમાગમ કયાંથી ?' કેટલીકવાર સ્વામીશ્રીને જૂનાગઢની ટિકિટભાડાના પૈસા સ્વામીશ્રી જાગાભક્તના અત્યંત કૃપાપાત્ર શેઠશ્રી મોરારજીભાઈ આપતા.

સ્વામીશ્રી આ મંદિરમાં ભણવાને બહાને રહી, અક્ષર પુરુષોત્તમની ઉપાસનની વાતો કરે છે, તેમજ પ્રાગજી ભક્તનો અને જાગાભક્તનો મહિમા હરિભક્તોને કહે છે, એટલે મંદિરના કેટલાક સાધુઓને તથા હરિભક્તોને આ ન રુચ્યું. આથી ઉદ્વેગ અને ઉપાધિ ઉપાડવા માટે, આ સાધુઓએ આ વિદ્યાર્થીઓના સગાવહાલાંને ઉશ્કેર્યા અને કહ્યું 'આ સાધુ તો તમારા છોકરાઓને ઉપદેશ કરે છે અને તેમના ઉપદેશથી આ છોકરાઓ એકાદશીના નકોરડા ઉપવાસ કરે છે, પૂનમે જૂનાગઢ જાય છે અને કેટલીકવાર તો રાત્રે પણ ઘેર ન જતાં અહીં મંદિરમાં જ શાસ્ત્રીની વાતો સાંભળવા રોકાઇ રહે છે. માટે તમે જો તમારા છોકરાઓને વારશો નહિ તો આ શાસ્ત્રી તેમને બગાડી દેશે અને વળી સાધુ પણ કરી દેશે'. એમ ભોળા હરિભક્તોને ભરાવ્યું. તેમને પણ એ સમજ ન પડી કે પોતાના સંતાનોને આવા ઉપદેશથી શુભ સંસ્કાર ઉદય થાય છે કે તેઓ બગડી જાય છે! આ રીતનો વિચાર કોઇએ ન કર્યો અને સાધુઓના રાગ દ્વેષમાં સહુ ભળી ગયા. સ્વામીશ્રીનું સભામાં અપમાન કરવાનું સૌએ નક્કી કર્યું.

આજ અરસામા સ્વામીશ્રીને આમની ઉપાધિથી લોહીખંડ પેટણેસણું થયુ હતું તેથી વારંવાર બહિર્ભૂમિ જવાનુ થતુ તેમની આવી તબિયતનો કોઈએ વિચાર ન કર્યો અને આવી સ્થિતિમા સભામા ઠપકો દેવા બોલાવ્યા સભામા ઘણાખરા હરિભક્તો કરસનજી ભાઈ, રામજીભાઈ, મોરારજીભાઇ વગેરે આવ્યા હતા અને 'યજ્ઞ પુરુષદાસજીને જો ઉપાધિ થાય તો આપણે પક્ષ લેવો' તેવુ સૌએ નક્કી કરી રાખ્યુ હતુ. પછી સભામા એક સત્સગી કોઈપણ જાતનો વિચાર કર્યા સિવાય ઉભા થઇ બોલવા લ ગ્યા, 'આ યજ્ઞપુરુષદાસજીએ તો અમારા વીશ વીશ વર્ષના પરણેલા છોકરાઓને બગાડી નાખ્યા છે તેએ' મ દિરમા જ તેમની પાસે બેસી કથાવાર્તા સાભળ્યા કરે છે ને ઘર તરફ તો બિલકુલ લક્ષ્ય જ આપતા નથી ' આ ઉપરથી જૂનાગઢના સદ્ગુરુ સ્વામી બાલમુકુન્દદાસજી બોલી ઊઠયા, આ શાસ્ત્રીજીના ઉપદેશથી તમારા છોકરાઓને સત્સગના સ સ્કાર થાય છે અને મંદિરમા રહીને કથાવાર્તા સાભળે છે, એકાદશી નકોરડી કરે છે અને પૂનમ ઉપર જૂનાગઢ દર્શને જાય છે તેથી તમારા છોકરાઓ બગડ્યા કે સુધર્યા તેનો તો વિચાર કરો ' આમ ભાર દઈને બોલ્યા એટલે કોઇથી બોલી શકાયુ નહિ વળી કૃષ્ણજી અદા તથા મોરારજીભાઈ આદિ પ્રતિષ્ઠિત સત્સગીઓ પણ સભામા હતા અને વળી સ્વામી બાલ મુકુન્દદાસજીએ સ્વામીશ્રીનો આવો ખુલ્લો પક્ષ રાખ્યો એટલે કોઈ સાધુ સત્સગી બોલી શકયા નહિ સ્વામીશ્રી તો આ આખા પ્રસગ દરમ્યાન હાથમા માળા લઇને બેસી ગયા હતા વિરોધનો પ્રતિકાર મૌનથી અપાયો તેથી સભા ધીરે ધીરે વિખરાઈ ગઈ

પરતુ ઉપાધિ જબરી ઉપડી હતી અને સ્વામીશ્રીને રાજકોટ મ દિરમા રહેવા જ ન દેવા એવુ સૌએ નક્કી કર્યું હતુ. તે અ ગેનો કેટલાક સાધુ તથા હરિભક્તોની સહીવાળો ખરડો તેમણે તૈયાર કર્યો. આ ખરડામા ગુણાતીતાનદ સ્વામીના શિષ્ય હિમરાજભાઇ, જેમનું રાજકોટમા કેટલાક હરિભક્તો ઉપર વર્ચસ્વ હતું અને તેમનું આ મંડળ 'હિમપથ'ને નામે ઓળખાતુ હતુ, તેમણે પણ સહી કરી.

કૃષ્ણજી અદાને હિમરાજભાઈ ઉપર અતિશય હેત હતું પણ તેમણે સ્વામીશ્રીની વિરુદ્ધ આ ખરડા ઉપર સહી કરી એટલે અદાશ્રીએ તેમનો સાથેનો સંબંધ સદાને માટે છોડી દીધો. અદાશ્રીને સ્વામીશ્રી પ્રત્યે આવો ભાવ હતો. આ વિરોધના પરિણામે સ્વામીશ્રીને રાજકોટ મંદિર છોડી જૂનાગઢ જવું પડ્યું !

વરતાલમાં આચાર્યશ્રી વિહારિલાલજી મહારાજને આ સમાચાર મળ્યા કે શાસ્ત્રી યજ્ઞપુરુષદાસને રાજકોટ મંદિર છોડવાની ત્યાંના સાધુઓ તથા હરિભક્તોએ ફરજ પાડી, એટલે તેમણે તુરત જ એક પત્ર સ્વામી બાલમુકુંદદાસજી ઉપર લખ્યો. તેમાં જણાવ્યું કે 'મારી આજ્ઞાથી યજ્ઞપુરુષદાસ શાસ્ત્રી રાજકોટમાં ભણે છે. તેમના તરફથી કંઈ ઉપાધિ જેવું જણાતું હોય તો મને ખબર આપવી જોઈએ. પરંતુ આ પ્રમાણે તેમને ભણવાનુ બંધ કરી જૂનાગઢ મોકલી દીધા તેમાં મારી આજ્ઞાની અવજ્ઞા છે. તો આ પત્ર મળે એટલે તુરત જ યજ્ઞપુરુષદાસજીને જૂનાગઢથી રાજકોટ બોલાવી લેશો અને તેમને ભણવાની તમામ સગવડતા આપશો.' આ પ્રમાણે રાજકોટ પત્ર લખ્યો અને એક પત્ર જૂનાગઢ સ્વામીશ્રી ઉપર પણ લખ્યો. તેમાં સ્વામી બાલમુકુંદદાસજી ઉપર લખેલા પત્રની નકલ બીડી. આ પત્ર મળ્યો એટલે સ્વામીશ્રી જૂનાગઢથી તુરત જ રાજકોટ પધાર્યા.

## સ્વામી જાગાભક્તને ઉપાધિ

જૂનાગઢમાં સ્વામી જાગાભક્તના આસને કથાવાર્તાની અદ્‌ભુત જમાવટ રહેતી અને મોટા મોટા સદ્‌ગુરુઓ અને હરિભક્તો પણ તેમની પાસે બેસતા. સ્વામીશ્રી પણ રાજકોટથી અવારનવાર જૂનાગઢ આવી તેમની વાતો સાંભળતા. આથી ભેખની ઉપાધિ વધી અને રાગદ્વેષવાળા, કોઈપણ પ્રકારે સ્વામીશ્રી જાગાભક્તનો વધતો જતો મહિમા અને પ્રતાપ ઓછો થાય, તેવો પ્રસંગ શોધવા લાગ્યા. આ વખતે જૂનાગઢમાં જીભાઈ કોઠારી હતા. સ્વામીશ્રીના પ્રીતિપાત્ર અને ભગતજી મહારાજને વિષે સંપૂર્ણ ગુરુભાવવાળા

આ કોઠારી જરા ભોળા અને સરળ હૃદયના હતા. તેમને અવારનવાર સાધુઓ જઈને કહેવા લાગ્યા કે 'ધર્મામૃત પ્રમાણે આ મંદિરમાં શુદ્ધ વર્તન રહેતું નથી અને સાધુ, પાર્ષદ તથા હરિભક્તો જાગા ભક્તને ઓરડે જઇ કથા સાંભળે અને વળી તેઓ પણ સભામાં આવી વાતો કરે તે ઠીક ન ગણાય અને તેમાં મંદિર તથા ઠાકોરજીની શુદ્ધિ સચવાય નહિ.' સાધુ ઘનશ્યામદાસે આ ઉપાધિ ઊપાડી. આથી ભોળા અને કાચા કાનના કોઠારી જીભાઈએ એક દિવસ તેમને કહ્યું, 'તમે આ બધી વાતો તો કરો છો પણ તેનો ઉપાય શું?' એટલે ઘનશ્યામદાસે તુરત જ કહ્યું, 'જાગાભક્તને આસને જવાની સૌને બંધી કરો અને તેમને સભામાં આવી કથા વાર્તા કરવાનું બંધ કરો. તમે તો સત્તાધારી છો તો તમારી આજ્ઞા કોણ ઉથાપી શકે તેમ છે?' આ પ્રમાણે કોઠારીને ચડાવ્યા અને સ્વામી જાગાભક્તનો યથાર્થ મહિમા ન જાણનાર કોઠારીએ, મંદિરની શુદ્ધિ સચવાય એ શુભ હેતુથી, ફરમાન બહાર પાડ્યું. 'જાગાભક્તના ઓરડે સાધુ હરિભક્તે કથા સાંભળવા જવું નહિ અને જે જશે તેને મંદિરમાંથી કાઢી મૂકવામાં આવશે.' આ ફરમાનને વરતાલના મુખ્ય કોઠારીનો પણ ટેકો મળ્યો.

આ ફરમાનથી જૂનાગઢ દેશના તમામ હરિભક્તોને અત્યંત દુઃખ થયું. તેમ જ સ્વામી જાગાભક્તને વિષે મહિમાવાળા સાધુઓને પણ અપાર દુઃખ થયું. રાજકોટમાં પણ આ સમાચાર આવ્યા એટલે રાજકોટમાં સ્વામી જાગાભક્તને વિષે અતિશય સદ્‌ભાવવાળા હરિભક્તો આથી ઘણા જ દુઃખી થયા. પરંતુ જીભાઈ કોઠારીના ફરમાન આગળ કોઈ કશું કરી શક્યા નહિ. જીભાઇ સરળ હતા, ભોળા હતા, સહૃદયી હતા અને છતાં એટલા જ કડક પણ હતા. વરતાલના મુખ્ય કોઠારીના અત્યંત વિશ્વાસપાત્ર અને રંચ જેટલો પણ સ્ત્રી ધનનો સંકલ્પ જેને નહિ એવા આ કોઠારી, મંદિરની તમામ વ્યવસ્થા અને જાગવણીમાં, સત્તાધીશ હતા. તેમનું ફરમાન આચાર્ય મહારાજથી પણ ન ફરતું.

સ્વામી જાગાભક્ત તો આ પ્રસંગથી અતિ ઉદાસ થઇ ગયા. સદા સર્વદા મહારાજ અને સ્વામીના લીલાચરિત્રોનું ગાન કરવાવાળા અને તેમાં જ આનંદ માનનારા અને તેમની જ ઉપાસના પ્રવર્તાવવાના આગ્રહવાળા સ્વામી જાગાભક્તને કથાવાર્તા એ જ જીવન હતું, એ જ ભક્તિ હતી. સર્વદા ' મહારાજ અને સ્વામીની વાતો સિવાય બીજી કોઇ વસ્તુની ઇચ્છા જ નહિ કરનારા અને અતિ આશ્ચર્યકારી અને સુંદર મંગળકારી એવા તે મહાપ્રભુનાં ચરિત્રોનું ગાન કરવામાં અને એના આનંદના સમુહમાં સદા નિમગ્ન રહેનારા*, સ્વામી જાગાભક્ત, આ પ્રતિબંધથી અત્યંત દુઃખાઇ ગયા.

આ પ્રતિબંધના સમાચાર સ્વામીશ્રીને તેમના જોડિયા સાધુએ વિગતવાર કાગળ લખી રાજકોટ મોકલ્યા. એ કાગળ મળ્યો એટલે સ્વામીશ્રીએ કોઠારી જીભાઇને સ્વામી જાગાભક્તના મહિમાનો એક લાંબો પત્ર લખીને તૈયાર કર્યો. પરંતુ તેમને વિચાર થયો કે પત્ર લખવા કરતાં પણ રૂબરૂ જવું એ વધારે ઠીક છે. એટલે તે કાગળ ફાડી નાખ્યો અને તે જ દિવસે પોતે જૂનાગઢ જવા તૈયાર થયા.

સાંજે જૂનાગઢ પહોંચ્યા અને સાધુના આસને પોતાની ઝોળી ભેરવી, ઠાકોરજીનાં દર્શન કરી, સીધા સ્વામી જાગાભક્તના ઓરડે પોતે દર્શને જતા હતા, ત્યારે કેટલાકે કહ્યું કે ' ત્યાં જવાની બંધી છે.' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'મારે માટે બંધી નથી.' એમ કહી જાગાભક્ત સ્વામીને ઓરડે પહોંચી ગયા. અહીં આવી, જાગાભક્ત સ્વામીને દંડવત્ કરી, પોતે પગે લાગી પાસે બેઠા. એટલે સ્વામી જાગાભક્તે અતિશય આશ્ચર્ય પામીને પૂછ્યું 'તમે અહીં શી રીતે આવ્યા? અહીં આવવાની તો બંધી થઈ છે.' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, ' બંધી હવે આજથી તૂટી. માટે

---

* एकान्तिनो यस्य न कञ्चनार्थं वाञ्छन्ति ये वै भगवत् प्रपन्नाः ।
अत्यद्भुतं तच्चरितं सुमङ्गलं गायन्त आनन्द समुद्रमग्नाः ॥
श्रीमद् भागवत–૮।૩।૨૦

આપ તેની ચિંતા ન કરો.' પછી સ્વામી જાગાભક્ત બોલ્યા, 'કથાવાર્તા નહિ, હરિભક્તોને મળવાનું નહિ, દર્શન નહિ તો પછી હવે મહારાજ ધામમાં લઇ જાય એમ જ સંકલ્પ રહે છે.' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'સ્વામી! આપ એમ ઉદાસ ન થાઓ; હું કોઠારીને સમજાવી બધી વ્યવસ્થા કરું છું.' એમ કહી પોતે પોતાના આસને પધાર્યા. અહીં મંદિરમાં બધે 'હો હા' થઇ ગયું. 'યજ્ઞપુરુષદાસ બંધી હોવા છતાં પણ જાગાભક્તને ઓરડે ગયા અને તેમને દંડવત્ કર્યા.' એ વાતનો જોરશોરથી ઉહાપોહ કરવામાં સૌ મંડયા તે એટલા માટે કે જો યજ્ઞપુરુષદાસને પણ કંઇક શિક્ષાવચન કહેવામાં આવે તો તે પણ દબાય. વળી મુખ્ય કોઠારી ગોવર્ધનભાઇ પણ એ વખતે અહીં હતા. એટલે સૌ આ પ્રસંગના પરિણામની રાહ જોવા લાગ્યા.

કોઠારી જીભાઈ સ્વામી જાગાભક્તનો મહિમા સમજે છે

સ્વામીશ્રી તો સ્વામી જાગાભક્તને ઓરડે દર્શન કરી, સીધા કોઠારમાં પધાર્યા. પરંતુ મુખ્ય કોઠારી કે જીભાઇ કોઠારી બેમાંથી કોઇએ પણ તેમને કાંઇ પણ કહ્યું નહિ. કોઠારી જીભાઇને મનમાં એમ કે 'મુખ્ય કોઠારી હાજર છે એટલે તે ઠપકો દેશે, મારે શા માટે તેમની સાથે હેત તોડવું?' કોઠારી ગોવર્ધનભાઇને એમ થયું કે 'અહીંના કોઠારી જ કહે. આપણે બે દિવસ આવ્યા છીએ તે શા માટે કજિઓ ઊભો કરવો.' એમ બંને મનમાં સમજી રહ્યા. પરંતુ કોઇએ સ્વામીશ્રીને કાંઇ પણ કહ્યું નહિ. સ્વામીશ્રીએ વિચાર કર્યો, 'જીભાઇને સ્વામી જાગાભક્તનો મહિમા સમજાવવો. પરંતુ ગોવર્ધનભાઇ કોઠારી પંચતીર્થિની યાત્રાએ જવાના છે તે જાય પછી તેમને આ વાત કરવી.' એટલે બે દિવસ પોતે મૌન રહ્યા. પછી કોઠારી ગોવર્ધનભાઇ પંચતીર્થિની યાત્રાએ ગયા. તે જ રાત્રે સ્વામીશ્રીએ જીભાઇને એકાંતમાં બોલાવ્યા અને જાગા સ્વામીના મહિમાની વાત કરતાં કહ્યું:

'આપણે સુરતમાં સાથે હતા ત્યારે તમોને મેં ભગતજી મહા-

રાજના મહિમાની વાતો કરી હતી. ગુણાતીતાનંદ સ્વામીને સેવીને તદ્દત ભાવને ભગતજી પામી ગયા હતા. તેવા જ આ સ્વામી જાગાભક્ત પણ છે. તેમણે જૂનાગઢમાં ગુણાતીતાનંદ સ્વામી પાસે સાડા ચૌદ વર્ષ રહી, અતિ અપાર સેવા કરી, સ્વામીને રાજી કરી દીધા છે. હંમેશા સ્વામીની મરજી અનુસાર જ વર્ત્યા છે અને સ્વામીનો રાજીપો મેળવવા સારુ અનેક અપમાન, કષ્ટ, તિરસ્કાર સહન કર્યા છે પણ કોઇ દિવસ પ્રતિકાર કર્યો નથી. એટલું જ નહિ પણ સદા સર્વદા સૌનુ ભલું જ ઇચ્છયું છે. એમ અનહદ સાધુતા અને શ્રીજીમહારાજની આજ્ઞાને અણીશુદ્ધ પાળવાની દૃઢ ટેકથી, ગુણાતીતાનંદસ્વામીનો તેમના ઉપર અત્યંત રાજીપો થઇ ગયો હતો. આચાર્યશ્રી રઘુવીરજી મહારાજ અહીં પધાર્યા અને સત્તર દિવસ અહીં રહ્યા, તે દરમ્યાન સ્વામીની મરજી જાણીને સાંખડાવદરનું બીડ સંભાળવા પોતે ગયા હતા. સ્વામીએ જે જે વાતો જૂનાગઢ મંદિરમાં સત્તર દિવસ દરમ્યાન સભામાં કરી, તે તેમને નિરાવરણ દૃષ્ટિ આપી સાક્ષાત્ સંભળાવી અને એટલા દિવસ રોજ રાત્રે સ્વામી તેમને દર્શન દેતા અને અનેક પ્રકારે સુખ આપતા. આવી અગાધ બ્રહ્મસ્થિતિવાળા આ પુરુષનો દ્રોહ કોઇક ભેખના વચને ભરમાઇને તમે કરો છો પણ તેમાં તો ભ્રષ્ટ થઇ જવાશે, અને કલ્યાણ તો છેટું રહી જશે પણ યમયાતના ભોગવવી પડશે.' એમ સ્વામી જાગાભક્તના અપાર મહિમાની વાતો શામ, દામ, ભેદ અને દંડની રાજનીતિ બતાવી, સ્વામીશ્રીએ પોતાના એક ધારા અસ્ખલિત પ્રવાહથી, સવારના ચાર વાગ્યા સુધી જીભાઇને કરી. આથી કોઠારી જીભાઇના જ્ઞાનચક્ષુ ખુલી ગયાં અને પોતે અશ્રુભીની આંખે ગદ્ગદ્ થઇ સ્વામીશ્રીને કહ્યું, 'સ્વામી! આજે તમે મારી ભૂલ સમજાવી દીધી છે. હું આ કોઠારના અધિકારમાં અને વર્ણના માનમાં સ્વામીશ્રી જાગાભક્તના આવા મહિમાને સમજી ન શકયો અને રાગદ્વેષવાળા સાધુઓના વચન માની, મેં તેમને આ ઉપાધિ કરી. પરંતુ હવે તો તેમની પાસે જઇ, તેમના ચરણમાં પડી માફી માગીશ ત્યારે જ શાંતિ થશે.' એ પ્રમાણે કોઠારીએ સ્વામીશ્રીની પાસે નિષ્કપટ થઇ અંતર ચોખ્ખું કર્યું.

કોઠારી ત્યાંથી ઊઠયા અને નાહી, પરવારી ચંદન હાર તથા એક ધોતિયું લઇને સ્વામી જાગાભક્તને ઓરડે ગયા. અત્રે સ્વામી જાગાભક્ત નાહીને પૂજા કરતા હતા. એ વખતે કોઠારીએ આવીને તેમને દંડવત્ કર્યા. એટલે જાગાભક્ત સ્વામીએ પૂછયું; 'કોણ એ?' ત્યારે કોઠારી આંખમાં અશ્રુસાથે બોલ્યા, 'એ તો હું જીભાઇ.' તુરત જ સ્વામી જાગાભક્ત ઊભા થઇ ગયા અને બોલ્યા, 'રાખો, રાખો, કોઠારી! દંડવત્ ન હોય.' પણ કોઠારીને તો પરિતાપ અત્યંત થયો હતો એટલે તે તો આંખમાં અખંડ અશ્રુધારાએ સહિત દંડવત્ કર્યે જ જતા હતા. પછી તેમણે સ્વામીને ચંદનથી પૂજા કરી હાર પહેરાવી અને ધોતિયું ઓઢાડયું અને પગે લાગી કહ્યું, 'સ્વામી! મારા તમામ ગુન્હા માફ કરો. મારી અણસમજણે કરીને મેં આપનો દ્રોહ કર્યો છે અને આપને ઉપાધિ કરી છે. મારી આ અણસમજણ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીએ ટાળી નાંખી છે અને આપનું સત્ય સ્વરૂપ મને સમજાવ્યું છે. માટે અજાણતા ગુન્હા થયા છે તો ક્ષમા કરી મને આશીર્વાદ આપો અને સદાય મારા ઉપર રાજી રહો. હવે હું જીભાઇ નથી. આપનો સેવક છું તો આજથી હવે અહીં તમારું રાજ્ય અને તેમાં કોઈ વિરોધ કરશે તો તેને હું કાઢી મૂકીશ'. એમ ઘણી ઘણી સ્તુતિ કોઠારીએ કરી. આથી સ્વામી જાગાભક્ત ઘણા જ રાજી થયા. પોતે તો અજાતશત્રુ અને અતિ અપાર સાધુતાની મૂર્તિ હોવાથી જાણતા હતા કે કોઠારીને કંઈ અંગત રાગદ્વેષ નથી, પરંતુ કોઇના ચડાવવાથી જ આ બધી કરી છે. એટલે રાજીપા પૂર્વક કોઠારીને આશીર્વાદ આપી કહ્યું, 'એમાં આપની કાંઈ કસૂર નહોતી. આપે તો સંપ્રદાયની પ્રથા જાળવવા કર્યું, તેનું કંઇ અમને દુઃખ નથી.' પછી કોઠારીએ કહ્યું, 'આજથી જ તમારે ઓરડે તમામને આવવાની છૂટ અને આપને પણ સભામાં આવીને વાતો કરવી એવી મારી પ્રાર્થના છે.' એ પ્રમાણે બહુ જ વિનતિ કરી કોઠારી પોતાના આસને ગયા.

કોઠારીનો પરિતાપ

આજથી જે જે સત્કર્મ મારાથી થાય તે બધાનું પુણ્ય તમને

સ્વામીશ્રીની અતિ અદ્ભુત કળા, સત્પુરુષનો અંતરંગ મહિમા અને સામાના અંતરમાં એ મહિમા ઉતારવાની અપાર શક્તિથી સ્વામી જાગાભક્ત, તેમના ઉપર મનોમન ઘણા જ રાજી થયા. આ કાર્ય સ્વામીશ્રી વિના બીજા કોઇથી પાર પડી શકે એમ ન હતું. કારણ કે જીભાઈની સત્તા પાછળ વરતાલનો જબરજસ્ત ટેકો હતો. એટલે કોઈ એક શબ્દ પણ બોલી શકતું નહિ. પરંતુ સ્વામીશ્રી, કોઇથી પણ ન દબાતાં, સ્વામી જાગાભક્તને આસને ગયા, તેમને દંડવત્ કર્યા; એટલું જ નહિ પરંતુ વિશ્વાસપૂર્વક એમ પણ કહ્યું, 'બંધી આજથી હવે તૂટી' અને ખરેખર! બન્યું પણ એમ જ. મુખ્ય કોઠારીએ જૂનાગઢ છોડયું ત્યારે પોતે જે નિશાન પાડવાનું નક્કી કર્યું હતું તે નિશાન તેમણે પાડયું જ. આમ 'કામિલ, કાબિલ, સબ હુન્નર તેરે હાથ' એવા પાકા મુર્શીદ પોતે હતા, એમ જૂનાગઢ રાજકોટ અને સોરઠના સર્વ દેશના હરિભક્તોને આ પ્રસંગથી જણાયું.

જીભાઇને વાત કર્યા પછી સ્વામીશ્રી તો પોતાના આસને જઇ પોઢી ગયા અને લગભગ સાડા પાંચ વાગે ઊઠી, નાહી, પૂજા કરી, ઠાકોરજીના દર્શન કરી સર્વ સંતોને આસને દર્શન કરતા કરતા લગભગ સાત વાગે સ્વામી જાગાભક્તને ઓરડે પધાર્યા. અત્રે સ્વામી જાગાભક્ત પોતાના ઓરડાની બહાર બેસી, જાળીનો એક સળિયો પકડી બીજા હાથમાં શિક્ષાપત્રીનું પુસ્તક વાંચતા વારંવાર, સભામંડપ તરફ દૃષ્ટિ કરતા કે 'યજ્ઞપુરુષદાસ હજુ કેમ ન આવ્યા.' એમ થોડીવાર રાહ જોઇ ત્યાં સ્વામીશ્રી પધાર્યા અને સ્વામી જાગાભક્તને દંડવત્ કરવા લાગ્યા. પરંતુ સ્વામી જાગાભક્તે તેમને એકદમ પકડી લીધા અને બાથમાં ઘાલીને મળ્યા અને બોલ્યા, 'આવ્યો બાપ! બહુ રાહ જોવરાવી.' સ્વામી જાગાભક્ત તેમના ઉપર અતિ અપાર રાજી થઇ ગયા હતા. તેથી લગભગ બે ઘડી સુધી તો તેમને બાથમાંથી છોડયા જ નહિ. અતિ વહાલથી હવે 'આ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસને શું આપી દઉં!' એમ વિચારવા લાગ્યા. પછી બંને બેઠા. સ્વામી

જાગાભક્તે કોઠારી આવી ગયાની તમામ વાત કરી. પછી પોતે બોલ્યા, 'ઘણાના કલ્યાણનું દ્વાર બંધ થઇ ગયું હતું તે તમે આજે ઉઘાડ્યું અને સર્વ મુમુક્ષુ હરિભક્તોને કથાવાર્તાનું આનુકૂળ કરી દીધું. હવે બીજું તો તમને હું શું કહું પરંતુ આજથી મારા થકી જે જે સત્કર્મ થાય, જે જે જીવોનું કલ્યાણ થાય, તે બધાનું પુણ્ય તમને છે!' સ્વામીશ્રી તો આ મહાન પુરુષના દૃષ્ટિના જ પ્યાસી હતા. તેમણે તો હાથ જોડી ફક્ત એટલું જ કહ્યું, 'મારા ઉપર આપ રાજી રહો અને સદા દૃષ્ટિ રાખો એ જ વિનતિ છે' પછી પોતે પોતાના આસને પધાર્યા.

આ પ્રસંગથી સ્વામીશ્રી, જાગાભક્ત સ્વામીના પરમ કૃપાપાત્ર બની ગયા. અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીને રાજી કરવા તે કાંઇ નાની સુની વાત ન હતી તેમની અપાર કૃપાના પાત્ર ભગતજી મહારાજ તથા સ્વામી જાગાભક્ત હતા. તે બંન્નેની એક કળાવિચ્છિન્ન કૃપા મેળવી, સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજીએ આખા સત્સંગમાં અદ્વિતીય છાપ પાડી હતી. મોટા મોટા સદ્‌ગુરુઓ પણ કહેતાં કે, 'શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીની જોડ આ સત્સંગમાં જડવી મુશ્કેલ છે.

## જૂનાગઢમાં સત્સંગિજીવનની કથા

પછી સ્વામીશ્રી રાજકોટ પધાર્યા અને વિદ્યાભ્યાસ ચાલુ કર્યો. પરંતુ જૂનાગઢથી કોઠારીનો પત્ર આવ્યો કે, 'બોટાદવાળા હરિલાલ શેઠને સત્સંગિજીવનનું પારાયણ બેસારવું છે માટે કથા વાંચવા તમારે જૂનાગઢ આવવું.' આ પત્ર મળ્યો એટલે પોતે તેમના જોડિયા સાધુ સાથે ફરી જૂનાગઢ આવ્યાં.

× × ×

શિવલાલભાઈના પૌત્ર હરિલાલભાઈએ જૂનાગઢ પ્રત્યેનું મમત્વ જાળવી રાખ્યું હતું. તેમને ખ્યાલ હતો કે જૂનાગઢમાં જ ગુણાતીત જ્ઞાનના સદ્‌ગુરુઓ, પુરાણીઓ કે શાસ્ત્રી પાસે મહારાજનું સર્વોપરી-પણું કે 'સ્વામી, અક્ષર છે' એવા પ્રતિપાદનના શબ્દો સાંભળવા મળશે.

એટલે અહીં કથા કરાવવાનું તેમણે નક્કી કર્યું. સત્સંગિજીવનના આખા ગ્રંથની કથા ચાર પુરાણી વાંચે ત્યારે એક માસમાં સારી રીતે નિરૂપણ સાથે પુરી થાય. એટલે પ્રથમ પુરાણી તરીકે પુરાણી હરિદાસ બેસતા પછી ગોપીનાથદાસ, પછી શાંતાનંદ બ્રહ્મચારી અને છેલ્લો વારો સ્વામીશ્રીનો હતો. કથાના પ્રારંભ પ્રસંગે શેઠે પુસ્તક તથા પુરાણીની પૂજા કરી અને આરતી કરી. ત્યારબાદ કથાનો પ્રારંભ પુરાણી હરિદાસજીએ કર્યો. ત્રણ પુરાણી બદલાયા અને ચોથો વારો સ્વામીશ્રીનો આવ્યો. દરેક અધ્યાયનું સુંદર અને સ્પષ્ટ નિરૂપણ, સાથે સાથે વચનામૃત, સ્વામીની વાતો, ગીતા, ભાગવત, શ્રુતિઓ વગેરેનો આધાર અને જૂના જૂના આખ્યાનોથી કથાનો સ્વામીશ્રીએ એવો તો રંગ જમાવ્યો કે આખી સભા સ્તબ્ધ થઇ ગઇ! શેઠને પણ સ્વામીશ્રીની કથાથી બહુ જ આનંદ થયો સંપ્રદાયનું બંધારણ, તત્વજ્ઞાન અને ઇતિહાસ વગેરે ઘણું જ જાણવાનું મળ્યું.

બીજે દિવસે કથા શરુ થઇ. શેઠને ઉતારે ખબર મોકલ્યા કે કથાનો પ્રારંભ થયો છે માટે પધારો. ત્યારે તેમણે કહ્યું, 'ચોથા પુરાણી યજ્ઞપુરુષદાસ શાસ્ત્રી કથા વાંચવા બેસે ત્યારે મને બોલાવવા આવજો' આમ સ્વામીશ્રીએ પોતાના અદ્ભુત વક્તવ્યથી અને કથાની સુંદર જમાવટથી શેઠને પ્રભાવિત કર્યા. આથી મંદિરમાંનાં ઘણાને મત્સર ઉત્પન્ન થયો. મહારાજે કહ્યું છે, 'નિર્મત્સર એવા જે સંત તે જ ભાગવત ધર્મના અધિકારી છે, અને તે મત્સર સર્વથી ઝીણો છે અને ટળવો ઘણો જ કઠણ છે.'[1] અતિ સૂક્ષ્મ અને ન ટળી શકે એવો આ દોષ ઘણાનાં અંતરમાં પેઠો. ઘનશ્યામદાસને તો સ્વામીશ્રી ઉપર દ્વેષ હતો જ. કારણ કે સ્વામીશ્રીએ જૂનાગઢ આવી જીભાઇ કોઠારીને સમજાવીને જાગા ભક્તને ઓરડે જવાની બંધી ટાળી હતી. આ પ્રસંગથી બીજા સાધુઓ પાસેથી ઘનશ્યામદાસને પુષ્ટિ મળી. તેમાં વળી પૂર્ણાહુતિના દિવસે તે અગ્નિમાં ઘી રેડાયુ.

૧ કા. ૬.

એક માસની કથા પુરી થઇ. ચાર પુરાણીઓએ વારાફરતી કથા વાંચી. હવે પાટ ઉપર બેસારીને પ્રથમ પૂજન કોનું કરવું એ પ્રશ્ન અંદર અંદર સૌને થયો. પુરાણી હરિદાસ જેવા વૃધ્ધ અને અનુભવી પુરાણીનું જ પ્રથમ પૂજન થવું જોઇએ. એમ સૌ માનતા હતા. એમ જ થવાનું હતું. છતાં શેઠની પાસે આ વાત ગઇ. શેઠ બહુ જ સ્પષ્ટ વકતા હતા. સત્ય વાતમાં બાહ્ય વ્યવહારને તેઓ કોરે મૂકી દેતા. તેથી તેમણે તો તુરત જ કહી દીધું, 'જેની કથાથી સૌને વિશેષ સમાસ થયો હોય તેનું પૂજન પહેલાં કરવું. શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીની કથાથી મને તો બહુ જ આનંદ થયો છે અને વળી સૌ સભાજનો પણ તેમની કથા રસથી સાંભળતા, તેથી તેમનું પ્રથમ પૂજન થવું જોઇએ.'

જેની કથાથી સૌને વિશેષ સમાસ થયો હોય તેની પ્રથમ પૂજા થવી જોઇએ.

શેઠના આ શબ્દોથી દ્વેષીઓને ઉકળાટ થયો. સ્વામીશ્રીનું અપમાન કરવા અને તેમના ગુરુની જાત બતાવી હલકા પાડવા, ઘનશ્યામદાસ ઊભો થયો અને સભામાં બોલવા માંડયો, 'આજે તો જેણે દરજી અને મોચીને ગુરુ કર્યા છે તે આ સભામાં મોટા થયા છે એવો વિપરીત કાળ આવ્યો છે.' આ સાંભળી સ્વામીશ્રી, જે હજુ વ્યાસપીઠ ઉપર કથા પુરી કરી પુસ્તકના પાના બાંધતા હતા, તેમણે કહ્યું, 'ગુરુ થવાનો અધિકાર કાંઇ એકલા ભગવાધારીઓએ જ રાખ્યો નથી. મહારાજે તો કહ્યું છે કે જ્યાં સુધી વર્ણ અને આશ્રમનું માન રહે છે ત્યાં સુધી સાધુપણું આવતું નથી.[1] માટે દેહાભિમાનને યોગે ભગવાનના ભક્તમાં જાતિભાવ પરઠો છો તેથી સાધુપણું છે જ કયાં? પ્રાગજી ભક્ત અને જાગા ભક્ત જેવા સ્વામીના અતિ કૃપાપાત્ર ભક્તોને વિષે આવો ભાવ લાવી કુત્સિત શબ્દો બોલો છો તે મહારાજ નહિ સહન કરે.' એમ સિંહગર્જના કરી તેથી ઘનશ્યામદાસ દબાઈ ગયો અને કાંઇ બોલી શકયો નહિ. બીજા સાધુ પણ શાંત થઇ ગયા. પછી વ્યાસપીઠ ઉપરથી નીચે ઉતરીને સભામાં ઊભા રહીને સ્વામીશ્રીએ

૧ ગ. પ્ર. ૪૪

કહ્યું, 'આ જૂનાગઢના મંદિરમાં પ્રાગજી ભક્ત તથા જાગા ભક્તે સ્વામીની જે સેવા કરી રાજીપો મેળવ્યો છે તે અહીંના ઘણાખરા સદ્‌ગુરુઓ જાણે છે. પરંતુ કેવળ રાગદ્વેષથી, સ્વામીના આ બંને કૃપાપાત્ર શિષ્યોને હલકા પાડનારા શબ્દો આજે આ સભામાં આ સાધુ બોલ્યા છે. માટે આ બંને ભક્તોને ભગવાનના ખરા ભક્ત જો આપણે જાણતા હોઈએ, પણ આપણી સારપ્ય રાખવા સારુ જો એમનું ઘસાતું બોલતા સાંભળી રહીએ, તો મહારાજના વચન પ્રમાણે વિમુખ કહેવાઈશું" એટલું કહી પોતે બેસી ગયા. એટલે સદ્‌ગુરુ સ્વામી બાલમુકુન્દદાસજી તથા પુરાણી હરિદાસ વગેરેએ તે સાધુને ઘણોજ ઠપકો આપ્યો. પછી હરિલાલ શેઠ સ્વામીશ્રીનું પ્રથમ પૂજન કરવા ઊભા થયા. પરંતુ સ્વામીશ્રીએ બહુ જ વિનયપૂર્વક ના કહી અને પુરાણી હરિદાસ તથા ગોપીનાથદાસને પાટ ઉપર બેસારી તેમનું પ્રથમ પૂજન કરાવ્યું. પછી બ્રહ્મચારી શાંતાનંદજીનું અને પછી પોતાનું એમ ક્રમ પ્રમાણે પોતે પૂજન કરાવ્યું.

**જીવનરામ શાસ્ત્રીના શાંકરમતના સંસ્કારો બદલાય છે.**

પારાયણ પુરી થયા પછી સ્વામીશ્રી રાજકોટ પધાર્યા અને અભ્યાસ શરુ કર્યો. અહીં બ્રહ્મસૂત્રો ઉપર શાંકરભાષ્ય પુરું કર્યું. પછી તેમણે જીવનરામ શાસ્ત્રીને કહ્યું, 'હવે મને આ સૂત્રો ઉપર રામાનુજ ભાષ્ય ભણાવો.' ત્યારે શાસ્ત્રીએ કહ્યું, 'રામાનુજ ભાષ્ય તો હું ભણ્યો નથી.' પછી સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'મૂળ ટીકાનો ભાવાર્થ તમારા નિર્દેશથી હું સમજી લઈશ.' જીવનરામ શાસ્ત્રીને સ્વામીશ્રીની બુધ્ધિ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. એટલે તેમણે તે પ્રમાણે રામાનુજ ભાષ્ય શરુ કર્યું. બ્રહ્મસૂત્રો ઉપર રામાનુજની ટીકાનો અર્થ સ્વામીશ્રી કરવા લાગ્યા. વ્યાકરણ અને ન્યાયના આધારથી આ ભાષ્ય ઉપર સ્વામીશ્રીનું સ્પષ્ટ વિવરણ સાંભળીને, જીવનરામ શાસ્ત્રીને પણ રામાનુજ ભાષ્યમાં રસ પડવા લાગ્યો. ધીરે ધીરે તેમના શાંકરમતના સંસ્કારો બદલાવા લાગ્યા અને રામાનુજ ભાષ્યને પોતે પ્રમાણ માનવા લાગ્યા.

વાહ ગોપાળાનંદ ! વાહ ! તમે જો હોત તો હું સત્સંગી થઇ જાત !

બ્રહ્મસૂત્રોનો અભ્યાસ પુરો થયો એટલે સ્વામીશ્રીએ ભગવદ્ ગીતા ઉપર ગોપાળાનંદ સ્વામીનું ભાષ્ય શરુ કર્યું. હવે તો પરિસ્થિતિ એવી થઇ હતી કે આ બંને ગુરુ શિષ્યને ફક્ત સાથે વાંચવાનુ હતું તેમાં પણ સ્વામીશ્રી સમજાવે અને જીવનરામ શાસ્ત્રી સમજે. આમ ગોપાળાનંદ સ્વામીના ગીતા ઉપરના સ્પષ્ટ અર્થ કે જેમાં શંકાને સ્થાન જ ન રહે તે સાંભળતા સાંભળતા જીવનરામ શાસ્ત્રી ઘણી વાર બોલી જતાં, 'વાહ ગોપાળાનંદ ! વાહ ગોપાળાનંદ ! જો તમે અત્યારે હોત તો હું જરૂર સત્સંગી થઇ જાત' ધીરે ધીરે ગોપાળાનંદ સ્વામીનું ગીતા ભાષ્ય પણ પુરું થયું અને જીવનરામ શાસ્ત્રીને વિશિષ્ટાદ્વૈત મતની વિશેષ પ્રતીતિ થઇ. છેવટે સ્વામીશ્રીએ તેમની સત્સંગ પ્રત્યેની અભિરુચિ જાણી, જૂનાગઢમાં જાગા ભક્ત પાસે તેમને વર્તમાન ધરાવ્યા. આવી રીતે રંગાચાર્ય અને જીવનરામ જેવા ધુરંધર શાંકરમતના શાસ્ત્રીઓને પણ સ્વામીશ્રીએ તેમની અપાર વિદ્વત્તા અને ભગવદ્ ભાવથી જીતી લીધા, અને તેમને વિશિષ્ટાદ્વૈત મતમાં અભિરુચિ કરાવી દીધી. જીવનરામ શાસ્ત્રી સ્વામીશ્રીની અદ્ભુત શક્તિને હમેશા પ્રણિપાત કરતા. સ્વામીશ્રીએ તેમની પાસે અભ્યાસ તો ચાલુ જ રાખ્યો, પણ સમૈયા, પારાયણ વગેરે હોય ત્યારે તેઓ જૂનાગઢ પધારતા.

## જૂનાગઢમાં જન્માષ્ટમીનો સમૈયો

જૂનાગઢમાં જન્માષ્ટમિને સમૈયે ભગતજીને તેડાવવાનો સ્વામીશ્રીનો સંકેત

સ્વામીશ્રીને રાજકોટ આવ્યાને લગભગ એક વર્ષ થઇ ગયું. એક વર્ષથી ભગતજી મહારાજનો તેમને યોગ થયો ન હતો. તેમ જ તેમના સંબંધવાળા હરિભક્તોનો પણ યોગ હતો નહિ. ફક્ત કાગળ પત્રથી સમાચાર મળે એટલું જ. આથી તેમને થયું કે જો ભગતજી મહારાજને જૂનાગઢ જન્માષ્ટમીના સમૈયા ઉપર આવવાનું થાય તો જૂનાગઢમાં દિગ્વિજય થઇ

જાય. જે સ્થળે ભગતજીનું અપમાન થયું અને વિમુખ કરીને કાઢયા હતા, એ જ સ્થળે ફરી પોતે અપાર સન્માન અને ધામધૂમથી પધારે તો સત્સંગમાં અલૌકિક પ્રસંગ ઉજવાય જાય. વળી ભગતજી અને સ્વામી જાગા ભક્ત બંને સદ્‌ગુરુ ભેગા થાય તો ગુણાતીત જ્ઞાનની છોળ્યો ઉછળે. આ વિચારથી તેમણે ગુજરાતમાં ઝવેરીલાલ આદિ હરિભક્તોને ભગતજીને જૂનાગઢ તેડાવવા સંબંધી કાગળો લખ્યા. ઝવેરીલાલ તો આવા પ્રસંગની રાહ જ જોતા હતા. તેમણે તુરત જ લખી દીધું, ' ભગતજી મહારાજ જૂનાગઢ પધારે તો પારણાની રસોઇ મારી.' એ પ્રમાણે તેમનો ઉત્સાહ ભર્યો પત્ર આવ્યો અને બીજા પણ ગુજરાતના હરિભક્તોના તેવા જ ઉત્સાહભર્યા પત્રો રાજકોટ સ્વામીશ્રી ઉપર આવ્યા. તેમ જ આ હરિભક્તોએ આચાર્ય મહારાજને પણ વરતાલ પત્રો લખ્યા કે ભગતજીને જૂનાગઢ જન્માષ્ટમી ઉપર તેડાવો. સ્વામીશ્રીએ પણ રાજકોટથી વરતાલ આચાર્ય મહારાજ ઉપર પત્ર લખ્યો કે 'આ વખતે 'નડિયાદથી ઝવેરીલાલ આદિ સત્સંગીઓની જૂનાગઢ જન્માષ્ટમીના સમૈયા ઉપર આવવાની ઇચ્છા છે અને જો ભગતજીને આ સમૈયે તેડાવો તો ગુજરાતના હરિભક્તોને ઘણો જ ઉત્સાહ રહે અને જૂનાગઢમાં પણ કથાવાર્તાનું સૌને સુખ આવે.' સ્વામીશ્રીમાં એ એક ખૂબી હતી કે તેમના દર્શનથી, વાણીથી કે પત્રથી ગમે તેવાનું અંતઃકરણ ભેદાઈ જતું અને તેમના ધાર્યા પ્રમાણે કામ કરી દેતા. આચાર્ય મહારાજને આ પત્રની ધારી અસર થઇ!

પરિણામે સં. ૧૯૫૩ ના શ્રાવણ માસમાં આચાર્યશ્રી વિહારિલાલજી મહારાજે મહોર છાપવાળો પત્ર ભગતજી મહારાજને મહુવા લખ્યો અને જણાવ્યું કે ' તમો જૂનાગઢ જન્માષ્ટમીના સમૈયે જરૂર પધારશો અને શ્રાવણ વદી ૬ઠના દિવસે જૂનાગઢ પહોંચી જજો.' તેજ મુદ્દાનો એક પત્ર સ્વામીશ્રીને રાજકોટ પણ લખ્યો. સ્વામીશ્રીને આ પત્ર મળ્યો કે તુરત જ તેમણે ગુજરાતમાં ભગતજીના હેતવાળા તમામ હરિભક્તોને પત્રો લખી દીધાં કે, ' ભગતજી જૂનાગઢ જન્માષ્ટમીના સમૈયે પધારવાના છે માટે સૌ સમૈયે આવશો.'

આ પ્રમાણે કાગળો લખી સ્વામીશ્રી જૂનાગઢ પધાર્યા અને જીભાઇ કોઠારીને મળી ભગતજીના સ્વાગતની તમામ તૈયારી કરી. ભગતજીનો ઉતારો, તેમની સાથે જ ગુજરાતના હરિભક્તોના ઉતારા, ભગતજી માટે ઢોલિયો, મશરૂના પાગરણ વગેરેની તમામ વ્યવસ્થા કરી પોતે પાછા રાજકોટ પધાર્યા.

સં. ૧૯૨૧ની સાલમાં જે સ્થાનમાંથી આચાર્ય મહારાજની જ આજ્ઞાથી વિમુખ થઇને ભગતજીને નીકળવું પડ્યું હતું, તે જ સ્થાનમાં આજે ઘણાં વર્ષ બાદ આચાર્ય મહારાજનીજ આજ્ઞાથી ફરી જવાનું થયું, એ શ્રીજી મહારાજ અને સ્વામીના અપાર રાજીપા અને કૃપાનું ફળ માની, ભગતજી સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજના બુદ્ધિચાતુર્ય ઉપર ઘણા જ પ્રસન્ન થયા. અહો ! આ સાધુએ વર્ણ અને આશ્રમનું માન ત્યજીને, જેમનામાં સાચા સત્પુરુષનાં લક્ષણ પ્રગટ થયા છે અને જેમનામાં સર્વ પ્રકારે શ્રીજી મહારાજ અખંડ નિવાસ કરીને રહ્યા છે, એવા પરમ એકાંતિક પ્રાગજી ભક્તને જ શ્રીજી મહારાજ અને સ્વામીનું પ્રગટ સ્વરૂપ માની, મોક્ષનું દ્વાર માની, તેમનો મન, કર્મ, વચને સમાગમ કરવામાં દેહના દુઃખને, અપમાન કે તિરસ્કાર કે જે કંઇ ઉપાધિ આવે તે સર્વને, ન ગણ્યું અને કેવળ એક જ તાન રાખ્યું કે આવા સાક્ષાત્ શ્રીજી સ્વરૂપ સંતને સેવી, સત્પુરુષના પરમભાવને પામવું, જેથી શ્રીજી સ્વામી એક નિમિષ માત્ર અળગા રહે જ નહિ. એવા મહામોટા આશયને સિદ્ધ કરવા કટિબદ્ધ થઈને વરતાલ, ગઢડા, જૂનાગઢ, મહુવા કે ગુજરાતના ગામોમાં જ્યાં જ્યાં યોગ આવ્યો ત્યાં ભગતજી મહારાજનો, લોકલાજનો ત્યાગ કરી, શિર સાટે સમાગમ કર્યો અને ભગતજીની અપાર કૃપાનું ફળ પ્રાપ્ત કરી, તત્સ્વરૂપ બની ગયા. જેમ ગોપીઓએ સ્વજનના આર્યપથનો ત્યાગ કરીને, શ્રીકૃષ્ણ ભગવાનનો મન, કર્મ, વચને સંગ કર્યો ત્યારે તેમને મુકુંદ ભગવાનની પદવિ પ્રાપ્ત થઇ ગઇ, તેવી જ રીતે સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજે પણ સાધુના આશ્રમમાં રહીને પોતાના દેહના સ્વજન જે અન્ય સાધુ તે શું કહેશે એવા ભયનો ત્યાગ કરી, વિદ્વત્તાનું માન

છોડી, ભગતજી એ જ વર્તમાન કાળે શ્રીજી સ્વામીનું પ્રત્યક્ષ સ્વરૂપ છે, એમ માની તેમને રાજી કરી ચકચૂર કરી દીધા!

જે સ્થળે ભગતજીનું અપમાન થયું અને વિમુખ થઈને નીકળવું પડ્યું, તે જ સ્થળે ભગતજી પાછા અપ્રતિમ સન્માન પામી પધારે તો જ સત્સંગમાં ખરો દિગ્વિજય થાય, એવો સ્વામીશ્રીનો સંકલ્પ, આજે શ્રીજી સ્વામીની નિષ્ઠા અને ભગતજીને વિષે અપાર ગુરુભક્તિને પ્રતાપે, સિદ્ધ થયો. આ પ્રસંગની પાછળ સ્વામીશ્રીની અતિ અદ્‌ભુત કુશળતા અને ચાણાક્ય નીતિનો પ્રભાવ જાણી, ભગતજી તેમના આ લાડિલા સંતવર્ય ઉપર અત્યંત રાજી થઈ ગયા.

**ભગતજીનું અપ્રતિમ સન્માન અને સ્વામીશ્રીનો અપૂર્વ દિગ્વિજય!**

ભગતજી, આચાર્ય મહારાજનું આમત્રંણ આવ્યું એટલે જૂનાગઢ આવવા નીકળ્યા. જેતલસર જંકશને આચાર્ય મહારાજ પણ ભેગા થઇ ગયા. જૂનાગઢ સૌ સાથે પહોંચ્યાં. અહીં આચાર્ય મહારાજ માટે બે ઘોડાની બગી, અને તે જ પ્રમાણે ભગતજી માટે પણ બે ઘોડાની બગી તૈયાર રાખેલી હતી. વ્યવસ્થા કોઠારી જીભાઈની અને પ્રેરણા સ્વામીશ્રીની એટલે શું બાકી રહે? ભગતજીની રમણીય, ગૌર, પુષ્ટ અને આકર્ષક મૂર્તિ અદ્‌ભુત શોભાયમાન અને સૌ કોઈને આકર્ષણના કેન્દ્ર સમી બની ગઇ! આવી રીતે સ્વામીશ્રીએ પોતાના ગુરુને જૂનાગઢમાં અપ્રતિમ સન્માનથી પધરાવ્યા.* કળા અને કૌશલ્યના નિધિ સમાન આ નાના દેખાતા સ્વામીશ્રી એક એક પ્રસંગ એવો યોજતા અને તેને ઓપ ચઢાવી એવો પાર પાડતા કે તે પ્રસંગના પરિણામથી સૌને સ્વામીશ્રીના મહિમાની જ દૃઢતા થતી. જૂનાગઢનો આ પ્રસંગ સ્વામીશ્રીએ એવી જ કુશળતાથી યોજ્યો હતો અને તેમાં પોતાનો હાથ છે એવી તો લેશમાત્ર કોઈને ખબર પડવા દીધી જ નહિ!

આ સમૈયો એટલે સ્વામીશ્રીનો અપૂર્વ દિગ્વિજય! વળી ભગ-

* આ પ્રસંગના વિસ્તાર માટે જુઓ 'પ્રાગજીભક્ત' પાનું ૪૭૯ થી ૫૫૬

તજી મહારાજ, સ્વામી જાગા ભક્ત, અને જૂનાગઢના મહા ધુરંધર સદ્‌ગુરુઓના ત્રિવેણી સંગમ રૂપી જ્ઞાનગંગામાં જેણે આ સમૈયામાં સ્નાન કર્યું, તે અવિદ્યાથી નિવૃત્ત થઇ, શ્રી હરિને વિષે શ્રદ્ધા, ભક્તિ અને પ્રીતિની દઢતાને પામી ગયા.

આ સમૈયા દરમ્યાન કથાવાર્તાના અનેક પ્રસંગોમાં એક વખત સ્વામીશ્રીએ ભગતજીને પ્રશ્ન પૂછયો, 'બ્રહ્મરૂપ થએલા સંતના જે દર્શન તે ભગવાનનાં દર્શન તુલ્ય છે એમ વચનામૃતમાં ઘણે ઠેકાણે કહ્યું છે,ઃત્યારે એવા સંતના દર્શન થયા પછી એને આત્મામાં સ્થિતિ કરી દર્શન પામવાની શી જરૂર છે ?'

સ્વામીશ્રીનો આ પ્રશ્ન સાંભળીને ભગતજી બે ઘડી તો તેમના તરફ કરુણાદષ્ટિએ જોઇ રહ્યા અને પછી વાત કરી, "સાધુરામ ! એ જે બહાર દર્શન થાય છે ને તો અનંત જન્મના સાધનના ફળરૂપે થાય છે. પરંતુ એ મૂર્તિને આત્મામાં પ્રગટ કરી અને તેના જ સામી દષ્ટિ અખંડ રહે એ સિદ્ધ દશા છે. શ્રીજી મહારાજે પણ મોટેરા મોટેરા મુક્તોને કેમ વર્તવું જોઇએ તે વાત કરતાં કહ્યું, 'જ્યારે ઇન્દ્રિયો અંતઃકરણની જે વૃત્તિ છે તે પાછી વળીને સદા હૃદયને વિષે જે આકાશ તેને વિષે વર્તે છે, ત્યારે તે અતિ પ્રકાશમાન તેજને વિષે ભગવાનની મૂર્તિ દેખાય છે.* એવી રીતે ઇન્દ્રિયોની વૃત્તિઓ પ્રતિલોમ થઇને એ મૂર્તિને વિષે અખંડ રહે ત્યારે સિદ્ધ દશા થઈ કહેવાય.'"

"શ્રીજી મહારાજે આ જ વચનામૃતમાં આગળ કહ્યું છે, 'એ સ્વરૂપને તમે પણ દેખો છો પણ તમારા પરિપૂર્ણ સમજવામાં આવતું નથી. એટલે એ સ્વરૂપને દેખ્યું એટલે યથાર્થ સમજાયું એમ ન માનવું. જ્યારે એ સ્વરૂપ અંતરમાં પરિપૂર્ણ દેખાશે ત્યારે જ ઇન્દ્રિયોની વૃત્તિઓની બહારવૃત્તિ ટળી જશે અને અખંડ અંતર્દષ્ટિ વર્તશે.' એને સાક્ષાત્કારની સ્થિતિ કહીએ. મુક્તાનંદસ્વામીએ કહ્યું છે કે :—

* ગ. મ. ૧૩ મું વચનામૃત.

'બ્રહ્મ થઇ પરબ્રહ્મને જુવે તે જાણે રે.'

આમાં પણ એ પ્રગટ મૂર્તિને પોતાના અંતરમાં જે જુએ તે જ તેને યથાર્થ જાણે તેમ કહ્યું છે. માટે દેહ છતાં કે દેહ મૂકીને પણ એ સ્થિતિ કર્યે જ છૂટકો છે. એવી સ્થિતિવાળા કૃપાનંદ સ્વામી, સ્વરૂપાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી વગેરે હતા."

એટલી વાત કરીને પછી બોલ્યા, 'શાસ્ત્રવાદીઓ અથવા પંડિતોમાં કોઇકને જ આ વાત સમજ્યામાં આવે છે. બીજાને તો ગમ જ પડતી નથી. માટે આપણે તો महाजनो येन गतः स पन्थाः। એમ કરવું. મોટા પુરુષના વચનમાં વિશ્વાસ એ જ મોટામાં મોટું સાધન સાક્ષાત્કાર સ્થિતિ પામવાનું છે.' એટલી વાત કરીને ભગતજી પોતાને ઉતારે પધાર્યા.

આ સમૈયામાં ભગતજીએ પોતાને આસને, સ્વામી જાગાભક્તને આસને, સભામાં, એમ ઘણી વાતો કરી અને સ્વામી જાગાભક્ત પાસે પણ ઘણી વાતો કરાવી અને અદ્‌ભુત અને અલૌકિક બ્રહ્મજ્ઞાનનું સુખ સૌને આપીને તરબોળ કરી દીધાં. આ છેલ્લો જ પ્રસંગ હતો, હવે અંતર્ધાન થવાનો સંકલ્પ પોતાને હતો. એટલે આ વખતે તો જેમ સમુદ્ર રેલે તેમ રેલ્યા તે 'અમૃતના સિંધુ ઊલટયા રે, રંગડાની વાળી છે રેલ–પુરુષોત્તમ પ્રગટી રે.' એવો અનુભવ સૌને કરાવી દીધો અને જૂનાગઢને અવનવા રંગથી રંગી દીધું. આ પ્રસંગ જો મુમુક્ષુ યાદ કરે તો પણ અનેક જન્મની કસર ટળી જાય અને બ્રહ્મરૂપ થઇ જાય. સ્વામીશ્રીને આ પ્રસંગની અપૂર્વ મહત્તા હતી અને ઘણીવાર પોતે પોતાના આખ્યાનમાં આ પ્રસંગની અદ્‌ભુત વાતો કરતા અને શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી દેતાં.

જૂનાગઢનો આ સમૈયો ભવ્ય રીતે ઉજવાઈ ગયો. પછી ભગતજી ગોંડળ પધાર્યા. સ્વામીશ્રીને પણ સાથે લઈ ગયા. અહીં મંદિરમાં ઉતર્યા અને સૌને કથાવાર્તાનું અપાર સુખ આપ્યું. ભગતજી

સાધુની જાયગામાં જઇ, સૌની ખબર અંતર પૂછે, જોઇતું અપાવે, એમ મંદિરની અને સંતોની અપાર સેવા પોતે કરાવી, અને સાથેના હરિભક્તોને મહિમા સમજાવ્યો. અત્રે પ્રસાદીની બેઠક–કૈલાસબાગ તથા અક્ષરદેરીનાં દર્શન કર્યાં. અક્ષરદેરીએ પોતે એટલું બોલ્યા, 'અહીં તો હજારો દીવાની આરતી ઉતરશે અને મોટું મંદિર થશે.' એમ આ સ્થાનનો પોતે ઘણો જ મહિમા કહ્યો. પછી ત્યાંથી મંદિરે પધાર્યા.

રાત્રે સ્વામીશ્રીએ વિદ્યા સંબંધી પૂછ્યું ત્યારે પોતે કહ્યું, 'શાસ્ત્ર સંબંધી વિદ્યા તો સંપાદન કરી છે અને બ્રહ્મવિદ્યા પણ પૂરી ભણાવી લીધી છે. હવે કાંઈ અધૂરું નથી. માટે હવે તો તમોને જેમ સુખિયા રહેતા આવડે છે તેમ બીજા સર્વેને સુખિયા કરશો એટલે સર્વે થઇ રહ્યું.' પછી દત્તરામે કહ્યું, 'આવા રૂડા શાસ્ત્રી છે અને હરિભક્તોને વાતોએ કરીને સુખિયા રાખે છે પણ દેહે કરીને બહુ દુર્બલ છે માટે કાંઇક કૃપા કરો.' ત્યારે ભગતજી હસીને બોલ્યા, 'એમાં શી હરકત છે? અહીં જેટલું થાય એટલું જીવને સુખિયા કરવા માટે કરશો તો સર્વ વાતે મહારાજ સાનુકૂળ કરી દેશે.' એમ રાજી થકા સ્વામીશ્રીને, બીજા જીવોને સુખિયા કરવાનો, આશીર્વાદ આપ્યો.

બ્રહ્મવિદ્યા પૂરી ભણાવી લીધી છે. હવે બીજાને સુખિયા કરશો.

ત્યાર પછી ભગતજીએ મહુવે જવા તૈયારી કરી. બીજે દિવસે તૈયાર થઇને સ્ટેશને આવ્યા. ગાડી આવી અને ભગતજી ઊઠીને સર્વેને મળ્યા અને પછી ગાડીમાં બેઠા. સૌને સાંતવન આપ્યું. આ વિદાય જાણે છેલ્લી જ છે એમ અંતરના ઊંડાણમાં સૌ હરિભકતોને છૂટા પડતા લાગ્યું. એ વિષાદથી દાજીભાઇ તો રડી પડ્યા. પછી તેમણે રડતાં રડતાં ભગતજીને પૂછ્યું, 'હવે કયારે ભેગા થવાશે?' એટલે ભગતજીએ કહ્યું, 'હવે તો ધામમાં ભેગા થશું.' એટલી વાત કરી ત્યાં ગાડી ઊપડી. આ પ્રમાણે ભગતજી, ઝવેરીલાલ તથા વસોવાળા પુરુષોત્તમદાસ સાથે, જેતલસર થઇને મહુવા પધાર્યા. સ્વામીશ્રી રાજકોટ પધાર્યા.

**સ્વામીશ્રીની આંતર્વ્યથા**

સ્વામીશ્રી રાજકોટમાં મંદિરે પહોંચ્યા તે જ વખતે એક ભયંકર વિજળીનો કડાકો આભ તૂટી જાય તેવો થયો. તે સાંભળતાં જ સ્વામીશ્રી મંદિરમાં દાખલ થતા હતા તે એક હાથ જેટલા પાછળ ખસી ગયા! ભગતજીથી છૂટાં પડતાં વિષાદની તીવ્ર લાગણી તેમના અંતરમાં વ્યાપી ગઇ હતી. તેમાં પણ આ વિજળીના કડાકાથી તેમને અંતરમાં એમ થયું કે જરૂર આભ તૂટી પડે એવી આફત આવવાની છે. મંદિરમાં દાખલ થઇ ઠાકોરજીના દર્શન કર્યા પરંતુ અંતર્વૃત્તિ મહુવા પહોંચી ગઇ. અહીં ભગતજી મહારાજ અતિ ઘેરો મંદવાડ ગ્રહણ કરી ખાટલામાં પોઢ્યા હતા. સ્વામીશ્રીને અંતરનાં ઊંડાણમાં ભગતજીના મંદવાડથી અતિશય બળતરા થવા લાગી. સ્થૂળ દૃષ્ટિએ તો ભગતજીના મંદવાડના સમાચાર સ્વામીશ્રીને હજુ મળ્યા જ ન હતા. પરંતુ ભગતજી સાથે સદા એકત્વ ભાવે વર્તનાર સ્વામીશ્રી, પોતાના અંતરમાં ભગતજીના મંદવાડથી અત્યંત વ્યથા અનુભવવા લાગ્યા. અભ્યાસનો બધો કાર્યક્રમ પડતો મૂકાયો. જીવનરામ શાસ્ત્રીને સ્વામીશ્રીની આંતર્વ્યથા અને મનોમંથનથી અત્યંત દુઃખ થયું. પ્રાગજી ભક્ત પ્રત્યેની સ્વામીશ્રીની ગુરુભક્તિ અને તેમના સ્વરૂપમાં જ તેમની ચિત્તવૃત્તિનો અત્યંત નિરોધ જોઇ, જીવનરામ શાસ્ત્રીને આ બે સ્વરૂપોના ચૈતન્યની થએલી એકતાથી, પરાભક્તિ એ અષ્ટાંગ યોગ કરતાં પણ શુદ્ધ ચૈતન્યની ભૂમિકાએ પહોંચવા માટે, એક જ શ્રેષ્ઠ સાધન છે, તે સત્ય સમજાયું. શુદ્ધ ચૈતન્ય બ્રહ્મસ્વરૂપ ભગતજી મહારાજ સાથેના સ્વામીશ્રીના મનોવ્યાપારમાં, કોઈ કોઈ વખત 'સ્વામી, મહારાજ, ભગતજી મહારાજ,' એવા શબ્દો સ્વામીશ્રીને બોલતાં સાંભળી, જીવનરામ શાસ્ત્રી તેમની સ્થિતિ જોઈ, ગ્લાનિ પામતાં. પરંતુ સ્વામીશ્રીની અતિ અપાર ઉત્કૃષ્ટ પરાભક્તિ જોઈ, ગોપીઓની પ્રેમભક્તિનું સ્મરણ તેમને થઈ આવતું, ભગતજીના આ મંદવાડથી સ્વામીશ્રીને અનિષ્ટ સમાચારની ભીતિ હતી અને તે સાચી પડી.

## ભગતજીનો અક્ષરવાસ

સં. ૧૯૫૪ના કાર્તિક સુદી ૧૩ને દિવસે ભગતજીએ મહુવામાં સ્વતંત્ર થકા દેહ મૂક્યો અને ધામમાં પધારી ગયા. આભ તૂટી પડે એવા આ સમાચારનો પત્ર પ્રભુદાસ કોઠારીએ રાજકોટ સ્વામીશ્રીને લખ્યો. સ્વામીશ્રીને આ પત્ર મળ્યો અને જાણે બ્રહ્માંડમાં પ્રલયના બારે મેઘ ભયંકર વિજળી અને કડાકા ભડાકા સાથે તૂટી પડ્યા હોય–મહાપ્રલયનો દાવાનળ શરુ થયો હોય–એવી મનોવ્યથા તેમના અંતરમાં શરુ થઈ ગઈ ! પરંતુ આત્મનિષ્ઠાની અતિ પરિપક્વ સ્થિતિ સિદ્ધ હોવાથી, ફક્ત શૂન્યમનસ્ક[1] થઈ પોતે કૂવાને કાંઠે સ્નાન કરવા આવ્યા હતા ત્યાં એમને એમ જ બેસી રહ્યા. તેમના જોડિયા સાધુએ તેમને આમ બેઠેલા જોઈ પૂછ્યું, 'શાસ્ત્રી, કેમ આમ બેઠા છો ?' સ્વામીશ્રીએ કશો જ જવાબ ન આપતાં, પોતાના હાથમાં રહેલું પોસ્ટકાર્ડ તેમના તરફ ફેંક્યું. એટલે તેમણે તે વાંચ્યું અને તુરત જ માથે હાથ મૂકીને, પોક મૂકી રડવા લાગ્યા. સ્વામીશ્રીએ ઊઠીને તેમને ધીરજ આપી છતાં પોતાની ઉદાસીનતા તો ટળી જ નહિ. એટલામાં થોડીવારે ભગતજીએ તેમને દર્શન દીધાં. હાથમાં ગુલાબ અને મોગરાનો હાર હતો. હસતાં હસતાં સ્વામીશ્રીને ભગતજીએ કહ્યું, 'આમ ઉદાસ કેમ થયા છો ? હું કાંઈ ગયો છું ? હું તો તમારામાં અખંડ રહ્યો છું, અખંડ રહ્યો છું.' એમ કહીને સ્વામીશ્રીને હાર આપ્યો. પાસે બેઠેલા જોડિયા સાધુને પણ આ દર્શન થયા એટલે તેમને ઘણો જ આનંદ થયો અને ભગતજીના ધામમાં ગયાનો અર્ધો શોક ટળી ગયો.

---

1 अन्तर्गृहगताः काश्चिद्गोप्योऽलब्धविनिर्गमाः ।
कृष्णं तद्भावनायुक्ता दध्युर्मीलितलोचनाः ॥

ભાગવત-૧૦-૨૯-૯

અર્થ :—કેટલીક ગોપીઓ કે જેઓથી ઘેર રહીને નીકળી શકાયું નહિ તેઓ પરમ-ભાવનાવાળી હોવાને લીધે ઘરની અંદર જ આંખો મીંચીને શ્રીકૃષ્ણનું ધ્યાન કરવા લાગી.

આ પ્રસંગથી થએલા શોકને ટાળવા, સ્વામીશ્રી થોડો વખત સ્વામી જાગાભક્તના સમાગમ માટે જૂનાગઢ પધાર્યા. અત્રે સ્વામી જાગાભક્તને તેમણે વાત કરી, 'દયાળુ! ભગતજીની છેલ્લી સેવા માટે મહુવા હું જઇ ન શક્યો એટલે અંતરમાં બહુ જ બળતરા રહે છે માટે શાંતિ થાય તેવું કરો.' સ્વામીશ્રીની આ વાતથી જાગાભક્તને પણ અત્યંત દુઃખ થયું. સ્વામીશ્રીની ભગતજી પ્રત્યેની ગુરુભક્તિથી તેઓ અજાણ ન હતા. ભગતજી મહારાજની અંતિમ સ્થિતિ વખતે સંસ્થાની પ્રણાલિકા જાળવવા માટે જ, આ સાધુ મહુવા જઈ શકયા ન હતા, તેથી તેમને દુઃખ થતું હતું. તેમની વાત સાંભળી સ્વામી જાગાભક્તે કહ્યું, 'હું ધામમાં જઇશ ત્યારે છેલ્લી સેવા માટે તમને બોલાવીશ.' તેમના આ વચન સાંભળીને સ્વામીશ્રીને અત્યંત શાંતિ થઇ. ભગતજી મહારાજ અને જાગાભક્ત સ્વામી એ બંનેની બ્રહ્મસ્થિતિનું પરમ સામ્ય જોવાની તેમને દૃષ્ટિ હતી. આથી જ સ્વામી જાગાભક્તની સેવા એ ભગતજીની જ સેવા મળ્યા બરાબર સમજી, સ્વામીશ્રીને સંપૂર્ણ શાંતિ થઇ.

હું ધામમાં જઇશ ત્યારે છેલ્લી સેવામાં તમને બોલાવીશ

## અક્ષર પુરુષોત્તમના જ્ઞાનને મૂર્તિમાન બનાવવાની પ્રવૃત્તિ

શ્રીજી મહારાજના પ્રગટ સ્વરૂપનો સંપૂર્ણ ભાવ ભગતજીમાં અખંડિતપણે પ્રકાશતો હતો. તે જ ભાવ સમ્યક્ પ્રકારે ભગતજી પ્રત્યેની ગુરુભક્તિથી સ્વામીશ્રીમાં પ્રગટ થઈ ગયો હતો. છતાં પણ તે ઐશ્વર્યને દબાવી, પોતે તો શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ સ્વરૂપે જ વર્તી રહ્યા હતા. ભગતજી તો અંતર્ધાન થઇ ગયા. પરંતુ અ. મૂ. અ. મૂ. શ્રી ગુણાતીતાનંદસ્વામીનો આદેશ ઝિલી, તેમણે અક્ષર અને પુરુષોત્તમના સ્વરૂપોનું જે શુદ્ધ સર્વોપરી જ્ઞાન સંપૂર્ણપણે પ્રવર્તાવ્યું હતું, તે જ્ઞાનને મૂર્તિમાન બનાવવા માટે કૃટિબદ્ધ થઇ, તેની પુષ્ટિ માટે અક્ષર અને પુરુષોત્તમની નિષ્ઠાવાળા તમામ ભક્તોને એકત્ર કરવા, અને સ્વામી બાલમુકુંદદાસજી તથા સ્વામી જાગાભક્ત તથા મુક્તરાજ શ્રી કૃષ્ણજી

મહારાજ(અદાશ્રી)ની છત્રછાયા નીચે, આ નિષ્ઠાનો વિશેષ અને વિશેષ વિકાસ કરવા માટે, સ્વામીશ્રી રાજકોટના મંદિરમાં રહ્યા રહ્યા પણ આ પ્રવૃત્તિ કરવા લાગ્યા.

તળ જૂનાગઢમાં તો આ જ્ઞાનના બીજ ગુણાતીતાનંદ સ્વામી તથા ભગતજી થકી વવાઇ ગયા હતા. તેને જળ સીંચીને તેના રોપ સ્વામી જાગાભક્ત, સ્વામી બાલમુકુંદદાસજી તથા અન્ય સંતોએ ઉછેર્યા હતા. સોરઠમાં જ્યાં જ્યાં સ્વામી જાગાભક્ત, સ્વામી બાલમુકુંદદાસજી તથા જૂનાગઢના અન્ય સંતોએ વિચરણ કર્યું, ત્યાં ત્યા આ ઉપાસનાનું જ્ઞાન તેમણે પ્રવર્તાવી દીધું. છતાં પણ આ પ્રવૃત્તિ ધીમી હતી. ત્યાગી વર્ગને વરતાલની બીક લાગતી હતી. એટલે સ્વામીશ્રીએ વિચાર્યું, 'આ જ્ઞાનની નિષ્ઠાવાળા હરિભક્તો વધે તો જ બધું સુગમ થાય.' પોતે જ્યારે ગુજરાતમાં વિચરણ કરતા ત્યારે તો આ નિષ્ઠાની જ વાતો સૌને કરતા. વળી ભગતજીના સંબંધવાળા અનેક હરિભક્તોથી પણ આ નિષ્ઠા ગુજરાતમાં સારા પ્રમાણમાં પ્રવર્તિ હતી. રાજકોટમાં પોતાના અભ્યાસકાળ દરમ્યાન સ્વામીશ્રીની આ જ પ્રવૃત્તિ હતી. તેમાં ઘણો વિરોધ કોઈ કોઈ વખત થતો છતાં તેને દબાવીને, અવગણીને, પણ આ વાતો પોતે કરતા જ. વળી જૂનાગઢથી સ્વામી જાગાભક્ત જ્યારે રાજકોટ પધારતા ત્યારે આ વાતોને વિશેષ વેગ મળતો. એ ઉપરાંત શ્રી કૃષ્ણજી મહારાજને ઘેર તો આ જ્ઞાનનો અખાડો જ હતો. એટલે પોતે મંદિરમાં આવનાર નવિન હરિભક્તને આ વાતના સંસ્કાર રેડી, જો સ્વામી જાગાભક્ત ત્યાં હોય તો તેમની પાસે વાતો સંભળાવતા અગર તો શ્રીકૃષ્ણજી મહારાજને ઘેર કથાવાર્તા સાંભળવા જવા ભલામણ કરતા.

× × ×

એક વખત રાજકોટના શુકલ બેરિસ્ટરના કલાર્ક શ્રી છગનલાલ ધનેશ્વર રાવળ રાજકોટના મંદિરમાં ભીમ એકાદશીને દિવસે દર્શન

કરવા ગયા અને ઠાકોરજીના દર્શન કરી સ્વામીશ્રીને આસને જઇ સ્વામીશ્રીને પગે લાગ્યા. તે વખતે ત્યાં દર્શને આવેલા ભાણજીભાઇએ સ્વામીશ્રીને છગનલાલભાઇની ઓળખાણ આપી અને તેમને માટે ભલામણ કરી. એટલે સ્વામીશ્રીએ તેમનું કાંડુ પકડી કહ્યું, 'નિત્યે દર્શને આવવાનું નીમ લ્યો ?' ત્યારે છગનલાલભાઇએ કહ્યું, 'મારે મંદિર ઘણું છેટું પડે અને વળી કામ પણ ઘણું રહે છે એટલે નિત્યે આવવાનું નીમ પળે નહિ.' ત્યારે સ્વામીશ્રીએ આગ્રહ કરીને કહ્યું, 'અમારે પંદર દિવસ રહેવું છે તો તેટલા વખત માટે તેટલું નીમ રાખશો.' આવા અતિ પ્રેમભર્યા આગ્રહથી છગનલાલભાઇએ નિત્યે દર્શને આવવાનું નિયમ લીધું અને રોજ સવારે દર્શને આવવા લાગ્યા.

જેઠ વદી ૫ ને દિવસે સ્વામીશ્રીને ખૂબ ઝાડા થયા અને અશક્તિ ઘણી આવી ગઇ એટલે પેસ્તે મેડે આસન રાખી સૂતા હતા. છગનલાલભાઇ દર્શને આવ્યા. ઠાકોરજીના દર્શન કરી મેડે સ્વામીશ્રીને આસને દર્શને આવ્યા. સ્વામીશ્રીને દંડવત્ કરી તેમણે સમાચાર પૂછયા ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'મરડો થયો છે.' છગનલાલભાઈને સ્વામીશ્રીના આટલા થોડા દિવસના સમાગમથી જ, તેમની સાથે અત્યંત હેત થઇ ગયું હતું. એટલે તુરત જ તેઓ ઘેર ગયા અને ખસખસ, ગુંદર વગેરે ઘીમાં તળી સાકર નાંખી લાડુ બનાવી, લઇ આવ્યા અને સ્વામીશ્રીને આપ્યો. સ્વામીશ્રી તે જમી ગયા. રાત્રે ફરી છગનલાલભાઇ સ્વામીશ્રીની તબિયતના સમાચાર પૂછવા આવ્યા અને બાજરાની કુલવડી ઘીમાં તળીને સ્વામીશ્રી માટે લઇ આવ્યા. સ્વામીશ્રીએ તે પણ અંગીકાર કરી. આમ અતિ ભાવથી તેમણે સ્વામીશ્રીની સેવા શરુ કરી. સ્વામીશ્રીએ પણ તેમની ચિત્ત વૃત્તિને ખેંચી લીધી એટલે પ્રથમ જેને 'ઘણું કામ રહે છે, ઘર ઘણું દૂર પડે, નિત્યે આવવાનું નિયમ ન પળે' એવું રહેતું હતું, તે હવે દિવસમાં રોજ બે વખત આવવા લાગ્યા અને તે પણ અતિ શ્રદ્ધાપૂર્વક ! ત્રીજે દિવસે સવારમાં સાણુચોખાની ખીર લાવ્યા. સ્વામીશ્રી તેમનો સેવાભાવ જોઈ ઘણા જ રાજી થયા અને તે જે જે લાવે તે અંગીકાર કરતા ગયા. પરંતુ મરડો

ઓછો થયો નહિ. કદાચ તેમને સેવાનો અવકાશ મળે અને પોતા પ્રત્યે હેત વિશેષ થાય એ કારણસર તો આ રોગ ગ્રહણ નહિ કર્યો હોય? છગનલાલભાઇને પણ સ્વામીશ્રીને કેમ જલ્દી આરામ થાય એ જ એક વિચાર રહેવા લાગ્યો. બપોરે ફરી આવ્યા અને મરડામાં ખાસ ફેર નહોતો પડ્યો એટલે કહ્યું, 'સ્વામી! હવે તો સાંજે દવા લાવીશ.' સ્વામીશ્રીએ હસતાં હસતાં કહ્યું, 'દવા હું પીતો નથી.' એટલે તેમણે કહ્યું, 'દેશી દવા લાવીશ.' એવા જ પ્રેમભર્યા ભાવે સ્વામીશ્રીએ કહ્યું, 'બહુ સારું, લાવજો.' એટલે છગનલાલભાઈ ફરી રાત્રે દવા લઇને આવ્યા અને રાત્રે કથા વાર્તા, નિયમ ચેષ્ટા કરી, દશ વાગે સ્વામીશ્રીને દવા આપી. તે દવા સ્વામીશ્રીએ લીધી અને ત્યારબાદ છગનલાલભાઇ મોડી રાત્રે ઘેર ગયા.

બીજે દિવસે સવારે છગનલાલભાઇ દર્શને આવ્યા. મેડે તેઓ સ્વામીશ્રીના દર્શને આવવા દાદર ચઢતા હતા તેમને જોઇ, સ્વામીશ્રીએ હસતા હસતા ઊંચે સ્વરે કહ્યું, 'છગનલાલભાઇ, અમે સાજા થઈ ગયા.' સ્વામીશ્રી તે વખતે પૂજા પાથરી એક પગે ઊભા ઊભા માળા ફેરવતા હતા. છગનલાલભાઇને બહુ જ આનંદ થયો. સ્વામીશ્રીને દંડવત્ કરી સામે બેઠા. એટલે સ્વામીશ્રીએ કહ્યું,'પરોઢિયે મળના ત્રણ ગાંઠા નીકળ્યા ત્યારથી મરડો મટી ગયો.' સ્વામીશ્રીની સેવા મળી અને પોતાની જ દવાથી સ્વામીશ્રીને આરામ થઈ ગયો, એટલે છગનલાલભાઇને આનંદ થયો. સ્વામીશ્રી, પછી પૂજા સંકેલી તેમનું કાંડું પકડી, સ્વામી જાગાભક્ત દાદરા પાસે બેઠા હતા ત્યાં આવ્યા. અત્રે સ્વામીશ્રીએ જાગાભક્તને કહ્યું, 'સ્વામી! આણે મને સાજો કર્યો.' એટલે છગનલાલભાઇ તેમને મોટા જાણી પગે લાગ્યા. ત્યારે સ્વામી જાગાભક્તે તેમને માથે હાથ મૂકી આશીર્વાદ આપતા કહ્યું, 'ભારે ભક્ત થશે, તમને રાજી કર્યા તે શ્રીજી મહારાજ રાજી થઇ રહ્યા.'

પછી સ્વામીશ્રી તેમનું કાંડું પકડીને પાછા પોતાને આસને પધાર્યા. એટલે છગનલાલભાઇએ તેમને પૂછ્યું, 'આપ મને જેમની

પાસે લઈ ગયા તે કોણ છે ?' એટલે સ્વામીશ્રીએ સ્વામી જાગાભક્તની ઓળખાણ આપી અને કહ્યું, 'અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના પરમ કૃપાપાત્ર અને તેમના સ્વરૂપરૂપ બની ગએલા એ સ્વામી જાગાભક્ત છે. અત્યંત સાધુતાના ગુણવાળા છે અને જ્ઞાન ગરીબી ધારણ કરી, મહારાજ અને સ્વામીને અખંડ ધારી ભજન કરે છે. તેમના યોગમાં જે જે આવે છે તેને પણ એવી સ્થિતિવાળા કરી મૂકે છે. એવા એ મહાસમર્થ પુરુષ છે.' એટલી વાત કરી ત્યાં કૃષ્ણજી મહારાજ, શેઠ મોરારજીભાઇ અને કાનજીભાઈ વગેરે દર્શને આવ્યા. તેમની સર્વની ઓળખાણ સ્વામીશ્રીએ છગનલાલભાઇને કરાવી. પછી છગનલાલભાઈ ઘેર ગયા. આ પ્રસંગથી સ્વામીશ્રી સાથે છગનલાલભાઇને ખૂબજ હેત થઈ ગયું. પછી તો તેઓ રોજ દર્શને આવવા લાગ્યા. વળી સ્વામી જાગાભક્ત પાસે તેડી જઇ સ્વામીશ્રીએ તેમને આશીર્વાદ અપાવ્યા તેથી તો તેમને સ્વામીશ્રી પ્રત્યે ખૂબ જ ભાવ થયો કે, 'પોતે આવા મોટા છે છતાં પણ સત્સંગમાં આવા મોટેરા ભક્તોનો પણ ઘણો જ મહિમા પોતે સમજે છે અને બીજાને પણ સમજાવે છે.'

કૃષ્ણજી મહારાજને ઘેર જવાનું નિયમ

જે દિવસે સ્વામીશ્રીને જૂનાગઢ જવાનું હતું તેની આગલી રાત્રે છગનલાલભાઇને બેસારી, લગભગ બાર વાગ્યા સુધી સ્વામીશ્રીએ તેમને "મહારાજને આ પૃથ્વી ઉપર પધારવાના છ હેતુ, અક્ષરે સહિત પોતાની જ મૂર્તિની ઉપાસનાનો સિદ્ધાંત, જેના પ્રવર્તન માટે જ ભગતજી મહારાજ, સ્વામી જાગાભક્ત, સ્વામી બાલમુકુન્દદાસજી, શ્રી કૃષ્ણજી અદા વગેરે મોટા મોટા મુક્તોનું અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીની સાથે અક્ષરધામમાંથી પધારવું" વગેરે સિદ્ધાંતો ઉપર ખૂબ જ વાતો કરી. સ્વામીશ્રીને મુખેથી આ વાતો સાંભળી છગનલાલભાઇ તો આશ્ચર્યમુગ્ધ થઇ ગયા ! છેલ્લા છ વર્ષમાં મહારાજ અને સ્વામીના મહિમાની અને અક્ષરે સહિત પુરુષોત્તમની, ઉપાસનાના સિદ્ધાંતની, આવી અતિ અદ્‌ભુત વાતો હજુ સુધી કોઇ

પાસેથી તેમણે સાંભળી ન હતી. પછી સ્વામીશ્રીએ તેમને કહ્યું, ' કાલે જૂનાગઢ અમારે જવાનું છે પણ તમો કૃષ્ણજી મહારાજને ઘેર જઈ દરરોજ બે વચનામૃત વાંચી આવજો. ' આવી પ્રેમભરી આજ્ઞા છગનલાલભાઈએ શિરે ચઢાવી. ત્યારથી રોજ કૃષ્ણજી મહારાજને ઘેર જવાનું તેમણે નિયમ રાખ્યું.

બેય દેશમાં શાસ્ત્રીજી મહારાજ જેવા કોઈ સંત નથી.

સ્વામીશ્રી જૂનાગઢ ગયા પછી છગનલાલભાઈ દરરોજ કૃષ્ણજી મહારાજને ઘેર જઈ વચનામૃત, સ્વામીની વાતો વગેરે વાંચતા અને અદાશ્રી પણ તેમને વાતો કરતા. અદાશ્રીના સમાગમથી તેમને, સ્વામી જાગાભક્ત, ભગતજી મહારાજ અને સ્વામીશ્રીનો અતિ અપાર મહિમા સમજાયો. પછી જ્યારે જ્યારે સ્વામીશ્રી રાજકોટ પધારતા ત્યારે પોતે શુકલ બેરિસ્ટરની ગાડી લઈ સામા સ્ટેશને જતા અને જેટલા દિવસો સ્વામીશ્રી રાજકોટમાં રહેતા એટલા દિવસ ગાડી તેમને માટે જ રાખતા અને પોતે પણ સેવામાં તત્પર રહેતા. અદાશ્રી સ્વામીશ્રીનો અપાર મહિમા સમજતાં અને કહેતાં, " બેય દેશમાં શાસ્ત્રીજી મહારાજ જેવા કોઇ સંત નથી. વળી સ્વામીએ વાતુમાં કહ્યું છે, ' સો માથાં જાતાં રે સોંઘા છોગાળા ' એમ આપણે એક જ માથું છે પણ જો સો હોય તો સોએ માથાં ધોળ્યાં કરીને શાસ્ત્રીજી મહારાજનો પક્ષ રાખવો એવા એ સાધુ છે. "

સ્વામીશ્રીની વિદ્વત્તા, બુદ્ધિમત્તા અને સાધુતાથી જૂનાગઢમાં પણ સ્વામી બાલમુકુન્દદાસજી, સ્વામી નારાયણદાસજી, સ્વામી માધવપ્રિયદાસજી, બ્ર. કૃષ્ણસ્વરૂપાનંદજી વગેરેને તેમનો ખૂબ જ મહિમા હતો. સ્વામી જાગાભક્તના તો પોતે અતિ લાડિલા હતા અને તેમના ઉપર તેમની અખંડ દૃષ્ટિ હતી, કારણ કે આ સાધુમાં તેમને અપૂર્વ ઓજસ્ દેખાતું હતું. કોઠારી જીભાઈને પણ સ્વામીશ્રી પ્રત્યે ગુરુભાવ હતો અને વર્તમાન કાળે ભગતજી મહારાજ આ સ્વામી દ્વારા જ પ્રગટ છે, એમ તેમને દૃઢ નિષ્ઠા હતી. સ્વામીશ્રીની વાતોથી જૂનાગઢમાં ઘણાને સમાસ થતો એટલે સભામાં મોટા ગોપીનાથદાસ

પુરાણી, હરિદાસ પુરાણી, સ્વામી બાલમુકુન્દદાસજી વગેરે તેમની પાસે જ વાતો કરાવતા. સ્વામીશ્રી પણ ગીતા, ભાગવત્, ઉપનિષત્, વચનામૃત, સ્વામીની વાતુ વગેરેને આધારે ઘણી જ સુંદર વાતો કરતા અને ભગતજી મહારાજ થકી સાંભળેલી નંદ સાધુઓની વાતો, જૂના જૂના આખ્યાનો વગેરે અતિશય સુંદર શૈલીમાં કહેતા કે જેથી સૌના મન રંજન થઈ જતા.

ઉનાના હરિભક્તો જૂનાગઢ આવતા તેમને સ્વામીશ્રીની આ વાતો સાંભળી અતિશય સમાસ થયો અને સ્વામીશ્રીની વિદ્વત્તા અને સાધુતાથી આકર્ષાઇ, તેમની પાસે ઉનામાં કથા કરાવવાનો સંકલ્પ તેમને થયો. પરંતુ જૂનાગઢમાં ધર્મતનયદાસ પુરાણી તથા મોટા ગોપીનાથદાસ પુરાણી જેવા વિદ્વાનો હતા, તેમને છોડીને યજ્ઞપુરુષદાસને કથા વાંચવા આવવાનું કેમ કહેવાય? છેવટે સભામાં તેમણે ઉનામાં કથા કરાવવાની વાત કરી ત્યારે સૌએ એકમત થઇને સ્વામીશ્રીને જ ઉના કથા વાંચવા જવા આગ્રહભરી રીતે કહ્યું.

## ઉનામાં શ્રી સત્સંગિજીવનની કથા

સ. ૧૯૫૪ના અધિક ભાદરવા માસમાં ઉનામાં શ્રી સત્સંગિજીવનની કથાનો આરંભ સ્વામીશ્રીએ કર્યો. સ્વામીશ્રી સવારે સત્સંગિજીવન વાંચતા અને સાંજે શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ વાંચતા. સત્સંગિજીવનમાં ભાલચંદ્ર શેઠના ભક્તિયોગના ચાર પ્રશ્નો અને દશમ સ્કંધમાં આવતા ગોપીઓના શ્રીકૃષ્ણ પ્રત્યેના ભક્તિના પ્રસંગો – આ બે કથા પ્રસંગો–સ્વામીશ્રીને અતિશય પ્રિય હતા. એટલે તે પ્રસંગોનું વિવરણ સ્વામીશ્રી અદ્‌ભુત રીતે કરતા.

**ભાલચંદ્ર શેઠના ચાર પ્રશ્નો**

સત્સંગિજીવનના બીજા પ્રકરણના ૫૧ માં અધ્યાયનું નિરૂપણ કરતાં સ્વામીશ્રીએ વાત કરી, "આ પ્રમાણે ભાલચન્દ્ર શેઠે શ્રીજી મહારાજ પ્રત્યે ચાર પ્રશ્નો પછ્યાં,

सा कीदृशी तां दृढमाश्रिता ये ते कीदृशा स्युश्च जना धरायाम्।
प्रीतिश्च तेषामपि कीदृशी स्यात्कृष्णेऽथ कृष्णस्य च तेषु नाथ॥

'હે મહારાજ! આપના પ્રત્યે થએલી જે ભક્તિ તે પોતાના આશ્રિતનાં ભવબંધનને કાપનારી છે. એવી જે ભક્તિ તેનું કેવું સ્વરૂપ છે અને તે ભક્તિને આશરેલા એટલે ભક્તિ કરતા જે ભક્ત તેનું કેવું સ્વરૂપ છે અને તે ભક્તોને ભગવાનને વિષે કેવો સ્નેહ હોય અને તે ભગવાનને ભક્તને વિષે કેવો સ્નેહ હોય તે, હે મહારાજ! કૃપા કરીને આપ કહો.' પછી મહારાજ તે પ્રશ્નના ઉત્તર આપતાં કહે છે, 'ભગવાનને વિષે માહાત્મ્યે સહિત ભક્તિ હોય તેવો જે ભક્ત તેની ઇન્દ્રિયોની સકળ વૃત્તિઓ ભગવાનના સ્વરૂપમાં જ અખંડ રહે છે. એવી જે ભક્તિ તે જ નવધા ભકિત છે. આ નવ પ્રકારની ભકિત છે તેમાંથી જે પ્રકારે પોતાને ભગવાનને વિષે ગાઢ સ્નેહ થાય તેવી જે ભક્તિ તે સર્વ કામના થકી વિરક્ત થઇ, જે ભક્ત કરે છે તે નિશ્ચય મુક્તિને પામે છે.' આ પ્રકારની ભક્તિના સ્વરૂપનું વર્ણન કરીને મહારાજ કહે છે, 'હવે ભક્ત કયા પ્રકારનો હોવો જોઇએ? તો જે ભગવાનનો અનન્ય ભક્ત હોય તે તો ચાર પ્રકારની જે મુક્તિ તેને ઇચ્છતો નથી. અને પૂર્ણકામ અને સદા પ્રસન્ન મનવાળો તે ભક્ત તો ભગવાનની કેવળ સેવા અને પરિચર્યાને જ ઇચ્છે છે. આ પ્રકારના જે ભક્તો છે તે તો ભેગા મળીને ભગવાનના ચરિત્રનું ગાન કરે છે, કે સાંભળે છે કે વર્ણન કરે છે. એ પ્રમાણે એકાગ્ર ચિત્તથી ભગવાનના જ સ્વરૂપમાં કેવળ રત રહે છે અને ક્ષણ માત્ર પણ ભગવાનના ચિંતવન સિવાય કાળ નિર્ગમન કરતા નથી. આવા ભક્તો માટે જ ભગવાન આ પૃથ્વી ઉપર પ્રગટ થઇ તેમને નયનગોચર વર્તે છે અને સર્વ પ્રકારે તેમને લાડ લડાવે છે. આ પ્રકારના ભક્તોના ચિત્તને, આ બ્રહ્માંડના ઇંદ્રાદિ દેવોના સમગ્ર સુખ અને વૈભવ, ભગવાનની મૂર્તિમાંથી ચલાયમાન કરવા શક્તિમાન થતા નથી તો મનુષ્યનાં સુખ અને ભોગ તો શી રીતે ચલાયમાન કરી શકે? એવા આ ભગવાનના એકાંતિક ભક્તોની નિષ્કામ ભક્તિથી પ્રસન્ન થઈ, ભગવાન તેમને પોતાના અક્ષરધામનું સુખ અને ઐશ્વર્ય બલાત્કારે આપે છે.'

"મહારાજ કહે છે કે, 'આ પ્રકારના ભક્ત તેને ભગવાનમાં કેવી પ્રીતિ હોય તો એવા જે ભકત છે તેને ભગવાન જ પોતાનું સર્વસ્વ છે. પિતા–પુત્ર–મિત્ર–ઇષ્ટદેવ એ સર્વ ભગવાન જ છે અને એવો જે ભકત છે તેને કાળ, માયા કે સંસારમાં ફરી આવવું એવી ભીતિ રહેતી જ નથી.' હવે ભગવાનને ભકતમાં કેવી પ્રીતિ હોય તે કહે છે કે, 'જે ભકત પોતાનું દેહ, ધન, ધામ, લોક લજ્જા અને મોટા મોટા દેવતાઓના વૈભવનો પણ ત્યાગ કરીને, ભગવાનને વિષે અત્યંત પ્રીતિથી બંધાએલા છે, તેવા ભકતનું ભગવાન પોતાના હૃદયમાં અખંડ ચિંતવન કરે છે અને એ ભક્તની અખંડ રક્ષા ભગવાન પોતે કરે છે.'"

ભાલચંદ્ર શેઠના પ્રશ્નોના કરેલા શ્રીજી મહારાજના ઉત્તરનું નિરૂપણ કરતાં સ્વામીશ્રીએ વાત કરી, "શ્રીજી મહારાજે પ્રેમલક્ષણા ભક્તિમાં ગોપીઓની ભક્તિ વખાણી છે. શ્રીકૃષ્ણ ભગવાને વૃંદાવનમાં રાસ રમવા આવેલી ગોપીઓને જ્યારે પાછા ઘેર જવાનું કહ્યું ત્યારે ગોપીઓ બોલી,

पादौ पदं न चलतस्तव पादमूलाद्यामः कथं
व्रजमथो करवाम किं वा ॥

શ્રીમદ્ ભાગવત્ ૧૦।૨૯।૩૪

'હે ભગવન ! તમારી આ વેણુનો નાદ સાંભળીને અમે લોક-લજ્જા, પતિ, પુત્ર, ઘર વગેરેનો ત્યાગ કરીને તમારી પાસે તમારા સંબંધનું સુખ લેવા આવ્યા છીએ ત્યારે તમો અમને ઘેર પાછા જવાનું કહો છો પણ તે અમારાથી થઈ શકે તેમ નથી. કેમકે અમારું જે ચિત્ત આજ સુધી ઘરકામમાં લાગતું હતું તે હવે આપે હરી લીધું છે અને જે હાથ ઘરનાં કામકાજમાં લાગતા હતા તે પણ આપે હરી લીધા છે. અમારા પગ તમારા ચરણારવિન્દના મૂલ પાસેથી એક પગલું પણ ખસતા નથી માટે વ્રજમાં કેવી રીતે જઈએ અને ત્યાં શું કરીએ?' એ પ્રમાણે ગોપીઓના વચન ભાગવતમાં છે.'

'વળી કૃપાનંદ સ્વામીને પણ મહારાજને વિષે એવું હેત હતું. એક વખત ગઢડેથી મહારાજ વરતાલ જતા હતા ત્યારે કૃપાનંદ સ્વામી તથા બીજા સંતો માંડવધાર સુધી મહારાજને વળાવવા ગયા. અહીંથી મહારાજે સૌને પાછા જવાનું કહ્યું. પણ કૃપાનંદસ્વામી તો મહારાજનાં દર્શન કરતાં ત્યાં જ ઊભા રહ્યા. માણકી દેખાતી બંધ થઈ, મહારાજનું છોગું દેખાતું બંધ થયું અને રજ ઊડતી દેખાતી બંધ થઈ એટલે જેમ હરણને ગોળી વાગે અને પડી જાય તેમ, કૃપાનંદસ્વામી પૃથ્વી ઉપર પડી ગયા અને સમાધિમાં મહારાજની મૂર્તિમાં જોડાઈ ગયા. પછી ગુણાતીતાનંદ સ્વામીએ[1] તેમને જાગ્રત કર્યા અને કહ્યું, 'તમારે મહારાજને વિષે આટલું હેત છે તો મહારાજને કહો તો સાથે રાખે.' ત્યારે કૃપાનંદ સ્વામી બોલ્યા, 'મહારાજ અંતર્યામિ છે, બધું ય જાણે છે, આપણે કહેવું પડે તેમ નથી.' આવા હેતવાળા કૃપાનંદસ્વામી હતા. એવા જ નિષ્કુળાનંદસ્વામી, સચ્ચિદાનંદસ્વામી વગેરે હતા. કુશળકુંવરબાઈને પણ મહારાજને વિષે એવું હેત હતું. મહારાજ ધર્મપુરથી ગઢડે પધાર્યા એટલે મહારાજના વિયોગમાં પંદર દિવસ પછી કુશળકુંવરબાઈએ દેહત્યાગ કર્યો. પૂજા ડોડિયાને મહારાજ ધામમાં ગયા તે ગળે પાણી જ ઉતર્યું નહિ અને દેહ મૂકી દીધો. આવો સ્નેહ હરિભક્તોને અને સંતોને મહારાજને વિષે હતો. નિષ્કુળાનંદસ્વામીએ ભક્ત ચિંતામણીમાં[2] પરમહંસોના મહારાજ પ્રત્યેના તે સ્નેહનું વર્ણન કર્યું છે.'

'માટે આવી જ્યારે ભગવાન સાથે પ્રીતિ થાય ત્યારે દેહના ભાવ ટળી જાય અને પછી તો અખંડ એમ જ વર્તે કે :—

" વીસાર્યો નવ વીસરે, નંદનંદન નટવરવેશ,
એનાં ચરિત્ર સંભારતાં, તન ભાન ન રહે લવલેશ. "

—ઉદ્ધવગીતા.

'પરંતુ ભગવાનના સ્વરૂપમાં જે સત્પુરુષ અખંડ જોડાઈ ગયા હોય, તેમના પ્રસંગથી જ મુમુક્ષુને ભગવાન પ્રત્યે આવી પ્રેમલક્ષણા

૧. કૃપાનંદ સ્વામીના મંડળમાં તે વખતે હતા. ૨. ભક્ત ચિંતામણી પ્રકરણ ૬૯.

ભક્તિ પ્રગટ થાય છે. તે સિવાય કેવળ વાતો કયે તો તે ન થાય. મુકતાનંદ સ્વામીએ તેથી જ લખ્યું છે કેઃ—

પ્રેમ ન નીપજે દેશ વિદેશે, પ્રેમ ન હાટ વેચાયે રે,
પ્રેમીના પાસંગમાં જે કોઇ આવે, તે જન પ્રેમી થાયે રે.
—પ્રેમી જનને વશ પાતળિયો.'

આવા તો મહુવાના પ્રાગાભક્ત હતા.

આ પ્રમાણે સ્વામીશ્રીએ પ્રેમભક્તિ ઉપર નિરૂપણ કરીને ઘણી વાતો કરી અને સભાને રંજન કરી દીધી. સ્વામીશ્રીની વાતોથી સૌ મંત્રમુગ્ધ થઇ ગયા અને સૌના અંતઃકરણ સ્થિર થઇ ગયા. પછી કપુરચંદ શેઠે કહ્યું, 'સ્વામી! તમે તો વરતાલના સાધુ, તે તમને તો સારું નહિ લાગે પણ આવા તો મહુવાના પ્રાગા ભક્ત હતા!' તે સાંભળી જૂનામાં જૂના જેઠા શેઠના દીકરા ત્રિકમદાસે કહ્યુ, 'પ્રાગજી ભગત કાંઇ આજકાલના ભગત ન હતા. તે તો ગોપાળાનંદ સ્વામી સાથે સં. ૧૯૦૬ ની સાલમાં અહીં આવતા અને શ્રીજી મહારાજના મહિમાની અને પ્રતાપની વાતો બહુ જ કરતા.' ત્યારે મૂળચંદ શેઠે કહ્યું, 'ગુણાતીતાનંદ સ્વામીના તેમના ઉપર ચારે ય હાથ હતા.' પછી સમઢિયાળાના ભાયાભાઇ શેઠે કહ્યું કે 'મને તો આ શાસ્ત્રી, યજ્ઞપુરુષદાસમાં સાક્ષાત્ પ્રાગજી ભગત જ બોલે છે એમ દેખાય છે.' આમ ભગતજીનો બહુ મહિમા સૌએ કહ્યો. સ્વામીશ્રી તો ભગતજીનો મહિમા સાંભળી મંદ મંદ હસતા હતા. પછી તેમણે વાત કરી, 'તમે પ્રાગજી ભગતની વાત કરો છો તે તો અમારા ગુરુ હતા.' તે સાંભળી સૌ શેઠિઆઓને અતિશય આનંદ થયો. પછી સ્વામીશ્રીએ પણ ભગતજીના મહિમાની ઘણી જ વાતો કરી અને સૌને તરબોળ કરી દીધાં.

રાતની સભામાં હિરાચંદ શેઠે કહ્યું, "મને તો સમજણ ઓછી છે પણ છતાં હું કહું છું કે અચિંત્યાનંદ બ્રહ્મચારીની કથા મેં સાંભળી છે. જૂનાગઢના નાગરો તેમની કથા અને વાણી સાંભળી કહેતા, 'આ

બ્રહ્મચારી એવા વિદ્વાન છે અને વાણી એવી પ્રિય છે અને વળી એવા રૂડે ગુણેયુક્ત છે કે સોનાની પાલખીમાં તેમને બેસારીને ઘરોઘર પધરામણી કરાવવાનું મન થાય છે, પણ શું કરીએ સ્વામિનારાયણ સંપ્રદાયના છે એટલે લાચાર છીએ.' આવા વિદ્વાન, વળી શાસ્ત્રી ધર્મતનયદાસ પણ બહુ મોટા પુરાણી, પણ છતાં આજે આ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસે કથા કરી અને જેવો આનંદ કરાવ્યો તેવો આનંદ આવા મોટા મોટાની કથામાં પણ આવ્યો નથી." એમ સ્વામીશ્રીનો ઘણો જ મહિમા કહ્યો અને વળી કહ્યું, 'આવા બ્રહ્મવેત્તા સંત આપણે ઘેર પધાર્યા તે આપણે હવે કાંઇ અધૂરું રહ્યું નથી.' આ પ્રમાણે કથાની સમાપ્તિ થઇ અને અને સ્વામીશ્રીનો ઉનામાં અદ્‌ભુત દિગ્વિજય થયો!

## તેજોવધ અને ઉપાધિના આક્રમણ

સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજનો જૂનાગઢ, સોરઠ, રાજકોટ વગેરે દેશમાં થતો અપૂર્વ દિગ્વિજય કેટલાકથી સહન ન થઇ શક્યો. તેમને એમ લાગ્યું, 'જો આ શાસ્ત્રી હજુ વધુ વખત રાજકોટમાં રહેશે તો આખા દેશમાં આપણો કોઇ ભાવ નહિ પૂછે. જો તેમને ભણવાનું બંધ થાય તો રાજકોટ છોડીને વરતાલ વિદાય થાય.' એટલે આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજને સ્વામીશ્રીની વિરુદ્ધ સૌ સતત લખવા લાગ્યા. વિહારિલાલજી મહારાજને સ્વામીશ્રી ઉપર સંપૂર્ણ સદ્‌ભાવ હતો. એટલે તેમના વિરુદ્ધના કાગળો આવ્યા છતાં તે ઉપર તેમણે લક્ષ આપ્યું નહિ. પરંતુ લેખ ઉપાધિ ન કરે એટલે સ્વામીશ્રીને થોડા વખત માટે રાજકોટથી ખસેડી પોતાની સાથે રાખવાનો તેમણે નિર્ણય કર્યો.

**મોડજી દરબારનો મહારાજને પત્ર**

પ્રાધ્યાપક જીવનરામ શાસ્ત્રીને જ્યારે ખબર પડી કે યજ્ઞપુરુષદાસજીને આચાર્ય મહારાજે ભણવાનું બંધ કર્યું છે ત્યારે તેમને અત્યંત દુઃખ થયું. 'સ્વામીશ્રી જેવા તીવ્ર બુદ્ધિશાળી અને પ્રતિભા સંપન્ન, સાધુતાએ યુક્ત સંત તો સંપ્રદાયની શોભા સમાન ગણાય. તેમનો અભ્યાસ આમ

એકાએક બંધ કરવાથી સંપ્રદાયને ઘણી ખોટ પડશે.' એવી કેટલીક વાતો જીવનરામ શાસ્ત્રીએ, માળિયાના મોડજી દરબારને કહી અને કહ્યું, 'તમો વિહારિલાલજી મહારાજને આ સંબંધી પત્ર લખજો અને મારા વિચારો તેમને જણાવજો.'

સં. ૧૯૫૫ના કાર્તિક વદી અમાસને દિવસે આચાર્યશ્રી વિહારિલાલજી મહારાજને આથી મોડજી દરબારે આ પ્રમાણે પત્ર લખ્યો. 'આચાર્યશ્રીને વિનતિ કરવાની કે અહીં રાજકોટમાં શાસ્ત્રી જીવનરામ મહિધર ભટ નામે છે તે મને કહે છે કે શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી જે હાલ જૂનાગઢ મંદિરમાં છે, તે મારી પાસે ભણતા હતા. તેમનું ભણવાનું હાલમાં બંધ કરાવ્યું છે. તેઓ ભણવામાં બહુ તેજ અને ચપળ છે. જો કે મારી પાસે ભણતાં તો પણ કેટલીક રીતે મને તેમનાથી જ્ઞાન મળતું; માટે તેમનો અભ્યાસ પાછો મારી પાસે ચાલુ થાય તો ઘણું સારું છે. વધુ અભ્યાસ કરશે તો આગળ જતાં એક મણી નિવડશે ને સત્સંગ દીપાવશે. તો આ બાબતમાં આપને વિનતિ કરવાની કે હાલ મંદિરમાં જે અણગમાવાળા સાધુ હતા તે બધા બહાર ફરવા ગયા છે, એટલે તે સંબંધી કોઈ અડચણ હોય તો તે હવે નથી. માટે હું ધારું છું કે અભ્યાસ ચાલુ થાય તો સારું. પછી જેવી આપની મરજી."

વિદ્વત્તામાં યજ્ઞપુરુષદાસજી ખરેખર અજોડ છે

આચાર્ય મહારાજને આ પત્ર મળ્યો. પરંતુ હાલ તુરત તો તેમણે જે નિર્ણય લીધો હતો તે કાયમ રાખ્યો. સ્વામીશ્રીને તેમણે ફાગણ માસમાં ઉમરેઠ બોલાવ્યા. ઉમરેઠમાં વિહારિલાલજી મહારાજે સ્વામીશ્રીની બુદ્ધિની પરીક્ષા કરવા, અને જીવનરામ શાસ્ત્રીએ તેમની પ્રશસ્તિનો જે પત્ર લખ્યો હતો તેની પ્રતીતિ કરવા, માટે, શાસ્ત્રી કૃષ્ણપ્રિયદાસ સાથે શાસ્ત્રાર્થ કરાવ્યો. શાસ્ત્રાર્થને અંતે શાસ્ત્રી કૃષ્ણપ્રિયદાસને કબૂલ કરવું પડ્યું કે 'વિદ્વત્તામાં યજ્ઞપુરુષદાસજી ખરેખર અજોડ છે.' વિહારિલાલજી મહારાજ પણ સ્વામીશ્રીની અપાર વિદ્વત્તાથી ઘણા જ રાજી થયા.

પછી ઉમરેઠથી સ્વામીશ્રી, વિહારિલાલજી મહારાજ સાથે ખંભાત જઈ ભાવનગર પધાર્યા. અહીં પણ વિદ્વાનોની સભામાં સ્વામીશ્રીએ અક્ષરપુરુષોત્તમના સિદ્ધાંતની ઘણી જ વાતો કરી અને સૌને ઘણો જ સમાસ કર્યો. આચાર્ય મહારાજ પણ સ્વામીશ્રી પાસે જ વાતો કરાવતા. સ્વામીશ્રીનો સિદ્ધાંત, પંચ વિષયના ખંડનનો, અક્ષરરૂપ થવાનો અને પુરુષોત્તમના મહિમાનો અને તે સ્વરૂપોમાં જોડાવાનો, સૌને સમજાયો. ક્યારેક ક્યારેક સ્વામીશ્રી ભાગવત, ગીતા, અને ઉપનિષદ્‌ના અવતરણો પણ આ સિદ્ધાંતને પુષ્ટ કરવા ટાંકતા ત્યારે તો વિદ્વાનો પણ આશ્ચર્યમુગ્ધ થઈ જતાં કે આ સાધુ શાસ્ત્રોમાંથી અક્ષરપુરુષોત્તમના સનાતન સિદ્ધાંતોનું કેવું સુંદર અન્વેષણ કરે છે!

આચાર્ય મહારાજ સાથે ફરીને સ્વામીશ્રી પાછા રાજકોટ પધાર્યા. પછી જીભાઈ કોઠારીની ઇચ્છાથી જૂનાગઢ આવ્યા. જ્યારે જ્યારે રાજકોટ મંદિરમાં તેમને ઉપાધિ થતી ત્યારે તેઓ જૂનાગઢ સ્વામી જાગાભક્તના સમાગમ માટે જતા. આ વખતે પણ ભેખની ઉપાધિ શાંત થાય તે માટે તેઓ જૂનાગઢ પધાર્યા. અત્રે સ્વામી જાગાભક્તના સમાગમનો લાભ લીધો. સ્વામી જાગાભક્તની અભિરુચિ તો 'સત્પુરુષનો સમાગમ અને સત્ શાસ્ત્રોનું વ્યસન' એ જ હતી. તે પોતે અખંડ રાખતા અને એ રીતે સત્સંગમાં અભ્યુદય પામવાનું એ એક જ સાધન પોતે રાખીને, બીજાને રાખવાની સદા અનુજ્ઞા કરતા.

× × ×

વિહારિલાલજી મહારાજ ધામમાં પધાર્યા.

સં. ૧૯૫૫ ના ભાદરવા વદી ૮ ને દિવસે આચાર્યશ્રી વિહારિલાલજી મહારાજ ધામમાં પધાર્યા અને સત્સંગમાં શોકનું અતિ ઘેરું વાદળ છવાઈ ગયું. સત્સંગની અભિવૃદ્ધિના પોષક, વિદ્વાનોનું મૂલ્યાંકન કરનાર, ભક્તોનો મહિમા સમજનાર, આ આચાર્યશ્રી ધામમાં ગયા તેથી સંપ્રદાયને મહાન ખોટ પડી. છતાં હજુ ગોવર્ધનભાઈ કોઠારી જેવા ધૂરંધર વહીવટકર્તા અને સંપ્રદાયના રક્ષક બેઠા

હતા એટલે તેમની છત્રછાયા નીચે સૌ ધીરજ અને શાંતિ રાખી શકયા. દેશદેશના તમામ સંતો આચાર્ય મહારાજના કારજ પ્રસંગે વરતાલ આવ્યા હતા. સ્વામીશ્રી પણ રાજકોટથી વરતાલ આવ્યા અને કોઠારી ગોવર્ધનભાઇની મદદમાં રહી, આ પ્રસંગ દીપાવવા તેમણે ખૂબ જ સેવા કરી. આથી સમગ્ર સત્સંગમાં, સ્વામીશ્રીની વ્યાવહારિક પ્રસંગો ઉકેલવાની અપૂર્વ શકિતની છાપ પડી !

આ પ્રસંગના પરિણામે કોઠારી ગોવર્ધનભાઇએ સ્વામીશ્રીની શકિતનો કયાં ઉપયોગ કરવો તે નક્કી કરી લીધું. રાજકોટના સંતોની ઉપાધિથી સ્વામીશ્રીને હવે આગળ ભણવાનું તો બંધ થયું હતું. એટલે તેમની વિદ્વત્તા, બુદ્ધિ અને કાર્યશકિતને અનુરૂપ કોઇ જવાબદારી તેમને સોંપવામાં આવે તો સંસ્થાનો ઉત્કર્ષ થાય, એ ગણતરી કોઠારીની હતી.

## સારંગપુરના મંદિરની મહંતાઇ

સારંગપુરના મંદિરની પરિસ્થિતિ સંતોષકારક ન હતી. ગઢડાના કોઠારી ભીમજીભાઇના વહીવટ નીચેના આ મંદિરનો કષ્ટભંજનની માનતા ઉપર જ નિભાવ થતો હતો. સારંગપુર લીમડી રાજ્યની હકુમત નીચે હતું. લીમડીના દીવાન ઝવેરભાઇને સ્વામીશ્રી પ્રત્યે ગુરુભાવ હતો એટલે જો સ્વામીશ્રીને આ મંદિરનો વહીવટ સોંપ્યો હોય તો તેમની લાગવગથી મંદિરની ઘણી જ સુધારણા થઈ શકે. વળી તેમની વિદ્વત્તાથી અને હરિભક્તોને વાતો કરી સંતોષ પમાડવાની રીતથી, બીજી પણ ઘણી સેવા થઈ શકે. આવી કેટલીક ગણતરી કરી, કો. ગોવર્ધનભાઇએ સ્વામીશ્રીને બોલાવીને વાત કરી, ' તમો જો સારંગપુર જાઓ તો ત્યાંની સ્થિતિ સુધરે. તમોને અનુકૂળતા રહે એટલા માટે કોઠારી પ્રભુદાસને ત્યાં કોઠારી તરીકે તમારા મદદમાં નિમણુંક કરીએ અને ભીમજી કોઠારીથી સારંગપુરનો વહીવટ અલગ કરી તમને સ્વતંત્ર સત્તા આપીએ.' સ્વામીશ્રીને તો કાંઈ કે ઠારનો વહીવટ કરવો ન હતો. પરંતુ કોઈપણ રીતે સંસ્થાના હિતમાં

પોતાની સેવાનો ઉપયોગ થતો હોય તો તેઓ સદા તત્પર જ હતા. એટલે તેમણે કોઠારી ગોવર્ધનભાઈને કહ્યું, ' આપની આજ્ઞા હોય તો મને વાંધો નથી.' કોઠારી સ્વામીશ્રીના ઉત્તરથી રાજી થયા. તુરત જ તેમણે નિમણુંકનો હુકમ લખી દીધો અને ગઢડા કોઠારી ભીમજીભાઈને પણ લખી દીધું ' સારંગપુર મંદિરનો વહીવટ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી તથા કો. પ્રભુદાસ દેવશી હવે સ્વતંત્ર રીતે કરશે.' પરંતુ કોઠારી ભીમજીભાઈને પોતાની સ્વતંત્ર હકુમતમાં આ વિક્ષેપ ન ગમ્યો. પ્રથમથી જ ભગતજી મહારાજ અને તેમના મંડળ પરત્વે અસદ્ભાવવાળા ભીમજીભાઈને, સ્વામીશ્રીની આ નિમણુંકથી તેમના પ્રત્યે વિશેષ દ્વેષની ભાવના બંધાઈ.

× × ×

સં. ૧૯૫૬ ની સાલથી સ્વામીશ્રીએ સારંગપુર મંદિરનો વહીવટ પોતાના હાથમાં લીધો. પ્રભુદાસ કોઠારીની કાર્યદક્ષતા અને સ્વામીશ્રીની બુદ્ધિ, ઐશ્વર્ય અને પ્રતાપ, આ તત્ત્વોના સુમેળથી કષ્ટભંજન દેવના સ્થાનની રોનક થોડા વખતમાં જ ફરવા લાગી. સ્વામીશ્રી સારંગપુર બિરાજતા હોવાથી, ગુજરાત સૌરાષ્ટ્રના હેતવાળા હરિભક્તો સારંગપુર દર્શન અને સમાગમ માટે આવવા લાગ્યા. સ્વામીશ્રી પણ કામકાજ પ્રસંગે ગુજરાતમાં આવતા અને ત્યાંના હરિભક્તોને વાતોચીતો કરી આનંદ આપતા. આ પ્રમાણે સારંગપુરમાં દેશી પરદેશી હરિભક્તોની અવરજવર શરુ થઈ અને સત્સંગની પ્રવૃત્તિથી આ નાનકડું ગામડું જીવંત થઈ ગયું !

અત્યારે કષ્ટભંજનના મંદિર સામે જે કોઠારની કચેરી છે એટલું જ મકાન તે વખતે મંદિરના કબજામાં હતું; આજ મકાનમાં સાધુઓની ધર્મશાળા, ભંડાર અને કોઠાર હતા. સામે કષ્ટભંજન દેવનો માટીનો ઓરડો હતો. વચ્ચેનો જાહેર રસ્તો હોવાથી ગામના સ્ત્રીપુરુષોની એ રસ્તેથી અવરજવર રહેતી. સાધુ, બ્રહ્મચારી પૂજા કરવા કે થાળ લઈ જતા હોય, ત્યારે જો કોઈક સ્ત્રી વચ્ચે આડી આવી જાય, તો તેમને

ઊભુ રહેવું પડતું. વળી કોઈ વખત જો અજાણતાં સ્ત્રીઓને તે રસ્તામાં અડી જવાય તો સાધુ બ્રહ્મચારીને ઉપવાસ પણ પડતા. આવી ઉપાધિ અને અગવડતા એ વખતે હતી.

અહીં ત્રણ શિખરતું મંદિર મને દેખાય છે

આવા સંયોગોમાં સ્વામીશ્રીએ સારંગપુરમાં પ્રવૃત્તિ શરુ કરી. સવારમાં મંગળા આરતી પછી કથા શરુ કરે તે શણગાર આરતી સુધી કથા ચાલે. પછી પોતે મંદિરના વહીવટ સંબંધી પ્રભુદાસ કોઠારી સાથે બેસે અને નવા કામકાજ શરુ કરવાની મંત્રણા કરે. શરુ કરેલા કામ કાજની દેખરેખ રાખે, હરિભક્તોને ટપાલ લખે. 'વાસુદેવ હરે' પછી થોડો આરામ કરી સાંજે નારણ કુંડે નહાવા પધારે. અહીં ફલ્ગુ નદી તથા ઉતાવળી નદીની વચ્ચે સપાટ જમીન છે, તે જોઇને રોજ પોતે કહે, 'અહીં ત્રણ શિખરનું મંદિર મને દેખાય છે.' એ વખતે સ્વામીશ્રીની ભવિષ્યવાણી કોઇને સમજાતી ન હતી. આ જ ગામમાં આ સ્વામીશ્રીના શુભ હસ્તે જ ત્રણ શિખરનું મંદિર ભવિષ્યમાં થશે અને મહારાજ, સ્વામી અને ગોપાળનંદ સ્વામીની ધાતુની મૂર્તિઓ મધ્ય મંદિરમાં બેસશે, એ હકીકત સૌને માટે એ સમયે અકલ્પ્ય હતી.

પ્રસાદીના સ્થાનોનો જીર્ણોદ્ધાર

સ્વામીશ્રીએ પોતાની મદદમાં સારંગપુરના જીવાખાચરના વંશજ રૂખડ ખાચરને અને જોધા ભગતને રાખ્યા હતા. રૂખડ ખાચર તમામ હિસાબી કામ, પત્ર વ્યવહાર વગેરે કરતા અને જોધાભગત વહીવટી કામમાં પ્રભુદાસ કોઠારીની મદદમાં રહેતા. સ્વામીશ્રીએ પ્રથમ તો સારંગપુરમાં શ્રીજી મહારાજના પ્રસાદી સ્થાનોનો જીર્ણોદ્ધાર કર્યો. જીવા ખાચરનો દરબાર જ્યાં મહારાજે વચનામૃત કહ્યાં છે, રાઠોડ ધાધલનું ઘર, જ્યાં સં. ૧૮૬૭ માં ફુલદોલનો ઉત્સવ કરી મહારાજ સંતો સાથે રાસ રમ્યા અને 'જુગો જુગ જીવો સો જોગીઆ' એ કબીરની હોરી બોલી 'અનાદિ સદ્ગુરુ' તરીકે શ્રી ગુણાતીતાનંદ સ્વામીનો મહિમા કહ્યો, ગામ વચ્ચે હાલ મંદિરની જે ધર્મશાળા છે તેની સામેનો ચોરો–જ્યાં મહારાજે ૫૦૦ પરમહંસોને હાથમાં દહીં

રોટલો આપી ઊભા ઊભા જમાડ્યા હતા, નારણ કુંડ વગેરે શ્રીજીનાં સંબંધવાળા અતિ દિવ્ય સ્થાનોનો જીર્ણોદ્ધાર કરવાનું સ્વામીશ્રીએ શરુ કર્યું.

સ્વામીશ્રીની કાય શક્તિ

આ કાર્યનો આ પ્રમાણે ઉકેલ લાવીને સ્વામીશ્રીએ બીજી પ્રવૃત્તિ–મંદિરની જગ્યા વધારવાની અને હનુમાનજીનો બંગલો કરવાની–ઉપાડી. સારંગપુર લીમડી રાજ્યની હકુમત નીચે હતું. એટલે રાજ્યના કાયદા પ્રમાણે અહિં ખેડૂતો પોતાના રહેણાકના મકાન વેચી શકતા નહિ. મંદિરની આજુબાજુ ખેડૂતોના જ મકાનો હોઇ તેમને તે મકાન વેચી જે રકમ આવે તેમાંથી ખેતરમાં જ ઝૂંપડા બાંધી રહેવાની ઇચ્છા હતી, પરંતુ રાજ્યનો કાયદો હતો એટલે તેમ બની શકતું નહિ. સ્વામીશ્રીએ આ મુશ્કેલીનો વિચાર કરી લીધો.

લીમડીના ઠાકોરસાહેબ તથા દીવાનસાહેબ ઝવેરભાઈ નાથાભાઇ (વાંસદામાં દીવાન હતા અને ભગતજી મહારાજના પ્રસંગમાં આવી ગયા હતા) સારંગપુર સ્વામીશ્રીના દર્શન અને સમાગમ માટે આવ્યા હતા. કોઠારમાં બેસી સ્વામીશ્રીની વાતો તેઓ સાંભળતા હતા. તે દરમ્યાન ભંડારમાથી સાધુ થાળ લઇને હનુમાનજીના ઓરડામાં જતા હતા, એટલામાં વચ્ચેના રસ્તેથી જતી એક બાઇ તેમને અડી ગઇ. ઠાકોરસાહેબ અને દીવાનસાહેબે આ જોયું અને દેવની પૂજામાં વિઘ્ન પડયું અને સાધુને ઉપવાસ પડયો, તેથી તેમને દુઃખ થયું. પછી સ્વામીશ્રીએ તેમને વાત કરી, 'આ પ્રમાણે અમારા સાધુને ઘણી વખત ઉપવાસ પડે છે. આ જાહેર રસ્તો રહ્યો એટલે કોઇને ના કહી શકાય નહિ.' ઠાકોરસાહેબ બધી પરિસ્થિતિ સમજી ગયા અને પૂછયું કે, 'આ મુશ્કેલી શી રીતે દૂર થાય?' પછી સ્વામીશ્રીએ કહ્યું 'જો તમો ખેડૂતોને તેમના રહેણાકના મકાન વેચવાની પરવાનગી આપો તો અમો એટલા મકાન ખરીદી સ્વતંત્ર જગ્યા કરી શકીએ.' ઠાકોરસાહેબને સ્વામીશ્રીની વાત

વ્યાજબી લાગી અને, 'લીમડી ગયા પછી મંજૂરી મોકલીશ.' એવું વચન આપ્યું. જે કામ કરવા કો. ગોવર્ધનભાઇ અને કો. ભીમજીભાઇ આટલા વર્ષો સુધી મથ્યા, પરંતુ કોઇ રીતે લીમડી રાજ્યનો કાયદો ન ફેરવાયો અને મંદિરમાં કાંઇ પણ વધારો થઇ ન શક્યો, તે કાર્ય આમ એક પળમાં થઇ ગયું.

આ પ્રમાણે લગભગ–૮૫–મકાનો ખેડૂતો પાસેથી સ્વામીશ્રીએ વેચાતા લીધા અને બદલામાં ખેડૂતોને સારી રકમ પોતે આપી. સારંગપુરના તમામ ખેડૂતોને સ્વામીશ્રી પ્રત્યે અત્યંત સદ્‌ભાવ હતો. સ્વામીશ્રીના સમાગમથી તેમને સત્સંગનો મહિમા સમજાયો હતો. વળી સ્વામીશ્રી પણ તેમના વ્યવહારની ખબર રાખતા, જોઇતું આપતા. આમ આશીર્વાદ અને અમિદૃષ્ટિથી તેમને અખંડ સુખિયા કરી દીધા હતા. આથી સ્વામીશ્રીના વચનમાં તેઓ સદા તત્પર રહેતા. આ પ્રમાણે આખું સારંગપુર ગામ સ્વામીશ્રી પ્રત્યે ભક્તિભાવથી જોડાઇ ગયું હતું. સારંગપુરના શેઠ જગજીવનદાસ અને રૂખડ ખાચર ઉપર તો સ્વામીશ્રીને અત્યંત પ્રેમ હતો.

ભાવગનરના હરિભક્ત ગિરધરભાઇ ઝીણાભાઇ સ્વામીશ્રીને વિષે અનન્ય નિષ્ઠાવાળા હતા. તેમની સ્થિતિ સ્વામીશ્રીના આશીર્વાદથી સારી હતી. એટલે હનુમાનજીનો ઓરડો તોડાવી ચૂનાબંધ બંગલો કરાવવાની, સેવા સ્વામીશ્રીએ તેમને સોંપી. આજુબાજુના ઘરો વેચાતા લઈ લીધા હતા એટલે હનુમાનજીના બંગલાની બાજુમાં સભામંડપ, દરવાજો વગેરેનું કામ શરુ કરાવી દીધું. આ પ્રમાણે સારંગપુરમાં ધમધોકાર કામ ચાલતું થયું.

## ડાંગરામાં જાગા ભક્તા સ્વામીનો મંદવાડ અને સ્વામીશ્રીની સેવા

સં. ૧૯૫૭ ના મહા મહિનામાં સ્વામીશ્રી તથા પ્રભુદાસ કોઠારી કારખાનાના કામ પ્રસંગે બોટાદ લાતીમાં ગયા હતા, અને ત્યાંથી ભાવનગર જવાના હતા. તે વખતે ડાંગરાથી તેમને પત્ર મળ્યો,

'સ્વામી જાગાભક્તે અત્યંત ગંભીર માંદગી ગ્રહણ કરી છે અને તમને બહુ જ યાદ કરે છે માટે તુરત જ ડાંગરા પધારશો.' આ પત્ર મળ્યો એટલે સ્વામીશ્રીએ ભાવનગર જવાનું બંધ રાખ્યું અને બોટાદથી જ સીધા ડાંગરા પધાર્યા. સ્વામીશ્રી સાથે સોખડાના ત્રિભોવનદાસ, ચાણસદના મૂળજીભાઈ તથા પ્રભુદાસ કોઠારી હતા.

મહા સુદી ૭ ની રાત્રે સ્વામીશ્રી ડાંગરા પહોંચ્યા. સ્વામી જાગા ભક્તે બહુ જ ગંભીર મંદવાડ ગ્રહણ કર્યો હતો તેથી તેમના ઓરડામાં જવાની સૌને બંધી કરી હતી. છતાં સ્વામી જાગા ભક્તે એટલું કહી રાખ્યું હતું, 'યજ્ઞપુરુષદાસ શાસ્ત્રી આવે તો મારી પાસે તેડી લાવજો.' પોતે મંદવાડ ગ્રહણ કર્યો ત્યારથી રોજ સ્વામીશ્રીને સંભારતા. સ્વામીશ્રી ડાંગરા રાત્રે ૧૧ વાગે પહોંચ્યા. તે વખતે સ્વામી જાગા ભક્ત પોઢી ગયા હતા. જાદવજીભાઈ તેમની સેવામાં હતા. સવારે ચાર વાગે જાગા સ્વામીએ પૂછ્યું 'રાત્રે કોણ આવ્યું છે?' પછી સ્વામીશ્રી આવ્યા છે તે વાત કરી એટલે તુરત જ સ્વામીશ્રીને અંદર ઓરડામાં બોલાવ્યા. સ્વામીશ્રી દંડવત્ કરી પાસે ઊભા રહ્યા. એટલે સ્વામી જાગા ભક્તે પૂછ્યું, 'કોણ એ?' એટલે સ્વામીશ્રી હાથ જોડીને બોલ્યા, 'હું, યજ્ઞપુરુષદાસ.' એટલું સાંભળ્યું એટલે તુરત જ સ્વામી જાગા ભક્ત ખાટલામાં બેઠા થઇ ગયા અને કહ્યું, 'આવ્યા ને? બહુ રાહ જોવરાવી.' એમ કહીને અતિ વહાલથી બથ ભરીને મળ્યા. સ્વામીશ્રી પણ, જાગા ભક્ત સ્વામીની અંતિમ સ્થિતિ જોઈ, અત્યંત દીલગીર થઈ ગયા. તેમને યાદ આવ્યું કે ભગતજી ધામમાં ગયા પછી જૂનાગઢમાં સ્વામી જાગાભક્ત તેમને કોલ આપ્યો હતો, 'હું ધામમાં જઈશ ત્યારે છેલ્લી સેવામાં તમને બોલાવીશ.' આજે એ જ પરિસ્થિતિ હતી. સ્વામીશ્રી તે સમજી ગયા અને તેમની આંખમાંથી દડ દડ અશ્રુ ટપકવા લાગ્યા. સ્વામી જાગાભક્તે તેમને સાંત્વન આપ્યું અને કહ્યું, 'આ લોકમાં અમારું કામ હતું તે પૂરું થયું છે માટે મહારાજ ધામમાં તેડી જાય છે. હવે તમે તમારું કામ શરુ કરશો અને સર્વ પ્રકારે મહારાજ અને સ્વામી તમારી મદદમાં ભળી તમને સુખિયા કરશે.' આ પ્રમાણે કહી શાંતિ આપી.

સ્વામી જાગાભક્તને બંધકોશને લઈને મળ સખત જામી ગયા હતા એટલે પેટમાં દુઃખાવો સખત રહેતો હતો. સ્વામીશ્રીએ આ હકીકત જાણી લીધી. બીજે દિવસે સવારે આંગળી વતી પૂંઠમાંથી લગભગ બધા જ મળ કાઢી નાખ્યા. આથી સ્વામી જાગાભક્તનું પેટ હલકું પડયું અને શાંતિ થઈ. પરંતુ આ લોકમાં રહેવાનો તો સંકલ્પ જ ન હતો એટલે મંદવાડની ગંભીરતા ઓછી જણાઈ નહિ. સ્વામીશ્રીને બે દિવસ સેવાનો ઘણો જ લાભ મળ્યો. આ પ્રમાણે જૂનાગઢમાં સ્વામી જાગાભક્તે તેમને કોલ આપ્યો હતો તે પૂરો કર્યો.

**સ્વામી જાગાભક્તનો અક્ષરવાસ**

દશમની રાત્રે સ્વામી જાગાભક્તને શરદી વધારે જણાવા લાગી એટલે સગડી કરી સૌ શેક કરવા લાગ્યા. પાસે સ્વામીશ્રી, હરિપ્રસાદદાસ, પૂજાજીભાઈ, જસમતસિંહ, ગોપાળલાલ રાવળ વગેરે બેઠા હતા. રણછોડભક્ત તથા પ્રભુદાસ કોઠારી આટલાની ઈસ ઉપર સામસામા બેઠા હતા; સ્વામી જાગાભક્તનું શરીર ટાઢું પડતું જતું હતું. રણછોડભક્તે પ્રભુદાસ કોઠારીને એ વાત કરી. એટલામાં તો સ્વામી જાગાભક્ત ઢોલિયામાં બેઠા થઈ ગયા અને સ્વસ્તિક આસન વાળી બધાય ને 'જય સ્વામિનારાયણ' કરી સ્વતંત્ર થકા ધામમાં પધારી ગયા. એ વખતે શ્રીજી મહારાજ, સ્વામી અને અસંખ્ય મુક્તો વિમાન લઈને પધાર્યા અને સ્વામી જાગાભક્તના દિવ્યદેહને વિમાનમાં પધરાવી અક્ષરધામમાં લઈ ગયા !

અનાદિ મૂળ અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીની અપાર સેવા કરી તદ્દત્ ભાવને પામી ગએલ સ્વામી જાગાભક્તે, અક્ષર અને પુરુષોત્તમની ઉપાસના પ્રવર્તાવવા સોરઠ દેશમાં અને તળ જૂનાગઢમાં પણ અખંડ કથાવાર્તાનો અખાડો જમાવી, સંત હરિભક્તોને એ નિષ્ઠા દૃઢ કરાવવામાં અપૂર્વ ફાળો આપ્યો હતો. આવા અક્ષરધામના અતિ મહાન અનાદિ મહામુક્ત સ્વામી જાગાભક્ત ધામમાં પધાર્યા તેથી સમગ્ર સત્સંગને ઘણી જ ખોટ પડી ગઈ !

સ્વામી જાગાભક્તના દેહનું ષોડષોપચારે સૌએ પૂજન કર્યું. પછી નવા વસ્ત્ર, નવી કંઠી પહેરાવી અને ફુલના હાર, બાજુ વગેરેથી શણગાર કરી, પ્રથમ સ્વામીશ્રીએ આરતી ઉતારી. ત્યારબાદ દરેક હરિભક્તોએ વારાફરતી આરતી ઉતારી. એ વિધિ પૂરી થયા બાદ તેમના દેહને પાલખીમાં પધરાવીને સ્વામીશ્રી, પ્રભુદાસ કોઠારી, હરિપ્રસાદદાસ તથા રણછોડભક્તે પાલખી ઉપાડી. હરિભક્તો ધૂન્ય કીર્તન કરતા કરતા, પૈસા અને જુવાર ઉડાડતા ઉડાડતા આગળ ચાલ્યા અને હાલ જ્યાં દહેરું છે તે જગ્યાએ પાલખી ઉતારી. પછી સુખડ તથા નાળિયેર સહિત ચિતા રચીને સ્વામી જાગાભક્તના દેહને તેમાં પધરાવ્યો અને પછી અગ્નિસંસ્કાર કરી સૌ 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' ધૂન્ય કરતા બેઠા; અગ્નિસંસ્કાર ક્રિયા પૂરી થઈ એટલે સૌ ઘુનામાં નાહીને મંદિરે આવ્યા.

બીજે દિવસે એકાદશી હોવાથી સૌને ઉપવાસ હતો. બારશના દિવસે પારણા કરી સ્વામીશ્રી, રણછોડ ભક્ત, પ્રભુદાસ કોઠારી વગેરે ત્યાંથી નીકળ્યા અને રાજકોટ થઈ ગોંડળ આવ્યા. અહીંથી સ્વામીશ્રી, પ્રભુદાસ કોઠારી તથા મૂળજીભાઈ સારંગપુર ગયા અને ત્રિભોવનદાસ સોખડા ગયા.

## સોરઠની પંચતીર્થિએ

સ્વામીશ્રી સારંગપુર પધાર્યા. અત્રે કારખાનાનું કામ ધમધોકાર ચાલતું હતું. સ્વામીશ્રી તો દરેક કામમાં દૃષ્ટિ રાખતા. 'અત્રે કારખાના સંતોષકારક ચાલે છે અને પ્રભુદાસ કોઠારી તથા જોધા ભગત તેમની દેખભાળ રાખે છે એટલે તે સંબંધી ચિંતા કરવું જેવું નથી, માટે હવે ગુજરાતમાં જઈ ત્યાંના હરિભક્તોને પણ જ્ઞાનસિંચન કરી નવપલ્લવિત કરવાના છે' એ વિચારથી પોતે કાંઈક કાર્ય નિમિત્તે તેમનો સંપર્ક સાધવા વિચાર કર્યો.

વૈશાખ માસમાં સોખડાથી ત્રિભોવનદાસભાઈ, વસોથી ચતુરભાઈ સોજીત્રાથી ઝવેરભાઈ, વિઠ્ઠલભાઈ તથા ચતુરભાઈ, તથા અમદાવાદના

મહંત સ્વામી અક્ષરજીવનદાસજી વગેરે સારંગપુર આવ્યા. અહીં સ્વામીશ્રી પાસે મહારાજના મહિમાની અને વનવિચરણની વાતો સાંભળી, સૌએ સ્વામીશ્રી સાથે સોરઠની પંચતીર્થિ કરવાનું નક્કી કર્યું અને સ્વામીશ્રીને વિનતિ કરી. સ્વામીશ્રીએ પણ ભીમ એકાદશીનો સમૈયો જૂનાગઢ થશે અને સ્વામી બાલમુકુન્દદાસજી, યોગેશ્વરદાસજી વગેરે સંતોના દર્શન થશે એમ વિચારી 'હા' કહી અને વૈશાખ વદમાં પંચતીર્થિએ સૌ નીકળ્યા. લોજ, માંગરોળ, અગત્રાઇ, પીપલાણા, પંચાળા, ગણોદ વગેરે સ્થળોએ ફરી સ્વામીશ્રી મો મંડળ સાથે વંથળી પધાર્યા.

વંથળીના મંદિરમાં શ્રીજી મહારાજની પ્રસાદીનો થાંભલો છે તેના સૌએ દર્શન કર્યા. સ્વામીશ્રીએ અહીં સૌને ભેગા કરી વાત કરી, 'સં. ૧૯૪૦માં અમે સૂરતથી પંચતીર્થિ કરવા નીકળ્યા હતા અને અહીંથી અમે સાંજના ચાલતા નીકળ્યા તે શયન આરતી વખતે જૂનાગઢ પહોંચી ગયા એવો દર્શનનો વેગ હતો. વળી ૧૯૫૫ ની સાલમાં પણ ફરી પંચતીર્થિ કરી. અને આજે તમારી સાથે આવ્યા છીએ. લોજમાં વાડી છે જ્યાં વાવ પાસે લીમડો અને મીંઢીયાવળ મહારાજ વટાવતા અને સાધુઓને અષ્ટાંગયોગની ક્રિયા શીખવતા. તે જગ્યા તથા માંગરોળની આમલીવાળી વાડી વગેરે કોઠારી જીભાઇએ મહેનત કરી લીધાં છે.'

હું તો સ્વામી અને મહારાજની સોનાની મૂર્તિ બેસે ત્યારે રાજી

પછી સ્વામીશ્રી તથા તેમનું મંડળ ત્યાંથી જૂનાગઢ ભીમ એકાદશીનો સમૈયો કરવા આવ્યું. અત્રે ગોપાલાનંદ સ્વામીના શિષ્ય ૮૫ વર્ષના વૃદ્ધ સાધુ કેશવજીવનદાસે સ્વામીશ્રીને કહ્યું, 'તમો સ્વામીની નિષ્ઠાવાળા છો અને વળી મોટાના કૃપાપાત્ર છો તો સ્વામીની અને મહારાજની જોડે મૂર્તિ પધરાવો. અમારે ગોંડળમાં પધરાવવી હતી પણ તે બની શક્યું નહિ.' એ સાંભળી સ્વામીશ્રીએ કહ્યું, 'સ્વામી બાલમુકુન્દદાસજી કહે તો એ કામ કરીએ.' એ સાંભળી સ્વામી બાલમુકુન્દદાસજી ત્યાં બેઠા હતા તે હસ્યા અને બોલ્યા, 'હું તો ગુણાતીતાનંદ સ્વામી અને મહારાજની સોનાની મૂર્તિ બેસે ત્યારે રાજી.' સ્વામીશ્રી આ સાંભળી રાજી થયા.

સમૈયા પછી સ્વામીશ્રી ત્યાંથી ગોંડળ થઇને માખાવડ પધાર્યા. અહીંના દરબાર મહારસિંહ માંદા હતા, તેથી એક માસ અહીં દરબારના આગ્રહથી રહ્યા અને કથાવાર્તા કરી. ઝવેરભાઇએ દવા કરી તેથી દરબારને સારું થઇ ગયું. પછી અહીંથી રાજકોટ થઇને સ્વામીશ્રી સારંગપુર પધાર્યા.

× × ×

અમદાવાદમાં જન્માષ્ટમીનો સમૈયો

સં. ૧૯૫૮ ના જન્માષ્ટમીનો સમૈયો સ્વામીશ્રીએ અમદાવાદમાં કર્યો. અમદાવાદમાં વસો, સોજીત્રા, ભાદરણ, ધર્મજ વગેરેના વિદ્યાર્થીઓ ભણતા હતા. એટલે સ્વામીશ્રી જ્યારે જ્યારે સારંગપુરથી ગુજરાત તરફ પધારતા ત્યારે અમદાવાદ ઉતરી, આ વિદ્યાર્થીઓને કથાવાર્તા કરી પછી બીજે જતા. આ વખતે તો આ વિદ્યાર્થીઓનો ખાસ આગ્રહ હતો. એટલે જન્માષ્ટમીનો સમૈયો સ્વામીશ્રીએ અમદાવાદ કર્યો. સ્વામીશ્રીની રમણીય મૂર્તિમાં દરેકના ચિત્તનું આકર્ષણ થતું, એટલે વિદ્યાર્થીઓ પણ સ્વામીશ્રીને જોતાં જ પોતાનો નાસ્તિકભાવ ભૂલી જતા. સ્વામીશ્રી તેમને ભાગવત્ ગીતા અને વચનામૃતના ગહન તત્ત્વજ્ઞાનની વાતો કરી, તેમની બુદ્ધિના ઊંડાણમાં અવ્યક્તરૂપે રહેલી જીવસત્તાને જાગ્રત કરી દેતા. સ્વામીશ્રીની દિવ્ય વાતોથી, તેમને શ્રીજી મહારાજ અને સ્વામીની દઢ નિષ્ઠા થઈ જતી. સ્વામીશ્રીમાં અપ્રતિમ વ્યક્તિત્વ અને શ્રીજી મહારાજના અખંડ સંબંધ સહિતના ભગવદ્ભાવોનું દર્શન, ધીરે ધીરે વિદ્યાર્થીઓને થવા લાગ્યું. સ્વામીશ્રીએ મહારાજ અને સ્વામીની અનન્ય નિષ્ઠા, અને પ્રગટ સત્પુરુષમાં પ્રીતિ, એ જ સિદ્ધાંત ઉપર વાતો કરી. આ વાતોને ઝિલી અને પ્રવર્તાવી શકે એવા ડભોઈના માસ્તર ઉલ્લાસરામભાઈ હતા. તેઓ વડનગરમાં અંગ્રેજી નિશાળમાં શિક્ષક હતા. તેમને સ્વામીશ્રીએ ખાસ પત્ર લખી આ વખતે અમદાવાદ બોલાવ્યા હતા. અમદાવાદના વિદ્યાર્થીઓનો સ્વામીશ્રીએ તેમને પરિચય કરાવ્યો. આ વિદ્યાર્થીઓને સ્વામીશ્રીના સમાગમનો એવો રંગ લાગી ગયો હતો

કે કૉલેજમાં રજા પડે એટલે તુરત જ તેઓ સારંગપુર સ્વામીશ્રીના દર્શને ઉપડી જતા. વિદ્યાર્થીઓના આવા વલણથી તેમના પ્રાધ્યાપકો, ઈતર વિદ્વાનો અને કવિઓ પણ સારંગપુર સ્વામીશ્રીના દર્શન અને સમાગમ માટે જવા લાગ્યા. પ્રાધ્યાપકો સ્વામીશ્રી પાસે રઘુવંશ અને કિરાતના સાહિત્યની ખૂબીઓ સમજતા, વિદ્વાનો ગીતા, ભાગવતના ગહન તત્ત્વજ્ઞાનની સરળતા સમજતા અને કવિઓ સ્વામીશ્રીની રસ-મૂર્તિ નિહાળી તે મૂર્તિમાંથી પ્રેરણાનું અમૃત મેળવતા !

સ્વામીશ્રી આવી રીતે ગુજરાતમાં અનેક વિધ પ્રવૃત્તિ કરી, સમાસ કરી, વરતાલ લક્ષ્મીનારાયણ દેવનાં દર્શન કરી, પોતાનું કામ પતાવી પાછા સારંગપુર પધારી જતા. વિદ્યુત્ ગતિ અને ગહન કળાથી કામ કરતા આ સંતવર્યને કોઈ યથાર્થ સમજી શકતું નહિ. સ્વામીશ્રી તો જે કાર્ય તેમને કરવાનું હતું તે કાર્યના પાયા નાખતા જતા, સારંગપુર મંદિરના કારખાનાને પણ વેગ આપતા, અને અક્ષર પુરુષોત્તમની ઉપાસનાના જ્ઞાનનો પ્રચાર પણ કર્યે જતા. સ્થૂળ દૃષ્ટિએ જોનારને એમ લાગતું કે આ સારંગપુર મંદિરના કોઠારી છે અને ગુજરાતમાં કામ પ્રસંગે અવારનવાર આવે છે.

સત્સંગમાં સુષુપ્ત અવસ્થા

જે કાર્ય તેમના શુભ હસ્તે જ થવાનું નિર્માણ થયું હતું તે સમય પણ હવે ધીરે ધીરે આવતો હતો. સ્વામીશ્રીની ઇચ્છા એવી હતી કે, અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા અંદર રહીને પ્રવર્તાવવી. એ રીતે જ અનેક મુમુક્ષુઓને એ સિદ્ધાંતની સત્યતા સમજાય તો પોતાનું કાર્ય સરળ થાય. આ કાર્ય મહારાજનું જ હતું, મહારાજે કરવા ધાર્યું હતું. પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ અક્ષર ધામમાંથી પધારી, બીજા કોઈ લોકમાં ન રહેતા, કેવળ અતિ કરુણાએ કરી, જીવોના આત્યંતિક કલ્યાણ માટે જ આ પૃથ્વી ઉપર મનુષ્યદેહ ધારી, લાખો જીવોના આત્યંતિક કલ્યાણ કર્યા, સ્વયં પૂર્ણ પુરુષોત્તમરૂપે પ્રગટ થયા, મનાયા, પૂજાયા છતાં પણ તેમના જ મંદિરોમાં તેમની જ મૂર્તિ મધ્ય સ્થાનમાં તેમના અનાદિ

સેવકો સાથે નહિ—એ જ્ઞાનની, સમજણની ક્ષુલ્લકતા કયાં સુધી નિભાવી લેવી! શ્રીજી મહારાજે જ આ નિર્માણ કર્યું હતું. તોડી ફોડીને, ખંડ જગાવીને પણ, આ વાત કહેનાર કોઈ નહિ મળે ત્યાં સુધી સત્સંગમાં સુષુપ્તિ અવસ્થા મટવાની જ નથી. આ સુષુપ્તિ અવસ્થા ટાળવા માટે પ્રથમ પ્રસંગ મહારાજે જ ઊભો કર્યો.

## વઢવાણના મંદિરના પગરણ

અમદાવાદના આચાર્યશ્રી પુરુષોત્તમપ્રસાદજી મહારાજ અલ્પ માંદગી ભોગવી અચાનક આજ વર્ષમાં ધામમાં પધાર્યા. એટલે તેમના વારસ માટે કાંઈ ચોક્કસ નિર્દેશ તેઓ કરી શકયા નહિ. તે વખતે અમદાવાદમા તેમની સાથે ધર્મકૂળના પાંડેશ્રી મથુરાપ્રસાદ તેમના કુટુંબે સહિત રહેતા હતા. તેમને ત્રણ પુત્રો હતા. કુંજવિહારિપ્રસાદ, શ્રીપતિપ્રસાદ અને જગદીશપ્રસાદ. તેમાંથી કુંજવિહારિપ્રસાદ અતિ ધર્મિષ્ઠ અને શ્રીજીની સર્વોપરી નિષ્ઠાવાળા હતા. વળી નાનપણથી જ તેમને ભક્તિના સંસ્કાર હોવાથી ધ્યાન, માળા, માનસીપૂજા વગેરે નિયમીત કરતા. વળી સંપ્રદાયની પ્રથાના પણ સંપૂર્ણ જાણકાર હતા. તેમના આવા ઉચ્ચ ચારિત્ર્ય અને સર્વોપરી નિષ્ઠાથી, અમદાવાદ દેશના ધર્મનિષ્ઠ અને ઉત્કૃષ્ટ જ્ઞાનની સમજણવાળા સાધુઓ–દેવચરણદાસજી, ભક્તિપ્રસાદદાસજી તથા વૃંદાવનદાસજી વગેરેને તેમને વિષે અત્યંત ભાવ હતો અને પુરુષોત્તમપ્રસાદજી મહારાજ પછી તેમની જ આચાર્ય તરીકે નિમણુંક થાય એમ તેઓ ઇચ્છતા હતા.

પરંતુ કોઈપણ કારણસર અથવા તો શ્રીજીની ઇચ્છા અનુસાર કુંજવિહારિપ્રસાદને ગાદી ન મળી અને ત્રણ વર્ષના બાળક વાસુદેવ પ્રસાદને ગાદી આપી; દત્તકખત એ પ્રમાણેનું થઈ ગયું. એટલું જ નહિ પરંતુ કુંજવિહારિપ્રસાદને અમદાવાદમાં પણ ન રહેવું એવો મનાઈ હુકમ તેમના વિરુદ્ધ બહાર પાડ્યો.

કુંજવિહારિપ્રસાદનું આ પ્રમાણેનું અપમાન થએલું જોઈ,

કેટલાક આગેવાન ગૃહસ્થો તથા સાધુઓ તેમને પાંચાભાઈની પોળ સામેના ડહેલામાં લઈ ગયા અને ત્યાં સભા ભરી. ત્રણ વર્ષના બાળકને ગાદી સોંપી તે સત્સંગિ જીવન[1] અને દેશ વિભાગના લેખની વિરુદ્ધ કૃત્ય છે, એમ ઘણો જ ઉહાપોહ સર્વેએ કર્યો. આ આંદોલનનું ખાસ પરિણામ તાત્કાલિક ન આવ્યું તેથી કુંજવિહારિપ્રસાદને સાધુ નિર્મળદાસ, ત્યાગવલ્લભદાસ વગેરે મૂળી લઈ ગયા. પરંતુ મૂળી પણ અમદાવાદ દેશનું મંદિર એટલે ત્યાં કેટલો વખત રહી શકાય? વળી જો કુંજવિહારિપ્રસાદ મૂળીમાં વધુ રહેશે તો અમદાવાદ ગાદીનો રોષ વધશે એમ સમજી, મૂળીમાંના કેટલાક ગૃહસ્થો તથા સાધુઓએ પણ તેમને મૂળીમાંથી ખસેડવા માટે પ્રવૃત્તિ કરી.

કુંજવિહારિપ્રસાદનું અપમાન

પરિણામે સ્વધર્મપ્રિય અને શ્રીજીની આજ્ઞા ઉપાસનામાં દૃઢ એવા સાધુ નિર્મળદાસજી, ત્યાગવલ્લભદાસજી વગેરે મૂળી મંદિરના પાંચ મંડળો, પોતાના શિષ્ય સાધુઓને લઈને કુંજવિહારીપ્રદાસ સાથે બહાર નીકળી ગયા, અને ઝાલાવાડના ખાખરિયા પ્રદેશમાં નવા ગામો વસાવી રહેલા સોરઠ તથા ગોહિલવાડના કેટલાક કણબી સત્સંગીઓને, પોતાના પક્ષમાં વાળી લીધા. ખાખરિયા પ્રદેશના એક પછી એક ગામો તેમના પક્ષમાં ભળવા લાગ્યા. વળી મૂળી હતા ત્યારે આ સંતોનું ને પ્રદેશમાં અત્યંત વર્ચસ્વ હતું. એટલે મેમકા, શિયાણી, દેવળિયા, મોજીદડ, લીમડી, અડવાળ વગેરે ગામોમાં કુંજવિહારિપ્રસાદનો પક્ષ વધવા લાગ્યો. વઢવાણનાં હરિભક્તો ચુડગર ઝુંઝાભાઈ, કાનજીભાઈ તથા સોની છગન વાલજી તથા સોની કુબેર સંઘજી વગેરે પણ કુંજવિહારિપ્રસાદના પક્ષમાં ભળી ગયા. કુંજવિહારિપ્રસાદને મૂળીથી વઢવાણ લઈ આવ્યા.

---

[1] युवयो पुत्र बाहुल्ये जातेऽपि गुरुतासने ।
एकः स्थाप्यो गुणीपुत्रो न ज्येष्ठ नियमोऽत्रतु ॥ ५० ॥
સત્સંગિજીવન–પ્રકરણ ૪ થું અધ્યાય–૪૦

વઢવાણમાં શિખરબંધ મંદિરનો સંકલ્પ

કુંજવિહારિપ્રસાદ વઢવાણ આવ્યા પછી ત્યાંના હરિભક્તો તથા તેમના પક્ષના સાધુ-મંડળ વગેરેને વઢવાણમાં શિખરબંધ મંદિર કરવાનો સંકલ્પ થયો. પરંતુ સાધન શૂન્ય, અને કોઈ પણ સાધનસંપન્ન ગૃહસ્થ હરિભક્ત કે રજવાડાની મદદ વિના, મંદિર કરવું એ કાંઇ નાનીસૂની વાત ન હતી. ઝાલાવાડના કણબી હરિભક્તો આર્થિક સંપત્તિવાળા નહિ એટલે કોઇ મદદ કરી શકે નહિ. સ્વામી નિર્મળદાસજી તથા ત્યાગવલ્લભદાસજી આ સંજોગોમાં વિમાસણમાં પડ્યા અને તેનો કંઇક રસ્તો કાઢવા વિચાર કરવા લાગ્યા.

એ જ અરસામાં સ્વામીશ્રી સારંગપુરથી લીમડી કામ પ્રસંગે ગયા હતા. અત્રેના દીવાન શ્રી ઝવેરભાઇ નાથાભાઇને ઘેર તેમનો ઉતારો હતો. સ્વામી નિર્મળદાસજી પણ તે વખતે લીમડીમાં જ હતા. પોતે બહુ જ ઝીણી બુદ્ધિના, વ્યવહારકુશળ અને સર્વોપરી ઉપાસનાની નિષ્ઠાવાળા હતા. તેઓ જાણતા હતા કે સ્વામીશ્રી આ સંપ્રદાયમાં એક જ વીર પુરુષ છે જે ધાર્યું નિશાન પાડી શકે છે. વળી તેમનું ભક્તમંડળ પણ તેમની પાછળ પ્રાણ ન્યોચ્છાવર કરે એવી નિષ્ઠાવાળું છે. આથી સ્વામીશ્રીને તેમણે પોતાની મુશ્કેલીની વાત કરી.

ભક્તે સહિત ભગવાનની ઉપાસના શાસ્ત્રસંમત

સ્વામીશ્રીએ તેમની આ વાત સાંભળી ઘણું જ પ્રોત્સાહન આપ્યું અને કહ્યું, 'જુઓ, ઉપાસનાના સિદ્ધાંતમાં લક્ષ્મીનારાયણ, નરનારાયણ, રાધાકૃષ્ણ એમ ભક્તે સહિત ભગવાનની ઉપાસના એ શાસ્ત્રસંમત છે. માટે આપણા ઇષ્ટદેવ પુરુષોત્તમ ભગવાન શ્રી સહજાનંદ સ્વામી અને તેમના ઉત્તમ ભક્ત અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી, એ ભક્તે સહિત ભગવાનની મૂર્તિઓ જો તમે પધરાવો તો અમો તમને જે પ્રકારે માગો તે મદદ કરીએ અને મહારાજ પણ તમારી સહાયતામાં રહેશે.' સ્વામી નિર્મળદાસજી આ વાત સાંભળી ઘણા જ રાજી થયા. પોતે આ સિદ્ધાંતમાં સહમત હતા.

સ્વામીની છ પ્રકરણની વાતો નિત્યે તેઓ વાંચતા અને ગુણાતીતાનંદ સ્વામીને મૂળ અક્ષર સમજતા હતા. એટલે સ્વામીશ્રીના ઉપાસનાના સિદ્ધાંત વચનો સાંભળી, તેમને થયું કે 'શ્રીજીની ભક્તે સહિત ઉપાસના પ્રવર્તાવવાનું શાસ્ત્રીજીને તાન છે તો મહારાજ અને સ્વામીની સેવા કરવાનું આ ખરું ટાણું આવ્યું છે માટે આ કાર્ય કરવું જ.' તેમણે સ્વામીશ્રીને વચન આપ્યું અને કહ્યું, ' જો વઢવાણમાં તમો જમીન અમને અપાવો તો ત્યાં અમો મંદિર કરીએ અને મહારાજ તથા સ્વામીની મૂર્તિઓ તમે તમને યોગ્ય લાગે તે પ્રમાણે અમને કરાવી આપો તો અમો તે મૂર્તિઓ પણ પધરાવીશું ' . નિર્મળદાસ સ્વામીનું આ વચન સાંસળી સ્વામીશ્રી અત્યંત પ્રસન્ન થયા. વઢવાણમાં જમીન માટે દીવાન સાહેબને ભલામણ કરી, સ્વામીશ્રી સારંગપુર પધાર્યા.

× × ×

**વઢવાણમાં શ્રી અક્ષર પુરુષોત્તમ મંદિરના પ્રથમ ગણેશ મંડાયા.**

સં. ૧૯૫૯ ની સાલમાં સ્વામી નિર્મળદાસજી સારંગપુર પધાર્યા અને સ્વામીશ્રીને વાત કરી, ' જમીનનું હજુ કાંઈ ઠેકાણું પડયું નથી. ' એટલે સ્વામીશ્રીએ એક ચિઠ્ઠી દીવાન સાહેબ ઉપર લખી આપી અને તેમાં લખી જણાવ્યું, ' ઠાકોર સાહેબને ખાસ મારા વતી આગ્રહ કરી કહેશો કે વઢવાણ ઠાકોર સાહેબને ભલામણ કરે અને સ્વામી નિર્મળદાસજી જે જગ્યા બતાવે તે જગ્યા તેમને આપે. ' લીમડી ઠાકોર સાહેબને સ્વામીશ્રી પ્રત્યે અત્યંત ભાવ હતો. સ્વામીશ્રીએ તેમને આશીર્વાદ આપ્યા હતા ' લીમડીની ગાદી તમને મળશે અને તમો સર્વ પ્રકારે સુખિયા થશો. ' તેથી અનેક ખટપટ, ઉપાધિ અને કજિયામાંથી પાર પડી, ગાદીના અધિકારી તેઓ થયા હતા અને સ્વામીશ્રીના આશીર્વાદથી સર્વ પ્રકારે સુખી હતા. આથી સ્વામીશ્રી પ્રત્યે તેઓ સદા ભક્તિભાવ રાખતા.

સ્વામીશ્રીની ચિઠ્ઠી લઈ નિર્મળદાસ લીમડી ગયા અને દીવાન સાહેબને ચિઠ્ઠી આપી. દીવાન સાહેબે આ ચિઠ્ઠી ઠાકોર સાહેબને

બતાવી એટલે તુરત જ ઠાકોર સાહેબે નિર્મળદાસ સ્વામીને બોલાવ્યા અને કહ્યું, 'સારંગપુરથી સ્વામી યજ્ઞપુરુષદાસજીની ભલામણ આવી છે તો હું તમોને વઢવાણ ઠાકોર સાહેબ ઉપર ભલામણ પત્ર લખી આપું છું તે લઈને તમો વઢવાણ જાઓ અને ઠાકોર સાહેબને મળો. તમારું કામ થઈ જશે.' એમ કહી ઠાકોર સાહેબે તેમને ભલામણ પત્ર આપ્યો. આ પત્ર લઈ સ્વામી નિર્મળદાસજી વઢવાણ ગયા અને ત્યાંના ઠાકોર સાહેબને મળ્યા. ઠાકોર સાહેબે તેમને, જે જગ્યા જોઈતી હોય તેની, માંગણી કરવા કહ્યું. પછી તેમણે મંદિર માટે ભોગાવાને કાંઠે જેટલી જગ્યા જોઈતી હતી તેની માંગણી કરી. તે માંગણી તુરત જ મંજૂર થઈ ગઈ અને જમીનનો કબજો તેમને મળી ગયો. આ પ્રમાણે શ્રી અક્ષર પુરુષોત્તમના મંદિરના પ્રથમ ગણેશ વઢવાણમાં મંડાયા.

× × ×

**અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદની સત્યતા**

વરતાલ તથા અમદાવાદના બંને દેશના સાધુઓમાં સ્વામીશ્રી એક અજોડ સંત તરીકે ધર્મમાં, નિયમમાં, ઉપાસનામાં અને શૂરવીરતામાં ગણાતા હતા. બાલ્યકાળમાં સ્વામીશ્રી ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદ પામ્યા હતા કે 'આ તો અમારા જ છે અને અમારી સેવા કરવા આવ્યા છે તે અમારી સેવા કરશે અને મહિમા વિસ્તારશે. આની સાથે અમારે જૂની ઓળખાણ છે અને આની મારફતે તો અમારે ઘણાં કામ કરાવવાના છે.' આ સૂચક શબ્દોથી જ તેમનો જન્મ મહારાજ અને સ્વામીની સેવા કરી મહિમા વિસ્તારવા માટે જ થયો છે તેમ તો સંપ્રદાયમાં તેમના પ્રવેશ થતાંની સાથે જ સૌને જણાયું. અનાદિ મહામુક્તથી ભગતજી મહારાજ તથા અનાદિ મહામુક્તશ્રી જાગાસ્વામીની સંપૂર્ણ કૃપા પાત્ર અને સંપૂર્ણપણે ભગવત્ સ્વરૂપભાવને પામી ગએલા, સ્વામીશ્રીનાં રુંવાડે રુંવાડે અક્ષર પુરુષોત્તમની દૃઢતમ નિષ્ઠા ઝળકી રહી હતી. તે કાર્યનું જ પ્રવર્તન, તેની જ વાતો, અને તેની જ કથા હંમેશા તેઓ કરવામાં પ્રવૃત્ત રહેતા; તેમાં ઊંઘ, આળસ,

ભૂખ કે થાક તેમને લાગતો જ નહિ. ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદની સત્યતા, તેમનું કાર્ય જોઈને સર્વ કોઈને પુરવાર થતી લાગતી હતી.

## વડોદરામાં વચનામૃતની કથા

સં. ૧૯૫૯ માં સ્વામીશ્રી સારંગપુરથી ગુજરાતમાં પધાર્યા. આ વખતે પણ કથા પ્રસંગ યોજી, તમામ હેતવાળા હરિભક્તોને ભેગા કરવા, એ ઈચ્છાથી તેમણે સારંગપુરથી જ જુદા જુદા પત્રો દરેક ઠેકાણે લખ્યા, 'અમો અહીંથી નીકળી વડોદરા જવાના છીએ અને ત્યાં વચનામૃતની પારાયણ કરવાધાર્યું છે તો આપ સર્વે વડોદરા પધારશો.' આ વખતે વડોદરા મંદિરમાં ભગતજી મહારાજના કૃપાપાત્ર જેઠા ભગત કોઠારી હતા. વળી ભગતજીના એવા જ બીજા શિષ્ય કોઠારી શંકરભગત, વડોદરામાં રહી કાનમ ગાળાની જમીનોની સાંથ ઉઘરાવવાનું અને વહિવટનું કામ કરતા હતા. ધન અને સ્ત્રીના સર્વ પ્રકારે ત્યાગી એવા આ બંને કોઠારીઓ પોતાના કામમાં ચોક્કસ, અને એક નિષ્ઠાથી મંદિર અને દેવની સેવામાં પ્રવૃત્ત રહેતા. વળી ભગતજીના સમાગમથી સત્સંગ કેવળ પોતાના જીવના કલ્યાણ માટે જ કરવો એ સિદ્ધાંત સમજી, તેની જ પુષ્ટિને અર્થે ભગતજીના અંતર્ધાન થયા પછી સ્વામીશ્રીના પ્રસંગમાં તેઓ વારંવાર રહેતા.

સ્વામીશ્રી વડોદરા પધારવાના છે તે સમાચાર કોઠારી જેઠા ભગતને મળ્યા એટલે તેમણે પણ તમામ હેતવાળાને પત્રો લખી વડોદરા બોલાવ્યા. સ્વામીશ્રી પધાર્યા અને સભામંડપના ઊપરના બંગલે મુકામ રાખ્યો. સ્વામીશ્રીને ઝાઝો સમય હતો નહિ. એટલે એક જ દિવસમાં વચનામૃતનું પારાયણ કરવાનું નક્કી કર્યું. સ્વામીશ્રીની સાથે પ્રભુદાસ કોઠારી તથા તેમના મંડળના સાધુઓ તથા વડોદરા કૉલેજમાં ભણતા વિદ્યાર્થિઓ, ચતુરભાઇ (ફોજદાર), મોતીભાઈ ઉમેદભાઈ, દરબાર ગોપાળદાસ વગેરે પણ ખાસ કથા સાંભળવા આવ્યા હતા.

બીજે દિવસે સોખડાવાળા ત્રિભોવનદાસભાઇએ રસોઇ આપવી

તેવું નક્કી થયું. આ પ્રસંગે આજુબાજુના ગામોના લગભગ ૫૦૦ હરિભક્તો વડોદરા આવ્યા હતા. સ્વામીશ્રીએ પણ શ્રીજી મહારાજે ઉપદેશેલા અક્ષર અને પુરુષોત્તમના સિદ્ધાંતનું, તે તે ભાવના વચનામૃતો વંચાતા ત્યારે, પ્રાસંગિક એવું તો સુંદર નિરૂપણ કર્યું કે કથામાં આવનાર સૌને એમ જ થયું કે આવા જ્ઞાન સત્રો વારંવાર યોજી, સ્વામીશ્રીના મુખકમળથી કથામૃતનું પાન કરવું અને ઉપાસના ખરેખર સમજવી; ખરેખર! સ્વામીશ્રીના શ્રીમુખે ભક્તિના પ્રસંગો, વચનામૃત, ભાગવત્ અને ગીતાના આધારે સાંભળવા, એ પણ જીવનનો એક અમૂલ્ય લહાવો બની રહેતો! આ કથા પ્રસંગથી વરતાલમાં ઉહાપોહ થયો અને સર્વે ત્યાગી મંડળને થયું કે યજ્ઞપુરુષદાસ શાસ્ત્રી કથાવાર્તા કરી પોતાનો પક્ષ સબળ કરે છે અને સારંગપુરથી એટલા માટે જ વારંવાર કામ છોડી ગુજરાતમાં આવે છે' ગોવર્ધનભાઇ કોઠારીને આ ફરિયાદમાં કંઇ તથ્ય જણાયું નહિ. કારણ કે સારંગપુરના કામમાં પ્રગતિ જણાતી હતી અને શાસ્ત્રી ગુજરાતમાં આવતા તેથી ગુજરાતના હરિભક્તો પણ ત્યાં સારી સેવા કરતા. એટલે આ ફરિયાદ ઊડી ગઇ. પરંતુ આ કથાનો સ્વાદ હરિભક્તોને એવો આવ્યો કે બીજે વર્ષે ગણપતરામ મહાશંકરે ભરૂચમાં વચનામૃતની એક દિવસની પારાયણ કરવા સ્વામીશ્રીને વિનતિ કરી.

ગોપાળાનંદ સ્વામીના પ્રસાદી સ્થાનમા માથાનો ઉપાડ

વડોદરાના આ કથા પ્રસંગ પછી સ્વામીશ્રી સારંગપુર જવા તૈયાર થયા. પરંતુ શંકર ભગત તથા માવસંગ ભગતે બહુ જ આગ્રહ કરી સ્વામીશ્રીને રોકયા અને કહ્યું, 'આપ બે દિવસ રોકાઓ તો કથાવાર્તાનો અમને લાભ મળે.' સ્વામીશ્રીના કથા પ્રસંગથી મંદિરના ત્યાગી મંડળને રોષ થયો હતો. પરંતુ જેઠા ભગત કોઠારીની હાજરીથી કોઈ કંઈ બોલી શકયા નહિ. પણ સ્વામીશ્રી વધુ રોકાયા એટલે તો તેમનો રોષ વધ્યો. તેમાંય તે રાત્રે ડૉ. પ્રભુદાસ દેવશી, ત્રિભોવનદાસ ગોપાળ, ચતુરભાઇ, મોતીભાઈ ઉમેદભાઇ, દરબાર ગોપાળદાસ તથા જેશંકર શિવશંકર વગેરે વાતો સાંભળવા

બેઠા હતા. એ વખતે સ્વામીશ્રીએ રાત્રે બાર વાગ્યા સુધી ચોસઠપદીમાંથી સંત અસંતના પદ તથા 'હાંજી ભલા સાધુ' તથા 'સંત જન સોઇ સદા મોહે ભાવે' એ કીર્તનો બોલી, સંત અસંતની નિક્તિ પાડી, સાચા સત્પુરુષને ઓળખી, તેમાં જોડાવાની અદ્‌ભુત વાતો કરી. તે સર્વ વાતો રાત્રીની નિરવ શાંતિમાં અસદ્‌ભાવવાળા ન ઝિરવી શકયા અને જાણે પોતાના ઉપર જ આ વાતો થાય છે એમ સમજી, કોલાહલ મચાવી બોલવા લાગ્યા, 'અનુચરો, પાપીઓ હવે તો ઉંઘવા દ્યો.' એમ કહીને સૌ ઊઠ્યા અને કારખાનાનું કામ ચાલતુ હતું એટલે નીચે પડેલી ઈંટો લઈ બંગલા ઉપર ફેંકવા લાગ્યા આથી બીજા સાધુઓ પણ જાગી ગયા અને તેમણે પણ જાણે આવો લહાવો ફરી નહિ મળે તેમ સમજી, જે કંઈ વસ્તુ હાથમાં આવી તે બંગલા ઉપર ફેંકવા લાગ્યા. આથી કોલાહલ અને ઉશ્કેરાટ વધ્યો. વળી શાસ્ત્રી યજ્ઞપુરુષદાસનું કાસળ કાઢી નાખવાના ઇરાદાથી બંગલો જ બાળી નાખવાનો સૌએ નિર્ણય કર્યો. પરંતુ આ કોલાહલથી બાજુની ખતરીવાડમાં સૌ જાગી ગયા. ત્યાં રહેતા જેશંકરના માતુશ્રી તો મોટેથી બોલવા લાગ્યા, 'મારો છોકરો મંદિરમાં કથા સાંભળવા ગયો છે તેને પણ આ પીટયા સાધુઓ મારી નાંખશે.' તેની બૂમ સાંભળી સૌ મંદિર તરફ દોડ્યા.

અહીં બંગલામાં તો સ્વામીશ્રી સ્થિતપ્રજ્ઞતાથી, પરિસ્થિતિના પરિણામને મહારાજના ઇચ્છા ઉપર છોડી, ભજન કરતા હતા. પ્રભુદાસ કોઠારી તથા ત્રિભોવનદાસ બહુ જ ઉશ્કેરાઇ ગયા હતા. પરંતુ સ્વામીશ્રીએ મોતીભાઇને કહ્યું, 'તમો આ જેશંકરને લઈ બહાર જઈ ઘનશ્યામભાઇ વૈદ્યને ખબર આપો એટલે એ આવશે.' મોતીભાઈ જેશંકરને લઇને નીચે ઉતરી ગયા. તેમને કોઇ કાંઇ બોલ્યું નહિ અને દરવાજો ઉઘાડી બહાર જવા દીધા અને ફરી દરવાજો બંધ કરી દીધો.

મોતીભાઇએ ઘનશ્યામભાઇ વૈદ્યને ઘેર જઇ તેમને જગાડી, આ સમાચાર આપ્યા. વૈદ્ય તુરત જ થાણેથી ફોજદાર તથા બીજા પોલીસને લઇને ત્યાં આવ્યા. બહારથી અંદર થતી ધમાલ સંભળાતી હતી. અંદર બધા બંગલો બાળી દેવાની તૈયારી કરતા હતા

એટલામાં ફોજદારે દરવાજો ઠોક્યો અને બૂમ મારી કે 'જો નહિ ઉઘાડો તો દરવાજો પંચ સમક્ષ તોડી નાંખીશ.' અંદરના સાધુઓ ગભરાયા અને કોઈક ઝાઝરામાં તો કોઇક ગમે ત્યાં એમ સંતાઇ ગયા. દરવાણીએ દરવાજો ઉઘાડ્યો. અંદર જઇ જોયું તો બંગલાની આજુબાજુ ઈંટ પથ્થરા વગેરે પડયું હતું. બંગલાની બારીના કાચ પણ તૂટી ગયા હતા અને બંગલામાં પણ પથ્થરા, ઈંટો પડ્યા હતા. ફોજદારે ઉપર જઈ બધું જોઇને પંચનામું કર્યું. પછી સ્વામીશ્રીને કહ્યું, 'તમો સાધુઓના નામ આપો એટલે તેમને અમો પકડીને થાણે લઈ જઈએ.' સ્વામીશ્રીએ હાથ જોડીને કહ્યું, 'અમારે કાંઇ ફરિયાદ કરવી નથી અને કોઈ ઉપર રોષ નથી. માટે આ સંબંધી આપ કાંઇ પણ કરશો નહિ.' ફોજદારને સ્વામીશ્રીની સાધુતાથી ઘણો જ ગુણ આવ્યો અને પોતે પગે લાગીને સ્વામીશ્રીનો હાથ પકડીને નીચે ઉતાર્યા. પછી સ્વામીશ્રી તથા તેમનું મંડળ મોતીભાઈના આગ્રહથી તેમની હોસ્ટેલમાં પધાર્યા અને ત્યાંથી સવારે નાહી પરવારી, સારંગપુર પધાર્યા.

માયાનો સર્વત્ર ઉપાડ

વડોદરાના આ પ્રસંગથી વરતાલ અને ગઢડામાં પણ માયા ઉપડી. કોઈ પણ પ્રકારે યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીનું અસ્તિત્વ મીટાવી દેવાના ઉપાયો સૌ વિચારવા લાગ્યા. વળી ગઢડાવાળાને તો છેલ્લા ત્રણ ચાર વર્ષથી સારંગપુર ઉપરની પોતાની હકુમત છૂટી ગઈ હતી એટલે વિશેષ દ્વેષ હતો. એટલે તેમણે સ્વામીશ્રીને ફજેત કરવા એવા સમાચાર વહેતા મૂક્યા કે, 'યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીએ તો રૂ. ૬૦,૦૦૦) સારંગપુરના કોઠારમાંથી ઉપાડી પટારો ભરી, લીમડી ઝવેરભાઈ દીવાનને ઘેર અનામત મૂક્યા છે. તેમાંથી વઢવાણવાળા સાધુ નિર્મળદાસ તથા ત્યાગવલ્લભદાસ, અક્ષરપુરુષદાસ, સનાતનદાસ, જ્ઞાનપ્રકાશદાસ વગેરે સાથે મળીને વઢવાણમાં મંદિર કરાવે છે.'

લીમડી દીવાન સાહેબને ત્યાં સ્વામીશ્રીએ નારણજી મહારાજને કથા વાર્તા કરવા રાખ્યા હતા. તેઓ આ જ વર્ષના આસો માસમાં

દીવાન સાહેબના પત્ની દીવાળીબા સાથે ગઢડા–સારંગપુર દર્શન કરવા ગએલા. તેમણે ગઢડામાંથી સ્વામીશ્રી વિરુદ્ધની આ વાત સાંભળી. તેમને મનમાં ઘણું જ દુઃખ થયું કે, 'આવા બ્રહ્મસ્વરૂપ પુરુષ, સાક્ષાત્ શ્રીજીને અખંડ ધારણ કરનાર, જેઓ સંપૂર્ણતઃ સ્વામિનારાયણમયજ છે, વળી અષ્ટ પ્રકારે સ્ત્રી ધનના ચોખ્ખા ત્યાગી છે, તેમને માટે કેવળ રાગદ્વેષથી, તેમની મહત્તા સહન ન થઈ શકવાથી, આવા અણછાજતા આક્ષેપો આ સાધુઓ મૂકે છે.' તેમણે તુરત જ આ હકીકત દીવાન સાહેબને લખી જણાવી કે 'શાસ્ત્રીજી મહારાજ વિરુદ્ધ રાગદ્વેષ વધતો જાય છે અને તેનું પરિણામ કદાચ અનિષ્ટ પણ આવે?'

ગઢડાથી તેઓ સારંગપુર દર્શન કરવા આવ્યા. અહીં સ્વામીશ્રીને તેમણે ગઢડામાં સાંભળેલી તમામ હકીકત કહી. ત્યારે સ્વામીશ્રી હસતા હસતા નિશ્ચિતતાથી બોલ્યા, "ધાર્યું તો એક મહારાજનું જ થાય છે. માટે આપણે જો ભગવાન રાખ્યા હશે અને સત્યનો પક્ષ હશે તો આપણો વાંકો વાળ કોઇ કરી શકે એમ નથી." એમ કહીને વળી વાત કરી "આગળ પણ મહારાજ, સ્વામી, ભગતજી મહારાજ વગેરે સર્વને અસૂરો તરફથી ઘણો જ ઉપદ્રવ થયો હતો. અને અનેક રીતે માયાએ ઉપાડ કર્યો હતો. પણ અંતે સત્ય વાત પ્રચારને પામતી ગઇ અને મહારાજ અને સ્વામીનો દિગ્વિજય થયો અને હજુ થશે. માટે આપણે કાંઇ ફિકર કરવાની જરૂર નથી. આપણે તો મહારાજ 'કરું છાયા કર દોઈ' એમ અખંડ રક્ષામાં ઊભા જ છે." નારાણજી મહારાજ સ્વામીશ્રીની નિડરતા અને શ્રીજી સ્વામી પ્રત્યેની સત્યનિષ્ઠા જોઇ વિચારવા લાગ્યા કે, 'જેમ શ્રીજી મહારાજે પ્રગટ થઇ અનેક મતપંથવાદીઓને માથે મેખ મારી, એકાંતિક ધર્મ પ્રવર્તાવી સિક્કો બેસારી દીધો, તેમ આ પુરુષ પણ સંપ્રદાયના કહેવાતા મતવાદીઓને માથે મેખ મારી, અક્ષર પુરુષોત્તમનો સિક્કો બેસારી દિગંતમાં ડંકો મારશે!' સ્વામીશ્રીને વિષે અત્યંત ગુરુભાવ હોવાથી, તેમણે સ્વામીશ્રીને પ્રણામ કર્યા અને કહ્યું, 'આપ તો ચાહો તે કરી શકો તેમ છો.'

બીજે દિવસે દીવાન સાહેબનો સ્વામીશ્રી ઉપર પત્ર આવ્યો. તેમાં લખ્યું હતું કે, 'મેં સાંભળ્યું છે કે વરતાલ અને ગઢડાવાળા તમને નષ્ટભ્રષ્ટ કરી દેવા માંગે છે તો તેવો વિપરીત સમય આવી લાગે તો આપના મંડળના તમામ સાધુઓ સાથે આપ એકદમ અત્રે ચાલ્યા આવજો અને આપના જીવનપર્યંત આપના મંડળનું ભરણપોષણ કરવાને હું બંધાઉં છું.' દીવાન સાહેબના આ લાગણીભર્યા પત્રથી સ્વામીશ્રી બહુ જ પ્રસન્ન થયા.

**સ્વામીશ્રી પાછળનું સંઘબળ**

પરંતુ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં આ સમાચાર ધીરે ધીરે પ્રસરવા લાગ્યા કે સ્વામીશ્રીને જરૂર કંઈક વિઘ્ન આવવાનું છે. સ્વામીશ્રીના તમામ હેતવાળા ગુજરાતના હરિભક્તોએ આથી કોઠારી ગોવર્ધનભાઈને વરતાલ કાગળો લખ્યા કે 'શાસ્ત્રીજી મહારાજ વિરુદ્ધ રાગદ્વેષ હમણાં ઘણો જ વધતો જાય છે એવી વાતો અમારે કાને સંભળાય છે. આપને ચેતવણી આપવાની કે શાસ્ત્રીજી મહારાજ સંબંધી કોઈ પણ નિર્ણય અમોને પૂછયા સિવાય લીધો તો સંપ્રદાયમાં બહુ જ મોટો વિરોધ જાગશે અને પરિણામ સારું નહિ આવે. માટે જે કામ કરો તે સત્યાસત્યનો નિર્ણય કરીને કરશો.' કોઠારી તો સ્વામીશ્રી પાછળનું સંઘબળ જોઈ આશ્ચર્યચકિત થઈ ગયા. પરંતુ તેમને પણ સ્વામીશ્રીનો અત્યંત પક્ષ હતો. એટલે પોતે તો એવો નિર્ણય લે જ નહિ. તેમજ તેમની હાજરીમાં પણ એવું પોતે થવા દે જ નહિ. છતાં વિરોધનો વંટોળ જબરજસ્ત જાગ્યો હતો. ભીમજી કોઠારીના પણ સ્વામશ્રી વિરુદ્ધ ઘણા કાગળો આવતા હતા કે, 'યજ્ઞપુરુષદાસ સારંગપુરમાં ગેરવહીવટ ચલાવે છે. તે માટેની તપાસની જરૂર છે.' તેના તમામ કાગળોનો જવાબ કોઠારીએ આપ્યો કે, 'તમારા કાગળોનો નિર્ણય કાર્તિકી સમૈયે લેવામાં આવશે.' એમ જવાબ લખીને પોતે આચાર્ય લક્ષ્મીપ્રસાદને લઈને જૂનાગઢની આજુબાજુ પંચતીર્થિ કરવા નીકળી ગયા. પાંચ સાત દિવસમાં પંચતીર્થિની યાત્રા પૂરી કરીને પોતે જૂનાગઢ આવ્યા, અને સં. ૧૯૬૦ ના કાર્તિકી

સમૈયા ઉપર આચાર્યને વરતાલ મોકલી, પોતે જૂનાગઢ રોકાયા. ભીમજી કોઠારી ખાસ સ્વામીશ્રી વિરુદ્ધ નિર્ણય કરાવવા જ વરતાલ સમૈયામાં ગયા હતા. પરંતુ કોઠારી ગોવર્ધનભાઈ હાજર ન હોવાથી કાંઈ પણ નિર્ણય લઈ શકાયો નહિ અને ભીમજી કોઠારી વીલે મોઢે ગઢડા પાછા ફર્યા.

પોતાના વિરુદ્ધનું આવું વાતાવરણ હોવા છતાં સ્વામીશ્રી તો નિર્ભયતાથી પોતાની પ્રવૃત્તિ ચાલુ જ રાખતા હતા. સારંગપુર મંદિરમાં લગભગ બધું જ કામ પૂરું થવા આવ્યું હતું. હનુમાનજીનો બંગલો, ચાંદીના કમાડ, ધર્મશાળા, દરવાજો વગેરે તૈયાર થઈ ગયું હતું. પોતાને હવે ગમે ત્યારે વહીવટ છોડવો પડશે તે સ્વામીશ્રી જાણતા હતા. એટલે ઉપાડેલાં દરેક કામો જલ્દી સંપૂર્ણ કરવાની જ તેમની સૂચના હતી.

## વરતાલમાં વઢવાણની પ્રવૃત્તિ

સં. ૧૯૬૦ માં વીરસદમાં મંદિર કરવા માટે, લીમડી દીવાન શ્રી ઝવેરભાઈએ પોતે પોતાને માટે બંગલો કરવા રાખેલ જગ્યા કૃષ્ણાર્પણ કરી. એટલે ગોવર્ધનભાઈએ સ્વામીશ્રીને વરતાલ તેડાવ્યા અને વીરસદમાં મંદિર કરવાની પ્રવૃત્તિ હાથ ધરવા સૂચના કરી. કોઠારીની ઈચ્છા એવી હતી કે યજ્ઞપુરુષદાસ શાસ્ત્રી દ્વારા જો વીરસદમાં મંદિર થાય તો દીવાનસાહેબ બીજી પણ મદદ કરે અને સારંગપુરનું કામ તો તેમની ગેરહાજરીમાં પણ તેમણે ગોઠવેલા તંત્ર અનુસાર ચાલશે જ.

સ્વામીશ્રી વૈશાખી પૂનમ ઉપર વરતાલ પધાર્યા અને તમામ હેતવાળા હરિભક્તોને વરતાલ કાગળ લખી તેડાવ્યા. સમૈયાને દિવસે પોતાને આસને સભા કરી અને સૌ હરિભક્તોને તેમણે કહ્યું, 'જુઓ આપણા સિદ્ધાંત અનુસાર વઢવાણમાં મંદિર થાય છે અને નિર્મળદાસ સાધુએ કુંજવિહારિપ્રસાદની સંમતિ લઈ, અક્ષર પુરુષોત્તમ બેસારવા

કબૂલ કર્યું છે. પણ મૂર્તિઓ આપણે કરાવી આપવી પડે. માટે આવું ટાણું ફરી ફરીને નહિ મળે. અવતારોની, તેમના અનન્ય ભક્તો સાથેની મૂર્તિઓ, આખા હિન્દુસ્થાનમાં ઠેર ઠેર લોકોએ પધરાવી છે, પરંતુ અક્ષરધામના અધિપતિ પૂર્ણ પુરુષોત્તમ શ્રી સહજાનંદ સ્વામીની પોતાના અનન્ય અને અનાદિ સેવક મૂળ અક્ષર સાથેની મૂર્તિઓ, કોઈ સ્થાનમાં નથી. કારણ કે શ્રીજીનો હૃદગત અભિપ્રાય દેશકાળના વિષમપણાથી કોઈના હાથમાં તે વખતે આવ્યો નહિ અને મોટા મોટા નંદ સાધુઓ પોતાની જ્ઞાનગાંઠડિયો પાછી લઈ અક્ષરધામમાં ચાલ્યા ગયા. આતો સ્વામીએ દયા કરીને, પોતાની જૂનાગઢની ચાલીશ વર્ષની મહંતાઈ દરમ્યાન, આખા સોરઠમાં શ્રીજીની સર્વોપરી નિષ્ઠા તથા પોતાના મૂળઅક્ષરપણાની નિષ્ઠા પ્રવર્તાવી. ત્યારે જ આજે આખા સોરઠમાં સ્વામી બાલમુકુન્દદાસજી શ્રીજીસ્વામીની યુગલ સ્વરૂપની મૂર્તિઓ ગામોગામ હરિમંદિરોમાં પધરાવી રહ્યા છે અને અનેકને શુદ્ધ ઉપાસનાનો લાભ લેતા કર્યા છે. પરંતુ સ્વામી શ્રીજીની ધાતુમય મૂર્તિઓ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં નવીન મંદિરોમાં મધ્યસ્થાને બેસે તો તો આ ઉપાસનાનો ડંકો વાગી જાય. આજ એવો અવસર વઢવાણમાં આવ્યો છે.' સ્વામીશ્રીની આ વાતથી સૌ સેવા કરવા તૈયાર થઇ ગયા અને મૂર્તિઓ પૂરતો, અઢી હજાર રૂપિયાનો ખરડો તુરત જ થઇ ગયો. કોઠારી તથા સૌ સાધુને થયું કે શાસ્ત્રી વીરસદના મંદિર માટે સભા કરી વાતો કરી રહ્યા છે.

આ ખરડો થયા પછી સ્વામીશ્રી અમદાવાદ પધાર્યા અને નિર્મળદાસજીને ત્યાં બોલાવ્યા. અહીં તેમને વાત કરી, 'મૂર્તિઓની કિંમત અમે આપીશું અને તમારે બીજી જે મૂર્તિઓ કરાવવા જયપુર જવાનું થાય ત્યારે અમારો માણસ તમારી સાથે આવશે અને અમારા નકશા પ્રમાણે મૂર્તિઓ કરાવશે.' સ્વામીશ્રીની આ વાત નિર્મળદાસજીએ કબૂલ રાખી. એટલે ગોંડળના કડિયા પુરુષોત્તમદાસ, (ભગતજી મહારાજના શિષ્ય) જે સ્વામીશ્રીની ભલામણથી લીમડી રાજ્યમાં નોકરી રહ્યા હતા, તેમને છ માસની રજા અપાવી, જયપુર

મોકલ્યા. શ્રીજી મહારાજની સવા ચોસઠ તસુની દ્વિભુજ અને ગુણાતીતાનંદ સ્વામીની સાડા બાસઠ તસુની દ્વિભુજ, એમ બે મૂર્તિઓનું કામકાજ જયપુરમાં શરુ થયું.

દરમ્યાન બીજી મૂર્તિઓ માટે સાધુ નિર્મળદાસજીને વડોદરા રહેવાનું હતું. એટલે સ્વામીશ્રીએ કોઠારી જેઠા ભગતને ભલામણ કરી વડોદરા તેમને રહેવાની ગોઠવણ કરી આપી. જેઠા ભગતે પણ સ્વામીશ્રીની આજ્ઞા શિરસાવંદ્ય ગણી, અમદાવાદ દેશમાંથી આ સાધુઓ બહાર નીકળી ગયા હતા છતાં આ સાધુઓને દોઢ માસ સુધી વડોદરા રાખ્યા અને શિર સાટે અક્ષર પુરુષોત્તમનો પક્ષ રાખ્યો.

## શ્રાવણ માસમાં ભરૂચમાં વચનામૃતની કથા

તે જ વર્ષે શ્રાવણ માસમાં સ્વામીશ્રી, ગણપતરામ મહાશંકરના આમંત્રણથી, એક દિવસની વચનામૃતની પારાયણ કરવા ભરૂચ પધાર્યા. જન્માષ્ટમિના ઉત્સવને દિવસે જ આ કથા મંદિરમાં ગોઠવી. બ્ર. ધર્મપ્રકાશાનંદજીને સ્વામીશ્રી પ્રત્યે અત્યંત ભાવ હતો એટલે તેમણે પણ સારો સહકાર આપ્યો. ગણપતરામભાઇને ઘણોજ ઉત્સાહ હતો એટલે સ્વામીશ્રીનાં તમામ હેતવાળા શિષ્યોને ખાસ પત્રો લખી તેડાવ્યા. લગભગ ૧૦૦૦ હરિભક્તો આ સમૈયે આવ્યા. ઉલ્લાસરામભાઇએ સવારના શણગાર આરતી પછી વચનામૃતની કથા શરુ કરી અને રાત્રે શયન આરતી સુધીમાં કથાની સમાપ્તિ કરી. તેમની વાંચવાની શૈલી અને સ્વામીશ્રીનું પ્રસંગોપાત નિરૂપણ, આથી સૌ સભાજનો મુગ્ધ થઇ ગયા. શ્રીજી મહારાજે જ ઉપદેશેલા અક્ષરપુરુષોત્તમના સત્ય સિદ્ધાંતની વચનામૃતમાંથી જ સૌને દૃઢતા થઈ. સંત એ જ મોક્ષનું દ્વાર છે અને મહારાજ એવા સંતદ્વારા સત્સંગમાં પ્રગટ બિરાજે છે, એ મુદ્દા પણ સ્વામીશ્રીએ ગ. પ્ર. ૨૭, ૫૩; ગ.મ. ૨૧, ૫૪; સા–૭; છે–૩૫ વગેરે વચનામૃતોનું નિરૂપણ કરી સ્પષ્ટ સમજાવ્યા.

પરંતુ આ કથાનો ઉદ્દઘોષ વરતાલમાં જબરજસ્ત થયો. શાસ્ત્રીની કથામાં હજાર હજાર હરિભક્તો આવે અને રસોઈઓ અપાય અને વરતાલમાં સમૈયા વખતે પણ કોઇ શાસ્ત્રી–પુરાણીના આસને બે પાંચ હરિભક્તો પણ ન દેખાય–આવો અદ્દભુત પ્રતાપ યજ્ઞપુરુષદાસજીનો શી રીતે સહન થાય ! વળી અંદર રહીને જ અક્ષર અને પુરુષોત્તમની વાતો કરે, વઢવાણના નિર્મળદાસને ઉઘાડો સાથ આપે અને વડોદરા મંદિરમાં પણ તેમના સાધુને રાખવા ખુલ્લી રીતે કોઠારી જેઠા ભગતને ભલામણ કરે, આ પ્રકારની સ્વામીશ્રીની પ્રવૃત્તિઓમાં તેમને બંડની ગંધ આવી. ગોવર્ધનભાઇ જેવા વ્યવહારદક્ષ કોઠારીને પણ વશ કરી લેનાર યજ્ઞપુરુષદાસ; વરતાલનો તો શું પણ સમગ્ર સંપ્રદાયનો કબજો લઇ લેશે એવી સૌને ભીતિ લાગી !

સ્વામીશ્રીને તો પોતાના દરેક કાર્યના પરિણામમાં અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા કેટલી વધે અને કેટલું તેનું પ્રવર્તન થાય એ જ જોવાનું હતું. બીજા કોઇ પણ પરિણામની પરવા કર્યા સિવાય, મહારાજ અને સ્વામીના આ પૃથ્વી ઉપરના અવતરણનો હેતુ સિદ્ધ કરવા, પોતે અવિરતપણે પ્રયત્નશીલ રહેતા જ.

× × ×

**ઝાડેશ્વરમાં પોંકનો ઉત્સવ**

સ્વામીશ્રી તથા તેમનું મંડળ અને સમૈયામાં આવેલા તમામ હરિભક્તો ભરૂચમાં પારાયણનો સમૈયો કરી કાશીભાઇ અમીનના* આમંત્રણથી ઝાડેશ્વર પધાર્યા. અહીં જુવારના પોંકનો ઉત્સવ કાશીભાઇએ કર્યો. સ્વામીશ્રી સાથે હજાર હરિભક્તો પોતાના વ્યાવહારિક કામો પડતાં મૂકી ફરે અને તેમની સેવામાં, વાતો સાંભળવામાં, આજ્ઞામાં સૌને તત્પર વર્તતા જોઇ, કાશીભાઇના મુનિમ ભીખાભાઇ શિવરામ શુક્લને અતિ આશ્ચર્ય થયું. વળી સ્વામીશ્રીની અતિ અદ્દભુત પ્રભાવશાળી મૂર્તિનાં દર્શન કરી, તેમને પણ આકર્ષણ તો થયું પરંતુ પોતે બ્રાહ્મણ

* દીવાન સાહેબ ઝવેરભાઈ અમીનના પુત્ર.

એટલે બ્રાહ્મણત્વના અભિમાનથી સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુને શી રીતે નમાય ?

ભીખાભાઇ પોતાના કુટુંબની પ્રણાલિકા પ્રમાણે વેદાદિકના અભ્યાસવાળા પાકા કર્મઠ બ્રાહ્મણ હતા. યજ્ઞયાગાદિક અને વૈશ્વદેવાદિક ષટ્કર્મથી જ મોક્ષ થાય એવી દૃઢ માન્યતા તેમને હતી. ઉપનિષદ્, પંચદશી, વિચારસાગર આદિક ગ્રંથોનો અભ્યાસ તેમણે વેદાંતિ ગુરુ પાસે કર્યો હતો એટલે વેદાંતના સંસ્કારવાળા હતા. વળી

ब्राह्मणोऽस्य मुखमासीत् । बाहु राजन्यः कृतः ।
ऊरु तदस्य यद्वैश्यः । पद्भ्यां शूद्रो अजायत ॥[1]

એવા બ્રાહ્મણત્વના ગૌરવને સમજતા હતા. એટલે એ અભિમાનમાં પોતે કોઇને નમતા નહિ.

શુદ્ધ વેદાંત એટલે શું ?

પરંતુ તેઓ પૂર્વના બહુ જ મુમુક્ષુ હોવાથી સ્વામીશ્રીની તેમના ઉપર દૃષ્ટિ પડી ગઈ. ખેતરમાં પોંકનો ઉત્સવ થયો તે વખતે સ્વામીશ્રીની, બ્રહ્મભાવ પામવાની અને ભગવાનના માહાત્મ્યની બહુ જ બળવાળી વાતો સાંભળી, તેમણે ઘરે આવ્યા પછી, એકાંતમાં સ્વામીશ્રીને વેદાંતનો પક્ષ લઇ કેટલાક પ્રશ્નો પૂછયા. તે તમામના સપ્રમાણ, યથાર્થ ઉત્તર સ્વામીશ્રીએ આપ્યા અને કહ્યું, " તમે સત્સંગી થશો ત્યારે જ તમને શુદ્ધ વેદાંત સમજાશે. પોતે બ્રહ્મરૂપ થઇને પુરુષોત્તમ નારાયણની ભક્તિ કરવી એ જ વેદાંત છે. वेदैश्च सर्वैरहमेव वेद्यः[2] એ ગીતા વાકય અનુસાર સર્વે વેદો વડે એક ભગવાન જ જાણવા યોગ્ય છે. એ નિગૂઢ તત્ત્વ વેદોમાં, જેમ દૂધમાં ઘી અને શેરડીમાં સાકર રહ્યા છે, તે પ્રમાણે રહ્યું છે. પછી જેમ દૂધમાંથી ઘી ઉત્પન્ન થાય છે અને શેરડીમાંથી સાકર ઉત્પન્ન થાય છે, તેમ વેદના અંતને પામે ત્યારે તે

૧ બ્રાહ્મણો એ વિરાટ પુરુષનું મુખ ક્ષત્રિયો બે હાથ વૈશ્યો બે સાથળ અને શૂદ્ર એ પગમાંથી ઉત્પન્ન થયા હતા.

૨ ભગવદ્ ગીતા. અધ્યાય ૧૫. શ્લોક ૧૫.

જ્ઞાનની સિદ્ધિના પરિપાક રૂપે ભગવાન પ્રગટ થાય છે. ब्रह्मविदाप्नोति परम् । બ્રહ્મને જાણનાર જ પરમાત્માને પામે છે. માટે જે પરમાત્માને નથી પામતા તે બ્રહ્મને જાણતા જ નથી. પરમાત્માના સંબંધ રહિતનું જે કેવળ બ્રહ્મજ્ઞાન તે શુષ્કવેદાંત છે.[1] એવા શુષ્કવેદાંતના જ્ઞાનનો ત્યાગ કરી, પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપને ઓળખી ભક્તિ કરશો, ત્યારે જ સાચું વેદાંત સમજાશે." સ્વામીશ્રીનાં આવા દિવ્ય વચનો અને શ્રુતિ સ્મૃતિના પ્રમાણોથી ભીખાભાઇની શાંકરમતની જડ સહેજ ઢીલી થઇ. છતાં તેમને એમ વિચાર તો થયો કે, 'હું બ્રાહ્મણ છું. સત્સંગી થવાથી શું વધારે જ્ઞાન પ્રાપ્ત થતું હશે? અત્યાર સુધી મેં ગોસ્વામી રામાનંદી, જૈન, કાનફૂંકિયા, કંઠીબંધા વગેરે અનેક પંથમાં તેમનું હાર્દ જાણવા દોષદષ્ટિથી પણ ડોકિયું કર્યું છે અને તેને પરિણામે શાંકરમત–વેદાંત જ્ઞાન જ–મને શ્રેષ્ઠ લાગ્યું છે.' આ પ્રશ્ન તેમના મનમાં ઘોળાવા લાગ્યો. છતાં પ્રતિભાસંપન્ન સ્વામીશ્રીના દિવ્ય વચનો ब्रह्मविदाप्नोतिपरम् । એ 'બ્રહ્મ' અને 'પરમ્' એ બે શબ્દોનો ભેદ તેમના અંતરમાં ઉતરી ગયો.

બે દિવસનો સમૈયો આડેશ્વરમાં કરી, સ્વામીશ્રી તેમના મંડળ સાથે બુવા પધાર્યા. હરિભક્તો સૌ અહીંથી જ વિખરાયા. સ્વામીશ્રીની વિદાયથી ભીખાભાઇને દુઃખ થયું. તેમને અંતરના ઊંડાણમાં એમ લાગતું હતું કે સ્વામીશ્રીની સાથે એક હજાર હરિભક્તો ફરતા હોય, ભલે તેમના શેઠ કાશીભાઇએ તેમને તેડાવ્યા હોય, પરંતુ સ્વામીશ્રી આડેશ્વર તો ફક્ત .મારા માટે જ પધાર્યા હતા. અંતરના ઊંડાણમાં આત્મોન્નતિની ઝંખના સાથે, સ્વામીશ્રીની સંનિધિ પણ તેઓ અનુભવવા લાગ્યા. સ્વામીશ્રીની આ જ વિશિષ્ટતા હતી. પ્રકાશ પાથરીને તેઓ ચાલ્યા જતા. એ પ્રકાશના બળે સાધકે, ઝાડા, ટેકરા, ઝાડ,

---

૧ ना वेदविन्मनुते त बृहत्म् । એ શ્રુતિ અનુસાર વેદને નહિ જાણનારો મનુષ્ય બ્રહ્મને જાણી શકતો જ નથી વેદાતના કર્તા અને વેદને જાણનારા તો એક પરબ્રહ્મ પરમાત્મા જ છે वेदात कृद् वेदविद्चेव चाहम् । ગીતા ૧૫/૧૫. માટે શુદ્ધ વેદાતને જાણનારા જે હોય તે પરમાત્માના સ્વરૂપના જ્ઞાનવાળા જ હોય છે.

અંખશ વગેરે જોવાનું હતું. એ જોઇ શકાય તો માનવું પ્રકાશ પામ્યા છીએ નહિ તો ગુરુએ હજુ પોતામાં મુમુક્ષુતા પ્રમાણી નથી, એટલે પ્રકાશ આપ્યો નથી.

## કલ્યાણ જોઈતું હોય તો સ્વામિનારાયણ ભગવાનનો આશરો કરો

સ્વામીશ્રીનું વિચરણ તો ફક્ત મુમુક્ષુની શોધ માટે જ હતું. બુવા ગામનું કામ પરવારી સ્વામીશ્રી વડોદરા પાસે સાધી ગામે પધાર્યા. સાધીમાં સત્સંગીઓના કેટલાક ઘર હતા. પરંતુ રામાનંદી સંપ્રદાયમાંથી સત્સંગમાં ભળેલા બે નવા સત્સંગીઓ, આશાભાઈ પ્રભુદાસ અને ઇશ્વરભાઇ પ્રભુદાસ પોતાની તીવ્ર મુમુક્ષુતાથી અને સેવાભાવથી અગ્રગણ્ય જેવા ગણાવા લાગ્યા હતા.

આશાભાઈ અને ઇશ્વરભાઈ એ બંને સાધી ગામમાં રામાનંદી મંદિરનો વહિવટ કરતા અને સેવા પણ સારી કરતા. જમીન જાગીરથી સુખી ગણાતા આ કુટુંબને સત્સંગ થાય, તો ગામમાં ઘણો સમાસ થાય તેમ સૌ માનતા. મોટાભાઈ આશાભાઈ ડાકોર દર પૂનમે રણછોડરાયના દર્શને જતાં. ઘેર હોય ત્યારે પણ રોજ મંદિરે જવાનો તેમને નિયમ હતો. એક દિવસ ત્યાંના પૂજારી તરીકે રાખેલા ચોણાની, સ્ત્રીઓ સાથેની વર્તણુંક તેમણે જોઇ. તેમને મનમાં ગ્લાનિ થઈ. 'જ્યાં શુદ્ધ ધર્મનિયમ નથી ત્યાં કલ્યાણ શી રીતે થાય?' એમ માનતા કેવળ કલ્યાણનાજ ખપવાળા આ ભક્તરાજને, તે જ રાત્રે સ્વપ્નમાં રણછોડરાયે દર્શન દીધાં અને કહ્યું, 'કલ્યાણ જોઈતું હોય તો સ્વામિનારાયણ ભગવાનનો આશરો કરો. આજે સ્વામિનારાયણ ભગવાન સત્સંગમાં પ્રગટ વિચરે છે.' સવારના જાગ્યા અને સ્વપ્નની વાત સૌને કહી. પોતાને પણ ખૂબ જ આનંદ થયો.

તે અરસામાં ગામમાં સ્વામિનારાયણના સંતો પધાર્યા હતા. તેમના દર્શને તેઓ મંદિરમાં જવા લાગ્યા. વળી ત્યાંના હરિભક્તો, સંતોને

રસોઈ આપતા ને સાથે સાથે આશાભાઈ તથા ઈશ્વરભાઈના કુટુંબને પણ આમંત્રણ આપતા. આવી રીતે પોતે સંતો સાથે હરિભક્તોને ઘેર જમવા જતા. એક દિવસ પોતે પણ સંતોને રસોઈ આપવાનો વિચાર કર્યો. પરંતુ સંતોએ કહ્યું 'તમો વર્તમાન ધરાવો તો તમારી રસોઈ અમો લઈએ.' એટલે તેમણે તે મંડળના મોટેરા સાધુ ધર્મનંદનદાસ પાસે વર્તમાન ધરાવ્યા. પછી સંતોને રસોઈ આપી ધોતિયાં ઓઢાડયાં. આ પ્રમાણે આ બંને પૂર્વના મહામુક્તોએ સત્સંગમાં પ્રવેશ કર્યો.

આ શાસ્ત્રી પાસે તો કામણ છે.

થોડા દિવસ પછી આશાભાઇ વરતાલ દર્શન કરવા પોતાના ગામના મંદિરના કોઠારી સાથે ગયા. અહીં લક્ષ્મી-નારાયણ દેવ, રણછોડરાય, હરિકૃષ્ણ મહારાજ આદિ મૂર્તિઓના દર્શન કર્યા અને બહુ જ રાજી થયા. મંદિરની બાંધણી, સભા-મંડપ, સાધુઓ, કથાવાર્તા અને સ્ત્રી-પુરુષની અલગ વ્યવસ્થા, આ બધું જોઇ, તેમને અત્યંત શાંતિ થઇ અને લાગ્યું કે જરૂર આવા સંપ્રદાયમાં ભગવાન કોઇ પણ સ્વરૂપે પ્રગટ હશેજ.

મંદિરમાં બધે દર્શન કરી ફરતા ફરતા સ્વામીશ્રીના આસને આવ્યા. અહીં સ્વામીશ્રીની સૌમ્ય અને તેજસ્વી મૂર્તિના દર્શન કરતાં જ તેમના સંકલ્પ બંધ થઇ ગયા. નૈષ્ઠિક વ્રતધારી આ સંતવર્યની વાતો, લગભગ ૫૦૦ હરિભક્તો એકાગ્ર ચિત્તે તેમની મૂર્તિમાં જ જાણે લીન થઇ ગયા હોય તેમ, સાંભળતા હતા. આશાભાઇને લાગ્યું કે, 'જરૂર અહીં કલ્યાણ છે જ ' તેમને અહીં સ્થિર થઇને બેઠેલા જોઇ, તેમની સાથે આવેલા કોઠારીએ તેમને સ્વામીશ્રી સામે આંગળી ચીંધીને કહ્યું કે, 'આ શાસ્ત્રી પાસે કામણ છે. તેમની વાતો જે સાંભળે છે તે તેમને જ દેખે છે માટે ત્યાં ન જવું.' ભોળી પ્રકૃતિના આશાભાઇ આ કાંઇ સમજ્યા નહિ. પોતે ત્યાંથી ચાલ્યા પણ તેમનું અંતર તો સ્વામીશ્રી તરફ જ જાણે ખેંચાતું હોય એમ તેમને લાગ્યું.

સ્વામીશ્રી જ્યારે સાધી પધાર્યા ત્યારે ગામના સત્સંગીઓએ

તેમને બાગમાં ઉતાર્યા હતા. તેમને એક જ દિવસ રોકાવું હતું. એટલે હરિભક્તોના આગ્રહથી બાગમાં ઉતર્યા. અત્રે રાત્રે તેમણે એકાંતિક ધર્મ ઉપર અને મહારાજના મહિમાની સુંદર વાતો કરી એટલે મંદિરના કોઠારીએ તેમને એક દિવસ વધુ રહેવા આગ્રહ કર્યો. બીજા હરિભક્તોએ પણ ખાસ કહ્યું, " સ્વામીશ્રી ! આ ગામમાં બે ભાઈઓ નવા સત્સંગી થયા છે, તેમને આપનો જોગ થાય તો પાકા સત્સંગી થાય." સ્વામીશ્રી તો તેમને માટે જ પધાર્યા હતા, બીજું તો બધું નિમિત્ત હતું. એટલે એક દિવસ વધુ રહેવા સંમતિ આપી અને મંદિરમાં ઉતારો કર્યો.

બીજે દિવસે મંદિરમાં આશાભાઈ અને ઇશ્વરભાઈ દર્શને આવ્યા. તેમણે સ્વામીશ્રીના દર્શન કર્યા અને કોઠારી બેઠા હતા એટલે પોતે પણ ત્યાં બેઠા. પછી સ્વામીશ્રીએ કહ્યું ' લાવો વચનામૃત. ' ત્યારે કોઠારી કહે, ' સ્વામી ! આપની વાતો જ વચનામૃત છે. આપ જે જે વાતો કરો છો તે વચનામૃતના આધારે જ કરો છો અને તેમાં અમને ઘણોજ આનંદ આવે છે. માટે આપ વાતો જ કરો. ' આ સાંભળી આશાભાઇને આશ્ચર્ય થયું " થોડા દિવસ પહેલાં વરતાલ ગયા હતા ત્યારે સ્વામીશ્રીના આસને આજ કોઠારીએ કહ્યું હતું કે આ શાસ્ત્રી પાસે કામણ છે. માટે તેમની પાસે ન જવું અને આજે આ કોઠારીને સ્વામીશ્રીની વાર્તા સારી લાગે છે. " પોતે મનમાં આ વિચારી રહ્યા હતા એટલામાં સ્વામીશ્રીએ વાતો શરુ કરી. તેમની વાતોમાં ધર્મ, નિયમ, ઉપાસના, ભક્તિ વગેરેનું એક કાળાવિચ્છિન્ન એવું તો સુંદર નિરૂપણ થતું હતું કે આશાભાઈ અને ઇશ્વરભાઈ તો મુગ્ધ થઈ ગયા. આવી વાતો ભગવાનના મહિમાની, ધર્મની, ઉપાસનાની તેમણે તો કોઇ દિવસ સાંભળી જ ન હતી. સ્વામીશ્રીની વાતો સાંભળી તેમના ઉપર તો જાણે કામણ થઈ જ ગયું. સ્વામીશ્રીના ચરણારવિન્દમાં બંને ભાઇઓએ દંડવત્ કર્યા. સ્વામીશ્રી તો જાણતા જ હતા કે, ' આ અમારા જ છે ' છતાં લૌકિકભાવે તેમના તરફ દષ્ટિ કરી રાજી

થયા અને આશીર્વાદ આપ્યા. કોઠારીને પણ સ્વામીશ્રીના પ્રતાપની ઝાંખી થઈ!

બીજે દિવસે સ્વામીશ્રીને જવું હતું પરંતુ આશાભાઈએ ખૂબ જ આગ્રહ કર્યો. સ્વામીશ્રીએ કહ્યું, 'અમારી સાથે કૉલેજના વિદ્યાર્થીઓ છે તે ભરૂચ કથા સાંભળવા આવ્યા ત્યારથી ભેગા છે અને તેમને પણ બહુ દિવસ હવે થઈ ગયા માટે અમારે જવું જોઈએ.' પરંતુ આશાભાઈના આગ્રહને માન આપી સ્વામીશ્રી રોકાયા. તે દિવસે તેમના ખેતરમાં પોંક ઉત્સવ કર્યો અને ભારે રસોઈ આપી. સ્વામીશ્રી તથા સંતો અને સાથીના તમામ સત્સંગીઓને તેમણે જમાડ્યા. સ્વામીશ્રી તેમનો ભાવ જોઈ ઘણા જ રાજી થયા. તેમનો સંકલ્પ પૂરો કરી સ્વામીશ્રી ત્યાંથી સેજાકૂવા પધાર્યા અને ત્યાં એક દિવસ રોકાઈને વરતાલ પધાર્યા.

ઐશ્વર્ય પ્રતાપ દેખાય તે શ્રીજીનું કર્તવ્ય

સ્વામીશ્રી વરતાલ પધાર્યા ત્યારે ગોવર્ધનભાઈ કોઠારીએ તેમને ખાનગીમાં બોલાવીને વાત કરી, 'તમો જ્યાં જ્યાં જાઓ છો ત્યાં મોટા સમૈયા ઉત્સવ થાય છે અને લોકો તમારામાં ઘણાં જ તણાય છે. તેથી ત્યાગી વર્ગને ઘણો જ રાગદ્વેષ થયો છે અને તમારો પ્રતાપ સહન થતો નથી. માટે ત્યાગી વર્ગ તરફથી તમને ઉપાધિ ઘણી જ થશે એમ મને લાગે છે. તો તમારે સૌનું મળતું રાખીને ઉપદેશ દેવાનું ઓછું કરવું એવી મારી ભલામણ છે.'

કોઠારીના આ હિતના વચન સાંભળી સ્વામીશ્રીએ કહ્યું, 'જ્યારે શ્રીજી મહારાજે સમાધિ પ્રકરણ ચલાવ્યું ત્યારે મુક્તાનંદ સ્વામીએ મહારાજને કહ્યું કે તમે સત્સંગની પ્રથા બગાડી નાંખી અને પાખંડ[1]

[1] મહારાજ દીયો આ પાખંડ મેલી, સતસંગમાં ન થાવું ફેલી;
સમાધિ કાંઈ નથી સોહલી; મોટા યોગીને પણ દોહલી.
તે તો જેને તેને કેમ થાય, બીજા માને અમે ન મનાય.
ભક્ત ચિંતામણી—પ્ર. ૪૯

ચલાવ્યું છે.' તે સાંભળી શ્રીજી મહારાજે મુક્તાનંદ સ્વામીને શાંતિથી વિનય વચનો કહ્યાં કે 'અમે બધા ભેગા થઇને રામાનંદ સ્વામીનું ભજન કરીએ છીએ અને કરાવીએ છીએ. તેથી હરિભક્તોને કંઇક ચમત્કાર કે ઐશ્વર્ય જણાતું હોય તો તેનું અમે નિવારણ શી રીતે કરી શકીએ ?'

'મુક્તમુનિ આ સાંભળી ઘણા જ મુઝાયા. થોડા સમય બાદ રામાનંદ સ્વામીએ તેમને દર્શન દીધાં અને તેમની મુઝવણનું સમાધાન કરી, સંતોષ પમાડ્યા. અમારે હરિભક્તોને ઉપદેશ દેવા માટે ગામડે ગામડે ફરી શકાય નહિ કેમકે થોડો વખત ગુજરાતમાં ફરવાનું હોય અને પાછું સારંગપુર જવાનું હોય. એટલે એકાદ બે દિવસ એક સ્થળે ભેગા થઇ કથાવાર્તા, ભજનસ્મરણનો આનંદ અનુભવીએ છીએ અને તેમાં લોકો જો તણાય અને ઐશ્વર્ય પ્રતાપ દેખે તો તે શ્રીજીનું જ કર્તવ્ય છે. તેમ છતાં આપ સર્વને અમારા વચનમાં વિશ્વાસ ન હોય અને અસંતોષ રહેતો હોય તો આવતી સાલનો સમૈયો અને વચનામૃતની કથાની યોજના, હરિભક્તો વરતાલમાં જ કરશે. એટલે આપની શંકા દૂર થશે.'

લેખધારી કોશ અને કોદાળો લઈ તમારું મૂળ ઉખેડવા કટિબદ્ધ થયા છે.

સ્વામીશ્રીની આવી દિવ્યભાવની વાણી સાંભળી કોઠારી એ કહ્યું, 'સ્વામી ! મને તો કંઇ વહેમ કે શંકા નથી. પરંતુ લેખધારી કોશ અને કોદાળો લઇને તમારું મૂળ ઉખેડવા કટિબદ્ધ થયા છે તેથી મને મુઝવણ અને અજંપો થાય છે.' કોઠારીનો પોતા પ્રત્યેનો ભાવ જોઈ સ્વામીશ્રી બોલ્યા, "આપણે કોઈ ક્રિયાના ધણી થઇશું તો તેનો ભાર આપણને વળગશે. પરંતુ શ્રીજી મહારાજ કર્તા હર્તા છે એમ સમજીશું તો શ્રીજી આપણને કોઈ આંચ આવવા દેશે નહિ. છતાં પણ જો દુઃખ આવશે તો શ્રીજી કસણી કરે છે તેમ જાણી, આપણને શુદ્ધ કંચન જેવા કરવા તાવે છે તેમ માનીશું. પણ મનમાં તો ઉપાધિને દેખીને મુઝવણ

પામવી જ નથી. વળી મહારાજે તો કહ્યું છે ' મને ભગવાન મળ્યા છે તો જે જીવ મારો સંગ કરે તેની આગળ હું કલ્યાણની વાત ન કરું ત્યારે મારું જ્ઞાન તે શા કામમાં આવ્યું ? એમ વિચારીને ઉપદેશ કર્યા નિમિત્ત કાંઇ થોડી ઘણી ઉપાધિ રહે તો પણ પરમેશ્વરની વાત કર્યામાં કાયરપણું રાખે નહિ[1]. માટે આપણે તો શ્રીજીની આજ્ઞા અનુસાર તેમનો મહિમા કહેવામાં ઉપાધિથી બીવું નહિ." સ્વામીશ્રીની અડગ નિષ્ઠા અને ધીરજ જોઈ કોઠારી અત્યંત રાજી થયા.

## વઢવાણ વિરુદ્ધ મૂળીમાં સભા

સ્વામીશ્રી વરતાલમાં થોડું રોકાઇને સારંગપુર પધાર્યા. અત્રે વઢવાણ મંદિર સંબંધી કેટલાક પત્રો તેમના ઉપર આવ્યા હતા. મંદિર તો લગભગ પૂરું થવા આવ્યું હતું. સં. ૧૯૬૧ના મહા શુદી ૫ (વસંતપંચમી)ને દિવસે મૂર્તિપ્રતિષ્ઠાનું મુહૂર્ત હતું. આ વાત બહાર પડી ગઇ હતી. એટલે તેને અટકાવવા માટે અમદાવાદ દેશના સાધુઓ ખટપટ કરી રહ્યા હતા. તેમાં સ્વામી બાલમુકુન્દદાસજીને ગમે તેમ સમજાવી, મૂળી મંદિરમાં સભા કરી, ' મંદિરમાંથી બહાર નીકળી ગએલા સાધુઓને કોઇએ કોઇ પણ પ્રકારે સહકાર ન આપવો અને તેમનું જે કાર્ય છે તે શ્રીજીની આજ્ઞા વિરુદ્ધનું છે ' એ ભાવનાં શબ્દો તેમની પાસે કહેવરાવી, આ કાર્યમાં પડેલા સૌને પાછા પાડવા, સૌની ઇચ્છા હતી. પરંતુ શ્રીજી નિર્મિત્ત કાર્યોમાં વિઘ્નો તો તણખલાની પેઠે ઊડી જતાં અને શ્રીજીસ્વામીનો અપ્રતિમ પ્રતાપ પ્રસંગે પ્રસંગે પ્રસરી રહેતો.

સ્વામીશ્રીએ આ સમાચાર જાણ્યા એટલે તેમણે સ્વામી બાલમુકુન્દદાસજીને પત્ર લખ્યો: ' સોરઠમાં આપ ગામેગામ શ્રીજીસ્વામીની જોડે મૂર્તિઓ પધરાવો છો અને મહારાજ અને સ્વામીની શુદ્ધ ઉપાસના અને નિષ્ઠા પ્રવર્તાવો છો. અમે પણ આજે આપ જેવા મોટાનું

[1] ગ. મ. ૫૭

કાર્ય સૌને બતાવીને કહીએ છીએ કે સ્વામી બાલમુકુન્દદાસજી જેવા મોટા પણ આ સિદ્ધાંતમાં માને છે. પરંતુ જો સાંભળ્યા પ્રમાણે મૂળીની સભામાં વિરુદ્ધ પક્ષની તરફેણમાં આપ બોલશો તો અમારે તો સત્સંગમાં બોલવાપણું કાંઈ રહેશે નહિ. માટે સ્વામી અને મહારાજના આ કાર્યમાં આપે અત્યાર સુધી જે પક્ષ રાખ્યો છે અને ઉપાસના પ્રવર્તાવી છે તે ચાલુ રાખશો." સ્વામી બાલમુકુન્દદાસજીને આ પત્ર જૂનાગઢ મળ્યો અને તુરત જ તેમણે નિર્ણય કરી લીધો.

આમંત્રણ પ્રમાણે સ્વામી બાલમુકુંદદાસજી મૂળી પધાર્યા. મોટા મોટા બીજા સાધુઓ અને હરિભક્તો પણ આવ્યા હતા. પરંતુ બધાને સ્વામી બાલમુકુન્દદાસજી ઉપર મદાર હતો. ગુણાતીતાનંદ સ્વામી જે મૂળ અક્ષર તેના જ આ પટ્ટ શિષ્ય, તે જો વિરોધ કરે તો બધું જ પડી ભાંગે. સભાને દિવસે સવારના સભાની ગોઠવણી થઇ ગઇ અને સદ્‌ગુરુઓ આવી ગયા. એટલે કેટલાક મોટેરા હરિભક્તો સ્વામી બાલમુકુન્દદાસજીને તેડવા ગયા. તેમને દંડવત્ કરી સભામાં પધારવાની વિનતિ કરી ત્યારે સ્વામીએ કહ્યું, 'મારી દાઢ બહુ જ દુઃખે છે એટલે મારાથી સભામાં અવાશે નહિ.' આ સાંભળી સૌ સ્તબ્ધ થઇ ગયા. છેવટે ફક્ત સભામાં આવીને બેસવાનો આગ્રહ સૌએ કર્યો. પરંતુ સ્વામીએ તો ના જ કહી. આનું પરિણામ એ આવ્યું કે સભામાં કોઇ જોરદાર બોલી શકયું નહિ અને કાંઇ પણ વિરુદ્ધ પ્રવચનો થયા સિવાય સભા વિખરાઇ ગઇ.

બીજે દિવસે બાલમુકુંદદાસ સ્વામી જૂનાગઢ જવાના હતા. તેમના દર્શને ગઢડાના લાલજી ઠક્કર આવ્યા. તેમને સ્વામીએ પૂછયું, 'તમે સારંગપુર મંદિરના મહંત શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીને ઓળખો છો ?' ત્યારે તેમણે કહ્યું, 'હા સ્વામી ! બહુ સારી રીતે ઓળખું છું.' એટલે સ્વામીએ તેમને કહ્યું, 'તમો સારંગપુર જઇને યજ્ઞપુરુષદાસજીને કહેજો કે તમારો કાગળ સ્વામીને મળ્યો હતો અને સ્વામીએ તેનો બરોબર અમલ કર્યો છે.' લાલજી ઠક્કર આ અધૂરા સંદેશાનો અર્થ

શોધવા લાગ્યા પણ મોટા પુરુષના કાર્યમાં તો કોઇની નજર ન પહોંચે ત્યા તેમનું શું ગજું ? તેમણે સ્વામીને કહ્યું, ' બહુ સારું સ્વામી ! આપનો સંદેશો જરૂર પહોંચાડીશ. '

મૂળીની સભા નિષ્ફળ ગઇ તેથી સ્વામી નિર્મળદાસજી, ત્યાગવલ્લભદાસજી અને બીજા સંતો તથા કુંજવિહારિપ્રસાદ મહારાજ સૌને ઘણું જ આશ્ચર્ય થયું. આ સભામાં મોટા મોટાના પ્રવચનોથી પોતાના કાર્યમાં ઘણીજ મુશ્કેલી આવશે એમ તેઓ ધારતા હતા. પરંતુ તેમાં કોઇનો ઉપાય ચાલે તેમ ન હતું. આ સભામાં સ્વામી બાલમુકુન્દદાસજી ન બોલ્યા એટલે નિર્મળદાસજીને તો લાગ્યું કે જરૂર યજ્ઞપુરુષદાસજીએ ચક્રો ગતિમાન કર્યા હશે. મૂર્તિપ્રતિષ્ઠાના કાર્યમાં હવે વિઘ્નો નહિ આવે એવી તેમને નિશ્ચિતતા થઇ ગઇ.

## યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીની પ્રવૃત્તિ ઉપર નજર રાખવાની જરૂર

પરંતુ આ ઉદ્‌ઘોષ ઉપડયો હતો એટલે કંઇક તો પરિણામ તેનું આવવું જ જોઇએ. વરતાલમાં સૌએ નક્કી કર્યું, ' યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીની પ્રવૃત્તિ ઉપર નજર રાખવાની જરૂર છે. ' અને હવે તેમને સ્વતંત્ર રીતે સારંગપુરમાં રાખી શકાય જ નહિ. ' કોઠારી ગોવર્ધનભાઇને લાગ્યું કે ' ત્યાગી વર્ગને સંતોષ આપીશું તો યજ્ઞપુરુષદાસને ઓછી ઉપાધિ થશે. ' એમ વિચારી પોતે સગીર આચાર્ય લક્ષ્મીપ્રસાદને લઇને ગઢપુર ગયા અને ત્યાંથી સારંગપુર ગયા. સારંગપુરનું કામકાજ જોઇ તેમને લાગ્યું ' આવું સુંદર અને દેદિપ્યમાન મંદિર તો આ યજ્ઞપુરુષદાસ જ કરી શકે. વળી ધર્મશાળા, હવેલી, દરવાજો વગેરે નવા કામો શરુ કરી, મંદિરની જમીન વધારી. વળી મંદિરનું ઉત્પન્ન બેથી ત્રણ હજાર રૂપિયાનું શરૂઆતમાં હતું તે આજે લગભગ બાવીસ હજાર રૂપિયા સુધી પહોંચ્યું છે.' આ પ્રમાણે સારંગપુર મંદિરનું કામ અને વહીવટ જોઇ તેમને સંતોષ થયો. સ્વામીશ્રીની કાર્યદક્ષતાની તેઓ મનોમન પ્રસંશા કરવા લાગ્યા. પરંતુ ત્યાગી

વર્ગ અને ભીમજી કોઠારીને સંતોષ પમાડવાના હેતુથી જ સ્વામીશ્રીને સારંગપુરની મહંતાઇથી છૂટા કર્યા.

મુંબઈવાળા રાવ બહાદુર કરમશી દામજી, ભાવનગરના ગિરધર ઝીણા અને રાજકોટના માવજી મીસ્ત્રી તથા ગુજરાતના ઘણાખરા હરિભક્તોને વાતો કરી, સેવા કરાવી, આ સ્થાનના રૂપરંગ સ્વામીશ્રીએ ફેરવી નાખ્યા હતા અને સત્સંગ પણ ઘણો જ વધાર્યો હતો. છતાં પણ કપટ, માન અને ઇર્ષ્યાને લઇને સ્વામીશ્રી પરત્વે જે મત્સર સૌને ઉત્પન્ન થયો હતો, તેનું નિવારણ સારંગપુરની મહંતાઈ છોડાવવાથી પણ થઈ શકે તેમ ન હતું. ઉત્તરોત્તર સ્વામીશ્રીની વધતી જતી મહત્તા અને પ્રતાપથી આ મત્સર પણ એટલી જ પ્રબળતાથી વધતો ગયો. વ્યાસજીએ શ્રીમદ્ ભાગવતને વિષે નિર્મત્સર એવા જે સંત તેને જ ભાગવત્ ધર્મના અધિકારી કહ્યા છે. સ્વામીશ્રીને તો મહારાજની ઇચ્છા એ જ પોતાનું કર્તવ્ય હતું. એટલે હવે ગુજરાતમાં પોતાના કાર્યનો પ્રસંગ આવ્યો છે એમ સમજી લીધું, અને સારંગપુરની મહંતાઇથી નિવૃત્ત થવા તૈયારી કરી દીધી.

× × ×

સં. ૧૯૬૧ ના માગશર માસમાં સારંગપુરની મહંતાઈ સાધુ ગોપાળચરણદાસને સ્વામીશ્રીએ સોંપી દીધી. ગોપાળચરણદાસને સ્વામીશ્રી પ્રત્યે અસાધારણ હેત હતું. એટલે સ્વામીશ્રીને આવેલી ઉપાધિથી તેમને અત્યંત દુઃખ થયું. પરંતુ 'શ્રીજીની ઇચ્છાનુસાર આપણે રાજી રહેવું' એવા ટૂંકા શાંતિના સૂત્રથી સ્વામીશ્રીએ તેમને સાંત્વન આપ્યું અને પોતે વરતાલ પધાર્યા.

સ્વામીશ્રી વરતાલમાં રહેશે અથવા ગુજરાતમાં ફરશે તેથી તેમની પ્રવૃત્તિ ઉપર નજર રાખી શકાશે, એવી જેમને સમજણ હતી તે નહોતા જાણતા કે આજે શ્રીજીની ક્રિયાશક્તિ, ઇચ્છાશક્તિ અને જ્ઞાનશક્તિ આ સંતમાં સર્વ પ્રકારે હતી ! એટલે પોતે તો ક્રિયાના

પ્રેરક થઈને જ ક્રિયા કરાવતા. તેમને પોતાને કોઈ ક્રિયામાં ભળવું પડતુ ન હતું.

## વઢવાણમાં મૂર્તિ પ્રતિષ્ઠા : પ્રથમ દિગ્વિજય

વઢવાણનું મંદિર પૂરું થઈ ગયું હતું. તેમાં મૂર્તિપ્રતિષ્ઠાનું મુહૂર્ત સં. ૧૯૬૧ ના મહા શુદી ૫ નું રાખ્યું હતું. વચલા ખંડમાં શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજની મૂર્તિઓ પધરાવવાનું ત્યાંના સંતો તથા કુંજવિહારિપ્રસાદજીએ સ્વામીશ્રીને વચન આપ્યું હતું. આ વખતે સ્વામીશ્રીનો મુકામ વસોમાં હતો. પરંતુ તેમણે ત્રિભોવનદાસભાઈ તથા પ્રભુદાસભાઈ, આશાભાઇ, ગંછારામભાઇ (અમદાવાદવાળા) પાદરાના માણેકલાલ બાપાલાલ ચોકસી વગેરે ઘણાખરા હેતવાળા હરિભક્તોને કાગળ લખી પોતાની પાસે તેડાવ્યા હતા. તે તમામને સ્વામીશ્રીએ સૂચના આપી 'તમો સૌ વઢવાણ મૂર્તિપ્રતિષ્ઠા પ્રસંગે જાઓ અને ત્યાંનો પ્રસંગ શોભાવો. વળી તમારી હાજરીથી સાધુ નિર્માનદાસ વગેરેના પક્ષ પણ સબળ રહેશે, અને મધ્ય મંદિરમાં મૂર્તિઓ બેસી જશે. ઝાલાવાડી હરિભક્તો કદાચ વિરોધ કરે તો પણ તમો તો મૂર્તિઓ મધ્ય મંદિરમાં જ પધરાવવાનો આગ્રહ રાખશો. પરંતુ બહુ જ વિરોધ થાય તો બાજુના ખંડમાં પણ પધરાવી દેશો અને મૂર્તિપ્રતિષ્ઠા થઇ જાય કે તુરત જ અમને અહીં તાર કરશો.' સ્વામીશ્રીની આ સૂચનાથી આ તમામ હરિભક્તો વઢવાણ ગયા. રાજકોટથી પણ શ્રીકૃષ્ણજી મહારાજ, મોરારજીભાઈ, પૂંજાજી બાપુ વગેરે વઢવાણ ગયા હતા. હરગોવિન્દભાઇ તો ત્યાં જ હતા.

નિર્વિઘ્ને મધ્યમંદિરમાં શ્રી અક્ષરપુરુષોત્તમ મહારાજ બેસે એવી કોઇ શક્યતા હતી જ નહિ. શ્રીજી મહારાજનાં ઉપદેશનું રહસ્ય સત્પુરુષના સેવન વિના જેના અંતરમાં ઉતર્યું ન હતું, એટલું જ નહિ પરંતુ જેણે સદાય સત્પુરુષોની ઉપેક્ષા જ રાખ્યા કરી છે, એવા વિરોધિઓને એમ લાગ્યુ કે, 'જો અક્ષરપુરુષોત્તમ વઢવાણના મંદિરમાં બેસશે તો મહા અનર્થ થઇ જશે.' અહીં પ્રતિષ્ઠાની ધામધૂમ અને

યજ્ઞહવન વગેરે વિધિ યજ્ઞમંડપમાં શરુ થઇ. બીજી તરફ વિરોધિઓની મંત્રણા શરુ થઈ. જૂનાગઢના ઈશાનંદ બ્રહ્મચારી આ પ્રવૃત્તિમાં ભળ્યા. તેમણે મોડજી દરબારને ઊંધુ સમજાવીને કુંજવિહારિપ્રસાદને તેમના દ્વારા સમજાવ્યું કે 'અક્ષરપુરુષોત્તમનું જ્ઞાન જ ખોટું છે અને તે જો સાચું હોય તો મહારાજ સમર્થ હતા, પોતે કેમ એ મૂર્તિઓ ન પધરાવી ? આ તો શ્રીજીની આજ્ઞા વિરુદ્ધનું કર્તવ્ય છે અને જો તમો કરશો તો તમારું મંદિર પણ પૂરું નહિ થાય અને તમને કોઈ ભવિષ્યમાં પૂછશે પણ નહિ.' આવા શબ્દોથી કુંજવિહારિપ્રસાદનું અંતઃકરણ ફરી ગયું. વઢવાણના સોની હરિભક્તો ઝુંઝાભાઈ વગેરેએ પણ તેમાં પુષ્ટિ કરી અને કહ્યું 'આ તો મૂળીનો દેશ માટે અહીં તો રાધાકૃષ્ણ જ મધ્યમંદિરે પધરાવવા જોઇએ.' બીજી તરફ શ્રી કૃષ્ણજી અદા, પૂજાજી બાપુ, ત્રિભોવનદાસભાઈ, મંછારામભાઈ, આશાભાઈ વગેરેએ પણ આચાર્યને કહ્યું, 'શાસ્ત્રીજી મહારાજે મધ્યમંદિરમાં શ્રી અક્ષરપુરુષોત્તમ પધરાવવા એ શરતે જ તમોને આ મંદિરની જમીન અપાવી છે, તેમ જ મંદિરમાં પણ સારી રીતે મદદ કરી છે. હવે જો તમો વચન ભંગ કરશો તો મહારાજ અને સ્વામીના દ્રોહી ઠરશો.' આ શબ્દો પણ આચાર્ય મહારાજના અંતરમાં ઉતર્યા. અંતે એવું ઠરાવ્યું કે બાજુના મંદિરમાં અક્ષરપુરુષોત્તમ મહારાજની મૂર્તિઓ બેસારવી અને તે પ્રમાણે અતિ ધામધૂમથી અક્ષરપુરુષોત્તમ મહારાજ વઢવાણ મંદિરમાં પ્રથમ બિરાજ્યા. આમ ઉપાસનાનો પ્રથમ દિગ્વિજય વઢવાણમાં થયો !

અક્ષર અને પુરુષોત્તમના સનાતન શુદ્ધ સ્વરૂપનું જે જ્ઞાન મહારાજે વચનામૃતમાં ગર્ભિત શબ્દોમાં ઉપદેશ્યું છે, તે બે સ્વરૂપો અક્ષર–શ્રી ગુણાતીતાનંદ સ્વામીરૂપે અને પુરુષોત્તમ–શ્રી સહજાનંદ સ્વામીરૂપે–આ પૃથ્વી ઉપર પધાર્યા અને લાખોને બ્રહ્મરૂપ કરી પોતાની મૂર્તિની ઉપાસના સિદ્ધ કરાવી. તેમના સ્વધામ પધાર્યા પછી તે બે સ્વરૂપની શુદ્ધ ઉપાસના પણ ચાલુ રહે અને મુમુક્ષુ જીવો માટે અક્ષરધામનો અર્ચિમાર્ગ સદા ખુલ્લો રહે તે માટે, અક્ષરપુરુષોત્તમની

મૂર્તિઓ મધ્યમંદિરમાં બેસે તે અનિવાર્ય હતું જ. એટલું જ નહિ પરંતુ શુદ્ધ ઉપાસનાની સમજણવાળા સંત હરિભક્તો આ કાર્યને સંપ્રદાયનું એક મુખ્ય અંગભૂત કાર્ય સમજતા હતા.

વઢવાણમાં મૂર્તિપ્રતિષ્ઠા અંગે વસોમાં હરિભક્તોને બોલાવી સ્વામીશ્રીએ તેમની સાથે વાટાઘાટ કરી તે વસોના જૂનવાણી સત્સંગીઓને ન ગમ્યું. આથી તેમણે વરતાલ કોઠારી ઉપર પત્ર લખ્યોઃ ' શાસ્ત્રીજી અહીં રહી વઢવાણ પત્રવ્યવહાર કરે છે અને ત્યાંના મંદિર માટે પણ વાટાઘાટ કરે છે તો તેમને વરતાલ તેડાવી લ્યો.' એવો પત્ર વરતાલ ગયો, તેથી કોઠારીએ વસંતપંચમીને દિવસે જ સ્વામીશ્રીને તેડવા ગાડું મોકલ્યું. સ્વામીશ્રી ઠાકોરજીની વસંતની પૂજા કરી, જમીને વરતાલ જવા નીકળ્યા. તેમણે ભાઇલાલભાઇ બકોરભાઇને બોલાવ્યા અને કહ્યું, ' આજે વઢવાણમાં અક્ષર પુરુષોત્તમ દેવ બેઠા તે સંબંધીનો તાર ડાહ્યાભાઇ પુરુષોત્તમનો આવશે તો શું કરશો ? મારે તો વરતાલ જવાનું થયું છે. પછી ભાઇલાલભાઇને તાર વરતાલ પહોંચાડવાની આજ્ઞા કરી સ્વામીશ્રી વરતાલ પધાર્યા.

ઉપાસનાના આ દિગ્વિજયના આનંદમાં સ્વામીશ્રીને તાર કરવાનું સૌ ભૂલી ગયા. મોડે મોડે સૌને સાંભર્યું અને સાંજે સાત વાગે પુરુષોત્તમભાઇ ઉપર તાર આવ્યો. તે લઇને ભાઇલાલભાઇ વરતાલ ગયા અને રાત્રે ૯ વાગે મંદિરનો દરવાજો ઉઘડાવી, સ્વામીશ્રી પાસે ગયા અને તાર આપ્યો. તેમાં લખ્યું હતું કે અક્ષર પુરુષોત્તમ મહારાજને દક્ષિણાદા દહેરામાં પધરાવ્યા છે પણ મધ્ય મંદિરમાં નથી પધરાવ્યા. મંદિરમાં દરેકે જાણ્યું કે યજ્ઞપુરુષદાસજી ઉપર કાંઇક તાર આવ્યો છે. સ્વામીશ્રી તો તાર લઇને કોઠારી ગોવર્ધનભાઈ પાસે ગયા. દરેક સાધુ કે સદ્ગુરુ કોઠારી પાસે જાય ત્યારે કોઠારીને દંડવત્ કરતા એવી પ્રથા હતી. કોઠારીની સ્થિતિ અને મહત્તા પણ એવી હતી. સ્વામીશ્રી પણ કોઠારીને દંડવત્ કરવા લાગ્યા તે રખાવીને કોઠારીએ કહ્યું, ' રાખ, તારે મને દંડવત્ કરવા નહિ. તને તો મોટા મોટા નમે

એટલે તું દંડવત્ કરે તો હું દોષમાં પડું. માટે જે કામ હોય તે
ને ખુશીથી કહેવું.' કોઠારીનો, સ્વામીશ્રી પ્રત્યેનો આ
દ્ભાવ જોઇ, ભાઇલાલભાઇ માસ્તરને સ્વામીશ્રીની મહત્તા સમજાઇ.
છી સ્વામીશ્રીએ કોઠારીને તાર બતાવતા કહ્યું, 'વઢવાણમાં અક્ષર
રુષોત્તમ દેવ બેઠા.' કોઠારી તો આ સાંભળી એકદમ ઊંડા ઉતરી ગયા અને
ાડીવાર સુધી તો કાંઈ બોલ્યા નહિ. પછી જાણે અંતરના ઊંડાણમાંથી
ાલતા હોય તેમ ખૂબ જ ગંભીરતાપૂર્વક આખ્યો વીંચીને તેઓ
હેવા લાગ્યા, 'સં. ૧૯૨૮ ની સાલમાં બાલમુકુન્દદાસજીનું બંડ
ં દાબી દીધું હતું. તેને પણ ગોંડળના મંદિરમાં અક્ષર પુરુષોત્તમ
ધરાવવા હતા, પણ મેં મોંઘીબાના હેતવાળા સાંખ્યયોગી ડોશી
ડા રહેતા હતા તેમના દ્વારા કહેવરાવ્યું કે, 'બાલમુકુન્દદાસ
ંડ જગાવવા તૈયાર થયા છે અને ગોંડળમાં અક્ષર પુરુષોત્તમ
ધરાવશે તો કોઈ સત્સંગી તમારે ગામ દર્શને નહિ આવે.'
ાંઘીબાએ તેથી તે બંધ રખાવ્યું અને બાલમુકુન્દદાસના હાથ હેઠા
ડયા. મારો સંકલ્પ હતો કે મારી હયાતિમાં તો અક્ષર પુરુષોત્તમ
ાસવા ન જ દેવા પણ તેં આજ એ કામ કર્યું.' કોઠારીના આ
બ્દોમાં સ્વામીશ્રીને, સત્યસંકલ્પ એવા શ્રીજી મહારાજની મરજી
વેરુદ્ધ કોઠારીએ જે સંકલ્પ કર્યો હતો, તે સંકલ્પ આજે નિષ્ફળ
તાં જે દુઃખ તેમને થવું જોઇએ, તે દુઃખ દેખાતું હતું. તેથી જ
વામીશ્રીએ તેમને કહ્યું, 'જે થયું તે સારું થયું. કારણ કે મને સંકલ્પ
તો કે તમારી હયાતિમાં મહારાજ અને સ્વામી બેસે તો સારું. તે આજે
ારો સંકલ્પ પૂરો થયો.' સ્વામીશ્રીએ કહ્યું તે કોઠારીએ સાંભળ્યું.
રંતુ તેમને પૂરી કળ વળી ન હતી તેથી ફક્ત એટલું જ બોલ્યા કે,
શ્રીજી કરે તે ખરું.' ત્યારે સ્વામીશ્રી બોલ્યા 'શ્રીજીએ જ કર્યું છે.'
રંતુ કોઠારીને આ શબ્દો બહુ જ આકરા લાગ્યા અને
એકદમ બોલી ઊઠયા, 'જા અહીંથી મને મોઢું બતાવીશ
ાહિ.' સ્વામીશ્રી તો હસતા હસતા ઊઠયા અને ભાઇલાલભાઇ
માસ્તર સાથે નીકળી, સાધુની ધર્મશાળાના વચલા પગથિયા સામી
ાાડીખાનાની હવેલી નીચે મકાન છે તેની આગળથી કોઠાર તરફ

વળતાં, વચમાં બે ત્રણ હાથની ઓટલી આવે છે, તે ઓટલી ઉપર બિરાજ્યા. ભાઇલાલભાઇ સામા ઊભા રહ્યા. પછી સ્વામીશ્રીએ ભાઇલાલભાઇને કહ્યું, 'તમે જેટલા ઉમંગથી અત્રે આવ્યા છો તેવો ને તેવો જ ઉમંગ કાયમ રહેશે? મને વળગવાથી તમને દુઃખ બહુ આવશે તે ખમાશે?' એટલે ભાઇલાલભાઇએ હાથ જોડી કહ્યું, 'દયાળુ! દુઃખ આવે તો તમે જાળવજો અને દુઃખ થકી રક્ષા કરજો. તમારી પાછળ પાછળ હું ચાલ્યો આવીશ.' તેમના એ વચન સાંભળી સ્વામીશ્રી અત્યંત રાજી થયા અને કહ્યું, 'આ સેવા અને સમાગમનો જે લાભ અત્યારે મળે છે તે આગળ ઉપર નહિ મળે. કારણ આગળ સત્સંગ એટલો બધો વધી જશે કે તમારે છેટે બેસવું પડશે અને દર્શનનો પણ યોગ નહિ રહે, માટે આ દર્શન અને સમાગમનો લાભ લઈ લેજો.' ભાઇલાલભાઇને સ્વામીશ્રીના શબ્દથી અંતરમાં ચોટ લાગી ગઈ, 'ખરેખર સ્વામીશ્રીની મહત્તા આગળ ઉપર ઘણી વધશે અને આપણને સેવા સમાગમનો પછી લાભ નહિ મળે. તેથી તેમણે અંતરમાં દૃઢ નિશ્ચય કરી લીધો કે આ લાભ લઇ જ લેવો. એટલામાં કોઠારી તરફથી સ્વામીશ્રીને બોલાવવા પાર્ષદ આવ્યો. એટલે સ્વામીશ્રી કોઠારી પાસે ગયા અને ભાઇલાલભાઇ વસો પાછા ગયા. ભાઈલાલભાઇએ પોતાની ઉત્તરાવસ્થામાં જોયું કે સત્સંગ ઘણો વધ્યો અને સ્વામીશ્રીની સેવાનો અવકાશ તેમને રહેતો નહિ. પરંતુ સ્વામીશ્રીના વચન પ્રમાણે સેવા સમાગમનો લાભ તેમણે લીધો હતો એટલે તેનો આનંદ સદા તેમને રહ્યો. સ્વામીશ્રીએ પણ તેમને ખૂબ જાળવ્યા.

સ્વામીશ્રી કોઠારીના આસને ગયા. પછી કોઠારીએ તેમને હેતથી બોલાવ્યા અને કહ્યું, 'મને ખાત્રી હતી કે તું આમાં પ્રથમથી જ પડયો છું પણ હવે જે થયું તે ખરું. હવે તો આ બધું શી રીતે થવા પામ્યું તે બધી હકીકત વિગતવાર મને કહે.' સ્વામીશ્રીએ તમામ વાત કોઠારીને કહી અને અક્ષર પુરુષોત્તમનો મહિમા સમજાવી, ગુણાતીતાનંદ સ્વામી મૂળ અક્ષર છે તે વાત અનેક દૃષ્ટાંતોથી કહી. કોઠારી, સ્વામીશ્રીની ચાણાક્ય બુદ્ધિ અને દરેક કામ કુશળતાપૂર્વક

હિંમતથી પાર પાડવાની શક્તિ જોઈ, મનમાં ખૂબ જ રાજી
પછી સ્વામીશ્રીએ કહ્યું, 'તમો અક્ષર પુરુષોત્તમ દેવ જો
રાજી થશો તો મહારાજ સ્વામી તમારી મોટી સેવા ગણશે.'
શ્રી પ્રત્યે કોઠારીને સ્વાભાવિક પક્ષપાત હતો, હેત હતું; વળી
ા બુદ્ધિ, નીતિ, ન્યાય, ધર્મ વગેરે માટે પણ તેમને અપૂર્વ
હતું. એટલે તે જે કંઈ કરે અગર કરાવે તે ખૂબ જ વિચારે
અને શ્રીજી સંમત હોય તો જ કરે, એમ કોઠારી માનતા
કે કોઠારીને આ કાર્યમાં કાંઈ અયોગ્ય જણાયું નહિ.

આવા ગંભીર પ્રસંગ પછી પણ કોઠારી શાંતિ રાખી શકે અને

ાળમાં આસને
ને મંત્રણાઓ

યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીને કાંઈ પણ કહે નહિ, તેથી સૌ ત્યાગીવર્ગને મહાક્લેશ થયો. અંદર અંદર સૌ વિચારવા લાગ્યા કે 'શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ અ
ાં રહીને વઢવાણમાં મૂર્તિઓ પધરાવી શકે અને તેને કોઈ વારે
ક, તો પછી આપણા મંદિરમાં રહીને અહીં શું નહિ કરે? આ તો
ી આંખમાં ધૂળ નાંખીને પોતાનું ધાર્યું કરે તેવો કપટી છે. અ
વરતાલ દેશમાં કોઈ જગ્યાએ અક્ષર પુરુષોત્તમ દેવ પધરાવી દે
ા આખા સત્સંગને પોતા તરફ વાળી લેકે તો, આપણે તેના પગ
ોયા જેવા ય નહિ રહીએ. માટે આપણે સૌ સાવધાન થાઓ
વી મંત્રણાઓ આસને આસને થવા લાગી. સ્વામીશ્રી આ
ાતિથી પૂર્ણ રીતે પરિચીત હતા. પરંતુ શ્રીજીના કાર્ય શ્રી-
શે, એવી અડગ નિશ્ચિંતતાથી કાર્યનો ભાર માથે રાખતા
રની આ પ્રકારની સ્થિતપ્રજ્ઞતાથી વિરોધીઓના અંતરમાં
ાટતી. પરિણામે સ્વામીશ્રીના દિનપ્રતિદિન વધતા જતા ઉત્કર્ષ
ા તેમનું અનિષ્ટ થાય એવા ઉપાયો વિચારવા લાગ્યા.

વળતાં, વચમાં બે ત્રણ હાથની ઓટલી આવે છે, તે ઓટલી ઉપર બિરાજ્યા. ભાઈલાલભાઈ સામા ઊભા રહ્યા. પછી સ્વામીશ્રીએ ભાઈલાલભાઈને કહ્યું, 'તમે જેટલા ઉમંગથી અત્રે આવ્યા છે તેવો ને તેવો જ ઉમંગ કાયમ રહેશે? મને વળગવાથી તમને દુઃખ બહુ આવશે તે ખમાશે?' એટલે ભાઈલાલભાઈએ હાથ જોડી કહ્યું, 'દયાળુ! દુઃખ આવે તો તમે જાળવજો અને દુઃખ થકી રક્ષા કરજો. તમારી પાછળ પાછળ હું ચાલ્યો આવીશ.' તેમના એ વચન સાંભળી સ્વામીશ્રી અત્યંત રાજી થયા અને કહ્યું, 'આ સેવા અને સમાગમનો જે લાભ અત્યારે મળે છે તે આગળ ઉપર નહિ મળે. કારણ આગળ સત્સંગ એટલો બધો વધી જશે કે તમારે છેટે બેસવું પડશે અને દર્શનનો પણ યોગ નહિ રહે, માટે આ દર્શન અને સમાગમનો લાભ લઈ લેજો.' ભાઈલાલભાઈને સ્વામીશ્રીના શબ્દથી અંતરમાં ચોટ લાગી ગઈ, 'ખરેખર સ્વામીશ્રીની મહત્તા આગળ ઉપર ઘણી વધશે અને આપણને સેવા સમાગમનો પછી લાભ નહિ મળે. તેથી તેમણે અંતરમાં દૃઢ નિશ્ચય કરી લીધો કે આ લાભ લઈ જ લેવો. એટલામાં કોઠારી તરફથી સ્વામીશ્રીને બોલાવવા પાર્ષદ આવ્યો. એટલે સ્વામીશ્રી કોઠારી પાસે ગયા અને ભાઈલાલભાઈ વસો પાછા ગયા. ભાઈલાલભાઈએ પોતાની ઉત્તરાવસ્થામાં જોયું કે સત્સંગ ઘણો વધ્યો અને સ્વામીશ્રીની સેવાનો અવકાશ તેમને રહેતો નહિ. પરંતુ સ્વામીશ્રીના વચન પ્રમાણે સેવા સમાગમનો લાભ તેમણે લીધો હતો એટલે તેનો આનંદ સદા તેમને રહ્યો. સ્વામીશ્રીએ પણ તેમને ખૂબ જાળવ્યા.

સ્વામીશ્રી કોઠારીના આસને ગયા. પછી કોઠારીએ તેમને હેતથી બોલાવ્યા અને કહ્યું, 'મને ખાત્રી હતી કે તું આમાં પ્રથમથી જ પડચો છું પણ હવે જે થયું તે ખરું. હવે તો આ બધું શી રીતે થવા પામ્યું તે બધી હકીકત વિગતવાર મને કહે.' સ્વામીશ્રીએ તમામ વાત કોઠારીને કહી અને અક્ષર પુરુષોત્તમનો મહિમા સમજાવી, ગુણાતીતાનંદ સ્વામી મૂળ અક્ષર છે તે વાત અનેક દૃષ્ટાંતોથી કહી. કોઠારી, સ્વામીશ્રીની ચાણાક્ય બુદ્ધિ અને દરેક કામ કુશળતાપૂર્વક

અને હિંમતથી પાર પાડવાની શક્તિ જોઈ, મનમાં ખૂબ જ રાજી થયા. પછી સ્વામીશ્રીએ કહ્યું, 'તમો અક્ષર પુરુષોત્તમ દેવ બેઠા તેથી રાજી થશો તો મહારાજ સ્વામી તમારી મોટી સેવા ગણશે.' સ્વામીશ્રી પ્રત્યે કોઠારીને સ્વાભાવિક પક્ષપાત હતો, હેત હતું; વળી તેમની બુદ્ધિ, નીતિ, ન્યાય, ધર્મ વગેરે માટે પણ તેમને અપૂર્વ માન હતું. એટલે તે જે કંઈ કરે અગર કરાવે તે ખૂબ જ વિચાર-પૂર્વક અને શ્રીજી સંમત હોય તો જ કરે, એમ કોઠારી માનતા એટલે કોઠારીને આ કાર્યમાં કાંઈ અયોગ્ય જણાયું નહિ.

**વરતાલમાં આસને આસને મંત્રણાઓ**

આવા ગંભીર પ્રસંગ પછી પણ કોઠારી શાંતિ રાખી શકે અને યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીને કાંઈ પણ કહે નહિ, તેથી સૌ ત્યાગીવર્ગને મહાક્લેશ થયો. અંદર અંદર સૌ વિચારવા લાગ્યા કે 'શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ જો અહીં રહીને વઢવાણમાં મૂર્તિઓ પધરાવી શકે અને તેને કોઈ વારે નહિ, તો પછી આપણા મંદિરમાં રહીને અહીં શું નહિ કરે ? આ તો સૌની આંખમાં ધૂળ નાંખીને પોતાનું ધાર્યું કરે તેવો કપટી છે. અને જો વરતાલ દેશમાં કોઈ જગ્યાએ અક્ષર પુરુષોત્તમ દેવ પધરાવી દેશે અને આખા સત્સંગને પોતા તરફ વાળી લેશે તો, આપણે તેના પગના તળિયા જેવા ય નહિ રહીએ. માટે આપણે સૌ સાવધાન થાઓ.' આવી મંત્રણાઓ આસને આસને થવા લાગી સ્વામીશ્રી આ પરિ-સ્થિતિથી પૂર્ણ રીતે પરિચીત હતા. પરંતુ શ્રીજીના કાર્ય શ્રીજી જ કરશે, એવી અડગ નિશ્ચિંતતાથી કાર્યનો ભાર માથે રાખતા નહિ. તેમની આ પ્રકારની સ્થિતપ્રજ્ઞતાથી વિરોધીઓના અંતરમાં જ્વાળા પ્રગટતી. પરિણામે સ્વામીશ્રીના દિનપ્રતિદિન વધતા જતા ઉત્કર્ષથી સૌ તેમનું અનિષ્ટ થાય એવા ઉપાયો વિચારવા લાગ્યા.

## ઓચાસણમાં દિવ્ય આગાહી

ઓચાસણમાં પુરુષોત્તમદાસ સ્વામીની ગુણાતીત વાતો

સ્વામીશ્રી જ્યારે સારંગપુર હતા ત્યારે તેમના મંડળને ઓચાસણની આજુબાજુ ફરવાની ચિઠ્ઠી મળી હતી. તેથી તેમના મંડળના મુખ્ય સાધુ અને ભગતજી મહારાજના શિષ્ય સ્વામી પુરુષોત્તમદાસજી, પોતાના મંડળ સાથે ઓચસણ લગભગ બે ત્રણ માસ રહ્યા હતા. ઓચાસણનું હરિમંદિર (હાલ સ્ત્રીઓનું મંદિર છે તે) બહુ જ પ્રસાદીનું છે. રઘુવીરજી મહારાજ તથા મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી, મોટા મોટા સદ્ગુરુઓ ગોપાળાનંદ સ્વામી, વગેરે આ મંદિરમા આવી ગયા હતા. કાશીદાસ મોટાએ પણ આ જ મંદિરમાં દેહ મૂકયો હતો. એવા આ મહાપ્રસાદી સ્થાનમાં, સ્વામી પુરુષોત્તમદાસજીએ ગુણાતીત જ્ઞાનની વાતો ત્યાંના હરિભક્તોને કરવા માંડી અને સ્વામીશ્રીનો અપૂર્વ મહિમા કહેવા લાગ્યા. વર્તમાન કાળે શ્રીજી મહારાજ આ સંત દ્વારા સત્સંગમાં જ પ્રગટ છે. માટે તેમને ઓળખી મન, કર્મ, વચને સેવી લેશો તો છતી દેહે બ્રહ્મસ્થિતિ પમાડી દેશે. સ્વામીશ્રીનો આવો અપાર મહિમા સાંભળી, ગિરધરભાઈ તથા રુંદેલના વિઠ્ઠલભાઈ, જે રોજ આ વાતો સાંભળવા રુંદેલથી ઓચાસણ આવતા, તે બન્ને પરિપકવ નિષ્ઠાવાળા થયા અને સ્વામીશ્રીને વિષે તેમને અસાધારણ હેત થયું. પુરુષોત્તમદાસ સ્વામીની વાતો સાંભળી, વિઠ્ઠલભાઈએ રુંદેલમાં હરિમંદિર કરવાની પુરુષોત્તમદાસજીને વિનતિ કરી અને પોતે પોતાની જમીન તે માટે કૃષ્ણાર્પણ કરી. સારંગપુરથી સ્વામીશ્રી તે વખતે વરતાલ પધાર્યા ત્યારે પુરુષોત્તમદાસ સ્વામીએ સ્વામીશ્રીની સંમતિ લીધી અને પછી રુંદેલમાં મંદિર કરવા માટે બે સાધુને મૂકયા. ધર્મામૃત પ્રમાણે હંમેશાં કાચી રસોઇ લઇ, અખંડ કથાવાર્તા કરતા આ મંડળનો ઓચાસણમાં બહુ જ ભાર પડી ગયો.

વઢવાણના મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠા થયા પછી સાધુઓનો સ્વામીશ્રી પ્રત્યેનો વિરોધ ઘણો જ વધ્યો. એટલે સ્વામીશ્રી વરતાલથી વીરસદ પધાર્યા અને અહીં મંદિર કરવાની શરૂઆત કરી. વરતાલમાં નંદકિશોરદાસ સાધુ સ્વામીશ્રીનો અત્યંત દ્વેષી હતો. તેના મંડળમાં તેનો નાનો ભાઈ નારણપ્રસાદ સાધુ હતો તે ઘણીવાર સ્વામીશ્રીને કહેતો, 'તમારા મંડળનાં સાધુ જ્યાં જાય છે ત્યાં બંડિયા નવા કરે છે અ બોચાસણમાં પણ બે બંડિયા નવા તમારા આશ્રિત થયા છે. સ્વામીશ્રીને આ વાત લક્ષ્યમાં હતી, તેથી તેઓ વીરસદથી બોચાસણ આવવા વિચાર કરતા હતા. અત્રે બોચાસણમાં નારણપ્રસાદે કહેલા બે બંડિયા ગિરધરભાઈ તથા વિઠ્ઠલભાઈ અને બીજા હરિભક્તોને, સ્વામીશ્રીના દર્શનની તાલાવેલી જાગી. એટલે વીરસદ આવવા તેઓ વિચાર કરતા હતા. પરંતુ બીજે જ દિવસે સવારે આઠ વાગ્યે સ્વામીશ્રી એક સાધુ તથા પ્રભુદાસ કોઠારીને લઈને બોચાસણ પધાર્યા.

બોચાસણના બે નવા બંડિયા

સ્વામીશ્રી બોચાસણ પધાર્યા એટલે ત્યાંના હરિભક્તોને ઘણો જ આનંદ થયો અને જેવા સ્વામી પુરુષોત્તમદાસજીએ વર્ણવ્યા હતા તેવા જ સાક્ષાત્ દીઠા એટલે અંતરમાં નિશ્ચય થઈ ગયો કે 'આ સાધુ દ્વારા મહારાજ સત્સંગમાં પ્રગટ છે.' સ્વામીશ્રી મંદિરમાં પધાર્યા અને એક કલાક સુધી બોચાસણના મહિમાની ઘણી જ વાતો કરી. શ્રીજી મહારાજ વનવિચરણ દરમ્યાન અહીં પધાર્યા હતા અને કાશીદાસ મોટાને ત્યાં દૂધભાત જમ્યા હતા તે સર્વે પ્રસંગો, કાશીદાસને અહીં મોટું મંદિર કરવાનો દીધેલો કોલ, ગુણાતીતાનંદ સ્વામી અહીં હાથી ઉપર બિરાજ્યા હતા અને ગોદડી ઓઢી એમ બોલ્યા હતા કે 'આ તો ચીંથરે વીંટ્યું રતન છે.' એવી એવી ઘણી જ જૂની વાતો કરી સૌને તૃપ્ત કરી દીધાં. પછી સ્વામીશ્રીને રસોઈ માટે વિનતિ કરી પરંતુ તેમણે કહ્યું, 'અમારે વીરસદ મંદિર માટે મેડાની પાટડી જોઈએ છે તે સારુ આ તરફ આવ્યા છીએ.' એટલે ઝવેરભાઈએ કહ્યું, 'સ્વામી! અમારા મંદિરમાં લીમડાની ચાર પાટડીઓ છે તેમાંની

આપને જે પસંદ પડે તે આપ લઇ જાઓ પરંતુ અત્રે ઠાકોરજીને જમાડો એવી અમારી વિનતિ છે.' પરંતુ સ્વામીશ્રીએ ના કહી; પછી પાટડી ગાડે ચડાવી.

**ઓચાસણમાં મોટું શિખરબંધ મંદિર થશે**

આ વખતે સ્વામીશ્રીને ઝવેરભાઇએ કહ્યું, 'સ્વામી ! અહીં જે રામજી મંદિર છે તેમાં રામ-લક્ષ્મણની મૂર્તિઓ છે તે મહારાજની પ્રસાદીની છે. મહારાજે તે મૂર્તિઓની આરતી, વનવિચરણ દરમ્યાન પોતે અહીં પધાર્યા ત્યારે, ઉતારી હતી અને અહીંથી નીકળતી વખતે પણ આ મૂર્તિઓના દર્શન કરી, સ્પર્શ કરી બુધેજને રસ્તે ચાલી નીકળ્યા હતા. આ મૂર્તિઓનું ઉત્થાન કરી નવી મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવાની છે અને આ મૂર્તિઓ સમુદ્રમાં પધરાવવાના છે. તેમાં જાનકીજીની મૂર્તિ ખંડિત થએલી છે અને બીજી બે સારી છે.' આ વાત સાંભળી સ્વામીશ્રી થોડી વાર વિચાર કરીને બોલ્યા, 'તમો એ બે મૂર્તિઓ અહીં ઉપાડી લાવો. જાનકીજીની ખંડિત મૂર્તિ ભલે સમુદ્રમાં પધરાવે પણ બીજી બે મૂર્તિઓ અહીં લઈ આવો અને ત્યાં સુધી હું અહીં રોકાઇશ, સ્વામીશ્રીની આવી આતુરતાથી ઝવેરભાઈ, ગિરધરભાઇ વગેરે પાંચ છ જણા રામજીમંદિરમાં ગયા અને ત્યાંના મહંત બાવા હરિદાસને આ બે મૂર્તિઓ આપવા સમજાવ્યા. મહંતે તુરત જ હા કહી એટલે જે સ્થાનકે આ મૂર્તિઓ હતી, તે સ્થાનકેથી બંને મૂર્તિઓ ઉપાડી મંદિરમાં સ્વામીશ્રી પાસે લઈ આવ્યા.

સ્ત્રીઓના મંદિરમાં હાલ જ્યાં ઠાકોરજીનું સિંહાસન છે તે ઝાળીમાં, સિંહાસનની બાજુમાં જ, પાટ મૂકી હતી. આ પાટ કાશીદાસ મોટાને ઘેર હતી અને તે ઉપર મહારાજ ઘણીવાર બિરાજ્યા હતા. આ પ્રસાદીની પાટ ઉપર રામલક્ષ્મણની આ બન્ને મૂર્તિઓ સ્વામીશ્રીએ ઉગમણે મુખારવિન્દે પધરાવી. પછી પોતે પાટની બાજુએ ઊભા રહી શ્રીમુખે બોલ્યા, "ઓચાસણમાં મોટું શિખરબંધ મંદિર થશે અને સર્વોપરી અક્ષરપુરુષોત્તમ મહારાજ મધ્યમંદિરે બિરાજશે, ત્યારે આ

મૂર્તિઓની સાથે પ્રતિષ્ઠા કરીશું', સ્વામીશ્રીના શ્રીમુખે આવી અદ્‌ભુત વાણી સાંભળી સૌ આશ્ચર્ય પામ્યા. પછી ઝવેરભાઇએ સ્વામીશ્રીને પૂછ્યું, "સ્વામી! અહીં શિખરબંધ મંદિર કયાંથી? અને થાય તો કયારે ?" એમ બે ત્રણ વખત પૂછ્યું. ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'મહારાજની ઈચ્છાથી થઇ જાય.' એટલે વળી ઝવેરભાઇએ ફરી પૂછ્યું, ' મંદિર કયારે થશે અને કોણ જોશે ? ' એટલે સ્વામીશ્રીએ કહ્યું, ' બે ત્રણ વર્ષમાં થશે અને તમે જોશો '. એમ કહી વાત કરી 'વરતાલમાં બદરી તળે નર-નારાયણે પાંચ વરસ તપ કર્યું ત્યારે લક્ષ્મીનારાયણ શિખરબંધ મંદિરમાં બિરાજ્યા. તેમ જ અહીં પણ આ રામલક્ષ્મણ તપ કરશે. લક્ષ્મણજી શેષશાયીનો અવતાર છે તેમના તપે કરીને મહારાજ પોતાના ધામ સહિત અહીં બિરાજશે.' સ્વામીશ્રીની આ અગમ વાણી સાંભળી સૌ કોઇને આશ્ચર્ય થયું. અક્ષરપુરુષોત્તમની વાત સાંભળતાં જ આજે વરતાલ અમદાવાદમાં સૌ ભડકે છે. વઢવાણનો તાજો જ પ્રસંગ તેની પ્રતીતિરૂપે બની ગયો છે. છતાં વરતાલ દેશમાં જ અક્ષરપુરુષોત્તમનું ભવ્ય શિખરબંધ મંદિર બે ત્રણ વર્ષમાં થશે અને મહારાજ અને સ્વામી મધ્યમમંદિરમાં બિરાજશે, એ વાત ખરેખર સૌને આશ્ચર્યકારી લાગી. છતાં સ્વામીશ્રીનાં વચન-પરાવાણીના શબ્દો-કદી મિથ્યા થાય જ નહિ. સૌ કોઇને સત્સંગમાં અવનવા પ્રસંગો બનશે તેમ સ્વામીશ્રીના આ વચનોથી લાગ્યું. સ્વામીશ્રી બોચાસણથી વીરસદ પધાર્યા.

## પાણીમાં આગ

ચાણસદમાં દૂધનો પ્રયોગ

સ્વામીશ્રી વીરસદ પધાર્યા. મંદિરના કામકાજમાં પોતે યોગ્ય સૂચનાઓ આપી. કામ ચાલુ રખાવ્યું. પરંતુ આ જ અરસામાં તેમના મોઢામાં ગરમીને લીધે થાંદા પડી ગયા હતા. હરિભક્તો સ્વામીશ્રીના દર્શન સમાગમ માટે વીરસદ આવતા અને સ્વામીશ્રી માટે દાડમ, કોઠાં, નારંગી, મોસંબી, દ્રાક્ષ વગેરે મેવો લાવતા હતા. પરંતુ આથી કાંઇ મોઢાની ગરમી ઓછી થઈ નહિ. ચાણસદના વૈદરાજ મનસુખભાઈ

પણ અહીં દર્શને આવ્યા હતા. તેમણે સ્વામીશ્રીની તબિયત જોઇ કહ્યું, 'આપને ત્રણેક માસ દૂધનો પ્રયોગ કરવો પડશે તો જ આ ગરમી મટશે.' લગભગ એક માસ પછી ચૈત્રીનો સમૈયો આવતો હતો. પરંતુ સ્વામીશ્રીએ નક્કી કર્યું કે ચૈત્રી સમૈયે વરતાલ ન જવું અને વૈદરાજના આગ્રહથી ચાણસદના મંદિરમાં રહી આ પ્રયોગ કરવો. સ્વામીશ્રી વૈદરાજ સાથે ચાણસદ પધાર્યા.

સ્વામીશ્રી ચાણસદ દવા કરાવવા નિમિત્તે રહ્યા છે, તે જાણી સોખડા, વડોદરા, સાધી, વસો, ભાદરણ, સોજીત્રા, નાર, ઠાસરા, સારંગપુર વગેરે ગામોના ઘણા હરિભક્તો સ્વામીશ્રીના દર્શને આવવા લાગ્યા. મનસુખરામ વૈદે, સ્વામીશ્રી માટે જ ખાસ, એક નિરોગી ગાય રાખી હતી. તે ગાયનું જ દૂધ સવાર સાંજ સ્વામીશ્રીને આપતા. સાથે પોતાની દવા અને સારી શેરડી; આ પ્રમાણે પ્રયોગ શરુ થયો. સ્વામીશ્રીના હેતવાળા કેટલાક વિદ્યાર્થીઓ પણ સ્વામીશ્રીના દર્શન અને સમાગમ સારુ અહીં આવવા લાગ્યા. સારંગપુરના મહંત સાધુ ગોપાળચરણદાસજી અને મોટા પુરુષોત્તમ સ્વામી અને સારંગપુરના નાગજી શેઠ સ્વામીશ્રીના સમાગમ માટે આવ્યા હતા. સ્વામીશ્રીએ આ પ્રસંગે ચાણસદમાં કેટલીક અદ્ભુત વાતો ઉપાસના, ધર્મ, નિયમની કરી હતી.

**કલ્યાણના શા શા સાધન ?**

એક વખત સ્વામીશ્રી સવારમાં નિત્યકર્મથી પરવારી મંદિરના દક્ષિણાદા ખંડમાં સાદડી ઉપર બિરાજમાન થયા હતા. તે વખતે ચાણસદ, ભાદરણ, ડભોઈ, આણંદ બીલ, સોખડા, વસો વગેરે ઘણા ગામના હરિભક્તો બેઠા હતા. પછી ભાદરણના હરિભક્ત કશીભાઇએ સ્વામીશ્રીને પ્રશ્ન પૂછયો, "કલ્યાણનાં સાધન શા શા છે ?" ત્યારે સ્વામીશ્રીએ તેમની પાસે ગ. પ્ર. ૫૪ નું વચનામૃત વંચાવ્યું અને મુક્તાનંદ સ્વામીનો પ્રશ્ન જે 'ભાગવત ધર્મ તેનુ જે પોષણ તે કેમ થાય ? અને વળી જીવને મોક્ષનું જે દ્વાર તે ઉઘાડું કેમ થાય ?' તે પ્રશ્ન આવ્યો એટલે

સ્વામીશ્રીએ વાત કરી, "તમોએ જે પ્રશ્ન પૂછયો તે જ પ્રશ્ન મુક્તાનંદ સ્વામીએ મહારાજને પૂછયો હતો અને મહારાજે તેનો ઉત્તર કર્યો જે 'સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને માહાત્મ્યજ્ઞાને સહિત જે ભગવાનની ભક્તિ તેણે યુક્ત એવા જે ભગવાનના એકાંતિક સાધુ તેના પ્રસંગ થકી ભાગવત એટલે એકાંતિક ધર્મની વૃદ્ધિ થાય છે અને તેમના જ પ્રસંગ થકી જીવને મોક્ષનું દ્વાર ઉઘાડું થાય છે." એટલી વાત કરી પછી સ્વામીશ્રીએ હાથીભાઈ સામું જોઈને વાત કરી "આટલું કરે તો મોક્ષનું દ્વાર ઉઘાડું થાય." એટલે હાથીભાઈએ હાથ જોડી કહ્યું, 'શ્રીજી મહારાજે આ ઉત્તરમાં એક જ સાધનમાં બધું બતાવી દીધું છે.' પછી સ્વામીશ્રીએ કશીભાઈને કહ્યું, 'હવે ગ. પ્ર. ૫૭ મું વચનામૃત વાંચો.' એટલે તેમણે ગ. પ્ર. ૫૭ મું વચનામૃત વાંચવા માંડયું. તેમાં પણ મુકતાનંદ સ્વામીનો પ્રશ્ન આવ્યો, 'હે મહારાજ! મોક્ષનું અસાધારણ સાધન તે શું છે?' ત્યારે માહારાજ બોલ્યા જે, 'ભગવાનના સ્વરૂપનું જ્ઞાન અને ભગવાનનું મહાત્મ્ય જાણવું એ બે મોક્ષના અસાધારણ હેતુ છે.' તે ઉપર સ્વામીશ્રીએ વાત કરી કે, 'ભગવાનના સ્વરૂપનું જ્ઞાન અને ભગવાનનું મહાત્મ્ય તે પણ ભગવાનના જે સાક્ષાત્ સંબંધવાળા સાધુ હોય તે થકી જ થાય છે. તે માહારાજે કહ્યું છે કે શાસ્ત્રે કહ્યાં જે નિષ્કામ, નિર્લોભ, નિર્માન, નિઃસ્વાદ, નિઃસ્નેહ ઇત્યાદિક સંતના લક્ષણ તેને સાંભળીને એવાં લક્ષણ જ્યાં દેખાય એવા જે સંત તેને ને ભગવાનને સાક્ષાત્ સંબંધ હોય માટે એવા સંતના વચને કરીને ભગવાનનો નિશ્ચય કરવો.'* એવા સાક્ષાત્ સંબંધવાળા સંત થકી જ ભગવાનનો મહિમા અને સ્વરૂપનું જ્ઞાન પ્રવર્તે છે."

એટલી વાત કરીને વળી પોતે કહ્યું, 'હવે ગ. અં. ૩૯ મું વચનામૃત વાંચો.' પછી કશીભાઈ તે વચનામૃત વાંચવા લાગ્યા એટલે સ્વામીશ્રીએ વાત કરી, "આ વચનામૃતમાં પણ શ્રીજી મહારાજે સર્વ પરમહંસ અને હરિભક્ત પ્રત્યે પ્રશ્ન પૂછયો જે 'આ

* ગ. અં. ૨૭

જીવને કલ્યાણનું અસાધારણ સાધન તે શું છે જેને વિષે એ પ્રવર્તે તો એનું નિશ્ચય કલ્યાણ થાય અને તેમાં બીજા કોઈ વિઘ્ન પ્રતિબંધ કરે નહિ તે કહો તથા એવા કલ્યાણના સાધનમાં મોટું વિઘ્ન શું છે જેણે કરીને તેમાંથી નિશ્ચય પડી જાય તે પણ કહો.” એ બે મહારાજના પ્રશ્નનો ઉત્તર કોઈથી થયો નહિ. ત્યારે મહારાજે તેનો ઉત્તર કર્યો કે, ‘પુરુષોત્તમ ભગવાનને બ્રહ્મજ્યોતિના સમૂહને વિષે અનાદિ આકારમૂર્તિ સમજવા ને તેના જ સર્વે અવતાર છે, એમ સમજીને પ્રત્યક્ષ ભગવાનનો જે તે ભાવે કરીને આશ્રય કરવો ને ધર્મે સહિત તે ભગવાનની ભક્તિએ યુક્ત જે સાધુ તેનો સંગ કરવો, એ કલ્યાણનું અસાધારણ સાધન છે અને તેમાં બીજા કોઈ વિઘ્ન પ્રતિબંધ કરતા નથી.”

શુદ્ધ વેદાંત અને શુષ્કવેદાંતની સમજણ.

એટલી વાત કરીને પછી વળી પોતે બોલ્યા કે, ‘કલ્યાણના આ સાધનમાં શુષ્કવેદાંતિનો જો સંગ થઈ જાય તો મોટું વિઘ્ન થઈ જાય. હવે શુષ્કવેદાંત અને શુદ્ધ-વેદાંત એ બે વચ્ચેનો ભેદ સમજવાની જરૂર છે. આપણો વેદોક્ત સંપ્રદાય છે, વૈદિક સવે ધર્મ આપણે પાળીએ છીએ, વિધિનિષેધ પણ યથાર્થ પાળીએ છીએ. વળી યજ્ઞયાગાદિક, હોમહવન કરીને મૂર્તિઓની પ્રતિષ્ઠા કરીએ છીએ. એ સર્વે શુભ કર્મનું ફળ વેદમાં બતાવ્યા પ્રમાણે ભગવાનની પ્રસન્નતા છે. એટલે શુદ્ધ વેદાંતમાં દરેક કામ્યકર્મમાં ભગવાનનો સંબંધ મુખ્ય છે. જ્યારે શુષ્કવેદાંતમાં ભગવાનની મૂર્તિનું જ ખંડન કરે છે અને એવા વેદાંતિ પોતે अहं ब्रह्मास्मि થઈ ભગવાન અને પોતા વચ્ચેના ભેદને ઉડાડી દે છે.’

‘હવે આપણા સંપ્રદાયમાં તો કોઈ આવા શુષ્કવેદાંતિનો સંગ કરવા જતું નથી. છતાં મહારાજે શુષ્કવેદાંતિના સંગથી કલ્યાણના અસાધારણ સાધનમાં વિઘ્ન થાય છે એમ કહ્યું છે. તો સત્સંગમાં શુષ્ક-વેદાંત શું તે આપણે સૌએ યથાર્થ સમજવું જોઇએ જેથી કરીને તેવા

શુષ્કવેદાંતિથી સદા છેટા જ રહીએ. તેમ જ સત્સંગમાં શુદ્ધ વેદાંત તે શું તે પણ સમજવું જોઇએ.'

"પ્રથમ તો જેમ શુષ્કવેદાંતિ ભગવાનની મૂર્તિને જ નથી માનતા, તેમ આપણા સત્સંગમાં પણ જે શ્રીજી મહારાજને પૂર્ણ પુરુષોત્તમ, સર્વ અવતારના અવતારી અક્ષરધામના અધિપતિ એમ ન જાણે, અને વળી પ્રગટ જે અક્ષરધામાવતાર શ્રી ગુણાતીતાનંદ સ્વામી તેની જે એવી મોટપ તેને યથાર્થ ન જાણે અને સાધારણ નારદ સનકાદિક જેવા જાણે, તેવા સમજણવાળા જે હરિભક્ત હોય, તે શુષ્કવેદાંતિ અથવા શુષ્કસત્સંગી છે. એવાનો સંગ કરવાથી શ્રીજીના સ્વરૂપનો દ્રોહ થાય છે. વળી ધામ જે ગુણાતીતાનંદ સ્વામી તેમના સ્વરૂપની પણ યથાર્થ ઓળખાણ થતી નથી એટલે ગુણાતીત ભાવને પણ પમાતું જ નથી. આમ આત્યંતિક કલ્યાણના સાધનમાં શ્રીજીના સર્વોપરી સ્વરૂપનું જ્ઞાન, અને ગુણાતીત જે અક્ષરબ્રહ્મ, તેને વિષે બ્રહ્મરૂપ થવા માટેની દૃઢ નિષ્ઠા, એ બે ન હોય તો મોટું વિઘ્ન આવે છે. આ બે સ્વરૂપના યથાર્થ જ્ઞાનવાળા જે ન હોય તે બધા શુષ્કવેદાંતિ છે અને તેમનો જે સંગ તે સદા વિઘ્નરૂપ જ છે.' શ્રીજી મહારાજના અતિ રહસ્યમય સિદ્ધાંતોનું આવું સચોટ નિરૂપણ સ્વામીશ્રીના શ્રીમુખે સાંભળી, સર્વે હરિભકતો અતિ વિસ્મય પામ્યા. પછી સ્વામીશ્રીએ આગળ વાત કરી, 'જે શ્રીજી મહારાજને પૂર્ણ પુરુષોત્તમ સર્વોપરી ભગવાન સમજે છે અને ગુણાતીતાનંદ સ્વામીને અનાદિ ધામરૂપ અક્ષર જાણે છે, તેવી શુદ્ધ સ્વરૂપનિષ્ઠાવાળા હરિભકતો જ ખરા સત્સંગી છે અને શુદ્ધવેદાંતિ છે. આવી સમજણવાળાનો જો સંગ મળે તો કલ્યાણના અસાધારણ સાધનમાં કોઇ દિવસ વિઘ્ન થાય જ નહિ."

એટલી વાત કરીને ફરી વળી ગ. પ્ર. ૫૭મું વચનામૃત વંચાવીને વાત કરી, "ભગવાનની મૂર્તિમાં જે સ્નેહ થાય તેનું સ્થાપન ઉત્થાપન ન કરવું ને એમ ને એમ રહેવા દેવો તો ભક્તિ વૃદ્ધિને

અને પોતે તે છોડે તે આશાભાઈને માન્ય ન હતું. પોતે ધાર્યું તે કામ તેઓ કરતા જ અને એવી દૃઢતાપૂર્વક કરેલા કાર્યમાં કદાચ નુકશાન જાય તો પણ તેની ઝાઝી ચિંતા તેઓ કરતા નહિ. સ્વામીશ્રીના આજ્ઞાવચન સાંભળી આશાભાઈએ કહ્યું, 'સ્વામી! તમે કહેનારા લાખ વખત ના કહેશો તો પણ હું જવાનો છું. અમે અમારું દુઃખ ટાળવા જતા હોઈએ.' આશાભાઈના આ સ્પષ્ટ વચન સાંભળી સ્વામીશ્રી રાજી થયા. રામાનંદી સંપ્રદાયમાંથી આવતા આ નવા સત્સંગીને આ પુરુષની મહત્તાનો શી રીતે ખ્યાલ આવે? ખૂબ જ કરુણાપૂર્વક છતાં સત્તાશાળી અવાજે સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'અમને મોટા પુરુષ જાણતા હો તો ના જશો. અને તમારું દુઃખ મારી ગાદી તળે.' એમ કહી પોતાની ગાદી ઉંચી કરી મૂર્તિમાન દુઃખ આશાભાઈને બતાવ્યું. ભગવાનના મુખમાં બ્રહ્માંડ જોઈ યશોદાજીને જે દિવ્ય ભાવ તેમને વિષે પ્રગટ થયો, તેવો જ ભાવ આશાભાઈને સ્વામીનું ઐશ્વર્ય જોઈ થયો. તેમણે જોયું કે તેમનું દુઃખ સ્વામીશ્રીએ લઈ લીધું. સ્વામીશ્રીના પ્રતાપથી તેઓ નમી પડયા. છોટાઉદેપુર જવાનું માંડી વાળ્યું.

**સ્વામીશ્રીએ માયાને છોડી**

ચાણસદમાં એક પછી એક થતા આવા દિવ્ય અનુભવોથી, ત્યાં આવતા હજારો હરિભક્તો સ્વામીશ્રીના સ્વરૂપમાં, પૂર્ણ પુરુષોત્તમ શ્રી સહજાનંદ સ્વામીનો દિવ્ય પ્રતાપ પ્રગટ થતો જોઈ શકયા. આ સાધુમાં નિશ્ચય જ મહારાજ અખંડ બિરાજે છે, એ ભાવની દૃઢ પ્રતીતિ સૌને થવા લાગી સ્વામીશ્રીને જે કાર્ય કરવાનું હતું તે સમય આવી પહોંચ્યો હતો. પરંતુ માયાનો ઉપદ્રવ થાય, માયા છૂટી થઈને મનગમતી મહાલે, ચંચળ અને અસ્થિર મનવાળા પુરુષોમાં તેનો પ્રવેશ થાય તો જ પોતાનું કાર્ય થશે, પુરુષોત્તમ નારાયણ અને અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીનો પ્રતાપ સર્વત્ર દેખાશે અને મહારાજ પોતાના સંકલ્પ પ્રમાણે પોતાના ધામ સહિત મધ્ય મંદિરમાં બેસશે. વળી જેમ શ્રીકૃષ્ણ ભગવાને કાળીય નાગની એક એક ફણાને પગ વતે કચરી છૂંદીને તેને નિર્વિષયી કરી મૂકયો હતો, તેમ માયાના

ઉદ્ભવેલા પ્રચંડ ઉપદ્રવને આ રીતે કચરી, નિર્મૂળ કરી, બ્રહ્માંડમાં શુદ્ધ ઉપાસના પ્રવર્તશે, ત્યારે જ સર્વત્ર સત્ય યુગ પ્રવર્તશે. શ્રીજીની જ દૃષ્ટિથી આ સર્વ પ્રસંગોને હસ્તામલકવત્ દેખનાર સ્વામીશ્રીએ માયાને છેડી.

ચૈત્ર શુદ ૧૫નો સમૈયો પાસે આવતો હતો. સ્વામીશ્રીને દવાનો પ્રયોગ ચાલતો હોવાથી તેઓ વરતાલ જઈ શકે તેમ ન હતું. વડોદરામાં ભણતા વસોવાળા મોતીભાઇ તથા ભાદરણના કશીભાઇ સ્વામીશ્રીની સાથે હતા. મોતીભાઇને સ્વામીશ્રીએ વરતાલ સંબંધી હકીકત પૂછી ત્યારે તેમણે કહ્યું, 'આ સમૈયા ઉપર ઉપાધિ થાય તેમ વાતાવરણ ઉપરથી જણાય છે.' સ્વામીશ્રી તો સહેજ હસીને ચપટી વગાડીને બોલ્યા, 'કંઈ થશે નહિ,' એમ કહી પોતાની તબિયત નરમ હોવાથી પથારીમાં પોઢી ગયા.

**વરતાલમાં અવનવા પ્રસંગની ધારણા**

બીજે દિવસે સવારે વૈદરાજ મનસુખભાઇ તથા મોતીભાઇને તથા કાળીદાસને સ્વામીશ્રીએ બોલાવ્યા અને તેમને કહ્યું, "તમો વરતાલ પુનમ ઉપર સમૈયે જાઓ. ઉપાધિ જે થવાની હશે તે બધી શાંત થઇ જશે અને ઊલટા માંહોમાંહી કજિયા થશે. હું જાણું છું કે કોઠારીએ આ સમૈયે આપણા માટે જ ગઢડાથી ભીમજીને અને બીજાને તેડાવ્યા છે, પણ તેમાં કોઠારીની શુદ્ધ દાનત છે. તે આપણા વિરુદ્ધમાં નથી. પણ વારેવારે ત્યાગીઓ તરફથી થતી ઉપાધિનો નિકાલ લાવવા જ આ સમૈયે તેમણે સભા ગોઠવી છે. આ સભામાં અંદર અંદર ઝગડા થશે અને આપણું કોઇ નામ નહિ લે. વળી તમો બંને અહીંથી જશો અને બીજા પણ આપણા પક્ષના હરિભક્તો આવશે એટલે સૌ કોઈને ભાર પડી જશે." સ્વામીશ્રીની આવી ધીર, ગંભીર અને સ્પષ્ટ વાણીથી સૌને લાગ્યું, 'જરૂર હવે કંઇ અવનવું થશે ખરું.' બીજે દિવસે સવારની ગાડીમાં વૈદ્ય તથા મોતીભાઇ વરતાલ ગયા.

તેમના ગયા પછી સ્વામીશ્રીએ ગલભાઇને બોલાવ્યા.

સ્વામીશ્રીએ તેમને હસતા હસતા કહ્યું, 'ગલભાઈ! વરતાલ જઈ સભામાં 'અક્ષર પુરુષોત્તમની જે' બોલવા હિંમત છે?' ત્યારે ગલભાઈએ કહ્યું, 'સ્વામી! તમારી મરજી હોય અને આજ્ઞા હોય તો બોલવાની ઘણી હિંમત છે, કારણ કે ભગવાન તમને વશ છે એટલે મારું નામ ત્યાં કોઈ લેનાર નથી.' ગલભાઈના આવા હિંમતપૂર્વકના શબ્દો સાંભળી સ્વામીશ્રી રાજી થયા અને કહ્યું, 'પૂનમના દિવસે સમૈયાની સભા ભરાઈ હોય ત્યારે 'જે' બોલજો.' ગલભાઈએ તે આજ્ઞા શિરે ચઢાવી. સ્વામીશ્રી જાણતા હતા કે કોઈને પણ આ રુચશે નહિ અને ઉપદ્રવ વધશે. પરંતુ શ્રીજીની એમ જ ઇચ્છા હતી એટલે આ પ્રસંગ પોતે શ્રીજીની ઇચ્છાથી જ ઉપસ્થિત કર્યો.

**વરતાલની સભામાં અક્ષર પુરુષોત્તમની જય!**

વરતાલમાં પૂનમના સમૈયાની સવારની સભા ચિક્કાર ભરાઈ હતી. સદ્‌ગુરુઓ પોતપોતાના આસને બેસી ગયા હતા. સૌ કોઈ આચાર્યના આવવાની રાહ જોતા હતા. એટલામાં લક્ષ્મીપ્રસાદ આચાર્ય, ગોવર્ધનભાઈ કોઠારી વગેરે પધાર્યા. તે વખતે ગલભાઈ આચાર્યની ગાદી પાસે આવી ગયા હતા. જેવા આચાર્ય ગાદી ઉપર બેઠા કે તુરત જ ગલભાઈ પ્રથમ 'સહજાનંદ સ્વામીની જય' બોલ્યા અને સૌએ એ જય ઝિલી. સભામંડપ ગાજી ઊઠયો. તેનો પડઘો શાંત પડે તે પહેલાં જ તે 'શ્રી અક્ષરપુરુષોત્તમ મહારાજની જય' ઊંચે સાદે બોલ્યા અને ગગનભેદી અવાજોથી આ 'જય' પણ સૌ બોલ્યા. આ જયનાદથી આચાર્ય, સદ્‌ગુરુઓ, સભાજનો સૌ ચકિત થઈ ગયા. કોઈને પણ સમજણ ન પડી કે પોતે કેવી રીતે આ 'જય' બોલ્યા. અક્ષરપુરુષોત્તમના દ્વેષીઓ ક્કળી ઊઠયા, દાંત કચકચાવ્યા. પરંતુ ગલભાઈનો સિંહનાદ સાંભળી અને પ્રસંગના પરિણામની રાહ જોતી તેમની ભયંકર આંખો, અને તલવાર લઈને મરણિયા થઈ મેદાને પડેલા ક્ષત્રિયના જેવું તેમનું સ્વરૂપ જોઈ, કોઈ કાંઈ બોલી શકયા નહિ. સ્વામીશ્રીના બીજા શિષ્યો જે સભામાં બેઠા હતા તે ગલભાઈની આ હિંમતથી બહુ જ રાજી થયા. સભા આખી નિર્જીવ

થઈ ગઇ. સદ્ગુરુઓમાં આ પ્રસંગથી અત્યંત દ્વેષની લાગણી ભડકે બળી. સભામાં કથાવાર્તાના પ્રસંગ જ ઊડી ગયા અને સમય પહેલાં જ સભા વિખરાઇ ગઈ.

પરિણામે મંદિરના ચોગાનમાં, સાધુઓના આસને આસને, 'અક્ષર પુરુષોત્તમ'ની ચર્ચા થવા લાગી. 'શાસ્ત્રીના શિષ્યોની આવી હિંમત જોઇ તેમને સૌને થયું કે ભવિષ્યમાં જો શાસ્ત્રીને વરતાલમાં રહેવા દેવામાં આવશે તો સૌને દબાવીને પોતે જ સર્વોપરી થઈ જશે. આજે જ જો ભગવાનની જેમ તેમના શિષ્યો તેમને પૂજે છે તો જ્યારે સર્વ સત્તાધીશ થશે, ત્યારે સંપ્રદાય અને ઉપાસના ચૂંથી નાખશે.' જાણે સંપ્રદાયના ધારક અને પોષક પોતે જ હોય એવી ભાવનાથી, પરંતુ અંદરથી સ્વામીશ્રી પ્રત્યે દ્વેષના ખુરા ભાવથી, આનો ઉપાય સૌ વિચારવા માંડયા

બપોરે અઢી વાગે સભામંડપને મેડે સદ્ગુરુઓએ સ્વામીશ્રીને ઉપાધિ કરવાના હેતુથીજ સભા ગોઠવી. ચાણસદથી કાળીદાસભાઇ વરતાલ આવવા નીકળ્યા ત્યારે સ્વામીશ્રીએ તેમને કહ્યું હતું, 'આપણા વિરુદ્ધ સભા થાય અને તમારે બોલવું પડે તો મહારાજ, સ્વામી અને ભગતજી મહારાજને સંભારીને બોલશો તો આખી સભા દબાઇ જશે.' કાળીદાસભાઇને આ સભામાં હાજર રહેવા આમંત્રણ આપ્યું હતું. આ સભામાં ભીમજી અને કેટલાક સાધુઓએ વાત ઉપાડી કે 'સારંગપુરના કોઠારમાંથી યજ્ઞપુરુષદાસજીએ પટારો ભરી રૂપિયા વઢવાણ મંદિરમાં લીમડીના દીવાન મારફત આપી દીધા છે. તેના હિસાબનું તેને કોઇ પૂછતું નથી અને વળી મહારાજની આજ્ઞા વિરુદ્ધ વઢવાણના મંદિરમાં ભળ્યા તે સંબંધી પણ તેમની પાસેથી કોઈ ખુલાસો લેતું નથી....' એટલામાં કાળીદાસભાઈ એકદમ ઊભા થયા અને કહ્યું, 'જે સાધુએ તમને વાર્ષિક બે થી ત્રણ હજારના ઉત્પન્ન-માંથી બાવીસ હજારનું ઉત્પન્ન કરી દીધું, વળી મંદિરની રોનક ફેરવી નાંખી બંગલો, ધર્મશાળા, ચાંદીના કમાડ વગેરે કરાવ્યા અને

આટલી સેવા કરાવી, તેમના વિરુદ્ધ આવા હલકા આક્ષેપ મૂકતા તમને શરમ નથી આવતી? તમે તે ત્યાગી છો કે કોણ છો કે આવા અજાતશત્રુ અને કીડી જેવા જીવને પણ ન દૂભવે, એવી સાધુતાવાળા સ્વામીશ્રીની પાછળ પડયા છો? આ કોઠારી ગોવર્ધનભાઇ બધું જાણે છે છતાં કેમ આવી વાતો સાંભળી રહે છે તે જ સમજાતું નથી.' આવા શબ્દો સાંભળી કોઠારી ગોવર્ધનભાઇ એકદમ બોલી ઊઠયા 'આ બધું ભીમજીતું અને આ સાધુઓનું તૂત છે. શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ વિષે એવો આક્ષેપ સંભવે જ નહિ.' એટલું કહી કોઠારી બહાર નીકળી ગયા. સાધુઓ અંદર અંદર ઝગડ્યા 'તમે અમને ચઢાવ્યા' એમ એક બીજા ઉપર આક્ષેપ મૂકી કજિયો કરી, સભામાંથી સૌ ચાલ્યા ગયા. આ પ્રમાણે સ્વામીશ્રીએ કાળીદાસભાઈને કહ્યું હતું કે 'બધુ શાંત થઈ જશે અને ઊલટા માંહોમાંહી કજિયા થશે' તેવું થયું. આમ સ્વામીશ્રીને ઉપાધિ કરવાના સર્વ પ્રયત્ન નિષ્ફળ થયા.

સમૈયો વિખરાયો અને ચાણસદના હરિભક્તો ચાણસદ આવ્યા. બીજા હેતવાળા હરિભક્તો પણ ચાણસદ સ્વામીશ્રીને 'હવે ઉપાધિના ડંકા વાગી રહ્યા છે' એવા સમાચાર દેવા આવ્યા. સ્વામીશ્રી તો આ બધું જાણતાં જ હતાં, છતાં તમામ વાત પોતે સાંભળી અને પછી બોલ્યા, 'મહારાજની મરજી હશે તેમ થશે'.

**તમે સ્વામિનારાયણ પંથમાં કેમ રહ્યા છો?**

એક દિવસ સ્વામીશ્રી ચાણસદ મંદિરમાં ઠાકોરજીના સિંહાસન આગળ સભા કરી બિરાજ્યા હતા. તે વખતે સોજીત્રા, નાર, વસો, બીલ, કરાળી, સારંગપુર, સુરત, સોખડા, ભાદરણ, કરજણ વગેરે ગામોના હરિભક્તોની સભા તેમની સામે ભરાઈને બેઠી હતી. તે વખતે સ્વામીશ્રી વૈરાગીય પદો 'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના' ગવરાવતા હતા. તે પદ પૂરા થયા પછી ચાણસદ નિશાળમાં અધ્યાપક તરીકે કામ કરતા ભાદરણના રહીશ એક વૈષ્ણવ હરિભક્તે સ્વામીશ્રીને પ્રશ્ન પૂછયો, 'સ્વામીજી! તમો ગોસ્વામી મહારાજને ભગવાન માનો છો?' સ્વામીશ્રીએ કહ્યું, 'હા, અમો ગોસ્વામી મહારાજને ભગવાન માનીએ છીએ.'

'ત્યારે તમો આ સ્વામિનારાયણ સંપ્રદાયમાં - ધર્મમાં - કેમ રહ્યા છો ?'

'અમો સ્વામિનારાયણને સર્વોપરી અને પ્રગટ ભગવાન માનીએ છીએ એટલે તેમના આશ્રિત થયા છીએ' સ્વામીશ્રીએ ઉત્તર આપ્યો. 'ગોસ્વામી મહારાજ ભગવાન છે અને સ્વામિનારાયણ સર્વોપરી ભગવાન છે એટલે શું ?' તે ભક્તે પ્રશ્નપરંપરા ચાલુ કરી.

'તમો સ્વામિનારાયણના આશ્રિત થશો ત્યારે આ વાત તમોને સમજાશે' સ્વામીશ્રીએ હસતાં હસતાં કહ્યું.

'એ સાચું. પરંતુ સ્વામીજી ! મને સ્વામિનારાયણ ભગવાન છે એ જ સમજવું અઘરું પડે છે એટલે હું આશ્રિત શી રીતે થઉં ?' તે ભક્તે હાથ જોડીને કહ્યું.

સ્વામીશ્રીએ તેમની પ્રશ્નપરંપરા અને મુમુક્ષુતા જોઈ અતિ કરુણાથી પ્રેમભર્યા ભાવથી તેમને પૂછયું, 'તમારો ભગવાન સંબંધી શું ખ્યાલ છે ? તમો 'માસ્તર' છો, બુદ્ધિશાળી છો, એટલે ભગવાન સંબંધી જે વિચારો નક્કી કર્યા હોય તે કહો.'

સ્વામીશ્રીના આ શબ્દોથી તે ભક્ત મુઝાયા ભગવાન સંબંધી તેમના એવા કોઈ નક્કી વિચારો ન હતા. પરંતુ પરંપરા જે ચાલી આવતી હતી તે મુજબ તેઓ માનતા હતા. તેથી તેમણે કહ્યું, 'સ્વામીજી ! ભગવાન કોને કહેવાય એ સંબંધી મેં ખાસ વિચારો નક્કી કર્યા નથી. પરંતુ લોકો જેમ રામને અને કૃષ્ણને ભગવાન માને છે, તેમ હું પણ માનું છું.' તેમનું આવુ સરળ વાક્ય સાંભળી સ્વામીશ્રીએ કહ્યું, 'સાંભળો ભગવાન એટલે ઐશ્વર્યવાન[1]. જે

---

૧ सर्वज्ञतातृप्तिरनादि बोधः स्वतन्त्रता नित्यमलुप्तदृष्टिः ।
अनन्तशक्तिश्च विभोर्विमुक्ताः षडाहुरङ्गानि महेश्वरस्य ॥

—વાયુ પુરાણ

અર્થ : સર્વ જીવ પ્રાણી માત્રના સર્વ કર્મ તેનું એકકાળાવિચ્છિન્ન પ્રત્યક્ષ જ્ઞાન જેને છે, અનાદિ જ્ઞાનવાન જે છે એટલે કોઈના ઉપદેશની, પોતાની અનાદિ સિદ્ધ સ્થિતિમાં જેને અપેક્ષા નથી, જે સ્વસુખે સુખિયા છે, દેશકાળના પ્રવર્તક હોવાથી સ્વતંત્ર છે, જેની જ્ઞાનદૃષ્ટિ કાળમાયાદિ વડે પણ નાશ પામતી નથી અને જેની અનંત શક્તિ છે, તેવા છ અંગવાળા પરમેશ્વર અથવા ભગવાન કહેવાય છે.

ઐશ્વર્યવાન હોય તે જ પોતાના આશ્રિતને ઐશ્વર્યવાન કરી શકે. તે ઐશ્વર્ય એટલે માયાના ગુણે કરીને પરાભવ ન પમાય એવું મોટું સામર્થ્ય.[1] આવું જે સામર્થ્ય તે સ્વામિનારાયણ ભગવાનમાં હતું. તેમણે પોતાના સંબંધથી પોતાના લાખો આશ્રિતોને આવી સામર્થીએ યુક્ત કરી દીધાં છે."

"હવે આપણે જોઇએ કે રામચન્દ્ર ભગવાન સત્યયુગ અને ત્રેતાની સંધિમાં થયા અને ૧૧૦૦૦ વર્ષ દેહ રાખ્યો તો પણ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિએ યુક્ત એવો એકાંતિક ધર્મ તેમના કાળમાં સ્થાપન ન થઈ શકયો અને રાવણનો સંહાર કરવામાં જ અને અસૂરોનું નિકંદન કાઢવામાં જ તેમનો ઘણો ખરો સમય ગયો. એટલે પંચ-વર્તમાન[2] અને એકાદશ નિયમે[3] યુક્ત, અને દઢ સ્વરૂપનિષ્ઠાવાળા કોઈ ભક્ત તેમના સમયમાં થયા નહિ."

"વળી શ્રીકૃષ્ણના વખતમાં પણ અસૂરોનો નાશ કરવામાં જ તેમનો ઘણો સમય ગયો અને

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥

એ ગીતા વાક્ય અનુસાર પોતે અસૂરોનો સંહાર કર્યો પણ સાધુઓનો ઉત્કર્ષ–એટલે કે બ્રાહ્મી સ્થિતિવાળા સાધુઓ–કરી, ધર્મનું સંસ્થાપન તો થયું જ નહિ. પોતાને આશરે જે આવ્યા તેનું તેમણે કલ્યાણ કર્યું. પરંતુ જે આશરે ન આવ્યા અને વિરોધ કર્યો, તેનું શસ્ત્રે કરીને સમાધાન

---

૧ ગ. પ્ર. ૧૯

૨. નિર્માન, નિર્લોભ, નિર્સ્વાદ, નિઃસ્નેહ, નિષ્કામ.

૩. (૧) હિંસા ન કરવી (૨) વ્યભિચાર ન કરવો (૩) માંસ ન ખાવું (૪) દારુ ન પીવો (૫) વિધવાનો સ્પર્શ ન કરવો (૬) આત્મઘાત ન કરવો (૭) ચોરી ન કરવી (૮) કોઇના ઉપર ભૂંડું કલંક ન લગાવવું (૯) કોઈ દેવની નિંદા ન કરવી (૧૦) ન ખપતું હોય તેનું અન્ન ન ખાવું (૧૧) ભગવાનનો ભક્ત ન હોય તેવાની પાસેથી કથા ન સાંભળવી.

ફરી કલ્યાણ કર્યું. પણ આ પ્રકારના કલ્યાણમાં ગ્રંથિઓ ગળતી નથી એટલે ફરી ગર્ભવાસમાં તો આવવું જ પડે. અક્રૂર જેવા ભક્તને, સત્રાજીત યાદવ પાસેથી સ્યમંતક મણી, શ્રીકૃષ્ણની મરજી લોપીને પણ, પોતાની પાસે રાખ્યો. વળી એકાદશ સ્કંધમાં ભગવાને ઉદ્ધવજીને ઉપદેશ આપ્યો કે, 'હે ઉદ્ધવ! આજથી સાતમે દિવસે આ દ્વારિકાપુરીને હું સમુદ્રમાં બોળી દઈશ અને હું આ મનુષ્યલોકને છોડીશ કે તુરત જ કલિયુગ બેસશે માટે તમારે અહીં ન રહેવું. સ્વજનો તથા બંધુઓ ઉપરના પ્રેમનો ત્યાગ કરી, મારે વિષે મન સ્થાપી, સમદષ્ટિવાળા થઈ, તમે આ પૃથ્વી ઉપર ફરો'[1] શ્રીકૃષ્ણ ભગવાનની આ આજ્ઞા હોવા છતાં ઉદ્ધવજીને ઘર મૂકવું કઠણ પડયું અને ભગવાનને કહ્યું, 'આપે મને ઉદ્દેશીને આ ત્યાગનો ઉપદેશ કર્યો, પરંતુ હું તો મોહિત છું અને પુત્રાદિક પરિવારે યુક્ત આ સંસારમાં 'હું અને મારું' એવી મમત્વ બુદ્ધિથી આસક્ત છું.'[2] માટે ઉદ્ધવજીને આટલા ઉપદેશ પછી પણ મમત્વગ્રંથિ તૂટી નહિ."

"હવે આપણે શ્રીજીમહારાજનું ચરિત્ર જોઈએ. આ પૃથ્વી ઉપર મહારાજ ફક્ત અઠ્ઠાવીસ વર્ષ રહ્યા. તે દરમ્યાન કેટલા અસૂરોનો, શસ્ત્ર પકડ્યા વગર, બુદ્ધિથી પરાજય કર્યો. કેટલાક અસૂરોનાં અંતઃકરણ ફેરવી તેમને માળા ફેરવતા કરી દીધા. જોબન પગી, તખો પગી વગેરે અસંખ્ય પાપના પર્વત જેવાને પણ મહારાજે ભક્ત બનાવ્યા. વળી ધન અને અષ્ટ પ્રકારે સ્ત્રીના ત્યાગી, નૈષ્ઠિક વ્રતધારી પાંચસો પરમહંસ કર્યા. ઉપાસનાના મંદિરો કર્યા અને પંચવર્તમાન અને એકાદશ નિયમે યુક્ત લાખો હરિભક્તો કર્યા. વળી શાસ્ત્રો પણ રચ્યા

---

१ त्वं तु सर्वं परित्यज्य स्नेहं स्वजनबन्धुषु ।
मय्यावेश्य मनः सम्यक् समदृग्विचरस्व गाम् ॥ શ્રીમદ્ ભાગવત ૧૧-૭-૬

२ सोऽहं ममाहमिति मूढमतिर्विगाढ
स्त्वन्मायया विरचितात्मनि सानुबन्धे ।
तत्त्वञ्जसा निगदितं भवता यथाहं
संसाधयामि भगवन्ननुशाधि भृत्यम् ॥
શ્રીમદ્ ભાગવત-૧૧-૭-૧૬

આ પ્રમાણે શાસ્ત્રોમાં લખ્યો એવો એકાંતિક ધર્મ આ પૃથ્વી ઉપર મહારાજે સ્થાપ્યો તેથી ધર્મસંસ્થાપનાર્થાય એ ઐશ્વર્યસૂચક વાક્ય તો શ્રીજી મહારાજે જ સિદ્ધ કર્યું. વળી મહારાજના સ્વધામ પધાર્યાને આજે ફક્ત પોણોસો વર્ષ થયા છે, તેટલામાં જ આજે લાખો હરિભક્તો તેમનું ભજન કરે છે અને સર્વોપરી ભગવાન માની પૂજે છે. વળી અંત સમે હરિભક્તોને પોતે તેડવા આવે છે તે આ સોજીત્રાના પટેલને પૂછશો તો કહેશે કે હમણાં જ તેમના ગામમાં શ્રીજી મહારાજ એક બાઇને તેડી ગયા અને કુસંગીને દર્શન દીધા. એમ લાખો પરચા મહારાજ આપે છે. શ્રીજી મહારાજે આવું સામર્થ્ય આજે કલિયુગમાં વાપર્યું અને પોતાના સર્વોપરી ભગવાનપણાનો નિશ્ચય તેમની હયાતીમાં જ ઘણાંને કરાવી દીધો, પોતાની મૂર્તિ પણ વરતાલમાં સ્વહસ્તે પધરાવી દીધી આવું કાર્ય આગળ કોઇ અવતારે કર્યું નથી. આવા જે સર્વોપરી સહજાનંદ સ્વામી તે જ સાક્ષાત્ ભગવાન છે, સાચા ઐશ્વર્યવાન છે. કારણ કે પોતાના સંબંધે કરીને પોતાના આશ્રિતોના કામ-ક્રોધાદિક દોષ તેઓ હરી લે છે"

સ્વામીશ્રીની મહારાજના સર્વોપરી સ્વરૂપનિરૂપણની શાસ્ત્રોક્ત અને બુદ્ધિગમ્ય, વાત સાંભળી, તે વૈષ્ણવ ભક્ત અતિ આનંદ પામ્યા અને સ્વામીશ્રીને અતિ મોટા સંત જાણી તેમની પાસે વર્તમાન ધરાવી, પોતે મહારાજના આશ્રિત થયા.

**સોખડામાં બાપાશ્રીનો પ્રયોગ**

આ પ્રમાણે ચાણસદમાં સ્વામીશ્રી લગભગ દોઢ માસ રહ્યા અને આજુબાજુના હરિભક્તોને કથાવાર્તા સમાગમનો ઘણો જ લાભ આપ્યો. પ્રયોગ ત્રણ માસનો હતો. પરંતુ સોખડાનાં ત્રિભોવનદાસભાઇને[1] સ્વામીશ્રીની સેવા કરવાનો અત્યંત ભાવ હતો. તેથી તેમણે સ્વામીશ્રીને વિનતિ

[1] ત્રિભોવનદાસ નાના હતા ત્યારથી કુટુંબની પ્રતિષ્ઠા પ્રમાણે બંન્ને હાથે ચાંદીના, કલેયા પહેરતાં. દશ વર્ષની ઉંમરે તેઓ એકલા વડોદરા ગયા અને ત્યાં ચાંદીના કલેયા વેચી ચાણસદ જઇ, ભગતજી મહારાજનાં દર્શન કર્યાં અને રૂપિયા આપ્યા તેમાંથી રસોઇ આપી. ત્યારથી તેમને સત્સંગનો યોગ થયો. ભગતજી મહારાજની દૃષ્ટિ તેમના ઉપર પડી અને આશીર્વાદ આપ્યો કે 'તમને આગળ ઉપર મોટા પુરુષનો જોગ થશે' તેથી તત્સ્વરૂપ શાસ્ત્રીજી મહારાજનો યોગ વરતાલમાં તેમને થયો.

કરી કે 'હવે અર્ધો પ્રયોગ મારે ત્યાં રહીને પૂરો કરો.' એટલે સ્વામીશ્રીએ વૈદ્યની સંમતિ લીધી, અને સોખડા પધાર્યા.

સ્વામીશ્રીની સેવા માટે ત્રિભોવનદાસભાઈએ અગાઉથી જ એક સારી ગાય લીધી હતી. વળી સોખડાથી અર્ધો ગાઉ દૂર વડોદરાવાળા હરિભક્તિ શેઠના બાગમાં, સ્વામીશ્રીનો મુકામ ગોઠવ્યો હતો. અહીં, આંબા, કેળા, દાડમ વગેરે વૃક્ષોથી, વૈશાખના તાપમાં પણ શીતળતા સારી હતી. સ્વામીશ્રી તેમની સાથે તેમના મંડળના બે ત્રણ સાધુ લઈ સોખડા પધાર્યા અને બાગમાં મુકામ કર્યો. ત્રિભોવનદાસભાઈએ સ્વામીશ્રીની ખૂબ જ સેવા કરી. તેમ જ સ્વામીશ્રીના સમાગમ માટે આવતા હરિભક્તોની પણ સંભાવના સારી રીતે રાખી. સ્વામીશ્રી લગભગ એક માસ અહીં રહ્યા અને પછી 'પ્રયોગ પૂરો થયો' એમ કહી ત્યાંથી નીકળવા તૈયારી કરી. રોગાદિકને ગ્રહણ કરવા અને મૂકવાની સ્વતંત્ર શક્તિ ધરાવતા સ્વામીશ્રી તો હરિભક્તોની સેવા અંગીકાર કરવા અને તેમના સમાસને અર્થે જ આવા પ્રસંગો યોજતા વૈદ્યરાજ મનસુખભાઈ તે જાણતા હતા. એટલે સ્વામીશ્રીએ કહ્યું કે 'હવે પ્રયોગ પૂરો થયો' ત્યારે તેમણે જાણ્યું કે સ્વામીશ્રીએ રોગ હવે મૂકયો. ખૂબ જ આશીર્વાદ આપી સ્વામીશ્રી સોખડાથી નીકળ્યા.

સ્વામીશ્રીની ઈચ્છા આણંદ જવાની હતી. પરંતુ ઉલ્લાસરામભાઈ તથા કાશીદાસભાઈને સ્વામીશ્રીને કાનમમાં લઈ જવા ઈચ્છા હતી, એટલે તેમણે સ્વામીશ્રીને વિનતિ કરી 'આપ ડભોઈ તથા ચંદ્રનગર પધારો એવી અમારી ઈચ્છા છે.' સ્વામીશ્રીએ તેમની વિનતિ સ્વીકારી. તાપ અસહ્ય હતો પરંતુ ભક્તના ભાવ આગળ સ્વામીશ્રીને તેની ગણના ન હતી. સ્વામીશ્રી સોખડાથી વડોદરા પધાર્યા અને ગોયાગેટથી ગાડીમાં બેસી ડભોઈ આવી મંદિરમાં ઉતર્યા. સાથે સારંગપુર મંદિરના મહંત સાધુ ગોપાલચરણદાસ તથા સારંગપુરના નાગજી શેઠ પણ હતા. ડભોઈમાં ઘેર ઘેર પધરામણી કરી ઉલ્લાસરામભાઈનો મનોરથ પૂરો કરી, સ્વામીશ્રી ત્યાંથી કાશીદાસભાઈને રાજી કરવા ચંદ્રનગર પધાર્યા.

કે 'આ લોકો વચનામૃતના શબ્દ જુદા ગોઠવીને વાત કરે છે. માટે ઘેર જઇ આપણી પ્રત જોઇને આ લોકોને ઉઘાડા કરવા.'

પછી પોતે જ્યારે નડિયાદ ગયા ત્યારે પોતાની વચનામૃતની પ્રત જોઈ તો સ્વામીશ્રીની વાતોમાં અને વચનામૃતના શબ્દોમાં કાંઇપણ ફેરફાર ન જોયો. આથી તેમને સ્વામીશ્રીનો અતિશય ગુણ આવ્યો અને એમ લાગ્યું કે વચનામૃત તો બીજા સદ્‌ગુરુઓ પણ વંચાવે છે, પણ આવી વિક્તિએ સહિત શુદ્ધ સિદ્ધાંતની સમજણ હજુ સુધી કોઇએ આપી નથી. અક્ષર પુરુષોત્તમની ઉપાસનાનો સિદ્ધાંત સાચો છે અને સ્વામીશ્રી બહુ મોટા પુરુષ છે, એવી તેમને આ પ્રસંગથી પ્રતીતિ થઇ.

## વરતાલમાં વચનામૃતની કથા

મહેમદાવાદ થોડો વખત રોકાઈ સ્વામીશ્રી વરતાલ પધાર્યા. અત્રે વચનામૃતની કથાનો પ્રસંગ, ગોવર્ધનભાઇ કોઠારીને ગયે વર્ષે કહ્યા પ્રમાણે, સ્વામીશ્રીએ શ્રાવણ સુદ ૧૫ ઉપર ચોજ્યો હતો અને સૌ હરિભકતોને વરતાલ તેડાવ્યા હતા. એક તો સ્વામીશ્રીની હાજરી જ વરતાલમાં સૌને ખૂંચતી હતી. તેમાં પણ સ્વામીશ્રી આવા સમૈયા ઊજવે, અને હરિભકતોની તેમને આસને ઠઠ ભરાય, તે તો કોઇથી ખમાય જ શી રીતે ? પરંતુ સ્વામીશ્રીને તો જેમ

કેસરી સિંહને રે જેમ શંકા મળે નહિ મનમાં,
એકાએકી રે નિરસે થઇ વિચરે વનમાં.

એવું હતું. એટલે પોતે કરેલા સંકલ્પની સિદ્ધિ માટે દઢ આગ્રહ રાખતા જ. કોઇનો ડર તેમને હતો નહિ, કોઇની શેહમાં તેઓ દબાતા નહિ.

ઉલ્લાસરામભાઇ પાસે વચનામૃતની કથા વંચાવવાનું શરુ કર્યું.

શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી જેવો ધન સ્ત્રીનો ત્યાગી હજુ સુધી દીઠો નથી

આ કથા પ્રસંગે લગભગ ૫૦૦ હરિભક્તો તથા વરતાલના પણ ઘણાખરા સાધુઓ, સ્વામીશ્રીની વચનામૃતના ઉપર વાતો સાંભળવા બેસતા. કોઠારી ગોવર્ધનભાઇ પણ સ્વામીશ્રીની વાતો સાંભળવા અહીં આવતા. આથી એક દિવસ તેમને કોઠારી ખુશાલ ભગતે

કહ્યું, 'તમે પણ બંડિયા સાથે શા માટે ભળો છો ?' ત્યારે કોઠારીએ કહ્યું, 'બે હજાર સાધુઓમાં શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી જેવો સર્વ પ્રકારે ધન-સ્ત્રીનો ત્યાગી મેં હજુ સુધી કોઇ દીઠો નથી. તેની વાતો મને સાકરના કટકા જેવી લાગે છે એટલે અહીં આવું છું.' કોઠારીની આ વાત સાંભળી ખુશાલ ભગત તો ટાઢા જ થઇ ગયા અને મનમાં બે શબ્દ કોઠારીને સંભળાવી ત્યાંથી ચાલતા થયા.

સ્વામીશ્રીએ પોતાનું આસન કોઠારીના આસન પાસે જ સભામંડપને છેડે રાખ્યુ હતું. એટલે સ્વામીશ્રીનું અનિષ્ટ કરવાના કેટલાક ત્યાગીઓના સંકલ્પ પાર પડયા નહિ. વળી એક દિવસની કથા હતી તે પૂરી થઇ પરંતુ હરિભક્તો તો સ્વામીશ્રીનો સમાગમ કરવા રોકાયા હતા. વળી રોજ સ્વામીશ્રીના મંડળના હરિભક્તો તરફથી રસોઇ ચાલતી એટલે તેમને પણ કંઈ કહેવાતું નહિ અને તેમની હાજરીમાં સ્વામીશ્રીનો વાંકો વાળ પણ થઇ શકે તેમ ન હતું. આથી સાધુમંડળ ધુંધવાયું હતું. આચાર્ય લક્ષ્મીપ્રસાદને પણ સ્વામીશ્રી પ્રત્યે રોષ હતો. આચાર્યને, સ્વામીશ્રી કોઠારી ગોવર્ધનભાઇની સૂચનાથી, જ્ઞાનોપદેશ આપતા હતા. આ સર્વોપરી ઉપાસના અને તત્ત્વજ્ઞાનને અનુરૂપ આચાર્યનું વર્તન હોવું જોઇએ, એવો સ્વામીશ્રી આગ્રહ રાખતા. આથી જ આચાર્યને તેમના હિતાર્થે સદ્વર્તન માટે સાચા શબ્દ કહેવા જ જોઇએ. સ્વામીશ્રીએ તેમને શિનોરમાં તેમના વર્તન માટે ખૂબ જ ઠપકો આપ્યો હતો. આચાર્ય જુવાન અને વળી રજોગુણી હતા. એટલે સ્વામીશ્રીના આ ઠપકાની અસર તેમને અવળી થઈ અને પરિણામે, સ્વામીશ્રી પ્રત્યેના ત્યાગી મંડળના રોષ પરત્વે, તેમણે આંખ આડા કાન કર્યા.

એક દિવસ સ્વામીશ્રીના આસને હરિભક્તોની અસહ્ય ભીડ જામી હતી. એટલે સ્વામીશ્રી તે તમામ હરિભક્તોને લઇને હાલ જ્યાં માંદા સાધુઓ માટે 'હોસ્પીટલ' છે ત્યાં પધાર્યા. તમામ હરિભક્તોને સ્વામીશ્રીની આ ગુણાતીત જ્ઞાનની વાતોમાં એવો તો રસ આવતો કે સ્વામીશ્રી જ્યાં જતા ત્યાં તેમની પાછળ પાછળ સૌ જતા. સ્વામીશ્રીની

પણ એવી ટેવ હતી કે કોઈ નવા હરિભક્તને પોતાને વિષે હેત થાય એટલે તેમને કાગળ લખી સમૈયે વરતાલ બોલાવે. અહીં જૂનાગઢથી સમૈયે આવતા ગુણાતીતાનંદ સ્વામીના પરમ કૃપાપાત્ર સ્વામીશ્રી બાલમુકુન્દદાસજી તથા સ્વામીશ્રી યોગેશ્વરદાસજી પાસે લઈ જઈ, વાતો સંભળાવે નવા હરિભક્તોને આ વૃદ્ધ અને અનુભવી સંતની વાતોથી ઉપાસનાની દૃઢતા થતી અને પરિણામે સ્વામીશ્રીના કાર્ય પરત્વે અને તેમની વાતો પરત્વે सत्य शिवं સુંદરમ્ ની ભાવના થતી.

**સ્વામીશ્રીના દરેક કાર્યમાં શ્રીજીનો સંકેત**

સ્વામીશ્રી બાલમુકુન્દદાસજીને સ્વામીશ્રીનો અત્યંત મહિમા હતો અને તેમના પ્રત્યે તેમને ખૂબ જ મમત્વભાવ હતો. એટલે સ્વામીશ્રીના દરેક કાર્યમાં તેમને શ્રીજીનો સંકેત દેખાતો. વળી ઉપાસનાના મંદિરો તો આ જ પુરુષ કરી શકશે તેમ તેમની પ્રતિભા, ઓજસ્, નિશ્ચયાત્મક બુદ્ધિ અને કાર્ય કરવાની અડગ ટેકથી, તેમને જણાતું હતું.

**છોકરા! તારામાં તેજ અપાર છે**

સ્વામી યોગેશ્વરદાસજીને પણ સ્વામીશ્રી પ્રત્યે બહુ જ હેત હતું. જ્યારે સ્વામીશ્રી રાજકોટ ભણતા અને એકાદશી કે પૂનમ ઉપર જૂનાગઢ જતા, ત્યારે સ્વામી યોગેશ્વરદાસજી પાસે બહુ જ બેસતા. યોગેશ્વરદાસ સ્વામી પણ સ્વામીશ્રીને જોઈને કહેતાં "છોકરા! તારામાં તેજ અપાર છે વળી બુદ્ધિ પણ બહુ જ છે અને ઘણી ઝીણી છે. તારી આ નાનકડી કાયામાં વિદ્યુત્ શક્તિ પણ અપાર છે. તારામાં શ્રીજી અખંડ નિવાસ કરીને રહે એવું તારું આ સત્સંગમાં પરમ અદ્વૈત સ્વરૂપ છે. ગુણાતીતાનંદ સ્વામી કહેતા, 'એક એક સાધુ વાંસે લાખ લાખ મનુષ્ય ફરશે' એવો સાધુ તો હું તને દેખું છું. તો જા મારા આશીર્વાદ છે કે તારામાં મહારાજ અખંડ નિવાસ કરીને રહેશે અને લાખો મનુષ્યો તારી પાછળ ફરશે " આવા મહાપુરુષોના આશીર્વાદ પામેલ આ ગુરુવર્ય વાંસે લાખો હરિભક્તો ફરે તેમાં શી નવાઇ? આ પુરુષની આવી મહત્તા અસદ્‌ભાવવાળાને શી રીતે સમજાય?

સ્વામીશ્રી માંદા સાધુની 'હૉસ્પીટલ' આગળ આવ્યા. ત્યાંથી આથમણે છેડે બે ઓરડા છે. તેમાં એકમાં નંદકિશોરદાસ, સ્વામીશ્રીનો અતિશય દ્વેષી અને વિરોધી સાધુ રહેતો હતો આ સાધુ લકવાના દરદથી પીડાતો હતો અને અંગ આખું ઝલાઇ ગયું હતું. પરંતુ મનનો વેગ ઓછો થયો ન હતો. તેમની બાજુના ઓરડામાં નાપાડવાળા શંકર ભગતનું આસન હતું. આ બન્ને ઓરડા વચ્ચેની ઓસરીમાં સ્વામીશ્રીએ સભા કરી અને વાતો કરવા લાગ્યા. ગુણાતીત જ્ઞાનનું અનહદ નિરૂપણ સ્વામીશ્રીને કરતા જોઇને, નંદકિશોરનું જલાઈ ગએલું અંગ હાથ ન રહ્યું. તેનાથી ગુણાતીતાનંદ સ્વામીનો મહિમા ખમાયો નહિ. તેથી તેણે તેના સેવકને કહ્યું, 'તું પાણીનું માટલું ભરવા જા અને પાણી ભરીને આવ ત્યારે આ બધા બેઠા છે ત્યાં માટલા સાથે પડી જજે.' તેથી તે સેવક તેને શીખવાડયા પ્રમાણે આ સભા આગળ આવીને પડી ગયો એટલે માટલું ફૂટી ગયું અને સૌના કપડાં ભીન્જાઇ ગયા. સર્વ સભા ઊઠી ગઈ. પછી નંદકિશોરદાસ અંદરથી બોલ્યો 'શું કરું? માંદો છું, અને સાજો હોત તો શાસ્ત્રીને ખબર પાડત.' આગળ પણ આ સાધુએ, સ્વામીશ્રીની સભામાં મરચાંની ધૂણી મૂકી હતી અને સભા ઊઠાડવા પ્રયત્ન કર્યો હતો. અસૂરોના ઉપદ્રવથી જો મહાન પુરુષોએ પોતાનું કાર્ય છોડી દીધું હોત તો જગતનો ઇતિહાસ જૂદી જ ઘટનાઓથી લખાયો હોત. પરંતુ જેમનો જન્મ જ विनाशाय च दुष्कृताम्। હતો તેમને આવા દુરિજનઃ किं करिष्यति। ક્ષમાના વિરલભાવવાળા સ્વામીશ્રી આવા પ્રસંગોમાં અડગ ધીરજ રાખતા.

સાજો હોત તો શાસ્ત્રીને ખબર પાડત

આ ઉપદ્રવનું જોર ધીરે ધીરે વધતું ગયું. સમગ્ર ગુજરાત અને સૌરાષ્ટ્રમાં પણ સ્વામીશ્રીના તમામ હેતવાળા હરિભક્તોને ખબર પડી ગઇ કે સ્વામીશ્રી હવે વધારે સમય વરતાલમાં રહી શકશે નહિ. જેમ શ્રીકૃષ્ણનું નામ સાંભળતાં જ કંસનો વૈરાગ્નિ પ્રજ્વલિત થતો, જેમ સ્વામી-

ઉપદ્રવનું જોર વધે છે

નારાયણનું નામ સાંભળી, વડોદરાના દીવાન અને વિસનગરના સૂબાને ભડક લાગતી,તેમજ યજ્ઞપુરુષદાસજીના નામ માત્રથી વરતાલની, શ્રીજીના પાદસ્પર્શથી પૂનિત થયેલી ભૂમિમાં, સાધુઓના હૃદયમાં વૈરાગ્નિની વિષમતા ભભૂકવા લાગતી. આ અગ્નિમાં કોણ હોમાશે તેનો ખ્યાલ તો કોઈને ય ન હતો. પરંતુ સત્તાથી રુક્ષ બની ધર્મ, ન્યાય અને નીતિના ધારક, જ્યારે પોતાના એ સ્થાપીત ગુણોને તિલાંજલિ આપે છે, ત્યારે તે સૌથી મહાન દૂષીત બની જાય છે અને તેનો જ વિનાશ પહેલો થાય છે. આ વિનાશમાં સૌનું નિશાન 'યજ્ઞપુરુષદાસજી' હતું. જ્યારે મહારાજે બીજું જ નિર્માણ કરી રાખ્યું હતું.

× × ×

**સં. ૧૯૬૨ ના કાર્તિક સુદ ૧૫ નો ઐતિહાસિક સમૈયો**

સં. ૧૯૬૨ ના કાર્તિક સુદ પૂનમના સમૈયે અવનવી ઘટના બનશે એમ સૌના અંતરમાં વસી ગયું હતું. સ્વામીશ્રીના તમામ અનન્ય અને અગ્રેસર શિષ્યો આ સમૈયે ખાસ આવ્યા હતા અને જો સ્વામીશ્રીને કોઈ પ્રકારે ઉપાધિ થાય તો વરતાલધી બહાર નીકળી જ જવું એવો સૌએ અંતરમાં, શ્રીજી પ્રેરીત, સંકલ્પ કર્યો હતો.

રાજકોટમાં ગુરુ શ્રી કૃષ્ણજી અદા તો અંતર્યામીપણે સર્વ ઘટના જાણતા હતા. તેમણે પોતાના તમામ હેતવાળા શિષ્યોને આ સમૈયે ખાસ વરતાલ આવવા આજ્ઞા કરી. અદાશ્રી પોતે, પૂજાજી બાપુ, જાદવજીભાઈ, માધવજીભાઈ, મોરારજીભાઈ, છગનલાલ ધનેશ્વર રાવળ, દેવશીભાઈ, કાનજીભાઈ આદિ ત્રીશ હરિભક્તો રાજકોટથી સં. ૧૯૬૨ ના કાર્તિક સુદી ૧૪ ની સવારે નીકળ્યા અને બપોરે બાર વાગે સીધા વઢવાણ આવ્યા. અહીં અદાશ્રીના મુખ્ય શિષ્ય હરગોવિન્દભાઈને ત્યાં ઉતારો કર્યો.

અહીં આવ્યા પછી અદાશ્રીએ હરગોવિન્દભાઈને કહ્યું, 'વઢવાણમાં કુંજવિહારિપ્રસાદનો પક્ષ રાખી અક્ષરપુરુષોત્તમની મૂર્તિઓ

યજ્ઞપુરુષદાસજીએ કરાવી આપી અને વળી ગુજરાતના હરિભક્તોને વઢવાણ દર્શને મોકલે છે, તે કારણે તેમના ઉપર ઉપાધિ થનાર છે એવા સમાચાર વરતાલથી મળ્યા છે. માટે અમો સૌ વરતાલ જઈએ છીએ. ધાર્યું સ્વામિનારાયણ ભગવાનનું થશે અને ધર્મવાળા સાચા સાધુની રક્ષા ભગવાન કરશે.' એટલી વાત કરીને પછી રસોઈ તૈયાર હતી એટલે સૌ જમ્યા. ત્યાંથી પછી સૌ ગાડીએ બેસી વરતાલ આવ્યા.

વરતાલમાં સમૈયો ભરચક્ક ભરાયો હતો. આણંદથી કેશવલાલ પ્રાગજી, છાણીથી ઘાભાઈ અમીન, સાધીથી આશાભાઈ તથા ઈશ્વરભાઈ, ચાણસદથી વૈદરાજ એ ઉપરાંત અમદાવાદથી મંગળરામભાઈ, ગીગાભાઈ, ભરૂચના ગણપતરામભાઈ, ઝીણુભાઈ, બોચાસણથી ઝવેરભાઈ, ગિરધરભાઈ, બોરસદથી સામળદાસ, ભાદરણથી ચતુરભાઈ સામળદાસ, સોજીત્રાથી ઝવેરભાઈ વિઠ્ઠલભાઈ તથા સ્વામીશ્રીના લાડીલા પુરુષોત્તમદાસ અને ચતુરભાઈ, વસોથી મોતીભાઈ તથા પુરુષોત્તમદાસ, નડિયાદથી ઝવેરીલાલ, રામચંદ્રભાઈ, ડભોઇથી ઉલ્લાસરામભાઈ તથા ભાઈલી, બામણગામ, ધર્મજ વગેરે ઘણા ગામોના, સ્વામીશ્રીના અનન્ય અને અગ્રેસર શિષ્યો, વરતાલ પ્રબોધિની એકાદશી ઉપર આવી ગયા હતા. આ બધા હરિભક્તો સ્વામીશ્રી પાસે જ અખંડ બેસી રહેતા, તેથી આ અગ્રગણ્ય હરિભક્તોના જૂથને લઈ કોઈથી કાંઈ પણ બોલી શકાતું નહિ. આ પરિસ્થિતિને લઈને વાતાવરણ ઊલટું વધારે ગંભીર બનતું ગયું.

**વૈરાગ્યની તીવ્રતા**

આ પરિસ્થિતિની ગંધ હરિભક્તોને આવી. તેથી તેમણે સ્વામીશ્રીને કહ્યું, 'આપ ભંડારમાં જમવા જશો નહિ, અમો બ્રહ્મચારીના ચોકામાંથી ભોજન લાવવાની વ્યવસ્થા કરીશું.' સ્વામીશ્રીએ એટલી જ દૃઢતાપૂર્વક કહ્યું, 'સાધુને તો હંમેશાં ભંડારમાં જઈને જ જમવું જોઈએ આસને નોખું આવે તે ખવાય જ નહિ.' હરિભક્તોએ બહુ જ વીનવ્યા, પરંતુ સ્વામીશ્રીએ ન માન્યું. બારશના પારણાની ખીચડી જમવા સ્વામીશ્રી ભંડારમાં પધાર્યા. હરિભક્તો સૌ ભંડારની બહાર ઊભા રહ્યા. સ્વામીશ્રીને પ્રથમ

આસે જ ખીચડીમાં ભયંકર વાસ આવી. પોતે તુરત જ પરિસ્થિતિ સમજી ગયા. આ તો પ્રસાદ કહેવાય એટલે અનાદર ન થાય એમ સમજી, સ્વામીશ્રી થોડી ખીચડી જમ્યા. સ્વામીશ્રીનું ગળું બળવા લાગ્યું, હાથ ધોઈ ઊઠી ગયા. ચાલતાં શરીર સહેજ લથડયું પણ સાથેના ભગતે હાથ પકડી લીધો. બહાર આવ્યા અને બે હરિભક્તોના હાથ પકડી પોતાને આસને પધાર્યા. ઝેરની અસરથી સ્વામીશ્રીનું ગળું બંધ થવા લાગ્યું. તુરત જ થોડું ઘી લાવી સ્વામીશ્રીને સૌએ પાયું. પોતે આંખ ઉઘાડી સ્વસ્થતાથી કહ્યું, 'મને કંઇ થશે નહિ, તમે કોઇ મુઝાશો નહિ અને કોઇ જાતનો કલેશ પણ કરશો નહિ.' શંકરે ઝેર પચાવ્યું, મીરાંએ ઝેર પચાવ્યું તો આ વિભૂતિ માટે તો એનો હિસાબ ન હતો. છતાં સમગ્ર ત્યાગીઓના વૈરાગ્નિનું ઝેર પોતે પી જવાથી પણ જો તેઓ નિર્વિષયી થતા હોય તો, સ્વામીશ્રી માટે એ દુઃસહ ન હતું. પરંતુ અનાદિ કાળથી માયાનું જોર જે જીવમાં ભરાઇ ગયું હોય, અને ક્રોધ, માન, ઇર્ષ્યા અને કપટ એ ચારે દૂષણોથી આસુરી બુદ્ધિ થઇ હોય, તે કોઇ કાળે ટળતી જ નથી.

સ્વામીશ્રીને કંઇ જ થયું નહિ. આથી અગ્નિની જ્વાળામાં ઘી હોમાયું. હવે તો ભંડારની ચૂલમાં જ શાસ્ત્રીને ફેંકી દેવા એટલે 'સાલ' જાય. હરિભક્તો તો દરેક પ્રસંગે ચેતતા જ રહેતા. આ પ્રસંગ પછી ફરી હરિભક્તોએ સ્વામીશ્રીને ભંડારમાં જમવા ન જવા વિનતિ કરી. સ્વામીશ્રીએ તો એક જ વાત સૌને સંભળાવી 'મહારાજની મરજી વિના સૂકું પાંદડું હલવા સમર્થ નથી. માટે તમે સૌ ચિંતા ન કરશો.' સ્વામીશ્રીની આ અડગ ટેકથી સૌ મુઝાયા. પરંતુ તેમની દૃઢતા પણ ઓછી ન હતી.

**પાણીમાં આગ**

અસૂરોનો આસૂરભાવ આવા પ્રસંગે જ ઉઘાડો પડે છે. માયાએ પોતાનું સ્વરૂપ ખુલ્લું કર્યું. અક્ષરધામસમા તીર્થરાજ વરતાલમાં આ વિષમતા શી ? પાણીમાં આગ કેમ પ્રગટી ? પરંતુ જ્યારે માયા સંપૂર્ણ સ્વરૂપમાં બહાર પડે

ત્યારે જ ભગવાન કે મોટા પુરુષ ઓળખાય છે. સ્વામીશ્રીએ ભંડારમાં જમવા જવાનું ચાલું રાખ્યું. તેરશની બપોરે ભંડારમાં સાધુઓ રાહ જોઈને તૈયાર ઊભા હતા. સ્વામીશ્રી ભંડારે જમવા પધાર્યા. તપ અને વૈરાગ્યથી કૃશ, અને શ્રીજીના અખંડ સંબંધે યુક્ત, સ્વામીશ્રીની પ્રતિભાસપન્ન સૌમ્ય મૂર્તિને, ચટકંતી ચાલે સભામંડપમાંથી ભંડારમાં ગૌરવભરી રીતે દઢતાપૂર્વક જતા, સૌ જોઇ રહ્યા. સૌ તેમના તરફ આંગળી ચીંધતુ હતું, કોઇ ગાળો પણ બોલતું હતું, વળી કોઇ નમસ્કાર પણ કરતું હતું. કોઇના નમસ્કાર ઝિલતા, કોઇના તિરસ્કાર તરફ હસતા, સ્વામીશ્રી ભંડારમાં પધાર્યા. પાછળ પંદર હરિભક્તો રક્ષકદળ સમાન હતા. ચૂલામાં લાકડા ધગધગતા બળતા હતા. સ્વામીશ્રી તો પોતાને આસને જમવા બેસી ગયા. પરંતુ ભંડારના બારણા આગળ ૨૫–૩૦ હરિભક્તો ઊભા હતા, એટલે વિરોધિઓને લાગ ફાવ્યો નહિ. તેમણે તેમને કહ્યું, 'તમો બધા અહીંથી ચાલ્યા જાવ.' એટલે તે સૌ હરિભક્તોએ કહ્યું, 'જ્યાં સુધી શાસ્ત્રીજી મહારાજ જમીને બહાર નહિ આવે ત્યાં સુધી અમો અહીંથી ખસવાના નથી.' આથી ઉશ્કેરાટ વધ્યો અને ધક્કામુક્કી શરુ થઇ. એટલામાં પાંચ હરિભક્તો અંદર દાખલ થઇ, સ્વામીશ્રીને ઊચકીને બહાર નીકળી ગયા. પરંતુ ધમાલ વધી ગઇ અને બીજા પણ કેટલાક આવી પહોંચ્યા. સ્વામીશ્રીના હેતવાળા હરિભક્તોને તો ખબર પડી ગઇ કે સ્વામીશ્રીને તેમને આસને સહીસલામત લઇ ગયા છે. એટલે તેઓ તુરત જ ત્યાંથી ખસી ગયા. અહીં જમા થએલા સાધુ–બાવાઓ તો એ કાંઇ જાણ્યા સિવાય અંદર અંદર જ કૂટાવા લાગ્યા, અને જેમ પટેલિયાઓએ લાકડિયો અને ધોકા મારી અંધારું કાઢ્યું અને એક બીજાના માથા ફોડયા, તેમ આ પ્રસંગ પણ એવી જ અજ્ઞાન અને કરુણ દશામાં ઉજવાયો. ત્યારે સૌને ખબર પડી કે 'શાસ્ત્રી તો અંદર નથી' ત્યારે સૌના હાથ હેઠા પડયા.

સાધુઓની ખુલ્લી પડેલી બાજીથી સ્વામીશ્રીના તમામ હરિભક્તો વિમાસણમાં પડયા 'હવે શું કરવું ?' સ્વામીશ્રી તો વરતાલથી

નીકળવા જ ના કહે છે. ચૌદશની સવારે વડોદરાવાળા ઘનશ્યામભાઇ વૈદ્યના આસને આ તમામ હરિભક્તોની એક ખાનગી સભા થઇ. ઘનશ્યામભાઇ વૈદ્યે ભેગા થએલા બધા હરિભક્તોને કહ્યું, 'મને તો લાગે છે કે સ્વામીશ્રીને વરતાલમાં રહેવું હવે મુશ્કેલ છે. કદાચ સ્વામીશ્રી વરતાલ રહેશે તો આપણને તેમના ફરી દર્શન થશે નહિ એ ચોક્કસ છે. માટે આપણો ઉપાય તો એ છે કે આચાર્ય મહારાજ પાસે જઇને સ્વામીશ્રીના મંડળની આપણા દેશમાં ફરવાની માંગણી કરવી અને કહેવું કે હાલમાં અમો સ્વામીશ્રીને કામ માટે બોચાસણ લઇ જઇએ છીએ અને જ્યારે સાધુઓને ગામડે ફરવાની ચિઠ્ઠી મળે ત્યારે તે ગામે તેઓ જશે.' વૈદ્યરાજની આ વાત સૌને ગમી પરંતુ એક જણે પૂછયું, 'સ્વામીશ્રીના મંડળની માગણી શા નિમિત્તે કરવી?' એટલે ઝવેરભાઇએ કહ્યું, 'સ્વામીશ્રી રૂંદેલનું મંદિર કરાવે છે. આ સમૈયો આવ્યો એટલે સ્વામીશ્રી અહીં આવ્યા. માટે હવે ફરી તે કામ ચાલુ કરવા સ્વામીશ્રી બોચાસણ પધારે અને ત્યાં રહી રૂંદેલના મંદિરનું કામ કરાવે. ત્યારબાદ જે મંડળને બોચાસણની ચિઠ્ઠી મળે તે મંડળ તે મંદિરનું કામ કરાવે' આ સૂચન સૌને ગમ્યું અને તેવી રીતે ગોવર્ધનભાઇ કોઠારી પાસે જઇ માંગણી કરવી એમ સૌએ નક્કી કર્યું.

*સ્વામીશ્રીને વરતાલમાં રહેવું મુશ્કેલ છે*

આ સભાના મુખ્ય મુખ્ય હરિભક્તો તુરત જ સભામંડપને મેડે ગોવર્ધનભાઇ કોઠારીના આસને આવ્યા અને કોઠારીને પગે લાગી બેઠા. પછી ઝવેરભાઇએ કહ્યું, 'રૂંદેલનું મંદિર અધૂરું છે માટે સમૈયા પછી સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજીના મંડળને બોચાસણ મોકલવા અમારી માંગણી છે.' કોઠારી આંખે અપંગ હતા વળી જૂની આંખે નવા તમાશા તેમને દેખવાના હતા. આદિ આચાર્યશ્રી રઘુવીરજી મહારાજના સમયથી જ સર્વ સત્તાધીશ ગણાતા આ કોઠારીની સત્તાના બંધ, સમયના વહેણ સાથે ઢીલાં પડયા હતા. એટલે કોઠારીએ વાત સાંભળી કહ્યું, 'તમો બધા લક્ષ્મીપ્રસાદ પાસે જઇ માંગણી કરો.' એટલે તે

*આ વખતે શાસ્ત્રીને મૂકીને જશો નહિ*

મંડળ લક્ષ્મીપ્રસાદ પાસે ગયું. ત્યારે તેમણે કહ્યું, ' કોઠારીને મળો અને તે જે પ્રમાણે કહે તે પ્રમાણે કરો. ' પછી કોઠારી પાસે પાછા આવ્યા. ત્યારે તેમણે ફરી એની એ જ કહીકત કહી. આમ ચાર વખત આચાર્ય અને કોઠારીના આસને સૌ ફર્યા પણ કંઈ નિકાલ થયો નહિ. છેવટે પાંચમી વખત કોઠારી પાસે જઇ દબાણથી કહ્યું, 'તમો બધાના નિયંતા છો અને આચાર્ય પણ આપની મરજી મુજબ કરે તેમ છે. ' આ વખતે રાજભોગની આરતીનો ડંકો થયો, એટલે કોઠારીએ તેમના સેવકને પૂછયું, ' બીજુ કોઇ અહીં છે ? ' તેણે કહ્યું ' કોઇ નથી. ' એટલે કોઠારીએ આ મંડળને ધીમેથી કહ્યું, ' અત્યારે મંદિરમાં મારું ચાલે તેમ નથી, અને આચાર્ય સિવાય ખૂલાસો નહિ થાય. માટે તેમની પાસે જઇને દબાણપૂર્વક માંગણી કરો. વળી એક બીજી વાત કે આ વખતે શાસ્ત્રીને મૂકીને જશો નહિ.' કોઠારીના આ શબ્દોથી સૌ ચેતી ગયા. પોતાને મનમાં જે બીક હતી તે હવે સર્વાંશે સાચી જ પડી. ધબકતે હૈયે સૌ કોઠારીને મેડેથી ઉતરી ઘનશ્યામભાઇ વૈદ્યને ઓરડે આવ્યા.

અહીં આવી વૈદ્યરાજને તમામ હકીકત કહી. ઇર્ષ્યાના અગ્નિથી બળતા સાધુ તથા પાર્ષદ વર્ગનું વલણ સ્વામીશ્રી વિરુદ્ધનું જ હતું. જ્યારે આ પ્રસંગથી ગોવર્ધનભાઇ કોઠારીને અત્યંત દુ:ખ થતું હતું. ધર્મ, નિયમ અને ઉપાસનાની દૃઢતાવાળા આવા સાધુને માથે આજે વિષમકાળ આવ્યો છે, એવું કોઠારી વારંવાર બોલતા. ઘનશ્યામભાઇએ આ હકીકત સાંભળી અને કહ્યુ, ' હવે તલમાં તેલ રહ્યું નથી. સ્વામીશ્રીને જઇને વાત કરો અને આવતા કાલનો સમૈયો પૂરો થાય એટલે નીકળી જ જવું. '

ઘનશ્યામભાઇની સૂચના પ્રમાણે સૌ સ્વામીશ્રીનાં આસને આવ્યા.

**વરતાલનો દરવાજો છોડશો નહિ**

અહીં આવી બનેલી તમામ હકીકત સ્વામીશ્રીને કહી. વળી વૈદ્યરાજનો અભિપ્રાય પણ જણાવ્યો. પરંતુ તે બધી હકીકત સાંભળી, સ્વામીશ્રી સંપૂર્ણ સ્થિતપ્રજ્ઞતાથી બોલ્યા, " તમો બધા નાહકના સંકલ્પો કર્યા કરો છો.

આપણે તો શ્રીજીના આશ્રિત છીએ તે શ્રીજીની મરજી અનુસાર રહેવું જોઇએ. માટે કોટી કલ્પે પણ છૂટા પડવાની વાત તો કરશો જ નહિ. મને ભગતજી મહારાજે કહ્યું છે, 'તમારા કટકા કરી નાખશે તો હું સાંધી દઈશ પણ વરતાલનો દરવાજો છોડશો નહિ.' માટે અમારે તો બહાર નીકળવાનો સંકલ્પ જ નથી." સ્વામીશ્રીના હઠાગ્રહથી સૌને વિશેષ મુઝવણ થઇ. બધા જ સંકલ્પો છોડી દઇ મહારાજ શું કરવા ધારે છે, તેનું નિરીક્ષણ કરવાનું સૌએ નક્કી કર્યું.

પૂનમને દિવસે સવારના શ્રીકૃષ્ણજી અદાનું મંડળ વરતાલ પહોંચ્યું. અદાશ્રીના આવવાથી સૌને આનંદ થયો. ગુણાતીત જ્ઞાનના પ્રવર્તક અને સ્વામીસ્વરૂપ શ્રી અદાશ્રીનું સંપ્રદાયમાં અગત્યનું સ્થાન હતું. સ્વામીશ્રીને અદાશ્રીનો અપૂર્વ મહિમા હતો અને અદાશ્રીને પણ સ્વામીશ્રીનો શિરસાટાનો પક્ષ હતો. તેમણે ઉતારો કર્યો કે તુરત જ તેમની પાસે સૌ આવ્યા અને આગલા દિવસોમાં બનેલી તમામ હકીકત તથા કોઠારી અને આચાર્ય સાથેની મંત્રણાની વાત કરી. અદાશ્રીએ બધી વાત શાંતિથી સાંભળી અને પછી સ્વામીશ્રી પાસે પોતે આવ્યા. અદાશ્રીને પોતાને આસને આવતા જોઇને, સ્વામીશ્રી ઊઠયા અને બે હાથ જોડી પગે લાગી બેસવા માટે આસન આપ્યું. ખૂબ જ અગત્યની મંત્રણા હોવાથી અદાશ્રીએ બીજા તમામને ત્યાંથી જવાનું કહ્યું અને સ્વામીશ્રી સાથે એકાન્તમાં ત્યાંના વાતાવરણ સંબંધી કેટલીક વાત કરી. છેવટે સ્વામીશ્રીએ કહ્યું, 'ઉપાધિ બહુ થવાની છે તે હું જાણું છું, પરંતુ ભગતજી મહારાજે અમને કહ્યું છે કે તમારે વરતાલ મંદિરનો દરવાજો મૂકવો નહિ.' એટલે અદાશ્રીએ તેમને કહ્યું, 'સ્વામી ! તમે કહો છો તે બધી વાત સાચી પણ શિક્ષાપત્રીમાં દેશકાળ અનુસારે વર્તવાની મહારાજે રીત બતાવી છે. માટે હવે આપણે અહીં રહેવું જ નથી.' અદાશ્રીના આવા ધીર ગંભીર વચન સાંભળી, સ્વામીશ્રીને લાગ્યું કે 'જ્યારે આવા મહામુક્ત પણ પોતાને આ પ્રમાણે આજ્ઞા કરે છે, તો જરૂર મહારાજ સ્વામી અને ભગતજી મહારાજની પણ એ જ ઇચ્છા છે.' બે ઘડી મૌન રહી,

વિચાર કરી, સ્વામીશ્રીએ હાથ જોડી અદાશ્રીને કહ્યું, 'આપ બોલ્યા તે ભગતજી મહારાજ સાક્ષાત્ બોલ્યા તેમ હું જાણું છું. માટે આપની ઇચ્છા પ્રમાણે કરીશ' સ્વામીશ્રીનો નિર્ણય સાંભળી અદા રાજી થયા અને આશીર્વાદ આપી પોતાને આસને પધાર્યા.

અદાના ગયા પછી સ્વામીશ્રી ખૂબ જ ગંભીરતા પૂર્વક કેટલોક વિચાર કરવા લાગ્યા. અનંત કોટી બ્રહ્માંડોના જીવકોટી, ઇશ્વરકોટી, અવતારકોટી, પુરુષકોટી વગેરેની ક્રિયાને શ્રીજીની કૃપાથી હસ્તામલકવત્ દેખતા, આ પુરુષની અલૌકિક લીલા જોઇને, સૌ કોઇને તેમના સ્વરૂપની યથાર્થ સમજણ દૃઢ કરવામાં મુઝવણ થતી જ. પળે પળે કાયરતા, ધીરજ, શૂરવીરતાના પલટાતા મનુષ્યભાવોથી સૌ તેમના મનુષ્યભાવના પ્રવાહમાં તણાતા. આવા પ્રસંગે કોઇની સલાહ જ્યારે તેઓ પૂછતા ત્યારે સલાહ, હિંમત, ધીરજ વગેરેના બે શબ્દો પણ સૌ કહી દેતા. શુભ કાર્ય કરવામાં દરેક સાથેની મંત્રણા અને વિચાર વિનિમયની પદ્ધતિ વેદપ્રણિત છે.[1] શું થવાનું છે, મહારાજની શી ઇચ્છા છે તે પોતે જાણવા છતા, કર્તાપણાનો ભાર પોતાને શિરે તેઓ ન લેતા, બીજાને નિમિત્ત બનાવો દેતા. સ્વામીશ્રી જાણતા હતા કે તેમને શું કાર્ય કરવાનું છે. શ્રીજી મહારાજની ઇચ્છાથી જ આ પ્રસંગ ઉપસ્થિત થયો છે તેમ સમજી, જેમ શ્રીજી મહારાજને, અસૂરોનો નાશ કરવા અને એકાંતિક ધર્મનું સ્થાપન કરવા માટેના પોતાના પ્રાગટયનો હેતુ, નારદાદિક દેવતાઓએ સમય આવતાં સ્તુતિ કરીને જણાવી દીધો, અને મહારાજને ગૃહત્યાગ કરવા પ્રાર્થના કરી, તે જ પ્રમાણે સ્વામીશ્રીને પણ, હેતવાળા સૌ સંતહરિભક્તોએ બહાર નીકળવા પ્રાર્થના કરી અને સ્વામીશ્રીએ તત્કાળ નિર્ણય કરી લીધો!

પૂનમનો સમૈયો નિર્વિઘ્ને પતી ગયો. પડવાની સવારે સ્વામીશ્રીના હેતવાળા તમામ મોટેરા હરિભક્તો, કોઠારી ગોવર્ધનભાઇની

---

૧ आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः । – ऋग्वेद

અર્થ : દરેક સ્થળેથી શુભ વિચારો આવ્યા જ કરો.

સૂચના અનુસાર, આચાર્યની હવેલીએ આવ્યા અને સ્વામીશ્રીના મંડળની ખોરાકણ માટે માગણી કરી. ત્યારે આચાર્ય લક્ષ્મીપ્રસાદ અકળાઇને બોલી ઊઠ્યા, 'એને કોણ ચિઠ્ઠી આપે છે? બધો દેશ પડ્યો છે. જ્યાં જવું હોય ત્યાં જાય.' ધાર્યા કરતા વધારે આકરા શબ્દો આચાર્ય પાસેથી સાંભળ્યા. હવે તો સ્વામીશ્રીને નીકળ્યે જ છૂટકો. ઘનશ્યામભાઇ વૈદ્ય, અદાશ્રી વગેરેએ નક્કી કરી લીધું. તમામ હરિભક્તો સ્વામીશ્રીને આસને આવ્યા અને સર્વ હકીકત કહી. સ્વામીશ્રી આ વાત સાંભળી એકદમ ઊંડા ઉતરી ગયા. થોડીવાર તો સ્વામીશ્રીનું મૌન અને અંતર્વૃત્તિની સ્થિતિ જોઇ, કોઇ કાંઇ પણ બોલ્યું નહિ. પછી સ્વામીશ્રી ખૂબ ગંભીરતાપૂર્વક થોડા શબ્દો બોલ્યા, 'આપણે તો આ મંદિર અને સત્સંગથી જૂદું પડવું નથી. પણ કદાચ મહારાજની મરજી હોય તો બહાર નીકળવું પડે.' એટલું કહી પોતે સ્વામી પુરુષોત્તમદાસજીને કહ્યું, 'સ્વામી! તમો હમણા અહીં રહો. કદાચ ચિઠ્ઠીઓ થાય અને આપણા મંડળને ચિઠ્ઠી મળે તો લઇને આવજો અને જો ચિઠ્ઠી ન આપે તો પુસ્તક-પદાર્થ લેવા દે તો તે લઇને આવજો.'

## વરતાલથી મહાપ્રસ્થાન

સ્વામીશ્રીના આ શબ્દો અને બહાર નીકળતા થતું દુઃખ જોઇને, મોટા પુરુષોત્તમ સ્વામી પણ ઉદાસ થઇ ગયા. પછી તેમણે પૂછ્યું, 'સ્વામી! અમોને ચિઠ્ઠી ન મળે તો પછી આપને ક્યાં આવીને મળીએ?'

*આપ અખંડ ભેગા રહેજો*

ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'આશી, વેરા તરફ આવી તપાસ કરજો.' સ્વામીશ્રીની આજ્ઞા સૌ સાંભળી રહ્યા. વાતાવરણ ગંભીર હતું. જે સ્થાનમાં પોતે રહ્યા, દીક્ષા લીધી, ભણ્યા, ભગતજી જેવા સત્પુરુષનો સમાગમ સાધ્યો, તે સ્થાન આજે પોતાને છોડવું પડશે! વરતાલની આ અતિ પુનિત ભૂમિ, શ્રીજીના પ્રસાદીસ્થાનો, વૃક્ષ, વેલી, લતા, તૃણ અને ગુચ્છ, અરે આ સ્થાનની રમણ રેતી, આ બધું જ જાણે પોતાના અતિ નિકટ સંબંધનું હોય તેમ, સ્વામીશ્રીની સ્મૃતિપટ પર રમવા લાગ્યું.

પરંતુ માથે સાથે દૂરકાળનો સત્સંગ જાણે પોતાને આહ્વાન આપતો હોય; તેમ બોલાવતો હતો. શ્રીજી પ્રેરીત પોતાને મળેલા આ આદેશનો અંતિમ સ્વીકાર કરી, સ્વામીશ્રીએ મહાપ્રસ્થાનની તમામ તૈયારી કરી લીધી. પોતાની સાથે નારાયણચરણદાસ[1] તથા વૃદ્ધ નિરંજનદાસજી[2] તથા બીજા ત્રણ સાધુ મળી છ જણાએ તયારી કરી. ફકત ઝોળીઓ જ લઈને આ છ સંત તથા હરિભકતો મંદિરમાં હરિકૃષ્ણ મહારાજના દર્શને આવ્યા. સ્વામીશ્રીએ હરિકૃષ્ણ મહારાજને સ્તુતિ કરી કહ્યું, 'મહારાજ ! અમારે જૂદુ પડવાનો જરાય સંકલ્પ નથી પણ જો આપની ઇચ્છાથી જૂદા પાડતા હો, તો આપ અમારી સહાયતામાં રહેજો અને અખંડ ભેગા રહેજો.' આ પ્રમાણે હરિકૃષ્ણ મહારાજને પ્રાર્થના કરી, સ્વામીથી આચાર્યની હવેલી પાસેના પગથિએથી નીચે ઉતર્યા અને હનુમાનવાળે દરવાજેથી બહાર નીકળ્યા. સાથે તેમના મંડળના પાંચ સંતો અને લગભગ દોઢસો જેટલા હરિભકતો હતા.

અંતિમ વનવાસ

ચૌદ વર્ષનો વનવાસ પામેલા રઘુનાથજીએ જે પરિસ્થિતિમાં અયોધ્યાના વાસીઓને છોડ્યા, તેવી જ સ્થિતિ આજે વરતાલની મુમુક્ષુ આમજનતાની તથા મંદિરમાંના પણ કેટલાક સદ્‌ભાવવાળા સંતો તથા પાર્ષદોની હતી. સજળ નેત્રે સ્વામીશ્રીને જતા સૌ જોઈ રહ્યા. વરતાલમાં હરિકૃષ્ણ મહારાજ છે, પ્રસાદી સ્થાનો છે, ગોમતી તળાવ છે; પરંતુ મહારાજનું હૃદય જે સાધુ તે આજે વરતાલ છોડીને જાય છે એટલે હરિકૃષ્ણ મહારાજ પણ સાથે જ જાય છે, એમ સૌને લાગ્યું. વરતાલનું સ્થાન સૂનુ પડી ગયું. સ્વામીશ્રીને વળાવવા સૌ મર્યાદા છોડી દરવાજા સુધી સાથે ગયા.

---

૧ ધર્મજના લેવા પાટીદાર સાધુઓના પ્રસંગથી વરતાલ ત્યાગી થવા ગયા. અત્રે મોતી ભગત પાર્ષદ ભેળા રહ્યા. સ્વામીશ્રીનો યોગ થયો ત્યારે સ્વામીશ્રીનું શુદ્ધવૃત્તાંત અને સંપૂર્ણ સાધુતા જોઇ, તેમના મંડળમા રહ્યા. પછી સ્વામીશ્રીએ તેમને સાધુની દીક્ષા અપાવી સ્વામીશ્રી સાથે તેમને એટલો ગાઢ સ્નેહ થઇ ગયો હતો કે એક ક્ષણ પણ સ્વામીશ્રીથી છૂટા પડતા ન હતા.

૨. સ્વામી વિજ્ઞાનાનંદ સ્વામીના શિષ્ય અને સ્વામીશ્રીના ગુરુભાઇ.

રામચંદ્રજીને વનમાં જતા જોઇ જે સ્થિતિ રાજા દશરથની થઇ હતી, તેવી જ સ્થિતિ કોઠારી ગોવર્ધનભાઇની થઇ. વૃદ્ધાવસ્થાને લીધે આંખે અપંગ બનેલા આ કુલ કારભારીનું, પોતાના પ્રાણપ્રિય શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીને વરતાલ છોડી જતા જોઇને, હૃદય ભાંગી ગયું. આંખમાં અશ્રુની ધારા અખંડ વહેવા લાગી અને અવાચક્ બની દેહનું ભાન ગુમાવી દીધું. કેવો વિષમકાળ આવ્યો કે ધર્મ, નિયમ, આજ્ઞા અને ઉપાસનામાં સર્વ પ્રકારે દૃઢ અને લાખોને બ્રહ્મસ્થિતિ પમાડી એકાંતિક ધર્મ સિદ્ધ કરાવી શકે, એવા આ પરમ ભાગવત સંતને આજે આ વનવાસ વેઠવો પડે છે! ધીરે ધીરે સ્વામીશ્રી સાથે માણસો વધતા ગયા.

મંદિરથી બહાર નીકળી ઉગમણી બાજુ ગોમતી તળાવ વાળે રસ્તે સ્વામીશ્રી અને સંઘ પહોંચ્યો. એટલામાં સામેથી કિશોરભાઇ પટેલ આવ્યા. ગામમાં પોલીસ પટેલ તરીકે કામ કરતા આ યુવાન અધિકારીને સ્વામીશ્રી પ્રત્યે અપાર પ્રેમ હતો. તેમને ખબર પડી કે સ્વામીશ્રીને મંદિરમાં ઉપાધિ થઇ છે એટલે તે તુરત જ મંદિર તરફ આવવા નીકળ્યા અને રસ્તામાં જ સ્વામીશ્રીના દર્શન થઇ ગયા. સ્વામીશ્રીને દંડવત્ કરી તેમણે કહ્યુ, 'સ્વામી! મંદિરવાળાએ તમોને ઉપાધિ કરી છે તે જાણીને હું ત્યાં જ આવતો હતો અને આપ અહીં મળી ગયા. હવે આપ પાછા ચાલો અને જે જે આપને ઉપાધી કરતા હોય તેમના નામ આપો. હું તેમને નડિયાદ પહોંચતા કરું.' આ સાંભળી સ્વામીશ્રીએ કહ્યું, 'આપણે એવું કાંઇ કરવું નથી. આપણો તો સાધુનો માર્ગ છે. એટલે અપમાન, તિરસ્કાર સહન કરવા અને ગામડે ગામડે ફરી ઝોળી માંગી સત્સંગ કરાવવો.' સ્વામીશ્રીની આ વાત સાંભળી સૌ સ્થંભી ગયા! કિશોરભાઇ તો સ્વામીશ્રીની પ્રેમાળીની સૌમ્ય મૂર્તિ જોઇને, આ હૃદયમાં, બદલો લેવાનો ભાવ શી રીતે સંભવી શકે, તેનો વિચાર કરવા લાગ્યા. તેમણે હાથ જોડી કહ્યું, 'સ્વામીજી! આપ થોડીવાર ચોરે બિરાજો. એટલી વારમાં મારા ખેતરેથી ગાડુ મંગાવું છું. એટલે આપ સુખેથી જ્યાં જવું હોય ત્યાં

પધારજો.' તેમનો અત્યંત ભાવ જોઇને, સ્વામીશ્રીએ તેમની વિનતિ માન્ય કરી.

**માંગલિક પ્રસ્થાન**

સ્વામીશ્રી અને સંતો તથા સાથેના હરિભક્તો ચોરે ગયા અને ત્યાં આસન કરીને બેઠા. ધીરે ધીરે વરતાલ ગામમાં ખબર પડતી ગઇ કે, સ્વામીશ્રીને વરતાલ મંદિર છોડવું પડયું છે. એટલે ગામના હિરિભક્તો એક પછી એક ફુલહાર ચંદન વગેરે લઇ આવવા લાગ્યા. અહીં ચોરા ઉપર જ સ્વામીશ્રીની પૂજનવિધિ ચંદન પુષ્પ વગેરેથી થઇ અને હજારો ફુલના હારથી અને ગુલાબના હારથી સ્વામીશ્રીની કોટ ભરાઇ ગઇ. આવી અતિ અલૌકિક માંગલિક વિધિ જોવા આખુ ગામ ઊમટયું. સૌના અંતરમાં એક જ પડઘો પડ્યો કે વરતાલ મંદિરનો 'પ્રાણ' આજે જાય છે. પૂજનવિધિ અને આરતીનો વિધિ પૂરો થયો. પછી સ્વામીશ્રી કિશોરભાઇની ગાડીમાં બિરાજ્યા. એટલામાં સામેથી ગાય આવી એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'શુકન સારા થાય છે.' આ રીતે શુદ્ધ મુમુક્ષુના સદાના હિતાર્થે સ્વામીશ્રીએ વરતાલમાંથી માંગલિક પ્રસ્થાન કર્યું.

**મંદિર તથા દેવથી આપણે જુદા પડતા નથી**

સાથેના હરિભક્તો ભગ્ન હૃદયે અને અશ્રુ ટપકતી આંખે ગાડી સાથે ચાલવા લાગ્યા. પછી તાડણ તલાવડી આગળ સ્વામીશ્રીએ ગાડી ઊભી રખાવી. સૌ હરિભક્તોને વિદાયની શીખ આપતાં સ્વામીશ્રીએ કહ્યું,'તમો સર્વે વરતાલ ઠાકોરજીને જે જે ધર્માદા આપતા હો, નામનું આપતા હો, રસોઇઓ વગેરે જે જે આપતા હો, પૂનમ કરતા હો, તે તમામમાં એક રંચ જેટલો ફેર પડવા દેશો નહિ, અને ઓછું કરશો નહિ; મંદિર અને ઠાકોરજી આપણા છે. આ તો દેશકાળને લઇને જૂદા પડીએ છીએ. પરંતુ મંદિર તથા દેવથી આપણે જૂદા પડતા નથી; આપણે એનાં જ છીએ.' આમ ઉપદેશ વચનો કહી વળી ફરી બોલ્યા, 'તમો સર્વેએ મારે માટે ઘણું જ સહન કર્યું છે અને માથા સાટે પક્ષ રાખ્યો છે, પણ હવે ઘેર જાઓ.' એટલે ત્રિભોવનદાસ, અમીન ધાભાઇ, કેશવલાલભાઇ, ઝવેરભાઇ વિઠ્ઠલભાઇ, વસોના

પુરુષોત્તમદાસ, ભાદરણના ચતુરભાઇ વગેરેએ પોતપોતાના ગામે પધારવા સ્વામીશ્રીને વિનતિ કરી, પરંતુ સ્વામીશ્રીએ ના પાડી. એટલે ફરી બોચાસણના હરિભક્તો, ઝવેરભાઇ, તથા ગિરધરભાઇ તથા લક્ષ્મીદાસ વગેરેએ સ્વામીશ્રીને બોચાસણ પધારવા આગ્રહ કર્યો. એટલે સ્વામીશ્રીએ ઝવેરલાલને કહ્યું, 'મને બોચાસણ બોલાવવામાં તમારે માથે ઘણી જ ઉપાધિ આવશે. તમો સત્સંગમાં આગેવાન છો એટલે સાધુઓ, બ્રહ્મચારીઓ, કોઠારીઓ આવી તમને શરમાવશે કદાચ છેવટ સુધી નહિ માનો તો પૈસાથી લોભાવશે, તેમ છતાં નહિ માનો તો તમારા સાગાસંબંધીને મોકલી શરમાવી મને રજા અપાવશે માટે પૂરતો વિચાર કરી લેજો' એટલે ઝવેરભાઇ બોલ્યા, 'સ્વામી ! જેને જે કરવું હોય તે ભલે કરે, હું ડગીશ નહિ અને મારા ગળામાં પ્રાણ હશે ત્યાં સુધી મારી આગળ કોઇનું ચાલશે નહિ. આપ ચિંતા કરશો નહિ.' ઝવેરભાઇ તથા હિરાભાઇના આવા હિંમતભર્યા વચન સાંભળી, સ્વામીશ્રી અત્યંત રાજી થયા અને ત્યાં જ 'શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજનો જય' બોલાવી ત્યાંથી સૌને વિદાય કર્યા અને પોતે, બોચાસણના હરિભક્તો સાથે કરમસદ પધાર્યા

## બોચાસણ ઉપર કળશ ઢળે છે

અદાશ્રી વરતાલથી નીકળી રાજકોટ પાછા જવા બોરીઆવી સ્ટેશને આવ્યા. અહીં સ્વામીશ્રીનો વિરોધી લવજી ઠક્કર વરતાલ જવા બોરીઆવી ઉતર્યો. તેને જોઇ અદાશ્રીએ તેને કહ્યું, 'તારો બાપ હવે કરમસદ ગયો છે. માટે હવે તારું કંઇ વળશે નહિ.' અદાશ્રીના આ વચનથી લવજી ઠક્કરના અંતરમાં ઝેર રેડાયું.

સ્વામીશ્રી કરમસદ પધાર્યા અને મંદિરમાં ઉતારો કર્યો. સ્વામીશ્રી મંદિરમાં પધાર્યા છે તે ખબર પડતા જ, બાવાજી ભાઇલાલ ભાઇ, સોમાભાઇ તથા ઝવેરભાઇ મોટા (સરદાર વલ્લભભાઇના પિતાશ્રી) મંદિરે આવ્યા. મિસ્ત્રી ત્રિકમ સુથાર તે વખતે મંદિરમાં માળા ફેરવતા હતા. તેમણે સ્વામીશ્રી પધાર્યા એટલે સર્વે હકીકત તેમની પાસેથી જાણી લીધી. પછી ઘેર જઇ તુરત જ ખીચડી, શાક, દહીં, ઘી વગેરે

સિધુ પોતે લઇ આવ્યા. સંતોએ રસોઇ બનાવી. સ્વામીશ્રી ચાર દિવસના ઉપવાસ પછી જમ્યા. ગાડીવાળાને પણ જમાડી વિદાય કર્યો. પછી સૌ હરિભક્તોએ સ્વામીશ્રીને વિનતિ કરી, 'આપ હમણાં એક બે માસ અહીં રહો.' પરંતુ સ્વામીશ્રીએ કહ્યું, 'આજનો દિવસ માંગલિક છે એટલે બોચાસણ જઇને ત્યાં જ રોકાવું છે. માટે અત્યારે જ ત્રણ ગાડી લાવો.' સ્વામીશ્રીની ઇચ્છા સૌએ માન્ય રાખી અને ત્રણ ગાડીઓ તૈયાર કરી લાવ્યા. સ્વામીશ્રી તથા સાથેના સંતો અને બોચાસણના હરિભક્તો ગાડીમાં બેસી, બોચાસણ રાત્રીના અગિયાર વાગે પહોંચ્યા. અહીં જૂના મંદિરમાં આવી મુકામ કર્યો અને આજુબાજુના ગામડાઓમાં ફરવાનું નક્કી કર્યું.

× × ×

**ટેકની ટેક**

મોટા પુરુષોત્તમદાસ સ્વામી તથા ગોવિન્દસ્વામી તથા માનત સ્વામી વગેરે સ્વામીશ્રીના મંડળના સંતો વરતાલમાં રહ્યા હતા. તેમને ત્યાગીઓ તરફથી અત્યંત ઉપાધિ સહન કરવી પડી. મોટા પુરુષોત્તમ સ્વામીને શણગાર આરતીના દર્શન કરતાં પાછળથી કોઇએ સૂયો ઘોંચી દીધો તેથી પહેરેલું ધોતિયું પગ સુધી લોહીવાળું થઇ ગયું. પછી અક્ષર ભુવનમાં દર્શન કરવા જતા હતા ત્યાં સૌએ આ દીઠું એટલે કેટલાકે તો પૂછ્યું, 'સ્વામી! આ કોણે કર્યું?' ત્યારે પોતે તો 'કાંઇ નહિ, કાંઇ નહિ, 'સ્વામિનારાયણ. સ્વામિનારાયણ,' એમ બોલતા ઉતાવળે ઉતાવળે આસને જતા રહ્યા. પણ આ સંબંધી એક શબ્દ કોઇ પાસે ઉચ્ચાર્યો નહિ.

વળી ગોવિન્દસ્વામી તથા મહાનત સ્વામી[1] ભંડાર પાસે

---

[1] માનત સ્વામીનું નામ ભક્તિજીવનદાસ હતું. તે તથા ગોવિન્દસ્વામી મેવાસાના કણબી હતા. અને જૂનાગઢમાં સાધુ થયા હતા. જૂનાગઢથી વરતાલ સમૈયો કરવા આવતા, વરતાલમાં સ્વામીશ્રીનો યોગ થયો અને તેમની વાતોથી જૂનાગઢના ગુણાતીત જ્ઞાનના સંસ્કાર ઉદય થઈ ગયા એટલે વરતાલમાં જ સ્વામીશ્રીના મંડળમાં રહ્યા. સ્વામીશ્રી સાથે એવો ગાઢ સ્નેહ આ બંને સંતોને થઇ ગયો હતો કે જેમ લક્ષ્મણજીએ રામચંદ્ર ભગવાન સાથે અયોધ્યાનો વૈભવ છોડી વનમાં જવાનું નક્કી કર્યું, અને વનના અનેક કષ્ટોને ન ગણકાર્યા, તેવી જ રીતે આ બંને સંતોએ પણ સ્વામીશ્રી સાથે જવા વરતાલનો વૈભવ છોડી દેવાનું નક્કી કર્યું.

કૂવે નાહી વસ્ત્ર બદલતા હતા, તેવામાં ઉપરથી કોઇએ ચૂલાની સળગતી રાખ નાખી. આ પ્રમાણે શેખે તો 'શેખની ટેક' રાખી. પરંતુ આ સંતો તો, શ્રીજીની આજ્ઞાનુસાર[1] પ્રતિકાર ન કરતાં, તેમનું હિત થાય તેવું જ ચિંતવન કરવા લાગ્યા. પોતાને તો વરતાલમાં રહેવાનું પ્રયોજન ફક્ત દેશમાં ફરવાની ચિઠ્ઠી મેળવવી એટલું જ હતું. તે ચિઠ્ઠાની વહેંચણીમાં જ્યારે સ્વામીશ્રીના મંડળને ચિઠ્ઠી ન મળી, ત્યારે તેઓ વરતાલથી નીકળી ગયા ફક્ત ઝોળી સિવાય બીજા પુસ્તક કે પદાર્થ તેમને લેવા દીધાં નહિ. શ્રીજીની ઇચ્છા હશે તો પુસ્તકો મળી રહેશે એવા નિસ્પૃહ ભાવથી, આ સંતો, વરતાલથી નીકળી આસી, વહેરા, વગેરે ગામોમાં સ્વામીશ્રીને શોધતા શોધતા બોચાસણ આવી પહોચ્યાં. અહીં સ્વામીશ્રીના દર્શન કરી અત્યંત શાંતિ અનુભવી. સ્વામીશ્રી બોચાસણમાં રહીને આજુબાજુના ગામડામાં ફર્યા અને આશી તથા નારમાં બે સમૈયા ઉત્સવ કર્યા. તે અરસામાં વસંતપંચમીનો સમૈયો વઢવાણમાં થવાનો હતો એટલે સ્વામીશ્રી તેમનું મંડળ લઈ વઢવાણ સમૈયામાં પધાર્યા.

## વઢવાણમાં વસંત પંચમીનો સમૈયો

સં. ૧૯૬૦ના વસંત પંચમીના શુભ દિવસે વઢવાણમાં શ્રી અક્ષરપુરુષોત્તમ મહારાજની મૂર્તિઓની સ્થાપના સ્વામીશ્રીની અપૂર્વ પ્રેરણા અને સહાયથી થઇ શકી. આથી આચાર્ય શ્રી કુંજવિહારિપ્રસાદજી તથા સ્વામી નિર્મળદાસજી, ત્યાગવલ્લભદાસજી વગેરે સંત મંડળને સ્વામીશ્રી પ્રત્યે અત્યંત આદરભાવ હતો. સ્વામીશ્રીને આ સમૈયા ઉપર પધારવા તેમણે આમંત્રણ પાઠવ્યું. સ્વામીશ્રીનો તો એ જ સિદ્ધાંત હતો કે ભજન કરવું અને કરાવવું અને મુમુક્ષુ જીવોના હૃદયમાં સ્વામિનારાયણની અર્થાત્ અક્ષર

ભગવાન અને ભગવાનના સંત એજ કલ્યાણકારી છે

---

[1] गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः।
क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः॥...શિક્ષાપત્રી–૨૦૧

પુરુષોત્તમની દૃઢ નિષ્ઠા કરાવવી. આ ધ્યેયને લક્ષમાં રાખી, આ સમૈયામાં એકત્રીત થએલા બહુજન સમુહને પ્રેરક સંદેશો આપવા સ્વામીશ્રી પધાર્યા. સમૈયાને દિવસે અક્ષરપુરુષોત્તમના યુગલ સ્વરૂપની તત્ત્વે સહિત નિષ્ઠાની વાતો કરતા સ્વામીશ્રીએ કહ્યું, "શ્રીજીમહારાજે તો જીવના કલ્યાણને માટે ભગવાન અને ભગવાનના સાધુ જ બતાવ્યા છે. માટે જેમ પોતાના શરીરને વિષે જીવને આત્મબુદ્ધિ વર્તે છે તેવી ભગવાન ને ભગવાનના સંતને વિષે આત્મબુદ્ધિ રાખી જોઇએ, અને ભગવાનના ભક્તનો પક્ષ દૃઢ કરી રાખવો જોઇએ. તે પક્ષ રાખતા થકા આબરૂ વધો અથવા ઘટો, માન થાઓ કે અપમાન થાઓ, દેહ જીવો કે મરો પણ કોઇ રીતે ભગવાનના ભક્તનો પક્ષ મૂકવો નહિ. વળી એ ભગવાન તથા ભગવાનના ભક્ત કેવા છે ? તો જે ભગવાનનું બ્રહ્મપુર ધામ છે તેને વિષે ભગવાન સદાય સાકારમૂર્તિ વિરાજમાન છે અને ભગવાનના ભક્ત પણ એ ભગવાનના ધામમાં મૂર્તિમાન થકા ભગવાનની સેવાને વિષે રહે છે [1] માટે મહારાજ સાથે એવા ઉત્તમ ભક્ત જે ગુણાતીતાનંદ સ્વામી, તેમને વિષેની જે ભક્તિ તે જ કલ્યાણકારી છે." આવી રીતે અક્ષર પુરુષોત્તમની ઉપાસનાનો સત્ય સિદ્ધાંત સ્વામીશ્રીએ સૌને સમજાવ્યો. વઢવાણના હરિભક્ત મેરાઇ નાગરદાસ કુંવરજીને સ્વામીશ્રીની ઉપાસનાના સિદ્ધાંતની આ વાતો સાંભળી, અને સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિ જોઇ, સ્વામીશ્રી પ્રત્યે અત્યંત ભાવ થયો. આ સમૈયામાં સ્વામીશ્રી તથા તેમના સંતોનો તેમણે સમાગમ કર્યો. તેથી તેમને સ્વામીશ્રીના સ્વરૂપની યથાર્થ નિષ્ઠા થઇ. તેમને નિશ્ચય થયો કે સાધુ તો ઘણા જોયા પણ બ્રહ્માંડમાં આ સાધુની જોડ મળે તેમ નથી. આ સાધુ તો અજોડ છે.

આ સમૈયાના પ્રસંગે વસંતપંચમીના શુભ દિવસે[2] કોઠારી જેઠા

---

૧ ગ. અં. ૭.

૨. જેઠા ભગત : નડિયાદ પાસે પીજ ગામમાં પાટિદાર જ્ઞાતિમાં જેઠાભાઇનો જન્મ સં. ૧૯૩૨ના જેઠ સુદી ૨ ને દિવસે થયો હતો. પૂર્વના મુક્ત હતા એટલે બાલ્યકાળથી જ જગત તરફ ઉદાસીનતા તેમનામાં જણાતી હતી. મંદિરે જવું, સાધુઓનો સમાગમ કરવો એવી વૃત્તિના જેઠાભાઇને ટભાણના સંતો શાસ્ત્રી યોગેશ્વરદાસ તથા જગતપાવનદાસનો

વઢવાણમાં સાધુઓની દીક્ષા

ભગત,[1] કોઠારી બેચર ભગત,[2] ધોરી ભગત,[3] લલ્લુ ભગત વગેરે પાર્ષદોને, કુંજવિહારિપ્રસાદજી મહારાજ પાસે ભાગવતી દીક્ષા અપાવવાનું નક્કી કર્યું. કોઠારી બેચર ભગતને તો અગાઉ દીક્ષા આપી મહાપુરુષદાસ નામ પાડયુ હતું. પણ ભગતજી મહારાજના યોગમાં રહેવાથી ત્યાગીઓએ તેમને ઉપાધિ કરી ધોળા લૂગડાં પહેરાવ્યા હતા અને છેવટે ભગતજીનો તેમને યોગ જ ન રહે તે માટે છપૈયા મોકલ્યા હતા. ત્યાં દસ વર્ષ સુધી વહિવટ કર્યો અને જ્યારે તેમણે જાણ્યું કે સ્વામીશ્રીને ઉપાધિને લઇને વરતાલથી બહાર નીકળવું પડયું છે, ત્યારે પોતે છપૈયાથી નીકળી આણંદ આવી સ્વામીશ્રીને મળ્યા. પછી સ્વામીશ્રી સાથે બોચાસણ પધાર્યા અને ત્યાંથી આ સમૈયે આવ્યા.

આચાર્ય શ્રી કુંજવિહારીપ્રસાદજીએ આ પાર્ષદોને દીક્ષા આપી અને કોઠારી જેઠાભગતનું નામ સ્વામી નિર્ગુણદાસજી પાડયું. કોઠારી બેચર ભગતનું નામ અસલનું મહાપુરુષદાસજી રાખ્યું. ધોરી

યોગ થયો. તેમના પ્રસંગથી વચનામૃતમાં સમજણ પડવા લાગી અને ધીરે ધીરે સત્સંગમાં આવવા લાગ્યા. પછી મૂળજીભાઇના પ્રસંગથી અનાદિ મહામુક્તથી પ્રાગજી ભક્તનો મહિમા સમજ્યા એટલે તેમનામાં પ્રીતિ થઈ. ત્યારબાદ વડોદરા કલાભુવનમાં અભ્યાસ માટે દાખલ થયા. અહીં ભગતજી મહારાજના શિષ્ય શિવશંકરભાઇ, ગોવિન્દભાઇ માસ્તર, વૈદરાજ વિશ્વનાથભાઇ, કાળીદાસભાઈ વગેરેના સમાગમથી ભગતજી મહારાજને વિષે પરિપૂર્ણ નિષ્ઠા થઇ અને સં. ૧૯૫૨ના કાર્તિક માસમાં ભરૂચના ગણપતરામભાઇ સાથે મહુવા ભગતજીના દર્શને ગયા. ત્યારબાદ ભગતજીની આજ્ઞાથી સં. ૧૯૫૩માં ત્યાગી થયા અને પાર્ષદ બની ધ. ધૂ. આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજ પાસે રહેવા લાગ્યા. તેમની કાર્યશક્તિ, વિવેક અને વૈરાગ્યથી આચાર્ય મહારાજના તેઓ અતિ પ્રીતિપાત્ર બન્યા અને મુંબઇના કોઠારી તરીકે સં. ૧૯૫૩માં મહારાજે તેમને નીમ્યા.

સં. ૧૯૫૪માં ભગતજી ધામમાં પધાર્યા ત્યારે મહુવા જઇ ૨૩ દિવસ ભગતજીની તેમણે સેવા કરી અને રાજી કરી દીધા. ભગતજીએ પણ તેમને વર આપ્યો કે ભગવાન ને સાધુની નજર તમારા ઉપરથી નહિ ઉતરે. સં. ૧૯૫૫માં સ્વામીશ્રી રાજકોટ ભણતા હતા તે વખતે જૂનાગઢમાં સ્વામી જાગા ભક્તના સમાગમનો યોગ હતો એટલે સ્વામીશ્રીની આજ્ઞાથી મુંબઇના કોઠારીપદથી છૂટા થઇ, જૂનાગઢ આવ્યા અને ૭ માસ સ્વામી જાગાભક્તનો સમાગમ જૂનાગઢમાં રહીને કર્યો અને વળી કોઠારનું કામ પણ કર્યું.

ભગતનું[3] નામ અક્ષરપુરુષદાસજી[4] લલ્લુભગતનું અને નામ સંતદાસજી રાખ્યું. આ પ્રમાણે આ સંતો ભાગવતી દીક્ષા ગ્રહણ કરી, સ્વામીશ્રીના મંડળમાં અક્ષરપુરુષોત્તમની ઉપાસના પ્રવર્તાવવાના કાર્યમાં તત્પર થઇ ગયા.

## આણંદમાં ઐતિહાસિક નિર્ણય

સં. ૧૯૬૨ના ફાગણ સુદ ૧૫નો સમૈયો આણંદમાં કેશવલાલ પ્રાગજીને ત્યાં કરવાનું નક્કી કર્યું. વરતાલથી સ્વામીશ્રી નીકળ્યા પછી આ પ્રથમ સમૈયો હતો. એટલે આ સમૈયે કાંઈ ચોક્કસ નિર્ણય કરી લેવો, એમ સ્વામીશ્રીના તમામ હેતવાળા હરિભક્તોએ નક્કી કર્યું. આ સમૈયો થતા પહેલા વરતાલમાં તેના ભણકારા વાગવા માંડયા કે યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીના તમામ આગેવાન શિષ્યો આણંદમાં મોટો સમૈયો કરવાના છે,

આમ ગુણાતીત જ્ઞાન પ્રવર્તક અનાદિ મહામુક્ત શ્રી ભગતજી મહારાજ તથા સ્વામી જાગાભક્તના સમાગમથી શુદ્ધ ગુણાતીત જ્ઞાનના ધારક પોતે બન્યા અને સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજના અનન્ય સેવક તરીકે તેમની સાથે જ સેવામાં જોડાઇ ગયા (વિસ્તાર માટે જુઓ : પ્રાગજી ભક્ત)

૩. ધોરી ભગત : સારસા ગામમાં પાટિદાર જ્ઞાતિમાં તેમનો જન્મ થયો. અઢાર વર્ષની ઉમરે સત્સંગનો યોગ થયો. સં. ૧૯૫૮માં સ્વામીશ્રી વીરસદનું મંદિર કરાવતા હતા. ત્યાં પોતે આવ્યા અને મંદિરના કાર્યમાં મદદ કરવા લાગ્યા. પરંતુ સંબંધિઓની ઉપાધિથી ઘેર પાછું જવું પડયું. ફરી સં. ૧૯૬૧માં વરતાલ આવ્યા અને વૈકુંઠદાસજી પાસે ભંડારમાં સેવા કરવા લાગ્યા. પરંતુ સ્વામીશ્રી સાથે અત્યંત હેત હોવાથી, તેમના સમાગમની અપેક્ષા તેમને રહેતી અને તેમની સાથે ગામડે ફરવા જવાની ઇચ્છા પણ રહેતી. પણ ભંડારી જવા ન દેતા. આથી કોઠારી જોઠાભગતે તેમને શંકર ભગતનો (ભગતજીના શિષ્ય) સમાગમ કરવા આજ્ઞા કરી. તેમના સમાગમથી શુદ્ધ ગુણાતીત જ્ઞાનની વચનામૃતમાંથી સમજ પડી અને સ્વામીશ્રીના સિદ્ધાંતો સમજી શકયા. સં. ૧૯૬૨માં સ્વામીશ્રી વરતાલથી નીકળ્યા ત્યારે ધોરી ભગત પણ સાથે જ નીકળ્યા હતા.

૪. લલ્લુભગત : ભાદરણ પાસે સીસવા ગામમાં લેવા પાટિદાર જ્ઞાતિમા તેમનો જન્મ થયો હતો. જન્મથી જ શુદ્ધ મુમુક્ષુ હતા અને ભજન મંડળના અગ્રેસર હતા. તેમનું પ્રિય કીર્તન "જો દુ:ખ થાય તો થાજો, ફરી સ્વામીને ભજતાં" એ હતું. વરતાલ તેઓ ત્યાગી થવા આવ્યા અને સ્વામીશ્રીનો યોગ તેમને થયો. પૂર્વના મુક્ત હતા એટલે સ્વામીશ્રીમાં સહજે જ હેત થઇ ગયું અને વરતાલ સ્વામીશ્રી પાસે પાર્ષદ થઇને રહ્યા. સ્વામીશ્રી વરતાલથી નીકળ્યા ત્યારે પોતે પણ સાથે નીકળ્યા હતા.

અને યજ્ઞપુરુષદાસજી આ સમૈયે કંઇ અગત્યનો નિર્ણય લેવાના છે. યજ્ઞપુરુષદાસને કોઇ સાથ ન આપે, તે જોવાની તમામ ત્યાગી મંડળની ઇચ્છા હતી. પરંતુ મહારાજ તો 'કરું છાયા કર દોઇ' એમ અખંડ રક્ષામાં હતા. એટલે કોઇનું કંઇ ચાલતું નહિ.

આણંદમાં આ સમૈયો ન ભરાય અને કોઇ પણ પ્રકારે સ્વામીશ્રીને ચરોત્તરના મોટેરા અમીન પાટિદારોનો સાથ ન મળે, તેવી પ્રવૃત્તિ વરતાલમાં શરુ થઇ. વરતાલથી બ્રહ્મચારી અનંતાનંદજી તથા સાધુ રઘુનાથચરણદાસજી આણંદ આવ્યા. કેશવલાલભાઇને મળ્યા અને સમૈયો બંધ રાખવા ઘણો આગ્રહ કર્યો. પરંતુ મુક્તરાજ કેશવલાલભાઇએ તો તેમની વાત સાંભળી જ નહિ. આથી નિરાશ થઇ તેઓ વરતાલ જતા રહ્યા. પરંતુ વૈરાગ્નિ વધુ પ્રદીપ્ત થયો !

આ સમૈયે સ્વામીશ્રીના તમામ આગેવાન હરિભક્તો પધાર્યા હતા અને લગભગ ૭૦૦–૮૦૦ ભક્તોનો સંઘ ભેળો થયો હતો. લીમડીથી દીવાન શ્રી ઝવેરભાઇ નાથાભાઇ, સોખડાથી ત્રિભોવનદાસ, ચાણસદથી મનસુખરામ વૈદ્ય તથા કાળીદાસ, સાધીથી આશાભાઇ પ્રભુદાસ તથા ઇશ્વરભાઈ, દીવાન સાહેબના પુત્ર કાશીભાઇ અમીન, વીરસદથી શંકરભાઈ જોરાભાઈ અમીન (સોલિસિટર), પેટલાદથી પ્રભુદાસ વકીલ, મંછારામ શેઠ, નડિયાદથી રામચંદ્રભાઇ વગેરે હતા. તે સિવાય કરમસદ, ધર્મજ, ભાદરણ, નાર, વસો, સોજીત્રા, નડિયાદ, અમદાવાદ, ભરૂચ વગેરે ગામોના ઘણા હરિભક્તો આવ્યા હતા. સમૈયો અલૌકિક થયો. આ સમૈયોમાં ભેગા થએલા તમામ હરિભક્તોએ સ્વામીશ્રીને જુદું મંદિર કરવા માટે આગ્રહ કર્યો. સ્વામીશ્રીએ પોતાની રુચિ અનુસાર કહ્યું, 'આપણે વરતાલ સાથે કદાચ સમાધાન થાય માટે હમણા એવી પ્રવૃત્તિ કરવી નથી.' પરંતુ તમામનો આગ્રહ હતો. અંતે સ્વામીશ્રી સંમત થયા અને મંદિર માટેનો ખરડો શરુ કર્યો. દરેક હરિભક્તને ખૂબ જ ઉત્સાહ હતો એટલે રૂા. ૫૦૦) થી ઓછી રકમ કોઇએ લખાવી નહિ. સોખડાના ત્રિભોવનદાસભાઇએ રૂા. ૫૦૦૦), કેશવલાલભાઇએ રૂ. ૩૦૦૦), મનસુખરામ વૈદ્યે રૂા. ૧૦૦૦), અમદા-

વાદના શેઠ શ્રી મંછુભાઈએ રૂ. ૬૦૦૦) તથા કાળીદાસભાઈએ રૂ. ૧૦૦૦). આમ એક કલાકમાં રૂ. ૪૦,૦૦૦) થયા એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'હવે બંધ કરો, આટલી રકમ ખરચતા ખૂટશે ત્યારે ફરી વિચાર કરીશું.' એટલે લખણી બંધ કરી. સ્વામીશ્રીનો આવો અદ્ભુત પ્રતાપ સૌએ અહીં પ્રથમ જોયો

આ રીતે આ સમૈયામાં લખણી તો થઇ પરંતુ મંદિર ક્યાં કરવું તેનો સૌ વિચાર કરવા લાગ્યા. સોખડા, આણંદ, છાણી, વસો, ગાના, કરમસદ વગેરે ગામોના આગેવાન હરિભક્તોએ મંદિર માટે જોઇતો જમીન આપવાનું કહ્યું. પરંતુ સ્વામીશ્રીએ તેમની માંગણી સ્વીકારી નહિ. છેવટે તમામ હરિભક્તોએ મળીને સ્વામીશ્રીને પૂછ્યું, 'આપને ક્યાં મંદિર કરવા મરજી છે?' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'આપણી મરજી શા કામની? શ્રીજી મહારાજની મરજી મુજબ કરવું જોઇએ. શ્રીજી મહારાજે વરતાલ, બોચાસણ અને બામણગામ, ત્રણ ગામો મંદિર કરવા માટે જોયા હતા. છેવટે 'જળ છાયાની જુક્તિ' વરતાલ જેવી કોઇ જગ્યાએ ન જોઇ, એટલે વરતાલ મંદિર કરવા નક્કી કર્યું અને કાશીદાસ મોટાને ઘેર લક્ષ્મીનારાયણ દેવની મૂર્તિઓ હતી, તે મંગાવી લીધી. કાશીદાસ મોટાને મૂર્તિઓ આપતાં દુઃખ થયું પણ મહારાજે તેમને વર આપ્યો કે 'તમારે ઘેર ભવિષ્યમાં શિખરબદ્ધ મંદિર થશે અને મારા ધામ સહિત હું પોતે જ સ્વયં બિરાજમાન થઇશ.[1] માટે હવે બોચાસણ કે બામણગામ એમાંથી જે ગામ તમો પસંદ કરો, ત્યાં મંદિર કરીએ.' સ્વામીશ્રીની મરજી જાણી સૌ હરિભક્તોએ

---

૧ લક્ષ્મીનારાયણ દેવની મૂર્તિ વડોદરાના વણિક અમીચંદ ખીમચંદ જયપુરથી પોતાને માટે કરાવી લાવ્યા હતા. પરંતુ અમરેલીના સુબા બાબાસાહેબે ગાયકવાડ સરકારને કહ્યું કે શેરીએ શેરીએ જો મંદિરો થશે તો વડોદરાની હદ નહિ રહે. એટલે ગાયકવાડ સરકારે મંદિરો ન કરવાનું ફરમાન કાઢ્યું અને જેમની પાસે મૂર્તિઓ તૈયાર હતી, તેમની મૂર્તિઓ આંચકી લેવા લાગ્યા. આથી ખીમચંદે તેના પુત્ર અમીચંદને કહ્યું કે મૂર્તિઓ દાટી દે. અમીચંદે મૂર્તિઓ ભોંમાં દાટી દીધી.

સં. ૧૯૫૫ માં મહારાજ વનવિચરણ કરી વડોદરા પધાર્યા, ત્યારે ૧૬ થાંભલાનો માંડવીનો દરવાજો છે, ત્યાં બિરાજ્યા. અમીચંદનું ઘર માંડવી સામે જ હતું. મહારાજની

ઓચાસણ મંદિર કરવું એમ નક્કી કર્યું. સ્વામીશ્રી પણ તેમના નિર્ણયથી અત્યંત રાજી થયા અને કહ્યું, 'મહારાજે કાશીદાસ મોટાને વર આપ્યો છે તે બાકી છે, તેથી મહારાજની મરજી મુજબ આપણે

દિવ્ય મૂર્તિ જોઇ તેના દરિદ્રિયો, અંત કરણુંખે થાઈ ગયા અને મહારાજને જમવા માટે આગ્રહ કર્યો મહારાજે જે તૈયાર હોય તે લાવવા કહ્યુ. એટલે અમીચંદ ખીચડી અને ઘી લાવ્યો મહારાજ થોડી ખીચડી અને ઘી જમ્યા પ્રસાદીનુ ઘી અમીચંદની સ્ત્રીએ ખાધુ એટલે તેના સંકલ્પો બંધ થઈ ગયા. તેથી તેણે જાણ્યું જરૂર આ સાક્ષાત્ ભગવાન છે બીજે દિવસે મહારાજને જમાડવાનો આગ્રહ તેણે કર્યો પરંતુ મહારાજે ના કહીઅને કહ્યુ, 'તારી સેવા મારે લેવી છે અને તારી પાસે લક્ષ્મીનારાયણની મૂર્તિઓ છે તે હુ ૨૬ વર્ષ પછી મંગાવીશ'. અમીચંદે હાથ જોડી કહ્યુ 'મારો દેહ ત્યાં સુધી રહેશે?' ત્યારે મહારાજે હસીને કહ્યુ 'દેહ રાખવો આના હાથમા છે?' પછી મહારાજ ત્યાથી નીકળી ઓચાસણ પધાર્યા

ઓચાસણમા મહારાજ વડ નીચે ઉતર્યા વેનીબાઇએ મહારાજને જોયા અને કાશીદાસ મોગ તરફથી કહાનદાસ પાઠક ચોરાશી હતી, તેથી મહારાજને જમવા બોલાવ્યા મહારાજ જમવા પધાર્યા અને જમવા માટે લાડુ માગ્યા પણ બ્રાહ્મણ કહે માતાને ધરાવ્યા સિવાય લાડુ નહિ આપીએ પછી નાનીબાએ લાડુ લઇ લીધા પરંતુ મહારાજ તો દૂધ અને ભાત જ જમ્યા અને લાડુની પ્રસાદી નાનીબાને આપી જમીને મહારાજ ઊભા થયા એટલે નાનીબાએ મહારાજને કહ્યુ 'મહારાજ! અહીં રહો' તે વખતે કાશીદાસ પડખે ઊભા હતા એટલે મહારાજે કાશીદાસનુ કાંડુ પકડી કહ્યુ,

'કાંડુ ઝાલી કાશીદાસનુ રે, ઓચાસણ રહેવાનો આપ્યો કોલ રે,
ભક્તિના જાયા આજ જમ્યા કાન જમી ચાલશો રે
મુક્ત મોકલી અનાદિ સંતને રે, પાળી દેવું એક ગોન રે—ભક્તિના જાયા

પછી મહારાજ ત્યાથી દેવાણી પધાર્યા

સં. ૧૮૮૦ ના વૈશાખ માસમા તદ્રુપાનંદ સ્વામી, કેવળાનંદ સ્વામી, માધવાનંદ સ્વામી, ત્રિકમાનંદ સ્વામી વગેરે સંતો મહારાજની ચિઠ્ઠી લઈ, વડોદરા અમીચંદને ઘેર મૂર્તિઓ લેવા આવ્યા મૂર્તિઓ લીધી અને બાજવા આવ્યુ ત્યા માવઠુ થયુ અને કાદવમા ગાડુ ખૂત્યું પછી ઓચાસણથી માણસો બોલાવ્યા અને ગાડુ કાઢી મૂર્તિઓ ઓચાસણ લાવ્યા ત્યાર બાદ વરતાલમા પ્રતિષ્ઠા વખતે મહારાજ, ઓચાસણ મૂર્તિઓ લેવા પધાર્યા નાનીબાએ મહારાજને કંસાર જમાડ્યો અને મૂર્તિઓ ઓચાસણમા પધરાવવા વિનંતિ કરી ત્યારે મહારાજે કાશીદાસનો હાથ પકડી કોલ આપ્યો કે 'અમે અહીં અમારા ધામ સહિત બિરાજીશું'

વળી સં ૧૮૯૫ મા કાશીદાસ કારિયાણી મહારાજના દર્શન કરવા ગયા ત્યારે શ્રીજી મહારાજે કહ્યુ કે 'તમારા ગામમા મંદિર કરવુ છે' એમ કહીને વર આપ્યો સં ૧૮૮૨મા વરતાલમા મહારાજે કાશીદાસને કહ્યુ 'તમારે ત્યાં અમારે મંદિર કરવુ છે' એમ કહી કાશીદાસને મહારાજ મળ્યા અને પોતાનો ખેસ ભેટ આપ્યો

સં ૧૮૭૮મા અમદાવાદમા મૂર્તિઓ પધરાવી ત્યારે કાશીદાસ અમદાવાદ આવ્યા હતા પ્રતિષ્ઠા પછી મહારાજના દર્શન કરવા ગયા ત્યારે મહારાજે કહ્યુ 'આ બે મૂર્તિઓ

કરવું જોઇએ. એટલે આપણું કામ નિર્વિઘ્ને થઇ જાય.' આ પ્રમાણે બોચાસણમાં મંદિર કરવાનો ઐતિહાસિક નિર્ણય, આણંદમાં લેવાયો.

ભગવાનની પેઠે સેવા કરવા યોગ્ય સંત

આ સમૈયામાં કથાવાર્તા પણ સારી થઇ. સ્વામીશ્રીએ મંદિરની લખણી પતી ગયા પછી, ગ. છે. ૨૬ મું વચનામૃત વંચાવ્યું અને વાત કરી 'ભગવાનની પેઠે સેવા કરવા યોગ્ય એવા જે સંત તે કેવા હોય તો ઇન્દ્રિયો, અંતઃકરણ આદિક જે માયાના ગુણ તેની જે ક્રિયા તેને પોતે દાબીને વર્તે પણ એની ક્રિયાએ કરીને પોતે દબાય નહિ ને ભગવાન સંબંધી જ ક્રિયાને કરે ને પંચ-વર્તમાનમાં દઢ રહેતા હોય ને પોતાને બ્રહ્મરૂપ માને ને પુરુષોત્તમ ભગવાનની ઉપાસના કરે, એવા જે સંત તેને મનુષ્ય જેવા ન જાણવા ને દેવ જેવા પણ ન જાણવા. કેમ જે એવી ક્રિયા દેવ, મનુષ્યને વિષે હોય નહિ. અને એવા સંત મનુષ્ય છે પણ ભગવાનની પેઠે સેવા કરવા યોગ્ય છે. માટે જેને કલ્યાણને ઇચ્છવું હોય તેને આવા સંતના લક્ષણ ઓળખી તેની સેવા કરવી.' એ વાત સાંભળી, આણંદના મોતીભાઇ ભગવાનદાસે નક્કી કર્યું કે સ્વામી સાથે ફરવું, અને આ લક્ષણ સ્વામીમાં મળતાં આવે તો એવા એ મોટા સંત છે તેમ જાણવું.

ફળ આપનાર મહારાજ તો આ સાધુ-દ્વારા પ્રગટ છે

પછી 'વાસુદેવ હરે' થયા ત્યારે સૌ જમવા ઊઠયા પણ ગોવિન્દ-સ્વામી રિસાયા હતા. તેમને સૌએ મનાવ્યા પણ માન્યા નહિ. છેવટે સ્વામીશ્રી પધાર્યા અને તેમણે કહ્યું, 'તમે જમશો નહિ અને ઉપવાસ કરશો પણ ફળ કોણ આપશે? ફળ આપનાર

પધરાવી છે તે જ મૂર્તિઓ તમારે ત્યાં પધરાવીશું, પણ એનું નામ બીજું પાડીશું. આ મૂર્તિઓનું નામ હાલ તો નર-નારાયણ પાડયું છે. પણ એ બંને મૂર્તિઓ છે તેમાં નારાયણની મૂર્તિ છે તેમાં અમારો અંશ છે અને નરની મૂર્તિ છે તે અક્ષરનો અંશ છે. આ પ્રમાણે એ મૂર્તિઓની છાપમાં પણ લખ્યું છે. પણ હમણાં જો એ મૂર્તિઓ અક્ષર પુરુષોત્તમની છે તેમ ઉઘાડું પાડીએ તો ઉપાધિ થાય. માટે ચાલતા વહીવટ પ્રમાણે નર-નારાયણ નામ પાડયું છે.' શ્રીજી મહારાજના આ સંકલ્પ પ્રમાણે બોચાસણમાં સ્વામીશ્રીએ મંદિર કરી, શ્રી અક્ષર પુરુષોત્તમ દેવ પધરાવવા નક્કી કર્યું.

મહારાજ તો આજે આ સાધુદ્વારા પ્રગટ છે. એટલે આ સાધુની રુચિ અનુસાર વર્તશો તો જ મહારાજ સંતમાં રહીને ફળ આપશે.' સ્વામીશ્રીએ પોતામાં મહારાજ અખંડ નિવાસ કરીને રહ્યા છે તે વાત પ્રથમ અહીં પ્રગટ કરી. ગોવિન્દ સ્વામીએ સ્વામીશ્રીનો એવો અદ્‌ભુત પ્રતાપ ઘણીવાર નિહાળ્યો હતો, એટલે તેમને સ્વામીશ્રીના શબ્દોમાં સંપૂર્ણ પ્રતીતિ હતી. સ્વામીશ્રીની રુચિ જાણી, પોતે મનનું ધાર્યું મૂકી દીધું અને તુરત જ જમી લીધું. સૌ હરિભક્તો પણ, સ્વામીશ્રીએ આજે સ્વરૂપનિષ્ઠાની ખુલ્લી વાત કરી તે જાણી, અત્યંત રાજી થયા. તેમને હિંમત આવી કે વિષમ દેશકાળને યોગે ભલે આજે વરતાલથી બહાર નીકળવું પડ્યું, પણ ભગવાન તો આજે આપણી સાથે જ છે

આણંદમાં ઉપાધિ

સ્વામીશ્રી આણંદથી સીધા બોચાસણ આવ્યા. અહીં મંદિર કરવા બે ત્રણ જગ્યા ગામના આગેવાનોએ બતાવી. પરંતુ સ્વામીશ્રી તો કહે, 'આપણે તો જાણે અજાણે તમામને દર્શન થાય તેવી જગ્યા લેવી છે.' પછી હાલ જ્યાં મંદિર છે ત્યાં ભંગીના ઘર હતા તે તમામ ઘર, તેમને બીજી જગ્યાએ નવા કરી આપવાની શરતે લઇ લીધાં, અને મંદિર માટે જમીન ચોખ્ખી કરી.

એટલામાં ચૈત્રી પૂનમનો સમૈયો આવ્યો અને આણંદથી કેશવલાલભાઈનું આમંત્રણ આવ્યુ. સ્વામીશ્રીએ આ પૂનમનો સમૈયો પણ આણંદ કરવાનું નક્કી કર્યું અને પોતાના મંડળ સાથે આણંદ પધાર્યા. ફાગણના સમૈયાથી વરતાલમાં ઘણો ઉહાપોહ થયો હતો. તેમાં વળી આ બીજો સમૈયો પણ ગોઠવ્યો, એટલે રોષ વધી પડયો. આ વખતે ઉતારો જૂના મંદિરમા રાખ્યો હતો. સ્વામીશ્રી સાથે મોટા પુરુષોત્તમદાસ સ્વામી, નારાયણચરણદાસ, સંતદાસ વગેરે પાંચ સાત સાધુઓનું મંડળ હતું. કેશવલાલભાઇનો જબરો પ્રભાવ હતો એટલે મંદિરમાં ઉતરવા માટે કોઈ વિરોધ કરી શકયા નહિ. વરતાલના સાધુઓ ખાસ આ પ્રસંગે વિરોધ કરવા જ આવ્યા હતા. તેઓ

પણ મંદિરમાં જ ઉતર્યા હતા. તેમનું મંડળ મોટું હતું, છતાં તેમને ફક્ત બે જ ખંડ ઉતરવા માટે કેશવલાલભાઈએ આપ્યા. સ્વામીશ્રીનું મંડળ નાનું હતું છતાં તેમના મંડળ માટે પાંચ ખંડ કેશવલાલભાઈએ રોક્યા. સ્વામીશ્રીએ આથી કહ્યુ, 'આ ખુલ્લો અન્યાય તમે કરો છો. કારણ કે આ મંડળ મોટું છે માટે તેમને વધારે જગ્યા આપવી જોઈએ અને આપણે થોડી રાખવી જોઈએ. આ અન્યાય મહારાજ સાંખશે નહિ.' સ્વામીશ્રીની આ વાત કેશવલાલભાઈએ સાંભળી નહિ

સમૈયો પૂરો થયો. સ્વામીશ્રી બીજે દિવસે સવારમાં નીકળી ગયા સ્વામી પુરુષોત્તમદાસજી તથા બીજા સંતો એક બે દિવસ રોકાવાના હતા. વરતાલમાં પણ સમૈયો પૂરો થયો. બીજે દિવસે ચૌદ પાળાઓ આણંદ આવ્યા. ચિમનલાલ કિપાશંકર, સામલભાઈ નરસિંહભાઈ તથા બેચર કશીભાઈનો તેમને સાથ હતો. આ પાળાઓએ પડવાની રાત્રે મંદિરમાં દાખલ થઈ, સ્વામી પુરુષોત્તમદાસજીને ધક્કા મારી મંદિર બહાર કાઢી મૂક્યા. તેમની ઝોળીઓ તથા પૂજા, ઠાકોરજીની મૂર્તિઓ વગેરે બહાર ફેંકી દીધા. બીજા સાધુ સાથે હતા તેમને પણ મારી બહાર કાઢી મૂક્યા. આ સાધુઓ કેશવલાલભાઈને ઘેર આવ્યા અને તેમને સઘળી હકીકત કહી. કેશવલાલભાઈના ગુસ્સાનો પાર ન રહ્યો. કીડી જેવા જીવને પણ ન દુઃખવે એવા મહાતપસ્વી અને સાધુતાની મૂર્તિ સમા, સ્વામી પુરુષોત્તમદાસજી તથા અન્ય સાધુઓને આ પ્રમાણે માર્યા, તેથી તેમણે તો 'માથા સાટે માથું લેવાનો' જ ઠરાવ કર્યો. પરંતુ પુરુષોત્તમદાસ સ્વામીએ તેમને સમજાવ્યા અને શાંત પાડ્યા.

મંદિરમાં જઈને સીધાં પગલાં ન લેવા, પરંતુ ફરી આવા પ્રસંગ ન બને, એટલા માટે ગામના ફોજદાર મણીલાલ પાસે જઈને, કેશવલાલભાઈએ આ તોફાનની ફરિયાદ નોંધાવી. મણીલાલને કેશવલાલ સાથે ગાઢ સ્નેહ હતો. પરંતુ લોભના પ્રપંચમાં પડવાથી તેણે સ્વામીશ્રી, કેશવલાલભાઈ તથા બીજા ૧૪ જણ ઉપર ઊલટી સુલેહભંગની ફરિયાદ કરી, આણંદના ડેપ્યુટી કલેક્ટરની કચેરીમાં દાવો નોંધાવ્યો, સૌના

ઉપર 'સમન્સ' બજાવ્યો. સ્વામીશ્રી તો અવિરત વિચરણ કરતા હોવાથી તેમના ઉપર 'સમન્સ' બજી શક્યો નહિ. દેસાઇભાઇ દાદાભાઈએ સ્વામીશ્રીને 'સમન્સ' પહોંચાડવાનું બીડું ઝડપ્યું અને બીજે દિવસે નીકળવા તૈયાર થયા. પરંતુ મહારાજની ઇચ્છા જુદી હતી. બીજે દિવસે સવારે દેસાઇભાઇ દાદાભાઈને અચાનક કાળનું તેડું આવ્યું અને હતા ન હતા થઇ ગયા!

ડેપ્યુટી કલેક્ટર શ્રી. હુબલીકર દક્ષિણી બ્રાહ્મણ હતા. તેમની પાસે આ દાવો ચાલવાનો હતો. પોતે ધર્મના સંસ્કારવાળા અને ગીતાના અભ્યાસી હતા. એટલે પ્રથમ તો તેમણે સાધુઓ આણંદના સ્વામિનારાયણ મંદિરમાં ઉતર્યા, તેનો શા માટે વિરોધ થવો જોઇએ તે સંબંધી લંબાણપૂર્વક સમજી લીધું. સ્વામિનારાયણ અર્થાત્ અક્ષર પુરુષોત્તમની ઉપાસનાનું રહસ્ય તેમને જ્યારે સમજાવ્યું, ત્યારે તેમને આશ્ચર્ય થયું. 'અક્ષર' સંબંધી ગૂઢ તત્ત્વજ્ઞાન, ગીતા અને ઉપનિષત્‌માં વર્ણવેલું, મોટા મોટા વિદ્વાનો પણ જે જ્ઞાનના પારને પામી શક્યા નથી, તે આ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીએ આવા ખેડૂત વર્ગના માણસોને આટલી સરળતાથી સમજાવી દીધું છે! આથી સ્વામીશ્રીનો પ્રતાપ અને મહિમા તેમને સમજાયો. આવા પુરુષનો ન્યાય કરવાની જવાબદારી લેતાં કદાચ અન્યાય થઇ જાય તો પોતાનું જ અનિષ્ટ થાય, એટલે તેમણે યુક્તિપૂર્વક દાવો બોરસદની કચેરીમાં મોકલી દીધો.

બોરસદ કચેરીમાં આ દાવાની સુનાવણી વખતે વલ્લભભાઇ પટેલને (પાછળથી સરદાર) વકીલ તરીકે સ્વામીશ્રીનો સૂચનાથી રોકયા હતા. ફરિયાદી મણીલાલ ફોજદાર કોઇ એવા મજબૂત સાક્ષી, સ્વામીશ્રીના સાધુઓએ સુલેહભંગ કર્યો છે તે સંબંધી, લાવી શક્યા નહિ. કેશવલાલ પ્રાગજીની પ્રતિષ્ઠા, સ્વામીશ્રીની સાધુતાની અદ્‌ભુત છાપ અને વલ્લભભાઇ પટેલની રજુઆત, આથી અન્યાયનો પક્ષ આ દ્રોહના પરિણામે ઊડી ગયો.

મણીલાલનો એકનો એક છોકરો દાવાની સુનાવણી અગાઉ

પાંચ સાત દિવસ ઉપર જ ગુજરી ગયો. એટલે તેને લાગ્યું કે અન્યાયનો પક્ષ લઇ, સ્વામીશ્રીનો દ્રોહ કર્યો તેનું જ આ પરિણામ છે. રાવણુ, કૌરવ અને કંસ જેવાનો પણુ ધ્વંસ થઇ ગયો તો આ તો બિચારો શું હિસાબમાં ? તેને ખરેખર પશ્ચાતાપ થયો પરંતુ શું કરે? બ્રહ્માગ્નિમાં હાથ તો નાંખી દીધો, પહેલું પરિણામ અનુભવ્યું. હવે શું થાય છે તેની વિમાસણુ તેને થવા લાગી. ત્રીજે દિવસે તેની પત્ની ગુજરી ગઈ. થોડા દિવસો બાદ કંઇક વાંકમાં આવતા નોકરીમાંથી પણુ તેને બરતરફ કરવામાં આવ્યો. આમ સત્પુરુષના દ્રોહનું ફળ તેને તો તુરત જ મળ્યું. ભગવાનનું બિરુદ જે,

'જો મેરે સંતકુ રતિ એક દુવે

તેહી જડ ડારું મેં ખોઇ...નારદ મેરે સંતસે અધિક ન કોઇ.'

એ સદા સત્ય જ હોય છે. પાછળથી મણીલાલ રસોયા તરીકે ઘેર ઘેર રસોઇ કરવા જતાં ઘણાના જોવામાં આવ્યો હતો. ચીમનલાલ ક્રિપાશંકર પણુ આવા અતિ દ્વેષ અને દ્રોહને કારણે, ત્રણ માસ લકવાના દરદથી પીડાયો. છેવટે સ્વામીશ્રી તેને ઘેર દર્શન દેવા પધાર્યા ત્યારે પગે પડી સ્વામીશ્રીની તેણે માફી માગી. દયાળુ સ્વામીશ્રીએ તેને દુઃખ મુક્ત કરી દેહ છોડાવી દીધો.

આણંદના આ પ્રસંગથી સૌને ખાત્રી થઈ કે સ્વામીશ્રી વરતાલથી બહાર નીકળ્યા છે, છતાં પણ તેમના માટેની વિઘાતક પ્રવૃત્તિઓ ભેખધારીઓએ છોડી નથી. એટલે સ્વામીશ્રીને માટે સૌ કોઈ ખૂબ સાવચેતી રાખવા માંડયા. પરંતુ અનંતના કાળને થંભાવનાર આ પુરુષ પાસે કાળ થરથર કંપતો હતો. સ્વામીશ્રીના નેત્રમાં એવું જાદું હતું કે તેમની સન્નિધિમાં આવતાં જ, સિંહ જેવો પુરુષ હોય તો પણુ સ્થગિત થઇ જતો !

## સમૈયાની પરંપરા

ચૈત્રી પૂનમના આણંદના સમૈયા બાદ વૈશાખી પૂનમનો સમૈયો કરવા માટે સોખડાના મુક્તરાજ ત્રિભોવનદાસભાઇનું સૌને આમંત્રણુ હતું. સ્વામીશ્રીના પ્રથમ

સોખડામાં સમૈયો

પંક્તિન શિષ્યમાં ગણાતા ત્રિભોવનદાસભાઈ નીડર અને અતિ શૂરવીર હતા. વળી બ્રહ્મચર્યવ્રતમાં પણ દૃઢ હતા. સદા નીચી દૃષ્ટિ રાખતા. તેમને ઘણી વખત તો પોતાના ઘરમાં, પોતાની પુત્રી કે પુત્રવધુ બહારગામથી આવ્યા હોય તો પણ કેટલાય મહિના સુધી ખબર રહેતી નહિ. વડોદરા રાજ્યના સોખડા ગામમાં, અને આજુબાજુના ગામડામાં, વડોદરા રાજ્ય કરતા પણ તેમની હકુમત વિશેષ ચાલતી. બીજાને તેમનો પ્રતાપ દુઃસહ લાગતો. પરંતુ તેમને સ્વામીશ્રીનો પ્રતાપ દુઃસહ લાગતો. સ્વામીશ્રી પાસે નમ્રતા ધારણ કરી સદા હાથ જોડી જ તેઓ ઊભા રહેતા. સાધનસંપન્ન અને પ્રતિષ્ઠાવાન આ પુરુષ સ્વામીશ્રીના અનન્ય શિષ્ય હતા, એ જ વિરોધિઓને સાલતું. પરંતુ દરેક મોટા ગામોનાં પ્રતિષ્ઠિત મોટેરાઓજ સ્વામીશ્રીના શિષ્યો હતા એટલે વિરોધિઓ માટે એ અભેદ્ય દિવાલસમ હતું.

સોખડાના સમૈયામાં આશરે ૫૦૦ હરિભક્તો આવ્યા હતા. ત્રિભોવનદાસભાઈએ પોતાની વિશાળ વાડીમાં ઉત્સવ ગોઠવ્યો હતો સવારની સભા એક વિશાળ આંબા નીચે ગોઠવી હતી. સ્વામીશ્રી આ સભામાં વાતો કરતા હતા અને સંત–હરિભક્તો સૌ તેમની વાતો સાંભળવામાં એકચિત્ત થઈ ગયા હતા. એટલામા જોરશોરથી વંટોળિયો શરુ થયો. સ્વામીશ્રીએ બે ત્રણ વખત વાતો કરતા આમતેમ જોયું પછી બોલ્યા, 'આજે કાળ આંટા મારે છે, આવે છે અને જાય છે પણ તેનું કાંઈ ચાલતુ નથી. પરંતુ તમો સૌ આ ઝાડ નીચેથી ઊઠી જાઓ.' પછી આખી સભા ત્યાંથી ઊઠી ગઈ અને બીજી જગ્યાએ સભા ગોઠવી. સ્વામીશ્રી તો પ્રથમના સ્થાને આંબા નીચે બેસી પત્ર લખી રહ્યા હતા. એટલામાં સખત વંટોળિયાથી તે આંબાનું ઝાડ ભયંકર કડાકા સાથે પડ્યું. આ અવાજ સાંભળી સૌ મુંઝાયા અને સ્વામીશ્રીને ત્યાં જ બેઠેલા જોઇ, સૌને થયું કે નક્કી સ્વામીશ્રીને ભયકર ઈજા થઈ હશે. ખૂબ જ મુઝવણ અનુભવતા સૌ, ત્યાં આવીને જુએ છે ત્યાં તો ત્રણ આંબાની ડાળ ધજાએ સહિત તંબુ આકારની હોય તેમ, સ્વામીશ્રીની આજુબાજુ સંભાળ પૂર્વક ગોઠવાઇ ગઇ હોય તેમ પડી હતી અને

સ્વામીશ્રી તેની વચ્ચે સ્વસ્થતાથી હસતા હસતા બેઠા હતા. સ્વામીશ્રીને આમ સ્વસ્થપણે બેઠેલા જોઇ, સૌના શ્વાસ હેઠા બેઠા. સૌને લાગ્યું કે આજે સ્વામીશ્રીએ કાળને જો ન થંભાવ્યો હોત તો ૫૦૦ હરિભક્તોની સભામાં કાળના તાંડવનૃત્યે અનેરી લીલા કરી હોત.

પરંતુ કાળને આ પરાભવથી વિશેષ રોષ થયો. સર્પ જો કરડી ન શકે તો છેવટે પૂંછડીની ઝાપટ મારીને પણ ઈજા કરે. તેમ કાળને પણ મન માન્યું ખેલવા ન મળ્યું એટલે છેવટે પૂંછડીની ઝાપટ મારીને પણ એકને ઉપાડવો એવું તેણે નક્કી કર્યું.

તે દિવસે દૂધપાક-પુરીની રસોઇ હતી. ત્રિભોવનદાસભાઇએ ખૂબ જ ભાવથી સર્વે સંત-હરિભક્તોને જમાડયા. ઠાસરાના પ્રાણલાલ મગનલાલ[1] આ સમૈયે આવ્યા હતા. તેઓ એકાએક અહીં માંદા થઇ ગયા. આવા મંદવાડમાં પણ ખાવાની લોલુપતાને લઇને, તેઓ દૂધપાક ખૂબ જમ્યા. પરિણામે ભયંકર ત્રિદોષ તેમને થઇ ગયો. સ્વામીશ્રી પાસે આવી ત્રિભોવનદાસે પ્રાર્થના કરી, 'સ્વામી ! અહીં મારે ઘેર સમૈયો થાય અને પ્રાણલાલ ધામમાં જાય તો તો મને કાળી ટીલી લાગે. માટે ગમે તેમ કરી તેને બચાવો. વળી સારા હરિભક્ત છે અને ઘરના દીવા સમાન છે તો આ વખતે રક્ષા કરો.' કાળ આ વખતે વધારે રોષે ભરાઇને આવ્યો છે, તે સ્વામીશ્રી જાણતા હતા. પરંતુ ત્રિભોવનદાસની પ્રાર્થના સાંભળી તેમણે વૃદ્ધ સાધુ નિરંજનદાસને પ્રાણલાલની પાસે મોકલ્યા અને કહ્યું, 'તેના ખાટલા ઉપર બેસજો અને કાળ આવે તો પાછો કાઢજો.' વૃદ્ધ નિરંજનદાસ સ્વામીશ્રીની આજ્ઞા લઈ ગયા અને પ્રાણલાલને ખાટલે બેસી અખંડ 'સ્વામિનારાયણ, સ્વામિનારાયણ' ભજન શરુ કર્યું. મૂર્તિમાન કાળ આવ્યો પણ નિરંજનદાસને ભજન કરતા જોઇ કંપવા લાગ્યો અને થરથર ધ્રૂજતો પાછો ચાલ્યો ગયો. બીજા દિવસથી પ્રાણલાલને સારું થતું ગયું. બે ત્રણ દિવસે તેઓ ઘેર ગયા.

---

૧. કોઠારી ગોવર્ધનભાઇના ભત્રીજા.

આ બે પ્રસંગથી સ્વામીશ્રીનો અદ્‌ભુત પ્રતાપ સૌ જાણી શક્યા. સોખડામાં સ્વામીશ્રીના અનન્ય ભક્તોમાં મોતીભાઈ તેમના પિતા ત્રિકમદાસ, મૂળજી પ્રભુદાસ, જેઠાભાઈ પ્રભુદાસ, હરિભાઈ જીવાભાઈ, ઉમેદભાઈ, અંબાલાલ વગેરે હતા. આ બધા હરિભક્તોએ આ સમૈયામાં સ્વામીશ્રી તથા હરિભક્તોની ખૂબ સેવા કરી.

× × ×

**છાણીમાં સમૈયો**

સ્વામીશ્રી બોચાસણના કામની દેખરેખ રાખતા અને સાથે સાથે મહિને મહિને સમૈયા પણ ગોઠવતા. એટલે સમાગમમાં લાંબી વારનું વેળું કોઈને પડતું નહિ. આથી સૌ હરિભક્તો પૂર્ણ ઉત્સાહમાં રહેતા. વૈશાખી પૂનમનો સમૈયો ધાભાઈ મૂળજીભાઈ અમીનના આગ્રહથી, સ્વામીશ્રીએ છાણીમાં કર્યો. ધાભાઈને ત્રિભોવનદાસના પ્રસંગથી સ્વામીશ્રીનો મહિમા સમજાયો હતો. વડોદરા રાજ્યના પ્રતિષ્ઠિત ગૃહસ્થોમાં તેમનું નામ મોખરે હતું. વડોદરા પોતે જતા ત્યારે દરબારમાં તેમની ખુરશી મોખરે પડતી.

છાણીમાં તેમણે અદ્‌ભુત સમૈયો કરાવ્યો અને સ્વામીશ્રીના તમામ હેતવાળા હરિભક્તોને તેડાવ્યા. આ ઉત્સવથી વરતાલમાં બહુ મોટો ઉહાપોહ થયો કે શાસ્ત્રીએ મોટા મોટા પ્રતિષ્ઠિત ગૃહસ્થોને પોતાના પક્ષમાં ભેળવી લીધા છે. પરંતુ તેમની વધતી જતી પ્રતિષ્ઠા, વિઘાતક પ્રવૃત્તિઓથી પણ અટકતી ન હતી, તેજ મોટું આશ્ચર્ય સૌને હતું. સ્વામીશ્રી તો અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા લાખોને કરાવવી, તે સ્વરૂપની શુદ્ધ ઉપાસના પ્રવર્તાવવી તે કાર્ય કર્યા જ કરતા હતા.

× × ×

**સ્વામી ખરેખર મહાન પુરુષ છે**

એક પછી એક સમૈયા ગોઠવાતા, સ્વામીશ્રી પોતાનું અવિરત વિચરણ ચાલુ રાખતા, પરંતુ નિરાંત કરીને એક સ્થળે કદાપિ રહેતા નહિ. છાણીનો સમૈયો કરી સ્વામીશ્રી બોચાસણ પધાર્યા અને ત્યાંના કામની દોરવણી આપી, પોતે મંડળ સાથે ચાણસદ પધાર્યા. ચાણસદથી આડસ્થર કાશીભાઈ અમીનના આમંત્રણથી પધાર્યા. કાશીભાઈને સ્વામીશ્રી

પ્રત્યે અનન્ય પ્રેમ અને સદ્ભાવ હતો. તેઓ સ્વામીશ્રીને કહેતા કે 'આપ તથા આપનુ મંડળ કાયમ અહીં રહો.' ત્યારે સ્વામીશ્રી ઉત્તર આપતા કે 'અહીં રહેવાથી હજારો મુમુક્ષુને સમાસ ન થાય. માટે મહારાજ જ્યારે એવું સ્થાન બંધાવશે ત્યારે રહીશું.' કાશીભાઇ સ્વામીશ્રીને યથાર્થ જાણુતા હતા એટલે સ્વામીશ્રીનો અભિપ્રાય સમજી વધુ ન બોલતા.

કાશીભાઇના મુનિમ ભીખાભાઇ શુકલને સ્વામીશ્રી સાથેના તેમના અગાઉના પ્રસંગથી, સ્વામીશ્રી પ્રત્યે અત્યંત સદ્ભાવ થયો હતો. સ્વામીશ્રી પાસે આવી તેમણે હાથ જોડી કહ્યું, 'સ્વામી! મને સત્સંગી કરો.' એટલે સ્વામીશ્રીએ હસીને કહ્યું, 'પહેલા મનુષ્ય થાવ પછી સત્સંગી થવાશે.' એટલે ભીખાભાઇએ તુરત કહ્યું, 'હું બ્રાહ્મણ છું, શુક્લ છું, ધર્મ પાળું છું. માટે મારા જેવો બીજો કોણ મનુષ્ય મળશે?' તેમના આ વચન સાંભળી સ્વામીશ્રીએ એક દિવ્ય પ્રકાશ તેમના ઉપર ફેંકતા હસીને કહ્યું, 'મનુષ્ય કરતાં પણ ભૂંડા છો' એમ કહીને સૂવાની આજ્ઞા કરી.

રાત્રે બે વાગે ઘેર જઇ ભીખાભાઇ વિચાર કરવા લાગ્યા કે સ્વામી ખરેખર મહાન પુરુષ છે. તેમની દિવ્યપ્રભા, સ્પષ્ટ વક્તવ્ય નિસ્પૃહીપણું, ગુણગંભીરતા વગેરે ગુણોથી સાધુતાનું સુરેખ દર્શન સ્વામીશ્રીની મૂર્તિમાં તેમને થયું. ब्रह्मानंदं परम सुखदं[1] એ શ્લોકના બધા વિશેષણે યુક્ત આ પુરુષ છે....આ વિચારોમાં સ્વામીશ્રીની સ્મૃતિ કરતા, તેમને ઊંઘ આવી ગઈ.

બીજે દિવસે સવારના નાહી, નિત્યકર્મથી પરવારી, કાશીભાઇને ઘેરથી સીધું લઈ, ભીખાભાઇ મંદિરમાં આપવા ગયા. સ્વામીશ્રી તે વખતે પૂજા કરતા હતા. સ્વામીશ્રીને હાથ જોડી નમસ્કાર કર્યા એટલે

1 ब्रह्मानंदं परम सुखदं केवलं ज्ञानमूर्तिम् ।
द्वन्द्वातीतं गगनसदृशं तत्त्वमस्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वदासाक्षी भूतम् ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

તેમણે હસીને તેમને આસન આપ્યું. સ્વામીશ્રીએ પૂજા સંકેલી એટલે પહેલો પ્રશ્ન તેમણે પૂછયો, 'સ્વામીજી ! આપ તો સત્પુરુષ છો માટે બધું જ હસ્તામલ દેખો છો. મને આપે 'મનુષ્ય થાવ' એમ કહ્યું તેનો મર્મ સમજાવો.' પ્રપત્તિ શોધતા આ મુમુક્ષુ સદ્‌ભાગી શિષ્ય ઉપર પોતાની દિવ્યદૃષ્ટિ ફેંકી, સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'તમો બ્રાહ્મણ છો, વળી વિદ્વાન છો. પરંતુ મનુષ્યના જે સાધારણ ધર્મ[1] સત્ય, દયા, તપ, પવિત્રતા વગેરે જ્યાં સુધી પરિપૂર્ણ ન વિકસે, ત્યાં સુધી મનુષ્યત્વ આવ્યું જ નથી. માટે આ ગુણોનો જ્યારે સંપૂર્ણપણે પ્રકાશ થશે, ત્યારે જ સાચા મનુષ્ય થશો અને ત્યાર પછી સત્સંગી થવાશે.' સ્વામીશ્રીના આ વચન સાંભળી ભીખાભાઈએ કહ્યું, 'સ્વામી ! મને દીક્ષા આપો.' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'દીક્ષા તો અમારા જેવા ભગવા પહેરો ત્યારે મળે. હાલ તો વર્તમાન લ્યો.' એમ કહી વર્તમાનનો મંત્ર काल माया पाप कर्म यमदूत भयादहं स्वामिनारायण शरणं प्रपन्नोऽस्मि । स पातु माम् ॥ આ પ્રમાણેનો મંત્ર આપી, પંચ વર્તમાન પાળવાની આજ્ઞા કરી. ત્યારે ભીખાભાઈએ કહ્યું, 'વર્તમાન તો હું પાળું છું.' પરંતુ સ્વામીશ્રીએ પંચવર્તમાનની વ્યાખ્યા કરી સમજાવ્યું અને એ યથાર્થ પાળવાની રીત બતાવી, તે સાંભળીને ભીખાભાઈને થયું કે આવું તો કોઈક જ પાળતું હશે. પછી સ્વામીશ્રીએ ધીરે રહીને કહ્યું, 'શિક્ષાપત્રી, વચનામૃત, સ્વામીની વાતુ અને ભક્તચિંતામણી વગેરેનું ચિત્ત રાખી અધ્યયન કરજો. એથી તમો મનુષ્ય થશો અને સત્સંગી થવાને લાયક થશો.' આ એક જ પ્રસંગથી ભીખાભાઈ સ્વામિનારાયણના દૃઢ આશ્રિત થઈ ગયા !

---

૧ સત્ય, દયા, તપ, પવિત્રતા, સહનશીલતા, યોગ્યાયોગ્ય વિવેકવિચાર, માનસિક સંયમ, ઇન્દ્રિયોનો સંયમ, બ્રહ્મચર્ય, દાન, સ્વાધ્યાય, સરળતા, સંતોષ, મહાપુરુષોની સેવા, પ્રવૃત્તિ માર્ગના કર્મોથી નિવૃત્તથવાપણું, મનુષ્યોની નિષ્ફળ ક્રિયાઓનો વિચાર, વૃથા બોલવું નહિ, આત્મા અને દેહ જુદા છે એવું નિત્ય ચિંતવન, પોતાના અન્નાદિ ભોગ્ય પદાર્થમાં બીજાને યથાયોગ્ય ભાગ આપવો, સર્વ પ્રાણીઓમાં આત્મારૂપ દેવ બિરાજમાન છે એવી ભાવના રાખવી, ભગવાનની શ્રવણ આદિ આઠ પ્રકારની ભક્તિ કરવી, આ ત્રીસ લક્ષણે યુક્ત ઉત્તમ ધર્મ, સર્વ મનુષ્યો માટે સાધારણ ધર્મ કહ્યો છે.

—શ્રીમદ્ ભાગવત, સ્કંધ ૭, અ. ૧૧

બીજે દિવસે સ્વામીશ્રી ઝાડેશ્વરથી નીકળ્યા. ભાગોળ સુધી બધા હરિભક્તો વળાવવા આવ્યા. ભાગોળના કૂવા પાસે ડમણિયું સ્વામીશ્રીએ ઊભું રખાવ્યું અને સર્વેને પાછા જવા કહ્યું. ભીખાભાઈને સ્વામીશ્રીએ પાસે બોલાવ્યા અને અતિ હેતથી તેમને આશીર્વાદ

ભીખાભાઇના કપાળમાં ત્રિપુંડ્રને બદલે ઉર્ધ્વપુંડ્ર તિલક !

આપીને કહ્યું, 'હવે તમે સત્સંગી થયા છો તેથી કપાળમાં ઉર્ધ્વપુંડ્ર તિલક અને ચાંદલો કરજો' એમ કહી તેમના કપાળમાં સ્વામીશ્રીએ હાથનો અંગૂઠો અડાડ્યો. પછી ભીખાભાઇએ કહ્યું, 'સ્વામી! શિક્ષાપત્રીમાં તો ત્રિપુંડ્ર કરવાની છૂટ આપી છે.' એટલે સ્વામીશ્રીએ તેમને હસતા હસતા કહ્યું, 'છતાં અમારાં વચનથી ઉર્ધ્વપુંડ્ર કરજો.' એમ કહી ડમણિયું હંકારી ગયા. ભીખાભાઇ તથા સાથેના સૌ સત્સંગી પાછા વળ્યા. ભીખાભાઇ તો નીચી દૃષ્ટિએ ચાલતા વિચાર કરતા હતા, ત્યાં સામેથી આવતા વૈદ્ય મળ્યા. તેમણે ભીખાભાઇને કહ્યું, 'અહો! ભીખાભાઈ! તમે સત્સંગી થયા કે?' એટલે તેમને આશ્ચર્ય થયું કે વૈદ્યે ક્યાંથી જાણ્યું! પરંતુ 'હા' કહી શેઠના ઘર તરફ ગયા. ત્યાં શેઠે પૂછ્યું, 'આ ઊભું તિલક ક્યારથી કરવા માંડ્યુ?' આ સાંભળી ભીખાભાઇને વિશેષ આશ્ચર્ય થયું. 'આ શું? હું તો સદા ત્રિપુંડ્ર જ કરું છું અને આજે પણ સંધ્યા આદિ નિત્યકર્મ કરીને ત્રિપુંડ્ર જ કર્યું છે તો શેઠ આમ કેમ કહે છે?' તુરત જ મેડે જઇ અરિસામાં જોયું તો કપાળમાં ઉર્ધ્વપુંડ્ર તિલક અને મધ્યે ગોળ કંકુનો ચાંદલો દીઠો! ભીખાભાઇ તો દિગ્મૂઢ થઇ ગયા! ત્રિપુંડ્ર ક્યાં ગયું અને આ તિલક–ચાંદલો ક્યાંથી આવ્યા? પરંતુ સ્વામીશ્રીએ કપાળમાં અંગૂઠો અડાડી કહ્યું હતું તેનો જ આ પ્રતાપ લાગે છે. તેમને અતિશય આનંદ થયો અને સ્વામીશ્રીના અપરિમિત પ્રતાપની આ પ્રસંગથી ઝાંખી થઈ.

× × ×

એ જ અરસામાં જગદ્‌ગુરુ શંકરાચાર્ય માધવતીર્થ આણંદ આવ્યા હતા. સ્વામીશ્રી વરતાલથી બહાર નીકળી ગયા છે તે તેમણે જાણ્યું એટલે તેમના શિષ્ય મણીભાઇને તેમણે કહ્યું 'યજ્ઞપુરુષદાસને

અમે તથા વરતાલ એક છીએ

સંદેશો કહેવરાવશો કે મને ભેગા થાય.' આ સંદેશો સ્વામીશ્રીને મળ્યો. પરંતુ સ્વામીશ્રીએ કાંઇ દાદ ન આપી. લગભગ ત્રણ ચાર વખત ફરી ફરીને તેમણે સંદેશો મોકલ્યો. પરંતુ સ્વામીશ્રી તેમને મળ્યા જ નહિ. સ્વામીશ્રી શંકરાચાર્યનો ઉદ્દેશ સમજી ગયા હતા કે વરતાલથી હવે છૂટા પડ્યા છે તો પોતાની સાથે તેમને ભેળવી વરતાલ વાળાનો શાસ્ત્રાર્થમાં પરાજય કરવો. છેવટે સ્વામીશ્રીએ તેમને કહેવરાવ્યું, 'કૌરવો સામે યુદ્ધ કરવાનો વિચાર કરતા રાજાઓએ પાંડવોનો અભિપ્રાય જાણવા, એક રાજાને સંન્યાસીના વેશમાં પાંડવો પાસે વનમાં મોકલ્યો. ત્યારે યુધિષ્ઠિરે કહેવરાવ્યું કે કૌરવો સામેના તમારા યુદ્ધમાં અમે તથા કૌરવો એક છીએ. એટલે અમો ૧૦૫ છીએ. તેમ તમારી સામે તો અમે અને વરતાલ એક છીએ.' માધવતીર્થે આવા સંદેશાની આશા રાખી ન હતી. છતાં તેમને સ્વામીશ્રીના સિદ્ધાંત માટે તેમના અંત્યે અપૂર્વ માન થયું અને કહેવા લાગ્યા, 'આખા સંપ્રદાયમાં શાસ્ત્રી યજ્ઞપુરુષદાસનો વિદ્વત્તામાં, સાધુતામાં જોટો નથી'.

## બોચાસણમાં પ્રવૃત્તિ

સ્વામીશ્રી અહીંથી બોચાસણ પધાર્યા. જે જગ્યાએ હાલ મંદિર છે ત્યાં ભંગી લોકોના ઝૂંપડાં હતાં. તે તોડીને તેમને નવી જગ્યાએ મકાન તૈયાર કરી દીધા. આ

ઇન્દ્રને ના પાડીશું

મકાનને માથે ફક્ત નળિયા ચઢાવવાના બાકી હતા અને આષાઢ બેસી ગયો હતો. મેઘરાજાની પધરામણીની આગાહી કરતુ આકાશ વાદળાથી છવાઇ ગયું હતું. વળીઓ બાંધી નળિયા ચઢાવવાનું કામ ચાલતું હતું. પરંતુ જો વરસાદ પડે તો તો તમામ કામ ખોરવાઇ જાય અને નવા થએલા મકાનને તથા તેમાંની માલમત્તાને પણ નુકસાન થાય આથી ગિરધરભાઇ, ઝવેરભાઇ વગેરે સ્વામીશ્રી પાસે આવ્યા અને કહ્યું, 'સ્વામી! જો વરસાદ પડશે તો ઘણું જ નુકસાન થશે. માટે દયા કરજો'. સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'તમો ગભરાશો નહિ.

રાતની રાતમાં કામ પૂરું કરી નાખો. ઇન્દ્રને ના પાડીશું.' એટલે સૌ હિંમતમાં આવી ગયા અને આખી રાત મહેનત કરી નળિયા ચડાવી દીધા. પછી સ્વામીશ્રીએ ઇન્દ્રને આજ્ઞા કરી. તે એવો વર્ષ્યો કે સર્વ ઠેકાણે જળબંબાકાર થઇ ગયું. પરંતુ નવા થએલા મકાનોની એક કાંકરી ન તૂટી.

આષાઢ શુદ પૂનમનો સમૈયો સ્વામીશ્રીએ બોચાસણમાં કર્યો. સ્વામીશ્રીની કાર્યશક્તિમાં અનંત વિઘ્નોને તોડીફોડીને ફેંકી દેવાની અમોઘ શક્તિ હતી. તેમની વિચારસરણી અને વક્તવ્ય તદ્દન સ્પષ્ટ અને અતિ વ્યવહારુ હતા. કૃતનિશ્ચયી હોવાથી પોતાના કાર્યને પાર પાડવામાં મહારાજની ઇચ્છા જાણી, અનેક પ્રકારની કુનેહ તેઓ વાપરતા. મહારાજની દયાથી સ્વામીશ્રી એવી સુલભ અને સહજ રીતે કામ પાર પાડી દેતા કે કોઇને પણ તેમાં ઐશ્વર્ય વપરાયું છે, તેનો ખ્યાલ જ ન આવતો. છતાં બુદ્ધિશાળી અને શ્રીજીના સ્વરૂપને જ નિહાળવાની જેને દૃષ્ટિ હતી, તે તો સ્વામીશ્રીના કાર્યમાં સર્વાંગે, શ્રીજી મહારાજની કાર્ય-શક્તિના જ, દર્શન કરતા. બોચાસણ મંદિર કરવામાં અનેક પ્રકારનાં પહાડ જેવાં વિઘ્નો આવ્યા. પરંતુ સ્વામીશ્રીએ સહજ રીતે તે વિઘ્નોને ઠેલી દીધા.

**બોચાસણ મંદિરનું ખાત મુહૂર્ત**

બોચાસણ મંદિરનુ ખાત મુહૂર્ત સોખડાના ત્રિભોવનદાસભાઇના હાથે કરવાનું નક્કી કર્યું. પરંતુ અમુક માણસો વિરોધ પક્ષમાં ભળી ગયા. સ્વામીશ્રીએ પરિસ્થિતિ-સમજીને ઝવેરભાઇ, ગિરધરભાઇ, ત્રિભોવનદાસ તથા બીજા તમામ આગેવાનોને બોલાવ્યા અને તેમને કહ્યું, 'આવતી કાલનો સવારનો વખત ખાતમુહૂર્ત માટે ઉત્તમ છે. સિદ્ધરાજ જયસિંહે જે મુહૂર્તમાં રુદ્રમાળની શરૂઆત કરી, તેવું જ આ મુહૂર્ત છે માટે તે ચૂકાવું ન જોઇએ.' દરેકે સ્વામીશ્રીનું વચન ઝિલ્યું. સ્વામીશ્રીને તો તેમની શૂરવીરતા અને નિષ્ઠાનું માપ કાઢવું હતું, કાર્ય તો પોતાને કરવાનું હતું. વિરોધિઓને આ વાતની ખબર પડી એટલે તેઓએ સવારે ખાતમુહૂર્ત વખતે તોફાન કરવાનો નિર્ણય કર્યો.

સ્વામીશ્રીને, વિરોધિઓના નિર્ણયની સૌએ ખબર આપી. પરંતુ સ્વામીશ્રીએ તો એટલું જ કહ્યું, ' મહારાજની ઇચ્છા છે તો ખાતમુહૂર્ત થશે જ. તમારે સૌએ શૂરવીર થવું પડશે. ' મંદિરના કામનો વહિવટ ગિરધરભાઈ મુખીને સોંપ્યો હતો. તેમને આ કામની ચિંતા વધારે હતી. એટલે બીજે દિવસે સવારે તેઓ વહેલા ઊઠયા અને ચોરા આગળ થઇને મંદિરની જગ્યા તરફ જતા હતા. ચોરામાં તેમણે ફેરણી જમાદારને જોયા. તેમનું ઘોડું ત્યાં બાંધેલું હતું. એટલે ચોરા ઉપર આવી તેમને પૂછયું, ' જમાદાર, તમે અત્યારે ક્યાંથી ? ' તેમણે કહ્યું, ' વીરસદથી આવું છું. અજવાળું વધારે જોયું એટલે સવાર થઇ જાણી, ઘોડું લઇને નીકળ્યો, પણ રાત તો હજુ ઘણી છે, એમ જાણી અહીં આરામ લઉં છું.' ગિરધરભાઇએ જમાદારને સવારમાં બનવાના બનાવની તમામ હકીકત કહી અને કોઇ રીતે તોફાન ન થાય, તેવો બંદોબસ્ત કરવા જણાવ્યું. આથી જમાદારે કહ્યું, ' તમે ચિંતા કરશો નહિ, હું બધું ઠીક કરી દઇશ.'

સવાર થતા જમાદારે ભાગોળે એકઠા થએલા તમામ લોકોને ચોરે બોલાવ્યા અને કહ્યું, ' મંદિરના કોઠારીએ બોરસદ ફોજદાર સાહેબને સુલેહભંગની ફરિયાદ કરી છે. તેની આજે મુદત છે. માટે તમને સૌને બોરસદ કચેરીમાં લઈ જવા માટે હું આવ્યો છું. ' જમાદારની આ વાત સાંભળી, લોકો મુઝાયા અને આ લપમા કયાં પડવું એમ મનમાં બબડી, સૌ કહેવા લાગ્યા, 'અમારે તો કાંઈ સુલેહભંગ કરવો નથી.' એમ કહી સૌ એક પછી એક બિખરાઈ ગયા. સવારે આઠ વાગે તો વિરોધ ઓસરી ગયો અને ઢોલ, ત્રાંસા, નગારા, શરણાઇ અને દુંદુભીના નાદોમાં, ધામધૂમથી ખાતમુહૂર્ત થઇ ગયું ! સર્વત્ર મંગળ વર્તવા લાગ્યું. સૌના અંતરમાં શાંતિ અને આનંદ પ્રસરી ગયા ! શ્રીજીમહારાજની કૃપાથી, આ કાર્ય સાનુકૂળતાથી થઈ ગયું. કોઇને પણ પરચો જણાયો નહિ. છતાં જમાદારનું આવવું, તેના અંતરમાં આ શુભ કાર્યમાં મદદરૂપ થવા પ્રેરણા થવી અને વિરોધ વંટોળને દબાવી દેવો, આ બધું શ્રીજી પ્રેરિત જ હતું. મહારાજને સર્વકર્તા જાણનારને જ આ પ્રસંગનું રહસ્ય સમજાયામાં આવે.

બોચાસણમાં સ્વામીશ્રીનું કાર્ય ઝડપથી ચાલતું હતું. તેમાં

બોચાસણના મંદિરના કાર્યમાં વિઘ્ન નાખવાના વિશેષ પ્રયત્નો

વિઘ્ન નાંખવા સાધુ બ્રહ્મચારીઓ બોચાસણ આવવા લાગ્યા. સ્વામીશ્રીનો ઉતારો જૂના મંદિરમાં નીચે હતો અને ઉપરનો મેડો ખાલી હતો. વરતાલથી રામકૃષ્ણાનંદ બ્રહ્મચારી તેમનું મંડળ લઇને બોચાસણ આવ્યા અને મેડે ઉતારો કર્યો. ઝવેરભાઇ, ગિરધરભાઇ, લક્ષ્મીદાસ, બેચરભાઇ, શિવાભાઇ વગેરે રાત્રે મંદિરે આવ્યા, ત્યારે બ્રહ્મચારીનુ મંડળ આવ્યું છે તે ખબર પડી, એટલે તે બધા મેડે ગયા. બ્રહ્મચારી મહારાજે તેમને જોયા એટલે તુરત જ હેતથી સૌને બોલાવ્યા અને કહ્યું, 'અમે તો કથાવાર્તા કરવા આવ્યા છીએ.' એમ કહી સૌને આસન આપી પ્રસાદી આપવા માંડ્યા. એટલે તે બધા હરિભક્તોએ કહ્યું, 'બ્રહ્મચારી મહારાજ! પ્રસાદી આપી અમને લોભાવા આવ્યા છો? અમારે તમારી કંઇ વાત સાંભળવી નથી. માટે હમણાં જ તમો મંદિરમાંથી નીકળી જાઓ.' બ્રહ્મચારી તો આ વલણથી એકદમ સ્તબ્ધ થઇ ગયા! તેમણે કહ્યું, 'અમો આઠ દસ દિવસ રોકાવા આવ્યા છીએ.' પરંતુ તેમની વાત કોણ સાંભળે? છેવટે સૌએ કહ્યું, 'તમોને ડમણિયું વહેરા ગામ મૂકી આવે. માટે ગમે તે પ્રકારે તમારે નીકળી જવું પડશે.' બ્રહ્મચારીજી લાચાર થઇ ગયા. છેવટે પોટલા બાંધી ડમણિયામાં બેસી વહેરા ચાલ્યા ગયા.

× × ×

શ્રાવણ શુદ ૧૫ નો સમૈયો નારમાં ખુશાલદાદા તથા દાજીભાઇ

નારમાં સમૈયો

માસ્તર, કરસનદાસ પટેલ વગેરેએ કરાવ્યો. ખુશાલદાદા ભગતજીના અનન્ય શિષ્ય હતા અને સ્વામીશ્રી વિષે સાક્ષાત્ ભગતજીનો ભાવ તેમને હતો. ભગતજીના તમામ શિષ્યોએ સ્વામીશ્રીને વિષે ભગતજીના પ્રગટપણાનો અનુભવ કર્યો હતો. જેમ મહારાજ, સ્વામી અને ભગતજી દ્વારા ઉત્તરોઉત્તર પ્રગટ હતા, તેમજ આજે સ્વામીશ્રી દ્વારા પણ મહારાજ જ પ્રગટ છે,

એવી તત્ત્વે સહિત અનન્ય નિષ્ઠા, સૌને હતી. આ સમૈયો કરી સ્વામીશ્રી પાછા બોચાસણ પધાર્યા.

× × ×

બોચાસણમાં જળઝિલણીનો પહેલો સમૈયો સ્વામીશ્રીએ કર્યો.

**સ્વામીશ્રી સિંહને નાથે છે**

આ સમૈયે સ્વામીશ્રીના તમામ હેતવાળા હરિભક્તો આવ્યા હતા અને કથાવાર્તાનું સૌને સુખ સારું આવ્યું હતું. વળી મંદિરના કામકાજમાં પણ હરિભક્તોએ મદદ સારી કરી, એટલે એ કામ પણ આગળ આવતું હતું.

બારશની રસોઇ બોચાસણના મુખી હિરાભાઇની હતી. કાશીદાસ મોટાના વંશજ હિરાભાઇ, એ બોરસદ તાલુકામાં જ નહિ, પરંતુ આખા ચરોતરમાં ત્રાસરૂપ ગણાતા હતા. બધા જ દોષોથી ભરપુર, નીતિન્યાયને કોરે મૂકનાર, આ પુરુષની વિરુદ્ધમાં, કચેરીમાં સાક્ષી આપવી એ પણ જીવનું જોખમ ગણાતું. પોલીસ અમલદારો પણ હિરાભાઇનું નામ લઇ શકતા નહિ. ખુલ્લી રીતે ગુન્હો કરે છતાં ગુન્હામાં ન પકડાવું, એવા ષડયંત્ર રચનાર હિરાભાઇ, એ કાશીદાસ મોટાના કુટુંબમાં અને બોચાસણમાં એક દૂષણરૂપ હતા. છતાં તેમને બે શબ્દ શિખામણના કહેવાની કોઇની હિંમત ન હતી.

સાધુઓ મંદિરમાં છે. તેમને રસોઇનો એક ટૂકડો ફેંકવો એમાં મોટપ માનતા હિરાભાઇએ, એવા જ કાંઇક ભાવથી રસોઇ આપી હતી. સ્વામીશ્રીએ તમામ હરિભક્તોને પહેલા પોતે જાતે પીરસીને જમાડ્યા. ત્યારબાદ સંતોને પણ જમાડ્યા. પરંતુ પોતે જમ્યા નહિ. સૌથી પાછળ રહેનાર ઝવેરભાઇ, લક્ષ્મીદાસ, શિવાભાઇ, માધવદાસ, ગિરધરભાઇ વગેરેએ જમવા માટે સ્વામીશ્રીને કહ્યું ત્યારે સ્વામીશ્રીએ જાણે પોતે કાંઈ ન જાણતા હોય તેમ પૂછ્યું, 'રસોઈ કોની છે ?' એટલે સૌએ કહ્યું, 'હિરાભાઈની છે.' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'હિરાભાઈની રસોઈ હું નહિ જમું. કારણ તેનું એકે વર્તમાન ચોખ્ખું નથી, એક પણ નિયમ તે પાળતો

નથી, તે મારી જાણમાં છે. માટે નિયમ બહાર જે હોય તેનું જમાય નહિ.' સ્વામીશ્રીની આ વાતથી સૌ મુંઝવણમાં પડ્યા. પરંતુ આ વાત હિરાભાઈને પહોંચાડે કોણ? છેવટે ઝવેરભાઈએ હિંમત કરી. હિરાભાઈને મંદિરે બોલાવી લાવવાનું નક્કી કર્યું.

થોડીવારે હિરાભાઈ આવ્યા. નશાના ઘેનથી લાલ થએલી આંખો, વળ દઈને અણિયાળા કરેલા મૂછોના તીખા કાતરા, ખિસ્સામા બે બારની રીવોલ્વર, જાણે કે કોઈ સાધારણ સાધુ પાસે આવતા હોય, એવા એમના ઢંગ દેખાતા હતા. સ્વામીશ્રી પાસે આવીને બે હાથ જોડી પોતે બેઠા. થોડીવારે સ્વામીશ્રીએ કહ્યું, 'આજે આપની રસોઈ છે તે સૌ સંત–હરિભક્તો જમ્યા.' તે સાંભળી પોતે ફક્ત 'સારું' એટલું જ કહ્યું. પણ દષ્ટિ ઉંચી કરી સ્વામીશ્રી સામે જોવાની તેમની હિંમત હતી નહિ. સ્વામીશ્રીના અણિયાળા નેણ કટાક્ષ, જાણે કોઈ અસૂરને હિરાભાઈમાંથી કાઢચો હોય તેમ, વક્ર દષ્ટિએ તેમની સામું સ્થિર હતા. સ્વામીશ્રીની દિવ્યતા તેમનાથી સહન થઈ શકી નહિ. હિરાભાઈના અંગેઅંગમાંથી પરસેવો છૂટવા લાગ્યો, હૃદય ધબકવા માંડયું. તેમને લાગ્યું કે આ સાધુ કોઈ અજબ કરામત તેમના ઉપર કરતા હતા. તેમની દષ્ટિ ઝિલવાને આ સિંહ જેવા સમર્થ પુરુષ આજે નાહિંમત બની ગયા. થોડીવારે ઝવેરભાઈએ કહ્યું, 'હિરાભાઈ! બધા તો જમ્યા, પરંતુ સ્વામીશ્રી હજુ જમ્યા નથી અને જમવાની પણ ના કહે છે.' હિરાભાઈએ ઉંચુ જોયું, જોવાઈ ગયું. સ્વામીશ્રીની દષ્ટિમાં તેમની દષ્ટિ મળી, તેમનું સર્વ ઝેર ઉતરી ગયું. તેમણે હાથ જોડી દીધા. આંખમાં અશ્રુ સાથે તેમણે સ્વામીશ્રીને પૂછયું, 'દયાળુ! આપ કેમ ન જમ્યા?' સ્વામીશ્રીએ સહેજ કઠોર પણ મમતાભર્યા શબ્દોમાં કહ્યું, 'તમારા એકે વર્તમાન ચોખ્ખા નથી, મહારાજની આજ્ઞા પ્રમાણે અમારાથી જમાય નહિ' હિરાભાઈ શરમીંદા બની ગયા. કાંઈ બોલી શકયા નહિ. ધીરે ધીરે સહેજ હિંમત લાવી તેમણે ફરી હાથ જોડી પૂછયું, 'સ્વામી! શું કરું તો આપ જમો?' સ્વામીશ્રીએ તુરત જ તેમનો હાથ પકડયો. આ શીતળ સ્પર્શથી જાણે તેમના આખા શરીરમાં ઝણુ-

ઝણાટી થઈ હોય, તેવો હિરાભાઈને અનુભવ થયો. તેમનું અંતઃકરણ શાંત થઈ ગયું ! શરીરના રજકણો જાણે બદલાતા હોય તેમ, તેમનું મન આ સંતવર્યના ચરણકમળમાં નમી પડવા તત્પર થઈ ગયું. સ્વામીશ્રીએ તેમના હાથ પકડી રાખીને કહ્યું, 'તમે જો વર્તમાન ધરાવી સત્સંગી થાઓ તો અમારાથી જમાય.' હિરાભાઈને હવે વિચાર કરવાનો ન હતો. જેવા ઇન્દ્રિયો, અંતઃકરણને બહેકાવવામાં પોતે શૂરવીર હતા, એવી જ શૂરવીરતા એનું દમન કરવામાં વાપરવા તેઓ તૈયાર થયા. તુરત જ તેમણે કહ્યું, 'મને સત્સંગી કરો.' સ્વામીશ્રીએ તુરત જ જળ હાથમાં આપી તેમને વર્તમાન ધરાવ્યા, કંઠી પહેરાવી અને કહ્યું, 'હિરાભાઈ! આજ સુધીનાં તમારાં સર્વે પાપ માફ. હવે નવા ન કરશો.' હિરાભાઈને આશ્ચર્ય થયું ! પોતાના એક દિવસના પણ પાપ જો કોઈ પોતાને માથે વહોરી લે, તો તે સાંજ પડતાં જ ફાટી પડે. ત્યારે આ સાધુએ તો તેના સમગ્ર જીવનના પાપ માથે લઈને ધોઈ નાખ્યા ! આ સાધુની દૃષ્ટિમાં, તેમના સ્પર્શમાં, તેમની વાણીમાં તેમણે દિવ્યતા જોઈ. સ્વામીશ્રીની મહત્તા તેમને સમજાઈ ગઈ! સ્વામીશ્રીનાં ચરણકમલમાં તેમણે પ્રણિપાત કર્યા. હિરાભાઈ સત્સંગી થયા ! આખી સભા સ્થિર થઈ ગઈ! બોરસદ તાલુકામાં અને ચરોતરમાં જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે સૌ વિસ્મય પામ્યા ! હિરાભાઈને સત્સંગી કરનાર ગુરુ મહા સમર્થ હોવા જોઈએ. સ્વામીશ્રીના પ્રતાપનો પરચો સૌના અંતરમાં રમી ગયો. હિરાભાઈને સાથે બેસારીને સ્વામીશ્રી, અને બાકી રહેલા સૌ જમ્યા. સ્વામીશ્રીની પ્રસાદી મળતા હિરાભાઈને અહોભાગ્ય મનાયા !

હિરાભાઈ સત્સંગી થયાના સમાચાર વરતાલમાં ગોવર્ધનભાઈ કોઠારીને મળ્યા ત્યારે તેઓ અત્યંત રાજી થયા. સ્વામીશ્રીનો પ્રતાપ તો તેઓ જાણતા જ હતા. પરંતુ હવે હિરાભાઈ સત્સંગી થયા એટલે સ્વામીશ્રીનો પક્ષ વધુ સબળ થયો, તેનો તેમને આનંદ હતો. સત્સંગી થયા પછી સ્વામીશ્રીની આજ્ઞા અનુસાર હિરાભાઈ વરતાલ દર્શન કરવા આવ્યા. ગોવર્ધનભાઈ કોઠારીએ તેમને પોતાને

મેડે ખાસ બોલાવ્યા અને કહ્યું, 'હિરાભાઇ ! તમને સત્સંગી કરનાર શાસ્ત્રી યજ્ઞપુરુષદાસને આજે જો ભગવતપ્રસાદજી મહારાજ હોત તો અનેક પ્રકારે સન્માન કરી, સત્સંગમાં મોટેરા સ્થાપી અને બે જોડ ચરણારવિન્દ આપત. પણ આજના તો તેમને કાઢવા બેઠા છે.' એટલુ કહીને કોઠારી અટકયા. પછી વળી બોલ્યા, 'હિરાભાઇ ! મારે તો તમને એ પૂછવું છે કે શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ માટે તમે શું કરશો ?' કોઠારીના આ પ્રશ્નનો ઉત્તર હિરાભાઇએ તુરત જ આપ્યો, 'મારા ગામમાં છે તેથી ત્યાં મંદિર તેમની પાસે કરાવીશ.' કોઠારી ગોવર્ધન-ભાઇ રાજી થયા, પણ તેમને હજુ સંતોષ થયો ન હતો. ફરી તેમણે કહ્યું, 'કોલ આપો છો ?' તુરત જ હિરાભાઈએ તેમને કોલ આપ્યો. કોઠારીને ખૂબ ખૂબ શાંતિ થઇ ! દશરથ જેમ પળે પળે રામની ઝંખના કરતા હતા, તેમ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીની પળે પળે ઝંખના કરતા, કોઠારી ગોવર્ધનભાઇને, હિરાભાઇના કોલથી થયું કે 'હવે હું શાંતિથી અક્ષરધામમાં જઇશ.'

× × ×

**નિરંજનદાસજીનો અક્ષરવાસ**

બોચાસણમાં વૃદ્ધ નિરંજનદાસ જળઝિલણીના સમૈયા પછી માંદા થઇ ગયા. જોતજોતામાં મંદવાડ એકદમ વધી ગયો. એટલે આશીથી સ્વામી પુરુષોત્તમ-દાસજીને બોલાવ્યા. સર્વ પ્રકારે સારવાર કરતા પણ મંદવાડ વધતો ગયો. એટલે ભાદરણથી વૈદ્ય બોલાવ્યા. વૈદ્ય બે દિવસ રહ્યા પણ મંદવાડ ઓછો ન થયો. બીજા દિવસની રાત્રે નિરંજનદાસ સ્વામી પાસે, સ્વામી પુરુષોત્તમદાસજી તથા બોચા-સણના તમામ હરિભક્તો, બીજા સંતો, તથા સ્વામીજી વગેરે બેઠા હતા અને ભજન કરતા હતા. સૌની સાથે ભજન કરતા આ વૃદ્ધ સંતની 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' બોલતાં જીભ અટકી, એટલે તુરત જ સ્વામીશ્રીએ તેમને પથારીમાં બેઠા કર્યા, તેમનું દેહ અતિ કૃશ થઇ ગયું હતું. હવે છેલ્લી સ્થિતિ હતી સ્વામીશ્રીએ તેમને બેઠા કર્યા અને પાછળ હાથ રાખ્યો. એટલે જાણે તેમનામાં વિદ્યુતશક્તિ આવી હોય તેમ બોલવા લાગ્યા, 'શ્રીજી મહારાજ-આવીને ઊભા છે પણ કાંઇ બોલતા નથી.' એટલુ કહી બોલતા

બંધ થઇ ગયા. વળી થોડીવારે સ્વામીશ્રીએ તેમને પૂછ્યું 'હવે કોણ કોણ છે ?' એટલે સ્વામી બોલ્યા, 'મહારાજ સાથે ગુણાતીતાનંદ સ્વામી છે.' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'મહારાજને કહો કે તમને ધામમાં તેડી જાય.' એટલે થોડીવારે તે બોલ્યા, 'સ્વામી ધામમાં તેડી જવા ના કહે છે અને કહે છે કે અહીં હજુ જરૂર છે' થોડીવારે સ્વામીશ્રીએ પૂછ્યું, 'હવે કોણ કોણ દેખાય છે?' એટલે નિરંજનદાસજીએ ધીમા અને ભાંગ્યા તૂટયા શબ્દો કહ્યા, 'હવે મહારાજ, સ્વામી અને ભગતજી મહારાજ ત્રણે દેખાય છે ભગતજી મહારાજ, મહારાજ અને સ્વામીને કહે છે કે 'ધામમાં લઇ લ્યો.' નિરંજનદાસ તુરત જ ધામમાં ગયા. સ્વામીશ્રીના હાથને અઢેલી બેઠેલા વૃદ્ધ સાધુ નિરંજનદાસની સ્વસ્તિક આસનવાળી ધ્યાનસ્થ મૂર્તિ, સૌમ્ય પ્રકાશથી ચમકતી સૌને દેખાઇ !

બરાબર આજ વખતે ગામમાં ઘણાને સ્વામી, મહારાજ તથા ભગતજી મહારાજના દર્શન થયા. ભાદરણના વૈદ્ય મંદિરના મેડા ઉપર સૂતા હતા. તેમને આ સમયે તમામ સંત પાર્ષદ સહિત મહારાજ અને સ્વામીની અદ્‌ભુત સ્વારીના દર્શન થયા. જાણે મંદિરના બારણાથી ભાગોળ સુધી અસંખ્ય મુક્તોના મંડળ ચાલ્યા જ જાય છે. તે જ વખતે પોતે જાગી ગયા અને નીચે આવીને જોયું ત્યારે ખબર પડી કે નિરંજનદાસ સ્વામી ધામમાં ગયા છે અને તેમના મૃતદેહ આગળ ધૂન્ય ભજન થાય છે. સવારે નિરંજનદાસ સ્વામીના મૃતદેહને પાલખીમાં પધરાવી, ઉત્સવ કરતા કરતા, દેહક્રિયા કરવા સૌ ગયા. આ પ્રમાણે શ્રીજી મહારાજે પોતાના પ્રગટપણાનો અને સ્વામીશ્રી ઉપર અત્યંત રાજીપાનો, અતિ દિવ્ય પરચો આપ્યો અને જણાવ્યું કે કદાચ લૌકિક દૃષ્ટિએ તમારે બહાર નીકળવું પડ્યું છે, પરંતુ હું તો સદાય તમારીભેગો જ છું.

× × ×

**સ્વામીશ્રીને ઉપદ્રવ કરવાના વિશેષ પ્રસંગો**

બ્રહ્મચારી રામકૃષ્ણાનંદજીને બોચાસણ મંદિરમાં રાત રહેવા ન દીધા એટલે વરતાલમાં ઉશ્કેરાટ વધ્યો. ત્રણ હથિયાર બંધ પાળાઓ ઊંટ ઉપર બોચાસણ જવા રવાના થયા. આ પાળાઓ રાત્રે વહેરા ગામથી

બોચાસણ આવ્યા. આ ખબર પડતા, હિરાભાઇ, ગિરધરભાઇ, ઝવેરભાઈ વગેરે એકદમ રાત્રે મંદિરમાં ગયા. સદ્‌ભાગ્યે સ્વામીશ્રી તો સવારે જ બોચાસણથી નીકળી, સાધી તરફ પધાર્યા હતા. એટલે એવી તો બીક હતી નહિ. પરંતુ 'જમ ખાટલો ભાળી જાય' એમ ન થવું જોઇએ. એટલા પૂરતુ જ હિરાભાઇએ આ ત્રણે પાળાઓને ઊંટ ઉપર જતા પકડયા. ગામના લગભગ ઘણા ખરા માણસો ભેગા થઈ ગયા. હિરાભાઇએ તો પોતાની પાસે સોટી હતી તે ફટકારીને દમ માર્યો, 'હરામખોરો! રાત્રે ગામમાં ઘૂસી જઈ ખૂન કરવા આવો છો? ચાલો ચોરે. તમારી જડતી લેવી છે.' એમ કહી તેમને મારવા જતા સોટી ઊંટને વાગી એટલે ઊંટ દોડયું. પાળાઓએ પણ ઊંટ દોડાવ્યું અને વહેરા તરફ પાછા જતા રહ્યા.

પાળાઓને ગામના લોકોએ મારીને કાઢી મૂકયા અને આખું બોચાસણ ગામ શાસ્ત્રીને કબજે થઈ ગયું છે, એવા સમાચારથી કોઇને શાંતિ રહી નહિ. આ પ્રસંગ પછી છ સાત દિવસ બાદ લક્ષ્મીપ્રસાદ આચાર્યનો મુકામ સાધીથી બે ગાઉ દૂર રણુ ગામે હતો. સ્વામીશ્રી પણ ત્રણચાર સાધુઓ સાથે સાધીમાં જ રામાનંદી મંદિરમાં ઉતર્યા હતા. આ વાતની રણુમાં ખબર પડી એટલે તુરત જ એક ઊંટ ઉપર પાછા હથિયારબંધ પાળા રવાના થયા. અહીં સાધીમાં આશાભાઇ તથા ઇશ્વરભાઇ, બંને સ્વામીશ્રીની સેવામાં હતા. બીજે દિવસે ઇશ્વરભાઇ તેમને ખેતરે જતા હોવાથી કહેતા ગયા કે 'હું લગભગ બાર વાગે આવી જઇશ.' સ્વામીશ્રીએ કહ્યું, 'સારું જાઓ. તમો આવ્યા પછી ઠાકોરજીને થાળ ધરાવી જમીશું.'

ઇશ્વરભાઇ ખેતરે ગયા પછી સ્વામીશ્રીએ તુરત જ આશાભાઈ, પૂંજાભાઇ અને મહીજીદાદાને પૂછયું, 'અહીં હમણા ડમણિયું મળશે?' તેમણે હા કહી, એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'હમણા જ ડમણિયું જોડીને લાવો. અમારે પાદરા જવું છે.' એટલે તેમણે કહ્યું 'સ્વામી! રસોઈ બનાવી છે તો થાળ જમીને જાઓ તો સારું', પરંતુ સ્વામીશ્રીએ

તેમને કહી દીધું ' આ બીજા સાધુઓ સાથે તમે સૌ જમી લેજો. અમારે તો જવું છે તો પાદરા જઈને જમીશું.' પછી આશાભાઈએ પોતાનું ડમણિયું જોડી આપ્યું. એટલે સ્વામીશ્રી તેમના જોડિયા સાધુ સાથે તેમાં બેઠા અને પાદરા જવાના રસ્તે સેજાકૂવા આવે છે, તે તરફ ડમણિયું હંકાર્યું.

અહીં રણુથી નીકળેલા પાળા સાધી આવ્યા અને ગામની ભાગોળે ઊંટ બાંધી, ગામમાં સ્વામીશ્રીની તપાસ કરવા નીકળ્યા. આ તપાસ દરમ્યાન મહીજીદાદા પણ આવી પહોંચ્યા. તેમણે જાણ્યું કે પાળાઓ સ્વામીશ્રીને મારવા આવ્યા છે એટલે તેઓ ખૂબ જ ઉશ્કેરાયા અને પાળાઓને ગાળો દીધી અને ધમકાવ્યા. એ દરમ્યાન એક જણ આ સમાચાર સાંભળી, ભાગોળે ગયો અને ઝાડને બાંધેલી દોરી તોડી ઊંટને તગડી મૂક્યું. પાળાઓ તો ઘણા જ ઉશ્કેરાયા હતા. એટલામાં વેણીભાઈ કોઠારીએ તેમને કહ્યું, 'શાસ્ત્રી પાદરા ગયા છે'. એટલે તેઓ તુરત જ ભાગોળે ગયા પણ ઊંટ જોયું નહિ. એટલે આસપાસ તપાસ કરી ઊંટને ગોતી પાદરા તરફ ગયા. અહીંના હરિભક્તોને ખૂબ ચિંતા થવા લાગી કે ' હવે શું થશે ?' પરંતુ સ્વામીશ્રી તો સેજાકૂવાની ભાગોળ આગળથી નીકળી, ભાઈલી થઈ ડભાસા પધારી ગયા હતા

પાળા ઊંટ ઉપર પાદરા આવ્યા અને મંદિરમાં આવીને સ્વામીશ્રીની તપાસ કરી પણ સ્વામીશ્રી તો ત્યાં ન હતા. એટલે નિરાશ થઈ લગભગ ચાર વાગે ત્યાંથી પાછા સાધી આવવા નીકળ્યા. સેજાકૂવા ગામની ભાગોળે આવતા તળાવમાંથી ભેંસોનું ટોળું નીકળીને ઊંટ તરફ આવ્યું. ઊંટને જોઈ ભેંસો ભડકી અને દોડવા માંડી તેમાંથી બે ત્રણ ભેંસો ઊંટ સાથે ભટકાણી એટલે ઊંટ ગબડી પડ્યું. તેનો પગ ભાંગ્યો અને ઉપર બેઠેલા પાળાઓને પણ સખત વાગ્યું. પછી ગામમાંથી ગાડું ભાડે કરી તેમાં પાળાને બેસારી રણુ મોકલ્યા. આમ મહારાજે સ્વામીશ્રીની અલૌકિક રક્ષા કરી અને દ્રોહીઓને તેમના કર્મ પ્રમાણે ફળ આપ્યું !

બરાબર આ જ સમયે મોટા ગોખરવાળામાં અરજણભાઇને મૂળ અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીએ દર્શન દીધા. સ્વામી તેને ઘેર પધાર્યા. ગોઠણ સુધી ધોતિયાનો કચ્છ વાળેલો અને ઉઘાડે શરીરે અને ઉઘાડે પગે, સ્વામી તેની ડેલીમાં પધાર્યા. ઓશરીમાં બેઠેલા અરજણભાઈ એકદમ ઊઠ્યા અને સ્વામીને દંડવત્ કર્યા. પછી હાથ જોડી કહ્યું, 'દયાળુ ! અંદર પધારો.' એટલે સ્વામીએ કહ્યું, 'આ ટાણે અવાય એવું નથી. મારા ભક્તને ગુજરાતમાં ઉપાધિ આવી છે એટલે રક્ષા કરવા જાઉં છું.' એમ કહી સ્વામી અદશ્ય થઈ ગયા. આ પ્રમાણે અરજણભાઇને દિવ્ય દર્શન આપી ગુણાતીતાનંદ સ્વામીએ, પોતે સ્વામીશ્રીની અખંડ રક્ષામાં છે, એવું અભયવચન કહ્યું.

મારા ભક્તની રક્ષા કરવા જઉં છું

× × ×

થોડા દિવસો બાદ સ્વામીશ્રી અમદાવાદ પધાર્યા. અત્રે ભાદરવા શુદ ૧૫ નો સમૈયો શેઠ મંછારામભાઈ, મિસ્ત્રી મનસુખરામભાઈ, કાળીદાસભાઈ, ગીગાભાઈ ઠક્કર, ભવાનભાઈ બાપુ, મગન ભગત વગેરે હરિભક્તોએ કરાવ્યો. કથાવાર્તાનું સૌને સારું સુખ આવ્યું. અમદાવાદનું સ્વામીશ્રીનું મંડળ જો કે બહુ મોટું ન હતું, છતાં જેટલા હતા તે સૌ મહારથીઓ હતા અને સ્વામીશ્રી માટે માથું દે તેવા શૂરવીર હતા. શેઠ શ્રી મંછારામભાઇનો સાથ સ્વામીશ્રીને જબરો હતો. તેમના પુત્રો પાનાચંદભાઈ, નંદુલાલભાઈ વગેરે સ્વામીશ્રીની સેવામાં અહનિશ રહેતા. મિસ્ત્રી મનસુખભાઈ તથા ભવાનભાઈ બાપુ પણ એવી જ દઢ શ્રદ્ધાવાળા અને પક્ષવાળા હતા. ગુરુ મગન ભગત સૌને કથાવાર્તા કરી અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા કરાવતા અને સ્વામીશ્રીનો અદ્ભુત મહિમા સમજાવતા. આમ શ્રીનગરનું મંડળ અતિ બળમાં હોવાથી, સ્વામીશ્રીએ અત્રે સમૈયો ખૂબ જ ધામધૂમપૂર્વક કર્યો અને કથાવાર્તાનું સૌને સુખ સારૂ આપ્યું.

અમદાવાદમાં સમૈયો

આસો શુદ ૧૫નો સમૈયો આશીમાં દામોદર શેઠ તથા તેમના પુત્રો જેઠાભાઇ તથા શંભુભાઇએ કરાવ્યો. આમ મહિને મહિને થતા સમૈયાથી સૌ હરિભક્તોને કથાવાર્તા તથા સ્વામીશ્રીના સમાગમનું અખંડ સુખ મળતું અને સદા બળમાં રહેતા.

× × ×

સંજાયામાં સમૈયો

સં. ૧૯૬૩ના કાર્તિક શુદ ૧૫નો સમૈયો સંજાયામાં કર્યો. સંજાયાના હરિભક્ત ગલુભાઈ સ્વામીશ્રીને વિષે અત્યંત ભક્તિભાવ અને નિષ્ઠાવાળા હતા. પોતે એક ઘોડાગાડી સ્વામીશ્રી માટે રાખી હતી. જ્યારે જ્યારે સ્વામીશ્રી બોચાસણ પધારવાના હોય ત્યારે, પેટલાદ સ્ટેશને તે ગાડી તૈયાર રાખતા અને સ્વામીશ્રીને તેમા બેસારી, બોચાસણ પોતે ગાડી હાંકીને લાવતા. આ સમૈયે તમામ હરિભક્તોને આમ ત્રણ પત્રિકા લખી તેમણે તેડાવ્યા.

આ સમૈયે લગભગ ૨૫૦–૩૦૦ હરિભક્તો આવ્યા હતા અને ગલુભાઈએ તે પ્રમાણે રસોઇ વગેરેની વ્યવસ્થા કરી હતી. પરંતુ વરતાલમાં પણ સમૈયો હતો. એટલે ઘણા હરિભક્તો દર્શને આવ્યા હતા. તેમણે જ્યારે જાણ્યું કે શાસ્ત્રીજી મહારાજ સંજાયામાં સમૈયો કરે છે અને સર્વોપરી નિષ્ઠાની અદ્‌ભુત વાતો કરે છે, ત્યારે આ સમૈયાના ઘણાખરા હરિભક્તો વરતાલ દર્શન કરી, જમવા ન રોકાતા, સીધા સંજાયા આવ્યા. આથી સંજાયામાં માણસ લગભગ ૧૦૦૦ જેટલું થઇ ગયું. શંભુભાઇ તો મુઝાયા અને સ્વામીશ્રીને વાત કરી. એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'ફિકર ન કરશો. મહારાજ અને સ્વામી બેઠા છે તે કાંઇ ખૂટશે નહિ.' એમ કહી ઠાકોરજી આગળ ઘીનો દીવો કરી, રસોડામાં ઠાકોરજી પધરાવ્યા અને પીરસવાનું શરુ કર્યું. માણસો એટલા વધ્યા કે પત્રાવળા ખૂટ્યાં તે વરતાલથી મંગાવ્યા. સ્વામીશ્રીના વચને ૨૫૦ માણસોની રસોઇમાંથી લગભગ ૧૦૦૦–૧૨૦૦ હરિભક્તો જમ્યા. સમૈયે આવેલા સૌ હરિભક્તો આ પ્રતાપ જોઇ અતિ આશ્ચર્ય પામ્યા.

આ સમૈયામાં પણ સ્વામીશ્રીએ અક્ષરપુરુષોત્તમની નિષ્ઠા ઉપર બહુ જ સુંદર વાતો કરી. સ્વામીશ્રીની વાતોથી બોચાસણમાં મંદિર જલ્દી પૂરુ થાય અને ઠાકોરજી બેસે, એવી ઉત્કૃષ્ટ ઇચ્છા સૌને થઈ.

× × ×

સં. ૧૯૬૩ નો માગસર શુદ ૧૫ નો સમૈયો બોચાસણમાં કર્યો.

બોચાસણ મંદિરના પાયા ખોદવાની શરૂઆત

આ સમૈયે તમામ હરિભક્તોને સ્વામીશ્રીએ બોલાવ્યા હતા. જૂના મંદિરમાં જ્યાં સ્વામીશ્રીનો ઉતારો હતો, ત્યાં સ્વામીશ્રીએ મોટી સભા કરી. પછી સ્વામીશ્રીએ સૌને કહ્યું, "મંદિર માટેની જગ્યા હવે પૂરતી મળી ગઇ છે અને ચોખ્ખી પણ થઈ ગઈ છે માટે હવે જે જગ્યાએ ખાતમુહુર્ત કર્યું હતું, ત્યાંથી પાયા ખોદવાની શરૂઆત કરવાની છે. આ કામમાં જોઇતી તમામ મદદ દરેક હરિભક્તોએ પોતાના બળદ–ગાડા વગેરે, ખેતી ઘટાડીને પણ આપવી, જેથી છ માસમાં ઠાકોરજીની પ્રતિષ્ઠા થાય." આવી સ્વામીશ્રીની પ્રેરણા અને બળભરી આજ્ઞા સાંભળીને સૌ તત્પર થઈ ગયા.

બીજે દિવસે, માગશર વદી ૧, પાયા ખોદવાની શરૂઆત બોચાસણના મુખી અને મંદિરના કોઠારી ગિરધરભાઇના શુભ હસ્તે કરી. હાલ ગૃહસ્થની જૂની ધર્મશાળા છે તે ધર્મશાળાના પાયા, કાશીદાસ મોટાની બે દુકાનોના કરેથી, ખોદવાના શરુ કર્યા. દોઢસો હરિભક્તો અને સૌ સંતો સ્વામી પુરુષોત્તમદાસજી, સ્વામી નિર્ગુણદાસજી, સ્વામી અક્ષરપુરુષદાસજી વગેરે મંડળ અને સ્વામીશ્રી જાતે પણ, આ પાયાના કામમાં મંડી પડયા. આ કામની શરૂઆતમાં જ સ્વામીશ્રીએ સૌને કહ્યું હતું, 'મહારાજ બાપને ઠેકાણે છે અને સ્વામી માને ઠેકાણે છે. માટે બંનેને સંભારી ઊગમણા મુખે ખોદવાનું શરુ કરો. આપણું કામ હવે જલદી ચાલશે અને ફતેહ થશે.'

મંદિરના કારખાનાનું તમામ કામ સ્વામી અક્ષરપુરુષદાસજીને શિરે હતું. શરીરે ખૂબ જ પુષ્ટ અને છ હાથ ઊંચા આ વીર પુરુષની શક્તિનો ઉપયોગ, સ્વામીશ્રીએ તેમને અક્ષરપુરુષોત્તમ મહા-

રાજની સેવામાં જોડી, કરી લીધો. તેમણે પણ સેવામાં ઝંપલાવ્યું. તેમની સાથે મદદમાં બીજા સંતો હતા. હરિભક્તોમાં મુખ્યત્વે નારણભાઇ ફુલાભાઇ તથા ગાનાના બકોરદાસ હતા. આ બંને મુક્તરાજો 'વેગનો'માંથી પત્થરો ઉતારવા, ગાડે ચડાવવા વગેરે કામમાં હતા. તેમજ બોચાસણના પટેલોએ પણ પોતાના બળદ-ગાડા વગેરે મંદિરની સેવામાં રોકી દીધા હતા. સોખડાના ત્રિભોવનદાસભાઇએ તો તેમની ખેતી બંધ રાખી છ ગાડા, છ બળદની જોડ, સ્વામીશ્રીને મુફ્ત કરી દીધા હતા. એ સિવાય બાજુના ગામો રૂંદેલ, ચુવા, ડભાસી, ગોમેલ, ખાનપુર, સઇજપુર વગેરે ગામના હરિભક્તોએ પણ ગાડા, બળદ લાવી ખૂબ મદદ કરી. એક તરફ પાયાનુ કામ ચાલતુ હતું અને બીજી તરફ પોરબંદરી પથ્થર આવતા તેની ઘડાઇનું કામ પણ શરુ હતું.

આખા બ્રહ્માંડની લક્ષ્મી અહીં આવશે

ઠાકોરજીના દેવાલયના પાયા પાણીનું ઝરણુ આવ્યું તેટલા ઊંડા ખોદાયા. અહીં સુધી ખોદતાં પુરાતની ઇંટોથી બંધાએલો ગોળ કૂવો આવ્યો. આ કૂવાની ઊગમણી દિશાએ ત્રણ ફુટની ચોરસ ચોકડી, અસલી ચણતરની ચણેલી આવી. તે ખોદતા તેમાં દટાએલી લક્ષ્મીના અસલી ચરુ દીઠા. એટલે તુરત જ તે ઉપર માટી નાંખી ઝવેરભાઇ તથા ગિરધરભાઇ, સ્વામીશ્રી પાસે આવ્યા અને સ્વામીશ્રીને આ વાત કરી. સ્વામીશ્રીએ કહ્યું, 'તે લક્ષ્મીને દટાએલી જ રહેવા દ્યો. આપણે તો મૂર્તિમાન લક્ષ્મી બેસારીશું એટલે આખા બ્રહ્માંડની લક્ષ્મીને અહીં લાવશે અને અનેકના કલ્યાણ થશે.' વગર મહેનતે મળતી લક્ષ્મીને આ રીતે જતી કરવામાં, આ ત્રણ હરિભક્તોને અત્યંત દુઃખ થયું. પરંતુ અત્યંત નિઃસ્પૃહ અને અનેકને સેવાનો અવકાશ આપી કલ્યાણ કરવાના અતિ મહાન આશયને પૂર્ણ કરવા, આ કરુણા મૂર્તિએ એક શ્રીજીસ્વામીને જ પોતાના આધાર બનાવ્યા હતા. એટલે અવજ્ઞા પામેલી દટાયેલી લક્ષ્મીને એ જ સ્થિતિમાં રાખી, પાયાનું ચણતર કરી દીધું.

માગશર શુદ ૧૫ નો સમૈયો બોચાસણમાં કરી, મંદિરનું કામ ચાલતુ કરાવી, સ્વામીશ્રીએ પોષ શુદ ૧૫ નો સમૈયો ચોરંદામાં નારાયણભાઇ જોષીના આગ્રહથી કર્યો અને સર્વે હરિભક્તોને ત્યાં તેડાવ્યા. દરેક સમૈયામાં, અક્ષરપુરુષોત્તમ મહારાજના મંદિરની પ્રવૃત્તિને પુષ્ટિ થાય, તથા ઉપાસના દૃઢ થાય, અને બ્રહ્મરૂપ થઇ પુરુષોત્તમ નારાયણની સેવામાં જોડાઇ જવાય, એવી જ વાતો સ્વામીશ્રી કરતા. સ્વામીશ્રીની એકની એક જ વાતો, પણ વાતો કરવાની ઢબ એવી સુંદર, એટલે તે વાતો નિત્ય નવીન લાગતી.

જગતની દૃષ્ટિએ વરતાલથી છૂટા પડી નિરાધાર દેખાતા આ સંતવર્યે, શ્રીજીનો જ અનન્ય આશરો અને ટેક રાખ્યા હતા. એટલે સ્વયં શ્રીજી મહારાજ જ તેમનામાં રહી આ કાર્ય કરતા. મહારાજના અખંડ દિવ્ય સંબંધથી, સ્વામીશ્રીના સ્વરૂપમાં સૌને એવું આકર્ષણ થતું કે મહિના મહિનાના સમૈયામાં એટલી જ સંખ્યામાં હરિભકતો આવતા અને સ્વામીશ્રીનાં દર્શન કરી, વાતો સાંભળી, પરમ આનંદ અનુભવતા. પોતાના વ્યાવહારિક તમામ કાર્યોને ગૌણ કરી, સૌએ એક જ ધ્યેય રાખ્યું હતું કે સ્વામીશ્રીની મરજીમાં હોમાઇ જવું. 'મરને આતમકા મેહ વરસે રે તો ય ન દાજે મેરા રોમે રે.' એવી દૃઢ આત્મનિષ્ઠાવાળા આ ભકત સમૂહને, વરતાલ તરફથી પણ અનેક પ્રકારની ઉપાધિ આવતી. છતાં આજે સ્વામીશ્રી કલ્યાણનું દ્વાર છે એમ સમજી, સંસ્થા કે વાડામાં ન બંધાતા, આ શુદ્ધ મુમુક્ષુઓએ, સ્વામીશ્રીએ ઉપાસનાના ઉત્તુંગ પર્વત સમાન જે ગોવર્ધન ઊંચકયો હતો, તેમાં ગોકુળના ગોપ બાળકોની જેમ, શુદ્ધ હૃદયથી ટેકા આપ્યા હતા.

ઇન્દ્રના મદનો શ્રીકૃષ્ણે પરાભવ કર્યો અને તેથી ભયંકર મેઘગર્જના અને વાવંટોળથી આખા ગોકુળનો વિનાશ કરવાની ઇચ્છાથી નાનકડા દેખાતા શ્રીકૃષ્ણની શક્તિનો ખ્યાલ ભૂલી જઇ, તેણે બારે મેઘને છૂટા મૂકયા. તે જ પ્રમાણે આજે આખી વરતાલ સંસ્થા, આચાર્ય, સાધુ, બ્રહ્મચારી, પાર્ષદો, હરિભકતો, સ્વામીશ્રીના વધતા જતા પ્રતા-

આ પ્રતિષ્ઠા શી રીતે બંધ રહે, તેના વિચારો ચાલવા લાગ્યા. એ વિચારોને અંતે એવો નિર્ણય થયો કે બોચાસણના હિરાભાઈ જીજીભાઈ, ચોર, ડાકુ અને લૂંટારાઓને ધ્રૂજાવનાર, એકજ માણસ છે. તેમને જો વશ કરી, કાંઇક લાલચ આપીએ તો તે પુરુષ આ પ્રતિષ્ઠા બંધ કરાવી શકશે. બોચાસણના નરસિંહભાઈ મારફત હિરાભાઈને બોલાવ્યા.

ખાનગીમાં તેમની સાથે નરસિંહભાઇ મારફત વાતચીત થઇ. જગતના સર્વ રંગોને તેના સાચા સ્વરૂપમાં ઓળખનાર, અનેકને હથેળીમાં હાથી બતાવી પાણીની પોઠો ભરાવનાર, આ રંગીલા પુરુષને પાંચ હજારની લાંચ આપી, ફોડવાનો પ્રયત્ન કરનાર, બુદ્ધિની કઇ કક્ષાએ પહોંચ્યા છે તે સમજવું મુશ્કેલ હતું! થોડા મહિના પહેલા જ સ્વામીશ્રીએ, જેમ સિંહને નાથે તેમ, તેમને વર્તમાન ધરાવ્યા હતા. વળી ગોવર્ધનભાઇ કોઠારીને તેમણે કોલ આપ્યો હતો કે શિર સાટે બોચાસણમાં સ્વામીશ્રી પાસે મંદિર કરાવીશ. સ્વામીશ્રી પ્રત્યેના હિરાભાઇના આ પ્રકારના ગુરુભાવનો, કોઇને ખ્યાલ ન હતો. હિરાભાઇએ પાંચ હજારની રકમ જોઇ અને પછી પૂછયું, 'કઇ શરતે આ રકમ મને તમો આપોછો?' એટલે સૌએ કહ્યું, 'તમારા ગામમાં મંદિર થાય છે ત્યાં મૂર્તિપ્રતિષ્ઠા થવા ન દેવી એ શરત છે.' એટલે તત્કાળ હિરાભાઇએ એ રકમ નીચે મૂકી દીધી અને કહ્યું, 'મારા ગામમાં મંદિર થાય છે તેમાં મારી શોભા છે. વળી સ્વામીશ્રીએ મને જીવતદાન આપ્યું છે અને એ મારા ગુરુ છે. એટલે આ રકમ જો હું લઉં તો પણ ત્યાં પ્રતિષ્ઠાના કામમાં જ વાપરીશ. જો મને લાંચ આપવાનો તમારો ઇરાદો હોય તો તમો ભૂલા પડયા છો.' હિરાભાઇના આવા શબ્દો સાંભળી સૌ સ્તબ્ધ થઇ ગયા! રકમ પાછી લઈ લીધી, અને કોઇ કાંઇ બોલી શકયા નહિ. પછી હિરાભાઇએ કહ્યું, 'હવે મારે તમને એટલું વધારામાં કહેવાનું છે કે આ પ્રતિષ્ઠામાં જો વિઘ્ન પડશે તો તમારું જ મૂકેલું વિઘ્ન છે એમ હું માનીશ. તેથી જેટલા આ સંતલસમાં ભળ્યા છો તેમને માથે જોખમ છે,

એમ સમજી લેજો. મારા બે હજાર ધારાળા સેવકો બોચાસણના મંદિરની રક્ષામાં બેઠા છે. માટે જો શૂરવીર હો તો ચાલ્યા આવજો.' હિરાભાઈની આ વાણી સાંભળી, જાણે વિજળી પડી હોય તેમ સૌ અવાચક્ થઇ ગયા. સૌના મનોરથ ભાંગી પડયા. એટલું જ નહિ પરંતુ હવે તો પ્રતિષ્ઠામાં વિઘ્ન નાખવાના સંકલ્પ સૌએ બંધ કરી દીધા. શ્રીજી મહારાજ પ્રવેશ કરીને કઇ રીતે કામ કરે છે, તે સમજણવાળા ડાહ્યા પુરુષોને આ પ્રસંગથી સમજાયું.

## અરણ્યકાંડ સમાપ્ત

# ખંડ ૩ જો

## ઉપાસના કાંડ

### ઓચાસણમાં મૂર્તિ પ્રતિષ્ઠા

श्रीमत्सद्गुणशालिनं चिदचिदि व्याप्तं च दिव्याकृतिं
जीवेशाक्षरमुक्तकोटिसुखदं नैकावताराधिपम् ।
ज्ञेयं श्रीपुरुषोत्तमं मुनिवरैर्वेदादिकीर्त्यं विभुं
तन्मूलाक्षरयुक्तमेव सहजानंदं च वन्दे सदा ॥

અર્થ : સદ્‌ગુણના ભંડારરૂપ, સર્વ ઐશ્વર્ય યુક્ત અને ચિત્ અને અચિત્‌માં જે વ્યાપક છે, જે દિવ્યાકૃતિ છે, તેમજ જીવ, ઇશ્વર, અનંત કોટિ મુક્તો અને અક્ષરને પણ સુખ આપનારા છે અને સર્વ અવતારોના અવતારી છે, તેમના સ્વરૂપને યથાર્થ જાણી, સર્વ મુનિવરો અને વેદો જેમની સ્તુતિ કરે છે, તે અક્ષરયુક્ત શ્રી સહજાનંદ સ્વામીને હું નમસ્કાર કરું છુ.

ભગવાનનું સ્વરૂપ ભગવાનના ભક્તને અક્ષરધામ સહિત પૃથ્વી ઉપર બિરાજમાન છે એમ સમજવું અને બીજા આગળ પણ વાર્તા કરવી.[1] એવા જે એ પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાન તેના સ્વરૂપમાં અને અક્ષરધામને વિષે રહ્યા જે ભગવાન તેના સ્વરૂપમાં કાંઇ પણ ભેદ નથી એ બે એકજ છે. અને એવા જે આ પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયંતા છે, ઇશ્વરના પણ ઇશ્વર છે અને સર્વ કારણના પણ કારણ છે અને સર્વોપરી વર્તે છે ને સર્વ અવતારના અવતારી છે અને તમારે સર્વેને એકાંતિકભાવે કરીને ઉપાસના કરવા યોગ્ય છે.[2] અમે એમ વિચારીને પરમેશ્વરની ઉપાસના રહેવા સારુ ત્યાગનો પક્ષ મોળો કરીને ભગવાનના મંદિર કરાવ્યા છે તેમાં જો થોડો ત્યાગ રહેશે તો પણ ઉપાસના રહેશે તેણે કરીને ઘણાંક જીવનાં કલ્યાણ થશે.[3]

૧. ગ પ્ર. ૭૧; ૨. ગ. અં. ૩૮; ૩. ગ. મ. ૨૭.

**પ્રતિષ્ઠોત્સવ**

ડભાણના યજ્ઞમાં અસૂરો તરફથી થનાર વિઘ્નને જાણી, શ્રીજીમહારાજે હાથરોલીના ભીલભૂપતિને કહીને હજારો હજાર ભીલો યજ્ઞની રક્ષામાં મૂકી દીધા હતા. તીર કામઠાં લઈને આ ભીલો યજ્ઞશાળા, પાકશાળા વગેરેની અખંડ રક્ષામાં ખડા થઇ ગયા હતા. તેવી જ રીતે સ્વામીશ્રીની આજ્ઞાથી આ પ્રતિષ્ઠામાં થનાર વિઘ્નને જાણી, હિરાભાઇએ બે હજાર ધારાળા સેવકોને યજ્ઞશાળા, પાકશાળા, મંદિર, મૂર્તિઓ વગેરેની રક્ષામાં મૂકી દીધા. સૌના મનના મનોરથ મનમાં જ રહ્યા અને યજ્ઞનું અને પ્રતિષ્ઠાનું કામ નિર્વિઘ્ને શરુ થયું.

ઝવેરભાઇ, ત્રિભોવનદાસ તથા હિરાભાઇ આ ત્રણે મહામુક્તોના શુભહસ્તે પ્રતિષ્ઠા નિમિત્ત યજ્ઞનો વિધિ શરુ થયો. ઉમરેઠના વિદ્વાન વેદિયા બ્રાહ્મણ કેશવલાલભાઇ પૂર્ણવિધિસર યજ્ઞ તથા પ્રતિષ્ઠાવિધિ કરાવતા હતા. જવ, તલ, ઘી, શ્રીફળ, સોપારી આદિના હવન સાથે, વિધિપૂર્વક યજ્ઞ, મંત્રોચ્ચાર સાથે થતો હતો. હજારો સ્ત્રીઓ મંગળ ગીતો ગાતી હતી યજ્ઞની આહુતિઓ, મંત્રોચ્ચાર, વગેરેથી વાતાવરણ અત્યંત દિવ્ય બની ગયું હતું.

હાલ જે તળાવ છે તે ખાલી હતું. તેમાં પાકશાળા બનાવી હતી. ઈંટોથી પાણીના હોજ ચૂનાબંધ બનાવી હજારો મણ શીરા માટે પણ એવા જ સ્વચ્છ હોજ બનાવી, દાળ, શાક, ભાત આદિ ભોજનની સામગ્રીના ગંજ કર્યા હતા. પ્રતિષ્ઠાના આ મંગળ દિવસની રસોઈ, આણંદના પટેલ નારણભાઈ જોરાભાઈ તરફથી હતી. આવા અપૂર્વ ઉત્સવ માટે ગુજરાત, સૌરાષ્ટ્રના તમામ હરિભક્તો હજારો હજારની સંખ્યામાં બોચાસણ આવ્યા હતા.

**હે સ્વામી ! આપ દયા કરી બિરાજો**

યજ્ઞવિધિ થયા બાદ પ્રતિષ્ઠાના શુભ મુહૂર્તમાં સૌએ શ્રીજીમહારાજની મૂર્તિ ઉપાડી અને મંદિરના મધ્ય ખંડમાં પધરાવી. ત્યારબાદ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિ જે મહારાજની

મૂર્તિ કરતા વજનમાં હલકી હતી તે મૂર્તિ, ઘણા માણસોએ ઉંચકી પણ ઊંચી જ ન થઇ. એક તસુ પણ મૂર્તિ ખસી નહિ. સ્વામી કેમ જાણે છેવટની ઘડી સુધી પરીક્ષા લેતા હોય, તેમ અચળ બેસી રહ્યા ! સૌએ અથાગ પ્રયત્ન કર્યો પરંતુ વ્યર્થ ! છેવટે સૌ થાકીને સ્વામીશ્રી પાસે આવ્યા અને વાત કરી. 'મહારાજની મૂર્તિ તો સ્વસ્થાને પધરાવી પરંતુ સ્વામીની મૂર્તિ ઉપડતી નથી. બહુ મહેનત બધાએ કરી અને સૌ થાકયા છે.' એટલે સ્વામીશ્રી તુરત જ યજ્ઞશાળામાં પધાર્યા. કારીગરના હાથમાંથી ટાંકણું લઇ સ્વામીશ્રીએ પ્રથમ અક્ષરમૂર્તિ સ્વામીની સ્તુતિ કરી, 'હે સ્વામી ! આપના સારુ વરતાલથી નીકળ્યા. અપમાન, તિરસ્કાર અને સંકટ આપના સારુ સહન કર્યા. તો હવે આપ દયા કરી બિરાજો.' એમ કહી સ્વામીશ્રીએ મૂર્તિ નીચે ટાંકણું ભરાવ્યું, એટલે તુરત જ મૂર્તિ ઉંચી થઇ અને સૌએ તે મૂર્તિ તેના સ્થાનકે પધરાવી દીધી ! આ પ્રમાણે મહાસમર્થ અને યોગમૂર્તિ સ્વામીશ્રીએ, શ્રીજીસ્વામીની અપરંપાર કૃપાથી, બોચાસણમાં શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજની પ્રતિષ્ઠા કરી, સમગ્ર બ્રહ્માંડમાં ઉપાસનાનો દિગ્વિજય કર્યો ! સત્સંગના ઇતિહાસમાં આ પ્રસંગ સુવર્ણાક્ષરે લખાઈ ગયો. મુમુક્ષુ હરિભક્તોને તો જાણે :—

> પ્રેમે પ્રગટયા રે (૨) સૂરજ સહજાનંદ
> અધર્મ અંધારું ટાળિયું.
> માયા રાત મુમુક્ષુની ટળી
> થયું હરિ મળતાં (૨) પૂરણ પ્રભાત....અધર્મ.

ઉપાસનામાં અજ્ઞાનરૂપી રાત ટળી ગઇ અને મહારાજ સત્સંગમાં સ્વયં પોતાના સ્વરૂપે જ, પોતાની જ મૂર્તિદ્વારે, અખંડ પ્રગટ છે, એમ સૌને પ્રતીતિ થઈ. વળી મનુષ્યરૂપે જે સુગમ થયા હતા છતાં પરિપૂર્ણ સ્વરૂપે નહોતા ઓળખાયા, તે આજે સ્વયં પોતાની જ મૂર્તિ દ્વારે સુગમ થયા. પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણ, બોચાસણમાં અનંત મુમુક્ષુઓને આત્યંતિક મોક્ષ પમાડવા માટે, સદાને માટે બિરાજી ગયા. જે હેતુ માટે પૃથ્વી ઉપર પોતે પધાર્યા હતા તે હેતુ, આજે સ્વામીશ્રી

દ્વારા પૂરો કર્યો અને સર્વોપરી ઉપાસનાનો દિગંતમાં દિગ્વિજય થયો !
સર્વત્ર આનંદ આનંદ, શાંતિ શાંતિ, પ્રવર્તી ગયા. બ્રાહ્મણોના મંત્રોચ્ચાર
सर्वे निरामया सन्तु । सर्वे भद्राणि पश्यन्तु । सर्वे जनाः सुखिनो
भवन्तु भवन्तु ॥ એ આશીર્વચનો સંભળાવા લાગ્યા. આ પ્રમાણે
મહારાજે કાશીદાસને બોચાસણમાં મોટું મંદિર કરાવી, પોતાના અનાદિ
સેવક જોડે પોતેજ સ્વયં બિરાજશે, તે કોલ આપ્યો હતો, તે પૂરો
થયો. જે હેતુ માટે સ્વામીશ્રી વરતાલથી બહાર નીકળ્યા હતા તે હેતુ,
સ્વામીશ્રી જાગાભક્ત સ્વામીનો સંકલ્પ, શ્રીજી સ્વામીની ઇચ્છાથી,
સ્વામીશ્રીએ ફક્ત ૭ મહિનામાં જ પૂરો કર્યો.

પ્રતિષ્ઠાવિધિ પછી સૌ હરિભક્તોને, તળાવમાં જ પંક્તિ કરી,
જમવા બેસાર્યા. માણસોની કતારની કતાર જમવા માટે આવતી હતી
અને સ્વયંસેવકો હજારોની સંખ્યામાં દાળ, ભાત, શાક, શીરો વગેરે
પીરસતા હતા. તમામ આગેવાન હરિભક્તોએ આ અપૂર્વ ઉત્સવમાં
એવી તો સુંદર વ્યવસ્થા કરી હતી કે દર્શનમાં, જમવામાં કોઇને
એમ ન રહે કે રહી ગયા. દરેકને સંપૂર્ણ સંતોષ થયો. આ અપૂર્વ
પ્રતિષ્ઠા ઉત્સવ, યજ્ઞ વગેરે કાર્ય સ્વામીશ્રીએ નિર્વિઘ્ને પૂરું કર્યું, અને
સર્વત્ર आसमुद्रान्तसत्कीर्तिः એવો તેમનો પ્રભાવ પ્રવર્તિ ગયો !

× × ×

**બાવો વગર કિંમતે વાડી આપશે**

બોચાસણ ગામના લોકોને આ મંદિર થતાં પોતાના ગામની
શોભા વધવાથી આનંદ થયો. વળી દેશપરદેશના
હરિભક્તો બોચાસણ હવે દર્શને પધારશે અને
બોચાસણ એક મહાન તીર્થ બની જશે, તેથી
આ મંદિરની સુંદર વ્યવસ્થા થાય અને ઠાકોરજીને પણ કાયમી થાળ
થાય તે માટે, તેમણે ગામનું ખેતર મંદિરને બક્ષિસ આપ્યું. સ્વામી-
શ્રીનો એવો સિદ્ધાંત હતો કે ઠાકોરજીને કાયમી પાકો થાળ થાય
અને મંદિરને સદાને માટે આજીવિકા ચાલુ રહે તે માટે જો જમીન,
વાડી, ખેતર વગેરે વેચાણ અથવા ધર્માદા મળે તો તે લઇ લેવું. આ
વિચારથી તેમણે રામજી મંદિરના કબજામાં વાડી હતી તે વાડી,

વેચાણુ લેવા ગિરધરભાઈ તથા ઝવેરભાઈને, મહંત બાવા હરિદાસ પાસે મોકલ્યા. ત્રણ વિઘાની વાડીના ત્રણ હજાર રૂપિયા આપતા પણ હરિદાસે વાડી આપવાની ના કહી. એટલે ગિરધરભાઈ તથા ઝવેરભાઈએ સ્વામીશ્રી પાસે આવીને વાત કરી. સ્વામીશ્રીએ કહ્યું, 'હવે આપણે વાડી વેચાણુ લેવી નથી. બાવો વગર કિંમતે આપણને આપશે.' સ્વામીશ્રીના આ વચનમાં સૌને વિશ્વાસ હતો એટલે તે સંબંધી બીજી તજવીજ કરી નહિ.

થોડા મહિના બાદ હરિદાસને લગ્ન કરવાનો વિચાર થયો. પરંતુ બીજા બાવાઓએ હરિદાસના આ લગ્નનો વિરોધ કર્યો. છેવટે ગામમાં ઝવેરભાઇ પાસે સૌ આવ્યા અને તેમને કહ્યું કે, 'હરિદાસને પરણવું છે માટે તમો તેમને સમજાવો.' હરિદાસ પણ ખાનગીમાં ઝવેરભાઈને મળ્યો. ત્યારે તેમણે કહ્યુ, 'રામજી મંદિર તથા તેના કબજાની વાડી, જમીન વગેરે ગામ લોકોએ તમને બક્ષિસ આપ્યું છે, તેથી જો તમારી પ્રથા વિરુદ્ધ લગ્ન કરશો તો બધું અમો કબજે કરી લઇશું.' પરંતુ હરિદાસે ખૂબ આજીજી કરી અને છેવટે કહ્યું, 'રામજી મંદિરની જે વાડી તમોએ વેચાણુ માગી હતી તે તમોને બક્ષિસ આપું તો?' ઝવેરભાઇ તથા ગિરધરભાઇ મુખીએ વિચાર કર્યો. સ્વામીશ્રીના વચન યાદ આવ્યા. પછી તેમણે કહ્યું, 'પહેલા વાડીનું લખાણુ કરી આપ પછી લગ્ન કર, અમો વિરોધ નહિ કરીએ.' હરિદાસે તુરત જ ગિરધરભાઇ, ઝવેરભાઇ તથા આણંદના કેશવલાલ પ્રાગજીના રૂબરૂ દસ્તાવેજ કરી દીધો.

આ દસ્તાવેજ થયા બાદ ઝવેરભાઇ તથા ગિરધરભાઇએ હરિદાસની જમાતના બાવાઓને સમજાવ્યા અને તેને લગ્ન કરવા સૌએ સંમતિ આપી. સ્વામીશ્રી એક બે દિવસ બાદ બોચાસણુ પધાર્યા ત્યારે તેમને ઝવેરભાઇએ આ વાત કરી. એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'ઠાકોરજીની તેણે સેવા કરી છે, માટે ત્રણસો રૂપિયા કોઠારમાંથી તેને આપો. ચાર હજાર રૂપિયા આપતા પણ આ વાડી મળે તેવી નથી.' આથી કોઠારમાંથી ત્રણસો રૂપિયા લઇ ગિરધરભાઇ તથા ઝવેરભાઇ હરિદાસને

આપવા ગયા. પરંતુ ફક્ત અઢીસો જ તેને આપ્યા. હરિદાસ તો રાજી થયો અને કહ્યું, 'સ્વામીશ્રી તો બહુ જ દયાળુ છે. મેં તો વાડી બક્ષિસ આપી છે પણ સ્વામીશ્રીએ મને રાજી કર્યો.' પછી સ્વામીશ્રી પાસે તેઓ આવ્યા. સ્વામીશ્રીએ તેમને પૂછ્યું, 'રૂપિયા આપી આવ્યા ?' તેમણે હા કહી. એટલે સ્વામીશ્રીએ ફરી પૂછ્યું, 'પૂરા આપ્યા ને ?' ત્યારે તેમણે કહ્યું, 'હા'. એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'પૂરા આપ્યા નહિ હોય, કાંઈક ઓછા આપ્યા છે.' સ્વામીશ્રીની સર્વજ્ઞતાથી આ પુરુષો અજાણ ન હતા. તેમણે નિષ્કપટભાવે કબૂલ કરી દીધું. એટલે સ્વામીશ્રીએ બાકીના પચાસ રૂપિયા તેને આપવા બન્ને જણાને આજ્ઞા કરી. આમ કરુણા મૂર્તિ સ્વામીશ્રીએ હરિદાસને પોતાનો સદાને માટે ગુણ રહે અને તેનું શ્રેય થાય તેમ કર્યું.

મંદિરની પાછળની જમીન લેવા માટે સ્વામીશ્રીએ ઝવેરભાઈ તથા ગિરધરભાઈ મુખીને વાત કરી અને કહ્યું, 'આ જે ઘરો છે તે જો મળે તો જ મંદિરનો ચોક મોટો થાય.' પરંતુ આ ઘરો પાટીદારોના હતા અને તેઓ કોઈ રીતે તે આપે તેવી શકયતા હતી જ નહિ. ઝવેરભાઈએ તો તુરત જ સ્વામીશ્રીને કહી દીધું, 'સ્વામી, આ પાટીદારો આપણને ઘર વેચાણ આપશે જ નહિ.' સ્વામીશ્રીએ કહ્યું કે, 'આ તો મહારાજનું સાક્ષાત્ સ્થાન છે અને મહારાજનું કાર્ય છે તે ગમે તે રીતે પણ ઘરો આપણને મળશે !' સ્વામીશ્રીના આ વચનમાં સૌને વિશ્વાસ હતો. એક વર્ષમાં દસ બાર ઘર જેમના લેવાના હતા તે તમામ કુટુંબો, અંદર અંદરના વિરોધથી ઘસાઈ ગયા અને તમામ ઘરો મંદિરને વેચાણ મળી ગયા.

## બોચાસણમાં શ્રી સત્સંગિજીવનનું પ્રથમ પારાયણ

સં. ૧૯૬૪ ની વસંતપંચમીનો પ્રથમ સમૈયો સ્વામીશ્રીએ બોચાસણમાં ગોઠવ્યો. આ પ્રસંગે તમામ હરિભક્તોને ખાસ બોલાવ્યા અને સાત દિવસનું સત્સંગિજીવનનું પારાયણ પણ ગોઠવ્યું. મંદિરની પ્રવૃત્તિ સાથે જ્ઞાનસત્રો ગોઠવી, અક્ષરપુરુષોત્તમની તત્ત્વે સહિત નિષ્ઠા

કરાવી, પોતાના આશ્રિતોને શુદ્ધ જ્ઞાન આપવું, એ ધ્યેય સ્વામીશ્રી સદા રાખતા.

સ્વામી મહાપુરુષદાસજી, ભગતજી મહારાજના ધામમાં ગયા પછી, સ્વામીશ્રી સાથે રહીને તેમના કાર્યમાં મદદરૂપ થયા હતા. સ્વામીશ્રીમાં તેમણે અપ્રતિમ પ્રતાપ અને વાતો કરવામાં, પ્રશ્નોનો ઉકેલ લાવવામાં, ભગતજીની કુનેહ, જોઇ; પરંતુ પોતે તો સ્વામીશ્રીના જ્ઞાનદાતા હતા અને ભગતજીના મહિમાની, સ્વામીશ્રીને તેમણે જ વાતો કરી હતી. એટલે સ્વામીશ્રી પ્રત્યે તેમને શિષ્યભાવ રહેતો. આથી બીજા શિષ્યોના, સ્વામીશ્રી પ્રત્યેના મહિમાના વચનો 'વર્તમાન કાળે મહારાજને અંગોઅંગમાં અંખડ ધારણ કરનાર અને ભગતજી મહારાજનું પ્રત્યક્ષ સ્વરૂપ સ્વામીશ્રી છે' તે તેમને રુચતા નહિ. છતાં પોતે મોક્ષભાગી અને ખરા ખપવાળા હતા.

**કયાં સુધી રહેશો તમે છાના ?**

આ સંશયવૃત્તિનું નિવારણ કરવા, એક દિવસ સવારે પારાયણના પ્રસંગ દરમ્યાન સ્વામીશ્રી કથા વાંચતા હતા, તે વખતે પોતે ઊભા થઇને સ્વામીશ્રીને પંખો નાંખવા લાગ્યા અને મનમાં સંકલ્પ કર્યો 'જો સ્વામીશ્રી સાચે જ ભગતજી મહારાજનું સ્વરૂપ હશે તો મને પંખો નાખવા દેશે અને નહિ તો હમણાં બંધ કરાવી દેશે.' સ્વામીશ્રીએ તેમનો સંકલ્પ જાણ્યો અને તેમના તરફ જોઇ સહેજ સ્મિત કરી, કથા પૂરી થઈ ત્યાં સુધી, તેમને પંખો નાખવા દીધો. આથી તેમને નિશ્ચય થઈ ગયો કે ભગતજી મહારાજ, સ્વામીશ્રી દ્વારા પ્રગટ જ છે. તેમના હર્ષનો પાર ન રહ્યો. સાંજની કથામાં પગે ઘુઘરા બાંધી, સભામાં 'છાના છાના છાના રે કયાં સુધી રહેશો તમે છાના' એવા ચાર પદ સ્વામીશ્રીને સંબોધીને પોતે બનાવ્યા અને તે સભામાં, સ્વામીશ્રી સમક્ષ હર્ષ અને પ્રેમના આવેગથી તેમણે ગાયા. આમ સ્વામીશ્રીના સ્વરૂપની સ્પષ્ટ સમજણ તેમણે સૌને કરાવી. આથી તમામ સત્સંગીઓને અતિ અપાર આનંદ થયો.

બીજે દિવસે સવારે સ્વામીશ્રી કૂવેથી નાહીને આવતા હતા. હાથમાં પાણીનો ભરેલો લોટો હતો. તે વખતે આણંદના મોતીભાઈ ભગવાનદાસ જંગલ જઈ હાથમાં માટી લઈ, સ્વામીશ્રી આગળ આવ્યા અને નીચે બેસી ગયા. સ્વામીશ્રી હાથમાં લોટો લઈ ઊભા છે, એવી તેમને કશો ગમ જ ન હતી. રોજની ઘેર ટેવ એટલે તેમને ધ્યાન ન રહ્યું. સ્વામીશ્રીએ તેમને એવી રીતે હાથ ધોવા માટે બેઠેલા જોઇ, હસતા હસતા કહ્યું, 'સદ્‌ગુરુ થઈને આવજે એટલે હાથ ધોવરાવીશ.' સ્વામીશ્રીના આ માર્મિક શબ્દોથી મોતીભાઇ શરમાઇ ગયા અને માફી માગી. પછી કૂવે જઇ હાથ ધોઇ, સ્નાન કર્યું.

સદ્‌ગુરુ થઇને આવજે એટલે હાથ ધોવરાવીશ

આ સમૈયામાં વઢવાણથી સાત આઠ હરિભક્તો સ્વામીશ્રીના દર્શને આવ્યા હતા. તેમને અંબારામ ભગતના[1] ઉપદેશથી સ્વામી-

[1] અંબારામ ભગત ઉત્તર ગુજરાતમા કડીના રહેવાસી હતા. ગઢડા દેશમા ફરતા તેમને કૃષ્ણાનંદ બ્રહ્મચારીનો યોગ થયો. બ્રહ્મચારીના નિયમ, ધર્મ, શુદ્ધ વર્તન વગેરે જોઇ, તેમને તેમનો બહુ જ ગુણ આવ્યો અને તેમની પાસે વર્તમાન ધરાવી સત્સંગી થયા. આથી તેમની જ્ઞાતિમા ખૂબ જ ઉપાધિ થઇ. પણ તે તમામ સહન કરી, સત્સંગ ગિરસાટે તેમણે રાખ્યો. એ જ અરસામા કડીમા મુક્તરાજ પંડ્યા ઉલ્લાસરામભાઇ શિક્ષક તરીકે નિશાળમા નિમાયા. તેમના સમાગમમા અંબારામભાઇ આવ્યા અને ગુણાતીત જ્ઞાનમાં રસ પડ્યો. ધીરે ધીરે તેમને અક્ષરપુરુષોત્તમની ઉપાસના સમજાણી અને સ્વામીશ્રી પરમ એકાંતિક સત્પુરુષ છે, એવી નિષ્ઠા થઇ. આ નિષ્ઠાના પરિણામે અને ગુણાતીત જ્ઞાનના સચોટ શબ્દો અંતરમાં ઉતરી ગયા હોવાથી, સાંખ્યવ્રત પાળવાની તેમને દ્દઢતા થતી ગઇ. તેમના સંકલ્પને બળે, ધીરે ધીરે કુટુંબમાં સર્વ રીતે સાનુકૂળતા થવા લાગી. કુટુંબમાં ફક્ત એક માતુશ્રી જ રહ્યા. કડી મંદિરમા સ્વામી ધર્મવલ્લભદાસજીનો તેમને જોગ હતો. પરંતુ પોતાને ગુણાતીત ઉત્કૃષ્ટ જ્ઞાન થયું હોવાથી, જ્ઞાનની સમજણમાં ધર્મવલ્લભદાસજી સાથે તેમને મેળ થયો નહિ. ઉલ્લાસરામભાઇની બદલી થઇ હતી એટલે તેઓ તેમના માતુશ્રીને લઇને નગાસર રહેવા ગયા તેમના માતુશ્રીને સ્ત્રીઓના મંદિરમાં મૂકયા અને પોતે પુરુષોના મંદિરમાં રહ્યા. અહીં રહી ગુણાતીત જ્ઞાનની રમઝટ બોલાવી અને સ્વામીશ્રીનો અપરંપાર મહિમા કહેવા લાગ્યા. આથી વઢવાણ, મૂળી, અમદાવાદ વગેરે દેશના સંતોને તેજોદ્વેષ થયો. આ સંતોએ તેમને ઉપાધિ કરી. પરંતુ મહારાજની દયાથી તેમની સર્વ પ્રકારે રક્ષા થઇ. આ પ્રસંગ દરમ્યાન વઢવાણના હરિભક્તોને ઉપદેશ કરવાનો યોગ તેમને મળ્યો. એટલે અક્ષરપુરુષોત્તમની નિષ્ઠા તેમને સચોટ કરાવી, સ્વામીશ્રીનો મહિમા સમજાવી, બોચાસણ દર્શને મોકલ્યા.

શ્રીનો મહિમા સમજાયો હતો અને દર્શનની ઉત્સુકતા જાગી હતી. અહીં આવી નાહી, પૂજા આદિક નિત્યકર્મથી પરવારી, તેઓ સ્વામીશ્રીના દર્શને જૂની ધર્મશાળામાં આવતા હતા ત્યાં સ્વામીશ્રી તેમને સામા મળ્યા. તે બધા સ્વામીશ્રીને દંડવત્ કરવા લાગ્યા. દંડવત્ રખાવી, સ્વામીશ્રીએ આઠેને ય તેમના જુદા જુદા નામથી બોલાવ્યા. એટલે તેમને આશ્ચર્ય થયું કે સ્વામીશ્રીને આપણે પહેલી જ વખત મળ્યા છીએ છતાં દરેકનાં નામ સ્વામીશ્રીએ શી રીતે જાણ્યા ? પછી સ્વામીશ્રીના ઓરડે સૌ ગયા ( હાલ જ્યાં કોઠારનો ઓરડો છે ત્યાં ). અહીં તે આઠમાંના એક ગોવિંદભાઇ વણિક સોની હરિભક્ત સ્વામીશ્રી પાસે આવ્યા અને સ્વામીશ્રીને તેમણે કહ્યું, ' મને સાધુ કરો. ' સ્વામીશ્રીએ તેમને હસીને કહ્યું, 'તમે તો વાણિયા અને વળી સોની છો એટલે બહુ જ બુદ્ધિશાળી છો. તેથી તમને તો મારે કોઠારી કરવા છે. ' તેમને સ્વામીશ્રીએ બોચાસણમાં ધોળે લૂગડે પાર્ષદ તરીકે રાખી, ગોવિંદ ભગત નામ પાડયું. ગોવિંદ ભગત, અંબારામ ભગતના ઉપદેશથી, સાધુ થવા બોચાસણ ગયા અને ત્યાં જ રહ્યા, એટલે અંબારામ ભગત ઉપર ગોવિંદ ભગતના કુટુંબીઓએ ઘણી જ ઉપાધિ કરી. આથી તેમને નગાસર છોડવુ પડયું. સ્વામીશ્રીની આજ્ઞાથી તેઓ ભાદરણ જઇને રહ્યા.

**મોતીભાઇને દિવ્ય દર્શન**

કથાની પૂર્ણાહૂતિ બાદ સૌ હરિભક્તો વિખરાયા. સ્વામીશ્રી પણ આજુબાજુના ગામડાઓમાં ફરવા નીકળ્યા. એ જ અરસામાં આણંદમાં ' પ્લેગ ' ફાટી નીકળ્યો. મોતીભાઇના ભાઇ ચતુરભાઈને પ્લેગની ગાંઠ સાથળમાં થઇ. બે ત્રણ દિવસમાં ખૂબ પીડા વધી ગઇ અને ધામમાં જશે એવું સૌને લાગ્યું. મોતીભાઇએ રાત્રે સ્વામીશ્રીની મૂર્તિ પાસે બે હાથ જોડીને પ્રાર્થના કરી, ' હે સ્વામી ! જો ચતુરભાઇ ધામમાં જશે તો ઘરનો તમામ વ્યવહાર મારે માથે આવી પડશે અને સત્સંગનું સુખ તથા આપની સેવાનો લાભ નહિ લઇ શકાય. ' તે જ રાત્રે સ્વામીશ્રી દિવ્યરૂપે, સ્વામી નિર્ગુણદાસજીને લઇને, પધાર્યા અને

ચતુરભાઈને ખાટલે બેસીને તેમના આખા શરીરે હાથ ફેરવ્યો. ચતુરભાઈનું દુઃખ મટી ગયું. બીજે દિવસે સવારે આરામ જણાયો અને ત્રણ ચાર દિવસમાં એકદમ સારું થઈ ગયું.

× × ×

**શેષનાગને માથે ખીલી !**

સ્વામીશ્રી ફરતા ફરતા બોચાસણ પધાર્યા. અત્રે દરવાજાનું કામ શરુ કરવાનું હતું. પરંતુ દરવાજો કરવા માટે જમીનની બહુ જ સંકડાશ હતી. એટલે વધારાની જમીન જો મળે તો જ દરવાજો થાય. સ્વામીશ્રીએ મુખી તથા ઝવેરભાઈ વગેરે આગેવાનોને બોલાવીને કહ્યું, ' જમીન આગળના ભાગમાં જો વધારે મળે તો જ દરવાજો થઈ શકે. ' પણ મુખીને તો પરિસ્થિતિનો ખ્યાલ હતો. તેમણે કહ્યું, ' ભાગોળની જમીન છે એટલે એક તસુ પણ મળવા સંભવ નથી. ' પરંતુ આ ઉત્તરથી સ્વામીશ્રીનો નિશ્ચય ડગે તેમ ન હતું. તેમણે એટલી જ દૃઢતાપૂર્વક કહ્યું, ' ગમે તેમ કરીને થોડી જમીન લીધા સિવાય ચાલશે નહિ. છેવટે કોઈનામાં પ્રવેશ કરીને પણ દરવાજા માટે જમીન તો લેવી જ પડશે. '

સ્વામીશ્રીના આ વચન સાંભળી, આ બંને હરિભક્તોએ રાત્રે તમામ હેતવાળા હરિભક્તોને ભેગા કર્યા અને સ્વામીશ્રીની કરેલી વાત કરી. આ બધા હરિભક્તો તો સ્વામીશ્રીનો અલૌકિક પ્રતાપ જાણતા જ હતા. આથી ગામના આગેવાન હાથીભાઈ ગોટાએ તુરત જ મતાદાર ધનજીભાઈને કહેવરાવ્યું, ' મંદિરનો દરવાજો કરવા ગામની ભાગોળની જમીનની સ્વામીશ્રીએ માંગણી કરી છે તો સ્વામીશ્રીને એટલી જમીન આપી રાજી કરી લ્યો.' પરંતુ ધનજીએ ન માન્યું અને આ વાત આખા ગામમાં ફેલાવી. સવારે બેચર કીસા નામનો માથાભારે પાટીદાર, જે જગ્યાએ દરવાજા માટેની જમીનના પાયા ખોદવાના હતા, ત્યાં આવ્યો. સ્વામીશ્રી પણ પરશુરામની જેમ કૃત નિશ્ચયી બની અડગ ધીરજ અને હિંમતથી તે જગ્યાએ ઊભા હતા. બેચર કિસા સ્વામીશ્રીને ખૂબ જ ગાળો ભાંડવા લાગ્યો અને બોલવા લાગ્યો, ' આ બાવો ગામમાં

આવ્યો છે ત્યારથી કોઇને જંપવા દેતો નથી.' આ ગાળોનો વર્ષાદ કોઇથી સંભળાયો નહિ. ઝવેરભાઇ તથા ગિરધરભાઇ મુખી, હાથીભાઇ વગેરે આવ્યા. સ્વામીશ્રીએ શાંતિથી બેચર કિસાને કહ્યું, 'ગમે તેમ કરીને અમારે જમીન લેવી છે. વળી મંદિરનું કામ છે તે તમારે આપવી જ જોઇએ.' સ્વામીશ્રીના આ વચનથી બેચર કિસાનું અંતઃકરણ ફર્યું. તેણે આવેશમાં આવીને કહ્યું, 'તમારે કેટલી જમીન જોઇએ છે? લાવો માપી દઉં.' એટલે સ્વામીશ્રીએ પોતાના હાથમાંનો દંડો આપ્યો. તેણે ચાર દંડા માપી આપ્યા. એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'બે દંડા અમારા વતીના ભરી આપો.' એટલે તેણે બે ભરી આપ્યા. એમ છ દંડા ભર્યા એટલે જ્યાં પાયો ખોદવાનો હતો, ત્યાં સુધીની જમીન મળી ગઈ. સ્વામીશ્રીએ પછી ત્રિકમ મિસ્ત્રી પાસે, આ વધારાની મળેલી જમીન ઉપર લાકડાની ખૂંટીઓ મરાવી દીધી. તેથી ધનજી મતાદારે કહ્યું, 'તમે ખૂંટીઓ ગામની ભાગોળ દબાવી ચોઢો છો પણ હું હમણાં કાઢી નાખીશ.' એમ કહીને ખૂંટીઓ કાઢવા નીચે વળ્યો. એટલે સ્વામીશ્રીએ તેમને કહ્યું કે, 'મતાદાર! રહેવા દો. આ તો શેષનાગને માથે ખીલી છે!' પણ સ્વામીશ્રીનું આ વચન તેણે માન્યું નહિ અને નીચા વળી એક ખૂંટી જોર કરી કાઢી. ખૂંટીના અણીદાર ભાગ ઉપર એક આંગળ લોહી ખરડાએલું તેણે જોયું! તેને ધ્રૂજારી છૂટી. અતિશય બીકથી હાથમાંથી ખૂંટી પડી ગઇ! વિરોધિ ટોળાએ પણ જોયું કે, 'ખરેખર, આ તો શેષનાગને માથે જ ખીલી ચોઢી છે. આ સાધુ બહુ પ્રતાપી છે. વધારે વિરોધ કરશું તો આપણું અનિષ્ટ થઈ જશે.' વિરોધિઓ એક પછી એક વિખરાવા લાગ્યા. બેચર કિસા સ્વામીશ્રીના ચરણમાં પડી ગયો અને માફી માંગી. સ્વામીશ્રીએ તેને કહ્યું, 'હવે પછી મંદિરના કામમાં વિરોધ નહિ કરો તો મહારાજ તમારા ઉપર અખંડ રાજી રહેશે.' કાઢેલી ખૂંટી ફરી નાંખી. પાયાનું કામ નિર્વિઘ્ને પતાવ્યું અને દરવાજો ચણવાની શરૂઆત થઇ.

× × ×

બોચાસણમાં શ્રી અક્ષરપુરુષોત્તમ મહારાજનું મંદિર થયું. ત્યાં

ચરોતરના ચોકમાં અક્ષરપુરુષોત્તમ

સમૈયા, ઉત્સવ, પારાયણો વગેરે થવા લાગ્યા, અક્ષરપુરુષોત્તમનું જ્ઞાન છડે ચોક સભામાં થવા લાગ્યું. એટલે અક્ષરપુરુષોત્તમની નિષ્ઠાવાળા હરિભક્તો તથા તે નિષ્ઠાના પ્રવર્તક, જ્ઞાનદાતા સદ્‌ગુરુઓને લાગ્યું કે અક્ષરપુરુષોત્તમનું જે 'ખૂણિયું' જ્ઞાન કહેવાતું હતું, તે હવે ખૂણો મૂકીને ચરોત્તરના ચોકમાં ગાજવા લાગ્યું છે. આથી રાજકોટના અનાદિ મહામુક્ત શ્રી કૃષ્ણજી મહારાજ તથા ડાંગરાના શ્રી પૂજાજી બાપુ વગેરેએ, પોતાના હેતવાળા સંત-હરિભક્તોને, બોચાસણ જવા ભલામણ કરવા માંડી. સ્વામીશ્રી પણ એવા જ્ઞાનસત્રો વારંવાર યોજી શ્રી કૃષ્ણજી મહારાજ તથા પૂજાજી બાપુ વગેરેને ખાસ તેડાવતા.

## બોચાસણમાં સ્વામીની વાતોનું પારાયણ

સં. ૧૯૬૫ ના ચૈત્ર માસમાં બોચાસણમાં 'સ્વામીની વાતોનું' પારાયણ ખાસ શ્રીકૃષ્ણજી અદાની ઇચ્છાથી ગોઠવ્યું. આ પારાયણ ઉપર શ્રી કૃષ્ણજી અદા, તેમના તમામ શિષ્યવર્ગ, માધવજીભાઈ, વૈજનાથભાઈ, મૂળશંકર, નારણલાલ, બદ્રિનાથભાઇ, હરગોવિન્દભાઇ, છગનલાલ ધનેશ્વર રાવળ વગેરે સાથે બોચાસણ પધાર્યા.[1] પૂજાજી બાપુ પણ સાથે હતા. ગુજરાતમાંથી કેશવલાલ પ્રાગજી, મોતીભાઇ ભગવાનદાસ, ભાઇલાલ બાવાજી (કરમસદ), ઘાભાઈ મૂળજીભાઇ અમીન (છાણી), પુરુષોત્તમદાસ (વસો), ઝવેરભાઈ વિઠ્ઠલભાઈ (સોજીત્રા), ઝવેરભાઇ નાથાભાઈ અમીન (લીમડી દીવાન), સાબીથી આશાભાઈ તથા ઇશ્વરભાઈ, અમદાવાદથી શેઠ મંછારામભાઈ, ભવાનભાઈ, મનસુખરામ મિસ્ત્રી વગેરે એકાંતિક હરિભક્તોની મંડળી ભેગી થઈ હતી. સંતોમાં સ્વામી મહાપુરુષદાસજી, પુરુષોત્તમદાસજી, નિર્ગુણદાસજી, સંતદાસજી, અક્ષરપુરુષદાસજી, મોટા ગોવિન્દ સ્વામી, મહાનત સ્વામી વગેરે હતા.

---

૧ અદાશ્રીએ આ પ્રસંગે બે હજાર રૂપિયાની સેવા બોચાસણમા કરી હતી.

અક્ષર પુરુષોત્તમના જ્ઞાનને પચાવી સિદ્ધ કરનાર, આ મહાપુરુષોના યોગમાં તો જાણે અક્ષરધામનું સાક્ષાત સુખ પ્રત્યક્ષ અનુભવતા હોઈએ, એમ જ લાગતું. તેમાં વળી સ્વામીશ્રી જેવા સાક્ષાત્ શ્રીજીના ધારક સંતના સાન્નિધ્યમાં આ પ્રસંગ ઉજવાય ! જ્ઞાનવાર્તાના પ્રસંગોથી હરિભક્તોને આ કથામાં અપૂર્વ આનંદ આવ્યો.

હાલ જે સાધુની જૂની પાછલી ધર્મશાળા છે, તે જગ્યાએ વ્યાસપીઠ ગોઠવી સભાનું સ્થાન ગોઠવ્યું હતુ. સ્વામીશ્રીએ એવો કાર્યક્રમ ગોઠવ્યો હતો કે સવારે ૪ વાગે સૌ ઊઠી જાય. નાહી, પૂજા આદિ નિત્યકર્મથી પરવારી, ૫ થી ૬ ધ્યાન, પછી મંગળા આરતી, પછી સભામાં નંદ સાધુઓના કીર્તનો, ચોસઠપદી વગેરે બોલાય. પછી શણગાર આરતી અને પછી કથાની શરૂઆત થાય. ગઢડાવાળા ઠક્કર નારાયણ પ્રધાનની લખેલી સ્વામીની વાતો આ પ્રસંગે વંચાતી. હરગોવિન્દભાઈ મહેતા કથા વાંચતા. તેમાંથી અનેક પ્રસંગો, શ્રીજીના સર્વોપરીપણાના, સ્વામીના મૂળ અક્ષર સ્વરૂપના અને બ્રહ્મરૂપ થવાના, નીકળતા. વચનામૃતના આધારે સ્વામીશ્રી, તથા અદાશ્રી તથા સ્વામી મહાપુરુષદાસજી, સ્વામી નિર્ગુણદાસજી તથા પૂજાજીબાપુ વગેરે ઉત્તર આપતા. સ્વામીશ્રીની હૃદયંગમ મૂર્તિના સભાસ્થાનમાં દર્શન કરી, સૌ કોઇ કૃતકૃત્યતા અનુભવતા. અદાશ્રીની પણ સૌમ્ય અને પ્રતિભાસંપન્ન ગુણાતીતભાવને પામેલી મૂર્તિમાં સૌને આકર્ષણ થતું. આ પ્રમાણે આ કથા પ્રસંગ બોચાસણમાં ઉજવાયો. અક્ષર પુરુષોત્તમની નિષ્ઠાવાળું તમામ મંડળ, સ્વામીશ્રી તથા અદાશ્રીની છત્રછાયા નીચે બોચાસણમાં એકત્રીત થયું. આમ શ્રી અક્ષર પુરુષોત્તમનો વિજયધ્વજ આકાશમાં ધીરે ધીરે ઉર્ધ્વગામી થતો ગયો.

આ સમૈયામાં વઢવાણથી નવા આવેલા ગોવિન્દ ભગતે કૃષ્ણજી મહારાજની ઘણી જ સેવા કરી. સ્વામીશ્રીએ તેમને ખાસ અદાશ્રીની સેવામાં મૂકયા હતા. એટલે અદાને નવરાવવા, તેમના વસ્ત્ર ધોવા વગેરે ઘણી જ સેવા તેઓ કરતા. અદાશ્રીની સાથે આવેલા હરિભક્તોના પણ

કપડા ધોઇ દેતા અને કૂવે નવરાવતા. પારાયણ પૂરી થયા પછી અદાશ્રીનું મંડળ વરતાલ દર્શન કરવા ગયું.

હવે સત્સંગમાં ઉપાસનાની શુદ્ધિ થઇ

વરતાલમાં તે વખતે સ્વામી બાલમુકુન્દદાસજી વિરાજતા હતા. આ હરિભક્તો ઠાકોરજીના દર્શન કરીને બાલમુકુંદદાસ સ્વામીના આસને આવ્યા. બાલમુકુંદદાસ સ્વામી, આ હરિભકતોને જોઇ ઘણા જ રાજી થયા. પછી સૌને ઉતારા વગેરેની તમામ સગવડતા કરાવી આપવા, પોતે કોઠારીને ભલામણ કરી. આ હરિભકતોએ બાલમુકુંદદાસ સ્વામીને, બોચાસણમાં સ્વામીની વાતોની પારાયણ સંબંધી વાત કરી. ત્યારે સ્વામી અત્યંત રાજી થયા અને કહ્યું, 'ગૃહસ્થ સ્વતંત્ર છે. ત્યાગીને તેના ન્યાતીલા સુખ પડવા દેતા નથી. પણ હવે તો પૂજામાં પૂજાતી સ્વામીની મૂર્તિ, શાસ્ત્રી યજ્ઞપુરુષદાસે મૂર્તિમાન શિખરબદ્ધ મંદિરમાં પધરાવી. હવે શ્રીજી મહારાજની પોતાના ધામ મૂર્તિમાન સાથે સ્વામિનારાયણની ઉપાસનાની મૂર્તિ વિરાજી અને સત્સંગમાં ઉપાસનાની શુદ્ધિ થઇ.' બાલમુકુંદદાસ સ્વામીના આ વચનથી સૌને ઘણો જ આનંદ થયો. વરતાલ ત્રણ દિવસ રોકાઈ, અમદાવાદ, જેતલપુર, વઢવાણ વગેરે સ્થળોએ દર્શન કરીને, સૌ રાજકોટ આવ્યા.

અદાશ્રી આણંદમાં

અદાશ્રીને શરીરે સહેજ કસર જેવું જણાતું હતું, એટલે સ્વામીશ્રી તેમને આણંદ મૂકવા આવ્યા અને અહીં કેશવલાલ પ્રાગજીને ઘેર ઉતારો કરાવ્યો. સ્વામીશ્રી પાસે અદાશ્રીએ ગોવિંદ ભગતની માગણી કરી હતી. એટલે સ્વામીશ્રીએ ગોવિંદભગતને અદાશ્રીની સેવામાં આણંદ રાખ્યા. અહીં અદા દસ દિવસ રોકાયા. તે દરમ્યાન દર ત્રીજે દિવસે સ્વામીશ્રી આણંદ અદાની ખબર કાઢવા આવતા અને સાથે કથાવાર્તા કરતા. સ્વામીશ્રીના તમામ હેતવાળા હરિભકતો આણંદમાં રોજ અદાનો સમાગમ કરવા આવતા. કેશવલાલભાઇને ઘેર રોજ ૫૦–૬૦ હરિભકતો આવે, જમે અને અદાનો સમાગમ કરે. કેશવલાલભાઇએ પણ સૌ હરિભક્તોની અતિ શ્રદ્ધા અને હેતપૂર્વક સેવા કરી.

રોજ જુદી જુદી રસોઇ કરાવી, સૌને જમાડતા. અદાને મંદવાડ હતો એટલે સવાર સાંજ ફક્ત સાબુચોખાની ખીર જમતા. પરંતુ જ્યારે વાતો કરતા ત્યારે તો જાણે મંદવાડ છે જ નહિ એમ જણાતું. ગોવિન્દ ભગતની અખંડ સેવાથી, અદા તેમના ઉપર બહુ જ રાજી થઇ ગયા અને આટલા દિવસોમા જાણે આખા વર્ષનું સુખ આપી દીધું હોય, એવી દૃષ્ટિ તેમના ઉપર કરી દીધી. આ પ્રમાણે બોચાસણ તથા આણંદમાં ગુણાતીત જ્ઞાનનું સર્વોપરી સુખ સૌને આપી, અદાશ્રી રાજકોટ પધાર્યા.

શાસ્ત્રી યજ્ઞપુરુષદાસે આખા સંપ્રદાયની ભારે સેવા કરી છે

ગુજરાતી હરિભક્તોનો પ્રેમ અને સ્વામીશ્રી પ્રત્યેની આ સર્વ હરિભક્તોની દૃઢ નિષ્ઠા વગેરેથી, અદાશ્રી અત્યંત રાજી થઇ ગયા. રાજકોટ આવ્યા પછી ગુજરાતી હરિભક્તોના, પ્રેમ નિષ્ઠા અને સેવાના ભારોભાર વખાણ, અદાશ્રી કથાવાર્તાના પ્રસંગમાં કરતા પોતાની વાતમાં રોજ એ પ્રસંગ લાવતા કે 'હવે શુદ્ધ જ્ઞાન છડેચોક કરવું હોય તો બોચાસણ જવું, બોચાસણના મંદિરની સેવા કરવી અને તેની પુષ્ટિમાં ભળવું. શાસ્ત્રી યજ્ઞપુરુષદાસે આખા સંપ્રદાયની ભારે સેવા કરી છે'. આવા આવા એક એક પ્રસંગથી સ્વામીશ્રીનો મહિમા દિનપ્રતિદિન સર્વત્ર પ્રસરતો ગયો.

## વિષમતાના વિષ

હરિ કરે સો હોય

બોચાસણનું મંદિર થઇ ગયું, મૂર્તિઓની પ્રતિષ્ઠા પણ થઇ ગઇ, સમૈયા ઉત્સવ પણ શરૂ થઇ ગયા. આમ શાસ્ત્રીનું તો ચાલ્યું. આ વિચારથી દ્વેષીઓનાં મન સદા અશાંત રહેતા અને કંઇક ને કંઇક પ્રવૃત્તિ, આ મંદિરને હજુ પણ તોડી પાડવા માટે, તેઓ કરવામાં પ્રવૃત્ત રહેવા લાગ્યા. બોચાસણ જઇને જો સાધુમંડળ રહે અને ત્યાં શાસ્ત્રી વિરુદ્ધ પ્રચાર કરે, તો જ શાસ્ત્રીનું પડી ભાંગે. પણ આ કરે કોણ ? આખું બોચાસણ સ્વામીશ્રીના કબજાનું હતું. વળી હિરાભાઇ જેવા તેમના

શિષ્ય ! એટલે વાઘની બોડમાં કોણ હાથ નાખે ? છતાં સ્વામીશ્રીનો અત્યંત દ્વેષી સાધુ નંદકિશોરદાસ, વરતાલમાં સ્વામીશ્રીની સભામાં પાણી ઢોળનાર તથા મરચાંની ભૂકી અગ્નિમાં નાંખી ધૂણી સળગાવનાર, તૈયાર થયો. પોતાના મંડળના દસ બાર સાધુઓને બોચાસણ જવા તૈયાર કર્યા અને પોતે પણ બધી જ તૈયારી કરી, સવારના નીકળવાનું ઠરાવ્યું.

સવાર થયું છતાં નંદકિશોરદાસ જાગ્યા નહિ. તેમનો ઓરડો બંધ હતો. એટલે તેમના મંડળના સાધુઓ તૈયારી કરી, તેમને ઓરડે આવ્યા. ઓરડો ઉઘાડી જોયું તો નંદકિશોરદાસ ખાટલામાં પડયો હતો. તેનું આખું શરીર લકવાથી ઝલાઇ ગયું હતું અને કોઇ રીતે બોલવાની અને પડખું ફરવાની પણ શક્તિ રહી ન હતી. નંદકિશોરદાસની આ સ્થિતિ જોઇ, તેમના મંડળના સાધુઓએ બોચાસણ જવાનું માંડી વાળ્યું. મનમાં તો સૌ સમજી ગયા કે યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીની ભેળા ભગવાન છે એટલે જ તેમના કાર્યમાં વિધ્ન નાખવાના બધા પ્રયત્નો હજુ સુધી મિથ્યા ગયા છે. છતાં જે દુરાગ્રહ સેવી એવા પ્રયત્નો કરે છે તેને માટે નંદકિશોરદાસનો દાખલો મૌજુદ છે. આ પ્રમાણે ' આદર્યા અધુરાં રહે, હરિ કરે સો હોય. ' એવું થયું.

પરંતુ આ પ્રસંગથી કાંઇ દ્વેષીઓ બી જાય કે પોતાની પ્રવૃત્તિ છોડી દે, એવું તો હતું જ નહિ. શાસ્ત્રીની સામે મહા વિદ્વાન અને શક્તિશાળી જો કોઇ સાધુ કે બ્રહ્મચારી હોય તો જ શાસ્ત્રીએ જે અક્ષરના જ્ઞાન સંબંધી લોકોને ઊંધા પાટા બંધાવ્યા છે, તે છૂટે. એટલે ગઢડાથી શાસ્ત્રી મુનીશ્વરાનંદ બ્રહ્મચારીને ખાસ આ કાર્ય માટે વરતાલ બોલાવ્યા.

પ્રાગજી ભક્તનો ઉઘાડો પ્રતાપ ગઢડામાં જોયા પછી પણ મુનીશ્વરાનંદ બ્રહ્મચારીને, પ્રાગજી ભક્તના શિષ્યને મહાત્ કરવાના, કોડ રહી ગયા હતા. મહામોહ જ્યારે વ્યાપે ત્યારે સત્યાસત્યનો નિર્ણય ડાહ્યા મનુષ્યો પણ કરી શકતા નથી. મુનીશ્વરાનંદ બ્રહ્મચારીની પણ એ સ્થિતિ હતી.

પોતાનું મંડળ લઇ બ્રહ્મચારી વહેરા આવ્યા. અત્રે વહેરા મંદિરમાં પોતાના મંડળના થોડા સાધુઓને રાખી, બીજે દિવસે ૨૫ સાધુઓનું મંડળ લઇ, તેઓ બોચાસણ આવ્યા. જૂનું જે મંદિર હતું તે સ્રીઓને સોંપી દીધું હતું એટલે સાંખ્યયોગી સ્રીઓ ત્યાંજ રહેતી. તેથી તે મંદિરમાં જ્યાં સુધી સ્રીઓ હોય ત્યાં સુધી બ્રહ્મચારીનું મંડળ ઉતરી શકે નહિ. આથી ગામના એક બે પક્ષકારોનો સાથ લઇ, બ્રહ્મચારી જૂનું મંદિર બાઇઓ પાસે ખાલી કરાવવાની તજવીજ કરાવવા લાગ્યા. આ લોકોને મંદિરમાં રહેતી સાંખ્યયોગી બાઇઓએ કહ્યું, 'આ મંદિર અમને સોપ્યું છે અને અમો અહીં રહીએ છીએ. માટે તમો ઝવેરકાકા તથા ગિરધરકાકા વગેરે આગેવાનોને મળો અને તેઓ કહે તો અમે બીજે જઇએ.' એટલામાં ઝવેરભાઇ તથા ગિરધરભાઇ ખેતરે ગયા હતા તે આવતા હતા. મંદિર પાસે બાઇઓ સાથે બ્રહ્મચારીના પક્ષકારોને વાતચીત કરતા જોઇ, તે બન્ને ઊભા રહ્યા. એટલે બાઇઓએ તેમને આ વાત કરી. ત્યારે ઝવેરકાકાએ કહ્યું, 'બ્રહ્મચારી મહારાજને ઉતારવા હોય તો તમારે ઘેર ઉતારો. બાઇઓ મંદિર ખાલી નહિ કરે.' ઝવેરકાકાને સૌ ઓળખતા હતા. વળી હિરાભાઇનો તેમને સાથ હતો. એટલે તેમની સામું બોલી શકાયું નહિ. પછી પેલા ભાઇએ કહ્યું, 'તો ચોરામાં ઉતારીએ. પણ ત્યાં તમાકુના પીલા છે તે કોના છે?' ત્યારે ઝવેરભાઇએ કહ્યું, 'મારા છે અને ચોરો ગામનો છે. માટે તમાકુના પીલા તો ત્યાં રાખીશ.' આ વાત પણ ન બની. છેવટે હોકા-પાણી માટે જે ચોરો હતો ત્યાં ઉતારવાનુ નક્કી કર્યું અને બ્રહ્મચારી મંડળને ત્યાં લઈ ગયા.

**હોકા પાણીના ચોરે બ્રહ્મચારીનું મંડળ**

પણ આ તો હોકા-તમાકુનો ચોરો હતો. એટલે રાત્રે ગામલોકો ચોરે હોકા પીવા આવ્યા. બ્રહ્મચારીના મંડળને જોઇને તેમણે કહ્યું, 'અહો! મહારાજ! તમે અહીં ઉતારો કર્યો છે? ત્યારે તો અમારા મહેમાન કહેવાઓ. માટે આ હોકાપાણી થોડાં કરો.' એમ કહી પોતે હોકો પીતા જાય અને હોકાની નાળ બ્રહ્મચારીને ધરતા જાય. બ્રહ્મચારી

મુઝાણા કે 'આમાં કોઇ સત્સંગી છે નહિ. ધારાળા અને પાટીદારો–સત્સંગ વિનાના–તેમને કંઈ કહેવાય પણ નહિ.' જોતજોતામાં હોકા, ચલમ અને બીડીઓની ધૂણી એટલી બધી થઇ કે મંડળના તમામ સાધુઓ મુઝાણા. બ્રહ્મચારીને તો ઉબકા આવવા લાગ્યા. તેમાં ઓતમકાકા જેવા પ્રખર હોકાબાજ, સારામાં સારી તમાકુ પીનાર અને ચાંદીની નાળવાળો જ હોકો રાખનાર, આ સભામાં મોખરી હતા. તે તો વારેવારે બ્રહ્મચારીને હોકો ધરી મુઝવવા માંડયા

અંતે બ્રહ્મચારી મુઝાયા અને એક હરિભક્તને ઝવેરકાકા તથા ગિરધરભાઇ, હાથીભાઇ મોટા વગેરેને બોલાવવા મોકલ્યા. આ બધા આવ્યા. તેમને જોઇ ઓતમકાકાની આંખ વધારે લાલ થઈ. એકદમ હોકો હાથમાં લઇને ઊભા થયા અને બોલ્યા, 'તમે બધા સ્વામિનારાયણિયા ગામમાં તો હોકા, બીડી કોઇને પીવા દેતા નથી અને આ ચોરામાં પણ અમને કનડગત કરવા આવ્યા છો ? ચાલ્યા જાઓ અહીંથી. નહિ તો જોયા જેવી થશે.' ઓતમકાકાનો રુઆબ સૌ જાણતા હતા. બ્રહ્મચારીની મુઝવણ પણ સૌએ જાણી. છેવટે બ્રહ્મચારીએ જાણ્યું કે હવે કંઇ વળે તેમ નથી. એટલે ઝવેરકાકાને થોડે દૂર બોલાવી, હમણાંને હમણાં જ બે ગાડા તૈયાર કરી આપવાનું કહ્યું. તે પ્રમાણે બે ગાડા જોડી આપ્યા. એટલે બ્રહ્મચારી મહારાજ પોતાના મંડળ સાથે વહેરા રવાના થઈ ગયા.

મંદિરમાં જીભાઇ કોઠારી તથા સંતોને આ વાતની ખબર પડી ત્યારે તેમણે ઝવેરભાઇને ઠપકો આપ્યો, 'ગમે તેમ તો પણ સ્વામિનારાયણના સાધુ. વળી મુનીશ્વરાનંદ બ્રહ્મચારી તો પ્રખર વિદ્વાન ગણાય. આવું નહોતું કરવું. રાત રાખી, ખીચડી જમાડી રવાના કરવા હતા, પરંતુ આ પ્રસંગ પછી વરતાલથી કોઇ સાધુમંડળ બોચાસણ આવ્યું નહિ.

× × ×

સં. ૧૯૬૬ના અન્નકૂટના સમૈયે સ્વામીશ્રી બોચાસણ પધાર્યા.

ઠાકોરજી પાસે અન્નકૂટ ઉત્સવ મોટો થયો. ત્યાર બાદ સ્વામીશ્રી ભંડારમાં, સૌ સંતોને અન્નકૂટની પ્રસાદી પોતે જાતે પીરસવા પધાર્યા. સ્વામીશ્રી સૌને પીરસતા હતા. તે વખતે ધર્મજના પાટીદાર શંકર ભગતે સંકલ્પ કર્યો ' હું સંકલ્પ કરું તે પ્રમાણે એક પછી એક વસ્તુ સ્વામી મને પીરસે.' તેનો સંકલ્પ જાણી, સ્વામીશ્રીએ તેના સંકલ્પ મુજબ એક પછી એક વસ્તુ તેમને પીરસી. આથી પોતે અત્યંત આનંદ પામ્યા. સ્વામીશ્રીનો આવો પ્રૌઢ પ્રતાપ નિહાળી, પોતાને આ સંબંધ થયો તેથી પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. ત્યારથી મંદિરની સેવામાં તેઓ જોડાઇ ગયા.

## બોચાસણમાં જ્ઞાનના અપૂર્વ પ્રસંગો

પ્રગટ થયા સહજાનંદ હરિ

સં. ૧૯૯૬ના કાર્તિક સુદ ૧૩ની ભગતજી મહારાજની તિરોધાન તિથિને દિવસે, નડિયાદવાળા ઝવેરલાલ ઉલ્લાસરામ ભાઇએ બોચાસણમાં રસોઈ આપી હતી. કાર્તિક સુદ ૧૫નો સમૈયો પાસે આવતો હોવાથી, હરિભક્તો સારી સંખ્યામાં આવ્યા હતા. સ્વામીશ્રીને એવી ટેવ હતી કે સંત હરિભક્તોની પંક્તિમાં પોતે જાતે જ આવા પ્રસંગે પીરસવા પધારતા ધોતિયાનો કછોટો મારી, ગાતરડી છોડી, કડે ભેટ બાંધી, સંત પંક્તિમાં સ્વામીશ્રી જ્યારે પીરસતા, ત્યારે શ્રીજીના તદ્દત્ ભાવને પામેલી તેમની રમણીય મૂર્તિના દર્શન કરી, સૌને અપાર આનંદ થતો. સ્વામીશ્રી સંતપાયંદ તથા હરિભક્તોની પંક્તિમાં પીરસતા પીરસતા હાથમાં લાડુનો થાળ લઇ, સંતની પંક્તિમાં આવી એકદમ ઊભા રહ્યા અને બોલ્યા, ' સહજાનંદ હરિ પ્રગટ થયા સહજાનંદ હરિ.' આ પંક્તિ બે ત્રણ વખત બોલ્યા. એટલે અંબારામ ભગતે કહ્યું, 'મહારાજ, સ્વામી દ્વારા સત્સંગમાં પ્રગટ છે એમ સ્વામીના શબ્દોથી નિશ્ચય થાય છે ' આવી શબ્દ ઝિલવાની તત્પરતા અને શકિત હોય તેને જ બ્રહ્મરસની પ્રાપ્તિ અને આનંદ થાય છે. ભગવાન સંબંધી જ પંચવિષયમાં જેણે જીવન માન્યું છે, એવા જ ભક્તો ભગવાનના આ દિવ્ય સુખને

અનુભવે છે ને ભોગવે છે ને એવાને જ ભગવાનના સુખની પ્રાપ્તિ થાય છે.

ચૈત્ર સુદ ૧૫ ના સમૈયા ઉપર સ્વામીશ્રી બોચાસણ પધાર્યા.

ચૈત્રી સમૈયામાં જ્ઞાનવાર્તા

ચૌદશની સવારે જ લગભગ ૨૦૦૦ હરિભક્તો આવી ગયા હતા. જાણે હરિભક્તોના પૂર ઉમટયા હોય તેમ જણાતું હતું !

ચૌદશની સવારે નિયમપ્રમાણે મંગળા આરતી સુધી એક કલાક ધ્યાન અને શણગાર આરતી સુધી એક કલાક કીર્તનનો કાર્યક્રમ પૂરો થયો. શણગાર આરતી પછી સભામાં સ્વામીશ્રીએ વાતો શરુ કરી. શ્રીજીના અખંડ સંબંધથી સદા દિવ્ય અને અતિશય પ્રતાપે યુક્ત સ્વામીશ્રીની અલૌકિક મૂર્તિના દર્શન કરી, સૌના ચિત્તની વૃત્તિ, તે મૂર્તિમાં કેન્દ્રિત થઈ ગઈ. ગળામાં સુંદર ગુલાબનો હાર શોભતો હતો, કપાળમાં કેસરચંદનની અર્ચાએ યુકત ઉર્ધ્વપુંડ્ર તિલક અને કુંકુમનો ગોળ ચાંદલો વિરાજમાન હતો. એવી અલૌકિક શોભાએ યુકત સ્વામીશ્રી, સંત મંડળની સભામાં તારા મધ્યે જેમ ચંદ્ર શોભે, એમ શોભતા હતા. સભામાં સ્વામીશ્રીએ વાત શરુ કરીઃ

'સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને મહાત્મ્યજ્ઞાને સહિત જે ભકિત, તેણે યુકત એવા જે ભગવાનના એકાંતિક સાધુ, તેના પ્રસંગ થકી ભાગવત ધર્મનું પોષણ થાય છે અને જીવને મોક્ષનું દ્વાર પણ એવા સાધુના પ્રસંગ થકી ઉઘાડું થાય છે.' તે ઉપર 'प्रसंग मजरं पाशं' એ શ્લોક બોલ્યા અને કહ્યું, 'આ વચનામૃતમાં તો મહારાજે મોક્ષનું દ્વાર બતાવી દીધું છે. એવા એકાંતિક સંતમાં આત્મબુદ્ધિ કરવી એ જ મહારાજનો મત છે. આ વચનામૃત જેને નહિ સમજાય તેના કર્મ ફૂટયા જાણવાં' એટલી વાત સ્વામીશ્રીએ કરી એટલે છાણીના ધાભાઇ બોલ્યા, 'સ્વામી આજ તો બધાને પંદર આના હેત આપમાં છે અને એક આનો દેહમાં છે.' તે સાંભળી સ્વામીશ્રી હસ્યા અને કહ્યું, 'એમ હોય તો અક્ષરધામમાં જ બેઠા છો.'

પૂનમની સવારની સભામાં પણ સ્વામીશ્રીએ ચોસઠપદી બોલાવી વાત કરી, "નિષ્કુળાનંદ સ્વામીએ લખ્યું કે,

'જડભરત, જેદેવ, જનક એવું થાવું આપણે,
ત્યારે કરતા અસંતની સેવ, કહો વાત કેમ બને;'

એમ આપણે પણ જડભરતનો માર્ગ લીધો છે. માટે સાધુને તો જડભરત દશા જોઈએ ત્યારે ગુણાતીત સ્થિતિ પામ્યા કહેવાઈએ. માટે જડભરત, જનક અને જયદેવ જેવા થવાનો નિર્ધાર કરવો."

પછી વળી લોયા ૧૭ મું વચનામૃત વંચાવી વાત કરી "દેહનો અનાદર અને દૃઢ આત્મનિષ્ઠા આ બન્ને સાધુએ તો રાખવા જ જોઈએ. દેહના અનાદરથી જેમ તેમ, જેવું તેવું, જ્યાં ત્યાં ચલાવી લેવાય પણ તાલ મેલ કરવાનો સંકલ્પ ન થાય. આત્મનિષ્ઠાથી શબ્દ ન લાગે. આ બંને પરિપૂર્ણ હોય ત્યારે ગુણાતીત સ્થિતિ થાય. સં. ૧૯૨૧ની સાલમાં વરતાલમાં ગુણાતીતાનંદ સ્વામીનું અપમાન અણસમજુ લોકોએ કર્યું. પછી સભામાં વાતો કરવા સ્વામી બેઠા પણ અપમાન સંબંધી એક શબ્દ પણ પોતાની વાતમાં આવવા દીધો નહિ ત્યારે સૌના અંતરમાં 'વાહ ગુણાતીત વાહ!' એમ થઈ ગયું. વળી દેહનો અનાદર કેવો હતો કે એક ગોદડીભર રહેતા. આ ગોદડી વા હરે, ટાઢ હરે, એમ સ્વામી કહેતા. વળી કહેતા કે આ તો ચિંથરે વીંટેલ રતન છે. એમ મોટા પુરુષ તો ઓળખાય તેવા નથી પણ ખરા ખપવાળા હોય તે તેમને ઓળખી લે" આ પ્રમાણે ઘણી વાતો આત્મનિષ્ઠા અને દેહના અનાદરની, ભગતજીના પણ કેટલાક પ્રસંગો કહીને, સ્વામીશ્રીએ સભામાં કરી અને બ્રહ્મરસ રેલાવી, સભાને તરબોળ કરી દીધી. પછી પૂજન શરુ થયું.

આ સમયમાં ગોવિંદ ભગત તથા હાલ જે કોઠારી ભક્તિવલ્લભદાસ[1] છે તેમને તથા એક ખાનદેશી સાધુ તથા પ્રભુજીવનદાસને

---

1 કો. ભક્તિવલ્લભદાસજી: મૂળ આણંદના પાટીદાર. આણંદમાં તેમનો વેપાર હતો. તેમની દુકાન ઉપર જ સ્વામીશ્રી ઘણી વખત ઉતરતા. એટલે રોજ રાત્રે દુકાન બંધ કરીને

આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ તથા પાંડેશ્રી ઇચ્છારામજી મહારાજની મૂર્તિ સન્મુખ, વેદવિધિથી દીક્ષા આપી અને સાધુ કર્યા. ગોવિંદ ભગતનું નામ હરિકૃષ્ણદાસ પાડ્યું. ગુરુ મંત્ર આપતાં સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'હવેથી તમો બ્રહ્મ સંજ્ઞામાં આવ્યા અને મહારાજના દાસ થયા. માટે પોતાને બ્રહ્મ માનવું અને પ્રગટ બ્રહ્મ સ્વરૂપ સંતને પોતાનું સ્વરૂપ માનવું. પોતાને બ્રહ્મરૂપ માની, મન, કર્મ, વચને જો સત્પુરુષમાં જોડાશો તો તત્કાળ બ્રહ્મરૂપ થઇ જશો.' પછી હરિકૃષ્ણદાસ સામું જોઇને કહ્યું, 'આ મંદિરમાં સાક્ષાત્ હરિકૃષ્ણ મહારાજ બિરાજે છે. માટે એમ માની તેમની સેવામાં રહેશો તો હરિકૃષ્ણદાસ સાચા.'

હરિકૃષ્ણદાસને દિવ્ય દર્શન

તે જ રાત્રે સ્વામીશ્રી પોતાના ઓરડામાં પોઢ્યા હતા. હરિકૃષ્ણદાસ ત્યાં સ્વામીની સેવા કરવા ગયા અને કમાડ અંદરથી બંધ કર્યા. હરિકૃષ્ણદાસજી સ્વામીશ્રીના પગ દાબવા લાગ્યા. એટલામાં અચાનક તેજનો ઝળહળાટ થયો અને આખો ઓરડો તેજથી ભરાઇ ગયો. હરિકૃષ્ણદાસ આજુબાજુ જોવા લાગ્યા પણ બીજું કાંઇ દેખાયું નહિ. તેથી તેમને ખાત્રી થઇ કે આ તેજ તો મહારાજ, જે સ્વામીશ્રીના અંગોઅંગમાં બિરાજમાન છે, તેમની મૂર્તિનું છે. આ પ્રમાણે થોડી પળો સુધી તેમને સ્વામીશ્રીના દિવ્ય સ્વરૂપમાં, મહારાજના દર્શન થયા. આ દર્શનથી હરિકૃષ્ણદાસને નિશ્ચય થયો કે શ્રીજી મહારાજ સ્વામીશ્રીમાં અખંડ બિરાજમાન છે. સ્વામીશ્રી જ્યારે જાગ્યા ત્યારે

---

સ્વામીશ્રીની વાતો સાંભળવા તેઓ મેડે જતા. પૂર્વના મુક્ત હોવાથી સંસારમાં વિરક્ત ભાવે જ રહેતા. તેમને જોઇને સ્વામીશ્રીને એમ થાય કે 'આ સાધુ શી રીતે થાય?' પરંતુ એક દિવસ સ્વામીશ્રીએ તેમને પૂછ્યું, 'સાધુ થવું છે?' તેમણે તુરત જ કહ્યું, 'હા, થઇશ, થઇશ.' આ સાંભળી સ્વામીશ્રી તથા સાથેના સાધુઓ બહુ જ રાજી થયા. સ્વામીશ્રી આણંદથી બોચાસણ જતા હતા ત્યારે તેઓ પણ તૈયાર થયા અને પોતાની દુકાનનો ભાગ લેવા કે તેની ભલામણ કરવા પણ ન રોકાયા. સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'દુકાન સંબંધી કંઇ ભલામણ નથી કરવી?' ત્યારે તેમણે કહ્યું, 'આપણી ક્યાં દુકાન છે?' એમ કહી ચાલી નીકળ્યા. આવો ત્યાગ કરવો ઘણો જ કઠણ છે. સ્વામી ભક્તિવલ્લભદાસજી સાચા ધન-સ્ત્રીના ત્યાગી છે, તે તેમના પ્રસંગોથી આગળ સમજાશે.

તેમના મુખ ઉપરનો ભાવ જોઇ, તેમને માથે હાથ મૂકીને કહ્યું, ' આ જે સુખ તમને સાક્ષાત્ શ્રીજી મહારાજે આપ્યું છે અને મહારાજે તમારે માથે હાથ મૂકી અભયદાન આપ્યું છે. માટે બળમાં રહેજો અને આ સુખ સંભારજો.'

આ પ્રસંગ પછી સ્વામીશ્રીની આજ્ઞા પ્રમાણે હરિકૃષ્ણદાસ મંદિરની તમામ સેવામાં ઉત્સાહપૂર્વક જોડાઇ ગયા. સાથે સાથે કથા-વાર્તા સાંભળવામાં પણ એવો જ વેગ લાગી ગયો. તેમના તીવ્ર વેગથી, તેઓ સ્વામીશ્રીની વાતોમાંથી શબ્દ ઝિલી, સિદ્ધાંત સમજી લેવામાં કુશળ બની ગયા. સ્વામીશ્રી બોચાસણમાં બિરાજતા હોય ત્યારે એક ક્ષણ પણ પોતે આડા અવળા ન રહેતા. પોતાનું સેવાકાર્ય પતાવી સ્વામીશ્રીની સેવામાં જ જોડાઇ જતા.

**ગુરુરૂપ હરિનું સેવન**

એક વખત ભાદરણથી અંબારામ ભગત બોચાસણ આવ્યા. હરિકૃષ્ણદાસને તેમને વિષે ગુરુભાવ હોવાથી, અંબારામ ભગતની પણ સેવા તેઓ યથાવકાશે કરતા. આવા એક પ્રસંગે અંબારામ ભગત પાસે બેસીને, તેમણે તેમને સ્વામીશ્રીની મૂર્તિમાં અતિશય તેજના દર્શન પોતાને થયા હતા, તે વાત કરી. હરિકૃષ્ણદાસની આ વાત સાંભળી, અંબારામ ભગતે તેમને કહ્યું, "સ્વામીશ્રીની તમારા ઉપર અત્યંત કૃપા થઇ છે એટલે તમને તેમનું સાચું સ્વરૂપ ઓળખાવ્યું છે. હવે તે દૃઢ કરી, તેમાં અનન્ય ભાવે જોડાઇ જશો." એમ કહીને પછી તેમણે કહ્યું "હરિકૃષ્ણદાસ ! આપણાં તો અહોભાગ્ય છે કે આપણને આવા સંત શ્રીજીના અખંડ સંબંધવાળા મળ્યા છે. મને પણ આવી દૃઢ નિષ્ઠા છે. પરંતુ ગુરુરૂપ હરિનું ધ્યાન[1] થાય કે નહિ તે ગડમથલમાં હું

---

१ मस्य देवे पराभक्तिर्यथादेवे तथा गुरौ ।
तस्यैते कथिताह्यर्थाः प्रकाशन्ते महात्म्यनः ॥

શ્વેતાશ્વતરોપનિષત્ અ. ૫ શ્લો. ૨૩

અર્થ :—જેવી પરોક્ષ દેવને વિષે પ્રતીતિ છે તેવી પ્રત્યક્ષ ગુરુરૂપ હરિને વિષે આવે, તો જેટલા અર્થ પ્રાપ્ત થવાના કહ્યા છે તેટલા સર્વ અર્થ તેને પ્રાપ્ત થાય છે. ગ. અ. ૨.

હતો. ગયે વર્ષે કંથારિયા ગયો ત્યારે માનસિ કરવા બેસતા આ જ સંકલ્પ ઊઠ્યો. એટલે તુરત જ સ્વામીશ્રીએ મને દર્શન દીધા. સાથે પ્રભુદાસ કોઠારી હતા. પ્રભુદાસ કોઠારીએ સ્વામીશ્રી તરફ આંગળી ચીંધી મને કહ્યું, 'ભગત! આ સ્વરૂપને જ્યારે તમે ધારશો અને વિચારશો ત્યારે તમને શાંતિ થશે.' તે જ દિવસથી મારી સંશયગ્રંથિ નિર્મૂળ થઈ ગઇ. હવે એવો આનંદ આવે છે કે તેનું વર્ણન જ ન થાય! તમે પણ, મહારાજના અખંડ ધારક, આ સ્વામીશ્રીનાં સ્વરૂપમાં સર્વ પ્રકારે જીવ જોડી દેશો, તો તમને પણ એ આનંદનો અનુભવ થશે." સ્વામીશ્રીના અલૌકિક સ્વરૂપની વાતો સાંભળતા જાણે તૃપ્તિ જ ન થતી હોય, એવા ભાવથી હરિકૃષ્ણદાસ સ્તબ્ધ બની, અંબારામ ભગતની વાત સાંભળતા સ્થિર થઇ ગયા. નંદ સાધુઓના જેવા શુદ્ધ વૃત્તાંતવાળા, અંબારામ ભગત સર્વાંગ શુદ્ધ અને નિઃસ્પૃહ હતા સ્વામીશ્રીની તેમના ઉપર અપાર કૃપાને લઇને નિરાવરણ સ્થિતિવાળા પણ હતા. પરંતુ કોઇને પણ પોતાની સ્થિતિનું જાણપણું આવવા ન દેતા અને દાસપણે વર્તતા. હરિકૃષ્ણદાસ ઉપર તેમના શબ્દોથી ધારી અસર થઈ.

**અંબારામ ભગતની નિરાવરણ સ્થિતિ**

બે ત્રણ દિવસ બાદ એક વખત સ્વામીશ્રી કોઠારના ઓરડાની પાસે જાળીમાં બિરાજમાન થયા હતા અને આજુબાજુ કેટલાક હરિભક્તો સ્વામીશ્રીની વાત સાંભળતા બેઠા હતા. સ્વામીશ્રી, મહારાજ અને સ્વામીના સ્વરૂપની વાતો કરતા હતા. હરિકૃષ્ણદાસને થયું કે અંબારામ ભગત અત્યારે સાધુની ધર્મશાળામાં બેઠા છે તેથી તેમને બોલાવી લાવું. એટલે તે એકદમ દોડયા અને પાછળની ધર્મશાળામાં ગયા. અંબારામ ભગત ધર્મશાળાના મેડા ઉપર એકલા બેઠા હતા. એટલે હરિકૃષ્ણદાસે તેમને કહ્યું, 'સ્વામીશ્રી નીચે વાતો કરે છે અને તમે

. આઠ પ્રકારે કરીને જે સ્રીના ત્યાગી છે, તેમજ દ્રવ્યના ત્યાગી એવા જે સંત, તે સંતને તો હરિ જેવા જાણવા. એવા સંત તે જ શુદ્ધ છે ને તે જ ગોવિંદ છે ને તે જ હરિ છે.
—વેદરસ.

કેમ અહીં બેસી રહ્યા છો ?' એટલે અંબારામ ભગતે કહ્યું, 'મને બધું દેખાય છે અને સંભળાય છે.' આથી હરીકૃષ્ણદાસને આશ્ચર્ય થયું અને તુરત જ નીચે ગયા અને સ્વામીશ્રીની બે વાત સાંભળી, પાછા ઉપર અંબારામ ભગત પાસે આવ્યા અને તેમને પૂછ્યું, ' ભગત ! સ્વામીશ્રીએ હમણાં શી વાત કરી અને કેમ બેઠા છે ?' એટલે ભગતે કહ્યું, ' સ્વામી તકિયા ઉપર બેઠા છે અને મહારાજ વરને ઠેકાણે છે અને સ્વામી અણુવરને ઠેકાણે છે એવી, મહારાજ અને સ્વામીના સ્વરૂપની વાતો કરે છે.' હરિકૃષ્ણદાસને આથી અતિશય આશ્ચર્ય થયું. તેમને પ્રતીતિ થઇ કે ભગત જરૂર નિરાવરણ સ્થિતિવાળા છે. હરિકૃષ્ણદાસને તેમના પ્રત્યે અત્યંત પ્રીતિનો ભાવ થયો. તે ભાવ જાણી તુરત જ ભગતે કહ્યું, 'સ્વામી ! મારા જેવા તો શાસ્ત્રીજી મહારાજે અનેક કર્યા છે. માટે આ બધું બળ તેમનું છે અને તમારે પણ જો એવી સ્થિતિ કરવી હોય તો મન, કર્મ, વચને તેમનામાં જ જોડાઈ જજો. પણ બીજે કયાંય પ્રીતિ થવા દેશો નહિ.' હરિકૃષ્ણદાસ, અંબારામ ભગતના શબ્દોનો મર્મ સમજી ગયા અને તત્કાળ ચેતી ગયા. સદા સર્વદા સ્વામીશ્રીને વિષે અત્યંત દિવ્યભાવવાળા અંબારામ ભગતે, તેમની મનોવૃત્તિ પારખી લીધી. સહજ પણ સ્નેહના ભાવથી હરિકૃષ્ણદાસની વૃત્તિ તેમના પ્રત્યે ઢળતી હતી તે તેમણે તોડીને, સ્વામીશ્રીનો મહિમા કહી, સ્વામીશ્રીમાં જ તેમની વૃત્તિ જોડી દીધી. હરિકૃષ્ણદાસને ભગતનો અત્યંત ગુણ આવ્યો. ધન્ય છે આવા શુદ્ધ ઉપાસકને !

**સંકલ્પી ભગત**

તે જ દિવસે સાંજે ઠાકોરજીના ઉત્થાપનના દર્શન કરી, સ્વામીશ્રી સર્વને મેવાની પ્રસાદી વહેંચતા હતા. તે વખતે કોઠારના ઓરડામાં સ્વામીશ્રી પાટ ઉપર બિરાજ્યા હતા. સૌ હરિભક્તો એક પછી એક આવી સ્વામીશ્રી પાસેથી પ્રસાદી લઈ જતા હતા. હરિકૃષ્ણદાસે સંકલ્પ કર્યો કે ' મારા ધારેલા મેવાની પ્રસાદી સ્વામી મને આપે' અને પછી કોઈ ન દેખે તેમ ખૂણામાં બેસી ગયા. બધાને પ્રસાદી વહેંચ્યા બાદ,

સ્વામીશ્રી બોલ્યા, 'ઓલ્યો સંકલ્પી ભગત ક્યાં ગયો ? આજે તો એના સંકલ્પની પ્રસાદી આપવી છે.' એમ કહી પાટ ઉપરથી ઊઠયા અને હરિકૃષ્ણદાસના સંકલ્પ મુજબ, તેમની ધારેલી પ્રસાદી તેમને આપી અને પછી હાથ ધોઈ પાટ ઉપર બેઠા. પછી સ્વામીશ્રીએ હરિકૃષ્ણદાસને પાસે બોલાવી કહ્યું, 'ચોથા પ્રકરણની ૭૩ મી વાત વાંચજો અને એનું મનન કરશો. મારો પણ એવો જ સ્વભાવ છે કે જે સંકલ્પ કરે તેને કશું આપવું નહિ.' ત્યારે એક હરિભક્તે કહ્યું, 'સત્સંગમાં તથા સંસારમાં એવી રીત છે કે જેની સાથે હેત હોય તેને વધારે સાચવે.' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'મારો તો એવો સ્વભાવ નથી.' આ પ્રમાણે નિત્ય નવીન લીલા કરતા સ્વામીશ્રી, પોતાના આશ્રીતોને મહારાજનાં સંબંધનું સાક્ષાત્ સુખ આપતા અને કૃતકૃત્ય કરી દેતા.

× × ×

**સારંગપુરમાં મંદિર કરવાનો સંકલ્પ**

શ્રીજીના મહાપ્રસાદી સ્થાન બોચાસણમાં અક્ષર પુરુષોત્તમનું મંદિર ત્વરિત ગતિથી તૈયાર કરી દેનાર શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી ઉપર, ગઢડાના કોઠારી ભીમજીભાઈનો રોષ વધી ગયો. એક તો પહેલેથી જ તેમને સ્વામીશ્રી પ્રત્યે દ્વેષની લાગણી હતી. તેમાં પણ પોતાની નજર સામે જ આ સાધુની પ્રતિષ્ઠા વધતી જતી હતી, તેથી કોઠારી ભીમજીભાઈએ, કોઠારી ગોવર્ધનભાઈ ઉપર ઠપકાનો પત્ર લખ્યો કે તમે ગુજરાતના વાણિયા, દાળભાતના ખાનારા તે તમારી નજર સામે યજ્ઞપુરુષદાસે ગુજરાતમાં મંદિર કરી દીધું અને તમે કાંઈ કરી શક્યા નહિ. પણ જો કાઠિયાવાડમાં આવે તો તેને કાઠિયાવાડના ખમીરની ખબર પડે.' સ્વામીશ્રીને તો કાંઈ હોડ બકવાના ન હતા. તેમને તો શ્રીજી મહારાજના સંકલ્પ પ્રમાણે મહારાજ અને સ્વામીની મૂર્તિઓ મધ્ય મંદિરમાં પધરાવવી હતી.

સંકલ્પ માત્રે અનેક મંદિરો ભૂગર્ભમાંથી પ્રગટ કરવાનું શ્રીજી પ્રેરીત ઐશ્વર્ય સ્વામીશ્રીમાં હતું. છતાં એ ઐશ્વર્ય દબાવી, જન હિતાર્થે

સામાન્ય મનુષ્યની જેમ જ, પોતે સદા વર્તતા અને પ્રવૃત્તિ કરતા. તેમની પ્રવૃત્તિના અંતે પૂરું થએલું કાર્ય જ્યારે સૌ જોતા ત્યારે વિસ્મીત બની સૌ કહેતા કે આ તો સંકલ્પ માત્રે પૃથ્વીના પેટાળમાંથી નીકળ્યું હોય એવું મંદિર છે. બાકી મનુષ્યની શક્તિ નથી કે ઝોળીના બળ ઉપર આવા મંદિર થાય.' સ્વામીશ્રીની આવી અલૌકિક રીતને પીછાણનાર, સારંગપુરના હરિભક્તોએ સ્વામીશ્રીને સારંગપુરમાં બોલાવી, સારંગપુરમાં મંદિર કરાવવાનો સંકલ્પ કર્યો.

સારંગપુરના ભીમા શેઠ, નાગજી શેઠ, ઓઘડ ખાચર વગેરેના આમંત્રણથી સ્વામીશ્રી સં. ૧૯૯૬ ની અંતમાં સારંગપુર પધાર્યા. સાથે ગુજરાતના કેટલાક હરિભક્તોમાં, મુખ્યત્વે આણંદના મોતીભાઈ ભગવાનદાસ હતા. સ્વામીશ્રી બે ત્રણ દિવસ અત્રે ઓઘડ ખાચરના દરબારમાં રહ્યા. આખા સારંગપુરને સ્વામીશ્રી વિષે અત્યંત ભાવ હતો. એટલે રોજ સ્વામીશ્રી પાસે સૌ તેમની દિવ્ય વાતો સાંભળવા આવતા.

એક દિવસ મોટા કુંડે નહાવા જતાં, હાલ જ્યાં મંદિર છે, તે જગ્યા આગળ સ્વામીશ્રી ઊભા રહ્યા. સાથે એક સંત અને મોતીભાઈ હતા. સ્વામીશ્રીએ મોતીભાઈને કહ્યું, "મોતીભાઈ! શ્રીજી મહારાજે આ જગ્યાએ રોઝો ઘોડો કુંડાળે નાંખ્યો હતો અને કહ્યુ હતું, 'અમે આજ મોટા મંદિરનું ખાત કરીએ છીએ.' એટલે અહીં મંદિર જરૂર થશે." એમ કહી નાહીને પાછા ઉતારે પધાર્યા. ઉતારે આવ્યા પછી ફરીથી સ્વામીશ્રીએ મોતીભાઇને કહ્યું, 'મોતીભાઇ! સારંગપુરમા મંદિર કરવું છે તેનું કીર્તન બનાવો.' મોતીભાઇ તો સ્વામીશ્રીની આ વાતથી સ્થંભી ગયા. સારંગપુરમાં મંદિર! હજુ બોચાસણનું મંદિર તો પૂરું થયું નથી, વળી પૈસા તો કોઠારમાં દેખાતા જ નથી, છતાં સ્વામીશ્રી આવા સંકલ્પ કરે છે! તેમને કાંઇ સમજણ ન પડી. સ્વામીશ્રીએ તેમના તરફ દૃષ્ટિ કરી, ફક્ત એક જ ક્ષણ. એટલી જ વારમાં આખું સારંગપુરનું મંદિર જેવું અત્યારે છે તેવું સુવર્ણ કળશે સહિત, મધ્ય મંદિરમાં શ્રી અક્ષરપુરુષોત્તમ અને અનાદિ મહામુક્ત

ગોપાળાનંદ સ્વામી, દક્ષિણ ભાગમાં ગોપીનાથ મહારાજ મુકુંદવર્ણી અને હરિકૃષ્ણ મહારાજ અને ઉત્તર ભાગમાં ધર્મકુળ, આ દિવ્ય મૂર્તિઓ સહિત અતિ ભવ્ય મંદિરનાં દર્શન તેમને થયા. એજ સમાધિ અવસ્થામાં કીર્તનની પહેલી કડી તેમના મુખમાંથી નીકળી પડી :—

શ્રી સારંગપુરની શોભા સજી અતિ સારી (૨)
જોઇ અલૌકિક અદ્ભુત ધામ અવિકારી.

જાણે મુખે સરસ્વતિ હોય તેમ એક પછી એક કીર્તન પંક્તિઓ તેમના મુખમાંથી નીકળતી ગઈ. સ્વામીશ્રી કીર્તન સાંભળી રાજી થયા. સારંગપુરના આ દિવ્ય મંદિરનો સંકલ્પ સ્વામીશ્રીએ સારંગપુરમાં કર્યો. શ્રીજીના પાદસ્પર્શથી દિવ્ય બનેલી સારંગપુરની ભૂમિ પોતાના અંકમાં, મહારાજ અને સ્વામીને પધરાવવાના કોડથી, થનગની રહી !

## શુકજીના જેવી સિદ્ધદશાવાળા ઝીણા ભગત

લગભગ આ જ અરસામાં જૂનાગઢના મંદિરમાં સ્વામી કૃષ્ણચરણદાસજીનું મંડળ સૌનું ધ્યાન ખેંચતું હતું. ગુણાતીત જ્ઞાનના કેન્દ્ર સમાન જૂનાગઢના મંદિરમાં લગભગ દરેક સદ્ગુરુઓ ગુણાતીતાનંદ સ્વામીના વંશ રૂપ જ હતા અને અક્ષર અને પુરુષોત્તમની નિષ્ઠાનો છડે ચોક ઉપદેશ કરતા. આમ છતાં સ્વામી કૃષ્ણચરણદાસજીના મંડળમાં કંઈક વિશિષ્ટ તત્ત્વ સૌને જણાતું. શુકજીના જેવી જન્મથી જ સિદ્ધદશાવાળા, જડભરતના જેવી ગુણાતીત સ્થિતિવાળા અને જનક જેવી જ્ઞાન ગહનતાના ધારક, સફેદ વસ્ત્રધારી નાનકડા પાર્ષદ ઝીણાભક્ત, સૌના આકર્ષણનું કેન્દ્ર બન્યા હતા. નામ પ્રમાણે જ ગુણવાળા, સદા ઝીણા રહેવાની જ વૃત્તિવાળા, ઝીણા ભક્ત, અમરેલી તાબાના ધારી ગામના મૂળ વતની અને કુટુંબમાંથી જ વારસાગત ગુણાતીત જ્ઞાનના સંસ્કારવાળા હતા. સ્વામી કૃષ્ણચરણદાસજીએ તેમને જોઈને જ તેમની માગણી કરી લીધી અને સંસારથી

વિરક્ત આ બાળયોગીએ. એ માંગણી સ્વીકારી. માતાપિતાને સેવાથી અનેક પ્રકારે સંતોષ આપી, ચૌદ વર્ષની વયે ગૃહત્યાગ કર્યો.

સ્વામી કૃષ્ણચરણદાસજી મહા સમર્થ અને વચન સિદ્ધ સંત હતા. તેમણે આ બાળયોગીરાજમાં ભવિષ્યના સમર્થ અને શક્તિશાળી ગુણાતીત જ્ઞાન પ્રવર્તક નિહાળ્યા. તેમનો વૈરાગ્ય અને અખંડ બ્રહ્મસ્થિતિ જોઈ, તેમને કોઈ સમર્થ પુરુષનાં યોગમાં, મૂકવાનો તેમણે વિચાર કર્યો. કૃષ્ણચરણદાસ સ્વામીના મંડળ ભેગા ગામડામાં લગભગ એક વર્ષ ઝીણાભક્ત ફર્યા, તે દરમ્યાન એક વખત કુંકાવાવના મંદિરમાં સ્વામીએ ઝીણા ભગતને બોલાવીને વાત કરી, 'રાજકોટમાં અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના મળેલા, ભેગા રહેલા, કૃષ્ણજી મહારાજ છે.' ઝીણા ભકતના મનમાં આ વાત સાંભળી વિચાર પરંપરા શરુ થઇ ગઇ. તેમના મનમાં થયું કે સ્વામીના મળેલા જો મળી જાય તો ભારે કામ થાય. જેમ સ્વામી શાસ્ત્રીજી મહારાજને શ્રીજીના મળેલા નંદ પંક્તિના વિદ્વાન ભગવન્નિષ્ઠ સંતના સમાગમની અપેક્ષા હતી, તેમ જ ઝીણા ભક્તને સ્વામીના મળેલા આ કૃષ્ણજી મહારાજના દર્શન અને સમાગમની તાલાવેલી જાગી. તેમને મનમાં રાતદિવસ ઘાટ થવા લાગ્યા કે ક્યારે રાજકોટ જઈએ અને કૃષ્ણજી મહારાજનો મેળાપ થાય.

ઉત્કૃષ્ટ સંગની તીવ્ર અભીપ્સા સેવનાર બાળયોગીરાજ ઝીણાભક્ત, જેમનું વિભૂતિ તત્ત્વ અજાણ્યાને પણ આકર્ષતું, તેમનું તેવું અનિર્વચનીય વ્યક્તિત્ત્વ નિહાળી, નિહારિકાના પટ પર અસ્ખલિત તેજના પ્રવાહરૂપ ઝળકતો આ તારો, એક ભક્ત કવિના* શબ્દમાં કહીએ તો

> 'સ્વામી પદે શોભીત રાજવી શો
> આકાશના મહોલ સમો અગાધ.'

ભવિષ્યમાં સ્વામી પદે શોભવા સર્જાએલ હતો. ભક્ત કવિની પ્રેરણા તેથી પણ આગળ જાય છે અને અગમ્ય ભવિષ્યમાં:

* શ્રી જયંતિલાલ એચ્છવલાલ મહેતા.

'રૂપી અરૂપી ચલ સ્થિર એમાં,
કંઈ સૂર્યને સોમ થકી રૂપાળો,
દેખાય પ્યારો 'ઘનસ્યામ' તેના,
સેવા ચહુ આજ પદામ્બુજોની.'

મૂર્ત અને અમૂર્ત, જડ અને ચૈતન્ય પ્રકૃતિને પોતામાં ધારનાર, અનંત સૂર્ય અને ચન્દ્રના પ્રકાશને પણ નિસ્તેજ કરે એવા સાક્ષાત અક્ષર બ્રહ્મસ્વરૂપ આ સંતમાં, ઘનશ્યામ મહારાજ અખંડ વિરાજમાન છે, એવું દર્શન ભક્ત કવિ ભગવાનની પ્રેરણાથી આ સંતમાં કરે છે. કવિના એ ઉજ્જ્વલ ભવિષ્ય કથનને નક્કર સત્યનું સ્વરૂપ આપવા, ઝીણા ભક્તનો જન્મ હતો.

બાળયોગી ઝીણાભક્તને અદાશ્રીનો પ્રસંગ.

સં. ૧૯૬૬ ના પાછલા ભાગમાં સ્વામી કૃષ્ણચરણદાસજીનો વારો રાજકોટમાં આવ્યો. એટલે તેઓ પોતાના મંડળ સાથે રાજકોટ પધાર્યા તેમના મંડળમાં સ્વામી ભગવત્સ્વરૂપદાસજી, હરિબળદાસજી, ચતુર્ભુજદાસજી, બળદેવચરણદાસજી વગેરે સંતો અને પાર્ષદ ઝીણા ભક્ત હતા. બાળયોગી ઝીણા ભક્તની મૂર્તિમાં જેટલી દિવ્યતા હતી, તેટલી તેમના સંકલ્પમાં પણ દિવ્યતા હતી. અદાશ્રીના દર્શન અને સમાગમનો તેમને સંકલ્પ થયો કે તુરત જ તેમના મંડળનો વારો રાજકોટમાં આવ્યો. અત્રે રોજના નિયમ પ્રમાણે કૃષ્ણજી અદા છ વાગે આવતા. એક દિવસ અદાશ્રી મંદિરમાં સવારના આવ્યા ત્યારે સ્વામી ભગવત્સ્વરૂપદાસજીએ ઝીણા ભક્તને વાત કરી, 'સ્વામીએ વાત કરી હતી તે આ કૃષ્ણજી અદા, મૂળ અક્ષર સ્વામી ગુણાતીતાનંદ સ્વામીના મળેલા છે.' ઝીણા ભકતે અત્યંત ભાવપૂર્વક દંડવત્ પ્રણામ કરીને અદાશ્રીના દર્શન કર્યા. અદાશ્રી સાથે પૂજાજી બાપુ, હરગોવિંદભાઈ, છગનલાલભાઈ, શેઠ ગોરારજીભાઈ તથા રામજી મિસ્ત્રી વગેરે હતા. તેમના પણ દર્શન કર્યા. તેમની બધાની ઓળખાણ ભગવત્સ્વરૂપદાસજીએ કરાવી.

આ વખતે કૃષ્ણચરણદાસજીના મંડળને રાજકોટમાં લગભગ એક વર્ષ રહેવાનો વારો હતો. બાળયોગી શ્રી ઝીણા ભક્તને એક વર્ષ

અદાશ્રીના સમાગમનો લાભ મળ્યો. ગુરુ કૃષ્ણજી અદા રોજ સવારમાં ઘેર કથા કરીને મંદિરે આવે અને એક કલાક બેસે. સ્વામી કૃષ્ણચરણદાસજી તેમને સામા બેસારે અને જૂની જૂની વાતો તેમની પાસે કરાવે. તેથી સૌને શાંતિ થતી. વળી સાંજના ચાર વાગે ઠાકોરજી જાગે ત્યારે પાછા પધારે અને એક કલાક બેસે; વાતુ કરીને પાછા જાય. એમ હંમેશા સમાગમ થતો. આ મંડળ સાત સાધુનું હતું. બધા રુચિવાળા, અને એક નિષ્ઠાવાળા સાથે રહેતા અને વાતુ સાંભળતા. અદાશ્રી નિર્દોષબુદ્ધિની, સાધુના મહિમાની અને હરિભક્તોના મહિમાની તથા શ્રીજી મહારાજ, સ્વામી, સ્વામી જાગાસ્વામી તથા સ્વામી શાસ્ત્રીજી મહારાજના મહિમાની વાતો કરતા. એમ હંમેશા આવા પ્રસંગો નીકળે. સ્વામી બાલમુકુન્દદાસજીના મહિમાની વાતો કરે અને સ્વામીએ બારાપાટમાં નવા મંદિર બનાવી અક્ષર પુરુષોત્તમની મૂર્તિઓ હરિમંદિરમાં ગામોગામ પધરાવી, તે પ્રસંગ પણ કહેતા.

એક દિવસ અદાશ્રીએ કથા પ્રસંગે વાત કરી, ' જૂનાગઢમાં સ્વામી જાગા સ્વામીના ઓરડામાં સ્વામી શાસ્ત્રીજી મહારાજ બેઠા હતા. હરિશંકરભાઈ તથા અમારા મોટાભાઈ હરજીવનભાઈ સાથે હતા. વિહારિલાલજી મહારાજ જૂનાગઢ પધારેલા. તે વખતે જીભાઈ કોઠારી જૂનાગઢમાં હતા એટલે સાનુકૂળ હતું, માયા ન હતી અને સતયુગ જૂનાગઢમાં વર્તતો હતો. વિહારિલાલજી મહારાજને દીકરો ન હતો. એટલે સ્વામી જાગા સ્વામીએ, સ્વામી શાસ્ત્રીજી મહારાજને કહ્યું, 'તમે જાવ અને મહારાજને વાત કરો જે તમો જો જોટે અક્ષરપુરુષોત્તમ મહારાજની મૂર્તિઓ પધરાવો તો મૂળ પુરુષ જેવો દીકરો મહારાજ આપે.' પછી સ્વામી શાસ્ત્રીજી મહારાજ વાત કરવા ગયા. ખાનગી વાત કરી કે, ' સ્વામી જાગા સ્વામીએ કહેવરાવ્યું છે કે મૂળ પુરુષ જેવો સેવક શ્રીજી આપને આપે, જો મહારાજ અને સ્વામીની જોટે મૂર્તિ પધરાવો તો. ' ત્યારે મહારાજ કહે ' મુને સ્વામીએ વર્તમાન ધરાવ્યા છે તે કરી શકું પણ અંદરોઅંદર ચાલવા ન દીયે ' તે વાત સ્વામી શાસ્ત્રીજી મહારાજે જાગા સ્વામીને કરી. ત્યારે

સ્વામી જાગા ભક્ત આ વાત સાંભળીને બોલ્યા, 'હે શાસ્ત્રી! તમે કરો.' ત્યારે સ્વામી શાસ્ત્રીજી મહારાજ બોલ્યા, 'કોઠારે એક પૈસાનું પત્તુ માગવા જઉં, તો કોઠારી કહે છે તમારે પત્તાનું શું કામ છે? તમારે પત્તાને શું કરવું છે? એમ બીજા શબ્દ કહી પત્તુ ન આપે. તો પછી લાખો રૂપિયાના મંદિર કરીને મૂર્તિઓ મારાથી કેમ પધરાવાય?' ત્યારે સ્વામી જાગા સ્વામી બોલ્યા, 'તમે સંકલ્પ ન કરો તે તમારી ખોટય અને અમો પૂરા ન કરીએ એ અમારી ખોટય.' આવી રીતે સ્વામી જાગા સ્વામીએ વાત કરી હતી."

અદાશ્રીની આ વાત સાંભળી, સ્વામી કૃષ્ણચરણદાસના મંડળના સાત સાધુ અને ખાસ કરીને ઝીણા ભક્તને, સ્વામી શાસ્ત્રીજી મહારાજ કોણ પુરુષ છે અને તેમનો આવો અપાર મહિમા અને મોટા પુરુષની કૃપાનું પાત્ર બનેલા સાંભળી, તેમના દર્શનની તીવ્ર ઉત્સુકતા થઇ. અદાશ્રીએ તેમના મનનો ભાવ જાણી તેમને કહ્યું, 'તમને એ પુરુષના દર્શન કરાવીશું.'

સ્વામીશ્રી આ વખતે સારંગપુર બિરાજમાન હતા. એટલે અદાશ્રીએ તુરત જ સ્વામીશ્રીને સારંગપુર કાગળ લખીને રાજકોટ પધારવા જણાવ્યું. સ્વામીશ્રી તેમની સાથે સનાતનદાસ તથા કોઠારી શંકર ભગતને લઇને, રાજકોટ પધાર્યા અને અદાશ્રીના ભત્રીજા જાદવજી ભાઇને ઘેર ઉતર્યા. જ્યારે જ્યારે સ્વામીશ્રી રાજકોટ પધારતા ત્યારે જાદવભાઈને ઘેર મેડે ઉતરતા. વર્ષમાં એક બે વખત સ્વામીશ્રી રાજકોટ પધારતા. કોઇ વખત પ્રભુદાસ કોઠારી સાથે આવતા. સ્વામીશ્રી રાજકોટ પધાર્યા તે ખબર અદાશ્રીએ મંદિરમાં સાધુઓને આપ્યા અને કહ્યું, 'સારંગપુરથી શાસ્ત્રીજી મહારાજ પધાર્યા છે?' તે વાત સાંભળીને સ્વામીશ્રીના ક્યારે દર્શન થાય, એવી ઉત્સુકતા સર્વેને થઇ.

બીજે દિવસે સવારે વહેલા પૂજા આદિ નિત્યકર્મથી પરવારી, સ્વામીશ્રી છ વાગે અદાશ્રીના મંડળ સાથે મંદિરે પધાર્યા. હરગોવિન્દ ભાઇએ સાધુઓને ઓળખાણ કરાવી કે 'આ સ્વામી શાસ્ત્રીજી

મહારાજ પોતે.' સ્વામીશ્રીના દર્શન કરી સૌને શાંતિ શાંતિ થઇ ગઇ! સમગ્ર જીવન યોગમય જ જેણે કરી દીધું છે, અને ઇંદ્રિયોની ક્રિયાને ગમે ત્યાં કેન્દ્રિત કરવાની શક્તિમાં પારંગત, બાળયોગી શ્રી ઝીણા ભક્ત તો અનિમીષ દૃષ્ટિએ સ્વામીશ્રી સન્મુખ જોઇ જ રહ્યા. એક ક્ષણમાં જ નખથી શિખા પર્યંત સ્વામીશ્રીની મૂર્તિના દર્શન કરી લીધાં. છતાં પણ જાણે અતૃપ્તિ રહી હોય એમ, એ દિવ્ય મૂર્તિના અંગે અંગના દર્શનનો અમૃતરસ પીવા લાગ્યા. સ્વામીશ્રી પણ તેમને દર્શન કરતા જોઇ, બે પળ સ્થિર થઈ ગયા. પ્રેમ ભરી સૂચક દૃષ્ટિ તેમના ઉપર કરી, સ્વામીશ્રી તુરત જ આગળ ચાલ્યા. પ્રથમ મિલન અને પ્રથમ દર્શનમાં જ અર્થસૂચક ગંભીર વાતો દૃષ્ટિ માત્રે આ બન્ને અકલીત વિભૂતિઓએ કરી લીધી. સ્વામીશ્રી સભામાં પધાર્યા. ઝીણા ભકત સાધુ બાલમુકુન્દદાસજીની સેવામાં ગયા.

સાધુ બાલમુકુન્દદાસજી મૂળ ગુજરાતમાં નાપાડ ગામના વતની, જ્ઞાતે પાટીદાર હતા. જૂનાગઢના સાધુ રઘુવીરચરણદાસ, વરતાલ સમૈયો કરી નાપાડ ગયા હતા. ત્યાં આ પુરુષને જોઇને તેમને થયુ કે, ' આ જો સાધુ થાય તો ત્યાગ દીપાવશે. ' તેથી તેમને ત્યાગ વૈરાગ્યની વાતો કરી, પોતાની સાથે જૂનાગઢ તેડી ગયા. જૂનાગઢ આવ્યા પછી એક દિવસ તેમને પૂછ્યું કે ' ઘર યાદ આવે છે ? ' ત્યારે તેમણે કહ્યું, ' ના '. અખંડ કથાવાર્તાથી તેમને ત્યાગની અદ્‌ભુત ખુમારી ચઢી ગઈ. જૂનાગઢમાં મોટા બાલમુકુન્દદાસ સ્વામી તથા વિજ્ઞાનદાસ સ્વામીના યોગમાં આવવાથી, અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા પાકી થઈ ગઈ અને પછી સાધુની દીક્ષા લીધી. તેમને શરીરે ગરમીનો રોગ હતો એટલે ઝીણા ભક્ત તેમની સેવામાં રહ્યા હતા. સ્વામીશ્રીના દર્શન કરી, અંતરમાં અનિર્વચનીય શાંતિનો અનુભવ કરી, બાલયોગી ઝીણા ભક્ત, સ્વામી બાલમુકુન્દદાસની સેવામાં જોડાઈ ગયા અને સ્વામીશ્રીની અદ્‌ભુત મૂર્તિના મહિમાની તેમને વાત કરી.

સ્વામીશ્રી મંદિરમાં દર્શન કરી સભામાં થોડીવાર બેસી બહાર

ગુજરાત આવો, રોગ મટી જશે

નીકળ્યા. તે વખતે બીજા ભક્ત બાલમુકુન્દદાસજીને નવરાવતા હતા. સ્વામીશ્રી ફળિયામાં પધાર્યા એટલે બાલમુકુન્દદાસ સ્વામીએ ઊઠીને સ્વામીશ્રીને પાંચ દંડવત્ કર્યા અને પગે લાગ્યા. તેમનું હૈયું ભરાઈ ગયું અને સ્વામીશ્રીને પ્રાર્થના કરી કે, ' મુને પત થીયો છે તે દવા ઘણી કરી પણ રોગ મટતો નથી. ' પછી સ્વામીશ્રી બોલ્યા, ' તમો ગુજરાત આવો તો તમારી દવા ચાણસદના વૈદ્ય મનસુખલાલભાઈ પાસે કરાવીએ. તો તમારો રોગ મટી જશે અને દેહક્રિયા થાય તેવું થઇ જશે.' એમ સ્વામીશ્રીએ આશીર્વાદ આપ્યા.* પછી સ્વામીશ્રીએ કહ્યું, 'અહીં કૃષ્ણજી અદા બિરાજે છે તો સમાગમ કરશો.' તેમનો ખાટલો નોખો રાખેલો, ત્યાં અદાશ્રી રોજ સવારના વાતુ કરતા જવા લાગ્યા. બાલમુકુન્દદાસજીને રોગ અસહ્ય એટલે બળતરા રાતદિવસ ઘણી થાય, રહેવાય જ નહિ. ચણાનો મીઠા વિનાનો રોટલો જ ખવાય. આવી રીતે દુઃખ પડતું પણ અદાશ્રી વાતો કરે તેથી શાંતિ થઈ જતી. આવી રીતે સમાગમ કરતા. સ્વામીશ્રી બે પાંચ દિવસ રાજકોટ બિરાજ્યા અને પછી ગુજરાત તરફ પધાર્યા. આ મંડળ લગભગ એક વર્ષ સુધી રાજકોટમાં રહ્યું. અદાશ્રીની વાતોથી સૌને સમાસ ઘણો જ થયો, સ્વામીશ્રીનો મહિમા પણ સમજાયો અને સ્વામીશ્રીના મંડળમાં જોડાવાની તાલાવેલી જાગ્રત થઇ.

## સારંગપુરમાં મોટા મંદિરના પગરણ

બોચાસણમાં સ્વામીશ્રી મંદિર કરે તો સારંગપુરમાં શા માટે નહિ ? સારંગપુર તો સ્વામીશ્રીનું પ્રિય ધામ છે. પોતે અહીં કેટલાક વર્ષો રહ્યા અને ઘણીવાર પોતે કહ્યું છે, ' અહીં તો શ્રીજીનું મોટું સર્વોપરી ધામ થશે અને મહારાજ પોતાના અનાદિ સેવક અક્ષરમૂર્તિ ગુણાતીતા-

* જ્યારે બાલમુકુન્દદાસ સ્વામી બોચાસણ આવ્યા ત્યારે સ્વામીશ્રીના આશીર્વાદથી તેમને રોગ વધતો અટકી ગયો. ચાણસદ છ માસ રોકાયા અને સ્વામીશ્રીની દૃષ્ટિમાત્રથી જ દેહક્રિયા કરે, રસોઈ બનાવે, કીર્તનો ગાય, સભામાં વાતો કરે, એવું થઈ ગયું. સ્વામીશ્રીનાં આશીર્વાદથી સુખિયા થઈ ગયા.

નંદ સ્વામી તથા અનાદિ મહામુક્ત ગોપાળાનંદ સ્વામી સાથે બેસશે. સ્વામીશ્રી પોતે જ આ કાર્ય કરી શકે એવા સમર્થ છે. તેમની શક્તિનો પૂરો પરિચય પામનાર સારંગપુરના ભીમા શેઠ, નાગજી શેઠ તથા રૂખડ ખાચર, ઓઘડ ખાચર વગેરેએ મળી નક્કી કર્યું કે 'આપણે બોચાસણ જઇ સ્વામીશ્રીને સારંગપુરમાં મંદિર કરવા પ્રાર્થના કરીએ.' સારંગપુરમાં મંદિર કરવા માટે જમીનના ઠેકાણા નહિ, વળી એવડું મોટું મંદિર કરવા માટે જોઇતી લાખો રૂપિયાની રકમમાંથી એક દોકડાના પણ દર્શન આ ભકતોમાંથી કોઇને નહિ, છતાં આવો મોટો સંકલ્પ કરનાર આ મહામુકતોને, સ્વામીશ્રી ઉપર પુરતો વિશ્વાસ હતો. સ્વામીશ્રી ધારે તો બ્રહ્માંડ ફેરવી નાખે એવી તેમની અતુલ શકિત છે, એમ તેઓ જાણતા હતા. તેથી જ શ્રીજીનો સારંગપુરમાં મંદિર કરવાનો સંકલ્પ[1] સ્વામીશ્રી દ્વારા જ પૂરો થશે એમ તેમને ખાત્રી હતી એટલે આ ત્રણે મુકતો બોચાસણ સ્વામીશ્રી પાસે ગયા. તેમના આગ્રહથી સ્વામીશ્રી સારંગપુર પધાર્યા.

સ્વામીશ્રી સારંગપુર પધાર્યા છે તે જાણીને નગાસરના ભૂધરભાઇ તથા નડિયાદના રામચંદ્રભાઇ વિગેરે હરિભક્તો પણ સારંગપુર આવ્યા. અત્રે મંદિર કરવાની યોજના કરતાં પહેલા, સંતોને ઉતરવા માટેના ઉતારાની પ્રથમ સગવડ કરવાની હતી. આને માટે પીઠા ખાચરના ઓરડા સ્વામીશ્રીએ વેચાતા લેવા નક્કી કર્યું. આ ઓરડાની કિંમત

---

૧ સારંગપુરમાં શ્રીહરિએ મંદિર કરવાનું નિર્માણ કર્યું અને જીવા ખાચરે પોતાનું બીડ ખેતર વગેરે જમીન, મંદિર માટે આપવાનું નક્કી કર્યું. બરવાળાના ઘેલાશાએ પણ તમામ મદદ આપવાનું કહેવરાવ્યું. પરંતુ એટલામાં ગઢપુરથી દાદાખાચર, જીવુબા, લાડુબા વગેરે સારંગપુર આવ્યા અને મહારાજને ગઢપુરમાં જ મંદિર કરવાનો આગ્રહ કર્યો. મહારાજ તેમના આગ્રહને વશ થઈ, ગઢપુર મંદિર કરવા જવા તૈયાર થયા ત્યારે જીવાખાચર ઉદાસ થયા. એટલે મહારાજે તેમને સાંતવન આપતાં કહ્યું :--

'બોલ્યા દીનદયાળ દુઃખિ ન થશો, ચિંતા તમારી જશે,
થાશે ધામ પ્રતાપી દેવતણું તે પ્રખ્યાત પૂરું થશે;
આ સ્થાને બહુ સંઘ શ્રેષ્ટજનનાં એ કારણે આવશે,
મોટું તીર્થ ગણી મહામુનિજનો મહાત્મ્ય સૌ ગાવશે.'

—હરિલીલામૃત-કળશ—૮ વિ. ૬૧

રૂા. ૧૪૦૦) ઠરાવી અને તે અંગેની રકમ રૂા. ૫૦૦) ઝવેરલાલભાઈએ, રૂા. ૫૦૦) ભૂધરભાઈએ તથા રૂા. ૪૦૦) રામચંદ્રભાઈએ મળીને ચૂકવી દીધી. પછી આ ઓરડાનો વેચાણ દસ્તાવેજ કરાવી કબજો લીધો.

આ પ્રસંગથી ગઢડાના કોઠારી ભીમજીભાઈના નેત્રો વિસ્ફારીત થયા. કોલાહલ જગાવવા તેણે પ્રયત્ન કર્યો. પરંતુ હજુ કાંઈ ઓરડા લીધે મંદિર ન થાય અને બોચાસણનું મંદિર પણ હજુ અધુરું છે, એવા વિચારમાં, અને સ્વામીશ્રી પ્રત્યે એક સામાન્ય સાધુની જ દૃષ્ટિ તેને હોવાથી, આ પ્રસંગને તેણે મહત્ત્વ ન આપ્યું.

સ્વામીશ્રી સારંગપુરથી નીકળી કોઠારી પ્રભુદાસભાઈ તથા બે સંતોને લઈ, ઝાલાવાડમાં ચચાણા, મોજીદડ, લીમડી, અડવાળ વગેરે ગામોમાં ફરવા પધાર્યા. સ્વામીશ્રી ફરતા ફરતા લીમડી પધાર્યા. દીવાન સાહેબે, સ્વામીશ્રીએ સારંગપુરમાં ઓરડા લીધા હતા તે વાત જાણી હતી. તેમનામાં પણ શ્રીજીની પ્રેરણા થઈ. એટલે તેમણે સ્વામીશ્રીને કહ્યું, 'આપ સારંગપુરમાં શિખરબદ્ધ મંદિર કરો તો ઠાકોર સાહેબને કહી આપને જમીન અપાવું.' આ વખતે સ્વામીશ્રી સાથે સ્વામી મહાપુરુષદાસજી, સ્વામી નિર્ગુણદાસજી, પ્રભુદાસ દેવશી, આશાભાઈ વગેરે હતા. તેમને તો મંદિર માટે, તુરત જ મળી જતી જમીનની વાત સાંભળી, અતિ આનંદ થયો. પરંતુ સ્વામીશ્રીને તો, દરેક વાતનો પોતાની રીતે જ ઉકેલ લાવવાની, ટેવ હતી. એટલે વિચાર કરી સ્વામીશ્રીએ દીવાન સાહેબને કહ્યું, 'અમારે તો મંદિર કરવાના નાણા નથી. એક તો બોચાસણમાં મંદિર અધૂરું છે અને તેમાં આ નવી શરૂઆત કરીએ તો મુશ્કેલી વધારે પડે. પરંતુ તમોએ કહ્યું છે તો પાંચ સાત એકર જમીન મળે તો નાનું એવું મંદિર કરીએ?' દીવાન સાહેબને સ્વામીશ્રીનો પરિચય સારો હતો એટલે તેમણે સ્વામીશ્રીને કહ્યું, 'સ્વામી! આપનું કાર્ય આટલી જમીનથી નહિ થાય અને આપને પણ સંતોષ થશે નહિ. માટે જેટલી જરૂર હોય તેટલી માંગણી અત્યારથી જ મૂકો તો ઠાકોર

સાહેબને ભલામણ કરી આપને અપાવી દઉં.' સ્વામીશ્રીએ જાણ્યું કે દીવાન સાહેબને લાગણી છે. વળી ઠાકોર સાહેબને પણ બહુ જ ભાવ છે. એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'ગામની દક્ષિણદિ કોરે અમારે જમીન જોઈએ છે. હવે પછી નક્કી કરી આપને જણાવીશું.' આ પ્રમાણે વાતચીત કરી. દીવાન સાહેબે, મહેસુલી અમલદાર લોયકાના દરબાર મેઘાભાઈને, સ્વામીશ્રીની રૂબરૂમાં બોલાવી, તમામ હકીકત સમજાવી. સ્વામીશ્રી તો લીમડીથી રવાના થઈ ફરતા ફરતા પાછા સારંગપુર પધાર્યા.

સ્વામીશ્રી સારંગપુર પધાર્યા કે તુરત જ લીમડીથી મેઘાભાઈએ મોજણીદારને સારંગપુર મોકલ્યો. મોજણીદાર આવીને સ્વામીશ્રીને મળ્યો ત્યારે સ્વામીશ્રીને આશ્ચર્ય થયું. પછી મોજણીદારને લઈને ગામની દક્ષિણ દીશાએ જ્યાં શ્રીજી મહારાજે રોજો ઘોડો ફેરવ્યો હતો અને કહ્યું હતું કે 'આજે મોટા મંદિરનું ખાત કરીએ છીએ' તે તમામ પ્રસાદીની જમીનની, સ્વામીશ્રીએ માંગણી કરી. મોજણીદારે માપણી કરી ખૂંટીઓ મારી દીધી. આમ ચોવીસ એકર જમીન લીમડી દરબાર પાસેથી લીધી, અને બાકીની જમીન ધોળકાના સરદાર શેરમીયા પાસેથી લીધી. આવી રીતે સારંગપુરનાં મંદિરનાં પગરણ મંડાયા.

## સ્વામીશ્રીના અજોડ પુરુષો

બોચાસણના મંદિરનું કામ ધમધોકાર ચાલતુ હતું. માનતસ્વામી તથા મોટા ગોવિંદસ્વામી બંને બોચાસણની આજુબાજુ ગામડામાં ઝોળી માંગવા જતા. ટાઢ, તડકો, ભૂખ, તરસ વેઠીને પણ આ સાધુઓએ આવા વિષમ દેશકાળમાં બોચાસણ મંદિરનાં કોઠાર ભરપુર રાખ્યા હતા. ગામડે ગામડે જ્યાં જાય ત્યાં બંડિયા છે, કાઢી મૂકેલા છે, મારો કાઢો, વગેરે થતું હોય છતાં પણ તિરસ્કાર, ઉપેક્ષા સહન કરી 'નારાયણ હરે, સચ્ચિદાનંદ પ્રભુ'ની અહાલેક જગાવી, આ બે સંતવર્યે દેહનો અનાદર અને આત્મનિષ્ઠા કેળવી, મહારાજના

સમયના પરમહંસોના જેવાં કષ્ટો સહન કર્યાં, તે ફક્ત સ્વામીશ્રીની પ્રસન્નતા માટે અને અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા પ્રવર્તે એટલા માટે જ!

મહાનત સ્વામી કીર્તનીયા સાધુ હતા. પોતે ઝોળી માંગી બપોરે બે ત્રણ વાગે મંદિરે આવે, ત્યારે ભંડારી નારાયણચરણદાસ પ્રેમથી તેમને રોટલો અને છાશ જમાડે. જમીને પછી ઠાકોરજીના ઉત્થાપનના દર્શન કરે અને ઠાકોરજી સન્મુખ કીર્તનો ગાય. જો સ્વામીશ્રી ઓચાસણમાં વિરાજતા હોય તો તેમની સન્મુખ પણ કીર્તનો ગાય અને રાજી કરે. આવી પરમહંસ દશાના આ સંતોએ સ્વામીશ્રી ઉપર પોતાનો દેહ ન્યોછાવર કરી દીધો હતો.

સાધુ નારાયણ-ચરણદાસ

ભંડારી સ્વામી નારાયણચરણદાસ પણ એવા જ શાંત અને સૌમ્યમૂર્તિ હતા. આ જન્મ ફક્ત અક્ષરપુરુષોત્તમની અને સ્વામીશ્રીની સેવા માટે તેમણે ધર્યો હતો. જગતની ગંધ પણ જેના હૈયામાં લેશ માત્ર ન હતી, તેવા આ સંતવર્ય સ્વામીશ્રીનું હૃદય હતા. તેઓ નિષ્કામી ધર્મમાં અડગ હતા. સંકલ્પના ઉપવાસ સ્વામીશ્રીની દૃષ્ટિથી ટળી ગયા હતા. સદા મીતભાષી અને બ્રહ્માનંદના ભાવમાં રહેતા, નારાયણ મુનિઃસૌના પૂજનીય હતા. ૨૦૦ સંત હરિભક્તોનો ભંડાર રોજ કરતા અને સ્વામીશ્રીની સેવામાં પણ તત્પર રહેતા. થાક કે ઊંઘ તો તેમને જણાતા જ નહિ. પોતાનું કાર્ય કરી જ્યારે તેઓ સ્વામીશ્રીની સેવામાં જોડાઇ જતા, ત્યારે સ્વામીશ્રી તેમને આરામ આપવા ઘણીવાર પોઢી જવાનો ડોળ કરતા. આમ સ્વામીશ્રીને પોઢી ગએલા જાણી પોતે થોડો આરામ લેતા. આવી અખંડ સેવાના અનુરાગી, નારાયણ મુનિ, સ્વામીશ્રીના અત્યંત કૃપાપાત્ર હતા.

અક્ષરપુરષદાસ અને ભક્તિવલ્લભદાસ

અક્ષરપુરુષદાસ તથા ભક્તિવલ્લભદાસ બન્ને કારખાનાના કામમાં હતા. આ બન્ને મહાકાય પુરુષો, માનવશક્તિની તુલના કરતા, પોરબંદરી પત્થરોને ફુલની હળવાશથી ચડાવી દેતા. તે જોઇને સૌ વિસ્મિત થઇ

જતા. તેમને ફક્ત એક જ તમન્ના હતી, સ્વામીશ્રીને રાજી કરી દેવાની ! આ બે સંતોને માટે જગતનું કોઈ કાર્ય સ્વામીશ્રીના રાજીપાની તુલનામાં અસંભવિત ન હતું !

નિર્ગુણદાસ સ્વામી

સ્વામી નિર્ગુણદાસજીમાં દરેક કાર્યને બુદ્ધિ તત્ત્વની તુલનામાં મૂકી નીહાળવાની અતિ સૂક્ષ્મ ટેવ હતી. અંગ્રેજી સાત ધોરણનો અભ્યાસ પૂરો કરી, વડોદરા કળા ભુવનમાં ભણતા આ યુવાન વિદ્યાર્થીને, પ્રાગજી ભક્તની વાતોથી રંગ લાગ્યો અને પ્રાગજી ભક્તમાં સ્વામિનારાયણ ભગવાનના સ્વરૂપને જોવાની જ્ઞાનદષ્ટિ પ્રાપ્ત થઈ. એ જ જ્ઞાનદષ્ટિથી સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજમાં વર્તમાન કાળે શ્રીજી સ્વામી પ્રગટ છે, એવો સર્વોપરી દૃઢ નિશ્ચય પણ તેમણે કરી લીધો.

સં. ૧૯૫૩ ની સાલમાં ત્યાગી થઈ પાર્ષદની દીક્ષાને પામેલ આ યુવાન ભક્તરાજને તેમની કાર્યશક્તિ, બુદ્ધિ અને નિસ્પૃહિપણુ જોઈ, કોઠારી પ્રભુદાસ દેવશીની મદદમાં મુંબઇના કોઠારી તરીકે મુખ્ય કોઠારી ગોવર્ધનભાઇએ મૂક્યા. ત્યારબાદ વડોદરા, જૂનાગઢ, ગઢડા વગેરે મંદિરોમાં પણ કોઠારી તરીકે વખતો વખત કામ કર્યું. પરંતુ આ શ્વેતાંબરી ત્યાગીને, કોઠાર કરતા પણ જ્ઞાન ચર્ચા અને જ્ઞાન પ્રચારની વધારે લગનિ હતી. સ્વામિનારાયણ એ જ અક્ષર પુરુષોત્તમ, એ જ આત્મા–પરમાત્મા, એ જ બ્રહ્મ–પરબ્રહ્મ, એવી અનેકને સચોટ નિષ્ઠા કરાવનાર, અને વર્તમાન કાળે સ્વામીશ્રીજીનું પ્રત્યક્ષ સ્વરૂપ સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ છે, એવી સ્વરૂપનિષ્ઠાની વેગવંતી વાતો, હજારોની સભામાં વેદ, ઉપનિષત્, ગીતા, ભાગવતને આધારે સમજાવનાર આ પુરુષ, સત્સંગમાં સ્વામીશ્રીના જમણા હાથ સમાન હતા. શ્રી ભગતજી મહારાજના પોતે પૂર્ણ કૃપાપાત્ર હતા. શ્રી જાગાભક્ત સ્વામીનો જૂનાગઢમાં સં. ૧૯૫૫ માં તેમણે લાગટ છ માસ સમાગમ કર્યો હતો. તેમ જ ત્યારબાદ ચોમાસામાં રાજકોટ રહ્યા ત્યારે સ્વામી બાલમુકુન્દદાસજીનો પણ સમાગમ કર્યો હતો. વળી જૂનાગઢના ગુણાતીત જ્ઞાનના સ્થંભ જેવા સદ્‌ગુરુઓ સ્વામી ધર્મસ્વરૂપદાસજી, પુરાણી

મહારાજની આ મૂર્તિ મૂળ અક્ષર સ્વામી ગુણાતીતાનંદ સ્વામીએ પૂજેલી પ્રસાદીની હતી, એટલે તે મૂર્તિ લીધા સિવાય જવાની તેમની ઇચ્છા ન હતી. તેમની અપૂર્વ ભક્તિનિષ્ઠાથી એ મૂર્તિ આમ અણધારી હાથમાં આવી ગઇ. પછી હાજરી પાણી કરીને મુંબઇવાળા ભગવાનદાસ શેઠ બે ગાડા લાવ્યા, તેમાં તમામ સામાન ભરાવ્યો. ગાડા સ્ટેશને મોકલ્યા.

જીતદવજીભાઇને ત્યાં 'કન્ટ્રાક્ટ' નું કામકાજ હોવાથી, તેમણે ત્યાં ઘર રાખ્યું હતું, ત્યાં સૌ સંતોને તેડી ગયા અને ત્યાં બ્રાહ્મણ પાસે રસોઇ કરાવીને જમાડ્યા. પછી અદાશ્રીએ રૂ. ૧૦૦) બધા સાધુના ભાડાના દામજીભાઇ સાથે મોકલીને 'સીધા બોચાસણ જાવ' એમ કહેવરાવ્યું હતું. પછી સૌ સ્ટેશને આવ્યા. સ્વામી વિજ્ઞાનદાસજીને, રાજકોટ ઉતરીને અદાશ્રીના દર્શન કરીને પછી, બોચાસણ જવાની ઇચ્છા હતી એટલે રાજકોટની ટિકિટ લીધી. પરા સ્ટેશને અદાશ્રી તથા હરગોવિન્દભાઇ આવ્યા હતા એટલે આ સાધુઓ ઉતર્યા અને બધા અદાશ્રીને ઘેર ગયા.

રાજકોટમાં ઊહાપોહ થયો કે 'જૂનાગઢથી બહાર નીકળેલા સાધુને કૃષ્ણજી અદાએ ઉતારો આપ્યો છે.' પરંતુ અદાશ્રીને સૌનો અત્યંત મહિમા હોવાથી પરિણામની પરવા કર્યા સિવાય, આ સંતોને પોતાને ઘેર તેડી ગયા અને પછી વાત કરી, 'આપણે સ્વામી શાસ્ત્રીજી મહારાજને સારંગપુર તાર કરાવીને તેડાવીએ અને સ્વામી પધારે તો આપણને સૌને સ્વામીના દર્શન થાય.' પછી સારંગપુર તાર કર્યો. એ તાર સ્વામીશ્રીને મળ્યો એટલે સ્વામીશ્રી તુરત જ સારંગપુરથી નીકળ્યા અને બોટાદ આવી રાજકોટ તાર કર્યો કે 'અમો નીકળીએ છીએ અને ત્યાં રાત્રે સાડા અગિયાર વાગે આવતી ગાડીમાં ઉતરીશું.' તે પ્રમાણે સાડા અગિયાર વાગે પરા સ્ટેશને સ્વામીશ્રી ઉતર્યા. સાથે સાધુ હરિકૃષ્ણદાસ હતા. સ્ટેશને 'જ્ઞાનજી' મહારાજ તથા બળદેવચરણદાસ, હરગોવિન્દભાઈ, છગનલાલભાઈ, મોરારજી શેઠ, નારણલાલભાઈ વગેરે આવ્યા હતા. સ્વામીશ્રીના દર્શન થયાં અને સૌને શાંતિ થઇ ગઇ.

મહારાજે દાસીદાસને આપેલ 'કોલ'નું મૂર્તિમાન સ્વરૂપ



શ્રી અક્ષર પુરુષોત્તમ મંદિર, બોચાસણ

અનેક પ્રચંડ ઉપાધિઓને તૃણવત્ ગણી, તેને નિવારવાની અમોઘ શક્તિના ધારક, આ પુરુષના દર્શન માત્રથી બીજાની ઉપાધિ શમી જતી. સ્ટેશનેથી સીધા જાદવજીભાઈને ઘેર, જ્યાં સ્વામીશ્રીનો ઉતારો હતો, ત્યાં સૌ ગયા. અદાશ્રી જાદવજીભાઈને ઘેર બેઠા હતા. બધા મળ્યા અને અરસપરસ ખુશી સમાચાર પૂછયા. રાત્રે બે વાગ્યા સુધી અદાશ્રી તથા બીજા બધા રોકાયા અને પછી સૌ સૂવા ગયા. અદાશ્રીએ બે દિવસ સ્વામીશ્રીને રોકયા અને પછી સાત સંતોને સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજે ટિકિટ કઢાવી આપી અને બધા સારંગપુર ગયા. આ પ્રમાણે સં. ૧૯૬૭ ના આષાઢ સુદી ૧૩ ના દિવસે જૂનાગઢથી નીકળેલા સાત સંતો સ્વામી વિજ્ઞાનદાસજી, સ્વામી જ્ઞાનજીવનદાસજી (યોગીજી મહારાજ), જાગાભક્ત સ્વામીના શિષ્ય સ્વામી ભગવતસ્વરૂપદાસજી, સ્વામી બાલમુંકુન્દદાસજી (નાપાડવાળા), બળદેવચરણદાસજી, પ્રભુચરણદાસ, કૃષ્ણજીવનદાસ, વગેરે સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજના મંડળમાં દાખલ થયા.

ઇતિહાસનું ઘડતર

જગતની મહાન વિભૂતિઓના જીવન પ્રસંગો જ ઇતિહાસનું ઘડતર કરે છે. તેમના જીવનમાં અણધાર્યા પ્રસંગોનો ઉઠાવ ઇતિહાસની સામગ્રી પુરી પાડે છે. સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજને વરતાલ ન છોડવું પડયું હોત, તો વરતાલ ıı શિખરો વિશેષ અને વિશેષ ઉત્તુંગ બની ધર્મના વિજયધ્વજને અણનમ રાખત. તેવી જ રીતે યોગમૂર્તિ સ્વામીશ્રી જ્ઞાનજીવનદાસજી પણ સાત સાધુના સંઘ સાથે જૂનાગઢથી ન નીકળ્યા હોત તો જૂનાગઢ દેશ પણ ગુણાતીત વાતોના પડછંદાથી સદા જાગ્રત રહ્યો હોત. પરંતુ કાળના પરિબળને કારણ બનાવી, આ બન્ને વિભૂતિઓને સંસ્થા છોડવી પડી તે તો ફક્ત ભવિષ્યમાં શ્રી અક્ષર પુરુષોત્તમનો દિગંતમાં દિગ્વિજય કરવા માટે જ !

જૂનાગઢથી આ સાત સાધુ નીકળી બોચાસણ ગયા. ખાસ

જ્ઞાનજી મહારાજને પાછા બોલાવવા પ્રયાસ

કરીને સાધુ જ્ઞાનજીવનદાસજીના જવાથી, સ્વામી ચતુર્ભુજદાસજીને દુઃખ થયું. આવા વૈરાગ્યવાન અને ભક્તિનિષ્ઠાવાળા સાધુ, પોતાના મંડળની શોભારૂપ, આમ મંડળમાંથી નીકળી બીજે જાય, તે તેમને રુચ્યું નહિ. જો કે મંડળના મુખ્ય સ્વામી કૃષ્ણચરણદાસજી તો તેમાં રાજી હતા. સ્વામી ચતુર્ભુજદાસજીએ 'જ્ઞાનજી' મહારાજના મોટાભાઇ કમળશીભાઇને પત્ર લખી જૂનાગઢ તેડાવ્યા. રાજકોટ જઇ અદાશ્રીને સમજાવી, 'જ્ઞાનજી' મહારાજને પાછા લઇ આવવા તેમને સૂચના કરી.

કમળશીભાઇ રાજકોટ આવ્યા અને અદાશ્રીને ઘેર ઉતારો કર્યો. અદાશ્રી તેમના આવવાનો મર્મ સમજી ગયા. કમળશીભાઇને તેમણે સ્વામી અક્ષર અને મહારાજ પુરુષોત્તમ છે, એ નિષ્ઠાની ઘણી વાતો કરી, અત્યંત શાંતિ પમાડી દીધી. પછી અદાશ્રીએ તેમને કહ્યું, 'તમો જૂનાગઢ જઇ બાલમુકુન્દ સ્વામીને આ વાત કહેજો. સ્વામી અંતર્યામિ છે એટલે ભવિષ્યનું બધું જાણે છે તે તમને બધી વાત કહેશે.'

કમળશીભાઇને સંતોષ થયો. તેમણે જૂનાગઢ આવી બાળમુકુન્દદાસ સ્વામી તથા કૃષ્ણચરણદાસ સ્વામીને અદાશ્રીની કહેલી વાત કરી, ત્યારે બાલમુકુન્દદાસ સ્વામી બહુ જ વિચાર કરી બોલ્યા, 'અક્ષર પુરુષોત્તમની શુદ્ધ ઉપાસનાનું કાર્ય કરી, સમગ્ર બ્રહ્માંડમાં સ્વામિનારાયણ ધર્મની ધજા ફરકાવવી, તે કાર્ય શાસ્ત્રીજી મહારાજ તથા સ્વામી જ્ઞાનજીવનદાસજી, આ બન્ને સદ્ગુરુઓ પાસે મહારાજ અને સ્વામીને કરાવવું છે. તેમની ઇચ્છાથી જ આ હકીકત બની છે. માટે જે થયું છે તે સારા માટે થયું છે.' એમ કહી કમળશીભાઇને આશીર્વાદ આપી ઘેર મોકલ્યા.

× × ×

રાજકોટમાં શ્રી કૃષ્ણજી અદાને, આ મંડળ જૂનાગઢથી આવ્યું

અને તેમણે ઉતારો આપ્યો એટલે રાજકોટના મંદિર તરફથી ઉપાધિ થઈ. બાલમુકુંદદાસ સ્વામીના શિષ્ય ઇન્દ્રજીભાઇને રાજકોટ મંદિરના કોઠારી તરફથી કહેવામાં આવ્યું કે 'તમો અહાને જઇને કહી આવો કે તમારે મંદિરમાં દર્શન કરવા ન આવવું.' ત્યારે તેમણે કહ્યું 'હું દર્શન કરવા ન આવવાનું કહેવા જઇશ નહિ. કહો તો દર્શન કરવા રોજ આવજો એવું કહી આવું.' આ ફરમાનથી અહાશ્રી ચલાયમાન થયા નહિ. પરંતુ આ ફરમાનથી રાજકોટ મંદિરનું સભાસ્થાન સૂનું પડયું. અહાશ્રીના આવવાથી જે પ્રશ્નઉત્તરની રમઝટ ચાલતી અને બ્રહ્મજ્ઞાનનું નિરૂપણ થતું, તે હવે બંધ થઈ ગયું. આ ખોટ દરેકને જણાવા લાગી. પરંતુ રાગદ્વેષના અતિ ઉપાડને લીધે માયાને કોઈ દબાવી શકયું નહિ.

× × ×

સ્વામીશ્રી જૂનાગઢના સાધુમંડળને લઇને રાજકોટથી નીકળી સારંગપુર પધાર્યા. આ વખતે મંદિરની નવીન જગ્યા મળેલી ત્યાં સૌ કામે જતા. થોરની વાડો કરતા અને સાંજે પીઠા ખાચરને ઓરડે સભા ભરતા. ગામના મોટેરા ઓઘડ ખાચર, રૂખડ ખાચર, નાગજી શેઠ, જગજીવનભાઈ તથા મોહનલાલભાઈ વગેરે, સભામાં આવે અને સ્વામીશ્રી, વિજ્ઞાનદાસ સ્વામીને વાતુ કરવાનું કહે, એટલે તેઓ દિવ્યભાવની વાતો કરતા. સ્વામીશ્રી થોડા દિવસો સારંગપુર રહ્યા અને પછી બોચાસણ પધાર્યા. જૂનાગઢના સંત મંડળને કહેતા ગયા કે, 'તમે રોકાવ.'

સારંગપુરમાં સત્યયુગ

આ સાધુ મંડળ અત્રે રોકાણું. ગામડે ઝોળી માગવા જાય અને કથા વાર્તા કરે. તે વખતે હરિદાસ સ્વામી, કોઠારી શંકર ભગત, અક્ષરપુરુષદાસ સ્વામી, હરિકૃષ્ણદાસજી વગેરે સંતો ત્યાં હતા. તે સાથે જૂનાગઢનું મંડળ સ્વામીશ્રીમાં અપાર હેતવાળું તે પણ હતું. સર્વેને એક જ નિષ્ઠા, એક જ રુચિ—અક્ષર અને પુરુષોત્તમનું સનાતન દિવ્ય અને સર્વોપરી જ્ઞાન પ્રવર્તાવવું, અને એ બે મૂર્તિઓની જગતને

જ્ઞાનજી મહારાજને પાછા બોલાવવા પ્રયાસ

કરીને સાધુ જ્ઞાનજીવનદાસજીના જવાથી, સ્વામી ચતુર્ભુજદાસજીને દુઃખ થયું. આવા વૈરાગ્યવાન અને ભક્તિનિષ્ઠાવાળા સાધુ, પોતાના મંડળની શોભારૂપ, આમ મંડળમાંથી નીકળી બીજે જાય, તે તેમને રુચ્યું નહિ. જો કે મંડળના મુખ્ય સ્વામી કૃષ્ણચરણદાસજી તો તેમાં રાજી હતા. સ્વામી ચતુર્ભુજદાસજીએ 'જ્ઞાનજી' મહારાજના મોટાભાઇ કમળશીભાઇને પત્ર લખી જૂનાગઢ તેડાવ્યા. રાજકોટ જઇ અદાશ્રીને સમજાવી, 'જ્ઞાનજી' મહારાજને પાછા લઇ આવવા તેમને સૂચના કરી.

કમળશીભાઇ રાજકોટ આવ્યા અને અદાશ્રીને ઘેર ઊતારો કર્યો. અદાશ્રી તેમના આવવાનો મર્મ સમજી ગયા. કમળશીભાઇને તેમણે સ્વામી અક્ષર અને મહારાજ પુરુષોત્તમ છે, એ નિષ્ઠાની ઘણી વાતો કરી, અત્યંત શાંતિ પમાડી દીધી. પછી અદાશ્રીએ તેમને કહ્યું, 'તમો જૂનાગઢ જઇ બાલમુકુન્દ સ્વામીને આ વાત કહેજો. સ્વામી અંતર્યામિ છે એટલે ભવિષ્યનું બધું જાણે છે તે તમને બધી વાત કહેશે.'

કમળશીભાઇને સંતોષ થયો. તેમણે જૂનાગઢ આવી બાળમુકુન્દદાસ સ્વામી તથા કૃષ્ણચરણદાસ સ્વામીને અદાશ્રીની કહેલી [illegible] કરી, ત્યારે બાલમુકુન્દદાસ સ્વામી બહુ જ વિચાર કરી [illegible] 'અક્ષર પુરુષોત્તમની શુદ્ધ ઉપાસનાનું કાર્ય કરી, સમગ્ર [illegible]માં સ્વામિનારાયણ ધર્મની ધજા ફરકાવવી, તે કાર્ય શાસ્ત્રીજી મહારાજ તથા સ્વામી જ્ઞાનજીવનદાસજી, આ બન્ને સદ્‌ગુરુઓ પાસે મહારાજ અને સ્વામીને કરાવવું છે. તેમની ઇચ્છાથી જ આ હકીકત બની છે. માટે જે થયું છે તે સારા માટે થયું છે.' એમ કહી કમળશીભાઇને આશીર્વાદ આપી ઘેર મોકલ્યા.

× × ×

રાજકોટમાં શ્રી કૃષ્ણજી અદાને, આ મંડળ જૂનાગઢથી આવ્યું

અને તેમણે ઉતારો આપ્યો એટલે રાજકોટના મંદિર તરફથી ઉપાધિ થઈ. બાલમુકુંદદાસ સ્વામીના શિષ્ય ઇન્દ્રજીભાઈને રાજકોટ મંદિરના કોઠારી તરફથી કહેવામાં આવ્યું કે 'તમો અહીંને જઈને કહી આવો કે તમારે મંદિરમાં દર્શન કરવા ન આવવું.' ત્યારે તેમણે કહ્યું 'હું દર્શન કરવા ન આવવાનું કહેવા જઇશ નહિ. કહો તો દર્શન કરવા રોજ આવજો એવું કહી આવું.' આ ફરમાનથી અહીંશ્રી ચલાયમાન થયા નહિ. પરંતુ આ ફરમાનથી રાજકોટ મંદિરનું સભાસ્થાન સૂનું પડયું. અહીંશ્રીના આવવાથી જે પ્રશ્નઉત્તરની રમઝટ ચાલતી અને બ્રહ્મજ્ઞાનનું નિરૂપણ થતું, તે હવે બંધ થઈ ગયું. આ ખોટ દરેકને જણાવા લાગી. પરંતુ રાગદ્વેષના અતિ ઉપાડને લીધે માયાને કોઈ દબાવી શક્યું નહિ.

× × ×

**સારંગપુરમાં સત્યયુગ**

સ્વામીશ્રી જૂનાગઢના સાધુમંડળને લઈને રાજકોટથી નીકળી સારંગપુર પધાર્યા. આ વખતે મંદિરની નવીન જગ્યા મળેલી ત્યાં સૌ કામે જતા. થોરની વાડો કરતા અને સાંજે પીઠા ખાચરને ઓરડે સભા ભરતા. ગામના મોટેરા ઓઘડ ખાચર, રૂખડ ખાચર, નાગજી શેઠ, જગજીવનભાઈ તથા મોહનલાલભાઈ વગેરે, સભામાં આવે અને સ્વામીશ્રી, વિજ્ઞાનદાસ સ્વામીને વાતુ કરવાનું કહે, એટલે તેઓ દિવ્યભાવની વાતો કરતા. સ્વામીશ્રી થોડા દિવસો સારંગપુર રહ્યા અને પછી બોચાસણ પધાર્યા. જૂનાગઢના સંત મંડળને કહેતા ગયા કે, 'તમે રોકાવ.'

આ સાધુ મંડળ અને રોકાણું. ગામડે ઝોળી માગવા જાય અને કથા વાર્તા કરે. તે વખતે હરિદાસ સ્વામી, કોઠારી શંકર ભગત, અક્ષરપુરુષદાસ સ્વામી, હરિકૃષ્ણદાસજી વગેરે સંતો ત્યાં હતા. તે સાથે જૂનાગઢનું મંડળ સ્વામીશ્રીમાં અપાર હેતવાળું તે પણ હતું. સર્વેને એક જ નિષ્ઠા, એક જ રુચિ–અક્ષર અને પુરુષોત્તમનું સનાતન દિવ્ય અને સર્વોપરી જ્ઞાન પ્રવર્તાવવું, અને એ બે મૂર્તિઓની જગતને

ઓળખાણ કરાવવી–હોવાથી બધાને ખૂબ આનંદ આવતો. સત્યયુગ હોય એવું લાગતું. સ્વામીશ્રીની આજ્ઞા પ્રમાણે સવારે થોરની વાડ કરવા સૌ જતા અને સાંજ સુધી કામમાં રોકાતા. સૌને અપાર આનંદ, સુખ અને કેફ વર્તતા હતા.

જૂનાગઢી સાધુઓ બોચાસણમાં

સં. ૧૯૬૭ ના શ્રાવણ શુદ ૧૫ નો સમૈયો સ્વામીશ્રીએ બોચાસણમાં અતિ ધામધૂમથી કરવા નક્કી કર્યું. જૂનાગઢથી સંતો આવ્યા છે, તેમને તેડાવીને, આ જૂનાગઢનું મંડળ આવ્યું છે, તો સૌ પધારશો, એવા આગ્રહભર્યા પત્રો ગામેગામ સ્વામીશ્રીએ લખાવ્યા. સ્વામીશ્રીએ સારંગપુર પણ પત્ર લખ્યો કે જૂનાગઢી સંતો તમામ બોચાસણ સમૈયે પધારે. સારંગપુર આ પત્ર મળ્યો એટલે આ સાત સાધુનું મંડળ ત્યાંથી નીકળ્યું. સ્વામીશ્રી તે વખતે આણંદમાં બિરાજમાન હતા. નારાણભાઈ જોરાભાઈને ઘેર તેમનો ઊતારો હતો. સ્વામીશ્રીએ મોતીભાઈને કહ્યું, 'આજે જૂનાગઢવાળા સ્વામી વિજ્ઞાનદાસજી, જ્ઞાનજી સ્વામી વગેરે સાત સંતો સારંગપુરથી બોચાસણ આવવા માટે પધારે છે તો તમો સ્ટેશને જઇ તેમને તેડીને અહીં લાવો.'

સ્વામીશ્રીની આજ્ઞા થવાથી મોતીભાઇ ફુલહાર લઇને આણંદના સ્ટેશને ગયા. આ સંતોને ફુલહાર કરી, દંડવત્ કર્યા. જડભરત જેવી સિદ્ધદશાવાળા બ્રહ્માનંદમાં મસ્ત, વિદ્યુત્ શક્તિથી કાર્ય કરનાર, જ્ઞાનજી મહારાજને, સૌના પોટલા ઊચકી ત્વરાથી ગાડીઓમાં ગોઠવી દેતા, મુખ પર અખંડ હાસ્યની રેખા ફરકાવતા, જાણે અક્ષરધામ પોતે જ હસ્તગત કર્યું હોય, એવા કેફમાં વર્તતા જોઈ, મોતીભાઇ તથા સાથેના મંડળને અતિ આશ્ચર્ય થયું! તેમને થયુ, 'આ સાધુ આ લોકના તો નથી જ. ધામમાંથી મહારાજે સ્વામીશ્રીના કાર્યમાં મદદ કરવા જ આ વિભૂતિને પૃથ્વી ઉપર મોકલી લાગે છે.'

સાધુમંડળ નારણભાઇને ઘેર આવ્યું. સ્વામીશ્રી ઊભા થઇને તેમને મળ્યા અને પોતાના અંતરના વ્હાલા સગા આવ્યા હોય તેવું

હેત બતાવ્યું. આ મંડળને પણ સ્વામીશ્રી પ્રત્યે અત્યંત પૂજ્યભાવ અને ભક્તિનિષ્ઠા હતી. તેમાં ય પણ હરિભક્તોનો પોતા પ્રત્યેનો આવો પ્રેમ જોઇ, સૌને અત્યંત આનંદ થયો. આમ સુમેળ સારો સધાયો.

નારણભાઈએ આ સર્વોપરી મંગળ પ્રસંગે સુંદર રસોઈ કરાવી અને ગામના હરિભક્તોને પણ આમંત્રણ આપી, પોતાને ઘેર સમૈયો કર્યો. નારણભાઇ અપૂર્વ સેવાભાવી અને સ્વામીશ્રી પ્રત્યે અત્યંત નિષ્ઠાવાળા ભક્તરાજ હતા. પોતાની વ્યાવહારિક ગુંચનો ન ઉકેલી શકાય એવો ઉકેલ સ્વામીશ્રીએ લાવી દીધો હતો એટલે સ્વામીશ્રીમાં તેમને અખૂટ શ્રદ્ધા અને વિશ્વાસ હતા. તેમના આલિશાન મકાનમાં સ્વામીશ્રીનો ઊતારો હંમેશા રહેતો. તેમના પુત્ર મણીભાઇ પણ સ્વામીશ્રીની સેવામાં ખડે પગે સદા તત્પર રહેતા.

આણંદથી શ્રાવણ શુદ ૧૩ ના દિવસે બપોરની પોણા ત્રણની ગાડીમાં નીકળી પેટલાદ ઊતરી બોચાસણથી ગાડા મંગાવ્યા હતા, તેમાં બેસીને બોચાસણ, સ્વામીશ્રી તથા આ સંત મંડળ આવ્યું. આશરે પાંચ હજાર હરિભક્તોનો સમૂહ આ સમૈયે આવ્યો હતો. સભામાં સૌએ વાતો કરી. પછી સ્વામીશ્રીએ ઉપસંહાર કરતા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિના સંસ્કારોને દૃઢ કરાવે તેવી વાતો કરી અને કહ્યું, 'જૂનાગઢનું મંડળ આવ્યું છે તે આપણને પુષ્ટિ મળી છે. હવે સારંગપુરનું મંદિર આપણે ચોક્કસ કરવું છે.' એમ જાહેર કર્યું. ગુજરાત, કાનમ અને વાંકળના તમામ હરિભક્તો ઘણા જ રાજી થયા. સ્વામી વિજ્ઞાનદાસજી, સ્વામી જ્ઞાનજીવનદાસજી વગેરે સંતોને અતિ આનંદ થયો. કથાવાર્તા જ જેમનું જીવન છે, એવા આ સંતોને લાગ્યું કે 'આપણે હવે ખરા ઠેકાણે આવ્યા. અહીં આપણા અંગને પોષણ મળશે.' શ્રીજીના સમયના વાતાવરણનો ખ્યાલ આપે તેવો આ સમૈયો અદ્‌ભુત ઉજવાયો.

× × ×

સ્વામીશ્રી બોચાસણ સમૈયો કરી સીધા સારંગપુર જવાના હતા.

કોસીન્દ્રાના કલ્યાણ ઠારને નવજીવન આપ્યું.

પરંતુ કોસીન્દ્રામાં હરિભક્ત કલ્યાણ ઠારને અતિશય માંદગી થઈ ગઈ એટલે સ્વામીશ્રીને તેડવા માણસ આવ્યો. ભક્તવત્સલ સ્વામીશ્રી પોતાના બીજા કામ રોકી, કોસીન્દ્રા જવા માટે તૈયાર થયા. નિર્ગુણદાસ સ્વામી, યોગેશ્વરદાસ સ્વામી, હરિદાસ ( વૃદ્ધ સાધુ ) તથા નાના વાસુદેવ સ્વામી વગેરેને સારંગપુર મોકલ્યા. પોતે તથા સ્વામી મહાપુરુષદાસજી કોસીન્દ્રા જવા માટે પ્રથમ બોરસદ આવ્યા.

અત્રે ભક્તરાજ ડૉ. નાથાભાઈ બાબરભાઇ પટેલના દવાખાને સ્વામીશ્રી પધાર્યા અને તેમને કોસીન્દ્રા સાથે આવવા કહ્યું. નાથાભાઇએ સ્વામીશ્રીને કહ્યું, 'તેની દવા હું જ કરું છું. પરંતુ રોગ અસાધ્ય છે અને કોઇ રીતે મટે તેમ નથી. તેથી જવું નકામું છે.' સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'તમે દવા લઇને આવો તો ખરા. મહારાજ મટાડશે.' નાથાભાઇને ખાત્રી હતી કે હવે કોઈ દવા લાગુ પડે તેમ નથી. તેથી તેમણે એક શીશીમાં ફક્ત રંગીન પાણી સાથે લીધું. સ્વામીશ્રી કોસીન્દ્રા પહોંચ્યા. ડૉ. નાથાભાઇએ કલ્યાણભાઇની નાડી જોઇને કહ્યું, 'આમાં મારો કોઇ ઇલાજ ચાલે તેમ નથી, બચે તેમ મને તો જણાતું નથી. વળી નાડીનું પણ ઠેકાણું નથી.' એટલે સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'તમે મહારાજને સંભારીને દવા આપો. મહારાજ મટાડશે.' એમ કહી સ્વામીશ્રીએ તેના આખા શરીરે હાથ ફેરવ્યો ત્યાં તો તે શુદ્ધિમાં આવ્યા અને સ્વામીશ્રીના સામું જોઇ બે હાથ જોડ્યા. ડોકટરે, પોતાની સાથે જે રંગીન પાણીની શીશી લાવ્યા હતા તેમાંથી, બે ટીપા આપ્યા. સાંજ સુધીમાં કંઇક સારું જણાયું. સાંજે સ્વામીશ્રી નીકળી ગયા અને ડોકટરને બોરસદ મૂકી, પોતે સીધા

સ્વામીશ્રી સારંગપુર પધાર્યા. અહીં પીઠા ખાચરના ઓરડામાં ઠાકોરજીની પટની મૂર્તિ પધરાવવાની હતી. હિંડોળે ઝૂલતા મહારાજ અને આજુબાજુ રઘુવીરજી મહારાજ તથા અયોધ્યાપ્રસાદજી મહારાજ, એ ત્રણ મૂર્તિની પટની મૂર્તિ, ભાઇલીના હરિભક્તે કરાવી હતી. સ્વામીશ્રીએ સારંગપુરમાં મંદિર કરવા જમીન લીધી અને વળી પટની મૂર્તિ પણ હવે પધરાવે છે, એટલે બોટાદમાં ઉહાપોહ થયો અને વિરોધની સભા સૌએ ભરી. પરંતુ એવા વિરોધથી તો આ કાર્ય કાંઈ અટકે તેમ ન હતું.

પીઠા ખાચરના ઓરડામાં પટ મૂર્તિની પ્રતિષ્ઠા

મૂર્તિ પ્રતિષ્ઠાના દિવસે પ્રતિષ્ઠા વિધિ કરાવવા તથા રસોઈ કરવા માટે કોઈ બ્રાહ્મણ આવે નહિ, એવી તકેદારી વિરોધિઓએ રાખી હતી. ખસના બ્રાહ્મણ હરિભક્ત ભવાનીશંકરભાઈ, જેમને જૂના મંદિર તરફથી હનુમાનજીના પૂજારી તરીકે વર્ષાસન બાંધી આપ્યું હતું, તેમણે આ વખતે સ્વામીશ્રીનો ખરો પક્ષ રાખ્યો. વર્ષાસનનો ત્યાગ કરી સ્વામીશ્રીની સેવામાં તેઓ જોડાઈ ગયા. સ્વામીશ્રીએ પ્રતિષ્ઠા નિમિત્તે એક મણનો કંસાર ભવાનીશંકરભાઈ પાસે કરાવ્યો હતો અને ગામમાં ઘર દીઠ એક એક જણને જમવાનું આમંત્રણ આપ્યું હતું. પણ પછી તો આખું ગામ એક મણના કંસારમાંથી જમાડયું. આથી સૌને સ્વામીશ્રીની પ્રતાપની ઝાંખી થઈ! ભવાનીશંકરભાઈને પણ સ્વામીશ્રીનો અદ્‌ભુત મહિમા સમજાયો. જીવનપર્યંત સ્વામીશ્રીની સેવા કરવાનો તેમણે ઠરાવ કરી લીધો.

સારંગપુરમાં ધીરે ધીરે સાધુ તથા પાર્ષદો સ્વામીશ્રી વધારતા ગયા અને કામ પૂરજોશમાં શરુ થયું. મંદિરના પાયાનું ખાત-મુહૂર્ત મુક્તરાજ ઇશ્વરભાઈ પ્રભુદાસના શુભ હસ્તે સ્વામીશ્રીએ કરાવ્યું.

આ મંદિરના કામકાજમાં સાધુઓને જે મુશ્કેલીઓ-પડી તેનું તો વર્ણન થઈ શકે તેમ જ નથી. પરંતુ શુદ્ધ ઉપાસના પ્રવર્તાવવામાં આ મુશ્કેલીઓને નહિવત્ ગણનાર સંતો તથા પાર્ષદો સદા તેમને

મળેલી આ દિવ્ય સેવામાં મસ્ત રહેતા. સાધુઓને રસોઇ કરવામાં પૂરતા વાસણો પણ ન હતા. એટલે ઘાસલેટના ડબ્બાને કાપીને તેમાં ખીચડી રાંધતા. કોઇ વખત આશાભાઇ તથા ઇશ્વરભાઇ વાસણો લેવા પૈસા લાવતા તો કોઠારી શંકર ભગત તેનો ઉપયોગ દાડિયાને ચડેલી દાડી આપવામાં કરી નાખતા. પોતા માટે તો જેમ તેમ, જેવું તેવું, ચલાવી લેવામાં જ આનંદ માણતા. ઝોળી માંગવા જનાર સાધુઓને બાજરાનો લોટ તો ભાગ્યે જ મળતો. ગઢડાના સાધુઓએ તથા ગામેગામનાં હરિભક્તોએ, આજુબાજુના ગામોમાં પ્રચાર કર્યો હતો કે આ સાધુઓને કાંઇ પણ ન આપવું. તેથી છાશ પણ ભાગ્યે જ મળતી. કેટલાક કહેતા, 'અહીં મંદિર તો શું થાય પણ ઠાકરદ્વારો થશે.' એટલે કોઠારી પ્રભુદાસ જવાબ દેતા, 'અહીં તો સર્વોપરી મંદિર થશે અને શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજ મધ્ય મંદિરમાં બિરાજશે.' પણ આ વાતની પ્રતીતિ એ વખતે કોને થાય ? જ્યાં એક એક દોકડા માટે પણ વિચાર કરવાનો રહેતો હોય, કોઇનો પણ સહકાર ન હોય અને ઊલટો વિરુદ્ધ પ્રચાર હોય, ત્યાં આવું મોટું મંદિર સંભવી શી રીતે શકે ? છતાં શ્રીજી મહારાજનો એ સંકલ્પ હતો અને સ્વામીશ્રીનું કાર્ય હતું. એટલે સર્વની આંખ ઉઘડી જાય એવું મંદિર થવાનું નિર્માણ થયું હતું.

× × ×

જૂનાગઢના સંત મંડળને સ્વામીશ્રીએ બોચાસણના શ્રાવણ શુદ ૧૫ના સમૈયા બાદ, ચાણસદ મોકલ્યું ચાણસદ એક વર્ષ આ સંત મંડળ રહ્યું. બાલમુકુન્દદાસ સ્વામીની દવા અત્રે શરુ કરી. સ્વામીશ્રી વારંવાર પધારતા અને કથા વાર્તાનું સુખ આપતા. અત્રે મનસુખલાલ વૈદરાજ તથા હરખા પટેલ તથા ગલભાઈ વગેરે સેવા સારી કરતા. કોઈ કોઈ વખત પૂજાજી બાપુ પણ ચાણસદ પધારતા અને વાતુ કરી સૌને આનંદ કરાવતા. આમ ગુણાતીત બાગ દિન દિન પ્રત્યે વૃદ્ધિ પામતો જતો હતો. પછી આ સંત મંડળ સોખડા ગયું.

સ્વામીશ્રી તથા નિર્ગુણદાસ સ્વામી, બોચાસણ વસંત પંચમીના

સમૈયો કરી બોરસદ પધાર્યા. સ્વામીશ્રી બોરસદમાં ડૉ. નાથાભાઇને ઘેર ઊતર્યા. ડાકટર પોતે જ્ઞાનપિપાસુ હતા અને પોતાનો ઘણોખરો સમય ગુણાતીત જ્ઞાનનાં અધ્યયનમાં જ ગાળતા. સ્વામીશ્રીએ પણ તેમને જ્ઞાન વાતોથી સંતોષ પમાડયો.

એક પ્રસંગે ડાકટરે પ્રશ્ન પૂછયો, 'ભગવાનની જે કર્તુંમ્ શક્તિ, અકર્તુંમ્ શક્તિ અને અન્યથા કર્તુંમ્ શક્તિ, આવા જે મોટા પુરુષ તેની પાસે હોય કે નહિ?' એટલે સ્વામીશ્રીએ કહ્યું, "ભગવાન પોતાની એ ત્રણે શક્તિ મોટા પુરુષ દ્વારા વાપરે છે. ગઢડામાં મંદિર કરવા જમીન મેળવવા માટે, તે મંદિર કરવામાં એક જ વ્યક્તિ મોટી રકમ આપે તે માટે, અને અક્ષર પુરુષોત્તમનો ગ્રંથ કરવા માટે, ભગવાન પોતાની એ શક્તિ વાપરશે અને તે સર્વે જગત જાણશે." એટલી વાત કરીને સ્વામીશ્રીએ ડૉકટર તરફ જોઈ એક સૂચક હાસ્ય કર્યું.

તે જ વર્ષના ફાગણ માસમાં મોટા રણછોડ ભક્ત, (શ્રી જાગા ભક્ત સ્વામીના શિષ્ય) જાદવ ભક્ત અને નારણ ભક્ત, જૂનાગઢથી નીકળી અમદાવાદ હરિજયંતિ કરી બોચાસણ ચૈત્ર શુદ ૧૫ ના સમૈયા ઉપર આવ્યા. આ સ્થાન પ્રભુ ભજવામાં સાનુકૂળ લાગ્યું એટલે અહીં જ સ્વામીશ્રીના મંડળમાં રહેવાનું તેમણે નક્કી કર્યું. આમ સ્વામીશ્રીને એક પછી એક ગુણાતીત જ્ઞાનના મહારથિઓનો સહકાર મળતો ગયો.

**ચતુર-પુરુષોત્તમની જોડી**

અન્નકૂટનો સમૈયો સ્વામીશ્રીએ બોચાસણ કર્યો. ઠાકોરજીની આરતી પછી સ્વામીશ્રી સભામાં પધાર્યા. સોજીત્રાના ચતુરભાઇએ બોચાસણના મહિમાનું સ્વરચિત કીર્તન તુરત જ શરુ કર્યું :—

'મેં નિરખ્યા બોચેશ્વરમાં સુખકારી રે....'

એ કીર્તન સાંભળી સ્વામીશ્રી અત્યંત રાજી થયા અને શ્રીજી સ્વામીનો મહિમા પ્રવર્તાવવા માટે આવા કીર્તનો બનાવવાની સ્વામીશ્રીએ આજ્ઞા

કરી. ચતુરભાઈ તથા પુરુષોત્તમભાઈ બન્ને સ્વામીશ્રીના તે સમયના અનન્ય અને અગ્રગણ્ય શિષ્ય હતા અને સેવા સમાગમમાં સદા તત્પર રહેતા. ચતુરભાઈને સ્વામીશ્રીનો ખૂબ જ મહિમા હતો. પોતે પોલીસ ખાતાના ઉચ્ચ અધિકારના ગણવેશમાં ( અં. યુનિફોર્મ ) હોય તોપણ હમેશા સ્વામીશ્રીને ગમે ત્યાં પણ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ જ કરતા. સર્વોપરી બોચાસણ ધામ, સર્વોપરી શ્રી અક્ષરપુરુષોત્તમ મહારાજની મધ્ય મંદિરે બિરાજતી મૂર્તિઓ, અને તે મૂર્તિના સર્વોપરી સ્થાપક અને ધારક સ્વામીશ્રી, આ ત્રણેના અપૂર્વ મહિમાના સર્વોપરી કીર્તનો તેમણે બનાવ્યા હતા. બોચાસણ ધામ માટેનું તેમનું કીર્તન :—

'ચાલો ચાલોને હાં હાં રે ચાલો ચાલોને
બોચાસણ ધામ દર્શન કરવાને.
રૂડો રૂડો રે હાં હાં રે રૂડો
સમય મળ્યો છે આજ દર્શન કરવાને.
બોચાસણમાં મંદિર મોટું, ગગન શિખર ગર્જાય રે;
શોભા તેની શી કહું એ તો મુખે કહી નવ જાય.
....દર્શન કરવાને'

સર્વોપરી સ્વામીશ્રીજીની મૂર્તિઓ માટેનું તેમનું કીર્તન :—

'આજે બોચાસણમાં શ્રીહરિ પધારીયા રે' તથા

'મેં નિરખ્યા બોચેશ્વરમાં સુખકારી રે'

અને સર્વોપરી સ્વામીશ્રી માટેનું તેમનું ગુણાષ્ટક તો સમગ્ર સત્સંગમાં જાણીતું છે :—

'બાલ્યાવસ્થા છતાં કીધો ગૃહકુટુંબની આદિના ત્યાગને,
શોધી સદ્‌ગુરુને પ્રસન્ન કરી પામ્યા એથી વિજ્ઞાનને;
દ્યો છો મોક્ષ મુમુક્ષુને ફરી ફરી દેશાંતરે બોધથી,
એવા યજ્ઞપુરુષદાસ તમને પાયે નમું પ્રીતથી.

ચતુરભાઈ અને પુરુષોત્તમભાઈની વીરલ જોડી, સ્વામીશ્રીમાં અનન્ય ભાવે જોડાયેલી, સત્સંગમાં સેવા અને એકનિષ્ઠાના પાઠ સર્વને આપતી હતી.

નારાયણ સ્વામી જેવા નિષ્કામી કરી દઉં

જમી રહ્યા પછી સ્વામીશ્રીએ સંતોની સભામાં કહ્યું, 'સારંગપુરનો ભંડાર કરવા કોઈ જવા તૈયાર થાય તો તેને નારાયણ મુનિ જેવા નિષ્કામી કરી દઉં.' સ્વામીશ્રીનું આ વચન સાંભળી સૌ સંતો વિચારમાં પડી ગયા. સારંગપુરમાં કારખાનાનું કામ એટલે રોટલા ઘડવાનું કામ ચાલે, વળી ઝોળી માંગતા પૂરતું મળે પણ નહિ, પૈસાનું તો ઠેકાણું જ નહિ. એવા કપરા સંજોગોમાં કાઠિયાવાડના સૂકા દેશમાં આવું કઠિન તપ કરવા કોણ જાય ? સ્વામીશ્રીએ તો આ બીડું મૂક્યું. પરંતુ ઝડપે કોણ ? એકાએક હરિકૃષ્ણદાસ સ્વામીએ કહ્યું, 'સ્વામીશ્રી ! આપની આજ્ઞા છે તો હું સારંગપુર જઇશ.' સ્વામીશ્રી આથી બહુ જ રાજી થયા અને તેમને માથે બે હાથ મૂકીને આશીર્વાદ આપ્યા. ભંડારી સાધુ નારાયણ મુનિની અખંડ નૈષ્ટિક બ્રહ્મચર્યની સ્થિતિનો સ્વામીશ્રીના આ શબ્દોથી સૌને ખ્યાલ આવ્યો અને તેમનો મહિમા સૌને સમજાયો !

અમદાવાદથી આ અન્નકૂટના સમૈયા ઉપર ભવાનભાઇ તથા તેમના પુત્ર કાળુભા બાપુ આવ્યા હતા. સ્વામીશ્રીની રજા લેવા માટે કોઠારના ઓરડામાં તેઓ આવ્યા. સ્વામીશ્રીએ તેમને પૂછ્યું, 'આટલી ઉતાવળ કેમ કરો છો ?' એટલે તેમણે કહ્યું, 'સ્વામી ! આ કાળુભા જવાની ઉતાવળ કરે છે. મેં તો તેને આપને ખોળે સોંપ્યો છે તો આપ તમારો કરીને તેને રાખશો.' ભવાનભા બાપુના આ વચન સાંભળી સ્વામીશ્રી હસ્યા. ભવાનભા બાપુને સ્વરૂપનિષ્ઠા અતિ દૃઢ હતી. એવી દૃઢ સ્વરૂપનિષ્ઠાના યોગે, સ્વામીશ્રીનો પક્ષ પણ તેમને ખૂબ જ હતો. સ્વામીશ્રીને પણ તેમને વિષે અત્યંત પ્રેમ હતો. સ્વામીશ્રીએ તેમને શાંતિ પમાડતા કહ્યું, 'બાપુ ! આ કાળુભા તો પૂર્વના મુક્ત છે અને અમારી સેવા કરવા માટે જ આપને ઘેર જન્મ ધર્યો છે. માટે તમો એમની ચિંતા

રાખશો નહિ.' તે જ રાત્રે મહારાજે તેમને દર્શન દીધા અને કહ્યું, 'જે છે તે બધું અહીં જ છે. મારી સર્વોપરી ઉપાસનાનું આ જ મુખ્ય ધામ છે. માટે મુઝવણ ન રાખશો અને રોકાજો, મહારાજની આજ્ઞાનુસાર તેઓ બાપુ સાથે રોકાયા અને સ્વામીશ્રીની તત્ત્વે સહિત નિષ્ઠા દૃઢ કરી. આવા અપૂર્વ પ્રતાપથી સમૈયાઓ ઉજવાયે જતા.

× × ×

મહારાજ વર અને સ્વામી અણુવર

સં. ૧૯૬૯ ના કાર્તિક શુદ ૧૫ નો સમૈયો બોચાસણમાં ભરપટે ભરાયો. સ્વામીશ્રીના વધતા જતા પ્રભાવથી, ગુજરાત અને સૌરાષ્ટ્રમાંથી પણ ઘણા હરિભક્તો આ સમૈયે આવ્યા. સૌરાષ્ટ્રમાં ફરતા સ્વામી વિજ્ઞાનદાસજી, જ્ઞાનજી મહારાજ, ભગવત્ સ્વરૂપદાસજી, જાદવભક્ત વગેરે મંડળ પણ આવ્યું. પૂજાજી બાપુ તથા મોટા રણછોડભક્ત પણ આ સમૈયે આવ્યા. લગભગ ત્રણથી ચાર હજાર હરિભક્તોના સમુહમાં, નિર્ગુણદાસ સ્વામી, મહાપુરુષદાસ સ્વામી, વિજ્ઞાનદાસ સ્વામી, રણછોડભક્ત, પૂજાજી બાપુ વગેરેએ ઘણી વાતો કરી. ત્યારબાદ સ્વામીશ્રીએ ઉપાસના સંબંધી કેટલાક સિદ્ધાંતોની વાત કરતાં કહ્યું, "ઉપાસના ચોક્ખી સમજાશે ત્યારે જ બ્રહ્મની સ્થિતિનું દેહ બંધાશે. શુદ્ધ ઉપાસનાની સમજણમાં શ્રીજી મહારાજ સર્વોપરી ભગવાન અને સ્વામી અનાદિ મૂળ અક્ષર મૂર્તિ, આ બે સ્વરૂપ યથાર્થ સમજવાના છે. એ બે સ્વરૂપ સમજવામાં જેટલો ફેર પડશે એટલો પ્રાપ્તિમાં ફેર પડી જશે.' પછી વળી સ્વામીશ્રીએ રમૂજ કરતા કહ્યું, "ટૂંકમાં સમજવાનું એટલું છે કે મહારાજ વરને ઠેકાણે છે અને સ્વામી અણુવરને ઠેકાણે છે." એ સાંભળી સર્વ સભા હસી પડી.

સાંજની સભામાં પણ સ્વામીશ્રીએ ફરીથી ઉપાસના સંબંધી ચોખ્ખી વાત કરી "મહારાજ અને સ્વામીની ઉપાસના શુદ્ધ ન સમજાય અને મહિમા કહેવામાં તારતમ્યતા રાખીએ તો રાવણ અને સૂર્પણખાના જેવી ગતિ થાય. રાવણે રામનો દ્રોહ કર્યો અને સીતામાં

મન જોડયું તો હણાયો. સૂર્પણખાએ રામમાં મન જોડયું અને સીતાનો દ્રોહ કર્યો તો ભક્તના દ્રોહથી નાક, કાન કપાયા. એમ ભક્તના દ્રોહથી નાક, કાન કપાય અને વરવા થઈ જવાય અને ભગવાનના દ્રોહથી 'માથું' કપાય. શિશુપાળે શ્રીકૃષ્ણ ભગવાનને સો ગાળ દીધી તેથી ભગવાને માથુ કાપી નાખ્યું. માટે મહારાજ અને સ્વામી, આ યુગલ સ્વરૂપની આપણી ઉપાસના છે, તે યથાર્થ સમજીને મહારાજનો મહિમા કહી સ્વામીનો દ્રોહ કરશે, અને સ્વામીનો મહિમા કહી મહારાજના સ્વરૂપની અવગણના કરશે, તો કલ્યાણના માર્ગમાંથી ભ્રષ્ટ થશે." પછી ચોસઠ પદીના સંત અસંતની વિક્તિના પદો બોલાવ્યા. પછી પોતે ઊઠયા અને જીભાઈ કોઠારી સાથે મોહન ભગત[1] આવ્યા હતા તેમને પોતે પહેરેલો હાર કાઢી પહેરાવ્યો. એટલે મોહન ભગતે હાથ જોડી કહ્યું, "સ્વામી! મેં રસ્તામાં આવતા જ સંકલ્પ કર્યો હતો કે મને સ્વામી હાર આપે તો સારું." સ્વામીશ્રી તેના તરફ એક દૃષ્ટિ નાંખી હસ્યા. આમ મોહન ભગતનો મનોરથ પૂરો કરી સ્વામીશ્રી પોતાના આસને પધાર્યા.

---

૧. મોહન ભગત : બોચાસણમાં ખાનદેશથી એક હરિભક્ત સાધુ થવા આવ્યા હતા પણ પાછળથી તેના બાપ આવીને તેને ઘેર તેડી ગયા. આથી ખાનદેશી પુરુષોત્તમદાસ સ્વામીએ વિચાર્યું કે આપણે ખાનદેશમાંથી માથા સાટે માથું લેવું. એટલે કે આ ભગત ગયો તો બીજો લઈ આવવો. પોતે તથા તેમના મંડળના સાધુઓ અને અંબારામ ભગત વગેરે સ્વામીશ્રીની આજ્ઞા લઈ, ખાનદેશમાં વર્ષોવર્ષના નિયમ પ્રમાણે ગયા. એકાદ માસ ખાનદેશનાં ગામડાઓમાં ફરી સત્સંગ સંબંધી વાતો કરી નીકળવાનો સમય થયો ત્યારે પુરુષોત્તમદાસ સ્વામીને થયું કે આપણે ભગત સાટે ભગત લેવો હતો પણ તેવો કોઈ મુમુક્ષુ મળ્યો નહિ. બીજે દિવસે તેમને નરડાણાથી ગાડીએ બેસીને ગુજરાતમાં આવવાનું હતું. બધી તૈયારી કરી ગાડામાં બેસવા જાય છે ત્યાં મોઢાડીથી એક છોકરો દોડતો આવ્યો અને ગાડામાં સાધુને જોઈ, હાંફતો હાંફતો પૂછવા લાગ્યો, 'રામદાસ સ્વામી આપલ્યા નાંવ કાય?' પુરુષોત્તમ સ્વામીનું પૂર્વાશ્રમનું નામ રામદાસ હતું અને તેમને ખાનદેશમાં બધા રામદાસ સ્વામીને નામે ઓળખતા હતા. તેમની અપાર સાધુતા અને શ્રીજીસ્વામીનો અપૂર્વ મહિમા અને ભક્તિભાવથી, આખા ખાનદેશમાં તેમના માટે દરેકને બહુ જ પૂજ્યભાવ હતો. આ છોકરો પણ એ નામ સાંભળી નરડાણા આવ્યો. પુરુષોત્તમ સ્વામી તેને જોઈને બોલ્યા, 'માઝા નાંવ રામદાસ સ્વામી. તું કુઠુનસે આલા?' છોકરાએ પોતાની બધી હકીકત કહી કે 'આપનું નામ સાંભળી હું તો આપની સાથે આવવા માટે દોડતો આવ્યો છું.' પુરુષોત્તમ સ્વામી તથા અંબારામ ભગત બન્ને રાજી થયા અને કહ્યું,

એટલી વાત કરીને વળી બોલ્યા, "એક વખત સંસારનો ત્યાગ કર્યો પછી સંસાર સંબંધી સંકલ્પ જ ન થવા દેવો. સાચો ત્યાગી કોને કહીએ તો જે પદાર્થનો ત્યાગ કર્યો તેનો પાછો કોઈ દિવસ મનમાં સંકલ્પ પણ ન થાય, જેમ વિષ્ટાનો ત્યાગ કર્યો છે તેનો પાછો સંકલ્પ થતો નથી, તેમ સંકલ્પ ન થાય.[1] જેને જગતના કે પદાર્થના સંકલ્પ થાય છે તે તો પોતાનું જે ભૂવન અક્ષરધામ એ ભૂલ્યો છે અને જેમ દીશાભોડ થઈ હોય અને ભાન વગરનો થઈ ચારે કોર આંટા મારે અને અથડાય, તેમ એવાની ગતિ પણ અંતે એવી જ થાય છે. ધન, સ્ત્રી અને પુત્રને ત્યાગીને જે આવે અને પાછો વાસનાથી જગતમાં જોડાય તો તેણે બહુ મોટી ખોટનો ધંધો કર્યો કહેવાય." તે ઉપર તુલસીદાસની સાખી બોલ્યા કે :—

'સાધુ થઈ સર્વ જગત તજ્યો, ફેર પડે ફંદમાંઈ
તુલસી એસા પતીતકા, દર્શનકે ફલ નાહિં.'

"માટે આગળ જે મોટા પરમહંસો મહારાજના વખતમાં થઈ ગયા તેના આખ્યાન વિચારવા કે કેવો ત્યાગ રાખ્યો, તપ કરીને શરીર બાળી નાખ્યું, માન અપમાન સહન કર્યાં, સ્ત્રી ધનનો ત્યાગ કર્યો. એવા મોટાના વંશના આપણે છીએ તો તેમના જેવા વર્તન રાખીએ તો જ સાધુતા ગણાય." એટલી વાત કરીને સૌને કહ્યું, 'હવે નાહવાનો વખત થઈ ગયો છે માટે સૌ નાહવા જાઓ.' ત્યાગ વૈરાગ્યની ખુમારી ચઢાવે તેવી વાતો સાંભળીને સૌ સંતોએ એમ વર્તવાનો વેગ લગાડી દેવા દૃઢ નિશ્ચય કર્યો. જો કે સ્વામી મહાપુરુષદાસજી, પુરુષોત્તમ સ્વામી, નારાયણ મુનિ, વિજ્ઞાનદાસ સ્વામી, જ્ઞાનજી મહારાજ, અક્ષરપુરુષદાજી, નિર્ગુણદાસજી, ગોવિન્દ સ્વામી, માનત સ્વામી,

'આપણો સંકલ્પ ભગતજી મહારાજે પૂરો કર્યો. આ છોકરો એમણે જ મોકલ્યો લાગે છે.' તે છોકરો એ જ આ મોહન ભગત. મૂળ ખાનદેશમાં ગીધાડા ગામના તેઓ વતની. બોચાસણ આવીને સ્વામીશ્રી પાસે તેને લાવ્યા ત્યારે સ્વામીશ્રીએ તેને જોઇને કહ્યું 'આ તો અહીં કમાવા આવ્યો છે.'

[1] ગ. પ્ર. ૩૮.

સંતદાસજી વગેરે સંતો મહારાજના સમયના પરમહંસોનો ખ્યાલ આપે તેવાં હતાં. છતાં મહારાજના મત પ્રમાણે સ્વામીશ્રી હંમેશાં, ત્યાગ વૈરાગ્ય અતિ દઢ રહે અને શ્રીજી મહારાજના હૃદગત અભિપ્રાય પ્રમાણે રંચ જેટલો પણ આજ્ઞામાં ફેર ન પડે, એટલા માટે ત્યાગ વૈરાગ્યને પોષણ મળે એવી જ વાતો કરતા. સૌ નહાવા ઊઠ્યા.

ગુરુ થવું અને પ્રભુ થવું સૌને ગમે છે.

સાંજની સભામાં પણ સ્વામીશ્રીએ સાધુઓને ત્યાગ વરાગ્ય, ધર્મ, નિયમ દઢ રાખવા ઉપર જ વાત કરી. લોયા–૧૭મું વચનામૃત વંચાવીને કહ્યું, "જેને ભગવાન ભજવા હોય તેને દેહનો અનાદર, દઢ આત્મનિષ્ઠા, પંચ વિષયમાં દઢ વૈરાગ્ય અને મહાત્મ્યે સહિત ભગવાનની ભક્તિ, આટલા તો અવશ્ય જોઇએ. એટલા વાના હોય ત્યારે જ તેનો ત્યાગ પાર પડે અને તેને કદી દેશકાળ ન લાગે. આ ચાર ગુણ જેમાં ન હોય તેનો વિશ્વાસ ન આવે. આ ચાર વાના દઢ શી રીતે થાય ? 'દેહાભિમાને રહિત, વૈરાગ્યે યુક્ત અને ભગવાનનું અલ્પ વચન હોય તેમાં ફેર પડે તો મહદ્ વચનમાં ફેર પડ્યો હોય તેમ માનતા હોય એવા ભગવદ્‌ભક્ત મોટા સાધુ, તે સંગાથે પોતાના જીવને જડી, તેના વચનમાં મન, કર્મ, વચને વર્તીએ અને વિષયના સંબંધથી તો છેટે જ રહીએ પણ એનો સંબંધ પોતાના નિયમનો ત્યાગ કરીને થવા ન દઈએ,[૧] એવી રીતે જો વર્તાય તો એ ચારે ગુણ સિદ્ધ થઇ જાય."

"શ્રીજી મહારાજે મુખ્યત્વે ધર્મ-નિયમને આગળ રાખી બ્રહ્મરૂપ થવાની સરળ રીત પ્રવર્તાવી દીધી છે. ધર્મનિયમ સંબંધી મહારાજના આજ્ઞા વચન, તેમાં જે દઢ વર્તે છે તે જ સાચો ઉપાસક અને નિષ્ઠાવાળો છે. ભગવાનના સ્વરૂપમાં તો અનંત કલ્યાણકારી ગુણો રહ્યા છે. તેથી જેને ભગવાનનો યથાર્થ નિશ્ચય હોય, તેના હૈયામાં તો પ્રભુના ગુણ જરૂર આવે છે. પરંતુ પંચવર્તમાન રૂપ જે ધર્મ તેને

૧. ગ. અં. ૩૮

મૂકીને જ્ઞાનનું કે ભક્તિનું બળ લે છે તે તો ગુરુદ્રોહી અને વચનદ્રોહી છે અને એવી વાતનો કરનારો પણ વિમુખ છે.[1] એવા દુષ્ટ મતિવાળા અત્યારે કેટલાય પુરુષોત્તમરૂપે પૂજાય છે. વળી કેટલાક પોતાને 'હું અક્ષર છું' એમ પણ કહેવરાવે છે. અને આચરણ જોઇએ તો એક નિયમનું પણ ઠેકાણું હોતું નથી. એવા ગુણ નથી હોતા છતાં પણ ગુરુ થવું અને પ્રભુ થવું સૌને ગમે છે. પણ એવાને તો આ ભવે બ્રહ્મનો ભાવ આવતો જ નથી."

"જ્યારે બધું જ દિવ્ય દેખાશે ત્યારે બ્રહ્મનો ભાવ આવશે. સર્વત્ર બ્રહ્મ જ ભાસે એ બ્રહ્મની સ્થિતિનું લક્ષણ છે. એવી સ્થિતિવાળાના ઇન્દ્રિયો, અંતઃકરણ પુરુષોત્તમરૂપ થઇ ગયા હોય છે. એટલે જ્યાં જ્યાં એવા પુરુષની દષ્ટિ જાય ત્યાં પુરુષોત્તમ સિવાય બીજું એને દેખાતું જ નથી.[1] એવી સ્થિતિવાળા જે સંત હોય તેમાં ભગવાન અખંડ નિવાસ કરીને રહે છે." આ રીતે કથા વાર્તાના બ્રહ્માનંદમાં પૂનમનો સમૈયો પૂરો થયો.

સ્વામીશ્રી બીજે દિવસે ખાંધલી પધાર્યા. ખાંધલીમાં ભીખાભાઇને ત્યાં સમૈયો હતો. અમદાવાદના ગણપતરામભાઇ, કાળુભાઇ, છાણીના ઘાભાઇ, કેશવલાલ પ્રાગજી, ઝવેર રણછોડ, આશાભાઇ, મોતીભાઇ, વગેરે સ્વામીશ્રી સાથે હતા તથા સંતો અને નવા આવેલા મોહન ભગત પણ હતા. ખાંધલીમાં ભીખાભાઇએ જંબુ ઉત્સવ કર્યો અને લગભગ ૫૦૦ હરિભક્તોને આમંત્રણ આપ્યું. અહીં પણ સ્વામીશ્રીએ આજ્ઞા અને ઉપાસનાની જ વાતો કરી. એ દિવસના ઉત્સવ પછી સૌ હરિભક્તો વિખરાયા. સ્વામીશ્રી ગાના જવાના હતા. ત્યાંથી નીકળતા હરિકૃષ્ણદાસે નવા આવેલા મોહન ભગતને ઝીણું વસ્ર આપ્યું, સ્વામીશ્રીએ તે જોયું એટલે તુરત જ તે લઇ લીધું અને હરિકૃષ્ણદાસને ઠપકો આપતા કહ્યું, 'અત્યારથી રજોગુણી કરી દેવો છે?' પછી મોહન ભગતને જીભાઇ કોઠારીની જોડ બાંધી દીધી અને

૧. ગ. પ્ર. ૭૭.

જમીનના કામમાં મદદ કરવા આજ્ઞા કરી. સ્વામીશ્રી ત્યાંથી નીકળી ગાના થઈ સારંગપુર પધાર્યા.

આ મંદિરના કાર્યમાં સારંગપુરના વણિક હરિભક્ત કાળીદાસ માવજી તથા મોહનભાઈ માવજીએ, સ્વામીશ્રીનો શિર સાટે પક્ષ રાખ્યો હતો. જોઈતી તમામ વસ્તુઓ પોતે લાવી આપતા, તેમ જ કુંભકાર કુંવરજી ભક્ત તથા વાલા ભકત પણ બહિષ્કારનો બીકને તિલાંજલિ આપીને, રોજ પોતે કડિયા કામ માટે આવતા. મંદિરના કારખાના ઉપર કામ કરનારની સદા અછત રહેતી. એ સંજોગોમાં સ્વામીશ્રી હંમેશા કારખાનાના કામમાં જાતે જ મહેનત કરવા લાગી જતાં. ચૂનાની ગાડીઓ ચણતર કામ કરતાં કડિયાઓને પહોંચાડવા માટે, સ્વામીશ્રી જાતે જ આ ગાડીઓ ખેંચતા. જ્યારે બીજા સંતો અને હરિભક્તો સ્વામીશ્રીને રોકતા ત્યારે સ્વામીશ્રી કહેતા, 'અહો ! આવી અક્ષર પુરુષોત્તમ મહારાજની સેવા તો બહુ મોટા પુણ્યવાળાને મળે છે પણ થોડા પુણ્યવાળાને મળતી નથી.' એમ કહી પોતે કારખાનાના કામમાં આખો દિવસ મહેનત કરતાં.

મંદિર અને સાધુઓની ધર્મશાળા માટે ખોદાએલાં જબ્બર પાયા, તેનું જબ્બર પૂરાણુ અને આજુબાજુ પોરબંદરી પત્થરની ઊભી થતી સ્તંભપંક્તિઓ, આવી રીતે દેખાતા આ મહામોટા કાર્યમાં, સંતો અને હરિભક્તોની ઓછી સંખ્યાથી, તેમનો આ પ્રયત્ન ક્ષુલ્લક દેખાતો. તેથી જૂના મંદિરના કારભારી વશરામ ભગતે એક દિવસ આ ઊભી થએલો સ્તંભ પંક્તિ તરફ લાંબો હાથ કરી કહ્યું, 'આ મોટો હજીરો ખડકે છે તે પૂરુ કર્યા સિવાય ગુજરાતમાં ભાગી જવાના છે.' સ્વામીશ્રીએ આ વાત સાંભળી એટલે તેમણે કહ્યું, 'આપણે તો મહારાજ અને સ્વામીની ઇચ્છાથી આ મંદિર કરીએ છીએ પણ કોઈ જાતનો મમત્વ નથી. પણ રાગદ્વેષથી જે કોઈ બોલે છે તેને તેનું ફળ મળશે.'[1]

[1] વશરામ ભગતનો ત્યારબાદ હાથ સડયો અને હોસ્પીટલમાં કેટલાક માસ રહેવું પડયું. પછી અંતે હાથ કપાવી નાખવો પડયો. છતાં સારું તો ન જ થયું અને હોસ્પીટલમાં જ તેનું મરણ થયું

સ્વામીશ્રીના સંતો સવારે વહેલા ઊઠી પ્રસાદીને કૂવે (હાલ જે આપણા મંદિરમાં કૂવો છે અને જેના ઉપર પંપ ગોઠવ્યો છે.) રોજ નહાવા જતા અને નાહીને પાણીના માટલા ભરી પીઠાવાળે ઓરડે લાવતા.

રાણાભાઈ શુષ્ક સત્સંગી મટી શુદ્ધ સત્સંગી થાય છે

એક દિવસ પરોઢિયે સાધુ હરિકૃષ્ણદાસ કૂવે નાહીને માથે પાણીનું ભરેલું માટલું ઉંચકીને પીઠાવાળે ઓરડે આવતા હતા. એટલામાં ઝીંઝરના દરબાર રાણાભાઈ નાહવા જતા હતા તે તેમને સામા મળ્યા. આ સાધુને આ પ્રમાણે પાણીના માટલા ઉંચકી જતાં જોઇ, દરબાર બોલ્યા, 'સાધુ શું કામ હેરાન થાઓ છો? માથે પાણીના માટલા, પગમાં જોડા નહિ, આવો મમત શું કામ રાખો છો? ચાલો, અમારા મંદિરમાં, રાજધાની ભોગવવાની છે, રાજધાની.' તેમના આવા અણસમજણના શબ્દો સાંભળી હરિકૃષ્ણદાસે તેમને કહ્યું, 'તમે અમારા સ્વામી ભેગા થાઓ અને સમાગમ કરો તો તમને ખબર પડે કે અમે આ મમત્વે કરીને કરીએ છીએ કે મહારાજને રાજી કરવા કરીએ છીએ. તમે ઓરડે આવો તો અમારા સ્વામી તમને સમજણ પાડશે. વળી અમારે સાધુને તો સેવા જ કરવાની હોય. રાજધાની ભોગવવી હોત તો ઘર શું કામ મૂકત?' દરબારને આ શબ્દો લાગી ગયા. પોતે પૂર્વના મુમુક્ષુ હતા. એટલે તુરત જ તેમણે કહ્યું, 'હું હમણાં નાહીને ઓરડે આવું છું.' એમ કહી પોતે નાહવા ગયા.

હરિકૃષ્ણદાસે ઓરડે આવીને સ્વામીશ્રીને આ વાત કરી. તેમણે દરબારને આપેલા જવાબથી સ્વામીશ્રી રાજી થયા અને કહ્યું, 'આવો મહિમા સમજાય અને ખપ જાગે ત્યારે મોટા પુરુષને રાજી કરતા આવડયું કહેવાય.' થોડીવારે રાણાભાઈ નાહીને ઓરડે આવ્યા. સ્વામીશ્રીને દંડવત્ કરીને સ્વામીશ્રી સન્મુખ પોતે બેઠા અને હાથ જોડીને કહ્યું, "આપના વિષે મેં ઘણી ઘણી વાતો સાંભળી છે પણ 'બહાર નીકળી ગયા છે બંડિયા છે....' એવા વિરોધી શબ્દોથી અત્યાર સુધી દર્શન કરવા નહોતો

આવતો." સ્વામીશ્રી તેમના તરફ સહેજ હસ્યા અને પછી કહ્યું, 'તમો તો પૂર્વના સંસ્કારી છો એટલે અહીં અવાયું છે.' એમ કહી હરિકૃષ્ણદાસને કહ્યું, 'લાવો વચનામૃતનો ચોપડો.' પછી તેમની પાસે અક્ષરના બે સ્વરૂપના નિરૂપણનું વચનામૃત[1] તથા ભગવાનના ભક્તે ભગવાનનું સ્વરૂપ અક્ષરધામ સહિત પૃથ્વી ઉપર વિરાજમાન છે એમ સમજવું અને બીજા આગળ પણ એવી રીતે વાર્તા કરવી',[2] વળી 'ભગવાનના સંતની સેવા બહુ મોટા પુણ્યવાળાને મળે છે પણ થોડા પુણ્યવાળાને મળતી નથી.'[3] તેમ જ 'ભગવાન અને ઉત્તમ લક્ષણવાળા જે સંત તેની અતિ પ્રેમે કરીને સરખી સેવા જે કરે તો તે કનિષ્ઠ ભક્ત હોય અને તે બે જન્મે કે ચાર જન્મે તથા દશ જન્મે કે સો જન્મે કરીને ઉત્તમ ભક્ત જેવો થનારો હોય તે આ ને આ જન્મે કરીને ઉત્તમ ભક્ત થાય છે. એવું ભગવાન ને તે ભગવાનના ભક્ત તેની સરખી સેવા કર્યાનું ફળ છે.'[4] આ બધા વચનામૃત વંચાવી, મહારાજના ઉત્તમ ભક્ત અને સંત તો ગુણાતીતાનંદ સ્વામી જ છે. ગુણાતીતાનંદ સ્વામી એજ મૂળ અક્ષરનો અવતાર છે અને અક્ષરધામ સહિત મહારાજના સ્વરૂપની ઉપાસના કરવી, તે જ ઉપાસનાનો સનાતન સત્ય સિદ્ધાંત છે, તે સમજાવ્યું. વચનામૃતના આધારે સ્પષ્ટ અને સિદ્ધાંતની વાત સાંભળી, રાણાભાઈને આ શુદ્ધ ઉપાસનાની વાત સમજાઈ ગઇ. વળી સ્વામીશ્રી પણ મહારાજના પરમ એકાંતિક સંત છે તે નિશ્ચય પણ તેમને થયો. સ્વામીશ્રીની તેમના ઉપરની આ કૃપાથી તેઓ ગદ્‌ગદ્ થઈ ગયા. સ્વામીશ્રીને દંડવત્ કરી તેઓ ઊઠયા. તેમને પોતાનું સ્વરૂપ, ભાવ વગેરે બદલાઈ ગએલા લાગ્યા. શરીરમાં કોઇ અજબ શક્તિનો સંચાર થયો હોય અને અંતઃકરણમાં પણ અગમ્ય એવા આનંદનો અનુભવ થતો હોય, એવું તેમને લાગ્યું. શુષ્ક સત્સંગી મટી જઈ તત્ત્વે સહિત ઉપાસના સમજનાર, શુદ્ધ સત્સંગી પોતે થયા છે, એમ તેમને લાગ્યું. સ્વામીશ્રીને મોક્ષદાતા તરીકે તેમણે સ્વીકારી લીધા. આ પ્રસંગે ગુજરાતમાંથી કેટલાક

૧. ગ. પ્ર. ૨૧; ૨. ગ. પ્ર. ૭૧; ૩. ગ. મ. ૫૯; ૪. વ. ૫

ગોટરા હરિભક્તો આવ્યા હતા. સારંગપુરના મંદિરના કાર્યને વેગ આપવા સ્વામીશ્રીની પ્રેરણાથી સાંખેજના ભૂલાભાઈ જેઠાભાઇએ આગ્રહ પૂર્વક ખરડો કરાવ્યો અને રૂ. ૨૮૦૦૦) નો ખરડો થયો.

× × ×

સત્પુરુષને મન ન સોંપ્યું હોય તો સ્તુતિ કરતો હોય તે નિંદા કરે

આ સત્સંગમાં દેહપર્યંત સારધાર એક રેણીએ નભવું એ ઘણું જ કઠણ છે. ગમે તેવી નિષ્ઠા હોય, પરંતુ વિષમ દેશકાળને યોગે અથવા માનને યોગે કે પંચવિષયમાં આસક્તિને લઇને, સત પુરુષ થકી મન નોખું પડી જાય છે.

સોખડાના ત્રિભોવનદાસને સ્વામીશ્રી પ્રત્યે અપાર નિષ્ઠા, પ્રેમ અને સદ્ભાવ હતો. છતાં સ્વામીશ્રીના અપ્રતિમ વ્યક્તિત્વથી તેમની નજીક તેમનાથી ન અવાતું અને અંતર છેટું રહેતું. વસોના મોતીભાઇ સાથે તેમને અત્યંત આત્મબુદ્ધિ હતી. મોતીભાઇનું વાક્ચાતુર્ય, બુદ્ધિ અને સત્સંગમાં વાતો કરવાની અદ્ભુત છટાથી અને કાંઇક આકર્ષક વ્યક્તિત્વથી, મોતીભાઇ પ્રત્યેની તેમની આત્મબુદ્ધિ પૂજ્યબુદ્ધિમાં ફેરવાવા લાગી. પરિણામે મોતીભાઇને જ પૂજ્ય અને ઉપાસ્ય સ્વરૂપ તેઓ માનવા લાગ્યા. ભગવાનના સ્વરૂપનું પ્રગટપણું કેવા પાત્રમાં કે સ્વરૂપમાં હોઇ શકે તે અધુરા જ્ઞાનની દશાવાળાને ન સમજાતાં, સમજણમાં કેવી વિષમતા થઇ જાય છે, તેનું જ્વલંત દૃષ્ટાંત આવા ભડવીર ત્રિભોવનદાસભાઇનું છે. મોતીભાઇને ત્રિભોવનદાસભાઇની આ ચેષ્ટા ન ગમતી. તેમણે આ વાત સ્વામીશ્રીને કરી. સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'તમને ન ગમતું હોય તો તેનો નિષેધ કરો, ઉપેક્ષા કરો, એથી આપોઆપ એ બંધ થઇ જશે.' સ્વામીશ્રીના આ શબ્દો, ત્રિભોવનદાસે સાંભળ્યા. એ શબ્દોએ તેમના અંતરમાં ઝેર રેડ્યું. સ્વામીશ્રી પ્રત્યે અભાવ જાગ્રત થયો. ઓચાસણ આવવાનું તેમણે ધીરે ધીરે બંધ કર્યું.

ત્રિભોવનદાસભાઇનું મન સત્સંગમાંથી નોખું પડયું છે તે વાત

સમગ્ર સત્સંગમાં પ્રવર્તિ ગઈ. વર્ષો સુધી એકધારી સેવા કરનાર આ પુરુષને, તેની માન્યતાને ઘસારો આવતા, પરલોક બગડવા જેટલી વિષમ પરિસ્થિતિ આવી ગઈ! સ્વામીશ્રીને અત્યંત દુઃખ થયું. શ્રીકૃષ્ણજી અદાને ત્રિભોવનદાસભાઈ સાથે હેત હતું. તેઓ આ સાંભળી રાજકોટથી બોચાસણ સમૈયે પધાર્યા અને સમૈયો કરી આણંદ આવ્યા. ત્રિભોવનદાસ તે વખતે આણંદ હતા. તેમને અદાશ્રીએ કહ્યું, 'સ્વામીથી આપણે મન નોખું ન રાખવું. ચાલો બોચાસણ.' પછી તે અદાશ્રી સાથે બોચાસણ આવ્યા. પોતાની ભૂલ માટે તેમને અત્યંત પશ્ચાતાપ થયો. સ્વામીશ્રીનો મહિમા પૂર્વવત્ સમજાયો. સ્વામીશ્રીની માફી માગી. ફરી બોચાસણ આવતા તેઓ ગઈ ગયા. છતાં અંતઃકરણના ભાવ પૂર્વવત્ સ્થિર ન થયા.

× × ×

ત્રિભોવનદાસે સોખડામાં નવા ઘર કરાવ્યા હતા. તેના વાસ્તુ પ્રસંગે 'સ્વામીની વાતુ'ની પારાયણ કરાવી, સ્વામીશ્રીને તથા સમગ્ર સત્સંગને તેડાવી, પોતાની ભૂલનું પ્રાયશ્ચિત કરવા તેમણે નક્કી કર્યું. તેથી આ પ્રસંગે સ્વામીશ્રી તથા વિજ્ઞાનદાસ સ્વામી, રણછોડ ભક્ત, પૂંજાજી બાપુ, ભગવતસ્વરૂપદાસજી વગેરે સંતોને તેમણે ખાસ તેડાવ્યા. અદાશ્રીને પણ રાજકોટથી તેડાવ્યા. વચનામૃત તથા સ્વામીની વાતુના આ કથા પ્રસંગે, સ્વામી નિર્ગુણદાસજીએ તથા આશાભાઈએ ત્રિભોવનદાસભાઈને સ્વામીશ્રીના અદ્‌ભુત માહાત્મ્યની વાતો કરી. આ પ્રસંગથી ત્રિભોવનદાસભાઈને સ્વામીશ્રી પ્રત્યે પ્રથમના જેવો જ ભાવ થઈ ગયો. સ્વામીશ્રી પણ તેમના ઉપર પ્રસન્ન થયા. આવી રીતે ખોએલા કમાણી તેમણે પાછી મેળવી, સ્વામીશ્રીમાં પ્રથમના જેવી જ નિર્દોષ બુદ્ધિ સ્થિર કરી દીધી. તેમના ત્રણે પુત્રો શંકરભાઈ, છગનભાઇ તથા નરસિંહભાઇને પણ તેમણે સ્વામીશ્રીનો સમાગમ શિર સાટે કરવાની ભલામણ કરી. પારાયણ બાદ સ્વામીશ્રી ફરતા ફરતા અમદાવાદ પધાર્યા.

× × ×

## અમદાવાદમાં ઉપાધિ

સ્વામીશ્રી અમદાવાદ પધાર્યા અને કાળુભાઇને ઘેર ઊતારો કર્યો. સ્વામીશ્રી સાથે આશાભાઈ, ઈશ્વરભાઇ, મોતીભાઇ, ઝીંઝરના દરબાર રાણાભાઇ, ખંભાતના ધનેશ્વરભાઇ વગેરે હતા. સવારના મંછારામભાઇને ત્યાં જમ્યા. કથાવાર્તા કરી થોડો આરામ લીધો. પછી સાંજે નરનારાયણ દેવના દર્શને જવા તૈયાર થયા એટલામાં મંછુભાઈના નાનાભાઇ છોટાભાઇએ 'શ્રી અક્ષરપુરુષોત્તમ મહારાજની જય' એમ જય બોલાવી. શરીરે જરા સ્થૂળ અને અવાજ પણ જરા ઘેરો એટલે આ જયનાદથી તેમનો બંગલો ગાજી ઊઠયો. પછી મંછારામ શેઠે હસતા હસતા તેમને કહ્યું, " અહીં શું શૂરાતન બતાવે છે ? ખરી શૂરવીરતા હોય તો નરનારાયણના મંદિરમાં 'જે' બોલાવજે." છોટાભાઇ માટે આટલું જ સૂચન બસ હતું. મંદિરમાં સૌ દર્શને આવ્યા. સ્વામીશ્રી જ્યારે જ્યારે જે શહેરમાં મંદિરે દર્શને જતા, ત્યારે વિરોધી સાધુ-પાર્ષદોનાં ટોળાં સ્વામીશ્રીને જોઇ એકદમ જમા થઈ જતાં અને તેમના વિરુદ્ધ સૂત્રો પોકારતા. સ્વામીશ્રી તો ગજેન્દ્રની ગૌરવ ભરી રીતે ઠાકોરજીના દર્શન કરી, ધીર ગંભીર પગલે નીકળી જતા. આ વખતે પણ જેવા સ્વામીશ્રી પધાર્યા કે તુરત જ મંદિરના ચોગાનમાં સાધુ-પાર્ષદોનું ટોળું જમા થઇ ગયું.

*નર નારાયણના આશ્રમમાં આશ્રમવાસીઓનું ઐશ્વર્ય*

સ્વામીશ્રી તથા તેમની સાથેના સંતો અને હરિભક્તો ઠાકોરજીના દર્શન કરવા મંદિરમાં જેવા દાખલ થયા કે તુરત જ છોટાભાઇએ 'શ્રી અક્ષરપુરુષોત્તમ મહારાજની જય' બોલાવી. નરનારાયણ દેવની જય બોલવાની ટેવવાળા 'અક્ષર' અને 'પુરુષોત્તમ'ના નામથી ભડકયા અને કંઇ પણ કોઈ વિચાર કરી શકે તે પહેલા તો છોટાભાઈએ બે ત્રણ અને ચારવાર પોતાના બુલંદ ઘેરા અવાજે જય બોલાવી. સ્વામીશ્રીએ તેમને વાર્યા પણ જે થવાનું હતું તે થઇ ગયું.

સ્વામીશ્રી મધ્ય મંદિરે દર્શન કરવા આવ્યા એટલે બ્રહ્મચારીએ જાળી બંધ કરી દીધી અને બોલ્યા, 'અહીં ક્યાં તારો બાપ અક્ષર પુરુષોત્તમ છે?' કામ, ક્રોધ, લોભ અને મોહ આદિ દોષોથી સ્મૃતિભ્રંશ થાય છે અને અંતે વિનાશની ગર્તામાં મનુષ્ય પડે છે. તેવો જ વિનાશ બ્રહ્મચારીએ, મોહમાંથી ઉત્પન્ન થએલા સ્મૃતિભ્રંશથી નોતર્યો. સર્વાવતારી પૂર્ણ પુરુષોત્તમ એ જ પોતાના ઇષ્ટ અને ઉપાસ્ય સ્વરૂપ હતા છતાં એ ઇષ્ટ દેવનું ગૌરવ વધારનાર સ્વામીશ્રીને જોઈ, રાગદ્વેષના પ્રજ્વલિત અગ્નિમાં તેણે ઝંપલાવ્યું. સ્વામીશ્રી તો 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' બોલતા ઝડપથી સભામંડપ તરફ, ઘનશ્યામ મહારાજના દર્શન કરવા, જવા લાગ્યા. પરંતુ ત્યાં પણ સાધુ–પાર્ષદોના ટોળાં જાણે યુદ્ધ કરવા એકત્ર ન થયા હોય, તેમ તૈયાર ઊભા હતા. સ્વામીશ્રીએ આ જોયું એટલે તુરત જ સમયસૂચકતા વાપરી પાછા વળી ગયા. પરંતુ સાથેના હરિભક્તો આગળ ગયા એટલે છોટાભાઇને, બે ત્રણ સાધુઓએ પકડી, અંદરનાં ભંડારમાં લઇ ગયા. સ્વામીશ્રી સાથેના સંતોને પણ માર પડ્યો. મનસુખભાઈ મિસ્ત્રીના ભાણેજ પુરુષોત્તમદાસને પણ માર પડયો. આમ યુદ્ધનાં મંડાણ શરુ થયા. સાધુઓને પોતાનો ધર્મ છોડી આમ ધિંગાણું કરતા જોઈને, ઝિંઝરના દરબાર રાણાભાઇનું લોહી ઉકળી ઊઠયું. તેમણે બે ત્રણ પાર્ષદોને ઉથલાવી પાડી નાખ્યા અને સભામંડપ તરફ છોટાભાઇને બચાવવા દોડ્યા. એટલામાં સભામંડપના ખૂણામાં નેતરના ટોપલા પડ્યા હતા, તે લઇને સાધુઓ ફેંકવા લાગ્યા. સ્વામીશ્રી મોતીભાઇનો હાથ પકડી દરવાજા તરફ જતા હતા. સામેથી બ્રહ્મચારી હાથમાં લોટો લઇને આવતા હતા. તેમણે જાણ્યું કે શિકાર ચાલ્યો જાય છે એટલે હાથમાનો લોટો છૂટો સ્વામીશ્રી તરફ ફેંક્યો. કોઇના પણ પેચમાં ન આવનાર સ્વામીશ્રી સહેજ હટી ગયા. પણ લોટો જોરથી મોતીભાઇની આંખ ઉપર વાગ્યો અને લોહીની ધારા વછૂટી. મોતીભાઇએ તો જાણે કંઇ જ બન્યુ નથી તેમ, સ્વામીશ્રીને દરવાજા બહાર લઇ જવા માટે ઉતાવળા ચાલવા માંડ્યું. મંદિરનો મુખ્ય દરવાજો બંધ થઇ ગયો હતો. મોતીભાઇએ તથા પાછળ આવતા

આશાભાઈએ દરવાનીને ધમકાવ્યો અને બારી ઉઘડાવી. સ્વામીશ્રી બહાર નીકળી ગયા. તેમની પાછળ આવતા ધનેશ્વરભાઈ એટલામાં ઝડપાઈ ગયા અને થોડી પ્રસાદી ચાખી બહાર નીકળ્યા. આ પ્રમાણે શ્રી નરનારાયણના તપસ્થાન સમા આશ્રમમાં, આશ્રમવાસીઓએ પોતાના ઐશ્વર્યનું દર્શન સૌને કરાવ્યું !

સ્વામીશ્રી અને તેમની સાથેના સંતો અને હરિભક્તો સીધા કાળુભાઈને ઘેર આવ્યા. કાળુભાઈને મંદિરમાં બનેલા આ પ્રસંગની ખબર પડી એટલે તેમના અંતરમાં અગ્નિ પ્રજ્વલિત થયો. 'મારા સ્વામીનું આવું અપમાન ?' તુરત જ પોતે દોડ્યા. સ્વામીશ્રીને ખબર હતી કે કાળુભા વિફરે એટલે શું કરે. એટલે પોતે એકદમ ઊઠ્યા અને કાળુભાને પકડી શાંત કર્યા. 'શ્રીજી મહારાજની આજ્ઞા અનુસાર આપણે તો ક્ષમા રાખી સાધુનો માર્ગ જ ગ્રહણ કરવો પણ ક્રોધ તો કોઈ દિવસ કરવો જ નહિ.' એમ ઉપદેશના વચનો કહી સૌને શાંત કર્યા.

× × ×

સ્વામીશ્રી અમદાવાદથી નીકળી બોચાસણ, આણંદ વગેરે ગામોમાં ફરી, એક અઠવાડિયા બાદ ફરી અમદાવાદ પધાર્યા. સવારે મંદિરે દર્શન કરવા જવાનું સ્વામીશ્રીએ કહ્યું.

**દ્રોહનું ફળ**

એટલે ઇશ્વરભાઈ કહે, 'સ્વામી ! એક અઠવાડિયા પહેલા તો માયાએ પોત પ્રકાશ્યું છે તો હમણાં જવામાં સાર નથી.' સ્વામીશ્રી સહેજ હસીને શાંત સુખમુદ્રા રાખીને બોલ્યા, 'તમે ચિંતા ન કરો. માયા હવે દબાઈ ગઈ છે.' એમ કહી પાંચ સાત હરિભક્તો અને સંતોને લઈને દર્શને ગયા. સ્વામીશ્રી મંદિરમાં દર્શને પધાર્યા છે જાણી, તમામ સંત પાર્ષદો એકદમ તેમની પાસે આવ્યા અને હાથ જોડી કહ્યું, 'સ્વામીજી ! અમારો અપરાધ ક્ષમા કરો ! અમારી ભૂલ થઈ જેથી આપ જેવા સંતનો દ્રોહ થઈ ગયો.' એમ કહી બધા દંડવત્ કરવા લાગ્યા. પછી સ્વામીશ્રીને સભામંડપમાં તેડી ગયા.

અત્રે તેમણે સ્વામીશ્રીને વાત કરી, 'પેલા બ્રહ્મચારી આપને લોટો મારનાર તે જ દિવસથી અસહ્ય બળતરાથી પીડાય છે. ઘણી દવાં કરી પણ બળતરા આખા શરીરે ઊપડી છે તે મટતી નથી અને રાત-દિવસ અસહ્ય વેદનાથી બૂમો મારે છે.' સ્વામીશ્રી આ સાંભળી અત્યંત દિલગીર થયા અને તુરત જ કહ્યું, 'ચાલો આપણે તેમના આસને જઈએ.' બ્રહ્મચારીના આસને સ્વામીશ્રી પધાર્યા એટલે બ્રહ્મચારીએ એકદમ ઊભા થઈને સ્વામીશ્રીને દંડવત્ કર્યા અને હાથ જોડી પ્રાર્થના કરી, 'દયાળુ મારો અપરાધ માફ કરો અને આ બળતરા મટાડો.' સ્વામીશ્રીની કરુણામયી દૃષ્ટિથી જ તેનું અર્ધું દુઃખ શાંત ગઈ ગયું. પછી તેને આખે શરીરે સ્વામીશ્રીએ હાથ ફેરવ્યો અને કહ્યું, 'મહારાજ હવે મટાડી દેશે.' કોઈક ભગવાનના ભક્તને ક્રૂરદૃષ્ટિએ કરીને જોતો હોય ને તે જો પોતાનો સગોવહાલો હોય તોય પણ જાણીએ જે તેની આંખ ફોડી નાખીએ અને હાથે કરીને જો ભગવાનના ભક્તને દુઃખવે તો તે હાથને કાપી નાખીએ, એવો તેનો અભાવ આવે છે, પણ ત્યાં દયા રહેતી નથી.'[1] મહારાજે તો આ પ્રમાણે પોતાના સિદ્ધાંત વચનોની સત્યતા સિદ્ધ કરી અને બ્રહ્મચારીને તેના કૃત્યનું ફળ આપ્યું. પરંતુ સ્વામીશ્રી તો અતિ દયાળુ એટલે બ્રહ્મચારીનો અપરાધ ક્ષમા કરી, તેને આશીર્વાદ આપ્યા. બ્રહ્મચારીને બે ત્રણ દિવસ બાદ શાંતિ થઈ ગઈ. સ્વામીશ્રી અમદાવાદથી દંઢાવ્ય દેશમાં ફરવા પધાર્યા.

## અદાશ્રી ધામમાં પધારે છે

સં. ૧૯૯૯ આખરમાં અદાશ્રીએ ધામમાં જવાનો સંકલ્પ કર્યો અને શ્રાવણ માસથી મંદવાડ ગ્રહણ કર્યો. માધવજીભાઈ જેઓ લોધીકામાં 'મૅનેજર' હતા તેમણે બે માસની રજા લીધી અને અદાશ્રીની સેવામાં રહ્યા. તે સિવાય છગનલાલભાઈ, હરગોવિન્દભાઈ, મોરારજી શેઠ આદિ સૌ સેવામાં હતા. પોરબંદરથી મણિશંકરભાઈ પણ આવ્યા હતા. તેમને સૌને બોલાવી અદાશ્રીએ વાત કરી, 'આપણે સાત દિવસની પારાયણ કરો અને પૂજ્ય સ્વામી તથા બધા સંત હરિભક્તોને

[1] ગ. મ. ૬૦.

તેડાવો અને કંકોત્રીઓ લખો ' એવી વાત થઈ. પછી હરગોવિન્દભાઈએ તમામ ઠેકાણે ગુજરાતમાં પત્રો લખ્યા અને કંકોત્રીઓ મોકલી સૌને જણાવ્યું કે ' આ વખતે ગુરુ કૃષ્ણજી અદા ધામમાં જવાના છે તે જેમને લાભ લેવો હોય તે રાજકોટ પારાયણ ઉપર પધારો. ' તેવા પત્રો લખાઈ ગયા. સ્વામીશ્રીને બોચાસણ પત્ર લખ્યો. સોખડા, સાંકરદા, આણંદ તથા સોજીત્રા વગેરે ગામોમાં પત્રો લખ્યા ' પારાયણ આસો શુદી ૯ થી શરુ થશે. આસો શુદી ૧૫ ને દિવસે પૂર્ણાહુતિ થશે.' આવી રીતે પત્રો લખાયા. તમામ ગુજરાત બોલાવ્યો.

જૂનાગઢી સાધુનું મંડળ એ વખતે મોજીદડ હતું. એ બધું મંડળ આ કાગળ અને કંકોત્રી આવવાથી ખત્રિ છગન આંબા તથા છગનભાઇ ગગાભાઇ, ચચાણાવાળા મેરુભા તથા ગુરુ ગણેશભક્ત, માધા પટેલ, હરજીભાઇ સર્વે મોજીદડથી ગાડા જોડાવીને રાત્રે ચૂડા સ્ટેશને આવ્યા અને ત્યાંથી રાત્રે ગાડીએ બેસીને સવારે રાજકોટ ઉતર્યા. સ્ટેશને સામા તેડવા છગનલાલભાઈ તથા હરગોવિન્દભાઇ આવેલા. તેમની સાથે સૌ મંદિરે ગયા. મંદિર કડિયાવાડમાં હતું. અવલબાએ તે મકાન અદાશ્રીને આપેલું તે ગુરુ કૃષ્ણજી અદા કહે, ' સ્વામી વિજ્ઞાનદાસજી બોચાસણ સ્વામી પાસે ગયા છે તે બોચાસણ ખાતે સાધુના ઊતારા માટે આપીએ.' એમ તે મકાન સ્વામીશ્રીને કૃષ્ણાર્પણ કર્યું હતું. ત્યાં સૌ ઊતર્યા. અડવાળથી બાપુભા સાહેબ તથા અગરસંગ બાપુ તથા બીજા હરિભક્તો પણ પધાર્યા હતા.

આસો શુદ ૯ થી મણીશંકરભાઇએ મંદિરમાં 'સ્વામીની વાતુ'ની પારાયણ શરુ કરી. ગુરુ કૃષ્ણજી અદા તો તેમને ઘેર હતા અને માંદા હતા. નિર્ગુણદાસ સ્વામી, નીલકંઠદાસજી તથા પુરુષોત્તમ સ્વામી, પારાયણ શરુ થતા આવી ગયા હતા. સાંજ સવાર કથા થતી અને સાંજ સવાર સૌ સંત હરિભક્તો ગુરુને ઘેર દર્શન કરવા જતા. નોમને દિવસે અદાશ્રીએ પૂછયું, ' શાસ્ત્રી મહારાજ પધાર્યા ? ' એમ કહીને પછી બોલ્યા, ' સ્વામી વેલા પધારે તો સારું ' તે વખતે સ્વામીશ્રી દંઢાવ્ય દેશમાં વરસડ ગામે હતા. ત્યાં ગુરુ કૃષ્ણજી અદાએ

તાર કરાવ્યો. તે તાર મળવાથી સ્વામીશ્રી દશમની રાત્રે ગાડીએ બેસીને એકાદશીએ સવારમાં રાજકોટ પધાર્યા.

સ્વામી શાસ્ત્રીજી મહારાજનો સંગ રાખજો

સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ, બીજા એક સંત તથા એક હરિભક્ત નાહી ધોઈ પૂજા કરીને પરવાર્યા એટલે સર્વે સંત મંડળ સાથે ગુરુને ઘેર જવા નીકળ્યા. ઘેર ગયા ત્યારે અદાશ્રી ખાટલે સૂતા હતા. સ્વામીશ્રી પધાર્યા તે ખબર માધવજીભાઈએ અદાશ્રીને આપ્યા કે 'સ્વામી શાસ્ત્રીજી મહારાજ પધાર્યા.' તુરત જ અદાશ્રી ખાટલામાં બેઠા થયા અને અરસપરસ મળ્યા, ખુશી સમાચાર પૂછયા. અદા કહે, 'તમારી વાટ જોઇને બેઠો હતો.' આ પ્રમાણે બહુ રાજી થયા. પછી નાના સાધુ જ્ઞાનજી મહારાજ બાજુમાં ઊભા હતા, તેમને જોઇને કહે, 'નાના સાધુ કયાં છે ?' ત્યારે સ્વામીશ્રી કહે, 'જાઓ, અદાશ્રી બોલાવે છે.' તેથી તુરત જ અદા પાસે જ્ઞાનજી મહારાજ આવ્યા. અદાશ્રીએ બે હાથ એમને માથે મૂકયા ને કહે, 'સ્વામી શાસ્ત્રીજી મહારાજનો સંગ રાખજો ને તેઓ કહે તેમ કરશો.' એમ રાજીપો બતાવ્યો અને આશીર્વાદ દીધો. ત્યારે નિર્ગુણદાસ સ્વામી અદા પાસે બેઠા હતા તે બોલ્યા, 'સંભારી રાખજો અને તમારે માથે બે હાથ મૂકયા છે તે સાક્ષાત્ શ્રીજી મહારાજે તથા સ્વામીએ બે હાથ મૂકયા છે. તે સંભારી રાખજો.' એમ નિર્ગુણદાસ સ્વામીએ વાત કરી અને તે વાત સભામાં તેમણે કરી.

પછી સ્વામી શાસ્ત્રીજી મહારાજ એક કલાક અદાશ્રી પાસે બેઠા અને અદાશ્રી બાજુમાં ઢાલણી ઉપર બિરાજી ગયા અને વૃત્તિ બદલાવી ગયા. સૌ સંતો અદાશ્રીને 'સ્વામિનારાયણ' કહીને ઊઠયા અને મંદિરે ગયા.

આપણે ભેગા ચાલશું

કથા કરનાર મણીશંકરભાઈ પોરબંદરમાં છાપખાનામાં નોકરી કરતા હતા. તેમના ઉપર તાર આવ્યો હતો કે 'તમો બારશે જો નહિ આવો તો નોકરીમાંથી છૂટા થશો,' આ તાર લઇને છગનલાલભાઈ

મંદિરે આવ્યા એટલે તુરત જ મણીશંકરભાઈ અદાને ઘેર ગયા અને અદાશ્રીને તાર વંચાવ્યો. ત્યારે અદાશ્રી ઊંડા ઊતરીને ફરી બોલ્યા 'આપણે ભેગા ચાલશું' તે મર્મ કર્યો. પૂર્ણાહુતિ કરવાની હતી એટલે બારશે શી રીતે જવાય ? એટલે મણીશંકરભાઈએ ફરી પૂછયું. ત્યારે અદાશ્રી કહે, 'તમારી નોકરી કાયમ રહેશે !'

મંદિરે આવી સાંજની કથા શરુ કરી. સ્વામી શાસ્ત્રીજી મહારાજ તથા નિર્ગુણદાસ સ્વામી તથા ગુજરાતના આવેલા હરિભકતો ૫૦ ને આશરે બધા કથામાં બેઠા હતા. બે કલાક કથા ચાલી. સ્વામીશ્રી પ્રસંગોપાત વાતુ કરે. સ્વામી વિજ્ઞાનદાસજી, સ્વામી ભગવતસ્વરૂપ-દાસજી, બળદેવચરણદાસજી વગેરે જૂનાગઢથી આવેલા સાત સંતો રણછોડ ભક્ત, જાદવ ભક્ત, નારણ ભક્ત વગેરે હતા. શેઠ હીરજીભાઈ તથા વીરજીભાઈ બન્ને ભાઇઓ તો અદાની સેવામાં કાયમ ત્યાં જ રહેતા, તે પણ સભામાં હતા. તે સિવાય હરગોવિન્દભાઈ માધવજીભાઈ, મોહનભાઈ, પૂજાજીબાપુ પણ સાથે પારાયણમાં બેઠા હતા. સાંજ સુધી પારાયણ ચાલી. પછી પ્રસાદી વહેંચી ગોડી, આરતી થઇ. જે જે ગુજરાતના હરિભક્તો હતા તે બધાને ઉકાળા પાયા. તે દિવસે એકાદશી હતી એટલે સંત બધા ઉપવાસી હતા. સ્વામીશ્રીએ પણ જાતે નિર્જળા ઉપવાસ કર્યો હતો. હરિભક્તોને ફરાળ કરાવ્યું હતું. એમ સગવડ પૂરી રાખી હતી. પછી રાત્રે બાર વાગ્યા સુધી સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજે વાતો કરી, અને પછી સૌ પોઢ્યા.

બે વાગે અદાશ્રીએ સ્વામીશ્રીને ખબર મોકલ્યા કે 'શાસ્ત્રીજી મહારાજને તેડાવો' તે ખબર મળતાં સ્વામીશ્રી, સ્વામી નિર્ગુણદાસજી, સ્વામી વિજ્ઞાનદાસજી, 'જ્ઞાનજી' મહારાજ વગેરે બધા સંતો, રણછોડ ભક્ત તથા ગુજરાતના તમામ હરિભક્તો વગેરે ગયા. પૂજાજી બાપુ તથા વીરજીભાઈ, હીરજીભાઈ વગેરે પણ હાજર હતા. બધા આવ્યા ત્યારે માધવજીભાઇએ કહ્યું, 'સ્વામી પધાર્યા છે.' ત્યારે અદા બોલ્યા, 'સ્વામી ! જય સ્વામીનારાયણ, હું ધામમાં જાઉં છું' એમ અદા બોલ્યા. પછી બહાર બધા સંતો તથા હરિભક્તોએ અદાશ્રીને દંડવત્

કર્યા અને ઓરડામાં આવી પગે લાગીને વારાફરતી સૌ ઓરડા બહાર નીકળ્યા. બધા આ પ્રમાણે આવી ગયા એટલે અદાશ્રી તુરત ધામમાં પધાર્યા. જતાં જતાં સૌને ‘જય સ્વામિનારાયણ’ કહ્યા. પછી સ્વામીશ્રી બોલ્યા, ‘જુઓ અદાશ્રીએ આપણને સૌને બોલાવ્યા અને દર્શન દઈને, વાતુ કરીને રાતના બે વાગે ધામમાં પધાર્યા.’ પછી સ્વામીશ્રી તથા સૌ સંતો મંદિરે આવ્યા.

થોડીવારે છગનલાલભાઈ તથા હરગોવિન્દભાઈ સ્વામીશ્રીને પૂછવા આવ્યા, “સ્વામી ! કેમ કરીએ ? અમારી બ્રાહ્મણની ન્યાતમાં ‘ઠાઠડી’ બાંધે છે.” ત્યારે સ્વામીશ્રી કહે, ‘આપણે સુથારને બોલાવીને પાલખી કરાવો અને અદાશ્રીને દહીં, દૂધ, પંચામૃત વગેરેથી સ્નાન કરાવી, તિલક ચાંદલો કરી, પાલખીમાં બેસારી પછી અમોને ખબર આપો એટલે આપણે કીર્તન ગાતા ગાતા ધૂન્ય બોલતા અદાશ્રીને આજી નદીમાં લઈ જઈએ.’ એ સલાહ શાસ્ત્રીજી મહારાજે આપી. તે હરગોવિન્દભાઇ તથા છગનલાલભાઇ તથા માધવજીભાઇ તથા વૈજનાથભાઇ બધાએ તે પ્રમાણે સુથારને બોલાવીને લાકડાની પાલખી સારી કરાવી. તેમાં અદાશ્રીને શોડષોપચારે સ્નાન કરાવી, તિલક-ચાંદલો કરી, હાર-તોરા પહેરાવી, પધરાવ્યા. હરગોવિન્દભાઇ તથા છગનલાલ-ભાઇ, બધાએ અબોટિયા પહેરીને પાલખી ઉપાડી.

જૂના મંદિરના હેતવાળા સંતોએ છગનલાલભાઇને કહેવરાવ્યું હતું કે, ‘અદાશ્રીની પાલખીના અમને દર્શન કરાવજો.’ તે પ્રમાણે પાલખી મંદિર સન્મુખ કરીને તે સંતોને દર્શન કરાવ્યા. સંત બધા રાજી થયા. પછી પાલખી ચલાવી. કીર્તન ગાતા ગાતા સ્વામીશ્રી સાથે તમામ હરિભક્તો આજી નદીને કાંઠે જ્યાં શ્રીજી મહા-રાજ બેઠેલા તે ઠેકાણે આવ્યા. સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજે કહ્યું, ‘અહીં પાલખી ઉતારો’ તેથી ત્યાં પાલખી ઉતારી. પછી હરગોવિન્દભાઇ સ્વામીશ્રીને કહે, ‘તમે નિશાન બતાવો.’ પછી સ્વામીશ્રીએ આજી નદીનું પાણી મંગાવીને લોટો પાણી છાંટયું. પછી અદાશ્રીની ક્રિયા કરી. ઠેઠ સુધી દેહક્રિયા થતા સુધી સ્વામીશ્રી તથા તમામ

સંતો અને હરિભક્તો રોકાણા હતા. આસો શુદી ૧૨ સવારના દસ વાગે દેહક્રિયા પૂરી થઇ રહી. પછી રામનાથ મહાદેવ પાસે મહારાજે જ્યાં સ્નાન કર્યું હતું, તે તીર્થ ભૂમિકામાં સ્વામીશ્રી પોતે બોલ્યા, 'આ ઠેકાણે શ્રીજી મહારાજે ઘણીવાર સ્નાન કર્યું છે.' ત્યાં સ્વામી શાસ્ત્રીજી મહારાજે સ્નાન કર્યું અને બધા સંત હરિભક્તો પણ ત્યાં સ્નાન કર્યા અને પછી કીર્તન ગાતા ગાતા મંદિરે આવ્યા. ગામના સૌ હરિભક્તો પોતપોતાને ઘેર ગયા.

અદાશ્રીએ મણીશંકરભાઇને કહ્યું હતું કે 'આપણે ભેગા ચાલશું.' તે મર્મ સમજાયો. મણીશંકરભાઇ અદાશ્રીની ક્રિયા કરીને બપોરની ગાડીમાં પોરબંદર ગયા અને અદાશ્રીના વચન પ્રમાણે તેમની નોકરી ચાલતી રહી.

પછી છગનલાલભાઈ તથા હરગોવિન્દભાઇ સ્વામીશ્રી પાસે મંદિરે આવ્યા અને સ્વામીશ્રીને કહ્યું, 'આ વખતે આપ તેરમા સુધી રોકાવ.' તે જ પ્રમાણે વૈજનાથભાઈ તથા હીરજીભાઇ, વીરજીભાઇ, શેઠ મોરારજીશાઈ બધાએ સાથે વિનતિ કરી. તેથી સ્વામીશ્રી અદાશ્રીના તેરમા સુધી રોકાયા. તેમ જ તમામ સંતો અને ગુજરાતના હરિભક્તોને પણ રોકયા. મંદિરમાં 'સ્વામીની વાતુ' ની પારાયણ શરુ કરી. પારાયણની પૂર્ણાહુતિને દિવસે વૈજનાથભાઇ તથા માધવજી-ભાઇએ તમામ હરિભક્તોને જમંન સીલ્વરના લોટાના લાણા કર્યા અને સર્વે સંતોને છ પ્રકરણની સ્વામીની વાતુની ચોપડી આપી.

અદાશ્રીના આમ અચાનક ધામમાં જવાથી સર્વત્ર સત્સંગ મંડળમાં શોક વ્યાપી ગયો. ગુણાતીત જ્ઞાનના પ્રવર્તક અને સાધુતાના ગુણે યુક્ત શ્રી કૃષ્ણજી મહારાજના ધામમાં જવાથી, ગુણાતીત મંડળમાં અને સમગ્ર સત્સંગમાં ન પૂરી શકાય એવી ખોટ પડી. ભગતજી મહારાજ અને સ્વામી શ્રી જાગા સ્વામીના સમકાલિન અને ગુણાતીતાનંદ સ્વામીના અગ્રગણ્ય શિષ્યોમાંના એક, શ્રી કૃષ્ણજી મહારાજ, સાક્ષાત્ સ્વામી સ્વરૂપ હતા. એટલું જ નહિ પરંતુ સત્સંગમાં નાનામાં નાના

હરિભક્તને પણ સ્વામી સ્વરૂપ જ દેખતા. સત્સંગમાં નાનામાં નાના થઈને વર્તવું એ તેમનો સ્વભાવ હતો. તેમની મહત્તા પણ તેજ હતી. તેમની પ્રિય સાખી :—

'નાને શુ નાને હો રહીએ જૈસી નાની દૂબ,
ઘાસ ફ્રીસ સબ ઉડી ગયા દૂબ ખૂણકી દૂબ.'

આ તેઓ સદા બોલતા અને પોતાના સંગીને પણ આવા નાના થવા જ ઉપદેશ દેતા. આવા પરમ એકાંતિક સત્પુરુષની ખોટ ગુણાતીત જ્ઞાનના પિપાસુઓને તો સાલી, પરંતુ જ્ઞાનદષ્ટિથી સૌએ શાંતિ રાખી. વળી સ્વામીશ્રીની હાજરીથી સૌને અપાર ધીરજ મળી ગઈ.

× × ×

**પ્રયાગ રાજ તીર્થમાં**

સ્વામીશ્રી સર્વે સંત મંડળને લઈ રાજકોટથી અદાશ્રીના તેરમા બાદ નીકળ્યા. સૌને કહ્યું, 'ચાલો આપણે મહુવા જઈએ.' સાથે નિર્ગુણદાસ સ્વામી, વિજ્ઞાનદાસ સ્વામી, જ્ઞાનજી મહારાજ, અક્ષરપુરુષદાસજી રણછોડ ભકત વગેરે હતા. રાજકોટથી નીકળી બધા જેતપુર ગયા. અહીં જેતપુરનું મંદિર ચણાતું હતું. બાલમુકુન્દદાસ સ્વામી અત્રે હતા. તેમના દર્શન કર્યા. સ્વામી રાજી થયા. પછી શિહોર થઈને પાલીતાણા ગયા. અહીં નદીમાં સ્નાન કરીને મંદિરમાં ઊતર્યા. રાત્રે મંદિરમાં સભા થઈ. એટલે સ્વામીશ્રીએ 'જ્ઞાનજી' મહારાજને કહ્યું, 'વચનામૃત બોલો.' એટલે તેમણે મંગળાચરણ 'શ્રી અક્ષર પુરુષોત્તમેભ્યો નમો નમઃ' એ પ્રમાણે કર્યું. તેથી ત્યાંના હરિભક્તોએ પૂછ્યું, 'તમો બોચાસણના છો?' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'હા, અમો બોચાસણના છીએ.' ત્યારે તેમણે પૂછ્યું. 'તમે સ્વામી શાસ્ત્રીજી મહારાજ કે?' એટલે સ્વામીશ્રી કહે 'હા.' એ સાંભળી તે તમામ હરિભક્તો અત્યંત રાજી થયા અને કહ્યું, 'અહોહો! તમો પધાર્યા?' એમ કહી બધાએ દંડવત્ કર્યા. પછી રાત્રે ખૂબ કથાવાર્તા કરી.

સવારે બે ગાડા ભાડે કરી બગડાણા ગયા. ત્યાંના હરિભક્ત

રણછોડભાઈએ રસોઇ આપી એટલે સંતોએ રસોઈ કરી. સૌ જમ્યા અને રાત રોકાયા. સવારમાં ત્યાંથી બે ગાડા ભાડે કરીને મહુવા પહોંચ્યા.

મહુવા ભાઈચંદભાઈને ઘેર ઉતારો કર્યો. પછી સ્વામીશ્રી કહે, 'ચાલો ભગતજી મહારાજને ઘેર.' ત્યાં તેડી ગયા. ભગતજી સાત શેરનું ચુરમુ ખાઇ ગયા હતા તે વાત કરી. જ્યાં ભગતજી મહારાજ પોઢતા, જ્યાં મંદવાડનો ખાટલો હતો, તે દર્શન કરાવ્યા. તે વખતે નિર્ગુણદાસ સ્વામી પેઃળે લૂગડે હતા. તેમણે ભગતજીની સેવા કરી હતી તે બધી વાત કરી. પછી માલણ નદીમાં સ્નાન કરાવ્યું. ભગતજીને જે સ્થાને અગ્નિ સંસ્કાર કર્યો હતો, તે સ્થાનના દર્શન કરાવ્યા. સૌએ દંડવત્ કર્યા અને પ્રસાદીની રજ લીધી. પછી ગોપનાથના દર્શન કરાવ્યા. પછી હનુમાન જતી–મહારાજના પ્રસાદીના–તેના દર્શન કર્યા. મહુવામાં ત્રણ દિવસ રોકાયા અને સૌને ભગતજીના અદ્ભુત મહિમાની સ્વામીશ્રીએ વાતો કરી.

પછી મહુવાથી પગ રસ્તે સૌ નીકળ્યા. સૌ પોતપોતાના પોટલા ઉપાડી, વાતુ કરતા ચાલે. સ્વામીશ્રીએ પણ પોતાનું પોટલું ઉપાડયું હતું. એટલે રણછોડ ભક્ત કહે, 'તમો બધા પોટલા ઉપાડીને ચાલો છેઃ તે આમાં ગુરુ કોણ છે તે કોણ જાણશે ? માટે સ્વામી પાસેથી પોટલું લઇ લ્યો.' તે વખતે અક્ષરપુરુષદાસજી ભેગા હતા તેમણે સ્વામીશ્રી પાસેથી પૂજાની ઝોળી લઈ લીધી. પછી રણછોડ ભક્ત કહે, 'હવે કોઇ એમ જાણે જે આ ગુરુ લાગે છે. બધા પોટલા ઉપાડે તેમાં ગુરુ કોણ છે એમ કોણ ઓળખે ? હવે સૌ જાણે જે આ સ્વામી ગુરુ છે.' પછી ચાલતા પાછા બગડાણા થઇને કોટીયા આવ્યા. ત્યાંના નાજા કામળીયે ઠાકોરજી માટે દૂજણી ભેંશ આપી હતી, તે દોરતા દોરતા સૌ કેરીયા પાસે ગામ દરેડ આવ્યા. અહીં ઘેલામાં સ્નાન કર્યું. રસોઇ કરીને સૌ જમ્યા. પછી સારંગપુર જવા નીકળ્યા. સ્વામીશ્રી માટે ગાડું ભાડે કર્યું હતું એટલે સ્વામીશ્રી ગાડામાં બેઠા અને સૌ સંતો કીર્તનો ગાતા સવારમાં નીકળ્યા. એ પ્રમાણે સૌ સારંગપુર આવ્યા અને સં. ૧૯૬૯ ના અન્નકૂટનો સમૈયો

સારંગપુરમાં કર્યો. સ્વામીશ્રી બે ત્રણ દિવસ રોકાયા અને પછી ગુજરાત તરફ પધાર્યા.

સ્વામીશ્રી સાથેના સૌ સંતો સારંગપુરમાં મંદિર માટે નવી મળેલી જમીન ઉપર વાડો કરવાની સેવામાં જોડાઇ ગયા અને મંદિરનું કામ ધમધોકાર ઉપાડયું.

## જમીન વિકાસની યોજના

મુક્તરાજ આશાભાઇ પ્રભુદાસ તથા ઇશ્વરભાઇ પ્રભુદાસ બંનેને સાધીમાં ત્યાંના મંદિરવાળાના વિરોધને લઇને, સ્વામીશ્રી ઝાઝું આવી શકતા નહિ, તેથી સ્વામીશ્રીની સેવાનો જે લાભ તેમને મળવો જોઇએ, તે પ્રમાણમાં મળતો નહિ. આ ખોટ તેમને સાલતી. આ ખોટ ટાળવા કાંઇ ઉપાય કરવાનું તેઓ વિચારતા. તે વખતે સ્વામીશ્રી સેજાકૂવા બિરાજતા હતા. એટલે આશાભાઇ તથા ઇશ્વરભાઇ ત્યાં આવ્યા. સ્વામીશ્રીને તેમણે પોતાની મુશ્કેલી જણાવી. સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'તમો બહાર નીકળો અને બીજે જમીન રાખો.' એટલે આશાભાઇએ કહ્યું, 'આપ અમારે ત્યાં આવી શકો એવી જગ્યા બતાવો તો આપ કહો ત્યાં જમીન રાખીએ.' એટલે સ્વામીશ્રી સૂતા હતા તે બેઠા થઇ ગયા અને કહ્યું, 'વડોદરા પાસે આજવા રોડ છે. ત્યાં રસ્તા ઉપર મોકાની જમીન છે, તે રાખો. ત્યાં જમીન મળશે અને તમને અનુકૂળ પણ આવશે અને સર્વ વાતે સુખી થશો.' સ્વામીશ્રીની આ આજ્ઞા સાંભળીને, મુક્તરાજ આશાભાઇએ સાધી છોડી દેવાનું નક્કી કરી દીધું.

તે પછી બોચાસણના સમૈયામાં આશાભાઈ તથા ઇશ્વરભાઈ બન્ને આવ્યા. સમૈયો પત્યા પછી સ્વામીશ્રીએ તેમને બોલાવી પૂછ્યું, 'જમીન જોઇ આવ્યા ?' તેમણે 'ના' કહી. એટલે સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'ચાલો હું તમને જમીન બતાવું.' એમ કહી પોતે ડમણિયું જોડાવ્યું. અહો ! પોતાના અનન્ય ભક્તના વ્યવહાર માટે કેટલી

કાળજી ! કેટલી ખંત ! બીજા અનેક આલંબનોનો ત્યાગ કરાવી, કેવળ ભગવાનની જ મૂર્તિ અંતરમાં રહે, તેવા ઉપાયમાં પોતે સહાયભૂત થઇ, વ્યવહારમાં ભળી પોતાના સમાગમના અખંડ યોગથી ભગવાન અને ભગવાનના સંત મુખ્ય છે, એવું જ્ઞાન સમજાવી, વ્યવહાર નહિવત્ કરાવી દેનાર, આ સત્પુરુષ જ્યારે વ્યવહારમાં ભળે છે ત્યારે પ્રાકૃત મતિવાળા, 'સાધુને વળી પ્રવૃત્તિ શું ? વ્યવહાર શું ?' એમ બોલે છે. પણ આવા સાધુના સંબંધથી તો વ્યવહાર પણ નિર્ગુણભાવ પામી જાય છે. ભગવાનનું તો બિરુદ છે કે, જે ભક્ત મારું અનન્ય ભાવે ચિંતવન કરે, તેના યોગ અને ક્ષેમનું હું વહન કરું છું.

સ્વામીશ્રીના સૂચનથી વડોદરાની બાજુમાં જેસિંગપુરામાં લગભગ ૧૦૦ વિઘા જમીન આશાભાઇ તથા ઇશ્વરભાઇએ લીધી. ત્યાર પછી બીજી જમીન પણ ત્યાં આગળ લગભગ ૬૫૦ વિઘા જેટલી લીધી. સ્વામીશ્રી અત્રે અવારનવાર આવવા લાગ્યા. સાથે હરિભકતોને લાવતા. હરિભકતોને પરસ્પર ભેળા કરી સુહૃદભાવ વધારવામાં, આવા સમૈયા અને ઉત્સવ અતિ અદ્ભુત કાર્ય કરે છે. સ્વામીશ્રી આમ જ દરેકે દરેક હરિભકતોને અંદર અંદર વિશેષ પરિચયમાં મૂકી દેતા. આશાભાઇને સ્વામીશ્રીમાં અત્યંત પ્રીતિ, નિષ્ઠા અને મહિમા હતા. એટલે સ્વામીશ્રીના સૂચનથી તેમણે લીધેલી જમીનમાંથી કેટલીક ગાનાના મગનભાઇ પ્રભુદાસ તથા કોયલીના માધવભાઇ ઈશ્વરભાઇ વગેરેને, જરૂરીયાત પ્રમાણે આપી દીધી.

તે અરસામાં સાંખેજના ભૂલાભાઇ જેઠાભાઇ[1] આ જમીન ઉપર એક વખત આવ્યા. સ્વામીશ્રી એ વખતે ત્યાં હતા એટલે જમીન સંબંધી વાત નીકળતા તેમણે કહ્યું, 'સાંખેજ અને કનીજ વચ્ચે જમીન બહુ સારી છે અને તે પડતર છે. જો કલેકટર પાસે જઇને માંગણી

---

૧ સ્વામીશ્રીના અનન્ય શિષ્ય હતા અને સ્વામીપુરાની જમીન અંગે પણ ખૂબ મદદ કરી હતી. તેમના પુત્રો છોટાભાઇ, મણીભાઇ, ઉમેદભાઇ, વિઠ્ઠલભાઈ, ઠાકોરભાઇ તથા ભગવતીભાઇ તથા તેમના ભાઇ મોતીભાઇના પુત્રો અંબાલાલભાઇ તથા મનુભાઇ વગેરે હજુ પણ સત્સંગની સારી સેવા કરી રહ્યા છે.

કરીએ તો તુરત જ મળે તેમ છે.' સ્વામીશ્રીને જમીનમાં ઘણો જ રસ હતો. એટલે કોઇપણ નવી જમીનની વાત કરે એટલે તુરત જ લક્ષ્યમાં લઇને તે પોતે જાતે જોઇ લેતા અગર કોઇને મોકલતા. સ્વામીશ્રી કહેતા કે જમીનની વિશાળતા અને રસાળતા ઉપર એ પ્રદેશનો વિકાસની શકયતા બંધાએલી હોય છે. સ્વામીશ્રી, ભવિષ્યના વિકાસને ખ્યાલ, દરેક પ્રશ્નના વિચારમાં રાખતા. સ્વામીશ્રીએ તુરત જ આશાભાઇને તથા કોઠારી જીભાઇને તે જમીન જોઇને કલેકટરને મળવાની સૂચના આપી.

સ્વામીશ્રીની સૂચના અનુસાર આશાભાઈ તથા કોઠારી જીભાઈ બન્ને જમીન જોઈ આવીને કલેકટરને મળવા ગયા. અને જમીનની માંગણી કરી પરંતુ કલેકટરે કહ્યું, 'તમારે જમીન જોઇતી હોય તો રહુમાં જેવી જમીન છે તેવી બીજે કયાંય નથી. મેં ઊંટ ઉપર બેસીને તે જમીન જોઇ છે.' એટલે આ બન્નેને થયું કે એ જમીન જોવી જોઇએ. પછી કલેકટરે તે જમીન બતાવવા માટે તળાટીઓને મોકલ્યા. રહુની જમીન જોઇ આ બંન્ને બહુ જ રાજી થયા. પણ જમીન પડતર અને બાવળના ઘાટા ઝાડથી એવી ભરચક હતી કે સૂર્યનું એક કિરણ પણ જમીન ઉપર પડે નહિ. છતાં પણ જમીન જોઇને હૈયું ઠરી ગયું. સ્વામીશ્રીને વાત કરી અને સ્વામીશ્રીએ પણ જમીન લઇ લેવાની ભલામણ કરી.

આ પ્રમાણે સં. ૧૯૭૦ માં રહુ, નાયકા, વારસંગ, કલોલી વગેરે ગામોની આસપાસ ચાર હજાર વિઘા જમીન રાખી. ત્યારબાદ બીજાં સત્તાવીશ ગામોની જમીન લગભગ સાત હજાર વિઘા રાખી લીધી. પછી જે જે હરિભક્તને જમીન જોઇએ તેને નામે, વિઘે અમુક રકમ લઇ, જમીન ચઢાવી દેવા નક્કી કર્યું અને આ રકમ સારંગપુરના મંદિરના ખર્ચમાં આપવા સૌએ કબૂલ કર્યું. આ પ્રમાણે સ્વામીશ્રીએ આટલી જમીન રખાવી, હરિભક્તોને અંદર અંદર સહકારી ભાવના કેળવી ખેતી કરી, શ્રેયસ્ અને પ્રેયસ્‌ના પંથે જોડી દીધાં.

## મુક્તરાજ કુબેરભાઈને યોગ

સં. ૧૯૭૦ માં મહેળાવના લાલદાસ પટેલ તમાકુના કામકાજ અંગે ભાવનગર ગયા હતા. અહીં મંદિરમાં દર્શન કરવા રોજ જતાં, એક હરિભક્તને અતિ ઉત્સાહથી કથાવાર્તામાં રસ લેતા, તેમણે જોયા. આ ભક્તનો આવો ઉત્સાહ જોઇ, સભા ઊઠયા પછી ખાનગીમાં તેઓ તેમને મળ્યા અને વાત કરી, 'તમોને કથાવાર્તાનો આટલો ઇશક છે તેથી મને થયું કે કદાચ કોઇ સારા સાધુના જોગમાં આવી જાઓ તો આગળ બહુ વધી જશો. અહીં બોટાદ પાસે સારંગપુરમાં નવું મંદિર બંધાય છે. તે બાંધનાર શાસ્ત્રી મહારાજ મારા નાના ભાઈ થાય. તેમની ભેળા જૂનાગઢી સંતો પણ કેટલાક આવ્યા છે. એટલે સારંગપુરમાં અત્યારે જ્ઞાનવાર્તાની રમઝટ ચાલે છે. પૂર્વના મુકત અને ખરા ખપવાળા હોઈ, આ હરિભકતે સારંગપુર જઈ, આ સાધુઓનો જોગ કરવાનું નક્કી કર્યું.

સારંગપુરમાં સુવર્ણ અને રત્નજડિત મંદિર

તે અરસામાં સ્વામીશ્રી સારંગપુરમાં હતા. અત્રિ છગનલાલ ગગાભાઈ તથા ચચાણાના મેરૂભા દરબાર, અડવાળના બાપુભા વગેરે હરિભક્તો પણ સારંગપુરમાં સ્વામીશ્રીના દર્શને આવ્યા હતા. જૂનાગઢી સંતો સ્વામી વિજ્ઞાનદાસજી, 'જ્ઞાનજી' મહારાજ ભગવતસ્વરૂપદાસજી વગેરે પણ સારંગપુરમાં જ હતા. એક દિવસે પીઠા ખાચરના ઓરડામાં આ સૌ સંત હરિભક્તોની સભા રોજના નિયમ પ્રમાણે થઈ હતી. તે વખતે સ્વામીશ્રીએ છગનભાઇને કહ્યું, 'છગનભાઈ! તમે પહેલ કરો તો આ સારંગપુરના મંદિરની લખણી કરીએ.' આ ભક્તરાજે સ્વામીશ્રીને ખૂબજ નમ્રતાથી બે હાથ જોડીને કહ્યું, 'સ્વામી! મા બાપ! આપે તો લાખો રૂપિયાનું કામ આદર્યું છે. એમાં મારા જેવાનું શું ગજું? મારી રકમમાંથી કાંઈ આ મંદિર ઓછું પૂરું થવાનું છે?' સ્વામીશ્રી તેમની વાત સાંભળી હસ્યા અને કહ્યું, 'તો પણ તમે કાંઈક લખાવો.' પછી તેમણે સ્વામીશ્રીની મરજી ઉપર છોડયું. એટલે સ્વામીશ્રીએ ખરડામાં પ્રથમ તેમનું નામ લખીને

રૂ. ૩૫) ની રકમ મૂકી. છગનભાઈ તો આ રકમ જોઇ મનમાં વિચારવા લાગ્યા, 'આવી રકમમાં કંઈ મંદિર પૂરું થાય ? તેમને વિચાર કરતા જોઈ સ્વામીશ્રીએ કહ્યું, 'છગનભાઈ શું વિચાર કરો છો ? તમારા જેવા નિષ્ઠાવાળા મુક્તોનો એક રૂપિયો એક કરોડ બરાબર છે અને એમાં જ આ મંદિર આમ પૂરું થવાનું છે' એમ કહી સ્વામીશ્રીએ હાથ લાંબો કર્યો. એટલામાં તો છગનભાઇને સુવર્ણ અને રત્નજડિત ત્રણ શિખરનું, ગગનની સ્પર્ધા કરે એવું, મહા મોટું મણિમય મંદિર અતિશય પ્રકાશે યુક્ત દેખાયું અને હજારો મુક્તો મંદિરમાં દર્શન કરે છે, એવા દર્શન થયા. આ સમાધિ સ્થિતિમાંથી તેઓ જાગ્રત થયા એટલે સ્વામીશ્રીના ચરણકમળમાં નમી પડયા અને સ્તુતિ કરી કહ્યું, 'સ્વામી ! આપ તો ઇશ્વરમૂર્તિ છો તે આપના સંકલ્પમાં જ બધું સમાઈ રહ્યું છે. અમારા જેવાની સેવા દયાએ કરીને આપ અંગીકાર કરો છો એ જ અમારું મોટું ભાગ્ય છે.' સ્વામીશ્રીના આવા અદ્‌ભુત પ્રતાપની ઝાંખી સૌને થઇ. સ્વામીશ્રી એ ત્રણ દિવસ રહી ગુજરાત તરફ વિદાય થયા.

**કુબેરભાઇનું પરિવર્તન**

એ ત્રણ દિવસ બાદ ભાવનગરના મુમુક્ષુ ભક્તરાજ આ મંદિરે આવ્યા. પરંતુ સ્વામીશ્રી તો બે ત્રણ દિવસ પહેલાં જ ગુજરાત તરફ ગયા છે, તે સમાચાર કોઠારી શંકર ભગત પાસેથી સાંભળીને, તેમને જરા ઉદાસિનતા થઇ. સ્વામી વિજ્ઞાનદાસજીએ તેમની મુમુક્ષુતા પારખી, તેમને પાસે બેસાર્યા અને અહીં આવવાનું પ્રયોજન પૂછ્યું. તેમણે પોતાની હકીકત સવિસ્તર કહી અને કહ્યું, 'મારું નામ કુબેરભાઇ છે. ભાવનગરના અમે વતની છીએ. વળી સત્સંગી પણ છીએ, પણ તમે આ જૂદું કર્યું છે તેથી અમારું મન જરા નોખું રહે છે.' વિજ્ઞાનદાસ સ્વામીએ તેમની વાત શાંતિથી સાંભળી લીધી અને પછી કહ્યું, 'અમારી વાત શાસ્ત્ર અનુસાર અને શ્રીજી મહારાજના સિદ્ધાંત પ્રમાણે જ છે.' એમ કહી વચનામૃતનો ચોપડો મંગાવી તેમને આપ્યો અને કહ્યું, 'વાંચો.'

પ્રથમ ગ. મ. ૯મું વચનામૃત વંચાવી શ્રીજી મહારાજ સર્વોપરી સર્વ અવતારના અવતારી છે તે સિદ્ધાંત સમજાવ્યો. પછી ગ. પ્ર ૭૧ મું વચનામૃત કઢાવ્યું અને કહ્યું, 'આમાં પણ મહારાજે પોતાનું સ્વરૂપ અક્ષરધામ સહિત પૃથ્વી ઉપર બિરાજમાન છે એમ સમજવું અને બીજા આગળ પણ એમ વાત કરવાની આજ્ઞા કરી છે.' પછી ગ. પ્ર. ૨૧, અક્ષરના બે સ્વરૂપની વાત સમજાવી અને કહ્યું, 'મૂર્તિમાન અક્ષર જ્યારે પુરુષોત્તમની સેવામાં હોય ત્યારે એ બે સ્વરૂપને કયા નામે ઓળખવું ?' તે ઉપર શિક્ષાપત્રી શ્લોક ૧૦૯–૧૧૦ વંચાવ્યા. જ્યારે રાધાએ યુક્ત કૃષ્ણ હોય ત્યારે રાધાકૃષ્ણ, રુક્મિણીએ યુક્ત હોય ત્યારે લક્ષ્મીનારાયણ અને અર્જુને યુક્ત હોય ત્યારે નરનારાયણ કહેવાય, તો અક્ષર જ્યારે મૂર્તિમાન સેવામાં હોય અને તેણે યુક્ત મહારાજ હોય ત્યારે અક્ષરપુરુષોત્તમ ન કહેવાય ?' પછી ગ. મ. ૨૪ વંચાવ્યું અને સમજાવ્યું કે 'આવી રીતે ભગવાન, ભગવાનનું ધામ અને તે ધામના મુક્તો એ ત્રણ અવિનાશી છે અને તે સિવાય બીજા જે દેવ, તે દેવના જે લોક અને વૈભવ તે સર્વે નાશવંત છે. એમ આત્યંતિક પ્રલય અથવા જ્ઞાનપ્રલયને અંતે તો મુક્ત, અક્ષર અને પુરુષોત્તમ જ રહે છે.' આ સ્થિતિ કરવા માટે ગ. મ. ૩૦ મું વચનામૃત વંચાવ્યું. 'સોનું અને સ્ત્રી જેને બંધન ન કરે એ કેવા પુરુષ હોય ? જે પોતાનું સ્વરૂપ શુદ્ધ ચૈતન્ય બ્રહ્મ માને અને બ્રહ્મરૂપ થઈને પરબ્રહ્મ પુરુષોત્તમ ભગવાન, તેનું ભજન કરે અને બ્રહ્મ થકી જે પ્રકૃતિને પ્રકૃતિનું કાર્ય માત્ર તેને મિથ્યા, નાશવંત અને તુચ્છ જાણે અને માયિક જે નામરૂપ તેને વિષે અતિશય દોષ દૃષ્ટિ રાખે ને તે સર્વ નામરૂપને વિષે અતિશય વૈરાગ્ય પામે, તેને સોનું અને સ્ત્રી બંધન ન કરે. એવા સત્પુરુષમાં મન, કર્મ, વચને જો જોડાઇએ તો એવી બ્રહ્મની સ્થિતિ કરાવી દે.' આ વચનામૃતોના નિરૂપણથી કુબેરભાઇના જ્ઞાનચક્ષુ ખુલી ગયા. પોતે પૂર્વના મુક્ત હતા, વળી નીડર અને શુદ્ધ મુમુક્ષુ હતા. એટલે જૂનાં માન્યતાના ખોટા બંધનો તૂટી ગયા અને અક્ષર પુરુષોત્તમનું તત્ત્વે સહિત જ્ઞાન થઈ ગયું. પછી મનમાં વિચાર કર્યો કે આ સાધુ જ્યારે આવા જ્ઞાની છે તો તેમના ગુરુ સ્વામી શાસ્ત્રીજી મહારાજ કેવા હશે ?

પછી વર્તમાન લઇ, કંઠમાં અક્ષર અને પુરુષોત્તમની, યુગલ ઉપાસનાના પ્રતિકરૂપ બેવડી નવી તુલસીની કંઠી પહેરી, સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજના શિષ્ય તરીકે ઉઘાડા પડ્યા. ગુજરાતમાં તો મોટા મોટા મહારથિઓને યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીએ પોતાના શિષ્યો બનાવ્યા હતા. અહીં સૌરાષ્ટ્રમાં પણ આવા મહારથિ તેમના શિષ્ય બની ગયા, તે જાણીને ગઢડામાં હાહાકાર થઇ ગયો! કુબેરભાઇ બંડિયા ભેગા ભળી ગયા? ગજબ થઇ ગયો! પરંતુ તેમને વાળે કોણ?

મહારથિ મુનીશ્વરાનંદ

આવી બાબતમાં શાસ્ત્રી મુનીશ્વરાનંદજી પ્રથમ બીડું ઝડપતા. એટલે તેમણે આ કામ માથે લીધું. ત્રીસ સંતોનું મંડળ લઇને ભાવનગરમાં પડાવ નાંખ્યો. મંદિરમાં બીજે દિવસે કુબેરભાઇ ગયા ત્યારે તેમણે શાસ્ત્રીને જોયા એટલે ઘણા જ રાજી થયા અને તે જ દિવસે પોતે પ્રથમ રસોઇ આપી. શાસ્ત્રીને કુબેરભાઇનો ભાવ જોઈ હિંમત આવી અને પછી બેસારીને કહ્યું, 'જુઓ, આ બંડિયા બધા મનસ્વી રીતે વર્તે છે, મહારાજની કોઇ આજ્ઞા પાળતા નથી, શિક્ષાપત્રી પ્રમાણે વર્તતા નથી, આચાર્યને માનતા નથી અને વળી 'અક્ષર'નું તૂત લાવી સાધુની મૂર્તિ પધરાવે છે..." તેમને એટલેથી જ અટકાવીને કુબેરભાઇએ કહ્યું, 'જુઓ, બ્રહ્મચારી મહારાજ! અત્યાર સુધી તો મને એ લોકોનો આઠ આની ગુણ હતો. પણ તમારી વાતુથી મને હવે તેમનો સત્તર આની ગુણ આવ્યો છે. તેમની પાસે હું જેટલો વખત રહ્યો, તેમાં વરતાલ કે ગઢડા સંબંધી એક પણ ઊતરતો શબ્દ તેમણે મને *કહ્યો નથી. વળી વચનામૃત વંચાવીને જ મને તેમની વાત સાચી* મનાવી દીધી છે. હવે જો તેમની વાત ખોટી હોય તો તે ભાવના વચનામૃત કઢાવીને મને સમજાવો.' શાસ્ત્રી તો આભા જ બની ગયા. વચનામૃતમાં તો અક્ષર અને પુરુષોત્તમ સિવાય બીજી વાત જ નથી. સાધુના અપાર મહિમાની જ વાત મહારાજે કહી છે. વળી અક્ષર અને પુરુષોત્તમનું જ્ઞાન સનાતન છે. આ સિદ્ધાંત અંતરમાં સારી રીતે સમજનાર, શાસ્ત્રી મુનીશ્વરાનંદજી શી રીતે તે જ્ઞાનને

ખોટું કરાવી શકે ? છેવટે તેમણે એટલું કહ્યું, 'તમને એમનો ગુણુ આવ્યો છે એટલે હમણાં અમારી વાત નહિ માનો. પણ સાધુને ઘરેણાં પહેરાવવા, જરિયાન વસ્ત્ર પહેરાવવા, એ શોભે ?' કુબેરભાઈ પાસે આનો ઉત્તર હતો પણ આ પુરાણીને સભામાં સાવ ભોંઠા ન પાડવા એ વિવેકથી, તેમણે ફક્ત એટલું જ કહ્યું, 'બ્રહ્મચારી મહારાજ! હવે કાંઇક જ્ઞાન વાતો કરો તો અહીં આવ્યું સાર્થક થાય.' બ્રહ્મચારી વીલા પડી ગયા. બોચાસણમાં જે પરિસ્થિતિ તેમની થઇ હતી, તેનાં કરતાં વિશેષ મુશ્કેલ પરિસ્થિતિ અહીં થઈ; ત્યાં સીધું અપમાન હતું, અહીં ટાઢો અગ્નિ હતો. એટલે ઉપડતે હૈયે કથા કરી. બીજે દિવસે મંડળ સહિત ગઢડા પહોંચી ગયા.

× × ×

સ્વામીશ્રીનું તો એક જ ધ્યેય હતું. અખંડ વિચરણ કરવું, અને તેટલા વિશેષ મુમુક્ષુઓને આ જ્ઞાનની નિષ્ઠા કરાવવી; તે કરવા માટે જેમ શ્રીજી મહારાજે યજ્ઞો કર્યા, ચોરાશીઓ કરી, સમયા કર્યા, તેમ સ્વામીશ્રી પણ યજ્ઞો, પારાયણો યોજતા. સ્વામીશ્રી બોચાસણ પધાર્યા. અત્રે ખંભાતના બ્રહ્મભટ્ટ ખોડાભાઇએ તથા ધનેશ્વર મયારામ બન્નેએ મળી પારાયણ કરાવવાનું નક્કી કર્યું. આ કથા પ્રસંગે પણ ગુજરાતના હરિભક્તોને તેડાવી સૌને જ્ઞાનવાર્તાનું સુખ આપ્યું. તે વખતે આવા પ્રસંગોમાં હરિભક્તો ખૂબ જ ઉત્સાહથી ભાગ લેતાં. આવા ઉત્સાહમાં જ આ પ્રસંગ ઉજવાયો.

બ્રહ્મરૂપ થવું હોય તો બોચાસણ ચાલો

આ પારાયણ પછી ચૈત્રી સમૈયો આવ્યો અને તે સમૈયા પછી અધિક શ્રાવણ માસમાં બોચાસણના વતની બેચર કીસાએ પારાયણ કરાવવાનું નક્કી કર્યું. મહાખળ અને પાપના પર્વત જેવા આ પુરુષને, સ્વામીશ્રીએ વશ કરી લીધો હતો. સ્વામીશ્રીની મૂર્તિમાં પ્રભાવ હતો, તેમની આંખમાંથી તેજની ધારા છૂટતી, તેમના અવાજમાં સત્તાના મદને હણવાનો રણકાર હતો. તેમણે ફક્ત બેચર કિસા તરફ દૃષ્ટિ જ કરી હતી. અનંતને પોતાની દૃષ્ટિથી નિર્ગુણ બનાવી દેનાર,

સ્વામીશ્રીની દષ્ટિમાંથી છૂટતા પ્રકાશના કિરણોએ બેચર કિસાના અંતઃકરણમાં પ્રવેશ કર્યો હતો. શેષનાગને માથે ખીલી ઠોકનાર આ પુરુષનો પાતાળ સુધીનો પ્રભાવ તો તેણે નજરે જોયો હતો. ત્યારે આ લોકની તો તેમને ગણતરી હોય? તેનો વિરોધ ભકિતમાં પલટાઈ ગયો અને બોચાસણનો બેચર કિસા સ્વામીશ્રીનો અનન્ય શિષ્ય થઈ ગયો. સ્વામીશ્રીનો શિરસાટે પક્ષ રાખી બોચાસણ મંદિરની ઘણી ઘણી સેવા આ ભકતે કરી. ઉત્તરાવસ્થામાં સ્વામીશ્રીને રાજી કરી દેવા તેણે એક માસની–સં. ૧૯૭૦ ના અધિક શ્રાવણ માસમાં–કથા બેસારી. આ કથામાં તમામ સંતો હરિભકતો આવે એવો આગ્રહ તેણે રાખ્યો. સ્વામીશ્રીએ તેના પ્રેમ અને ભાવને વશ થઈને, સારંગપુર કામ કરતા તમામ સંતોને બોચાસણ બોલાવ્યા. સાથે સાથે પૂજાજી બાપુ, રણછોડ ભકત વગેરેને પણ ખાસ બોલાવ્યા. પારાયણના પ્રસંગો દરમ્યાન સ્વામીશ્રી પણ સાગર રેલે તેમ રેલ્યા અને જૂના જૂના ઘણા પ્રસંગો– જોબન વરતાલો, માનભા, તખો પગી, મુંજો સુરુ વગેરેના આખ્યાનો– કહ્યા. ભગવાન અને સંતની કરુણાથી જ ફકત આવા પાપના પહાડો નિર્ગુણ થઈ અક્ષરધામના અધિકારી બની જાય છે. એક ખૂણામાં માળા લઈને બેસનાર બેચર કિસા સ્વામીશ્રીની વાતો સાંભળતો, અંતર્દષ્ટિ કરી મંદ મંદ હસતો સમજતો હતો કે આ તો બધું મારું જ આખ્યાન ચાલે છે. સ્વામી મહાપુરુષદાસજી, નિર્ગુણદાસજી, વિજ્ઞાનદાસજી, રણછોડ ભક્ત, પૂજાજી બાપુ વગેરેએ પણ ઘણી જ વાતો કરી. આ કથાથી એવો ઉદ્‌ઘોષ થયો કે 'આજ બ્રહ્મરૂપ થવું હોય તો બોચાસણ ચાલો.' શાસ્ત્રીજી મહારાજે અક્ષરધામના દરવાજા ખુલ્લા મૂકી દીધાં છે. અર્ચિ માર્ગ સમી બોચાસણની વાટ, જેમ કીડિયારું ઊભરાય તેમ, હરિભક્તોનાં સંઘથી ઊભરાવા લાગી. બેચર કિસાને તો પોતાનું જીવતર ધન્ય થઈ ગયું લાગ્યું. સ્વામીશ્રીની દષ્ટિમાં આવી જનાર આ પુરુષને લાગ્યું કે 'મો સમ કૌન કુટિલ ખલ કામી' મારા જેવાને દષ્ટિથી પ્રજાળનાર આ પુરુષને ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે!'

× × ×

સ્વામીશ્રી, સ્વામી પુરુષોત્તમદાસજી, પ્રેમવતીદાસજી વગેરે

સ્વામીશ્રી પાસે મોક્ષને વાસ્તે જ રહ્યો છું

સંતોને સાથે લઇ ધર્મજ, વીરસદ વગેરે ગામોમાં ફરી, વડોદરા બાપુ કંસારાને ત્યાં સારંગપુરના મંદિર માટે મૂર્તિઓ થતી હતી, તે જોવા પધાર્યા. આ સાધુને ઊતારે રાખી સ્વામીશ્રી, બાપુ કંસારાને ત્યાં મૂર્તિઓ જોવા પધાર્યા. એટલામાં વડોદરા મંદિરમાંથી સાધુ ઉત્તમચરણદાસજી, નારાયણવલ્લભદાજી, ગવૈયા રામલક્ષ્મણદાસજી વગેરે, પ્રેમવતીદાસ આવ્યા છે તે જાણી, તેમને તેડવા આવ્યા. 'તમને શાસ્ત્રી ઘણાં સંભારે છે અને ખાતા નથી માટે તમે એક વખત તેમને ભેગા થઈને પછી પાછા આવજો.' એમ પ્રેમવતીદાસને અતિ આગ્રહ પૂર્વક તેમણે કહ્યું. સાધુ પ્રેમવતીદાસ, શાસ્ત્રી કૃષ્ણપ્રિયદાસજીના મંડળના હતા અને તેમને છોડી સ્વામીશ્રી પાસે આવી ગયા હતા. એટલે શાસ્ત્રીને દુઃખ થયું હતું. તેમને ગમે તે પ્રકારે પ્રેમવતીદાસને પોતાના મંડળમાં પાછા લેવા હતા. પરંતુ અક્ષર પુરુષોત્તમની શુદ્ધ નિષ્ઠા અંતરમાં ઊતર્યા પછી અને સ્વામીશ્રી સાથે સ્નેહનું અતૂટ બંધન થયું હોવાથી, સ્વામીશ્રીની આજ્ઞા સિવાય પ્રેમવતીદાસ મળવા પણ ન જાય. તેમણે કહ્યું, 'મારાથી શાસ્ત્રીજી મહારાજની આજ્ઞા સિવાય અવાય નહિ. તેઓ આવશે એટલે તેમને પૂછીને આવીશ.' આ બંને સાધુ આ સંદેશો લઇ મંદિરમાં ગયા.

થોડી વારે સ્વામીશ્રી મૂર્તિ જોઇ ઊતારે આવ્યા. પ્રેમવતીદાસે તેમને વાત કરી. એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'ત્યાં જવામાં અને ભેગું થવામાં માલ નથી.' પરંતુ પ્રેમવતીદાસે અતિ આગ્રહ કર્યો એટલે છેવટે સ્વામીશ્રીએ કહ્યું, 'ભલે તમારી મરજી હોય તો આપણે બે જ જઈએ. બીજા સાધુનું કામ નથી.' પછી સ્વામીશ્રી પ્રેમવતીદાસ તથા વીરસદના મોતીભાઇ, સાંકરદાના માધાભાઇ, બામણગામના વઘેભાઇ, ગાનાના રેવનદાસ, કોયલીના ધૂળાભાઇ વગેરે હરિભક્તોને સાથે લઇને મંદિરે ગયા. અહીં ગાયોવાળે દરવાજે સ્વામીશ્રી પાટ ઉપર બેઠા. પ્રેમવતીદાસ પણ તેમની સાથે બેઠા. સાથેના હરિભક્તો મંદિરમાં શાસ્ત્રી કૃષ્ણપ્રિયદાસની ખબર કાઢવા ગયા. પરંતુ શાસ્ત્રી કૃષ્ણપ્રિયદાસ

તો શહેરમાં પ્રેમવતીદાસની ખબર કાઢવા ગયા હતા. તે થોડીવારે આવી પહોંચ્યા અને દરવાજે જ સ્વામીશ્રીને તથા પ્રેમવતીદાસને બેઠેલા જોયા. આથી તેમના રોષે માઝા મૂકી. તુરત જ પ્રેમાવતીદાસનો હાથ પકડી તેમણે કહ્યું, 'ચાલ મંદિર પાછો. નહિ તો રખડી રખડીને મરી જઇશ. અહીં તો બહુ સુખ છે.' ત્યારે પ્રેમવતીદાસે હાથ છોડાવીને કહ્યું, 'શાસ્ત્રીજી મહારાજે મને દળના લાડુ અને ચરણારવિન્દની જોડ આપી લલચાવ્યો નથી. એક મોક્ષને વાસ્તે જ તેમની પાસે રહ્યો છું.' આ સાંભળી તેમનો ગુસ્સો વધ્યો અને પોતાના હાથમાં સીસમની લાકડી હતી તે ઉંચી કરી સ્વામીશ્રી તરફ ફરી તેમને કહ્યું, 'મારા સાધુને તું લઈ જનારો!' એમ કહી લાકડી સ્વામીશ્રીની કુખમાં મારી અને બીજી બરડામાં મારી. લાકડી એવા જોરથી મારી કે તૂટીને તેના બે કટકા થઈ ગયા. સ્વામીશ્રીએ તો જાણે કંઈ જ થયું નથી તેમ નીચે નમીને લાકડીના બે કટકા લઈ, તેમને પાછા આપ્યા. પણ સખત વાગ્યું હતું એકલે શૂળ બે હાથ વતી દબાવીને પાટ ઉપર બેસી ગયા. એટલામાં સ્વામીશ્રી સાથેના હરિભક્તો ત્યાં આવ્યા. તેમણે આ જાણ્યું એટલે કૃષ્ણપ્રિયદાસનો અત્યંત તિરસ્કાર કર્યો અને કહ્યું, 'આ સાધુનું લક્ષણ છે?' કૃષ્ણપ્રિયદાસ શરમાઇને મંદિરમાં ચાલ્યો ગયો. આ હરિભકતોએ સ્વામીશ્રીને કહ્યું, 'આપણે પોલીસમાં ફરિયાદ નોંધાવીએ.' સ્વામીશ્રીએ કહ્યું, 'એમાં તો સ્વામિનારાયણનું ખોટું દેખાય. સાધુને માર એ તો શણગાર છે.' સૌ હરિભકતો સ્વામીશ્રીના આ વચનથી સ્તબ્ધ થઈ ગયા. પ્રેમવતીદાસને પણ અત્યંત દુઃખ થયું. સ્વામીશ્રીને તેમના ખોટા આગ્રહથી અહીં આવવું પડયું અને આ દુષ્ટનો માર ખાવો પડયો, તેથી તેમની આંખમાંથી દડ દડ આંસુ પડવા લાગ્યા. સ્વામીશ્રીને પગે પડીને તેમણે પ્રાર્થના કરી, 'દયાળુ! મારે લીધે આપને માર ખાવો પડયો, મને માફ કરો.' સ્વામીશ્રી તો હસતા હસતા બોલ્યા, 'આ તો અમારે સંભારણું થયું. તમે કોઇ વખત રીસાવ ત્યારે અમારે કહેવાનું થાય કે માર ખાઇને લાવ્યા છીએ.' પછી ત્યાંથી ઊતારે ગયા. અહીં રસોઈ કરી ઠાકોરજી જમાડીને

સિયાજીપુરે આશાભાઇ તથા ઇશ્વરભાઇને ઘેર ગયા. અહીં સ્વામીશ્રીને લાકડી વાગેલી તે જગ્યાએ હળદર તથા મીઠું ઘસીને ચોપડયું. રાત્રે સ્વામીશ્રીએ સભામાં ઉપાસના સંબંધી બહુ જ વાતો કરી. સ્વામીશ્રી અત્રે થોડા દિવસો રોકાયા અને પછી અમદાવાદ પધાર્યા.

બાપુ ધામમાં જાય જ નહિ

સ્વામીશ્રી અમદાવાદ પધાર્યા અને સીધા ભવાનભા બાપુને ઘેર ગયા. અત્રે વાતાવરણ નિસ્તેજ અને વિષાદમય હતું. પરંતુ સ્વામીશ્રીના અચાનક પધારવાથી સૌના હૈયામાં હામ આવી ગઈ. કાળુભા બાપુ આંખમાં અશ્રુ સાથે સ્વામીશ્રી પાસે આવ્યા અને પગે લાગી કહ્યું, 'સ્વામી! બાપુ ધામમાં પધાર્યા.' આ સમાચારથી સ્વામીશ્રી ઊભા હતા તે એકદમ એક પગલું પાછા હઠી ગયા. આશ્ચર્યથી તેમણે પૂછયું, 'શું કહો છો? બાપુ ધામમાં જાય જ નહિ. અમારા તેડવા આવ્યા સિવાય શી રીતે ધામમાં જાય?' એટલું કહી સ્વામીશ્રીએ કાળુભા બાપુને કહ્યું, 'બાપુને જ્યાં સુવાર્યા હોય ત્યાં મને લઈ જાવ.' કાળુભા બાપુએ સ્ત્રીઓને દૂર કરી સ્વામીશ્રીને અંદર બોલાવ્યા. સ્વામીશ્રીએ તેમને પણ બહાર જવાનું કહ્યું અને પછી પોતે કમાડ બંધ કરી, બાપુના મૃત દેહ પાસે ગયા. ચિરનિદ્રામાં શાંત મુખમુદ્રાએ બાપુ, સ્વામીશ્રીની તથા સારંગપુર મંદિરની સેવા કર્યાના સંતોષે યુક્ત ભાવે, પોઢયા હતા. સ્વામીશ્રીએ તેમના કાનમાં 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' મંત્ર ફૂંકયો અને એ જ ક્ષણમાં આળસ મરડીને નિદ્રામાંથી જાગે, તેમ બાપુ બેઠા થયા. પછી કમાડ ઉઘાડી સ્વામીશ્રી હસતા હસતા બહાર આવ્યા અને કાળુભાને ઠપકો દેતા કહ્યું, 'હું ન આવ્યો હોત તો તમો બાપુને જીવતા જ બાળી દેત જીવ કંઇ ગયો ન હતો.' સર્વેના આનંદનો પાર ન રહ્યો. ભવાનભા બાપુએ સર્વેને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું, "મહારાજ તો મને ધામમાં લઈ ગયા હતા, પણ સ્વામીશ્રી મને પાછો લઈ આવ્યા. મહારાજને તેમણે કહ્યું, 'હજુ સારંગપુર મંદિરની પાંચ વર્ષ સેવા કરવા બાપુને રાખો.' એટલે મહારાજે મને પાછો

મોકલ્યો." આમ સ્વામીશ્રીએ શ્રીજી મહારાજની શુદ્ધ ઉપાસનાના પ્રવર્તનમાં પોતાને સહાયભૂત થાય એવા મુક્તોને, ધામમાંથી પણ પણ પાછા લાવી સેવામાં જોડી દીધાં. મહારાજ આજે તેમને વશ વર્તે છે, એ સત્યની પ્રતીતિ સ્વામીશ્રીએ આવા અનેક પ્રસંગોમાં સૌને કરાવી છે. પરંતુ જ્ઞાનચક્ષુવાળા ભક્તોને જ એ સાક્ષાત્ સ્વરૂપમાં મહારાજના દર્શન થાય.

સ્વામીશ્રીની રસઘન મૂર્તિ

સ્વામીશ્રીની મૂર્તિનો અદ્ભુત પ્રતાપ, ઐશ્વર્ય અને અનિર્વચનીય શકિત, તેમની કરુણામયી દષ્ટિમાંથી નીતરતી પ્રેમની અસ્ખલિત સૌરભ, જાણે ગુલાબ અને બટમોગરાની મઘમઘતી ખમરાટથી, સૌના અંતઃકરણને સદા શીતળતા અર્પતી, સદા લીધા જ કરીએ, ધીર ગંભીર અને ઘેરા રાગે નીકળતો તેમનો વાણી પ્રવાહ, મહારાજ અને સ્વામીના અખૂટ મહિમાનો, જાણે સાંભળ્યા જ કરીએ, કોઇને હાર આપતાં, કોઇને આશીર્વાદ આપતાં, કોઇના તરફ મીઠી દષ્ટિએ કરુણા કટાક્ષ ફેંકતા, કોઇને વ્યાવહારિક સૂચનો કરતા, જાણે દર્શન કર્યા જ કરીએ, ધીમી ચટકંતી ચાલે ચાલતી એ મૂર્તિને જાણે અંતરમાં ઊતાર્યા જ કરીએ, એવી એ સર્વાંગ સંપૂર્ણ દેદિપ્યમાન મૂર્તિનાં આકર્ષણ, જ્યાં જ્યાં એ મૂર્તિનો પદસંચાર થતો ત્યાં ત્યાં આબાલવૃદ્ધ સૌને થતાં જ. તેમના દર્શન કર્યા, એક જ વખત વાણીનો સ્રોત ઝિલ્યો, એક જ વખત આશીર્વાદ લીધાં, પછી એ મૂર્તિને ભૂલવી હોય તો પણ એ અશક્ય લાગતું. એવું અદ્ભુત આકર્ષણ અને પ્રેમનો અવિરત પ્રવાહ, તેમની રસઘન મૂર્તિમાંથી સદાય સૌને ઝિલવા મળતો.

સં. ૧૯૭૨ માં સ્વામીશ્રીની સાન્નિધ્યમાં ગાનામાં અતિ અદ્ભુત સમૈયો ઉજવાઇ ગયો. ત્રણ દિવસનો સમૈયો પુરો થયો અને સ્વામીશ્રીએ નીકળવાની તૈયારી કરી. નીકળતાં નીકળતાં રણછોડ મિસ્ત્રીને બોલાવીને કહ્યું, 'તમે બધા મંદિરોની સેવા કરી છે પણ અક્ષર પુરુષોત્તમ મહારાજની સેવા કરી નથી. માટે સારંગપુરમાં ઠાકોરજીનું

સિંહાસન તમારે તથા મિસ્ત્રી ત્રિકમભાઇ બંન્નેએ મળીને કરવાનું છે. તે કરશો એટલે તમારી સેવાનો કળશ ચડશે.' મિસ્ત્રીએ તે પ્રમાણે સારંગપુરમાં આવી સેવા કરવાનું કબૂલ્યું એટલે સ્વામીશ્રી બહુ જ રાજી થયા અને આશીર્વાદ આપી મળ્યા. સ્વામીશ્રી ગાનાથી નીકળી નાના સાહેબનું આમંત્રણ હોવાથી નડિયાદ પધાર્યા.

## નડિયાદમાં જ્ઞાનસત્ર

મહામુક્ત રામચંદ્રભાઇ

નડિયાદની બે વિભૂતિઓ, એક નાના સાહેબ અને બીજા રામચંદ્રભાઈ! અતિશય શૂરવીર અને જડભરત દશાવાળા આ ભક્તરાજની ભક્તિ અને સેવાનું માપ કોઇ કાઢી શકતું જ નહિ. તેમની દેહદશા જોતાં તો આ શું સેવા કરતા હશે તેમ જણાય. પરંતુ સ્વરૂપનિષ્ઠાની યથાર્થ દઢતા થયા પછી, ભગવાન કે ભગવાનના સંતને અર્થે શું ન થાય, એવો ભાવ તેમને સદા રહેતો. પોતાના કુટુંબના મજિયારાની તિજોરીમાંથી નગદ રૂપિયાની ફાંટો ભરી ખેટ બાંધી, એક રાત્રે ઘેરથી નીકળી, સ્વામીશ્રી પાસે જઇ, સ્વામીશ્રીને સારંગપુરની મૂર્તિઓના ખર્ચ માટે તેમણે રકમ ભેટ આપીદીધી. સ્વામીશ્રીએ આશ્ચર્યવત્ બની પૂછયું, 'આટલા બધા રૂપિયા કયાંથી લાવ્યા?' એટલે તેમણે હાથ જોડી કહ્યું, 'બાપા! એ તો મજિયારાના મારા ભાગમાંથી લીધા છે. ચોરી નથી કરી.' સ્વામીશ્રી તેમની અનહદ શ્રદ્ધા અને સેવા ભક્તિના ભાવથી, અતિશય પ્રસન્ન થયા. સારંગપુરની મૂર્તિઓનો ખર્ચ આપવાનો તેમનો સંકલ્પ હતો, અને સ્વામીશ્રીની આજ્ઞા હતી. તેમણે આ પ્રમાણે આજ્ઞા પાળી.

સ્વામીશ્રી પરમ ભાગવત સંત છે અને સમગ્ર સંપ્રદાયમાં અજોડ છે, એવો નિશ્ચય નાના સાહેબને છાણીના ધાભાઇના પ્રસંગથી થયો હતો. પોતે જ્ઞાનપિપાસુ હતા. આ વખતે સ્વામીશ્રીને તેમણે આમંત્રણ મોકલ્યું હતું. એટલે સ્વામીશ્રી ગાનાનો સમૈયો કરી માગશર માસમાં નડિયાદ પધાર્યા. સાથે ગાના આવેલું તમામ સંત–

હરિભક્તોનું મંડળ હતું. ઉપરાંત છાણીના ઘાભાઈ, સારસાના ગિરધરભાઈ,[1] અમદાવાદના મનસુખરામ મિસ્ત્રી, નંદુભાઈ શેઠ વગેરે આવ્યા હતા. દેસાઈવિગાવાળા દાદુભાઈ દેસાઈ પણ રોજ સ્વામીનો સમાગમ કરવા આવતા. રામચંદ્રભાઈ તો અખંડ સેવામાં જ ખડે પગે રહેતા. આમ નાના સાહેબને બંગલે ચૌદ દિવસનું જ્ઞાનસત્ર યોજાયું.

સ્વામીશ્રી નાના સાહેબને ઘેર રહ્યા તે દરમ્યાન એક દિવસ દોલતરામભાઈએ[2] સ્વામીશ્રીને પોતાને ત્યાં પધારવા આમંત્રણ મોકલ્યું અને પોરીભાઈને તેડવા મોકલ્યા. ગુજરાતી સાહિત્યના સાક્ષર, સંસ્કૃતના પ્રખર વિદ્વાન અને વરતાલ કમિટીના સભ્ય, શ્રી દોલાભાઈ, સ્વામીશ્રીના ખાસ સ્નેહી હતા. સ્વામીશ્રી વરતાલ હતા ત્યારે સ્વામીશ્રીની વિદ્વત્તાથી આકર્ષાઇ, તેમનો પ્રસંગ તેમણે સાધ્યો હતો. પરંતુ તેમનું ખૂબ જ પ્રવૃત્તિમય જીવન હોવાથી, સંપ્રદાયના સિદ્ધાંતોમાં ઊંડા ઊતરવા જેટલો અવકાશ તેમણે લીધો ન હતો. સ્વામીશ્રી પણ, મુમુક્ષુ સાધારણ જીજ્ઞાસા ન બતાવે ત્યાં સુધી, ઉપેક્ષાવૃત્તિ જ સેવતા. આથી સ્વામીશ્રી સાથે સ્નેહ હોવા છતાં, સ્વામીશ્રી પાસેથી ઉપાસનાના સિદ્ધાંત સંબંધી દોલાભાઇ કાંઈ પણ સમજી શક્યા ન હતા. સ્વામીશ્રી વરતાલથી બહાર નીકળ્યા તેમાં વિરોધિઓએ તો અવળો પ્રચાર કર્યો પરંતુ

---

૧ સ્વામીશ્રીનો રાજીપો ગિરધરભાઇ ઉપર ખૂબ જ હતો. સં. ૧૯૭૦ માં ગિરધરભાઇ તથા તેમના ભાઇ હીરાભાઇ, શંકરભાઇ, ઇશ્વરભાઇ વગેરેએ જમીન રાખી સ્વામીશ્રીને ખાતમુહૂર્ત કરવા તેડાવ્યા. સ્વામીશ્રી તેમની સાથે આશાભાઇ, મોતીભાઇ ભગવાનદાસ, પુરુષોત્તમ નેરાભાઇ વગેરે હરિભક્તોને લઇને પધાર્યા. ખાતમુહૂર્તના સમયે જ ખીજડા નીચેથી સ્વામીશ્રીના પગમાં બાવળની મોટી શૂળ વાગી અને લોહી બહુ નીકળ્યું. ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'ગિરધરભાઇ! જ્યારે શુભ કાર્ય કરવું હોય ત્યારે બત્રીસ લક્ષણા પુરુષનું લોહી હોમવું પડે. તમારે તો અનાયાસે આ શુભ શકુન થયા. માટે આ જમીન તો સોનાનું સાંકળું થશે.' સ્વામીશ્રીના આ આશીર્વાદથી ગિરધરભાઇને આ જમીનમાંથી અત્યંત ફાયદો થયો.

૨ સાક્ષર શ્રી દોલતરામ કૃપારામ પંડ્યા, વરતાલ કમિટીના સભ્ય.

દોલાભાઇને સ્વામીશ્રીનો વિશ્વાસ હતો અને તેમને ખાત્રી હતી કે સ્વામીશ્રી સિદ્ધાંત વિરુદ્ધ કોઈ કાર્ય કરે જ નહિ. આ પ્રસંગે સ્વામીશ્રી નડિયાદ પધાર્યા છે તો તેમને બોલાવી તેમના સિદ્ધાંતો સમજવા દોલાભાઈ ઉત્સુક હતા.

કલ્યાણના મુદ્દાની વાત

સ્વામીશ્રી, દોલાભાઈના આમંત્રણથી તેમને ઘેર, સ્વામી નિર્ગુણદાસજી તથા બીજા સંત હરિભકતોને લઇને પધાર્યા. સં. ૧૯૬૨ માં વરતાલથી બહાર નીકળ્યા પછી, આજે દશ વર્ષ પછી, દોલાભાઇને સ્વામીશ્રીના દર્શન થયા. આથી તેમને અત્યંત આનંદ થયો. સ્વામીશ્રીનો હાથ પકડી તેમણે કહ્યું, 'સ્વામી! આ ઘર તો મહા પ્રસાદીનું છે. મારા પિતાએ અહીં ગુણાતીનાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી, આદિ મોટા મોટા સદ્ગુરુઓને જમાડેલા અને તેમના પત્તરનું પ્રસાદીનું પાણી અને હરિભકતોના જમેલા પત્રાવળા આ ફળિયામાં નંખાવી, ઉપર ધૂડ નાંખી, છો પાથરી છે. એવી આ મહાપ્રસાદીની જગ્યા છે.' સ્વામીશ્રી તેમની વાત સાંભળી અત્યંત રાજી થયા અને કહ્યું 'આપના પિતાશ્રીને તો ગુણાતીતાનંદ સ્વામીનો અત્યંત મહિમા હતો. સ્વામી ધામમાં પધાર્યા તે જ વર્ષે સ્વામીની અહીં પધરામણી તેમણે કરાવી હતી.' પછી દોલાભાઇએ સ્વામીશ્રી તથા સૌ સંતોને મેડે પધરાવ્યા અને ત્યાં પૂજનવિધિ કરી, સંતોને ધોતિયાં ઓઢાડયાં.

પછી તેમણે સ્વામીશ્રીને કહ્યું, 'સ્વામી! આપને ભેગા થવાનો વિચાર છે?' સ્વામીશ્રીએ તુરત જ કહ્યું, 'અમારે ભેગા થવાનો વિચાર છે. પરંતુ ગ. મ. ૨૧ મું વચનામૃત વરતાલવાળા કબૂલ રાખે તો ભેગા થવામાં અમારે કાંઈ વાંધો નથી.' કોઇપણ જાતના હઠાગ્રહ અને મમત્વ રહિતના આ ઉત્તરથી, દોલાભાઇને સ્વામીશ્રી પ્રત્યે વિશેષ ભાવ થયો. તેમણે કહ્યું, '[સ્વામીજી! હું જાણું છું કે આપ કોઇપણ જાતના સિદ્ધાંત સિવાય બહાર પડો જ નહિ. માટે પ્રથમ

તો ગ. મ. ૨૧ ની વાત તથા આપે જે સિદ્ધાંત નક્કી કર્યો હોય તે મને સમજાવો.'

આ પ્રસંગ શ્રીજીની ઇચ્છાથી જ આવ્યો છે એમ જાણી, સ્વામીશ્રીએ દોલાભાઇને વિસ્તારથી વાત કરતા કહ્યું, "શ્રીજી મહારાજે દરેક મંદિરોમાં ગોપીનાથ, નરનારાયણ, લક્ષ્મીનારાયણ, રાધાકૃષ્ણ આદિ દેવોની મૂર્તિઓ પધરાવી છે. પોતે તો સાક્ષાત્ ભગવાન હતા અને રામકૃષ્ણાદિક અવતારના પણ અવતારી હતા, છતાં સત્સંગને રુચે તે માટે, પોતાની મૂર્તિ એક વરતાલ સિવાય બીજે ન પધરાવી. પરંતુ મુમુક્ષુ જીવોના કલ્યાણ માટે ગ. મ. ૨૧ ના વચનામૃતમાં શાસ્ત્રના રહસ્યરૂપ સિદ્ધાંત મહારાજે કહ્યો છે કે 'જેવું પરોક્ષ ભગવાનના રામકૃષ્ણાદિક અવતારનું માહાત્મ્ય જાણે છે તથા નારદ, સનકાદિક, શુકજી, જડભરત, હનુમાન, ઉદ્ધવ ઇત્યાદિક જે પરોક્ષ સાધુ તેનું જેવું માહાત્મ્ય જાણે છે, તેવું જ પ્રત્યક્ષ એવા જે ભગવાન તથા તે ભગવાનના ભક્ત સાધુ તેનું માહાત્મ્ય સમજે, તેને કલ્યાણના માર્ગમાં કાંઇએ સમજવું બાકી રહ્યું નથી. તે આ વાર્તા એકવાર કહે સમજો અથવા લાખ વાર કહે સમજો, આજ સમજો અથવા લાખ વર્ષ કેડે સમજો પણ એ વાત સમજે જ છૂટકો છે. અને નારદ, સનકાદિક, શુકજી, બ્રહ્મા, શિવ એમને પૂછો તો પણ એ ડાહ્યા છે તે અનેક વાતની યુક્તિ લાવીને પ્રત્યક્ષ ભગવાન અને પ્રત્યક્ષ સંત તેને જ કલ્યાણના દાતા બતાવે અને જેવું પરોક્ષ ભગવાન અને પરોક્ષ સંતનું માહાત્મ્ય છે, તેવુંજ પ્રત્યક્ષ ભગવાન અને પ્રત્યક્ષ સંતનું માહાત્મ્ય બતાવે. અને એટલો જેને દૃઢ નિશ્ચય થયો હોય તેને સર્વે સુદ્ધો હાથ આવ્યો અને કોઇ કાળે તે કલ્યાણના માર્ગ થકી પડે નહિ.' આ વચનામૃતમાં કહ્યા પ્રમાણે શ્રીજી મહારાજ પોતે પ્રત્યક્ષ ભગવાન અને ગુણાતીતાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી વગેરે પ્રત્યક્ષ સંત, તેમનું માહાત્મ્ય સમજી તેમની ઉપાસના માટે, મંદિરો કરી, તે પ્રત્યક્ષ સ્વરૂપોની પ્રતિષ્ઠા કરીએ તો જ કલ્યાણનો સુદ્ધો હાથ આવ્યો કહેવાય.'

"વળી જેમ રાધાકૃષ્ણ, નરનારાયણ, લક્ષ્મીનારાયણ, સીતારામ એમ ભક્તે સહિત જ ભગવાન પૂજાય છે, તે જ પ્રમાણે મહારાજે પણ ભક્તે સહિત જ ભગવાનની ઉપાસના કરવાની શિક્ષાપત્રીમાં આજ્ઞા કરી છે." એમ કહીને 'स राधया युतो ज्ञेयो...' એ બે શ્લોક બોલ્યા અને પછી વાત કરી, "જેમ રાધાએ સહિત કૃષ્ણ રાધાકૃષ્ણ કહેવાય અને રૂક્મિણીએ સહિત નારાયણ તે લક્ષ્મીનારાયણ કહેવાય, તેમ સ્વામીએ સહિત નારાયણ તે સ્વામીનારાયણ કહેવાય. આ જ સાચી ભક્તે સહિત ભગવાનની ઉપાસના છે. શ્રીજી મહારાજનો આ સિદ્ધાંત પ્રવર્તાવવા માટે જ અમે બહાર નીકળ્યા છીએ. માટે ગ. મ. ૨૧ મું વચનામૃત, પ્રત્યક્ષ ભગવાન અને પ્રત્યક્ષ સંતના માહાત્મ્ય સમજવાનું, જો વરતાલવાળા કબૂલ કરે તો અમો ભેગા થવામાં ખુશી છીએ."

પછી દોલાભાઈએ કહ્યું, 'સ્વામી ! ભક્તે સહિત ભગવાનની ઉપાસનાની વાત તો સાચી અને મહારાજ પુરુષોત્તમ પણ સાચા પણ આ અક્ષરની વાત સમજાતી નથી તે સમજાવો.' શુદ્ધ નિષ્ઠાથી પૂછાતા આ પ્રશ્નોનો ઉત્તર આપતાં સ્વામીશ્રીએ વાત કરી, "વચનામૃતમાં શ્રીજી મહારાજે બધા ખુલાસા સ્પષ્ટ કર્યા છે અને કોઈ વાત અવિદ્યાન રાખી નથી. ગ. પ્ર. ૭૧ માં મહારાજે કહ્યું છે, 'ભગવાન જીવના કલ્યાણને માટે જ્યારે મૂર્તિ ધારણ કરે છે ત્યારે પોતાનું જે અક્ષરધામ અને ચૈતન્યમૂર્તિ એવા જે પાર્ષદ અને પોતાના જે સર્વ ઐશ્વર્ય તે સહિત જ પધારે છે.....માટે ભગવાનના ભક્તને ભગવાનનું સ્વરૂપ અક્ષરધામ સહિત પૃથ્વી ઉપર બિરાજમાન છે એમ સમજવું અને બીજા આગળ પણ એવી રીતે વાર્તા કરવી.'" વચનામૃતના જ આવા શબ્દોથી દોલાભાઈને અક્ષરે સહિત પુરુષોત્તમના સ્વરૂપોની વાત સમજાવા લાગી.

અક્ષરધામ કેવું છે?

પછી તેમણે ફરી પૂછ્યું, 'એ અક્ષરધામ કેવું છે?' એટલે સ્વામીશ્રીએ ગ. પ્ર. ૨૧ ના વચનામૃતમાંથી, અક્ષરના મૂર્તિમાન અને અમૂર્ત એ બે સ્વરૂપ છે અને જે મૂર્તિમાન સ્વરૂપ છે તે મહારાજની

સેવામાં રહે છે, તે સિદ્ધાંત સમજાવ્યો. પછી ગ. પ્ર. ૬૩ વંચાવી તે અક્ષર મૂર્તિમાન છે પણ અતિ મોટા છે માટે કોઇની નજરે અક્ષરનું રૂપ આવતું નથી. તેમજ ગ.મ. ૪૨ વંચાવી અક્ષરનું સગુણ અને નિર્ગુણ સ્વરૂપ સમજાવ્યું. સગુણ સ્વરૂપે તો જેટલું મોટું પદાર્થ કહેવાય તે થકી પણ અતિશય મોટું છે. તે અક્ષરના એક એક રોમને વિષે અણુની પેઠે અનંત કોટિ બ્રહ્માંડ રહ્યા છે.[૧] એવું જે અક્ષરધામ તે અધોઉર્ધ્વ અને પ્રમાણે રહિત છે. તે તેજના સમૂહના મધ્યભાગને વિષે એક મોટું સિંહાસન છે અને તેની ઉપર દિવ્ય મૂર્તિ એવા જે શ્રીનારાયણ પુરુષોત્તમ ભગવાન તે બિરાજમાન છે. અને તે સિંહાસનની ચારે કોરે અનંતકોટી મુક્ત બેઠા થકા તે નારાયણના દર્શન કરે છે. એવા જે મુક્તે સહિત શ્રીનારાયણ તેને અમે નિરંતર દેખીએ છીએ. એવી રીતે ભક્તે સહિત ભગવાનની ઉપાસના મહારાજે સમજાવી છે'

શુદ્ધ ઉપાસનાના સિદ્ધાંત સમજાવતી સ્વામીશ્રીની અનોખી હૃદયંગમ શૈલીથી દોલાભાઇને અત્યંત આનંદ થયો. અક્ષર અને પુરુષોત્તમનું સ્વરૂપ સમજાય ત્યારે જ સ્વામિનારાયણની નિષ્ઠા સાચી થઈ ગણાય, એ સત્ય તેમને સમજાયું. પરંતુ એ અક્ષર એ જ ગુણાતીતાનંદ સ્વામી છે તે વાતની ચોખવટ કરવા તેમણે ફરી પૂછયું, 'સ્વામી! આપે આજે મારી અણસમજણ દૂર કરી. અક્ષર અને પુરુષોત્તમ એ જ સ્વામી અને નારાયણ એ વાત તો હવે મારા અંતરમાં ઠસી ગઈ, પરંતુ એ અક્ષર એ જ ગુણાતીતાનંદ સ્વામી છે તે વાત મને સમજાવો.'

ગુણાતીતાનંદ સ્વામી એ જ અક્ષર છે, તે સમજાવતા સ્વામીશ્રીએ વાત કરી કે :—

---

૧. લોયા–૧૨. તે અક્ષર અચળ છે, ધ્રુવ છે ને તે અક્ષર નિત્ય છે. અને તે અક્ષરના બે સ્વરૂપ છે; તેમા એક તો અનંત મહાવિષ્ણુને ધરનારો જે અક્ષર તે અક્ષરના રોમ કૂપમાંથી અનંત મહાવિષ્ણુ ઉપજે છે અને લીન થાય છે, એવો સર્વ કારણ જે સગુણ અક્ષરનું, સ્વરૂપ તે... નિર્માનિ વર્તમાન વેદરસ .

"બ્રહ્માનંદ સ્વામીને જ્યારે જૂનાગઢનું મંદિર કરવા મહારાજે મોકલ્યા ત્યારે નવાબ પાસેથી તેમણે જમીન મેળવી. પરંતુ રાજ્યના કારભારી બધા નાગર અને શંકર ભક્ત હોવાથી, સ્વામિનારાયણના નામથી ભડકતા અને કોઈ જાતનો સહકાર આપતા નહિ. એટલું જ નહિ પરંતુ બીજાને પણ મંદિરની પ્રવૃત્તિ વિરુદ્ધ ઉશ્કેરતા. આથી બ્રહ્માનંદ સ્વામીને મંદિર કરતા ઘણી મુશ્કેલીઓ વેઠવી પડી. લોકોનો અસહકાર, નાણાની તંગી અને જૂનાગઢનું પત્થરિયું પાણી, આટલાથી જે કોઈ જૂનાગઢમાં આવતું તે ત્રાસી જતું. તેથી તેમણે ગઢડામાં આવી મહારાજને કહ્યું, 'મહારાજ ! જૂનાગઢનું મંદિર તો માંડ માંડ આપની કૃપાથી થયું. પરંતુ હવે તેના મહંત જોઇને નીમજો. કારણ કે નાગર અમલદારો શૈવી હોવાથી, આપણા દ્વેષી છે. એટલે સાધારણ મહંતથી ત્યાં કામ ચાલશે નહિ. ત્યાં અતિ સમર્થ અને સર્વજ્ઞ મહંતની જરૂર છે' પછી મહારાજે મુક્તાનંદ સ્વામીને કહ્યું, 'ભાદરાવાળા નિર્ગુણાનંદજીને[1] બોલાવો. આજે અમારે જૂનાગઢના મહંત નીમવા છે. પછી નિર્ગુણાનંદ સ્વામી આવ્યા. એટલે તેમને મહારાજે પોતાની કોટનો હાર આપ્યો, પોતાનો ઝામો પહેરાવ્યો, સૂરવાળ પહેરાવ્યો અને કહ્યું, 'આ જૂનાગઢના મહંત.' એટલે સ્વામીએ કહ્યું, 'મહારાજ ! મારાથી મહંતાઈ ન થાય.' ત્યારે મહારાજ બોલ્યા, 'તમારા જેવા હોય તેને હાર આપો.' એટલે ગોપાળાનંદ સ્વામીએ કહ્યું, 'મહારાજનો રાજીપો છે તો હાર રાખો.' પછી મહારાજે કહ્યું, 'આ ગોપાળાનંદ સ્વામી તમારું કામ ચલાવશે.' અને વળી 'ગોપાળાનંદ સ્વામી, અખંડાનંદ બ્રહ્મચારી અને પરમાનંદ સ્વામી એ ત્રણ તમારા કામદાર' એમ કહ્યું. પછી પોતાનો તમામ પોષાક સ્વામીને આપ્યો અને સ્વામીને માથે મહારાજે પોતાનો પાઘ મૂક્યો. તે વખતે સભામાં પીપલાણાના કુરજી દવે બેઠા હતા, તેમને મહારાજે કહ્યું, 'જ્યારે રામાનંદ સ્વામી પીપલાણા પધાર્યા એ વધામણી લઈને તમે લોજ આવ્યા અને મુક્તાનંદ સ્વામીએ તમને તેમના માથાનો તરફાલ ભેટ આપ્યો, ત્યારે અમે

[1] મૂ. અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી.

તમને કહ્યું હતું કે અમે તમને અમારું અક્ષરધામ ભેટ આપશું એ યાદ છે ને ?' ત્યારે કુરજી દવેએ કહ્યું, 'હા, મહારાજ' એટલે મહારાજે કહ્યું, 'આ ગુણાતીતાનંદ સ્વામી એ અમારે રહેવાનું સાક્ષાત્ ધામ છે અને ત્રણે અવસ્થામાં અમારી મૂર્તિને એ દેખે છે.' એમ મહારાજે સ્વામી અક્ષર છે એમ સૌને ઓળખાવ્યું."

એટલી વાત કરીને પછી સ્વામીશ્રી બોલ્યા, "શ્રીજી મહારાજે કહ્યું છે કે મોટપ તો પ્રત્યક્ષ ભગવાનના નિશ્ચયે કરીને તથા તે ભગવાનની આજ્ઞાને વિષે વર્તવે કરીને છે.[1] માટે ગોપાળાનંદ સ્વામી અને ગુણાતીતાનંદ સ્વામી, એ બંનેની વાતોના પુસ્તકો તમે વાંચી જુઓ અને જેમાં મહારાજનું સર્વોપરીપણું અને મોટપના શબ્દો વધારે આવે તે મોટા. ગુણાતીતાનંદ સ્વામીની મોટપ અનાદિની છે. ગોપાળાનંદ સ્વામીને મહારાજે અંતર્ધાન થતી વખતે કહ્યું હતું કે 'આ ગુણાતીતાનંદ સ્વામીનું રાખશો'. અને પછી સૌને આજ્ઞા કરી કે, 'વર્ષોવર્ષ આ સ્વામીનો સમાગમ કરવા જૂનાગઢ સૌએ જવું.' એ આજ્ઞા પ્રમાણે ગોપાળાનંદ સ્વામી દર વર્ષે જૂનાગઢ સ્વામીનો સમાગમ કરવા જતા. સ્વામી પણ, ગોપાળાનંદ સ્વામી આવે ત્યારે કૂંચીઓ તેમને સોંપી, અખંડ કથાવાર્તા કરતા." આમ સ્વામીશ્રીએ, સ્વામી અક્ષર છે એ વાતનું, જૂના પ્રસંગોથી પ્રતિપાદન કર્યું અને કહ્યું, "શ્રીજી મહારાજના આ સિદ્ધાંત અનુસાર જ, બોચાસણમાં મહારાજે કાશીદાસ મોટાને આશીર્વાદ આપ્યો હતો કે 'અહીં તો મોટું ધામ થશે અને અમે અમારા અનાદિ સેવક સાથે બેસીશું' એ મહારાજના સંકલ્પ પ્રમાણે અમે મંદિર કર્યું છે." એમ કહી બોચાસણના મહિમાનું કીર્તન

> ચાલો ચાલોને હાં હાં રે ચાલો ચાલોને, બોચાસણ ધામ;
> દર્શન કરવાને.
> રૂડો રૂડો રે હાંહાં રે રૂડો સમય મળ્યો છે આજ
> દર્શન કરવાને.

બોલાવ્યું.

---
૧ ગ. પ્ર. ૩૧

દોલાભાઈ સ્વામીશ્રીની આવી એકધારી વાતો સાભળી, મ ત્રમુગ્ધ થઈ ગયા અને પોતાના અ તરમા શુદ્ધ ઉપાસનાની સઘળી સમજણ દૃઢ કરી લીધી પાછી પોતે સ્વામીશ્રીને કહ્યુ, "સ્વામી ! આ તો જે કાર્ય કરવા મહારાજને અવતાર ધરી ફરી આવવુ પડે, તે કાર્ય આપે કર્યું છે આપની મહત્તા અપાર છે એટલે આજે તો આપે મહારાજ અને સ્વામીની ધાતુની મૂર્તિઓ પધરાવી છે, પણ ભવિષ્યમા તમારા શિષ્યો તમારી સુવર્ણની મૂર્તિ પધરાવશે એટલી તમારી મોટપ વધી જશે" દોલાભાઈના આ શબ્દોથી સ્વામીશ્રીના કાર્યના મહત્તા અને સ્વામીશ્રીનો મહિમા તેમના અ તરમા કેટલો સમજાયો છે, તે સૌને જણાયુ સ્વામીશ્રીને પણ સ તોષ થયો કે આવા શુદ્ધ મુમુક્ષુને સિદ્ધાતની સાચી વાત ગળ્ળ રીતે અ તરમા ઉતરી ગઈ પછી સ્વામીશ્રી તેમના મ ડળ સાથે ઊઠી ત્યાથી નાના સાહેબને બ ગલે પધાર્યા

તમારા શિષ્યો તમારી સોનાની મૂર્તિ પધરાવશે

બીજે દિવસે સ્વામીશ્રીને ત્યાથી નીકળવાનુ હતુ. નાના સાહેબને સ્વામીશ્રીને વિદાય આપવી ગમતી ન હતી તેમણે સ્વામીશ્રીને પ્રણામ કરતા કહ્યુ, 'સ્વામીજી ! હવે ફરી કયારે આવો પ્રસ ગ ગોઠવશો ?' સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યુ, 'મહારાજની ઇચ્છા હશે તો જલ્દી યોગ આવશે. તમારી આટલી તીવ્ર શ્રદ્ધા છે તો મહારાજ એક મહિનામા પણ ગોઠવી દે' એટલુ સ્વામીશ્રીએ કહ્યુ એટલે પાસે ઊભેલા આશાભાઈએ નાના સાહેબને કહ્યુ, 'પદર દિવસ બાદ સ્વામીશ્રી અમારે પરે પધારવાના છે અને પોકનો ઉત્સવ કરવાનો છે આપ જો પધારો તો વિશેષ આન દ આવે' આશાભાઈનો ભાવ અને સ્વામીશ્રી પ્રત્યેનુ આકર્ષણ, આ બન્નેને ઠેલી શકાય તેમ ન હતા. નાના સાહેબે આમ ત્રણ સ્વીકાર્યું.

## સયાજીપરાનો સમૈયો

આશાભાઈ તો સ્વામીશ્રી સાથે જ ફરતા હતા પર તુ તેમને લાગ્યુ કે નાના સાહેબ જેવા મોટા માણસ કોઈ સગા સ્નેહીને ત્યા લગ્ન પ્રસ ગે પણ ન જાય, તેમણે આ આમ ત્રણ સ્વીકાર્યુ તો તેમની હાજરીને શોભે તે પ્રમાણે પ્રસ ગ ઉજવવો જોઈએ

પરામા પોંકનો ઉત્સવ – અદ્ભુત સમૈયો !

તેમણે તુરત જ ઇશ્વરભાઇને પત્ર લખ્યો કે, 'સ્વામીશ્રી તથા થોડા સંતો, નાના સાહેબ અને બીજા હરિભક્તો મળી પચાસેક જેટલા પોષ શુદ ૧૨ ના દિવસે પોંક જમવા આવશે તો તે પ્રમાણે તૈયારી રાખશો.' પછી સ્વામીશ્રીને તેમણે વાત કરી. એટલે સ્વામીશ્રીએ બીજા પણ કેટલાક હરિભક્તોને આમંત્રણ આપવાનું કહ્યું. એટલે ત્રીજે દિવસે ફરી ઇશ્વરભાઇને તેમણે કાગળ લખ્યો, 'લગભગ ૩૦૦ જેટલા હરિભક્તો આવશે.' ત્યારબાદ તો નિર્ગુણદાસજી તથા સ્વામીશ્રીએ નક્કી કર્યું કે સયાજીપરામાં અદ્‌ભુત સમૈયો કરવો. જેમ મહારાજે દાદા ખાચરને ત્યાં પોતાનું ઘર માન્યું હતું, તેમ જ સ્વામીશ્રીએ પણ મુક્તરાજ આશાભાઇનું તથા ઇશ્વરભાઇનું ઘર પોતાનું માન્યું હતું. એટલે સ્વામીશ્રીએ નિર્ગુણદાસ સ્વામીને કહી સત્સંગમાં તમામ ઠેકાણે કંકોત્રીઓ લખાવી. એટલે મુક્તરાજ આશાભાઇએ, ઇશ્વરભાઇને છેવટનો પત્ર લખી દીધો કે 'લગભગ એક હજાર જેટલા હરિભક્તો આવશે.' જેમ શ્રીજી મહારાજે જેતલપુરમાં યજ્ઞ કરવાનું નક્કી કર્યું ત્યારે "પ્રથમ મંડાણ મણથી કર્યું, પછી પૂછતાં પાંચસે કર્યું." એમ પાંચસો મણ ઘી વાપરવાનું નક્કી કર્યું, તેમ સ્વામીશ્રીએ પણ સયાજી-પુરાના સમૈયામાં પ્રથમ ૫૦ થી શરૂઆત કરી ૧૦૦૦ સુધી નક્કી કરી દીધું. મુકતરાજ આશાભાઇ અને ઇશ્વરભાઇના ઉત્સાહનો પાર ન હતો.

સ્વામીશ્રીએ સંતના મંડળો જૂદે જૂદે ગામે મોકલી તે તે ગામના હરિભકતોને લઇને સયાજીપરે આવવાની આજ્ઞા કરી. પ્રેમ-વતીદાસે અંજેસરના હરિભકતો અંબાલાલ અમથાલાલ, રણછોડભાઈ ભૂલાભાઈ, હરમાનભાઈ ધોરીભાઈ, જેઠાભાઈ વાઘજીભાઈ તથા બારૈયા જીવા બાપુ વગેરેને, સ્વામીશ્રીનો મહિમા કહી સત્સંગ કરાવ્યો હતો. કબીરપંથી આ ગામ, સ્વામીશ્રી પ્રત્યે તેમનામાં સાચા સંતના લક્ષણ નિહાળી આકર્ષાયું હતું. સ્વામી વિજ્ઞાનદાસજી પણ પોતાનું મંડળ લઈ અંજેસર જતા. આ રીતે આ ગામના હરિભકતોને સત્સંગમાં રસ પડવા લાગ્યો. તેમને પ્રેમવતીદાસે સયાજીપરાના સમૈયામાં

આવવાનું જણાવ્યું. બીજા સંત મંડળો પણ હરિભક્તોના મંડળોને લઈને સયાજીપરા આવવા લાગ્યા.

સયાજીપરામાં ઈશ્વરભાઈ સમૈયાની તડામાર તૈયારી કરવા લાગ્યા. વડોદરામાં રહેતા તેમના એક મારવાડી તથા એક વણિક મિત્રની સહાયથી, ફરાસખાતાના મુખ્ય અધિકારીનો તેમણે સાથ સાધ્યો. તેમને સમૈયામાં આવવાનું આમંત્રણ આપ્યું. ખાતામાંથી હજાર ગાદલાં, હજાર રજાઈ,હજાર ઉનનાં બનુસ, હજાર પાટલા, હજાર જર્મન સિલ્વરના ટાટ, વાટકાઓ, પ્યાલાઓ, બે મોટાશમિયાણા, લગભગ બે હજાર હરિભક્તો બેસી શકે તેવા, બે નાના તંબુઓ, ચંદરવો, મોટો કનાત, ધજા પતાકા, શેત્રંજીઓ, ચાદરો રસોઈના તમામ વાસણો, પ્યાલા રકાબી, પેટ્રોમેક્સ બત્તીઓ, બાલદીઓ વગેરે તમામ જોઇતો સામાન ફરાસ ખાતામાંથી લીધો. આ સામાનની કિંમત લગભગ સાડા ત્રણ લાખ જેટલી થાય. આ માલના જામીન વડોદરાના શ્રોફ પરી લાલભાઇ અનુલાલ થયા. ચાલીસ ગાડાઓ ભાડે કરી, તમામ સામાન સયાજીપુરા પહોંચાડી દીધો. પોષ શુદ ૧૧ને દિવસે મુક્તરાજ આશાભાઈ તથા સ્વામી નિર્ગુણદાસજી સયાજીપરા પહોંચી ગયા. તેઓ આવ્યા એટલે તુરત જ તંબુ વગેરે ઊભા કરવાની તૈયારી કરી.

રાત્રે સ્વામીશ્રી પધાર્યા. આવીને તુરત જ તંબુઓ કઈ જગ્યાએ ઊભા કર્યા છે તે જોવા ગયા. આવા મોટા શમિયાણા ગમે ત્યાં વ્યવસ્થા વગરના ગોઠવ્યા, તે સ્વામીશ્રીને ગમ્યું નહિ. તેમણે તુરત જ કહ્યું, 'જો ખરેખર સમૈયો, સભા વગેરે શોભાડવું હોય તો બરાબર દેખાવમાં આવે એવી છૂટવાળી જગ્યામાં શમિયાણા ગોઠવો. આ સામે પાંચ ઘર છે તેના ઉપરના નળિયા, વળીઓ, મોભ વગેરે કાઢી, તેને પાડી નાંખો અને જમીન સરખી કરીને શમિયાણો ત્યાં ગોઠવો.' સ્વામીશ્રીની આ વાત સાંભળી સૌ વિચારમાં પડી ગયા. પાંચ મકાનના નળિયા, વળીઓ, મોભ વગેરે કાઢી રાતોરાત શમિયાણો ગોઠવવો, તે લગભગ અશક્ય કામ હતું. પરંતુ સ્વામીશ્રીનો નિશ્ચય અફર હતો. એટલે ચાલીશ

હરિભક્તોને કામ ઉપર લગાડી, પાંચે ઘર જમીનદોસ્ત કરી દીધાં. આમ જમીન સાફ કરી, સપાટ કરી દીધી. સ્વામીશ્રી આખી રાત ખુરશી નાંખીને બિરાજ્યા હતા. સવાર થતાં શમિયાણા ગોઠવાઇ ગયા. સ્વામીશ્રી પણ પૂજા આદિ નિત્ય કર્મથી પરવારી, પોતે કોશ લઇને શમિયાણાના દરવાજા આગળ, કેળના સ્તંભ રોપવા લાગ્યા.

બરાબર આજ સમયે અંજેસરનું મંડળ, સ્વામી વિજ્ઞાનદાસજી, પ્રેમવતીદાસજી વગેરે સંતોની સાથે આવ્યું. પ્રેમવતીદાસજીએ સ્વામીશ્રીની ઓળખાણ સૌને કરાવી. સૌને થયું કે 'આવા મોટા સંત જેનો પ્રેમવતીદાસે ભગવાન જેવો મહિમા કહ્યો હતો. તે જાતે જ આવું કામ કરે છે! સ્વામીશ્રીનો તેમને સૌને અત્યંત ગુણ આવ્યો. પછી પ્રેમવતીદાસે કહ્યું, 'આ બધા કબીરપંથી છે અને આજે તેમને ત્યાં ૨૦૦ કબીરના સાધુઓ આવવાના હતા, તે છોડીને અહીં સમૈયો કરવા આવ્યા છે.' સ્વામીશ્રી બહુ જ રાજી થયા અને સૌને માથે હાથ મૂકયા અને આશીર્વાદ આપ્યા.

સવારથી સૌ હરિભક્તો આવવા લાગ્યા. બપોર સુધીમાં તો આશરે ૧૫૦૦ હરિભક્તો આવી ગયા. વડોદરાથી સરસુબા રામલાલભાઇ તથા તુલસીભાઈ, બકોરભાઈ, જોઈતારામ ભટ્ટ, ઘનશ્યામભાઈ વૈદ્ય વગેરે અમલદારો પણ સવારમાં જ આવી ગયા. નડિયાદથી રામચંદ્ર-ભાઇ અને નાનાસાહેબ આવ્યા. અમદાવાદથી નંદુભાઈ શેઠ, મનસુખરામ મિસ્ત્રી, કાળુભાઈ તેમ જ ભરૂચ, ચાણસદ, સોખડા, ધર્મજ, સોજીત્રા, આણંદ વગેરેના તમામ હરિભક્તો આવી ગયા. આ પ્રમાણે બારશને દિવસે સમૈયો ચિકાર ભરાયો. ખાસ મંચ ગોઠવ્યો હતો તે ઉપર બેસી, સ્વામીશ્રીએ ભાગવતના દશમ સ્કંધની કથા કરી, ભક્તિરસના અદ્‌ભુત રંગમાં સૌને તરબોળ કરી દીધાં. બપોરે બાસુંદી, પૂરી, ભજિયા, દાળ, ભાત, શાકની રસોઈ તૈયાર થઈ ગઈ. એક હજાર પાટલા નાંખી, રંગોળીઓ પૂરી, ધૂપ, અગરબત્તીની શોભા કરી, સૌ સંતો, હરિભક્તો અને અમલદારોને જમવા બેસાડયા. સૌને ખરેખર

આશ્ચર્ય થયું કે આટલી બધી તૈયારી, જમવાની આવી સુંદર સગવડ, મોટા શહેરમાં પણ આટલા થોડા સમયમાં ન થઈ શકે તેવી સુંદર રસોઈ, મુક્તરાજ આશાભાઇએ તથા ઈશ્વરભાઇએ ક્યારે કરી દીધી! ધન્ય છે તેમની ભક્તિને!

બીજે દિવસે વડોદરાથી મીઠાઇના ટોપલાઓ આવવા લાગ્યા. બરાબર સમયસર રસોઈ તૈયાર થઇ ગઇ અને 'વાસુદેવ હરે' નો ઘોષ થયો. પણ અહીં તો શમિયાણામાં સ્વામીશ્રીએ શ્રી સત્સંગિજીવનના ૨ જા પ્રકરણના ૫૧ મા અધ્યાય ઉપર વાતો શરુ કરી હતી. ભાલચંદ્ર શેઠના ચાર પ્રશ્નો, ભગવાનને ભક્ત ઉપર કેવું હેત હોય, ભક્તને ભગવાન ઉપર કેવું હેત હોય, ભક્ત કેવા પ્રકારનો હોય અને ભક્તિ કેવા પ્રકારની હોય, તેનું નિરૂપણ વચનામૃત, ભાગવત, ઉદ્ધવગીતા વગેરેના આધારે અસ્ખલિત પ્રવાહમાં, સ્વામીશ્રી કરતા હતા. સૌ આ કથા પ્રવાહમાં એકરસ બની ગયા હતા. !

સ્વામીશ્રીએ ત્રણ વાગે કથાની સમાપ્તિ કરી. અદ્ભુત રસ-પ્રવાહમાં તણાએલા સર્વે શ્રોતાજનો ત્યારે જ ભાનમાં આવ્યા. સ્વામી-શ્રીએ ઇશ્વરભાઇને પૂછ્યું, "હવે 'હરે' થવાને કેટલી વાર છે?" ઇશ્વર-ભાઇએ હાથ જોડી કહ્યું, "સ્વામીજી! ત્રણ થયા છે, 'હરે' તો કયારનાયે થઈ ગયા અને ઠાકોરજીને થાળ પણ ધરી દીધો છે. હવે તો આપ પધારો તો સૌ જમવા ઊઠે." અહો! આટલો બધો સમય કથામાં! સૌ ભાન ભૂલી ગયા? મહારાજે વર્ણવેલા ભક્તિરસનું નિરૂપણ કરવામાં સ્વામી તલ્લીન થઇ ગયા હતા. સૌ જમી ઊઠયા. આ પ્રમાણે આ અદ્ભુત અને ઐતિહાસિક સમૈયાનો બીજો દિવસ પૂરો થયો. રાત્રે નિર્ગુણદાસ સ્વામી, મહાપુરુષદાસ સ્વામી, વિજ્ઞાનદાસ સ્વામી વગેરે સંતોએ ઘણી જ વાતો કરી.

ત્રીજે દિવસે સ્વામીશ્રીએ જુવારના પોંકના જાદરિયાની રસોઇ બનાવવા કહ્યું. સવારમાં જ વીસ ભીલને પોંક પાડવા ખેતરમાં મોકલી દીધા અને એક કળશી પોંક પડાવીને તૈયાર કર્યો અને તેનું જાદરિયું

બનાવ્યું. તે દરમ્યાન વડોદરાથી ૩૫ શેર ચોખા આવ્યા અને મીઠાઈના ટોપલા આવ્યા. તે જોઈ સ્વામીશ્રીએ ઇશ્વરભાઈને બોલાવીને પૂછ્યું, 'આ મીઠાઈ, બાસુંદી, ચોખા વગેરે કોણ મોકલે છે?' ત્યારે ઈશ્વરભાઈએ કહ્યું, 'મારા મારવાડી મિત્ર છે તે મીઠાઈ, બાસુંદી વગેરે વડોદરામાં તૈયાર કરાવીને મોકલાવે છે. અને આ દિલ્હીના ચોખા પણ તેમણે મોકલ્યા છે.' સ્વામીશ્રી બહુ જ રાજી થયા અને કહ્યું, 'તેમને અત્રે બોલાવો.' પછી ૩૫ શેર ચોખામાંથી દસ શેર ચોખા સ્વામીશ્રીએ કઢાવી લીધા અને ૨૫ શેર ચોખા રસોઈ માટે રખાવ્યા. જાદરિયા સાથે પૂરી, દાળ, ભાત, બે શાક, રાયતાં, ચટણી, અથાણું અને ૨૫ શેરનો ભાત. આટલી રસોઈમાં ૧૫૦૦ હરિભક્તો જમ્યા અને જય જયકાર થઈ ગયો! તે જ દિવસે સયાજીરાવ મહારાજા આજવા તરફ જતા હતા. તેમણે આ ધજા પતાકા અને શમિયાણા દૂરથી જોઈને પૂછ્યું, 'અહીં આ બધું શું છે?' ત્યારે 'ગેસ્ટ હાઉસ'ના માણસે કહ્યું, 'બોચાસણવાળા સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ અહીં પધાર્યા છે અને લગભગ એક હજાર હરિભક્તો સાથે ત્રણ દિવસથી કથાવાર્તાનો અદ્‌ભુત ઉત્સવ ચાલે છે.' સયાજીરાવ આ સાંભળી ઘણા રાજી થયા અને થોડીવાર ઊભા રહી દૂરથી આ સંતવર્યને નમસ્કાર કરી, ચાલતા થયા.

ઈશ્વરભાઈ તેમના મારવાડી મિત્રને બોલાવવા વડોદરા ગયા. તેમને કહ્યું, 'સ્વામીશ્રી તમારી સેવાથી બહુ જ રાજી થયા છે અને તમને ખાસ બોલાવ્યા છે.' આવા સંતવર્યના દર્શનથી પોતાના અહોભાગ્ય માનનાર આ મારવાડી ભક્તે, જોધપુર મહારાજા માટે ખાસ બનાવેલ, ૨૫ ફુટ લાંબો, ૧૮ ફુટ પહોળો અને બે આંગળ ઉંડાવવાળો, સાચી જરીનું ભરત ભરેલો, આશરે દોઢ લાખ રૂપિયાની કિંમતનો ગાલીચો, અને એક બીજો ઉનનો સાદો એમ બે ગાલીચા, પોતાની સાથે લીધા.

સયાજીપુરા આવી સ્વામીશ્રીને દંડવત્ પ્રણામ કરી પોતે બેઠા અને જરિયાની ગાલીચો પાથરી સ્વામીશ્રીને વિનતિ કરી, 'આપ

આ સંતમંડળ અને હરિભક્તો સાથે આ ગાલીચા ઉપર બિરાજો.' સ્વામીશ્રીએ કહ્યું, 'અમારાથી જરિયાન ગાલીચા ઉપર ન બેસાય.' પરંતુ મારવાડી ભક્તે ખૂબ જ આગ્રહ કર્યો. એટલે છેવટે ઠાકોરજી તથા સત્સંગિજીવનનું પુસ્તક તે ગાલિચા ઉપર પધરાવ્યા. પછી તેણે સ્વામીશ્રીની પૂજા કરી, ધોતિયાં ઓઢાડી, રોકડા રૂપિયા ભેટ મૂકયા. સ્વામીશ્રી તેનો અપૂર્વ ભાવ અને નિષ્કામભક્તિથી ઘણા જ રાજી થયા. ત્યારબાદ આશાભાઇ તથા ઇશ્વિરભાઇએ પણ સ્વામીશ્રી તથા સંતોની પૂજા કરી અને ઠાકોરજીની આરતી ઉતારી સૌ સંતોને ધોતિયાં ઓઢાડયાં. સાંજે સૌ હરિભકતો ધીરે ધીરે વિખરાવા લાગ્યા.

સયાજીપરાનો સમૈયો સત્સંગની તવારિખમાં ઐતિહાસિક બની ગયો. સ્વામીશ્રીના સંકલ્પથી આ પ્રસંગ અદ્ભુત રીતે ઉજવાઇ ગયો. નિરંતર સમૈયા ઉત્સવો યોજી અંદર અંદર હરિભક્તોને આત્મબુદ્ધિ અને પ્રીતિના સંસ્કાર દઢ કરાવતા, આ સંતવર્ય, ભક્તિરસના પ્રવાહને તદ્દન જુદો અને સરળ વેગ આપી રહ્યા હતા. સત્‌પુરુષમાં આત્મબુદ્ધિ અને પ્રીતિથી જ ચિત્તનો સમ્યક્ પ્રકારે નિરોધ થાય છે અને નિર્વિકલ્પ સ્થિતિના માર્ગે જવાય છે. સ્વામીશ્રીનું પણ એ જ અંગ હતું. માહાત્મ્ય જ્ઞાને યુક્ત ભક્તિનું! તે અંગને પોષણ મળે એવા પ્રસંગો સ્વામીશ્રી યોજતા અને તેવા પ્રસગે એવા જ શાસ્ત્રની કથા કરતા. સયાજીપરાનો સમૈયો યોજી મુક્તરાજ આશાભાઈ તથા ઇશ્વરભાઇએ અનન્ય ભક્તિનિષ્ઠાના પાઠ સર્વેને શીખવાડ્યા.

'ફોટો' ફાડીને ફેંકી દઇશ

સ્વામીશ્રી સયાજીપુરાથી સારંગપુર મંદિર માટે તૈયાર થતી મૂર્તિઓ જોવા વડોદરા પધાર્યા. તે પ્રસંગે પુરુષોત્તમદાસ તથા ઝવેરભાઇ વિઠ્ઠલભાઈ તથા વડોદરાના હરિભક્તો અતિ આગ્રહથી, સ્વામીશ્રીને કામાટીબાગમાં લઇ ગયા. અહીં તેમની અનિચ્છા છતાં તેમનો પ્રથમ 'ફોટો' આ હરિભક્તોએ પડાવ્યો. સ્વામીશ્રીએ સૌને કડક સૂચના આપી, "આ

'ફોટા' ની વાત કોઈએ બહાર પાડવી નહિ અને 'ફોટો' સંતાડીને પેટીમાં મૂકી દેવો. પરંતુ બહાર તો કાઢવો જ નહિ. જો મારી આ આજ્ઞાનું ઉલ્લંઘન કરશો તો 'ફોટો' ફાડીને હું ફેંકી દઈશ." સર્વને ગુણુ આવે તેવી જ ક્રિયા પોતે કરતા અને પ્રેમ કે મહિમાના અતિરેકથી સંપ્રદાયમાં ખોટું દેખાય તેવા ભાવનો, તેઓ સદા વિરોધ જ કરતા. શુદ્ધ ઉપાસના, મહારાજ અને સ્વામીના સ્વરૂપની, અખંડ જળવાય, અને તેમાં સહેજ પણ શિથિલતા કે ગૌણુભાવ, ગુરુભક્તિના મહિમાથી ન આવે, તે ઉપર તેઓ સદા લક્ષ્ય રાખતા.

અત્રેથી સ્વામીશ્રી નીકળી અમદાવાદ થઈને સારંગપુર પધાર્યા.

## સારંગપુરમાં પ્રતિષ્ઠા ઉત્સવ

સારંગપુરનું મંદિર ન થવા દેવા માટે વિઘ્નો તો ઘણા આવ્યા. છતાં મંદિરનું કામકાજ તો ચાલુ જ રહ્યું. એટલું જ નહિ પરંતુ મૂર્તિપ્રતિષ્ઠા થવાનો સમય પણ આવી પહોંચ્યો. 'શાસ્ત્રી પાસે નાણા નથી ને મંદિર શી રીતે થશે?' 'તલસરાની તાપણીથી કાંઈ ભૂત ઓછાં ભાગશે?' 'અહીં તો ઠાકરદ્વારો થશે.' એ બધા શબ્દો તો હવામાં ઊડી ગયા. નાણા પણ કોણ જાણે કયાંથી આવવા લાગ્યા. કામ કરનારા માણસોને અટકાવ્યા તો બીજા માણસો કામ કરવા આવી પડ્યા. આમ મંદિરના કામમાં જેટલાં શકય એટલાં વિઘ્નો આવ્યા છતાં સ્વામીશ્રીના અપ્રતિમ પ્રતાપથી અને મહારાજની ઇચ્છાથી, તે તમામ વિઘ્નો ટળી ગયા અને મંદિર તૈયાર થઈ ગયું. હજુ મૂર્તિપ્રતિષ્ઠામાં કઈ રીતે વિઘ્ન આવે તેનો સૌ વિચાર કરવા લાગ્યા.

એટલામાં લીમડીથી ઠાકોર સાહેબ, કાકા સાહેબ, દીવાન સાહેબ, વગેરે સારંગપુર પધારવાના છે, એવા સમાચાર આવ્યા. સ્વામીશ્રી સારંગપુરમાં બિરાજતા હતા. તેમને આ સમાચાર મળ્યા, એટલે તુરત જ મુકતરાજ કુબેરભાઈને ભાવનગરથી તેડાવ્યા. તેમ જ બાજુના ગામોના હરિભકતોને પણ તેડાવ્યા. ઠાકોર સાહેબ

પધાર્યા અને જૂના મંદિરમાં મુકામ કર્યો. સાથે બોટાદથી નગરશેઠ હિંમતલાલભાઈ પણ આવ્યા હતા. સ્વામીશ્રીએ કુબેરભાઈ તથા બીજા હરિભક્તોને ઠાકોર સાહેબને આમંત્રણ આપવા જૂના મંદિરમાં મોકલ્યા. જૂના મંદિરના કાર્યચારીઓને આ તક ઠીક મળી. તેમણે ઠાકોર સાહેબના કાનમાં વિષ રેડ્યું, 'આ શાસ્ત્રી તો તેમના ગુરુ જાગા અને પ્રાગાની મૂર્તિઓ પધરાવશે આપણા ઇષ્ટદેવ તો રાધાકૃષ્ણ કહેવાય. તેમની જ મૂર્તિઓ મધ્ય મંદિરમાં બેસે તો જ સંપ્રદાયની રીત પ્રમાણે મંદિર થયું કહેવાય.' ઠાકોર સાહેબને માટે જાગા પ્રાગા વિરુદ્ધના આ શબ્દો બસ હતા.

મહારાજ અને સ્વામી માટે મુંડાવ્યું છે

સ્વામીશ્રીએ મંદિરનાં ચોગાનમાં જ ઠાકોર સાહેબ માટે બેઠક તૈયાર કરી હતી. ફુલહાર, પ્રસાદ, મેવા મીઠાઈ વગેરે ભેટ ધરવા તૈયાર રાખ્યા હતા. ઠાકોર સાહેબ તેમના રસાલા સાથે પધાર્યા મંદિર તરફથી સંપ્રદાયની પ્રથા પ્રમાણે ઠાકોર સાહેબને ફુલહાર કર્યા. ઠાકોર સાહેબે સ્વામીશ્રીને પ્રશ્ન પૂછ્યો, 'આ જૂના મંદિરમાં ગોપાળાનંદ સ્વામીના ચમત્કારી લાકડા છે તે ગમે તેવા હઠીલા ભૂતને અડાડે કે તુરત જ ભૂત નીકળી જાય છે, એવી કંઇ ચમત્કારી વસ્તુ તમારી પાસે છે?' આ પ્રશ્ન સાંભળી બોટાદના નગરશેઠ હિંમતલાલભાઈ બોલ્યા, 'બાપુ, આ સાધુ તો નવી લાકડી કરે એવા સમર્થ છે અને આજે તેમનો પ્રતાપ સત્સંગમાં ચારે બાજુ ફેલાઈ રહ્યો છે મહારાજની ઉપાસના પ્રવર્તાવવા સારુ જ તેઓ મંદિર કરે છે.' ઠાકોર સાહેબ આ સાંભળી હસ્યા અને કહ્યું, 'મને પણ સ્વામીશ્રીના પ્રતાપનો અનુભવ થયો છે.'

એટલામાં કાકા સાહેબે કહ્યું, 'સ્વામીજી! આપને આ મંદિર માટે જમીન આપી છે, તે આપ જાગા પ્રાગાની મૂર્તિઓ બેસારવાના છો, તેમ સામા પક્ષવાળા કહે છે. આપણે તો અહીં મહાપ્રભુ શ્રીકૃષ્ણ અને રાધાજીની મૂર્તિઓ બેસારવાની વાતચીત થઈ હતી, તો આપ કઈ મૂર્તિઓ પધરાવવાના છો?' સ્વામીશ્રી આ સાંભળી, આ ક્ષુલ્લક

રાગદ્વેષ સાથે ઉપેક્ષા સહિતનું હાસ્ય કરી બોલ્યા, 'પ્રાગજી ભક્ત કે જાગા ભક્તની મૂર્તિઓ પધરાવવાનો અમને સ્વપ્નમાં પણ સંકલ્પ નથી. વળી રાધાકૃષ્ણની મૂર્તિઓ મંદિરમાં ચઢતા પ્રથમ દેરામા જ પધરાવવાની છે.' તે સાંભળી ઠાકોર સાહેબ બોલ્યા, 'મધ્ય મંદિરમાં રાધાકૃષ્ણ કેમ નહિ ? આપણે તો તેમની ઉપાસના એટલે તેમની મૂર્તિઓ મધ્ય મંદિરમાં બેસવી જોઈએ.' સ્વામીશ્રી આ બધા સૂચનો પાછળનું રહસ્ય સમજી ગયા. ઉપાસનાના વિષયમાં પોતાને ઉપદેશ આપનાર ઠાકોર સાહેબને પાઠ પઢાવનાર કોણ છે, તે સ્વામીશ્રીથી અજાણ્યું ન હતું. તેમણે ઠાકોર સાહેબની દૃષ્ટિમાં પોતાની દૃષ્ટિ સ્થિર કરી, નેણ ઉપરના ભ્રમર સ્હેજ ઉંચા કરી, પોતાના પૂર્ણભાવમાં આવીને ઠાકોર સાહેબને કહ્યું, 'ઠાકોર સાહેબ ! આ દેહે જે કષ્ટ સહન કર્યાં છે, તે મહાપ્રભુ શ્રી સહજાનંદ સ્વામી અને ગુણાતીતાનંદ સ્વામી સારું કર્યાં છે અને આ મુંડાવ્યું છે તે પણ તેમના સારું જ મુંડાવ્યું છે. માટે બાપુ ! અમારા ઇષ્ટદેવ તો શ્રી સહજાનંદ સ્વામી અને ગુણાતીતાનંદ સ્વામી જ છે અને તેમની જ મૂર્તિઓ મધ્ય મંદિરમાં બેસશે.' સ્વામીશ્રીના આ સત્તાવાહી શબ્દોથી ઠાકોરસાહેબ, કાકાસાહેબ અને સમગ્ર સભાજનો સ્તબ્ધ થઈ ગયા ! સ્વામીશ્રીની ગૌર મૂર્તિએ જે રતાશ પકડી હતી, તે જોઈને જ સૌને લાગ્યું કે કાં પૃથ્વી ફાટશે કાં આભ તૂટશે. અર્જુનના ગાંડિવના રણકારથી કે વૃકોદરના પૌંડ્ર નામના શંખના મહા ભયંકર શબ્દથી, દુઃશ્મનોના અંતરમાં જે ઉલ્કાપાત થયો હતો તેથી પણ અસહ્ય અનુભવ ઠાકોરસાહેબે અને કાકાસાહેબે તેમના હૈયામાં અનુભવ્યો. સત્તાની વિડંબના કરતા સ્વામીશ્રીના આ શબ્દથી, ઠાકોરસાહેબને પોતાની સત્તાનો દોર સરી જતો હોય તેમ લાગ્યું. છતાં પણ ન સમજાય તેવી નમ્રતાથી, સ્વામીશ્રીના ચરણમાં તેઓ નમી પડયા અને હાથ જોડી કહ્યું, 'સ્વામીજી ! આપને યોગ્ય લાગે તેમ કરો અને અમારા બોલ્યા સામું જોશો નહિ.' તત્ક્ષણ જ સ્વામીશ્રીએ સૌમ્ય સ્વરૂપ ધારણ કરી લીધું. જાણે કંઇ બન્યું જ નથી તેમ તેમની સૌમ્ય મૂર્તિ જોઈને સૌને આશ્ચર્ય થયું ! સૌના અંતઃકરણમાં શાંતિ પ્રવર્તિ.

પછી સ્વામીશ્રીએ વાત કરી, 'જેને જે ઉપાસ્ય હોય તેની જ મૂર્તિની તે પ્રતિષ્ઠા કરે અને પૂજન, અર્ચન, ધ્યાન વગેરે કરે ત્યારે તે સાચો ઉપાસક કહેવાય. આપણને સાચા ઉપાસક થવા માટે કલ્યાણનો માર્ગ શ્રીજી મહારાજે ગ. મ. ૨૧ ના વચનામૃતમાં બતાવ્યો છે. તે પ્રમાણે પરોક્ષ રામકૃષ્ણાદિક અવતાર અને તેમના ભક્તો નારદ, સનકાદિક, ઉદ્ધવ, હનુમાનજી વગેરેનો જેટલો મહિમા સમજાય છે તેટલો જ મહિમા પ્રત્યક્ષ ભગવાન જે સહજાનંદ સ્વામી અને તેમના ભક્ત અનાદિ મૂળ અક્ષરમૂર્તિ શ્રી ગુણાતીતાનંદ સ્વામી અને ગોપાળાનંદ સ્વામી આદિકનો જો સમજાય તો કલ્યાણનો મુદ્દો હાથ આવ્યો કહેવાય. ઠાકોર સાહેબ ! આપણી સાચી ઉપાસના આ છે, માટે સ્વામી અને નારાયણ અથવા અક્ષર અને પુરુષોત્તમનો મહિમા યથાર્થ સમજાય ત્યારે આપણે સાચા ઉપાસક કહેવાઈએ.'

સાચા સત્પુરુષને સેવી એકાંતિક ધર્મ સિદ્ધ કરી લેવો

એટલી વાત કરીને પછી બોલ્યા, "શ્રીજી મહારાજે પ્રગટ થઈ જીવોના આત્યંતિક કલ્યાણ માટે એકાંતિક ધર્મ સ્થાપન કર્યો અને તેવા એકાંતિક ૫૦૦ પરમહંસો પણ પોતાની સાથે લાવ્યા. આજ પણ પોતાના સાક્ષાત્ સંબંધવાળા એકાંતિક સત્પુરુષ, મહારાજ, પોતાના આશ્રિતો માટે, પૃથ્વી ઉપર મૂકતા ગયા છે. તો તેવા સત્પુરુષને લક્ષણે કરીને ઓળખી તેમને શરણે જવું, કે જેથી મહારાજનો યથાર્થ નિશ્ચય થાય. મનુષ્ય જન્મમાં સત્પુરુષના સંબંધે કરીને અને તેમની સેવાએ કરીને જ શુભ સંસ્કાર બંધાય છે. માટે એવા સાચા સત્પુરુષને ઓળખી, તેમની સેવા મન, કર્મ, વચને કરી, એકાંતિક ધર્મ સિદ્ધ કરી લેવો એ જ મનુષ્યદેહનું સાચું કર્તવ્ય છે."

સ્વામીશ્રીએ પોતાના સર્વોપરી વિશિષ્ટ સ્વરૂપના પ્રભાવથી, સૌને મહારાજ, સ્વામી તથા એકાંતિક સત્પુરુષના મહિમાના શબ્દો કહ્યા અને કલ્યાણનો સાચો માર્ગ બતાવી દીધો. ઠાકોરસાહેબે સ્વામીશ્રીના રૌદ્ર અને સૌમ્ય સ્વરૂપના એક જ ક્ષણમાં દર્શન કરી લીધા અને તેથી

તેમના ભાવાતીત સ્વરૂપમાં, ભાવોને સ્વતંત્ર રીતે ગ્રહણ કરવાની અને છોડી મૂકવાની શકિતની તેમને પ્રતીતિ થઈ. ભગવાનના ઐશ્વર્યને સમજનાર ઠાકોર સાહેબને, સ્વામીશ્રીના સ્વરૂપમાં ભગવાન શ્રી સહજાનંદ સ્વામીની કાર્યશકિતના દર્શન થયા. ત્યારબાદ ઠાકોર સાહેબને મેવા તથા પ્રસાદી આપ્યા અને મંદિરનું ચાલતુ સઘળું કામ બતાવ્યું. સ્વામીશ્રીનું અદ્દભુત કર્તવ્ય જોઈ, ઠાકોર સાહેબ અત્યંત રાજી થયા. પછી સ્વામીશ્રીને નમસ્કાર કરી જૂના મંદિરે પોતાને ઉતારે પધાર્યા.

**મહામુક્ત સ્વામી બાલમુકુંદદાસ સ્વામીનો અક્ષરવાસ**

સ્વામીશ્રી સારંગપુરથી ઝાલાવાડમાં ફરવા જવા વિચાર કરતા હતા તે દરમ્યાન સમાચાર આવ્યા કે કુબેરભાઇને મંદવાડ થયો છે અને શિયાણીમાં હવાફેર માટે ગયા છે. એટલે સ્વામીશ્રી ગઢડાથી લીમડી થઇને શિયાણી પધાર્યા. અત્રે દેવરાજ પટેલને ઘેર ઉતારો કર્યો. અને પછી કુબેરભાઇને જોવા સારુ પધાર્યા. તે જ દિવસે ભયંકર વાવાઝોડું, તોફાન, ગાજવીજ વગેરે થવા લાગ્યું. સ્વામીશ્રી કુબેરભાઇ પાસે આવ્યા એટલે તેમને સ્વામીશ્રીના દર્શનથી જ શાંતિ થઇ ગઇ. પરંતુ ગાજવીજ અને તોફાન અણધાર્યું શરુ થયું એટલે કાંઈક અણુચિંતવ્યું બનશે એવી ભીતિથી સૌના અંતઃકરણમાં સ્હેજ ગ્લાનિ થવા લાગી. તેમણે સ્વામીશ્રીને પૂછયું, 'સ્વામી ! આપ પધાર્યા એટલે અંતરમાં શાંતિ તો થઇ ગઇ છતાં કંઇક ઊંડું ઊંડું અસુખ જેવું વર્ત્યા કરે છે તેનું શું કારણ ?" સ્વામીશ્રીએ સ્હેજ ગંભીરભાવ ધારણ કરી કહ્યું, 'આજે કોઇ મહામુકતે દેહત્યાગ કર્યો હોય એવું લાગે છે.' એ પ્રમાણેની વાતચીતથી વાતાવરણ ચિંતાગ્રસ્ત થઇ ગયું.

બીજે દિવસે લીમડીથી સમાચાર આવ્યા કે 'જૂનાગઢમાં મહામુક્ત સ્વામીશ્રી બાલમુકુન્દદાસ સ્વામી મહા શુદ ૨ ને દિવસે ધામમાં પધાર્યા છે. તે વખતે શ્રીજી મહારાજ, મૂળ અક્ષર મૂર્તિ સ્વામી ગુણાતીતાનંદ સ્વામી, તેમ જ અનંત મુક્તો, દિવ્ય વિમાનો લઈ બાલમુકુંદદાસ સ્વામીને તેડવા આવ્યા હતા તેવા ઘણાને દર્શન

થયા.' આ સમાચારથી શિયાણીમાં પણ અત્યંત શોક વ્યાપી ગયો. સ્વામીશ્રીએ સૌને સાન્ત્વન આપ્યું. સ્વામીશ્રીએ આ પ્રસંગે બાલમુકુન્દદાસ સ્વામીના ગુણાનુગાન કરી, તેમણે જે શુદ્ધ ઉપાસના પ્રવર્તાવી તેના મહિમાની વાતો કુબેરભાઇ તથા સર્વે હરિભક્તો આગળ કરી કે, "બાલમુકુન્દદાસ સ્વામીને મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીનો અપાર મહિમા હતો. સોરઠમાં ગામોગામ અક્ષર અને પુરુષોત્તમની પટની મૂર્તિઓ તેમણે પધરાવી દીધી છે."

'શ્રીજી મહારાજનો સિદ્ધાંત ભક્તે સહિત ભગવાનની ઉપાસનાનો હતો. રામાનંદ સ્વામી પણ રાધાકૃષ્ણની મૂર્તિ પૂજતા. મહારાજ પણ રાધાકૃષ્ણની મૂર્તિ પૂજતા અને પટની મૂર્તિઓ કરાવી ત્યારે પણ 'અક્ષરાત્મક નરોત્તમ નારાયણ નરઃ' એવું નામ લખાવી, નરનારાયણની મૂર્તિઓ કરાવી, રાધાકૃષ્ણની મૂર્તિઓ કરાવી, ધર્મ, ભક્તિ સાથે પોતાની મૂર્તિ કરાવી એમ મહારાજે આપણને ઉપાસનાનો સિદ્ધાંત સમજાવ્યો. ધ્યાન પણ રાધિકાએ સહિત શ્રીકૃષ્ણની મૂર્તિનું કરવું એમ ગ. પ્ર. ૫ માં કહી દીધું. મહારાજના આ સિદ્ધાંત વચનો સ્વામી થકી સિદ્ધ કરી, અક્ષર પુરુષોત્તમનુ સાક્ષાત્ જ્ઞાન તેમણે તેમના શિષ્ય વર્ગમાં અને સોરઠમાં પ્રવર્તાવ્યું. વળી આપણે નોખા પડયા ત્યારે આપણને આશીર્વાદ દીધા કે 'જે કામ મારે કરવાનું હતું તે તમારાથી થશે.' વળી આપણને પરોક્ષ રીતે મદદ પણ કરતા. સારંગપુરમાં નારણકુંડ નહાવા જતા રસ્તામાં આપણા મંદિર આગળ આવીને પોતે કોઠારી શંકર ભગતને બોલાવીને કહ્યું હતું કે 'જે સેવા પાંચસો પરમહંસોને ન મળી તે મહારાજ અને સ્વામીની સાક્ષાત્ સેવા તમને મળી છે. આ બળ તમારું નથી પણ અક્ષરના મહામુક્તો તમારામાં રહીને કામ કરે છે. માટે તમારાં મોટાં ભાગ્ય છે. આતો 'સાચા શૂરા રે જેના વેરી ઘાવ વખાણે' એમ શાસ્ત્રીએ એવું કામ કર્યું છે કે વેરી હતા તે પણ આ કાર્ય જોઇ મનમાં ઘા રમી ગયા છે." એ પ્રમાણે સ્વામી બાલમુકુન્દદાસજીનો અપાર મહિમા સ્વામીશ્રીએ કહ્યો અને સૌને શાંતિ પમાડી. ત્યારબાદ પોતે મેમકા,

દેવળિયા, મોજીદડ, ચચાણા, લીમડી વગેરે ગામોમાં ફરી ગુજરાત તરફ પધાર્યા.

× × ×

સારંગપુર મંદિરમાં મૂર્તિ પ્રતિષ્ઠા ઉત્સવ

સારંગપુરમાં મંદિર તૈયાર થઇ ગયું હતું અને મૂર્તિપ્રતિષ્ઠાની તૈયારીઓ થઇ રહી હતી. ગુજરાતના વાણિયા ગોવર્ધનભાઇ કોઠારીને ચરોત્તરમાં મંદિર થવા દેવા માટે ઠપકો આપનાર ભીમજી કોઠારીની રાજસ્ પ્રકૃતિ, સ્વામીશ્રીના પ્રભાવ પાસે કાં તો દબાઇ ગઇ કે કાં તો તેમને ખબર પડે, તેટલી વારમાં તો આશ્ચર્યવત્ જાણે પૃથ્વીના પેટાળમાંથી, રુદ્રમાળની સ્મૃતિ કરાવતું આ મંદિર નીકળી પડયું ! શું થયું તેની તો કોઠારી ભીમજીભાઇને પણ સમજણ ન પડી. પરંતુ જેમ નિદ્રામાંથી જાગીને જુએ, અને સુવર્ણના મહેલ સન્મુખ ખડા થએલા દેખાય અને જે આશ્ચર્ય થાય, તેવું આશ્ચર્ય આ મંદિર જોતાં તેમને થયું ! ભગવાનના પરમ ભાગવત સંત જેમ અલૌકિક છે, તેમ તેમની સર્વે ક્રિયા પણ આશ્ચર્ય સમાન જ છે. પરંતુ તેમની અલૌકિકતા નિહાળવાની દષ્ટિ હોય તો જ એ સર્વે આશ્ચર્યો સહજ જણાય છે. સારંગપુર મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠાનું મુહૂર્ત સં. ૧૯૭૨ ના વૈશાખ શુદી ૬ નું નક્કી થઇ ગયું.

દેશ દેશના હરિભક્તો આ અપૂર્વ સેવામાં મંડી પડ્યા. ભાવનગરથી શેઠ નાનાલાલભાઇ તથા કુબેરભાઇ યજ્ઞના કામ માટે જોઇતી તમામ સામગ્રી વાંસ, વળીઓ, વાજાં, ચોઘડિયાં, રસોઇના વાસણો, રસોઇયાઓ વગેરે લાવ્યા. અમદાવાદથી શેઠ નંદુભાઈ તથા ત્યાંના તમામ હરિભક્તો મળી, નિર્ગુણદાસ સ્વામીની સૂચના અનુસાર, ચારસો મણ સોજી, ત્રણસો મણ ગોળ, અઢીસો મણ ઘી, પત્રાવળા, પડિયા, તથા પાઠશાળા માટે તમામ બીજી સામગ્રી ખરીદી સારંગપુર મોકલવા લાગ્યા. ઇશ્વરભાઈ પ્રભુદાસને સ્વામી-શ્રીએ વડોદરાથી મૂર્તિઓ ચઢાવી સારંગપુર મોકલવાનું કામ સોંપ્યુ

હતું. ભરૂચના ગણપતરામભાઇ યજ્ઞમાં બેસવાના હતા અને યજ્ઞનો તમામ ખર્ચ તેઓ આપવાના હતા. નડિયાદના રામચંદ્રભાઇએ તથા કરમસદના ડૉ. નાથાભાઇએ મૂર્તિઓનું ખર્ચ આપ્યું હતું. તેઓ અત્રે આવી સેવામાં જોડાઇ ગયા હતા. આમ જાણે સંકલ્પ માત્રથી જ કામદુગ્ધા ગાય તમામ સામગ્રી તૈયાર કરી દેતી હોય, કુબેર ભંડારી લક્ષ્મીનો વર્ષાદ વર્ષાવતા હોય, વિશ્વકર્મા યજ્ઞશાળા, મંડપ વગેરે બાંધી દેતા હોય અને અન્નપૂર્ણા દેવી સાક્ષાત્ પાકશાળામાં સેવામાં તત્પર જ હોય, તેમ સર્વે તૈયારીઓ નિમીષ માત્રમાં થઈ ગઈ!

હરિભકતો, સેવા કરનાર સ્વયંસેવકો, તમામ મંડળો આવવા લાગ્યા. સ્વામીશ્રી પણ, પાકશાળામાં, યજ્ઞશાળામાં, કોઠારમાં, ભંડારમાં, સાધુની જાયગામાં, સભામંડપમાં, જાણે વિદ્યુતશક્તિની જેમ ફરતા હોય તેમ ફરતા અને છતાં પોતાની ઓરડીમાં પણ ઢોલિયા ઉપર બિરાજી સૌને કાંઈક ને કાંઈક સૂચના આપતાં દર્શન દેતા હતા.

ભોજનશાળામાં ચાલતી તૈયારીઓ ઉપરથી સૌને આ સમૈયાનો ખ્યાલ આવ્યો. પ્રતિષ્ઠાના પાંચ દિવસ અગાઉથી શીરો બનાવવાનું કામ ચાલુ કર્યું. રાત્રિ દિવસ સુખડિયાઓ શીરો બનાવવા લાગ્યા. અઢીસો મણ સોજીનો શીરો થયો અને સુખડિયા થાકયા. પાંચ રાત્રીના અખંડ ઉજાગરા અને દિવસની પડતી અસહ્ય ગરમીથી, તેમણે બીજો વધારે શીરો બનાવવાની ના જ કહી દીધી.

લીમડી દીવાન સાહેબ પ્રતિષ્ઠાના આગલા દિવસે સારંગપુર આવ્યા હતા, અને જૂના મંદિરમાં ઊતર્યા હતા. તેમણે માણસો જોઈને વિચાર કર્યો કે મંદિરવાળા પૂરું કરી શકશે નહિ. એટલે નવા મંદિરમાં માણસ મોકલી મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓને બોલાવ્યા. તેમણે તેમને પૂછ્યું, 'સીધા–સામાન કેટલો ભેગો કર્યો છે અને શીરો કેટલો તૈયાર કર્યો છે ?' ત્યારે આશાભાઈ, નંદુલાલ શેઠ, ગણપતરામભાઇ તથા નાથાભાઇ ડૉકટર વગેરેએ કહ્યુ, 'અઢીસો મણ શીરો

તૈયાર છે. સુખડિયાઓ થાકયા છે એટલે વધુ શીરો કરવાની ના કહે છે.' દીવાન સાહેબે કહ્યું, 'આટલા બધા માણસોનું તમારાથી પૂરું થઇ શકશે નહિ અને લોકો ભૂખ્યા જશે તો મારી આબરુ જશે. માટે બરવાળાથી વીશ ગાડા લોટ-ઘી-ગોળ મંગાવીએ.' આ બધા હરિભકતોને પણ માણસો જોઈને તો લાગ્યું કે જરૂર ખૂટશે. એટલે તેમણે સ્વામીશ્રીને આ વાત કરી. સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'દીવાન સાહેબને કહો કે તમો કાંઈ મંગાવશો જ નહિ અને સીધાના ગાડા આવે તો તમારી ધર્મશાળામાં છોડાવજો. અમારે ઠાકોરજીની દયાથી પૂરું થઈ જશે.' આ સંદેશો દીવાન સાહેબને પહોંચાડયો. છતાં દીવાન સાહેબે બરવાળા સંદેશો મોકલી વીશ ગાડા સીધું તૈયાર રાખવા જણાવ્યું.

વૈશાખ શુદ ૫ ને દિવસે, સ્વામીશ્રીએ મંદિરનાં ચોગાનમાં મંડપ નીચે ભવ્ય સભા કરી. સર્વે સંતો, હરિભક્તો, મહેમાનો તમામ આ સભામાં આવી ગયા. કીડિયારું ઉભરાય તેમ માણસો આવ્યે જતા હતા. વળી તે વર્ષે દુષ્કાળ જેવું હતું. એટલે આજુબાજુના ગામડાના માણસો પણ સારંગપુરમાં યજ્ઞ છે એમ જાણી, આવ્યે જ જતા હતા. સારંગપુરની સીમમાં ઊભા રહેવાની જગ્યા ન હતી અને દૃષ્ટિ પણ ન પહોંચે એટલે દૂર સુધી આ પ્રતિષ્ઠા ઉત્સવમાં આવતા માણસોની કતાર સિવાય બીજું કંઇ દેખાતું ન હતું.

સભામાં સ્વામીશ્રીએ આ પ્રસંગે હરિલીલામૃત કળશ ૮ માના વિશ્રામ ૬૦ તથા ૬૧ વંચાવ્યા. પછી સ્વામીશ્રીએ વાત કરી 'સારંગપુરમાં આ જે મંદિર થયું છે તે મહારાજે જીવા ખાચરને દીધેલા વરદાનથી જ થયું છે અને આ મંદિરમાં પ્રતાપી દેવ અક્ષરાધિપતિ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન પોતાના ધામ અને અનાદિ મુક્ત સાથે આવતી કાલે બિરાજશે. આ પ્રમાણે મહારાજનું વચન સત્ય થયું છે અને આ સ્થાનનો મહિમા ભવિષ્યમાં ઘણો જ વધી જશે.' સારંગપુરના મંદિરનો આ ઉત્પત્તિ ઇતિહાસ સાંભળી સૌને સ્વામીશ્રી એ શ્રીજી મહારાજના સંકલ્પનું સ્વરૂપ છે, તેમ પ્રતીતિ થઇ.

પ્રતિષ્ઠાને દિવસે સવારે યજ્ઞશાળામાં વેદોક્ત વિધિથી મૂર્તિઓની પૂજા થઇ. મધ્ય મંદિરમાં શ્રી અક્ષર પુરુષોત્તમ અને અનાદિ મહામુક્ત ગોપાળાનંદ સ્વામીની મૂર્તિઓની પ્રતિષ્ઠા બરોબર સવારના નવ વાગે સ્વામીશ્રીના વરદ હસ્તે થઇ ! મૂર્તિઓની નેત્ર અનાવરણ વિધિ થતાં સામે રાખેલો બિલોરી કાચ ફૂટયો. આથી મહારાજ, સ્વામી અને ગોપાળાનંદ સ્વામી સાક્ષાત્ મૂર્તિઓમાં બિરાજ્યા છે, તેની સૌને પ્રતીતિ થઇ.

આ પ્રમાણે શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજના દિવ્ય સ્વરૂપોની શ્રીજી મહારાજના સંકલ્પથી જ આ બીજા મંદિરમાં પ્રતિષ્ઠા થઇ ગઇ. સર્વત્ર જયજયકાર થઇ ગયો. બ્રાહ્મણોના મંત્રોચ્ચારના ઉદ્ઘોષો, અક્ષર પુરુષોત્તમના જયનાદોના ગગનભેદી સ્વરો વગેરેથી, વાતાવરણ દિવ્ય બની ગયું. સૌ કોઇના હૃદયમાં અપૂર્વ ઉત્સાહ, આનંદ અને શાંતિ વર્તવા લાગ્યા.

**શીરો તો ઘણો છે તે આઠ દિવસ સુધી નહિ ખૂટે**

પ્રતિષ્ઠાની આરતી બાદ 'વાસુદેવ હરે' થયા એટલે જમવાની પંક્તિઓ થઇ ગઇ. જેમ જેતલપુરના યજ્ઞમાં બ્રાહ્મણોએ વિઘ્ન નાખવાનો વિચાર કર્યો અને તે માટે અનેક પ્રયત્નો કર્યા. પરંતુ મહારાજે તેમનો સંકલ્પ અગાઉથી જાણી લીધો અને સંપૂર્ણ તકેદારી રાખી, તેથી બ્રાહ્મણોના હાથ હેઠા પડયા, તે જ પ્રમાણે અહીં પણ 'ખૂટવાડવું અને ખોટું દેખાડવું' એ સૂત્રનો પાઠ ભણીને આવનારા કેટલાકે તો શીરાના હોજમાંથી જાતે જ ટોપલાઓ ભરવા માંડયા. જોતજોતામાં તો શીરાના અર્ધા હોજ ખાલી થઇ ગયા. વ્યવસ્થા કરનાર હરિભક્તોએ આ જોયું એટલે એકદમ વિચારમાં પડી ગયા કે 'આટલા શીરામાં હવે કેમ પૂરું થશે ?' પછી સૌ તુરત જ સ્વામીશ્રી પાસે ગયા અને સર્વ હકીકત કહી. ત્યારે સ્વામીશ્રીએ સિંહગર્જના કરી, 'શું બાયલા છો?' એમ કહી પછી સૌને વ્યવસ્થા કેમ કરવી તે સમજાવતા કહ્યું,

'આપણી દશ વિઘાની વાડી ખાલી કરાવો અને આજુબાજુ વાંસની વાડ કરો. એક એક વાંસે એક એક સ્વયંસેવક ઊભો રાખો. આ વાડીમાં તમામ હરિભક્તોની એક પછી એક પંક્તિ કરો અને ઝાલાવાડી ત્રણસો હરિભક્તોને બોલાવો મારી પાસે. તેમના વાંસામાં કંકુના થાપા મારીએ એટલે તે જ શીરાના ટોપલા લે બીજા કોઈ, થાપા વગરના ન અડે.' એટલી વાત કરીને પછી કહ્યું, 'શીરાના હોજ ઉપર પતરા ઢાંકી ઘો અને ઘીનો દીવો કરી, ઠાકોરજી પધરાવો અને પછી તે હોજમાંથી શીરો લઈને પીરસવા માંડો. શીરો તો ઘણો છે તે આઠ દિવસ સુધી નહિ ખૂટે.' સ્વામીશ્રીની સૂચના અનુસાર સૌ વીજળીના વેગે વ્યવસ્થા કરવા મંડી પડયા. શીરાના હોજમાંથી શીરાના ટોપલા ભરી ભરીને ખડતલ અને મહા શૂરવીર ઝાલાવાડી હરિભક્તો ઝડપથી પંક્તિઓમાં પીરસવા લાગ્યા. લગભગ બે થી ત્રણ લાખ હરિભક્તોને સવારના નવથી તે રાત્રે બાર વાગતા સુધી જમાડયા. રાત્રે બાર વાગે સ્વામીશ્રીની આજ્ઞાથી કાંસાની થાળી વગાડતા ચાર હરિભક્તો સંઘમાં નીકળ્યા અને સાદ પાડયો, 'કોઈ ભૂખ્યું હોય તો જમવા આવો.' પરંતુ કોઈપણ રસોડે જમવા આવ્યું નહિ. આથી સૌને થયું કે સંઘમાં હવે એક પણ માણસ ભૂખ્યું નથી. પછી રાત્રે વ્યવસ્થામાં રહેલા તમામ હરિભક્તો તથા પીરસનારા ઝાલાવાડી હરિભક્તો નાહીને જમ્યા.

બીજે દિવસે એ જ શીરાના હોજમાંથી સંઘના રહેલા માણસોને જમાડયા અને પછી આખું ગામ જમાડયું. તે જ પ્રમાણે ત્રીજે દિવસે પણ સંઘના રહેલા માણસો તથા સારંગપુર ગામના મળી, આશરે ત્રણેક હજાર હરિભક્તોને એ જ શીરો જમાડયો. હોજમાંથી નીકળતો શીરો જાણે તાજો જ હોય તેમ ગરમાગરમ, ઘીની મીઠી સુગંધથી મઘમઘતો હતો. ચોથે દિવસે સ્વામીશ્રી પાસે આવીને હરિભક્તોએ વાત કરી, 'સ્વામી! હવે આ વધેલા શીરાનું શું કરવું?' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'ગામની ગાયોને તથા આજુબાજુના ગામની ગાયોને, બરવાળાની પાંજરાપોળમાં તથા બોટાદની પાંજરાપોળમાં

ગાડા ભરીને મોકલાવી દ્યો!' સ્વામીશ્રીના સૂચન અનુસાર ત્રણ ગાડા ભરી બરવાળા અને પાંચ ગાડા ભરીને બોટાદ શીરો મોકલાવી દીધો. પછી હોજ ઉપરથી ઠાકોરજીની મૂર્તિ ઉપાડી લીધી અને દીવો પણ લઇ લીધો અને પતરાં ઉપાડી જોયું તો હોજ જેમના તેમ અર્ધા ભરેલા હતા. પછી તે શીરો ત્યાં રહેલા હરિભકતોને જમાડ્યો અને આઠ દિવસ પછી પણ એવો જ સ્વાદિષ્ટ શીરો સૌ જમ્યા. સ્વામીશ્રીના અદ્‌ભુત પ્રતાપથી સારંગપુરમાં સર્વોપરી યજ્ઞ સંપૂર્ણ થયો પ્રતિષ્ઠાના દિવસની સભામાં આણંદના હરિભકત મોતીભાઇ ભગવાનદાસે કીર્તન ગાયું હતું. તેની છેલ્લી પંકિતઓ :—

'જે બને ના બીજા કોઇ થકી એ કામ
તે સ્વામીરૂપે કામ કર્યું ઘનશ્યામ.'

એ પંકિતઓ સ્વામીશ્રીનો આવો અદ્‌ભુત પ્રતાપ જોઇ, સર્વેને સત્ય લાગી.

× × ×

**સ્વામીશ્રીના પ્રતાપનો પ્રકાશ**

સારંગપુરનો પ્રતિષ્ઠા ઉત્સવ સર્વોપરી રીતે ઉજવાયો તેથી સ્વામીશ્રીના અદ્‌ભુત પ્રતાપનો પ્રકાશ સર્વને જણાવા લાગ્યો. સ્વામીશ્રીને પોતપોતાને ગામ પધરાવવા સૌ હરિભકતો વિનતિ કરવા લાગ્યા. સ્વામીશ્રીએ પણ દયા કરી તે સૌની વિનતિ સ્વીકારી.

પ્રથમ સ્વામીશ્રી લાઠીદડ પધાર્યા. અત્રેના આગેવાન હરિભકતો પટેલ ગણેશ રત્ના તથા પટેલ હંસરાજ તથા પટેલ રૂગનાથ તથા પટેલ વશરામ વગેરેએ ગઢડાવાળાની મહોબત મૂકી, સ્વામીશ્રીનું વાજતે ગાજતે સ્વાગત કર્યું અને સ્વામીશ્રીને બે દિવસ રોકયા. એકે એક ઘેર સ્વામીશ્રી પધરામણીએ પધાર્યા અને સૌએ આ સંતવર્યના પગલા પોતાના ઘરમાં પડાવીને પોતાના ઘરને તીર્થરૂપ બનાવી દીધું.

ત્યાંથી સ્વામીશ્રી કારિયાણી પધાર્યા. અત્રેના હરિભકતો મૂળશંકર મહારાજ, પટેલ ભીમભાઇ મગનભાઇ, હરજી પટેલ, હીરા પટેલ,

રામ ખાચર વગેરેએ પણ વાજતે ગાજતે સ્વામીશ્રીનું સન્માન કર્યું અને ઘેર ઘેર પધરામણી કરાવી. ગઢડામાં આ સમાચાર વિજળી વેગે પહોંચ્યા અને આ સાધુની મહોબતમાં કોઇ ન લેવાય તે માટે, ગામે ગામ સ્વામીશ્રીની વિરુદ્ધ પ્રચાર કરવા સાધુઓ મોકલી દીધા. પરંતુ જેના દર્શન માત્રથી જ ઇન્દ્રિયો અંતઃકરણ ન રોકાતા હોય, ત્યાં કેવળ રાગદ્વેષથી જ ઊભો થએલો, વિરોધ શુદ્ધ મુમુક્ષુઓને શી રીતે રોકી શકે ?

કારિયાણીના હરિભક્તોને પણ અપાર સુખ આપી સ્વામીશ્રી ત્યાંથી નિંગાળાના હરિભક્ત હિરાભગતના આમંત્રણથી નિંગાળા પધાર્યા. નિંગાળાથી સ્વામીશ્રી તાજપુર પધાર્યા. અહીં ભગવાન પટેલ, તેના પુત્ર ગોરધન પટેલ, નથુ માધા, દયાળ પટેલ, હરિભાઈ, નાનુભાઇ, રણછોડ મેરાઈ, મોતી સુથાર, ગોરધન સુથાર વગેરેએ સ્વામીશ્રીની પધરામણી કરી. ત્યાંથી સમઢિયાળા, અમરશી પટેલ તથા ગણેશ પટેલ તથા શેઠ હરજીવનભાઇ નથુભાઇ શેઠ દુર્લભજીભાઇના આગ્રહથી, ગયા.

કેરીયામાં શેઠ નાગજીભાઇ તથા શેઠ ભીમજીભાઇ, ઓધવજીભાઈ આચાર્ય વગેરેએ પણ સ્વામીશ્રીને તેડાવ્યા. નાગજીભાઇ, અને ભીમજીભાઇ જાગાભક્ત સ્વામીના શિષ્ય હતા અને સ્વામીશ્રીમાં અપૂર્વ હેત અને નિષ્ઠાવાળા હતા. ઓધવજીભાઇ સ્વામી જાગાભક્તના શિષ્ય રણછોડભક્તના શિષ્ય હતા અને ગુણાતીત જ્ઞાનના રંગથી રંગાયા હતા. સ્વામીશ્રી પ્રત્યે પણ તેમને અતિ સદ્ભાવ અને પક્ષ હતો. આમ એક એક ગામમાં ફક્ત એક, બે કે ત્રણ જ હેતવાળા હરિભક્તો હોવા છતાં, સ્વામીશ્રી પધારતાં આખું ગામ ખેંચાતુ અને ઘેર ઘેર પધરામણી થતી. કેરીયાથી બોટાદ થઈ, સ્વામીશ્રી ગઢડા પધાર્યા. અત્રે બાવા ખાચર તથા મિસ્ત્રી હરિભાઇ ઝવેરભાઇએ સન્માન કર્યું.

× × ×

ગાનામાં અદ્‌ભુત આમ્ર ઉત્સવ

જેઠ માસમાં ગાનાના હરિભક્તો શનાભાઈ લાલાજી, શનાભાઈ છીવાભાઈ તથા બકોરદાસ તથા સોમાભાઈએ સ્વામીશ્રીને ગાના બોલાવી કેરી ઉત્સવ કરી મોટો સમૈયો કરવા વિચાર કર્યો. આથી સ્વામીશ્રીને પત્ર લખી આગ્રહભર્યું આમંત્રણ મોકલ્યું. તમામ સંતો સ્વામી વિજ્ઞાનદાસજી, 'જ્ઞાનજી' મહારાજ વગેરે પણ સાથે આવે તેવો આગ્રહ કર્યો. સ્વામીશ્રીએ આ આમંત્રણ સ્વીકાર્યું અને સૌ સંત હરિભક્તોને પ્રથમ આણંદ આવવા પત્ર લખ્યો. અત્રે સંતમંડળ ભેગું થયું અને મુક્તરાજ કેશવલાલ પ્રાગજીભાઈએ પ્રથમ કેરી ઉત્સવ, આણંદમાં પોતાને ઘેર સંતોને રોકીને કર્યો. ત્યારબાદ સ્વામીશ્રી તથા સર્વે સંતો અને ગુજરાતના ઘણાખરા હરિભક્તો મુક્તરાજ આશાભાઈ, ઈશ્વરભાઈ, કેશવલાલભાઈ, પુરુષોત્તમ જેરાભાઈ, નડિયાદના રામચંદ્રભાઈ, અમદાવાદથી શેઠ નંદુભાઈ, મનસુખરામભાઈ, કાળુભાઈ વગેરે તેમ જ કરમસદ, ધર્મજ, સોજીત્રા, સોખડા, સાંકરદા, કોયલી, વડોદરા, ચાણસદ વગેરેના તમામ હરિભક્તો, ગાના સ્વામીશ્રી સાથે આવ્યા. સારંગપુરનો અતિ અદ્‌ભુત સમૈયો તો હજુ સ્મૃતિપટ પર તાજો જ છે, ત્યાં આ એવો જ બીજો ઉત્સવ પોતાના એકાંતિક ભક્તને લાડ લડાવવા અને તેમના મનોરથો પૂરા કરવા યોજાયો, તેથી સૌને અત્યંત આનંદ થયો.

મંદિર પાસે સુશોભીત મંડપ બાંધી સભામંડપ સુંદર રીતે આસોપાલવના તોરણો, કેળના સ્તંભથી શણગાર્યો હતો. સવારના નાહી, પૂજા આદિ નિત્યકર્મથી સૌ પરવાર્યા ત્યાં તો કેરીઓના ઢગ ઉપર ઢગ આવવા લાગ્યા. નાસ્તામાં મઠીયા, મગજ અને કેરીઓના આવતા ગંજ ઉપરથી જાણે આંબાનું આખું વન લચીં ન પડયું હોય તેમ સૌને જણાયું. ગુજરાતના હરિભક્તોએ, પોતાને ઘેર વાડી, ખેતર અને પુષ્કળ આંબા હોવા છતાં પણ, આવો ઉત્સવ કોઈ દિવસ જોયો નહોતો. એવો અપૂર્વ આમ્ર મહોત્સવ અહીં શરુ થયો. ધન્ય છે ગાનાના હરિભક્તોને!

જેવો આમ્રરસ અમૃત સમાન તેવી જ સ્વામીશ્રીની મધુર વાણી

પણ અમૃત સમાન. એક વખત પાન કર્યું હોય તે અંતરમાંથી જાય જ નહિ. સ્વામીશ્રીએ કથાવાર્તામાં સત્સંગિજીવનના ૨ જા પ્રકરણમાંથી કેટલાક અગત્યના અધ્યાયો વાંચી, સૌને રસતરબોળ કરી દીધા. પહેલે દિવસે સવારના સ્વામીશ્રીએ સાડાસાત વાગે ૧૭ મા અધ્યાયની કથા શરુ કરી.

શ્રીહરિના દિવ્ય લિલાચરિત્રોનું વર્ણન કરતાં સ્વામીશ્રી, એક પછી એક શ્લોક વાંચતા પદે પદે જાણે શ્રીહરિની મૂર્તિ જ સૌના અંતરમાં પ્રગટ કરી દેતા. હતા "શ્રીહરિ અલૈયાથી શેણપાટ પધારે છે અને લાલજી સુથારને ઘેર થોડા દિવસો રહી, ત્યાંથી ભાદરા વસંત પંચમીનો સમૈયો કરવા આવે છે. વસંતપંચમીને દિવસે સાંજની મોટી સભામાં શ્રી હરિ વાત કરે છે, 'ભગવાનને વિષે જે પરા ભક્તિ તે જ મુક્તિનું સાધન છે. એવી પરાભક્તિ તો સંતના સમાગમે કરીને જ આવે છે અને અસુરોના સંગે નાશ પામે છે. માટે અસુરોનો સમાગમ તો મુમુક્ષુઓએ કરવો જ નહિ."

એટલે સભામાં બેઠેલા મૂળજી શર્માએ (ત્યાગાશ્રમના મૂળ અક્ષર મૂર્તિ સ્વામીશ્રી ગુણાતીતાનંદ સ્વામી) મહારાજને પૂછયું, 'હે મહારાજ ! એ અસુરોના શું લક્ષણ છે તે અમોને તત્ત્વે સહિત આપ સમજાવો.' ત્રણે અવસ્થામાં મહારાજની મૂર્તિ સિવાય બીજું જેને અનુસંધાન નથી, તે મૂળજી શર્માના આ પ્રશ્નનો ઉત્તર મહારાજે વિસ્તારથી[1] કર્યો અને એવા અસુરનો સંગ કદાપિ ન કરવો, એવા શિક્ષાવચન કહ્યા. એ પ્રમાણે ભાદરામાં વસંતોત્સવ કરીને શ્રીહરિ છ દિવસ રહ્યા અને પછી ત્યાંથી ખાડી ઉતરીને કચ્છ દેશમાં પધાર્યા" સ્વામીશ્રીની રસભરપુર કથાથી શ્રીહરિના લિલાચરિત્રમાં સૌનાં મન સ્થિર થઇ ગયા ! કથા સંપૂર્ણ થઇ એટલે 'વાસુદેવ હરે' થયા.

---

૧ અસુરના લક્ષણ :—ભગવાનના અવતારોનો દ્રોહ કરવો, તે દ્રોહ કરવા માટે મિથ્યા આડંબર રૂપ ભક્તિ કરવી, ભગવાનના ચરિત્રોમાં દોષ દર્શન, રાગદ્વેષ, તામસી ક્રિયામાં આસક્તિ, તામસી દેવદેવીઓનું આરાધન, હિંસા, દારૂ, માટી, ચોરી, પરદાગમન, રસાસ્વાદમાં લોલુપતા, કામ, ક્રોધ, લોભ, માન અને મદથી છકી ઉદ્ધતપણું કરવું, વિધિનિષેધનું ખંડન કરવું, વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ કરવો ઇત્યાદિ અસુરોનાં લક્ષણ છે.

આમ્રરસ સાથે પુરી, શાક, ભજિયા વગેરેનો મિષ્ટ થાળ ઠાકોરજીને શ્રી 'જ્ઞાનજી' મહારાજે 'અવિનાશી આવો રે જમવા કૃષ્ણ હરિ' એ થાળ બોલી જમાડ્યો. જ્ઞાન જ જેમનું જીવન છે, વળી અખંડ ભગવાનના સ્વરૂપમાં તદ્રૂપતાને પામી ગએલા, 'જ્ઞાનજી' મહારાજને સૌ 'જોગીની' સંજ્ઞાથી ઓળખવા લાગ્યા. તેમનો પ્રેમ જાણે તેમના દેહમાંથી દષ્ટિ દ્વારા, વાણી દ્વારા, ભજન દ્વારા, સ્વામીની વાતો બોલતા જ્ઞાન પ્રસંગો દ્વારા, બહાર આવવા પ્રયત્ન કરતો હોય, તેમ તેમની ક્રિયા જોતાં સૌને જણાતું. જાણે પ્રેમની સાક્ષાત્ મૂર્તિ ન હોય! તેમનો પ્રેમ જોઇને મહારાજને સાક્ષાત્ થાળ જમવા પધારવું પડતું. સ્વામીશ્રીના સ્વરૂપમાં એવા જ તીવ્ર ભાવે જોડાએલા આ 'જ્ઞાનજી સ્વામી' સ્વામીશ્રીનું જીવન બની ગયા. સેવામાં સદા તત્પર, અને સેવાનો અવકાશ ન હોય ત્યારે કથામાં સ્થિર આસન અને સ્થિર વૃત્તિએ બેસવું, મેષોન્મેષ દષ્ટિએ સ્વામીશ્રીનાં દર્શન કર્યા જ કરવા, આવા અતિ અપાર પ્રેમથી જોડાએલા આ સંત, સત્સંગમાં અણમૂલા રત્ન સમાન પંકાય છે. સ્વામીશ્રીએ જાતે જ સૌ સંતો અને હરિભક્તોને ખૂબ ખૂબ રસ પીરસ્યો અને સૌને અતિ તૃપ્ત કરી દીધા. પછી સ્વામીશ્રી સૌને જમાડી જમવા બિરાજ્યા. સાધુ હરિકૃષ્ણદાસ સ્વામીશ્રીની સેવામાં હતા. સ્વામીશ્રી કેરીઓ ચૂસતા જાય અને પ્રસાદી આ સાધુને આપતા જાય. આ પ્રમાણે અલૌકિક સુખની લ્હાણમાં સમૈયાનો પહેલો દિવસ પૂરો થયો.

બીજે દિવસે પણ એવી જ અલૌકિક સભા થઈ. સ્વામીશ્રીએ અહીં વાત કરી, "પ્રેમાનંદ સ્વામીએ વંદુના પદ ગાયા ત્યારે મહારાજ રાજી થયા અને કહ્યું, 'સ્વામી! માગો.' ત્યારે પ્રેમાનંદ સ્વામી કહે, 'મહારાજ! આપની મૂર્તિ અખંડ રહે તેવી દયા કરો.' ત્યારે મહારાજે હસીને કહ્યું, 'તેનાં તો સાધન કરવાં પડે.'" ત્યારે સભામાંથી કોઇકે પૂછ્યું, 'એ સાધન કયા?' એટલે સ્વામીશ્રીએ ઉત્તર કર્યો, 'અક્ષરના સાધર્મ્યપણાને પામેલા ગુરુ ઓળખવા અને

તેમાં જોડાઇ પોતાને ગુણાતીત માનવું. એ સાધન અખંડ જાણપણું રાખીને કરે તો મહારાજ વશ થઇ જાય.' પછી કથાની સમાપ્તિ કરી. ગાનામાં આમ બે દિવસનો અપૂર્વ આમ્ર ઉત્સવ કરી, સૌના અંતરમાં અપાર સુખનો અનુભવ કરાવી, સ્વામીશ્રી ત્યાંથી સારંગપુર પધાર્યા.

## ઝાલાવાડમાં વિચરણ

સ્વામીશ્રી ગુજરાતમાં થોડા દિવસો ફરી અમદાવાદ થઇને ધંધુકા ઉતરી અડવાળ પધાર્યા. સાથે જ્ઞાનજી મહારાજ હતા. અહીં બાપુભા સાહેબ, અગરસંગ બાપુ, કલ્યાણસંગ બાપુ વગેરે હરિભક્તોએ સ્વામીશ્રીનું સ્વાગત કરી બે દિવસ રાખ્યા અને સારંગપુરના મંદિરમાં ધર્માદો લખાવ્યો. ઘેર ઘેર પધરામણી કરી સૌએ લાભ લીધો.

અડવાળથી સ્વામીશ્રી કંથારીયા રાણા દાજીભાઈ બનેસિંહ[1] તથા રાણા કેસરીસિંહ વગેરે હરિભક્તોના આમંત્રણથી પધાર્યા. અત્રેના હરિભક્તોએ સ્વામીશ્રીની પધરામણી કરી સારો લાભ લીધો. અહીંથી સ્વામીશ્રી નવાગામ પધાર્યા. અત્રેના હરિભક્તો મકનભાઈ, તુલસીદાસ, ભૂધરભાઇ, પોપટલાલ, નારાયણ, ડુંગરભાઇ, મતાદાર ચતુરભાઇ, બાલાભક્ત તથા વિપ્ર શાંતિલાલ આદિકે સ્વામીશ્રીનું ધામધૂમથી સ્વાગત કર્યું. ઉત્તમ રસોઈ કરી જમાડયા અને ઘેર ઘેર પધરામણી કરી, સૌએ સારી સેવા કરી. સ્વામીશ્રી પણ ઝાલાવાડી

---

૧ રાણા બનેસિંહ ભાવનગર રાજ્યમાં 'લાન્સર્સ' માં નોકરી કરતા હતા. તે વખતે તેમને ગઢડાના દરેક સમૈયા કરવાનો દૃઢ નિયમ હતો. સ્વામી વિજ્ઞાનદાસજી ભાવનગરમા મુક્તરાજ કુબેરભાઇને ઘેર અવારનવાર આવતા અને ભાવનગરના હરિભક્તોને સત્સંગનો લાભ આપતા. આ પ્રસંગ દરમ્યાન દાજીભાઇને સ્વામી વિજ્ઞાનદાસજીનો યોગ થયો અને તેથી સર્વોપરી અને શુદ્ધ ઉપાસનાના સિદ્ધાંત અંતરમા ઉતર્યા. તે સમજણને પાછળથી સ્વામી નિર્ગુણદાસજી તથા કુબેરભાઇના પ્રસંગથી પુષ્ટિ મળી અને સ્વામીશ્રીનો અપાર મહિમા સમજાયો. આ શુદ્ધ નિષ્ઠાના પ્રતાપે તેમણે સોરઠમાં ઘણા ખરા હરિમંદિરોમાં અક્ષર પુરુષોત્તમ મહારાજની પટની મૂર્તિઓ પોતાના ખર્ચે પધરાવી છે. હાલ દાજીભાઈ અક્ષર મંદિરની અપૂર્વ સેવા કરી રહ્યા છે.

હરિભક્તોના પ્રેમ અને ભાવથી અત્યંત પ્રસન્ન થયા. મૂળી દેશના આ ગામોમાં સ્વામી ત્યાગવલ્લભદાસ અને નિર્મળદાસના પ્રચારથી અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા પ્રવર્તિ. તેમાં વળી સારંગપુરનો અદ્‌ભુત પ્રતિષ્ઠા ઉત્સવ જોઈ, સ્વામીશ્રીના પ્રતાપની સૌને ઝાંખી થઈ અને શ્રીજી મહારાજ સત્સંગમાં આજે સ્વામીશ્રી દ્વારા પ્રગટ છે, તે દૃઢ નિશ્ચય સૌને થયો. સ્વામીશ્રીના પ્રસંગથી અંતરમાં અપાર સુખ અને આનંદનો અનુભવ સૌને થતો અને જગત કે વિષય સંબંધી સંકલ્પ તો સ્વપ્નમાં પણ આવતો નહિ. નૈમિષારણ્યના સ્થાન જેવો, ઇંદ્રિયોની ધારાને કુંઠિત કરવાનો પ્રતાપ, સ્વામીશ્રીના સંબંધમાં સૌ અનુભવતા અને અક્ષરધામનું સાક્ષાત્ સુખ સૌને આવતું. સ્વામીશ્રી નવાગામ પધાર્યા છે જાણી મોજીદડના હરિભક્તો સ્વામીશ્રીને મોજીદડ પધારવા માટે આમંત્રણ દેવા નવાગામ આવ્યા.

સ્વામીશ્રીએ તેમનું આમંત્રણ સ્વીકારી, બીજે દિવસે મોજીદડ આવવાનું કબૂલ્યું. મોજીદડના હરિભક્તો ભાઇચંદભાઈ તથા કસળચંદ કોઠારી, રામજીભાઈ ખત્રી, પીતાંબરભાઈ, નાનાભાઇ, ધરમશીભાઇ, માધાભાઈ, છગનભાઇ, તથા તેમના પુત્ર ઠાકરશીભાઇ તથા ગુરુ ગણેશ ભક્ત વગેરે સૌ પાદરે સામા સામૈયુ કરવા આવ્યા. સાથે ઝાંઝ, પખાજ, ડુક્કડ વગેરે લાવ્યા હતા અને સ્વામીશ્રીને વાજતે ગાજતે મંદિરમાં પધરાવવા સૌનો વિચાર હતો. સ્વામીશ્રી નવાગામથી ગાડામાં પધાર્યા પરંતુ પાદરે સામૈયાની તૈયારી જોઇ સામૈયુ કરવાની ચોખ્ખી ના પાડી અને કહ્યું, ‘ સાધુને એવું શોભે નહિ. માટે અમે તો સાધુની રીતે જ આવીશું.’ એમ કહી સ્વામીશ્રી ગુરુ ગણેશ ભક્ત તરફ ફર્યા અને તેમને પૂછયું, ‘ કેમ ગણેશ ભક્ત ! સાધુને તે વળી સામૈયા હોતા હશે ? ’ સ્વામીશ્રીના આ પ્રશ્નથી ગુરુ ગણેશભક્તને થયું કે ‘ સ્વામીશ્રીએ મારા અંતરની વાત જાણી. ’ મૂળી દેશના આ હરિભક્ત, ત્યાગ વૈરાગ્યની ભાવનાથી સંસારમાં સદા વિરક્તભાવે વર્તતા, સંકલ્પ કરતા હતા કે, ‘સાધુને તે વળી સામૈયા શા ? સારંગપુરની પ્રતિષ્ઠાના અદ્‌ભુત ઉત્સવથી શાસ્ત્રીજી મહારાજ એક મોટા

સાધુ છે એવો સ્વામીશ્રીનો મહિમા ગુરુ ગણેશ ભકતને સમજાયો હતો. પરંતુ અંતર પકડીને વાત કરવાની સ્વામીશ્રીની શકિતનો તેમને ખ્યાલ ન હતો. સ્વામીશ્રીના આ શબ્દોથી તેમને નિશ્ચય થયો કે આ તો અતિ મોટા સત્પુરુષ છે. સ્વામીશ્રી સાદી રીતે જ મંદિરમાં પધાર્યા. अमानित्वमदम्भित्वम् આદી બ્રાહ્મી સ્થિતિના લક્ષણોનું સર્વાંગ દર્શન સ્વામીશ્રીના સ્વરૂપમાં પ્રસંગે પ્રસંગે નિહાળવા મળતું. આથી સ્વામીશ્રી પ્રત્યે સૌને વિશેષ ને વિશેષ સદ્ભાવ થતો જતો હતો.

મોજીદડનો ઉત્સાહ અનેરો હતો. ત્યાંના હરિભકતોએ સ્વામીશ્રીને થોડા દિવસો રોકી કથાવાર્તાનું સારું સુખ લીધું. ગુરુ ગણેશ ભકતને સ્વામીશ્રીની વાતો સાંભળી, તત્ત્વે સહિત નિશ્ચય થયો કે, 'આ સંત તો શ્રીજીના ધારક સાક્ષાત્ ગુણાતીત સ્વરૂપ છે.' સ્વામીશ્રીની સાથે 'જ્ઞાનજી' સ્વામી પણ હતા. તે પણ પોતાની મિષ્ટ વાણીથી 'સ્વામીની વાતુ' બોલતા. વાતો અને કીર્તનો બોલવાની તેમની હલક જ એવા પ્રકારની છે કે સૌ કોઈ મુગ્ધ થઈ ગયા. ત્યાગ, વૈરાગ્ય અને નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રતધારી આ સંત-વર્ય, મહારાજે ઊભી કરેલ ઉત્તમોત્તમ પરમહંસ દશાનો સૌને ખ્યાલ આપતા હતા. સ્વામીશ્રીની જેમ છાયા હોય તેમ સદા સ્વામીશ્રી સાથે જ પોતે ફરતા અને કવચિત્ જુદા પડવાનું થતું તો પણ અંતરમાં સ્વામીશ્રીનું અખંડ સમીપપણું અનુભવતા. આ સંતવર્યની હાજ-રીથી સૌને એક પ્રકારનો વિશેષ આનંદ રહેતો અને એટલે જ સ્વામીશ્રી સાથે 'જ્ઞાનજી' સ્વામી પધારે તેવું સૌ ઇચ્છતા. સ્વામીશ્રી મોજીદડમાં ત્રણ ચાર દિવસ રોકાયા.

**સ્વામીશ્રીના દર્શન નહિં થાય તો અન્ન જળ ગળે નહિ ઉતરે**

સ્વામીશ્રીને મોજીદડથી ચચાણા જવાનું હતું. ચચાણાના હરિભકતો દરબાર મેરામણસિંહજી તથા ફત્તેહ-સિંહજી, લક્ષ્મણસિંહજી, ગોવિંદસિંહ, ઉમેદસિહ વગેરે સ્વામીશ્રીની આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા. હરિકૃષ્ણદાસજી તથા સ્વામી મહાપુરુષ-દાસજીને તો દોઢ બે મહિનાથી સ્વામીશ્રીના દર્શન થયા ન હતા

એટલે વ્યગ્ર થયા હતા. પરંતુ આજ્ઞા સિવાય સ્વામીશ્રીના દર્શને ન જવાય એવો નિયમ હોવાથી, આ બંને સંતો સ્વામીશ્રી ઝાલાવાડમાં વિચરણ કરતા હતા છતાં ચચાણામાં જ રહ્યા હતા. આગલી રાત્રે મંદિરમાં કથાવાર્તા અને નિયમચેષ્ટા પછી સાધુ હરિકૃષ્ણદાસે દરબાર મેરામણસિંહજીને કહ્યું, 'હવે કાલે સવારે જો સ્વામીના દર્શન ન થાય તો તમારે સ્વામી જ્યાં હોય ત્યાંથી અત્રે તેડી લાવવા પડશે. નહિ તો અન્નજળ હવે ગળે નહિ ઊતરે.' દરબાર આ સાધુના પ્રેમને જાણતા હતા. તેમજ સ્વામી મહાપુરુષદાસની સાગર સમાન ગંભીરતાની પાછળ પણ સ્વામીશ્રીના વિરહની અકથ્ય વેદના હતી, એ પણ જાણતા હતા. તેમણે કહ્યું, 'તમારો પ્રેમ એવો છે કે આવતી કાલે સવારે તો સ્વામી અહીં પધારશે જ.' આ શબ્દોથી કાંઈક શાંતિ અનુભવી સૌ સૂઈ ગયા.

સવારના નાહી, પૂજા આદિ નિત્યકર્મથી સૌ પરવાર્યા અને મંદિરમાં સૌ હરિભક્તોની સભા થઈ. તેવામાં સ્વામીશ્રી મોજીદડથી વહેલી સવારે ગાડા જોડાવી ૧૫-૨૦ સંત હરિભક્તો સહિત પધાર્યા. સ્વામીશ્રીના દર્શનથી સૌને આનંદ થઇ ગયો. વિરહનું દુઃખ જાણે ક્ષણ માત્રમાં ટળી ગયું હોય એવી પરમ શાંતિ સૌને થઇ ગઈ ! સાધુ હરિકૃષ્ણદાસ તથા સ્વામી મહાપુરુષદાસને તો જાણે, સ્વામીશ્રી પોતાનો સંકલ્પ પૂરો કરવા જ પધાર્યા છે, તેથી અત્યંત આનંદ થયો. સ્વામીશ્રી પછી નહાવા પધાર્યા.

**દરબાર ફતુભાએ ડંકો માર્યો**

હરિકૃષ્ણદાસ સ્વામીશ્રીની સેવામાં જોડાઈ ગયા અને સ્વામીશ્રીને કૂવે નવરાવવા ગયા. સ્વામીશ્રી નાહીને પૂજા કરવા બેઠા એટલે સર્વે સંત હરિભક્તો સ્વામીશ્રીની આજુબાજુ દર્શન કરતા બેઠા. એટલામાં હરિકૃષ્ણદાસે સ્વામીશ્રીને કહ્યું, 'સ્વામીજી! દરબાર ફતુભાએ આજે ડંકો માર્યો.' ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા તેમને પૂછ્યું, 'શું ડંકો માર્યો?' એટલે હરિકૃષ્ણદાસે કહ્યું, "ગઈ રાત્રે અહીં મંદિરમાં સૂતા હતા ત્યારે બાર વાગે ગુણાતીતાનંદ

સ્વામીએ તથા ગોપાળાનંદ સ્વામીએ તેમને દર્શન દીધા ગુણાતીતાનંદ સ્વામી પાટ ઉપર બિરાજ્યા હતા અને ગોપાળાનંદ સ્વામી નીચે ગાદી ઉપર બિરાજ્યા હતા. પછી ગોપાળાનંદ સ્વામીએ તેમને કહ્યું, 'તમોએ તમારા કીર્તનમાં મૂળ અક્ષરમૂર્તિ મારું નામ લખ્યું છે, પરંતુ મૂળ અક્ષર તો આ પાટ ઉપર બેઠા તે ગુણાતીતાનંદ સ્વામી છે.' એમ કહી અદૃશ્ય થઈ ગયા. પછી દરબાર જાગી ગયા અને ઊઠીને પોતાનું ટાંકું ઊઘાડયું. એ વખતે હું જાગી ગયો અને પૂછ્યું, 'કોણ છે એ?' ત્યારે તેમણે કહ્યું, 'એ તો હું ફતુભા છું.' એમ કહીને પછી મને કહ્યું, 'આજે તો સ્વામીએ મારું કામ કાઢી નાખ્યું ને દર્શન દીધાં.' પછી દીવો કરીને પોતાની ચોપડીમાં પોતે લખેલી કીર્તનની પંક્તિ ફેરવી અને લખ્યું કેઃ–

મારા ઉદય થયા છે આજ ભાગ્ય બહુ ભારી,
શ્રી અક્ષર પુરુષોત્તમ નયણે નિહાળી.
જે છે અનાદિ અક્ષર તે જ ગુણાતીત સ્વામી,
પોતે પૂરણ પુરુષોત્તમ સહજાનંદ સ્વામી.
કેવી સરસ શોભે છે જોડ મહા સુખકારી,
પંડે સ્વામી તે શ્રીજીની પાસ ધરી રહ્યા જારી;
એમ સારંગપુરમાં સ્વામીનારાયણ શોભે,
જોઇ જુગલ મૂર્તિનું રૂપ ફત્તેસિંહ લોભે.

આવી રીતે સુધારીને લખ્યું અને પછી મને કહ્યું, 'આજે સવારે શાસ્ત્રીજી મહારાજનાં દર્શન થવા જોઈએ. કારણ કે અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી સાથે મેં શાસ્ત્રીજી મહારાજને પણ જોયા. એટલે જરૂર દર્શન થવા જોઈએ.'

એટલી વાત થઇ ત્યારે સ્વામીશ્રી બોલ્યા, 'ફતુભાને બોલાવી લાવો. મારે એમના મુખેથી વાત સાંભળવી છે.' એટલામાં દરબાર તથા મુક્તરાજ મેરૂભા બંને આવી પહોંચ્યા. પછી સ્વામીશ્રીએ તેમની પાસે આ વાત વિગતવાર કહેવરાવી. તે સર્વ વાત સાંભળી સ્વામીશ્રી

ઘણા જ રાજી થયા અને કહ્યું, ' સ્વામીએ તમારી ઉપર દયા કરીને પોતાનું સ્વરૂપ સમજાવ્યું. ' એમ કહી ફતુભાનો વાંસો થાબડયો અને સ્વામીશ્રીએ આશીર્વાદ આપી કહ્યું, ' તમે ખરો ડંકો માર્યો. '

ચચાણામાં સ્વામીશ્રી ત્રણચાર દિવસ રોકાઇને અચારડા પધાર્યા. અત્રેના હરિભકત દોલુભાએ સ્વામીશ્રીને પોતાના દરબારમાં પધરાવ્યા અને એક દિવસ રાખી રસોઇ જમાડી સારી સેવા કરી. ત્યાંથી સ્વામીશ્રી ભોયકા પધાર્યા. ભોયકામાં જાની મોહનલાલ તથા સોની હરિભકતોએ તથા જડીબા, મણીબા વગેરે બાઇઓએ પણ સારી સેવા કરી, રસોઇ આપી, ધોતિયા ઓઢાડયાં. આ પ્રમાણે ઝાલાવાડના હરિભકતોને સુખ આપી, સ્વામીશ્રી લીમડી પધાર્યા. અત્રે સ્વામીશ્રી સાથે પ્રભુદાસ કોઠારી તથા સાધુ હરિકૃષ્ણદાસ બે જ હતા.

લીમડીમાં દીવાન સાહેબને ત્યાં ઊતારો કર્યો. દીવાન સાહેબને સ્વામીશ્રી પ્રત્યે અત્યંત ભાવ હતો. એટલે સ્વામીશ્રી પધારતા ત્યારે કચેરીનું કામકાજ બંધ રાખી પોતે સ્વામીશ્રીના સમાગમનોજ લાભ લેતા. સ્વામીશ્રી પણ ભગતજી મહારાજે વાંસદામાં સીંચેલા શુદ્ધ જ્ઞાનને પોષણ આપતી વાતો તથા અક્ષરબ્રહ્મના સ્વરૂપ નિરૂપણની વાતો કરતા.

સ્વામીશ્રી લીમડી બે દિવસ રોકાઇને સારંગપુર પધાર્યા. અત્રે જળઝિલણીનો સમૈયો કરી સ્વામીશ્રી ગુજરાત તરફ પધાર્યા.

× × ×

**કોયલીમાં ભવ્ય પ્રસંગ**

સં. ૧૯૭૪ના માગશર સુદી ૧૦ના દિવસે કોયલીમાં અતિ અદ્‌ભુત અને ભવ્ય પ્રસંગ, સ્વામીશ્રીને પધરાવી ઉજવવાનું, ત્યાંના મુક્તરાજ માધવભાઇ જીજીભાઇએ નક્કી કર્યું. પટેલ માધવભાઇ જીજીભાઇ તથા તેમના ભાઇ નારણભાઇ અને ઇશ્વરભાઇ, છોટાઉદેપુર રાજ્યના તાબાના ચંદ્રનગર ગામમાં જમીન રાખી, ખેતીનો વ્યવસાય કરતા

હતા. ત્યારબાદ મુક્તરાજ આશાભાઈએ જેસીંગપરામાં સ્વામીશ્રીની આજ્ઞાથી જમીન રાખી, ત્યારે જેસીંગપરામાં આશાભાઈ સાથે ભાગમાં જોડાયા. મુક્તરાજ આશાભાઈના પ્રસંગથી તેમને સ્વામીશ્રીનો સર્વોપરી મહિમા સમજાયો. સ્વામીશ્રી દ્વારા મહારાજ આજ સત્સંગમાં પ્રગટ છે, એ નિષ્ઠાથી સ્વામીશ્રીને હાથી ઉપર સુવર્ણની અંબાડીમાં પધરાવી, જગતને આ પરમ સત્યસ્વરૂપ વિભૂતિનું જ્ઞાન કરાવવું, એવો સર્વોપરી પ્રસંગ પોતાને આંગણે ઉજવવા, તેમણે નક્કી કર્યું. મુક્તરાજ આશાભાઈ, ઈશ્વરભાઈ તથા સ્વામીશ્રીના બીજા અનન્ય અગ્રગણ્ય શિષ્યોએ આમાં સાથ આપ્યો. ગામોગામ કંકોત્રીઓ લખાઈ ગઈ અને આ અદ્વિતીય પ્રસંગના આયોજનની તૈયારીમાં સૌ પડ્યા. માગશર સુદી ૧૦નું શુભ મુહૂર્ત સમૈયાનું નક્કી કર્યું.

વસંતના આગમનની વધાઈ આપતો કોયલનો મીઠો ટહૂકાર જેવો આલ્હાદક લાગે, તેવો જ આ કોયલી ગામનો, સ્વામીશ્રીના ભવ્ય સત્કાર સમારંભનો સૂર સૌને આલ્હાદક લાગ્યો. ગામેગામના હરિભક્તો તથા ઇતર જનો પણ આ ભવ્ય સમારંભમાં સમ્મિલીત થઈ ગયા !

સમુદ્રના મન્થન માટે જેમ મંદ્રાચલ પર્વતથી કોઈ અધિક સાધન મળી શક્યું નહિ, તેમજ સ્વામીશ્રીના સ્વાગત માટે ગજરાજથી અધિક એવું કોઈ વાહન મળ્યું નહિ; એટલે જાણે ઇન્દ્રનો ઐરાવત જ આ સેવા માટે ન આવ્યો હોય, તેવો અતિશોભાએ યુક્ત ગજરાજ, પોતાના આત્યંતિક કલ્યાણની અણમોલી આ ઘડી માટે અધિરો બની ડોલતો હતો. દરબારી બેંડ તથા ઢોલ, ત્રાંસા, શરણાઈ, ભેરી, દુંદુભી નોબત વગેરે વાદ્યોના ગડગડાટ અને બંધૂકોના અવાજ સાથે સ્વામીશ્રીના સ્વાગત માટેનું સામૈયું, સુવર્ણની અંબાડીથી સુશોભીત ગજરાજ સહિત, બાજવા આવ્યું.

સ્વામીશ્રી તથા સંતો અને હરિભક્તો બાજવા સ્ટેશને ઉતર્યા. અહીં સ્વામીશ્રીને તથા સંતોને માધવભાઈ તથા કોયલી અને આજુ-

બાજુના હરિભક્તો તરફથી ફુલહાર કર્યા. પછી દરબારી બેંડની શ્રીસની ટૂકડીએ સ્વામીશ્રીને સ્ટેશન ઉપર જ સલામી આપી. આ અદ્ભુત સ્વાગતનું દિવ્ય દર્શન કરવા ગાડી સ્થંભી ગઈ. 'ડ્રાઈવર', 'ગાર્ડ' તથા 'સ્ટેશન સ્ટાફ' અનિમીષ દૃષ્ટિએ આ ભવ્ય દર્શનનું પાન કરી રહ્યા. જાણે આવું દિવ્ય દર્શન ફરી ફરી નહિ મળે. અગ્નિરથના વાહક અને રક્ષક ભાન ભૂલી ગયા. આમ અર્ધો કલાક નીકળી ગયો. સ્વામીશ્રી સ્ટેશન બહાર પધાર્યા.

પોતાની સૂંઢથી નમન કરી સ્વામીશ્રીનું સ્વાગત કરતો ઐરાવત ઝુકયો અને સ્વામીશ્રી, સ્વામી નિર્ગુણદાસજી અને મોઠા પુરુષોત્તમ સ્વામી તથા ધર્મકૂલના કનૈયાપ્રસાદ, હાથી ઉપર બિરાજ્યા. ફુલહારથી દેદિપ્ય બનેલા સ્વામીશ્રીના એ દિવ્ય દર્શન ખરેખર દુર્લભ હતા. હજારો માણસોની મેદિની વચ્ચે, જયજયકારના ઘોષનાદથી અને બંધૂકોના અવાજથી, અબીર, ગુલાલ, ચંદન અને પુષ્પની વૃષ્ટિથી, જાણે અક્ષર મુક્તોજ સ્વામીશ્રીને, શુદ્ધ ઉપાસનાના દિગ્વજયથી આજે વધાવવા પધાર્યા હોય તેમ દેખાતું હતું. ધીરે ધીરે સંઘ ઉપડયો.

વાજતે ગાજતે ભવ્યતાથી સ્વામીશ્રી હાથી ઉપર જ કોયલી પધાર્યા. કોઠારી સોમા ભગત તથા મુક્તરાજ ઈશ્વરભાઈ પ્રભુદાસ સ્વામીશ્રીને ચમ્મર ઢોળતા બાજુમાં શોભતા હતા. અક્ષરપુરુષોત્તમ અને શાસ્ત્રીજી મહારાજની જયના ગગનભેદી અવાજોથી સર્વત્ર દિવ્યતા પ્રસરી ગઈ! કોયલી ગામે લગભગ એક હજાર હરિભક્તો આ અપૂર્વ ઉત્સવમાં ભાગ લેવા પધાર્યા હતા. મુક્તરાજ માધવભાઈ અને તેમના ભાઈઓના ઉત્સાહનો પાર ન હતો. જરિયાન તારવાળી કિંમતી ચરોતરી પાઘડી માથે મૂકવાનો આજે આ ધન્ય અવસર માધવભાઇને આવ્યો હતો. વ્યવહારમાં મનાતા ઉત્કૃષ્ટ પ્રસંગોને તિલાંજલી આપી, તેથી અનેક ગણી ઉત્કૃષ્ટતા આવા પ્રસંગોમાં નિહાળનાર, આ મુક્તરાજનું જીવન, આજે ધન્ય બની ગયું. કોયલીના ગ્રામજનો સ્વામીશ્રીની ગજરાજ ઉપરની આ દિવ્ય સ્વારીના દર્શન કરી કૃતાર્થ થઈ ગયા. સ્ત્રીઓ પણ મેડીએથી, અટારીએથી, સ્વામીશ્રી અને સંતોના અતિ

પાવનકારી, મંગલકારી દર્શનથી પાવન થઈ ગઈ. નગરજનો પણ तत्र तत्रोपसंगम्य पौरा मङ्गलपाणयः । આવી રીતે પોતાના બે હાથ જોડી આ દિવ્ય વિભૂતિના દર્શન માટે ત્યાં ઉપસ્થિત થઈ ગયા. સ્વામીશ્રીની ગજરાજ ઉપરની દિવ્ય સ્વારી ઊતારે અટકી. ગજરાજ ઉપરથી ઉતરી સ્વામીશ્રી મંડપમાં પધાર્યા. અહીં પણ ફુલહારોથી સૌએ સ્વામીશ્રીને વધાવ્યા. ત્યારબાદ સ્વામીશ્રી તેમને માટે તૈયાર કરેલા ઉચ્ચાસને બિરાજ્યા. પછી ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ પ્રધાન એકાંતિક ધર્મ, સત્પુરુષને વિષે પ્રીતિ રાખી, સૌને સિદ્ધ કરવાની ઘણી વાતો કરી.

સ્વામીશ્રી સંત મંડળ સાથે અત્રે ત્રણ દિવસ રોકાયા. મુક્તરાજ માધવભાઈએ પણ ત્રણ દિવસ ખડે પગે રહી ખૂબ જ સેવા કરી. તેમના નાનાભાઈ નારણભાઈ તો સાંખ્ય ધર્મ ( બ્રહ્મચર્ય વ્રત ) પાળતા હતા. એટલે આ પ્રસંગથી જ તેમણે ત્યાગીની દીક્ષા લેવાનું નક્કી કર્યું હતું. પરંતુ સ્વામીશ્રીએ તેમને ઘેર રહીને જ સેવા કરવા આજ્ઞા કરી. એટલે એ તીવ્ર વેગ તેમણે મોળો પાડી દીધો,[૧]

ત્રણ દિવસ દરમ્યાન કથાવાર્તાનો અપૂર્વ રસ સ્વામીશ્રીએ જમાવ્યો. નિર્ગુણદાસ સ્વામી તથા મોટા પુરુષોત્તમ સ્વામી તથા વિજ્ઞાનદાસ સ્વામી વગેરે સંતોએ પણ ખૂબ વાતો કરી અને સૌના અંતઃકરણ કથા પ્રવાહના અમૃત રસથી તરબોળ કરી દીધા. જે પ્રકારે આ હરિ ભક્તોના મન જગતમાંથી પાછા વળે અને મહારાજની મૂર્તિમાં જોડાય, તેજ સ્વામીશ્રીને કરાવવું હતું. તે થતું હતું. સમૈયાની સમાપ્તિ કરી માગશર સુદ તેરશે સ્વામીશ્રી સંઘ સહીત ત્યાંથી નીકળ્યા.

મુકતરાજ માધવભાઈ આ દિવ્ય ઉત્સવના પ્રથમ યોજક તરીકે સત્સંગમાં અતિ અપાર મોટપને પામી ગયા !

---

૧. સ્વામીશ્રી ધામમાં ગયા બાદ સં. ૨૦૦૭ માં તેઓ પ. પૂ. પ્ર. બ્ર. સ્વ. [illegible] યોગીજી મહારાજના વરદ હસ્તે દીક્ષા લઈ ત્યાગી થયા હતા.

ગુજરાતમાં ફરી, ફાગણ સુદ ૧૫નો સમૈયો કરવા સ્વામીશ્રી સારંગપુર પધાર્યા. મંદિરનું કામકાજ ચાલુ હતું એટલે આવા સમૈયાના પ્રસંગે હરિભક્તો આવી સેવાનો લાભ લેતા.

બ્રહ્માંડ તૂટી પડે તો પણ પત્થર નહિ પડે

કોઈ પણ જાતના અદ્યતન સાધનો વિના પણ મોટા મોટા પોરબંદરી પત્થરો ચઢાવતાં મહાકાય સોમાભગત તથા સ્વામી અક્ષરપુરુષદાસજીની કાર્યકુશળતા, સૌ આશ્ચર્યચકિત થઇને જોઇ રહેતાં. આ બે મહાનુભાવોએ સ્વામીશ્રીની આજ્ઞાથી આ કાર્યમાં, જેમ કોઇ મહા સમુદ્રમાં તરવૈયો ઊંધે માથે ઝંપલાવે, તેમ ઝંપલાવ્યું હતું. કદી પત્થર પડશે કે તૂટશે તેની ફકર કર્યા સિવાય, સ્વામીશ્રીજીની સેવામાં કદાચ દેહ પડી જાય તો મહારાજની હજુરમાં અક્ષરધામમાં બેસી જઇશું, એવા દૃઢ નિશ્ચય સાથે તેઓ કામ કરતા. સોમા ભગતની અડગ ધીરજ અને સ્વામીશ્રીની આજ્ઞામાં અણુખૂટ વિશ્વાસનો એક પ્રસંગ તે વખતમાં જ બની ગયો.

ઠાકોરજીના વચલા મંદિરના તરઘટનો પત્થર આશરે ૧૫૦ મણનો, જાડા રાંઢવાના સાત બંધથી બાંધેલો, ઉપર ચઢતો હતો. સ્વામિનારાયણ, સ્વામિનારાયણની ધૂન્ય સાથે પત્થર એક, એક તસુ ઉપર જતો હતો. એટલામાં જાડા રાંઢવાનું એક બંધ તૂટ્યું, કોઇનેય ખબર પડે એટલામાં તો બીજું, ત્રીજું, ચોથું એમ છ બંધ તૂટ્યા અને એક જ બંધ ઉપર પત્થર એક બાજુ લટકી રહ્યો. સૌને લાગ્યું કે પત્થર પડશે અને નીચે ઘડીને તૈયાર મૂકેલા બીજા પત્થર તોડી નાંખશે. એટલે દોરડું કોઇએ છોડ્યું નહિ. બે ત્રણ જણા સ્વામીશ્રીને બોલાવવા ગયા. સ્વામીશ્રી એકદમ પધાર્યા અને એક બાજુ લટકતા પત્થરને જોઇ એક એક હાથ ઉંચો કર્યો અને પછી કહ્યું, 'પત્થર હવે નહિ પડે.' એટલે તેમાંથી એક જણે પૂછ્યું, 'હવે ધીરે ધીરે નીચે પત્થર ઉતારી લઇએ ને ? ' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, ' કેમ નીચે ઉતારવો છે ? ઉપર ચઢાવી દ્યો' એમ કહી સોમા ભગત તરફ ફરીને તેમને કહ્યું ' પત્થર ઉપર ચડીને તૂટેલા રાંઢવા બાંધી દ્યો. ' સૌ

સ્વામીશ્રીના આ શબ્દો આશ્ચર્યવત્ સાંભળી રહ્યા. એક જ બંધ ઉપર લટકી રહેલા આ પત્થર ઉપર આવા મહાકાય સોમા ભગત ચઢી જાય તો સોમા ભગતની અને પત્થરની શું સ્થિતિ થાય? એ તો જેણે માથું હાથમાં લીધું હોય તેનાથી જ બને! પરંતુ સોમા ભક્તને સ્વામીશ્રીની આજ્ઞામાં અક્ષરધામનું અવિચળ પદ દેખાતું હતુ. સ્વામીશ્રીનું વચન હેઠે પડવા જ ન દેવું એવા દૃઢ નિષ્ઠાવાળા પાંત્રીશ વર્ષના આ મહાકાય જુવાન, વિરાટ રાજાની સભામાં મચ્છવેધ કરવા જતા અર્જુન, જેવી રીતે દોટ મૂકીને સ્થંભ ઉપર ચઢી ગયા, અને સમતુલાથી કૂદીને ત્રાજવામાં પગ મૂકી દીધાં, બસ એ જ ગતિ અને એ જ ચપળતાથી, દોટ મૂકીને ઉપર ચઢીને પત્થર ઉપર કૂદી પડ્યા. તેમના વજનના હલેસાથી પત્થર ઉછળ્યો, નીચે દોરડું પકડીં રાખનાર વીસ જણાને આંચકો લાગ્યો. સૌ ભયભીતતાથી હવે શું થશે તે જોવા લાગ્યા. એટલામાં તો વિજળીની ત્વરિત ગતિએ સોમા ભગતે તૂટેલા રાંઢવાના એક, બે, ત્રણ, એમ બંધ બાંધવા માંડયા. આ ક્રિયા કરતા કરતા પણ તેમની દૃષ્ટિ વારંવાર સ્વામીશ્રી તરફ જતી અને સ્વામીશ્રી નિશ્ચલતાથી ઉંચો અભય હાથ કરીને ઊભા હતા. સોમા ભગતને આથી ખાત્રી હતી કે કદાચ બ્રહ્માંડ તૂટી પડે તો પણ આ પત્થર તો નહિ જ પડે. ધીરે ધીરે તૂટેલા બંધ બાંધી સોમા ભગત નીચે ઊતર્યા અને સ્વામીશ્રીના ચરણમાં આવી નમી પડયા. પ્રેમની દિવ્યપ્રભા સ્વામીશ્રીની આંખમાં ચમકતી હતી. આશીર્વાદનો એ જ અભય હાથ સોમા ભક્તના માથા ઉપર મૂકી, સ્વામીશ્રીએ તેમની દૃષ્ટિમાં દૃષ્ટિ પરોવી. એ દષ્ટિને વાચા થઈ અને એટલા જ શબ્દો સૌને સંભળાયા, 'ધન્ય છે સોમા ભગત! ધન્ય છે તમારી ભક્તિને!' લીમડીના વહીવટદાર જાલીમસિંહ સ્વામીશ્રીનો આ અદ્‌ભુત પ્રતાપ નિહાળી, સ્વામીશ્રીના ચરણોમાં નમી પડયા. ચુડાના હરિકૃષ્ણના વારસ સ્વામીશ્રીના આ દિવ્ય પ્રતાપનું દર્શન કરી, સ્વામીશ્રી પાસે દીક્ષા લઈ સાધુ થયા. સ્વામીશ્રીએ તેમનું નામ હરિસ્વરૂપદાસ પાડ્યું.

આવા પ્રસંગો ઉપસ્થિત કરીને ભગવાન કે સત્પુરુષ પોતાના આશ્રિતોની નિષ્ઠાનું માપ કાઢી લે છે. એવું જાણપણું રાખીને ભગવાન કે સંતની દરેક આજ્ઞા પોતાની સ્થિતિને કસોટીએ ચઢાવવા માટેની જ હોય છે, એમ માની જે ભક્ત આજ્ઞામાં ટુકટુક થઈ જાય છે તે આત્મસત્તારૂપ થવાના માર્ગ ઉપર જ છે. સોમા ભક્તને ફક્ત એક જ જ્ઞાન હતું, સ્વામીશ્રીના હાથમાં આજ અક્ષરધામની ચાવી છે. એટલે સ્વામીશ્રીનો અત્યંત વિશ્વાસ રાખી તેઓ દરેક ક્રિયામાં મંડી જ પડતા.

**તાજપુરમાં ઉત્સવ**

સારંગપુરમાં આ સમૈયો કરી સર્વે સંતમંડળને લઇને સ્વામીશ્રી તાજપુર મંદિરમાં અક્ષરપુરુષોત્તમની પટની મૂર્તિ પધરાવવા માટે પધાર્યા. આ પ્રસંગે તાજપુરમાં પણ અદ્‌ભુત સમૈયો થયો અને સારંગપુરમાં આવેલ તમામ હરિભક્તો પણ આ ઉત્સવનો લાભ લેવા પધાર્યા. તાજપુરના હરિભક્તો ભગવાન પટેલ તથા દયાળ પટેલ, નથુ માધા, રણછોડ મેરાઇ, મોતી સુથાર, ગોરધન સુથાર વગેરેએ સર્વોપરી સેવા કરી. અક્ષર અને પુરુષોત્તમના સર્વોપરી તત્ત્વજ્ઞાનનું હાર્દ અંતરમાં સમજનાર, જગતની દૃષ્ટિએ સ્થૂળ બુદ્ધિવાળા દેખાતા આ ખેડૂત વર્ગને, બ્રહ્મરૂપ થઇને પુરુષોત્તમની ભક્તિ કરવાનો સિદ્ધાંત સમજાઈ ગયો હતો. વળી બ્રહ્મ સ્થિતિવાળા સત્પુરુષના સમાગમથી જ બ્રહ્મસ્થિતિ સિદ્ધ થઇ શકે, એ મુદ્દો પણ અંતરમાં ઊતરી ગયો હતો. સ્વામીશ્રીના સંબંધથી તેઓ ધન્યતા અનુભવતા હતા.

× × ×

**અંતર્યામી અંતરનો સાદ સાંભળે છે**

આ અરસામાં સારસાના ગિરધરભાઈ તેમના નાના ભાઇથી જૂદા થયા અને જમીન વહેંચી લીધી. પરંતુ ગિરધરભાઈ નોકરી કરતા હતા તેથી પરાની જમીનની દેખરેખ રાખવા તેમના દીકરી રેવાબાને ધર્મજથી તેડાવ્યા. તેમણે તેમને કહ્યું, 'સ્વામીબાપા આઠ દસ દિવસે પરે આવે છે તેથી તમે જો પરે રહો તો તમને સ્વામીબાપાના દર્શન થાય.'

રેવાબા પરે આવ્યા. પરંતુ આઠ દસ દિવસ થયા પણ સ્વામીશ્રીના દર્શન થયા નહિ તેથી તેમને મુઝવણ થવા લાગી. એકાદશીને દિવસે તેમણે ગિરધરભાઇને કહ્યું, 'સ્વામી અહીં આવતા નથી એટલે મને ગમતું નથી.' ત્યારે ગિરધરભાઇએ કહ્યું, 'તારા પ્રેમમાં ખામી હશે તેથી સ્વામી નહિ આવતા હોય.' એમ કહીને સૂઈ ગયા. રેવાબા તેમના કાકી ગંગાબા પાસે ગયા અને એકાદશી હતી એટલે રાત્રે મોડે સુધી કીર્તન ભક્તિ કરી. એટલામાં દૂર દૂરથી બળદના ઘુઘરા વાગતા સંભળાયા. તે સાંભળી ગંગાબાએ કહ્યું, 'સ્વામીની ગાડીના બળદના ઘુઘરા જેવો અવાજ છે. માટે જરૂર સ્વામીબાપા પધારતા હશે.' પણ રેવાબા કહે, 'અત્યારે સ્વામી કયાંથી હોય?' એટલામાં તો સ્વામીશ્રીનું ડમણિયું ખળામાં આવી પહોંચ્યું. સ્વામીશ્રીએ નીચે ઉતરી બૂમ મારી, 'ગિરધરભાઈ છે?' રેવાબા તથા ગંગાબા એકદમ દોડ્યા. સ્વામીશ્રીના દર્શન દૂરથી કર્યા અને અંતરમાં અત્યંત શાંતિ થઈ ગઈ! ગિરધરભાઇને જગાડ્યા. પછી સ્વામીશ્રીએ કહ્યું, 'પુરુષોત્તમપરાથી ડમણિયામાં આવીએ છીએ. કાલે પારણા કરી જઇશું.' આમ અંતર્યામીએ અંતરનો સાદ સાંભળ્યો.

શ્રાવણ મહિનામાં ધર્મજમાં શ્રી સત્સંગિજીવનનું પારાયણ હોવાથી સ્વામીશ્રી બોચાસણથી ધર્મજ પધાર્યા. શ્રી સત્સંગિજીવન, શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ તથા રાત્રે હરિ–કથાનો કાર્યક્રમ રાખ્યો હતો. લગભગ આખો દિવસજ કથાવાર્તાનો પ્રસંગ રહેતો. ભૂલાભાઈ, જીવાભાઈ, શિવાભાઈ, આશાભાઈ, ફકીરભાઇ, ગણપતરામભાઈ વગેરે હરિભક્તો સેવામાં અને કથાવાર્તામાં અખંડ તત્પર રહેતા. બોચાસણના સંતો સાધુ પ્રેમવતીદાસ, નારાયણચરણદાસ વગેરે પણ અવકાશે ધર્મજ સ્વામીશ્રીના દર્શનનો અને કથાનો લાભ વારંવાર લેવા આવતા અને રાત્રે પાછા બોચાસણ ચાલ્યા જતા. પૂર્ણાહુતિને દિવસે ભૂલાભાઇએ સત્સંગિજીવનના પુસ્તકનો અને અને સ્વામીશ્રીની પૂજા કરી અને સર્વે સંતોને ધોતિયાં ઓઢાડયા. ત્યારબાદ ધર્મજના તમામ હરિભક્તો નરસિંહભાઈ, મકનદાસ પાદશાહ,

અંબાલાલ, ઉમેદભાઈ માસ્તર, મોતીભાઇ માસ્તર વગેરેએ તે લાભ લીધો. બહારગામથી આવેલા હરિભક્તો કેશવલાલભાઈ તથા આશાભાઇ, મોતીભાઇ, હરિભાઇ વગેરેએ પણ સારી સેવા કરી.

## સયાજીરાવ ગાયકવાડ સ્વામીશ્રીના દર્શને

શ્રીમંત સયાજીરાવ ફરવા નીકળ્યા હતા, અને ભાદરણમાં મુકામ કર્યો હતો. બોચાસણમાં આ સમાચાર આવ્યા એટલે તુરત જ સ્વામી નિર્ગુણદાસજી તથા ઝવેરભાઇ, સ્વામીશ્રીની આજ્ઞા લઇને ભાદરણ, સયાજીરાવ મહારાજને આમંત્રણ દેવા ગયા. અત્રે તેઓ તુળસીભાઈ તથા વ્રજભાઇને મળ્યા અને વાત કરી, 'સરકારને અમે બોચાસણ પધારવા આમંત્રણ આપવા આવ્યા છીએ. માટે દીવાન સાહેબને મળીને તે ગોઠવણ કરી આપો.' પછી તે બંને દીવાન સાહેબને મળ્યા અને વાત કરી. દીવાન સાહેબે મહારાજાને વાત કરી. એટલે તેમણે કહ્યું. 'પેટલાદ જતાં પંદર મિનિટ રોકાઇશ, વધારે સમય નથી.' આ સાંભળી ઝવેરભાઇએ સ્હેજ નિરાશ થઇને નિર્ગુણદાસ સ્વામીને કહ્યું, 'પંદર મિનિટ પૂરતી ન કહેવાય.' નિર્ગુણદાસ સ્વામીએ તેમને હસીને ઉત્તર આપ્યો, 'પંદર મિનિટનો પોણો કલાક થાય તો સ્વામીનો પ્રતાપ સમજજો.' પછી બન્ને ડમણિયામાં બેસી બોચાસણ ગયા.

બોચાસણ આવી મહારાજાના સત્કારની ભવ્ય તૈયારી શરુ કરી દીધી. ગામમાં દાખલ થવાના રસ્તાથી મંદિરના દરવાજા સુધી ત્રણ મોટા દરવાજા બનાવી ફુલ, આશોપાલવના તોરણો તથા જરિયાન સુશોભીત વસ્ત્રોથી દરવાજા શણગાર્યા. રસ્તામાં આશોપાલવના તથા આંબાના પાનના તોરણો, ધજાપતાકા વગેરે બાંધી દીધા અને ત્રણે દરવાજાથી ઠેઠ મંદિરના દરવાજા સુધી રસ્તો બાંધી, બાજુમાં ઇંટો ગોઠવી દીધી. ફુલઝાડોના આખા રોપ લાવી રસ્તાની બંને બાજુ ગોઠવી દીધાં. મંદિરનો દરવાજો પણ સુંદર રીતે શણગાર્યો. દરવાજાની મેડી ઉપર ચોઘડિયા, જે સમૈયા-ઉત્સવમાં વાગતા તે, પણ ચાલુ કરી દીધાં અને

આખું મંદિર તોરણોથી શણગારી દીધું. આમ નિર્ગુણદાસ સ્વામીની સૂચના અનુસાર સૌ કામે લાગી ગયા. બે દિવસમાં જ સન્માનની અપૂર્વ તૈયારી થઈ ગઈ. સભાસ્થાન નીચેના રંગમંડપમાં ગોઠવ્યું હતું. કાર્યક્રમ પણ ગોઠવી દીધો. શ્રીમંત સરકાર પધારે એટલે દરવાજે તેમને સત્કાર કરવો અને ત્યાં હારતોરા કરવા. પછી મંદિરમાં ઠાકોરજીનાં દર્શન કરાવી નીચે સભામંડપમાં લાવવા. અત્રે સ્વામીશ્રી પ્રસંગોપાત ઉપદેશ વચનો કહે. એ પ્રમાણે કાર્યક્રમ નક્કી કરી દીધો.

બરાબર નિયત સમયે, પેટલાદ જવાના રસ્તે, પ્રથમ દરવાજે અમીન ઘાભાઈ, ઝવેરભાઈ, કેશવલાલભાઇ, આશાભાઇ, ઇશ્વરભાઈ, મોતીભાઇ, ગિરધરભાઈ વગેરે સત્કાર માટે ઊભા રહ્યા. પ્રથમ દીવાન સાહેબની બગી નીકળી. એટલે ઘાભાઈએ ગાડી થોભાવી. દીવાન સાહેબ ઘાભાઇને જોઇને વિસ્મય પામ્યા અને પૂછ્યું, 'તમે અહીં કયાંથી ?' એટલે ઘાભાઇએ કહ્યું, 'સ્વામીશ્રી મારા ગુરુછે અને શ્રીમંત સરકાર અત્રે પધારવાના છે એટલે હું ખાસ આવ્યો છું. આપને પણ મંદિરમાં દર્શન કરવા આવવાનું છે. દીવાન સાહેબે પોતાની બગી મંદિર તરફ વાળી. એટલામાં શ્રીમંત સરકારનો રસાલો, 'બોડી ગાર્ડ' વગેરે આવવા લાગ્યા. પાછળ શ્રીમંત સરકાર ઘોડા ઉપર દેખાયા. સર્વ હરિભક્તોના નમસ્કાર ઝિલી, દરવાજાની તથા મંદિરની શોભા નિરખતા, શ્રીમંત સરકાર મંદિરના મુખ્ય દરવાજે આવી પહોંચ્યા. અત્રે સ્વામીશ્રી તથા નિર્ગુણદાસ સ્વામી અને અન્ય સંતો સત્કાર માટે ઊભા હતા સ્વામીશ્રીએ સરકારને હાર પહેરાવ્યો અને નિર્ગુણદાસ સ્વામીએ ગજરો ધરાવ્યો. સરકારે પણ સ્વામીશ્રીની મૂર્તિ જોઈને જ 'આ જ સ્વામીજી જેની કીર્તિ આજે સમગ્ર ગુજરાતમાં પ્રસરી છે' તેમ ઓળખી, સ્વામીશ્રીને નમસ્કાર કર્યા. પછી સ્વામીશ્રીનો હાથ પકડી મંદિરમાં ગયા અને ઠાકોરજીના દર્શન કરી નીચે સભા મંડપમાં પધાર્યા. સ્વામીશ્રીની મૂર્તિનું અદ્ભુત આકર્ષણ, ઠાકોરજીના અલૌકિક દર્શન અને રંગમંડપમાં સભાની શોભા જોઇ, સરકારને પંદર મિનિટના સમયની વિસ્મૃતિ થઇ ગઈ!

## રાજ્યની ઉપાધિનો ત્યાગ કરી સદ્‌ગુરુને સેવો

શ્રીમંત સરકારની ખુરશીની સન્મુખ સ્વામીશ્રીની ખુરશી હતી. એક બાજુ નિર્ગુણદાસ સ્વામી આદિ સંતો હતા. સ્વામીશ્રીની બીજી બાજુમાં ધાભાઈ, ઝવેરભાઈ વગેરે હરિભક્તો ખુરશીમાં બેઠા હતા. બીજા હરિભક્તો પણ સભામાં યોગ્ય સ્થાને બેઠા હતા. શ્રીમંત સરકારને તેમના કુંવર ફત્તેહરાવ ગુજરી જવાથી અત્યંત શોક થયો હતો. તે વિદારવા પોતે ફરવા નીકળ્યા હતા. તેમના અંતરનું દુઃખ સમજીને, કેટલીક સાંખ્ય અને યોગની વાતો સ્વામીશ્રીએ મહારાજાને કરતાં કહ્યું :

"શ્રી કૃષ્ણ ભગવાને એકાદશ સ્કંધના બારમા અધ્યાયમાં ઉદ્ધવ પ્રત્યે કહ્યું છે જે ' અષ્ટાંગ યોગ, સાંખ્ય, તપ, ત્યાગ, તીર્થ, વ્રત, યજ્ઞ અને દાનાદિક એણે કરીને હું તેવો વશ થતો નથી જેવો સત્સંગે કરીને વશ થઉં છું. આ મનુષ્યદેહ પ્રાપ્ત થવો દુર્લભ છે. તેમાં પણ સત્સંગની પ્રાપ્તિ થવી તે અતિ દુર્લભ છે. સત્‌સંગથી જ ભગવાનનો મહિમા અને જગતનું નાશવંતપણું સમજાય છે. સુખ-દુઃખ, હાણ-વૃદ્ધિ, માન અપમાનમાં મનની વૃત્તિ પણ સત્સંગથી જ સ્થિર રહે છે અને અંતરમાં અખંડ શાંતિ પણ સત્સંગ કરવાથી જ રહે છે. માટે દેહને વિષે અહંમમત્વ તથા દેહના સગાસંબંધિને વિષે મમત્વ બુદ્ધિનો ત્યાગ કરી, વ્યવહાર કરવો પણ કોઇ ક્રિયાના ધણી ન થવું. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર આ ચારમાં મન, બુદ્ધિ, ચિત્તને તો ભગવાનના સ્વરૂપમાં કે કીર્તન ભજનમાં પરોવીએ તો તે સ્થિર થઈ જાય છે. પણ અહંકારનો લય તો થતો જ નથી. જેટલો અહંકાર વધુ તેટલું દેહાભિમાન વધુ અને તેટલું જ દુઃખ પણ વધુ. માટે એ અહંકારને જીતવા માટે જે જે કર્મ કરીએ તે સર્વ ભગવાનને અર્પણ કરી દેવું. આમ વર્તવાથી ધીરે ધીરે અહંકારનો લય થઈ જાય અને દેહથી આત્મા છૂટો પડી જાય. સત્સંગ કરવાથી આ સ્થિતિ જલદી પ્રાપ્ત થાય છે. માટે ભગવાનના સંબંધ વાળા જે સત્પુરુષ હોય તેમને વિષે આત્મબુદ્ધિ કરવાથી, ભગવાનને

પામવાનો આ યોગ જલ્દી સિદ્ધ થાય છે. એ જ સત્સંગ છે અને એ દ્વારે જ પરમાત્માની પ્રાપ્તિ થાય છે.'.

એટલી વાત કરીને પછી સ્વામીશ્રીએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, સાધુ, સંન્યાસી વગેરેના જુદા જુદા ધર્મો સમજાવ્યા અને પછી કહ્યું કે, 'આ બધા જુદા જુદા ધર્મો શાસ્ત્રકારોએ લખી દીધાં છે તે એટલા માટે કે એક બીજાના ધર્મ એક બીજામાં મળી ન જાય અને છતાં હરેક એક બીજાના પૂરક બને, જેથી કામ્ય કર્મોની પ્રવૃત્તિનો સંકોચ સહેજ રહે. એમ કામ્ય કર્મનો સંકોચ કરતાં કરતાં છેવટે આત્મા અને પરમાત્મા બે જ રહે, પ્રકૃતિ પુરુષનું કાર્ય સઘળું ખોટું મનાય અને માયા પર જે સાકાર તત્ત્વો, આત્મા અને પરમાત્મા, તે બે જ સત્ય મનાય. ત્યારે ખરું જ્ઞાન થયું કહેવાય. ભગવાનના સાક્ષાત્કાર સંબંધવાળા સત્પુરુષમાં પ્રીતિ હોય તો જ આ જ્ઞાન થાય અને વિષય થકી વૈરાગ્યને પામીને પ્રભુને ભજાય.' ત્યારે સયાજીરાવે પ્રશ્ન પૂછયો કે 'બધા જો વૈરાગ્ય પામે તો જગતનો વ્યાપાર કેમ ચાલે?' ત્યારે સ્વામીશ્રીએ હસીને કહ્યું 'જો ઇતિહાસ જોઈએ તો રઘુવંશના મોટા મોટા રાજાઓએ પણ

> शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम्।
> वार्धके मुनिवृत्तिनां योगेनान्ते तनुत्यजाम् ॥ રઘુવંશ.

એ જ કર્યું છે. બાળપણમાં વિદ્યા ભણ્યા યૌવન અવસ્થામાં રાજ્ય કર્યું, વૈભવ ભોગવ્યા, વૃદ્ધાવસ્થામાં સંન્યસ્ત લઈ પ્રભુ ભજન કર્યું' 'માટે તમે હવે વનમાં[1] પ્રવેશ કર્યો છે તો રાજ્યની ઉપાધિનો ત્યાગ કરો.' શ્રીમંત સરકાર તો સ્વામીશ્રીની આ વાણીથી મુગ્ધ થઈ ગયા. સ્વામીશ્રીના આ ઉપદેશથી તેમનો શોક ટળી ગયો.

---

૧. ૫૦ વર્ષની ઉમર થઈ છે, વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો છે.

સ્વામીશ્રીએ કરેલા જ્ઞાનામૃતનું પાન કરતાં શ્રીમંત સરકારને પોતાની જે અણસમજણ અને શંકાઓ હતી તે આપોઆપ જ નિર્મૂળ થઈ ગઈ. સ્વામીશ્રીની અપ્રતિમ દિવ્ય પ્રતિભા, અગાધ વિદ્વત્તા અને સત્યવક્તાપણાથી, તેમને ભાન થયું કે 'હવે મેં વાનપ્રસ્થ આશ્રમમાં પ્રવેશ કર્યો છે માટે આ રાજ્યની ખોટી ઉપાધિનો ત્યાગ કરવો જોઇએ. મારા જેવા એક ઉચ્ચ કક્ષાના રાજવિને પણ સત્યદર્શન કરાવનાર આ સ્વામીશ્રી, ખરેખર અતિ નિસ્પૃહ અને કેવળ ભગવાના સુખમાં જ રાચનારા છે.' આવા આવા આંતર વિચારોથી તેમણે અંતઃકરણપૂર્વક સ્વામીશ્રીને પ્રણિપાત કર્યા.

સત્ય દર્શન કરાવનાર સ્વામીશ્રી નિસ્પૃહ છે

પછી સ્વામીશ્રીએ ઠાકોરજીનો પ્રસાદ મેવા, મીઠાઈ, કેસરિયા દૂધ, ફળફળાદિકથી શ્રીમંત સત્કારનો સત્કાર કર્યો. શ્રીમંત સરકારે ઠાકોરજીને ભેટ મૂકી, સ્વામીશ્રી તથા સંતોને નમસ્કાર કરી, સ્વામીશ્રીની રજા લેતાં કહ્યું, 'મને આજે ખરેખર આપના દર્શન કરતાં ગૌરવ થયુ છે અને મનમાં ખૂબ જ શાંતિ અને સ્થિરતા પ્રાપ્ત કરી શકયો છું. આપના સંપ્રદાયનું શુદ્ધ સનાતન જ્ઞાન આપના શ્રીમુખેથી સાંભળી, તેમાં ઊંડા ઉતરવા મારી અભિલાષા છે. તો તમારા પુસ્તકો મને જરુર મોકલશો.' એમ કહી સ્વામીશ્રીને નમસ્કાર કર્યા; સ્વામીશ્રીએ પણ તેમને આશીર્વાદ આપીને તેમને શિરે પોતાનો અભય હસ્ત મૂકયો. જેમાં સૂચન હતું કે હવે ભય રાખશો નહિ, અંતકાળે સ્વામિનારાયણ ભગવાન જરૂર તેડવા આવશે. પછી સરકારને વિદાય આપી.

## ખાનદેશનો સત્સંગ

ભગતજી મહારાજના સમયમાં સ્વામી વિજ્ઞાનદાસજીના મંડળને વરતાલના કોઠારીએ ખાનદેશ મોકલાવેલ. લગભગ ૩૦૦ વર્ષ પહેલાં, ચરોતરના પાટીદારો ખાનદેશમાં જઈને વસ્યા હતા. એટલે ગુજરાતી મિશ્રિત મરાઠી રીતરિવાજમાં તેઓ ભળી ગયા હતા. ભાષા પણ

એવી જ થઇ ગઇ હતી. સંતોના વિચરણથી તેમને સત્સંગના સંસ્કાર લાગ્યા, પરંતુ એ સંસ્કારને પોષણ આપી ખીલવે, એવા મંડળો જતા બંધ થયા એટલે ખાનદેશનો સત્સંગ લગભગ મૃતપ્રાય થઈ ગયો હતો. તે અરસામાં ગુજરાતમાં વિજ્ઞાનદાસજીના ઉપદેશથી પ્રાગજી ભક્તનો વધતો જતો મહિમા, સાધુસમુદાયથી સહન ન થઇ શક્યો. એટલે વિજ્ઞાનદાસજીને તથા તેમના મંડળને ખાનદેશ મોકલી દેવા જેથી તેમનો પ્રચાર આપોઆપ બંધ થઇ જાય, એવા ઉદ્દેશથી, વિજ્ઞાનદાસજીને ખાનદેશ મોકલી દીધાં. પરંતુ કસ્તૂરી, કેસર કે ચંદન ગમે ત્યાં મૂકો પણ પોતાની સુવાસ જણાવ્યા વગર રહે જ નહિ, તેમ સ્વામી વિજ્ઞાનદાસજીએ અક્ષર પુરુષોત્તમની શુદ્ધ ઉપાસનાના જ્ઞાનના બીજ અત્રે રોપી દીધાં અને તે ઉપાસનાના પ્રવર્તક સ્વામી સ્વરૂપ સાક્ષાત્ શ્રી પ્રાગજી ભક્ત છે, એમ પ્રાગજી ભક્તનો મહિમા પણ પ્રવર્તાવવા લાગ્યા. તેમની અતિ શુદ્ધ નિષ્ઠાના બળના આ શબ્દોથી, ખાનદેશમાં સત્સંગ વધવા લાગ્યો અને આ પ્રવાહ બધો મહુવા તરફ વળ્યો. પ્રાગજી ભગત ખાનદેશમાં દિવ્યસ્વરૂપે દર્શન દેવા લાગ્યા અને અનેક મુમુક્ષુઓ તેમનામાં આકર્ષાયા. પરિણામે અક્ષર પુરુષોત્તમની શુદ્ધ નિષ્ઠા ખાનદેશના ઘણાખરા ગામોમાં પ્રવર્તિ ગઈ.

આ ઊલટા પરિણામથી સ્વામી વિજ્ઞાનદાસજીની ખાનદેશથી છપૈયા બદલી કરી. ત્યારબાદ ખાનદેશના આ સત્સંગને જોઇએ તેવું પોષણ ન મળ્યું. પરંતુ સ્વામીશ્રીના વરતાલથી બહાર નીકળ્યા પછી અવારનવાર નિર્ગુણદાસ સ્વામી મંડળ સાથે ખાનદેશ જતા અને કથાવાર્તા કરી ત્યાંના હરિભક્તોને રાજી કરતા. નિર્ગુણદાસ સ્વામીના ખાનદેશના પ્રવાસથી ત્યાંના હરિભક્તો બોચાસણ સમૈયે આવવા લાગ્યા અને પ્રાગજી ભક્ત પછી સ્વામીશ્રી દ્વારા આજે મહારાજ પ્રગટ છે, એવી તેમને પણ નિષ્ઠા દૃઢ થઇ. આ નિષ્ઠાના બળે તેમણે સૌએ સ્વામીશ્રીને ખાનદેશમાં તેડાવી સમૈયો કરવાનું નક્કી કર્યું. આમ સં. ૧૯૭૫ ના વસંત પંચમીનો પ્રથમ સમૈયો નિર્ગુણદાસ સ્વામીના ઉત્સાહથી, ખાનદેશમાં ગોઠવાયો.

ખાનદેશના હરિભક્તોએ મોહાડીમાં વસંત પંચમીનો સમૈયો ગોઠવ્યો. અત્રેના હરિભક્તો વિઠ્ઠલ મહાજન, ધનજી મહાજન, લાલદાસ મહાજન સૌએ ભેગા મળી અતિ ઉત્સાહપૂર્વક જાપી, કુસુંબા, વરખેડા, નરસંડા, ધૂળિયા વગેરે ગામોમાં કાગળો લખ્યા અને સર્વેને મોહાડી વસંતપંચમીનો સમૈયો કરવા બોલાવ્યા. સ્વામીશ્રી તથા સર્વ સંત મંડળ ભાગોળેથી તે ઠેઠ વિઠ્ઠલ મહાજનના ઘર સુધી–જ્યાં સ્વામીશ્રીનો ઉતારો હતો–સૌ ધીરે ધીરે બે કલાકે વાજતેગાજતે આવ્યા. આવો દિવ્ય પ્રસંગ, સ્વામીશ્રીનો અપૂર્વ મહિમા સમજીને આવી ભવ્ય રીતે ખાનદેશમાં પ્રથમ જ આવ્યો. સ્વામીશ્રી પણ તેમના ભાવથી અત્યંત રાજી થયા.

**મંગલમયી વસંત પંચમી**

વસંતપંચમીની સવારે ખાનદેશી હરિભકતોથી મંડપ ચિકાર ભરાઈ ગયો. સ્વામીશ્રીએ બાજોઠ મંગાવી તે ઉપર પોતે જ રંગ પૂરી, તેના ઉપર શિક્ષાપત્રી પધરાવી અને ચંદન અક્ષત અને ફૂલથી શિક્ષાપત્રીની પૂજા કરી. પછી આરતી કરી અને બોલ્યા, 'આજે શિક્ષાપત્રીનો જન્મ-દિવસ, નિષ્કુળાનંદ સ્વામીનો જન્મદિવસ અને અમારો પણ આજે જન્મદિવસ છે.' એમ કહી શિક્ષાપત્રીનું બહુ જ માહાત્મ્ય કહ્યું અને નિષ્કુળાનંદ સ્વામીનું પણ આખ્યાન કહ્યું.

પછી પોતે જાતે જ વેડમી બનાવી અને ઠાકોરજીને થાળ ધરાવ્યો. વાસુદેવ હરે થયા એટલે હરિભકતોની પંક્તિ કરી પોતે વેડમી ઘીમાં બોળીને સૌને પીરસવા પધાર્યા. આવા ઘીના પીરસનારા અને આવા જમનારા સંતો અને હરિભક્તો કયાંથી મળે ! સ્વામીશ્રી સાથે સ્વામી નિર્ગુણદાસજી, જ્ઞાનજી મહારાજ, મહાપુરુષદાસજી, પુરુષોત્તમ-દાસજી, સનાતનદાસ, મોહન ભગત વગેરે સંતો તથા ગુજરાતના ઘણાખરા હરિભક્તો હતા. વસંત પંચમીનો ઉત્સવ અદ્ભુત ઉજવાયો અને સ્વામીશ્રીએ ખાનદેશના હરિભક્તોના મનોરથ પૂરા કર્યા. સૌને જાણે નવજીવન પ્રાપ્ત થયું હોય એવો આનંદ અને ઉત્સાહ વ્યાપી

ગયો. આ અરસામાં સ્વામીશ્રીનું સ્વાસ્થ્ય નરમ હતું. મોઢે ગરમી નીકળી હતી એટલે રાત્રે દવા ચોપડાવતા હતા

અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા કરો તો મહારાજ દીકરો આપે.

એક વખત રાત્રે સ્વામીશ્રી સભામાં બિરાજમાન થયા હતા અને મોઢે દવા ચોપડી હતી એટલે એક સંતે રમૂજ કરી, 'સ્વામી ! આ તો ટીબકડીઓ ચોડી હોય એવું લાગે છે.' એટલે સ્વામીશ્રીએ હસીને કહ્યુ, 'કોઈની નજર ન લાગે એટલે ટીબકડી ચોડી છે.' એમ કહી લાલ ગોદડી પોતે માથે ઓઢી. પછી માથે રુમાલ બાંધ્યો અને છોગું લટકતું રાખ્યું. તે જોઇને મોહન ભકતે પૂછ્યું, 'સ્વામી! ભગતજી મહારાજ આવું છોગું રાખતા ને?' એટલે સ્વામીશ્રી હસ્યા. પછી મોહન ભકતે હાથ જોડી કહ્યું, 'સ્વામી! ભગતજીએ મોહાડીમાં જે લિલા કરી હતી તેની વાત કરો.' એટલે સ્વામીશ્રીએ વાત કરી, 'ભગતજી અહીં ત્રણ વખત દિવ્ય દેહે પધાર્યા હતા. એક વખત ભૂખણદાસને ઘેર છોકરું રડતું હતું અને બાઇઓ બધી કામ કરતી કરતી ભગતજી મહારાજના મહિમાના કીર્તનો ગાતી હતી, તે વખતે ભગતજી પધાર્યા અને ઘોડિયું હલાવી છોકરાને છાનું રાખ્યું. બીજી વખત ઉગમણા વંડા આગળ ભગતજીએ દર્શન દીધાં હતા અને ત્યાં કૂવો છે ત્યાં નહાયા હતા. ત્રીજી વાર અહીંની બાઇમાં પ્રવેશ કરી ગામે ગામ ફર્યા હતા. આ પ્રમાણે ભગતજી મહારાજે અહીંના હરિભક્તોનો ભાવ જોઈ, બહુ જ સુખ આપ્યું હતું.' એટલી વાત થઈ એટલે એક એંશી વર્ષના વૃદ્ધે કહ્યું, 'સ્વામી ! આપ બધાને પરચો આપો છો તો મને દીકરો આપો.' એટલે સ્વામીશ્રીએ તેને કહ્યું, 'તમે અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા કરો તો મહારાજ દીકરો આપે.' પછી મોહન ભક્તને કહ્યું, 'કીર્તન બોલો.' એટલે મોહન ભગતે કીર્તન ઉપાડ્યું :—

'સખી વાત વીતી કહું મારી, મળ્યા વાટમાં કુંજવિહારી,
દશ વીશ સખા હતા સંગે, પીળી કામળી ઓઢી'તી અંગે,
રોકયો મારગ આવી મોરારી....મળ્યા વાટમાં કુંજવિહારી

જગદીશાનંદ સ્વામીનું આ કીર્તન ધીમી હલકે મોહન ભગતે ગાયું અને સભા સ્થિર થઈ ગઈ. પછી સ્વામીશ્રીએ કહ્યું, ' ભગવાનના લીલા ચરિત્રના આવા કીર્તન એ જ જીવને કલ્યાણનું સાધન છે. **कलौ कीर्तनात्** કળીયુગમાં કીર્તન ભક્તિથી મોક્ષ થાય છે. તો આપણે પણ પ્રગટ ભગવાનના લીલા ચરિત્રના કીર્તન મૂર્તિ સંભારીને ગાવા અને આનંદ કરવો. ' પછી શ્રીપતિમ્ કરી, નિયમ ચેષ્ટ કરી સૌ સૂવા ગયા.

× × ×

ખાનદેશી હરિભક્તોને ભાવ

મોહાડીના ચેડીબાઈ સાધન સંપન્ન અને મહારાજ અને સ્વામીની સર્વોપરી નિષ્ઠાવાળા હતા. સ્વામીશ્રીના આ કાર્યમાં સર્વસ્વ અર્પણ કરી દેવાની ભાવનાવાળા આ મુક્તાત્મા બાઈએ, સ્વામીશ્રીને પૂછાવ્યું 'મારા લાયક સેવા હોય તો આજ્ઞા કરશો ' સ્વામીશ્રીએ તેમના અંતરનો ભાવ જાણી કહ્યુ, ' અમારે સારંગપુર મંદિરના કળશ કરાવવા છે તે જો શ્રદ્ધા હોય તો તેટલી સેવા કરો. ' સ્વામીશ્રીની આ આજ્ઞા મોહન ભગતે ચેડીબાઈને કહી, એટલે તુરત જ તેણે પોતાના અંગના તમામ સોનાના ઘરેણા કાઢી આપ્યા. અને મોહન ભગતને કહ્યું, ' સ્વામીબાપાને કહેજો કે રોકડા તો મારી પાસે નથી પણ આ ઘરેણાં આપું છું, તેટલામાંથી જો કળશ અધૂરા રહેતા હોય તો બીજા ઘરેણા લાવી આપું. ' સ્વામીશ્રી પાસે આવી મોહન ભગતે ઘરેણા આપ્યા અને ચેડીબાઈનો સંદેશો કહ્યો. તે સાંભળી સ્વામીશ્રી અત્યંત રાજી થયા અને કહ્યું, ' રણછોડરાયની મૂર્તિ, બોડાણાના પત્ની ગંગાબાની નાકની વાળી બરોબર વજનમાં થઈ હતી, તો આ તો પુષ્કળ ઘરેણા છે. આમાંથી તો કળશ ઉપરાંત બીજી ઘણી સેવા થશે. ' મોહન ભગતે આ સંદેશો ચેડીબાઈને કહ્યો. તે સાંભળી તેની આંખમાંથી અશ્રુની ધારા ચાલી. અહો, સ્વામી બાપાનો આટલો બધો ભાવ ! મારી અલ્પ જેટલી ભેટને આટલી મોટી કરી દેખાડી !

ખાનદેશના હરિભક્તો આવા પ્રેમી હતા. તેમનો અત્યંત ભાવ અને નિર્દોષબુદ્ધિથી જ સ્વામીશ્રી આ દેશમાં તેમને સત્સંગનું સુખ આપવા આવ્યા હતા. આ બધો નિર્ગુણદાસ સ્વામીનો પ્રતાપ છે તે ખાનદેશી હરિભકતો સારી રીતે જાણતા હતા. નિર્ગુણદાસ સ્વામી ખાનદેશમાં દર વર્ષે પધારતા અને તેમને સૌને કથાવાર્તા કરી, સત્સંગ તાજો રાખતા. વળી સ્વામીશ્રીનો અતિ અપાર મહિમા તેમણે સૌને સમજાવ્યો હતો. એટલે સ્વામીશ્રીમાં, શ્રીજી મહારાજ અખંડ પ્રગટ છે, તેવી દઢ નિષ્ઠા અહીંના હરિભક્તોને હતી. નિર્ગુણદાસ સ્વામીની આ સેવાના મૂલ્ય તેઓ કદાપિ આપી શકવાના જ નથી, એમ તેઓ હંમેશા સમજતા અને સદા હાથ જોડી તેમની સેવામાં તત્પર રહેતા.

**ઉકાળો ગળ્યો ને મોળો છે**

નિર્ગુણદાસ સ્વામીની સહેજ આકરી પ્રકૃતિ, દરેક કામ પદ્ધતિસર નિયમીત થવું જ જોઇએ એવી ટેવ, તેમાં જરા પણ ફેર પડે તો અતિશય તપી જાય, વળી દરેક વસ્તુ પણ રુચિ અનુસાર થવી જોઇએ એવો આગ્રહ, આવી તેમની રીતને આ ગરીબ સ્વભાવના હરિભકતો જાણતા ન હતા. પોતાના ભાવ પ્રમાણે તેઓ વસ્તુઓ બનાવી લાવતા. પણ જો જરાક ફેર પડતો તો નિર્ગુણદાસ સ્વામી તેમની ઝાટકણી કાઢી નાંખતા. એક દિવસ સવારના ઉકાળો આવ્યો, તે સહેજ મોળો હતો. એટલે નિર્ગુણદાસ સ્વામી ચીડાયા અને કહ્યું, 'આવું શું ધૂડ જેવું બનાવ્યું ?' એમ કહી પી ગયા. બીજે દિવસે ઉકાળામાં ખાંડ વધારે નાંખીને લાવ્યા. સ્વામીએ પીધો અને બોલ્યા, 'આટલી બધી ખાંડ ! શું ચાસણી કરવાની હતી ?' પેલા હરિભકતો તો બિચારા મુંગે મોંએ સાંભળી રહ્યા. કઈ રીતે સ્વામી રાજી થશે તે વિચારમાં પડી ગયા. ત્રીજે દિવસે ઉકાળાના બે પ્રકાર આવ્યા. એટલે નિર્ગુણદાસ સ્વામીએ પૂછ્યું, 'આમ કેમ ?' એટલે વિઠ્ઠલ મહાજને કહ્યું, 'સ્વામી ! એક મોળો છે અને એક ગળ્યો છે. આપની રુચિ પ્રમાણે આપ લ્યો.' અહો ! તેમનો આટલો બધો ભાવ ! બે દિવસનાં આવા અનુભવે કદાચ બીજો કોઇ હોય તો કંટાળી જાય. તેને બદલે આવો પ્રેમ !

નિર્ગુણદાસ સ્વામી એકદમ ઊભા થઈ ગયા અને વિઠ્ઠલ મહાજનને ભેટી પડ્યા. તેમણે મહાજનને કહ્યું, 'મહાજન! આટલો બધો તમારો ભાવ! માહાત્મ્યે સહિત પ્રેમ તમે ખરેખર સિદ્ધ કર્યો છે.' સ્વામીશ્રી આ લીલા જોતા અને હસતા. પોતે જાણતા હતા કે આ હરિભક્તો તો અતિશય પ્રેમાળ છે. વળી નિર્ગુણદાસ સ્વામી સાથે અતિશય કુટુંબ વત્સલ જેવો ભાવ તેમને છે. આવા આવા અનેક પ્રસંગો ખાનદેશી હરિભક્તોની પ્રેમભક્તિના બન્યે જ જતા. એટલે એમ જ થતું કે અહો! આ દરેકને સ્વામીશ્રીએ દૂર રહ્યે રહ્યે પણ વૃત્તિ દ્વારા સેવીને કેવા તૈયાર કર્યા છે!

સ્વામીશ્રીએ આ પ્રમાણે થોડા દિવસો મોહાડીમાં રહી, ત્યાંના હરિભક્તોને સત્સંગનું ઘણું સુખ આપ્યું, ઊગમણી દિશાએ વડ આગળ જ્યાં ભગતજીએ દિવ્ય સ્વરૂપે કૂવા ઉપર સ્નાન કરતા દર્શન દીધા હતા, ત્યાં સ્વામીશ્રી સંતો હરિભક્તો સાથે સ્નાન કરવા પધારતા અને ભગતજી મહારાજ તથા સ્વામી અને શ્રીજીમહારાજની લીલાની જૂની જૂની વાતો કરી, સૌને આનંદ કરાવતા.

સ્વામીશ્રી મોહાડીથી નીકળી સંતમંડળ અને ત્યાંના હરિભક્તો સાથે જાપી પધાર્યા. અત્રે ધોંડુ માસ્તર તથા બીજા હરિભક્તોના આગ્રહથી સ્વામીશ્રી, ખાસ બીજા ગામોમાં ફરવાનું બંધ રાખી, પધાર્યા હતા. ધોંડુ માસ્તરની બહેનને બહુ જ ભાવ હતો. તેની પાસે સંપત્તિ હતી, પણ સંતાન ન હતું. તે કામના તેને જબરી હતી. આગળ નિર્ગુણદાસ સ્વામી પધાર્યા હતા ત્યારે ધોંડુ માસ્તરે તેમને આ વાત કરી હતી. એટલે નિર્ગુણદાસ સ્વામીએ તેમને આશીર્વાદ આપ્યા હતા, 'મહારાજ જરૂર દીકરો આપશે. શાસ્ત્રીજી મહારાજને તેડાવીને આશીર્વાદ અપાવીશું.' નિર્ગુણદાસ સ્વામીની ખાસ વિશિષ્ટતા એ હતી કે પોતે સ્વામીશ્રી પ્રત્યેનો પોતાનો ગુરુભાવ કદાપિ ભૂલતા નહિ. એટલે કોઈ ક્રિયાના પોતે ધણી થતા નહિ. સ્વામીશ્રીને માથે જ નાંખી દેતા અને ઉતાવળમાં પણ જાણપણું ગુમાવી ક્યારે ય પણ 'જાઓ આમ થઈ જશે' એવું કહેતા જ નહિ. 'સ્વામી શાસ્ત્રીજી મહારાજના આશીર્વાદથી સારું થઈ

જશે.' સેવકભાવના શબ્દોથી, સ્વામીશ્રી પ્રત્યેની માહાત્મ્યજ્ઞાને યુક્ત ભક્તિ તેમનામાં સર્વને દેખાતી.

આની આપેલી માનતા કેમ ન ફળે?

સ્વામીશ્રી જાપી પધાર્યા અને મંદિરમાં ઊતારો કર્યો. નિર્ગુણદાસ સ્વામી બે દિવસ અગાઉથી તૈયારી કરવા પધાર્યા હતા. મંદિરમાં તમામ પ્રકારની સગવડતા કરાવી દીધી હતી. મંદિરના ચોગાનમાં પત્થરાળ ભૂમિને લીધે ખાડા ટેકરાં ઘણાં હતાં એટલે પીંડુ માસ્તરની બહેને ખાસ ઝીણી રેતી, સ્વામીશ્રીને પગે કાંકરા ન વાગે અને સ્વામીશ્રીની ચરણરજ લઈ સાચવી શકાય, તે માટે પથરાવી હતી.

સ્વામીશ્રી મંદિરમાં પધાર્યા પછી આસન કરી મંદિરની પાછળની બાજુએ મોહન ભગતનો હાથ પકડી લઘુને ખાડે જવા ગયા. રસ્તામાં બધે સુંવાળી રેતી પાથરી હતી. સ્વામીશ્રીએ મોહન ભગતને પૂછયું, 'આ સુંવાળું શું પાથર્યું છે?' એટલે મોહન ભગતે કહ્યું, 'પીંડુ માસ્તરે આપના પગે કાંકરા ન વાગે એટલે રેતી પથરાવી છે.' અંતર્યામી સ્વામીશ્રી આ વાતનો મહિમા સમજી ગયા. એટલે તેમણે પૂછયું, 'તેને શું જોઈએ છે?' ત્યારે મોહન ભગતે કહ્યું, 'બાપા! તેની બહેનને ઘેર સંપત્તિ છે પણ લગન કર્યા બાર વરસ થયા છતાં દીકરો નથી.' એટલે સ્વામીશ્રીએ ફરી કહ્યું, 'નિર્ગુણદાસે માનતા આપી છે ને?' નિર્ગુણદાસ સ્વામીએ આપેલ માનતાની વાત પીંડુ માસ્તર, તેની બહેન અને મોહન ભગત સિવાય બીજું કોઈ જાણતું ન હતું. મોહન ભગતને તો સ્વામીશ્રીના અંતર્યામીપણાના ઘણા અનુભવ થઈ ગયા હતા, એટલે તેમને તેમાં આશ્ચર્ય ન થયું. તેમને તો નિર્ગુણદાસ સ્વામીની માનતા ઉપર સ્વામીશ્રીની મહોર છાપ મરાવવી હતી. એટલે સ્વસ્થતાથી તેમણે કહ્યું, 'આપી તો છે.' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'નિર્ગુણદાસ સ્વામીની માનતા મહારાજ બાર માસમાં પૂરી કરશે.' એમ કહી સ્વામીશ્રી લઘુ કરવા પધાર્યા. પછી હાથ ધોઈ સભામાં આવી બિરાજ્યા.

રાત્રે મંદિરમાં સભા થઈ અને ખાનદેશના ઘણાખરા ગામોના હરિભક્તો જે મોહાડી, જાપી વગેરે ગામોમાં સ્વામીશ્રી સાથે ફરતા હતા, તે સર્વે સભામાં સ્વામીશ્રી તથા સંતોની સન્મુખ બેઠા હતા. નિર્ગુણદાસ સ્વામીનું આસન ભીંત આગળ સ્વામીશ્રીની સન્મુખ હતું. ધૂન્ય થઇ રહ્યા પછી સ્વામીશ્રીએ કીર્તનો બોલવાનું કહ્યું. એટલે નિર્ગુણદાસ સ્વામીએ સ્વામીશ્રીની મૂર્તિ સન્મુખ જોઇ કીર્તન ઉપાડયું:—

તારું છોગું મારે આવીને ચિત્તમાં રહ્યું;

જગના જીવન રૂડું છોગું જોઇને અંતરમાં અજવાળું થયું....તારું....
સુંદર શ્યામ સોહાગી તારું મુખ નીરખીને દુઃખ દૂર ગયું....તારું....
આનંદ સહિત થયું સુખ અંતર એક જીભે નવ જાય કહ્યું....તારું....
બ્રહ્માનંદ કહે એ છોગા સારું, લોકડીયાનું અમે મેણું સહ્યું....તારું....

સ્વામીશ્રીની મૂર્તિમાં અતિ પ્રેમપૂર્વક જોડાએલા સ્વામી નિર્ગુણદાસજીના આ કીર્તન અને તેમના ભાવથી, સ્વામીશ્રી અત્યંત રાજી થઈ ગયા અને પછી મોહન ભગત સામું જોઇને કહ્યુ, 'આની આપેલી માનતા કેમ ન ફળે ?' પ્રગટ ગુરુરૂપ હરિમાં સંપૂર્ણપણે જોડાએલા સ્વામી નિર્ગુણદાસજીનો મહિમા આ સમયે સ્વામીશ્રીએ અપરંપાર કહ્યો. આ પ્રમાણે જાપી, કુસુંબા, ગરવાડા, વરખેડા વગેરે ગામોમાં ફરી ફાગણ શુદ-૧૫ નો સમૈયો સારંગપુર કરવા, સ્વામીશ્રી ખાનદેશથી નીકળી ગુજરાતમાં પધાર્યા.

× × ×

બોચાસણ ચૈત્રી પુનમનો સમૈયો અદ્‌ભુત ભરાયો. ખાનદેશના બે માસના સ્વામીશ્રીના પ્રવાસથી ગુજરાતના હરિભક્તોને એ વિયોગ સાલ્યો હતો અને તેથી આ સમૈયામાં મોટી સંખ્યામાં હરિભક્તો આવ્યા હતા.

,પુનમની મોડી રાત્રે—સમૈયો પરો થયા પછી, સ્વામીશ્રીએ ઇશ્વરભાઇ પ્રભદાસને બોલાવ્યા અને કહ્યુ, 'હમણાં જ ડમણિયું જોડાવો

અને આપણે રહુ જવું છે.' સ્વામીશ્રીની આ વાત સાંભળી ઇશ્વરભાઇને આશ્ચર્ય થયું. તેમણે સ્વામીશ્રીને હાથ જોડી કહ્યું, 'સ્વામી! હજુ સમૈયામાં આવેલા હરિભક્તો વિખરાયા નથી, વળી કેટલાકને કાંઇ વાતચીત પણ કરવા હોય માટે કાલે જવાનું રાખીએ તો ?' પરંતુ સ્વામીશ્રી કઈ સૂચક દૃષ્ટિથી કહેતા હોય તેની બીજાને શી સમજ પડે ? તેમની દરેક ક્રિયા પોતાના આશ્રિતના કેવળ કલ્યાણને અર્થે જ હોય છે, એવી અખંડ દિવ્ય ભાવનાવાળા ભક્તો તો તેમની આજ્ઞા એટલીજ સૂચક દૃષ્ટિથી અને તત્પરતાથી ઝીલે! સ્વામીશ્રીએ તો ફક્ત એટલુંજ કહ્યું, 'હમણાં જ જવું છે માટે તૈયાર થાઓ.' એટલું કહી પોતે નિર્ગુણદાસ સ્વામીને બોલાવી સૂચના આપી અને કહ્યું, 'હું અત્યારે રહુ જાઉં છું. માટે હરિભક્તો જે રોકાયા હોય તેમને કથા વાર્તા કરી આનંદ કરાવશો.' એટલામાં ડમણિયું તૈયાર થયું અને સ્વામીશ્રી એક નાના સાધુને લઇને સોજીત્રા જવા રવાના થયા. ઇશ્વરભાઇ સાથે જ હતા.

પડવાને દિવસે સવારના સ્વામીશ્રી સોજીત્રા પહોંચ્યા. ભાગોળે ડમણિયું ઊભું રાખીને સ્વામીશ્રી ઊતર્યા અને ઇશ્વરભાઇએ કહ્યું, 'ચાલો ઝવેરભાઇને ઘેર.' એટલે ઇશ્વરભાઇએ કહ્યું, 'સ્વામી! અત્યારે તેમને ત્યાં જઇશું તો ઝવેરભાઇ તથા મગનભાઇ તથા પુરુષોત્તમ આપણને જમ્યા સિવાય નીકળવા નહિ દે, કારણ કે વખત થઈ ગયો છે.' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'આપણે તેમને અત્યારેજ મળવું છે અને જમવાનું તો રહોઉ જઇને જ રાખશું.' એમ કહીને ગામમાં ઝવેરભાઇને ઘેર સ્વામીશ્રી પધાર્યા.

કાળને બે દિવસ પાછો ઠેલ્યો

ઝવેરભાઈ વિઠ્ઠલભાઈ સ્વામીશ્રીના અનન્ય શિષ્ય અને દૃઢ પક્ષવાળા શૂરવીર ભક્ત હતા. પોતે પ્રખર જ્યોતિષી પણ હતા. એટલે જન્મકુંડલિની ગણતરી પ્રમાણે ચૈત્ર સુદી ૧૪ ની રાત્રે પોતાના દેહનો અંત આવશે, તેમ સૌને તેમણે કહી રાખ્યું હતું. તે મુજબ ચૌદશની રાત્રે તેમને ભયંકર મંદવાડ થઇ ગયો. એટલે દરેકને લાગ્યું કે જરૂર

ધામમાં જશે. પરંતુ ચૌદશની રાત પસાર થઇ ગઇ, પનમ પણ પસાર થઇ ગઇ અને પડવો થયો. તેમને પણ આશ્ચર્ય થયું કે મારી ગણુતરી કોઇ દિવસ ખોટી ન પડે અને આમ કેમ થયું ? સૌ તેમના ખાટલાની બાજુમાં ચિંતાગ્રસ્ત બની બેઠા હતા. એટલામાં સ્વામીશ્રી પધાર્યા. અચાનક સ્વામીશ્રીના પધારવાથી સૌને આશ્ચર્ય થયું અને પરિસ્થિતિનું દુઃખ પણ હળવું થયું. બોચાસણુનો સમૈયો મૂકીને સ્વામીશ્રી એકાએક પધાર્યા ! ઝવેરભાઇ તો અત્યંત રાજી થયા. પથારીમાં બેઠા થવાય એટલી શક્તિ ન હતી એટલે હાથ જોડયા. સ્વામીશ્રી તેમના ખાટલા ઉપર બેસી ગયા.

પછી ઝવેરભાઈએ હાથ જોડી કહ્યું, 'દયાળુ ! આપ પધાર્યા તે ખરેખર મારો અંતકાળ સુધારી દીધો. પરંતુ ચૌદશની રાત્રે મારો દેહ પડવાનો હતો એમ જન્મોત્રી પ્રમાણે મારી ગણુતરી હતી તો તેમાં કેમ ફેર પડયો ?' એટલે સ્વામીશ્રીએ અત્યંત કરુણાપૂર્વક કહ્યું, 'આપણે સારંગપુરથી બોળાદ જતા હતા ત્યારે તમોએ અમારી પાસે વર માગ્યો હતો કે, 'અંત વખતે દર્શન દેવા આ દેહે જ પધારજો'એ યાદ છે ને ?" ત્યારે તેમણે કહ્યું કે, 'હા એ વાત સાચી.' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'અમારું વચન રાખવા કાળને બે દિવસ પાછો ઠેલ્યો.' ઝવેરભાઇ તો આ સાંભળી અતિ ગદ્ગદ્ થઇ ગયા. કાળ જેમની દૃષ્ટિથી થર થર કંપે છે, એવા આ પુરુષ માટે કાળને ઠેલવો એ કંઇ કઠિન કામ ન હતું. પરંતુ છ સાત વર્ષ પહેલાં આપેલા કોલને યાદ રાખી, આજે પોતે સમૈયામાં આવેલા હજારો હરિભક્તોને છોડી, સાક્ષાત્ દર્શન દેવા પધાર્યા, એ કેટલી ભક્તવત્સલતા ! ઝવેરભાઇની આંખોમાંથી એકધારો અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તેમના અંતરમાં થયું, 'અત્યાર સુધી મને એમ હતું કે મેં સ્વામીશ્રીની સેવા કરી છે, પક્ષ રાખ્યો છે, ઘણા કઠણ કામો પાર પાડયા છે, એ બધીજ સેવા અત્યાર સુધી પહાડ જેવી મને દેખાતી હતી. પરંતુ સ્વામીશ્રીની મહત્તા આગળ આ તમામ સેવા તેમને તૃણવત્ જણાવા લાગી. દયા, કરુણા, ભક્તવત્સલતા વગેરે અનંત કલ્યાણકારી ગુણોથી ભરપુર, સ્વામીશ્રીનું

સ્વરૂપ, તેમને અનંતતામા વ્યાપેલું મહાકાય જેવું દેખાયું. પોતાની માની લીધેલી મહત્તાનો ભાવ ઓસરી ગયો. પશ્ચાતાપના ભાવથી અને સ્વામીશ્રીના સ્વરૂપના, સાક્ષાત્ જ્ઞાનથી, તેમની દ્રષ્ટિ ફરી ગઇ. સ્વામીશ્રીની મૂર્તિ સિવાય બીજું કશું દેખાતું બંધ થઇ ગયું ! નિર્વાસનિક સ્થિતિની આજ અંતિમ દશા છે. ઝવેરભાઇને તેવી સ્થિતિ એક ક્ષણમાં સ્વામીશ્રીએ કરાવી દીધી અને પછી ઊઠ્યા. ઝવેરભાઇના પુત્ર મગનભાઇ તથા પુરુષોત્તમભાઇએ જમવા માટે બહુજ આગ્રહ કર્યો પરંતુ સ્વામીશ્રીએ ના કહી અને મંદિરે પધાર્યા. થોડીવારમાં ખબર આવી કે ઝવેરભાઇ ધામમાં ગયા. પછી સ્વામીશ્રી મંદિરમાંથી નીકળી ડમણિયામાં બેસી, બાર વાગે ડભોઉ પધાર્યા. ત્રે રસોઈ બનાવી ઠાકોરજીને થાળ કરી જમ્યા અને પછી રહુ પધાર્યા.

× × ×

તમારી જ્ઞાતિમાં બળિયા મહાસુક્ત પાકશે

સ્વામીશ્રી ચોરંદા પધાર્યા. સાથે મહાપુરુષદાસજી, હરિકૃષ્ણદાસજી, શ્રીકૃષ્ણદાસજી (સ્વામીશ્રીના ભત્રીજા) સનાતનદાસજી વગેરે હતા. ચોરંદામાં નારાયણ જોષી, જંબુ બ્રાહ્મણ, સ્વામીશ્રી વિષે અત્યંત નિષ્ઠાવાળા હતા. સ્વામીશ્રી જ્યારે જ્યારે ચોરંદા પધારતા ત્યારે એક માસ તેમને ઘેર રહેતા. નારાયણભાઈ પણ સ્વામીશ્રીની સેવામાં અનન્ય ભાવથી જોડાઇ જતાં. તેમને ફક્ત અંતરમાં એક જ અભિલાષા હતી કે જો સ્વામીશ્રીની દષ્ટિ પડી જાય તો જંબુ બ્રાહ્મણની આખી જ્ઞાતિ સત્સંગી થઈ જાય. તેમના અંતરનો આ સંકલ્પ જાણી સ્વામીશ્રીએ એક દિવસ પૂજા કર્યા પછી તેમને કહ્યું, 'નારાયણભાઈ ! તમારી જ્ઞાતિના તો પૂર્વ સંસ્કાર બહુ જબરા છે. અને ભવિષ્યમાં તમારી જ્ઞાતિમાં એવા બળિયા પુરુષ પાકશે કે આખી જ્ઞાતિને સત્સંગી કરી દેશે આજે તો તમને એ જણાતું નથી પણ હાથીની અંબાડી ઉપર આ સાધુને બેસાડીને ફેરવશે, અને ભારોભાર સોને સાધુને જોખશે, એવો દિગ્વિજય સત્સંગમાં કરે એવા બળિયા મહાસુક્ત તમારી જ્ઞાતિમાં પાકશે.' નારાયણભાઈ તો સ્વામીશ્રીની આ

ભવિષ્યવાણી સાંભળી અત્યંત રાજી થયા કે અહો ! સ્વામીશ્રી આટલા બધા પારસાવ્યા ? આ જાંબુ જ્ઞાતિ ઉપર આટલો બધો અનુગ્રહ ! સ્વામીશ્રીના ચરણકમળમાં પોતે નમી પડ્યા. સ્વામીશ્રીએ તેમને રાજી થઈને આશીર્વાદ આપ્યા.

સર્વોપરી ભગવાન આજે સ્વામીશ્રીને વશ વર્તે છે

એક વખત રાત્રે નિયમ ચેષ્ટા કર્યા બાદ સ્વામીશ્રી પોઢી ગયા. તેમના ખાટલા પાસે બેસીને મહાપુરુષદાસ સ્વામી, હરિકૃષ્ણદાસ, શ્રીકૃષ્ણદાસ, સનાતનદાસ વગેરે વાતો કરતા હતા. તે વખતે મહાપુરુષદાસ સ્વામીએ આ ત્રણે સંતોને પૂછ્યું, 'તમો સ્વામીને કેવા સમજો છો ?' ત્યારે આ ત્રણે સંતોએ કહ્યું, 'સ્વામીશ્રીએ સાક્ષાત્ મહારાજને અખંડ રાખ્યા છે અને ભગવાન જેવા જ છે.' એમ ઘણી મોટાઈ કહી. પછી મહાપુરુષદાસ સ્વામી બોલ્યા, 'જગતમાં મોટાઈ તો ઘણા પ્રકારની છે અને વળી ભગવાન પણ જગતની દૃષ્ટિએ ઘણા છે. ગણપતિને પણ લોકો ભગવાન કહે છે, શંકરને ભગવાન કહે છે. પણ એમ મોટપ કહેવાથી મહારાજની મોટપ આવતી નથી. માટે પ્રથમ તો મહારાજની મોટપ યથાર્થ આ પ્રમાણે સમજવી કે સાક્ષાત્ સર્વોપરી અને સર્વ અવતારના અવતારી પુરુષોત્તમ નારાયણ શ્રી સહજાનંદ સ્વામી છે, તે સર્વોપરી ભગવાન આજે સ્વામીશ્રીને વશ છે અને એ કહે તેમ કરે છે. આવા સર્વોપરી ભગવાન એમને વશ વર્તે તે કંઈ જેવી તેવી મોટપ ન કહેવાય !' એટલી વાત તેમણે કરી એટલામાં તો એકાએક સ્વામીશ્રી હસતા હસતા બોલ્યા, 'મહારાજ છેટે જ ક્યાં છે ? અંગોઅંગમાં મહારાજ જ છે અને મહારાજ જ બોલે છે.' એકાએક નિદ્રામાંથી જાગ્રત થઈ, આ પ્રમાણે પોતાની વાતનું અનુસંધાન પકડીને, શુદ્ધ સમજણને દૃઢ કરાવતા સ્વામીશ્રી, ખરેખર સૌને અગમ્ય જ લાગ્યા !

ચોરંદાથી બોચાસણ સ્વામીશ્રી પધાર્યા. અહીં રાત રોકાઈને સવારના ખામણગામ પધાર્યા. અત્રેના હરિભક્તોને સ્વામીશ્રી અચાનક પધાર્યા એટલે ઘણો જ આનંદ થયો. સ્વામીશ્રી સાથે હરિકૃષ્ણદાસ તથા

સંતદાસજી હતા. સંતદાસજી ખાનદેશી પુરુષોત્તમદાસ સ્વામીની જોડમાં રહેતા. પોતે સદા ગામડામાં જ સ્વામી સાથે ફરતા અને ઝોળી માગતા; પુરુષોત્તમદાસ સ્વામીની સેવા અત્યંત કરતા. ગરીબ પ્રકૃતિના હતા પરંતુ પ્રગટની નિષ્ઠા એટલી દઢ હતી કે વાતો કરતા ત્યારે એ નિષ્ઠાનું બળ જણાઈ આવતું. સ્વામીશ્રી સાથે આશાભાઈ પણ હતા.

પ્રગટ સ્વરૂપમાં મનુષ્ય ભાવ આવ્યો તો કાંઠે આવેલું વહાણ બૂડયું જાણજો

અક્ષરપુરુષોત્તમની નિષ્ઠા દઢ કરાવવી અને તે બંને સ્વરૂપના ધારક પ્રગટ સંતની ઓળખાણ કરી, તેમાં અસાધારણ પ્રીતિએ યુક્ત જોડાઇ જવું, એ કલ્યાણનું અસાધારણ કારણ છે. એ મર્મ સમજાવતાં સ્વામીશ્રીએ અત્રે જમતી વખતે, હરિકૃષ્ણદાસ સ્વામીને સંબોધીને કહ્યું,' જે સ્વરૂપની નિષ્ઠા તમને થઇ છે તે દઢ કરવી. કદી પણ જો પ્રગટ સત્પુરુષના સ્વરૂપમાં મનુષ્યભાવ આવ્યો તો કાંઠે આવેલું વહાણ બૂડયું જાણજો. દોષ પોતાનાજ જોવા પણ બીજાના દોષ સામું તો દૃષ્ટિ જ ન કરવી. દોષ જોવાની દૃષ્ટિ હોય તો ઉપાસ્ય સ્વરૂપમાં પણ દોષ આવે. માટે એ ટેવ છોડી દેવી.' કોઈપણ જાતના પ્રસંગ વિના જમતાં જમતાં સ્વામીશ્રીએ આ પ્રમાણે વાત કરી એટલે હરિકૃષ્ણદાસ સમજી ગયા કે 'સવારે સંતદાસ સાથે જરા બોલવાનું થયું હતું તેના ઉપર સ્વામીશ્રીનો આ ઉપદેશ છે! પોતાના આશ્રિતના આત્યંતિક કલ્યાણમાં રંચ માત્ર પણ વાંધો ન આવે તેવી અખંડ દૃષ્ટિ રાખી, તેમને પરમ કલ્યાણના માર્ગે નિર્વિઘ્ને લઇ જવા માટેજ સ્વામીશ્રી ઉપદેશની ધારા અખંડ સતેજ રાખતા.

અત્રે આશાભાઇએ તથા મોતીભાઇએ સ્વામીશ્રીને પ્રાર્થના કરી. 'દયાળુ! રઢુમાં એક માસની પારાયણ કરાવવા સૌનો સંકલ્પ છે તો આપ તે માટે યોગ્ય સમય નક્કી કરી આપો.' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'અધિક ભાદરવા માસમાં રાખો. ચાતુર્માસમાં કથા થાય અને તેમાં પણ આ તો પુરુષોત્તમ માસ એટલે અધિક કથા, વાર્તા, નિયમ પાળવાની મહારાજની આજ્ઞા છે, તો આજ્ઞા પણ પળાશે.' સ્વામીશ્રીની

આજ્ઞા પ્રમાણે રઢુમાં અધિક ભાદરવા માસમાં પારાયણ ગોઠવવાનું નક્કી કરી દીધું.

## રઢુમાં એક માસનું પારાયણ

ભાદરવા માસમાં રઢુમાં એક માસની શ્રી સત્સંગિજીવનન પારાયણ શરુ થઇ. આ પારાયણ ખાસ કરીને મુક્તરાજ આશાભાઇ, ઇશ્વરભાઇ, મોતીભાઇ, મોતીભાઇ નાથાભાઇ, પુરુષોત્તમ જેરાભાઇ, મગનભાઇ, ભાયલીના જીવાભાઈ (પાછળથી નીલકંઠ સ્વામી), માધવભાઇ વગેરેએ મળીને ગોઠવ્યું. સત્સંગના તમામ હરિભક્તો આ પારાયણમાં પધાર્યા. કાનમ વાંકળ, ચરોતર તથા ઝાલાવાડના હરિભક્તો–મોજીદડથી માધા પટેલ, છગનભાઈ, ગણેશ ભક્ત, ચચાણાથી મેરૂભા દરબાર, અડવાળથી બાપુભા દરબાર, નગાસરથી ભૂધરભાઈ તથા તેમના પિતા તુલસીદાસ, ભાવનગરથી કુબેરભાઇ, તેમજ ભાદરણના હરિભક્તો સાથે અંબારામ ભગત વગેરે આવી ગયા.

સ્વામીશ્રીએ આ પ્રસંગે કથા દરમ્યાન પ્રસંગોપાત અદ્ભુત વાતો કરી અને એક મહિના સુધી સૌને બ્રહ્માનંદનું અપાર સુખ આપ્યું. રોજ જુદી જુદી રસોઇ બને અને લગભગ બે હજાર હરિભક્તો જમે. પૂર્ણાહુતિને દિવસે ગ્રંથનું તથા સ્વામીશ્રીનું પૂજન થયું. ઠાકોરજીને રૂ. ૫૦૦૦) ભેટની રકમ થઇ.

તેજ દિવસે સાંજે સ્વામીશ્રી તથા સૌ સંતો અને હરિભક્તો વારસંગ નદીમાં નહાવા પધાર્યા. અહીં સાત નદીઓનો સંગમ થાય છે એટલે એ પવિત્ર સંગમસ્થાને સ્વામીશ્રી તથા સૌ સંતોએ વિધિપૂર્વક સ્નાન કર્યું. મૂળજી મહારાજે સ્નાનવિધિ કરાવી. સૌએ તે વિપ્રને યથાશક્તિ દાન દીધા. પછી કેશવલાલ પ્રાગજીએ સૌને સુખડીની હાજરી કરાવી. ત્યારબાદ સૌ મુકામે આવ્યા. રઢુમાં શ્રી સત્સંગિજીવનના પારાયણનો અતિ અલૌકિક પ્રસંગ, અલૌકિક રીતે ઉજવાઈ ગયો. સત્સંગ સમુદાય, નિર્ગુણદાસ સ્વામી, વિજ્ઞાનદાસ સ્વામી, ક્રમશઃ

મેરૂભા બાપુ, રણછોડ ભક્ત વગેરેની વાતોથી સત્સંગ સમુદાય અવનવા રંગથી રંગાઇ ગયો.

× × ×

સ્વામીશ્રી રહુથી આણંદ પધાર્યા અને કેશવલાલભાઈની વાડીમાં બંગલામાં ઉતર્યા. હરિભક્તો તો જાણે તૃપ્તિ જ ન થતી હોય તેમ, સ્વામીશ્રીની સાથે ને સાથે જ ફરતા. પોતાના ભક્તોની દૈહિક અને આત્મિક રક્ષા કરવાના હેતુથી જ, સ્વામીશ્રી વિચરણ કરતા હતા. પરંતુ તેમના આ પ્રકારના વિચરણમાં મંદિરના કાર્ય અંગે સહજ એવી વ્યાવહારિક દૃષ્ટિ જ સૌને જણાતી.

તમારું ઘર ઓલવતા અમે બહુ દાઝી ગયા છીએ

આણંદમાં સ્વામીશ્રી સાથે નિર્ગુણદાસ સ્વામી તથા મહાપુરુષદાસ સ્વામી હતા. એક દિવસ સાંજે બંગલે સૌ હરિભક્તોની સભા ભરાઇને બેઠી હતી. તેવામાં ખળી તરફથી કંઈક બૂમો પડવા લાગી. એટલામાં નરસિંહભાઈ રણછોડભાઈ એકદમ દોડતા આવ્યા અને મોતીભાઇને બૂમો પાડી બોલાવવા લાગ્યા. તેથી સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'મોતીભાઈ! તમે જુવો તો ખરા કોણ બોલાવે છે?' એટલે મોતીભાઈ નીચે ગયા. તેમને ખબર મળી કે તેમના ઘર સળગ્યાં છે. એટલે બન્ને શ્વાસભેર દોડતા ખળી તરફ આવ્યા. સદ્ભાગ્યે આજુ-બાજુના માણસો તથા બૈરાંઓ, બેઢા ભરી ભરીને, પાણી લાવી ઓલાવવા મંડી પડ્યા હતા. થોડીવારે આગ કાબુમાં આવી ગઈ. પછી અંદર શું નુકસાન થયું છે, તે જોવા સૌ ગયા. મોભ તથા વળીઓ બચી ગયા હતા, છાપરું સળગ્યું હતું અને થોડાક સામાનને નુકસાન થયું હતું. પછી તે સાફ કરાવવાની તમામ વ્યવસ્થા કરાવી, મોતીભાઈ સ્વામીશ્રી પાસે રાત્રે લગભગ બાર વાગ્યે આવ્યા.

સ્વામીશ્રી એ વખતે ઢોલિયામાં પોઢી ગયા હતા. મહાપુરુષદાસ તથા નિર્ગુણદાસ સ્વામી નીચે પથારીમાં સૂતા હતા. મોતીભાઈ આવ્યા એટલે સ્વામીશ્રીએ પૂછ્યું, 'કોણ એ?' એટલે મોતીભાઇએ કહ્યું, 'એ તો

હું, મોતીભાઈ!' એ સાંભળી સ્વામીશ્રી તુરત બેઠા થયા. નિર્ગુણદાસ સ્વામી તથા મહાપુરુષદાસજી પણ જાગી ગયા. પછી સ્વામીશ્રીએ પૂછ્યું, 'મોતીભાઈ, કેટલું નુકશાન થયું છે?' ત્યારે તેમણે કહ્યું, 'સ્વામી! બસો રૂપિયાનું આશરે થયું હશે.' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'આટલું મોટું ઘર સળગ્યું અને બસોનું જ નુકશાન થયું કહો છો?' ત્યારે મોતીભાઈએ હાથ જોડી કહ્યું, 'આપની દયાથી મોભ તથા વળીઓ બચી ગયા છે.' એટલામાં મહાપુરુષદાસજી બોલી ઊઠયા :—

લાકડાનો ભારો મળે, આનંદ છે રે લોલ;<br>
શુકન થાય સારા, આનંદ છે રે લોલ.

તે સાંભળી સ્વામીશ્રી તેમને વઢ્યા, 'બેસો, ગુરુ! અત્યારે એનું ઘર બળ્યું છે તે ખરખરો કરવો જોઇએ, તેને બદલે આવું બોલો છો!' એટલે મહાપુરુષદાસ સ્વામી શાંત થઈ ગયા. પછી સ્વામીશ્રીએ પોતાના બંન્ને હાથ મોતીભાઇને બતાવી કહ્યું, 'મોતીભાઇ! તમારું ઘર ઓલવતા અમે બહુ દાઝી ગયા છીએ.' એટલે મોતીભાઇએ સ્વામીશ્રીના બંન્ને હાથ જોયા તો કોણી સુધી દાઝી ગયા હતા. પછી મોતીભાઇએ સ્વામીશ્રીને હાથે તેલ ચોપડયું. સ્વામીશ્રીએ તેમને સાંતવન આપતાં કહ્યું, 'મહારાજની ઇચ્છા એ જ આપણું પ્રારબ્ધ છે. માટે મહારાજ જે કરતા હશે તે ઠીક જ કરતા હશે. દાસના દુશ્મન હરિ કે'દિ હોય નહિ' એમ ઘણો જ ઉપદેશ આપ્યો અને તેમને શાંતિ પમાડી દીધી.

× × ×

**'પરમ દિવસે ધામમાં તેડી જઇશું'**

સં. ૧૯૭૯ના કાર્તિક પૂનમના સમૈયા બાદ સ્વામીશ્રી ગુજરાતમાં ફરવા જવા માટે નીકળ્યા. આ વખતે ઝવેરલાલભાઈની તબિયત લથડી હતી. નડિયાદમાંની પોતાની તમામ મિલ્કત વેચીને, પોતે બોચાસણમાં આવી રહ્યા હતા અને સ્વામીશ્રીની આજ્ઞા પ્રમાણે દરેક પ્રસંગે સેવા કરી હતી. ભગતજી મહારાજના આ લાડિલા ભક્તરાજનો અંત સમય હવે આવી ગયો હતો. તેમણે સ્વામીશ્રીને હાથ જોડી પૂછ્યું, 'દયાળુ!

હવે છેલ્લી વારના દર્શન ક્યારે દેશો ?' સ્વામીશ્રીએ તેમને માથે હાથ મૂકીને કહ્યું, 'તમે સંકલ્પ કરશો ત્યારે.' એમ કહી સ્વામીશ્રી ત્યાંથી નીકળી ગયા.

ઝવેરલાલભાઈને મંદવાડ વધતો ગયો અને અંતસમય આવી ગયો. તેમની ચિત્તવૃત્તિ સ્વામીશ્રીના સ્વરૂપમાં જોડાઇ ગઈ. અંતસમયે દર્શન દેવા આવવા વચન આપ્યું છે અને એ સમય હવે નજીક આવી ગયો છે. પરંતુ સ્વામીશ્રીના કાંઇ સમાચાર નથી. ચિંતાથી વ્યગ્ર રહેતું તેમનું મન સ્વામીશ્રીની મૂર્તિનું ચિંતવન કરવા લાગ્યું. અચાનક એક દિવસ સવારના ભગતજીના દર્શન થયા. સફેદ અંગરખું પહેર્યું હતું, માથે ગોટા કોરનો ફેંટો બાંધ્યો હતો અને ઉપર છોગલું ફરકતું હતું. ભગતજીના અતિશય રમ્ય અને દિવ્ય સ્વરૂપના દર્શન થતાં જ, તેમની ચિત્તવૃત્તિ તે સ્વરૂપમાં ચોંટી ગઇ. ભગતજી સાથે ચાણસદના કાળીદાસભાઈ હતા. તેમણે કાળો કોટ પહેર્યો હતો અને હાથમાં લાકડી હતી. બહારના દાદરેથી ચઢી, પાછળ ઉતરી આવ્યા અને ઝવેરલાલભાઇને કહ્યું, 'યજ્ઞપુરુષદાસ શાસ્ત્રી કાલે આવશે અને પરમ દિવસે ધામમાં તેડી જઇશું.' એમ કહી ઝાળીમાંથી બહાર નીકળી ગયા.

ઝવેરભાઇની સેવામાં રહેલા મોહન ભગતને મંદિરના ચોગાનમા ભગતજીના તથા કાળીદાસભાઇના દર્શન થયા. તેઓ કંઇપણ વિચાર કરે તે પહેલા તો બન્ને મૂર્તિઓ મંદિરના પગથિઆ ચઢી ઉપર જતાં અદ્રશ્ય થઇ ગઇ! પછી મોહન ભગત ઝવેરલાલભાઇ પાસે ગયા અને તેમને પૂછ્યું, 'ભગતજી પધાર્યા હતા. સાથે ચાણસદના કાળીદાસ પણ હતા, અને કહ્યું કે 'યજ્ઞપુરુષદાસ શાસ્ત્રી કાલે આવશે. પછી પરમ દિવસે ધામમાં તેડી જઇશું.'

બીજે દિવસે સ્વામીશ્રી પધાર્યા. ઝવેરલાલભાઇને આનંદ થઇ ગયો. ભગતજીનું કથન સત્ય ઠર્યું અને હવે આવતી કાલે ધામમાં જવાનું નક્કી છે, તેની પ્રતીતિ થઇ. મૃત્યુ અવસ્થા એ

સમુદ્રને તરવા જેવી દુષ્કર અવસ્થા છે. પરંતુ બ્રહ્મસ્વરૂપ સત્પુરુષના આશ્રયથી જેણે ઉપાસના દૃઢ કરી ભગવાનના સ્વરૂપનું જ્ઞાન સિદ્ધ કર્યું છે, તેને તે જ્ઞાન અને ઉપાસનાના બળથી બ્રહ્મના સાકાર ભવના સંસ્કારો, જીવમાં દૃઢ થઇ જાય છે. તે શુભ સંસ્કારોથી અંત સમયે બ્રહ્મની દૃષ્ટિથી પરમાત્માના સ્વરૂપમાંજ તે ભક્તની વૃત્તિ લીન થઇ જાય છે.[1]

ઝવેરીલાલભાઇને શુદ્ધ ઉપાસનાની દૃઢતા હતી. તેમણે ભગતજીની અપાર સેવા કરી, તેમને રાજી કર્યા હતા. આજીવન કેવળ મહારાજ અને સ્વામીનું, શુદ્ધ નિષ્ઠાથી, તેમણે ભજન જ કર્યું હતું. તે નિષ્ઠાના પ્રતાપે, અને સ્વામીશ્રીની તથા ભગતજીની અત્યંત કૃપાથી, અંતકાળે મહારાજ, સ્વામી, ભગતજી મહારાજ તથા સ્વામીશ્રીએ તેમને દિવ્ય સ્વરૂપે દર્શન દીધા. આ વખતે સ્વામીશ્રી તેમના ખાટલા પાસે જ ઉભા હતા. આ દિવ્ય વિભૂતિઓનાં દર્શન કરતાં કરતાં તેમની દૃષ્ટિ તેમની સન્મુખ ઉભેલા સ્વામીશ્રી ઉપર પડી અને ત્યાં જ સ્થિર થઈ ગઈ. માખણમાંથી મુવાળો ખેંચી કાઢે એટલી જ સરળતાથી તેમણે દેહ ત્યાગ કરી દીધો, અને મહારાજની સમીપમાં ધામમાં બિરાજ ગયા ! સ્વામીશ્રી તેમની સર્વ ક્રિયા વિધિ કરાવી ચાણસદ પધાર્યા.

**મહાપુરુષદાસજીનો અક્ષરવાસ**

અત્રે સ્વામી મહાપુરુષદાસજી પણ માંદા હતા. વૃદ્ધ અવસ્થાએ પહોંચેલ આ મહામુક્તરાજે પોતાનું કાર્ય સંપૂર્ણ કર્યું હતું. વરતાલના કોઠારના અધિકારનું માન છોડી, ભગતજીની આજ્ઞાથી ત્યાગી થઈ, જીવન પર્યંત અક્ષર પુરુષોત્તમની ઉપાસનાના સિદ્ધાંતો સરળ રીતે મુમુક્ષુ જીવોને સમજાવનાર સ્વામી મહાપુરુષદાસજી, વચનામૃતના પ્રાધ્યાપક સમાન ગણાતા. તેમની પાસે સત્સંગના મોટેરાઓ પણ વચનામૃત સમજવા બેસતા. અક્ષર અને પુરુષોત્તમ એ જ શુદ્ધ ઉપાસ્ય સ્વરૂપો છે, એ વચનામૃતનું રહસ્ય જ્ઞાન તેઓ સરળ રીતે સૌને સમજાવી

---

[1] अन्ते या मति सा गति ।

દેતા. સ્વામીશ્રી પ્રત્યે પણ ગુરુરૂપ હરિનો ભાવ તેમણે જ્ઞાનદૃષ્ટિથી કેળવ્યો હતો. તેથીજ તેમના કાર્યમાં અંત સુધી સદા તેઓ સાથે જ રહ્યા.

સદા નિર્માની અને સાધુગુણે સંપન્ન આ સંતવર્ય, હવે ધામમાં જવાનો સંકલ્પ કરતા હતા. ભગતજીના પ્રિય સ્થાન ચાણસદમાં આવી તેમણે મંદવાડ ગ્રહણ કર્યો. ભક્તચિંતામણી અને ભગતજીના ચરિત્રોની કથા, વૈદ્યરાજ અખંડ તેમની પાસે કરતા. આજીવન અભ્યાસથી મહારાજની મૂર્તિમાં ચિત્તવૃત્તિનો લય કરી, તેઓ ઉપશમ દશામાં રહેવા લાગ્યા. એક માત્ર અભિલાષા સ્વામીશ્રીના દર્શનની હતી. મહાપુરુષદાસજીને છેલ્લા દર્શન દેવા સ્વામીશ્રી બોચાસણથી ચાણસદ પધાર્યા. સ્વામીશ્રી, મહાપુરુષદાસજી પાસે આવ્યા અને તેમને માથે હાથ મૂકયો. તુરત જ મહાપુરુષદાસજી ઊંડા ઉપશમમાંથી, એકદમ જાગ્રત થઈ ગયા! સ્વામીશ્રીનો સ્પર્શ ઉપશમમાં પણ તેમણે ઓળખ્યો. જીવનમુક્તિ અર્પતા એ સ્પર્શમાં અક્ષરધામની આલ્હાદક શાંતિ હતી! સ્વામીશ્રીની દૃષ્ટિમાં તેમણે દૃષ્ટિ પરોવી, તેમણે સ્વામીશ્રીનો હાથ ખૂબ જ જોરથી પકડી લીધો. સ્વામીશ્રીના જ અનિમીષ દ્રષ્ટિએ દર્શન કરતા હોય એવા અચેતનભાવે સદાને માટે સાચી ચેતનામાં તેઓ પોઢી ગયા.

બરાબર એ જ સમયે કેટલાક હરિભક્તોને ગામના ગોંદરે વડ નીચે શ્રીજી મહારાજ સોનાનો દિવ્ય રથ અને પચાસેક સાધુઓ લઇને બિરાજ્યા હોય, તેવા દર્શન થયા. તે સૌ અંદર અંદર વાતો કરતા હતા કે 'બપોર પછી તેડી જઇશું.' મંદિરમાં સ્વામી મહાપુરુષદાસજી માંદા હતા તે સૌ જાણતા હતા. સૌને થયું કે જરૂર મહાપુરુષદાસજી ધામમાં પધાર્યા. આમ મહારાજનું બિરુદ જે

> મારા જનને અંતકાળે જરૂર મારે આવવું
> બરદ મારું એ ન બદલે તે સર્વે જનને જણાવવું

એ સદા સર્વદા આશ્રય અને ઉપાસનાની દૃઢતાવાળાને અભયદાન અર્પતું, સત્ય જ રહેતું.

સ્વામી મહાપુરુષદાસજીના ધામમાં જવાથી વૈદરાજ તથા કાળીદાસભાઈને અને ચાણસદના હરિભક્તોને અત્યંત દુઃખ થયું. સ્વામીશ્રીને પણ દુઃખ થયું. સમગ્ર ગુણાતીત બાગને પણ મહાપુરુષદાસ સ્વામીની ખોટ ઘણીજ સાલી. સ્વામીશ્રીએ સૌને ધીરજ અને જ્ઞાનદૃષ્ટિથી આ દુઃખ સહન કરવાનો ઉપદેશ આપ્યો અને પછી ચાણસદથી ફરી પાછા બોચાસણ પધાર્યા.

મૂર્તિઓ પધરાવી છે તે કબૂલ રાખે તો સમાધાન કર્યું કહેવાય

આજ અરસામાં સ્વામીશ્રીના શિષ્ય વસોના મોતીભાઈ ઉમેદભાઈ વરતાલ કમિટિમાં 'મેંબર' તરીકે ચૂંટાયા હતા. વળી સોજીત્રાના ઝવેરભાઈ વિઠ્ઠલભાઈના પુત્ર પુરુષોત્તમદાસ વરતાલમાં 'મેનેજર' નીમાયા હતા. સ્વામીશ્રીના આ બંને શિષ્યોએ વિચાર્યું કે 'આવો સુયોગ છે. સ્વામીશ્રી સાથે વરતાલવાળા સમાધાન કરી લે તો સંપ્રદાયમાં દિગ્વિજય થઈ જાય.' તેથી તેમણે સ્વામીશ્રીને આ વાત કરી. સ્વામીશ્રી અત્યંત રાજી થયા અને કહ્યું ' તમો પ્રયત્ન કરો. મહારાજની ઇચ્છા હશે તેમ થશે.' તેથી આ દિશામાં પ્રયત્ન શરુ થયા.

વરતાલમાં ગોવર્ધનભાઈ કોઠારી નિવૃત્ત થયા હતા. મોટા રણછોડ ભગત કોઠારી હતા અને રઘુનાથચરણદાસ પુરાણી તથા રઘુવીરચરણદાસ આદિ મોટેરા સંતો કારભારમાં હતા. શ્રીપતિપ્રસાદજી મહારાજ ગાદી ઉપર હતા.

સ્વામીશ્રી, નિર્ગુણદાસ સ્વામી તથા આણંદના કેશવલાલ પ્રાગજી, જીવાભાઈ નાથાભાઈ તથા આશાભાઈ વગેરેને લઇ વરતાલ ગોવરધનભાઈ કોઠારીને મળવા આવ્યા. કોઠારી બહુજ રાજી થયા અને કહ્યું, ' સમાધાનની વાટાઘાટ શરુ કરી છે તો કરી લેજો. કારણ મોતીભાઈ ' મેંબર ' છે તે તમારા છે અને પુરુષોત્તમદાસ માસ્તર પણ તમારા છે, તેથી થઈ જશે.' ત્યારે સ્વામીશ્રીએ પૂછ્યું,

'સમાધાનમાં મૂર્તિઓ વિષે પૂછે તો શું કહેવું ?' એટલે કોઠારી બોલ્યા 'એટલા માટે તો તમે બહાર નીકળ્યા છો. માટે મૂર્તિઓ પધરાવી છે તે કબૂલ રાખે તો સમાધાન કર્યું કહેવાય. નહિ તો સમાધાન શું થયું ? માટે તે કબૂલ કરે અને આચાર્ય આરતી ઉતારે તો જ ભેગું ભળવું અને સમાધાન કરવું.' કોઠારીનો આ સ્પષ્ટ અભિપ્રાય સાંભળી, સ્વામીશ્રી અત્યંત રાજી થયા. તેમનો તો એ સિદ્ધાંતજ હતો, પરંતુ કોઠારી શું કહે છે તે જાણવું હતું. પછી ત્યાંથી બહાર આવી સ્વામીશ્રીએ કહ્યું, 'કોઠારીને ગુણાતીતાનંદ સ્વામી અને ગોપાળાનંદ સ્વામીની મૂર્તિઓ આપણે પધરાવી છે, તેને વિષે રુચિ થઈ છે અને ગુણ આવ્યો છે, માટે કોઠારી હવે વધુ રહેશે નહિ. મહારાજ હવે તેમને ધામમાં તેડી જશે.' સ્વામીશ્રીની આ વાતથી સૌને લાગ્યું કે ઉપાસનાની વાતમાં ધામ, ધામી અને મુક્ત આ ત્રણને વિષે નિષ્ઠા થાય તોજ ધામમાં જવાય, નહિ તો ધામ કોઈ રેઢું પડયું નથી. સ્વામીશ્રીએ પછી સમાધાનની વાટાઘાટો શરુ કરી.

મોતીભાઈ તથા પુરુષોત્તમભાઇના પ્રયત્નથી વાટાઘાટો સફળ થાય તેની શકયતા દેખાવા લાગી. પરંતુ વરતાલના ત્યાગી વર્ગને મુઝવણ થઈ. તેમને લાગ્યું કે શાસ્ત્રી જો પેસશે તો તેમની અપ્રતિમ પ્રતિભા, ઐશ્વર્ય અને પ્રતાપથી આખા દેશને વશ કરી લેશે અને આપણું કાંઈ ઉપજશે નહિ.' તેથી પ્રેમવતીદાસે રઘુનાથચરણદાસને કહ્યું 'આ તો બહાર કાઢ્યા હતા તે પાછા આવવાના થયા.' એટલે રઘુનાથચરણદાસે કહ્યું 'હવે કોઇ ઉપાય નથી; છતાં જો તમે કહેતા હો તો મારો છેલ્લો દાવ અજમાવું.' એટલે પ્રેમવતીદાસે કહ્યું 'એવું કાંઇક કરો. આ પેસશે તો આપણું પડી ભાંગશે.' રઘુનાથચરણદાસ આ પ્રકારની રમત રમવામાં બહુજ હોંશિયાર હતા.

બીજે દિવસે તેઓ વાડીમાં જ્યાં મહારાજ રહેતા ત્યાં ગયા. મહારાજે તેમને પૂછયું 'આ સમાધાન થાય છે તેમાં તમે રાજીને ?' ત્યારે તેમણે હસીને કહ્યુ" મહારાજ ! હું તો બહુજ રાજી છું. આવા

વિદ્વાન બાહોશ પુરુષ આપણે ત્યાં આવે તેથી સત્સંગ બહુજ વધશે.' એ પ્રમાણે સ્વામીશ્રીના બહુજ ગુણગાન ગાયા. પછી ધીરેથી તેમણે કહ્યું, 'મહારાજ ! બીજું તો ઠીક પણ આ બોચાસણ અને સારંગપુરના મંદિર અધૂરા છે તે પૂરા કરવા આપણે બે અઢીલાખ રૂપિયા ખરચવા પડશે. પણ જો બે ત્રણ વરસ થોભી જઇએ, તો શાસ્ત્રી બહુજ કાબેલ છે તે મંદિરાં પૂરા કરી નાંખશે અને આપણે એટલો બચાવ થશે.' મહારાજને ગળે સાકરના શીરાની જેમ આ વાત ઉતરી ગઈ. મહારાજે તુરતજ પુરુષોત્તમદાસ માસ્તર તથા મોતીભાઇને કહી દીધું, 'હમણાં સમાધાનનું બંધ રાખો. બે ત્રણ વર્ષ પછી કરીશું.' આ સાંભળી આ બંને બહુજ નિરાશ થયા.

સ્વામીશ્રીને જ્યારે તેમણે આ વાત કરી ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'જેવી મહારાજની ઇચ્છા. હજુ આગળ આપણા દ્વારા મહારાજને કામ કરાવવા હશે, અને સેવા લેવી હશે.' એમ કહીને બોલ્યા, 'એ બધું તો ઠીક, પણ આ પ્રસંગથી કોઠારીને ગુણ આવ્યો અને સ્વામીની નિષ્ઠા પાકી થઈ એટલે તેનું કામ પાકી ગયું. મહારાજ હવે તેમને ધામમાં લઇ જશે.'

ત્યાર બાદ ત્રણેક મહિના પછી જેઠ વદી ૬ ને દિવસે ગોવર્ધનભાઈ કોઠારી, સ્વામીશ્રીના સંબંધથી, તેમને વિષે અત્યંત આત્મબુદ્ધિ તેમને હોવાથી, તેમના કાર્યમાં સનાતન સિદ્ધાન્તોની સત્યતા સમજી, અક્ષર અને પુરુષોત્તમની નિષ્ઠા દૃઢ કરી, મહારાજના સનાતન દિવ્ય અક્ષર ધામમાં બિરાજી ગયા ! મોટા પુરુષના કાર્ય અલૌકિક હોય છે. જે ભક્તની જે જે ખોટ હોય, તે ખોટ કોઈને પણ સમજણ ન પડે, તેમ કાઢવા પ્રસંગો ઉપસ્થિત કરે છે, તે ખોટ કાઢી નાંખે છે અને પ્રસંગોનું પરિણામ મહારાજની ઇચ્છા ઉપર છોડે છે. આ પ્રસંગનું આવું પરિણામ ન આવ્યું હોત તો તો ભવિષ્યમાં ગોંડળ, અટલાદરા અને ગઢપુરના મંદિરો બંધ રહેત અને આ નિષ્ઠાને અનુસરતું સત્સંગ વૃંદ પણ વિકાસ ન પામત. પરંતુ

મહારાજની ઇચ્છાજ આ ઉપાસના અને આ સત્સંગને બ્રહ્માંડમાં પ્રવર્તાવવાની હતી. એટલે આ પ્રકારના પ્રસંગોનું આવુંજ સુભગ પરિણામ આવે !

## મહુવામાં ત્રણ શિખરનું મંદિર થશે

મારો જન્મ મંદિર કરવા સારુંજ છે

સારંગપુરમાં સ્વામીશ્રીએ ત્રિદોષનો ભયંકર મંદવાડ ગ્રહણ કર્યો. આ અરસામાં મહુવાથી શેઠ નરસિંહદાસ છગનલાલ સારંગપુર આવ્યા. તેમની પાસે લક્ષ્મી-નારાયણની મૂર્તિઓ હતી. તે મૂર્તિમાં પ્રાણ પૂરી જીવંત કરી શકે એવા શક્તિશાળી પુરુષની શોધ કરતાં, આ વૈષ્ણવ ભક્તને આ કાર્ય માટે, કોઇએ સ્વામીશ્રીનું નામ સૂચવ્યું. તેઓ સારંગપુર આવ્યા. પરંતુ સ્વામીશ્રીની માંદગી અતિશય હતી, એટલે સ્વામીશ્રી પાસે આ વાત કરતા તેઓ અચકાયા. એક બે દિવસ પછી સ્વામીશ્રીના દર્શન માટે તેઓ સ્વામીશ્રી પાસે આવ્યા, ત્યારે સ્વામી-શ્રીએ તેમને પૂછયું, 'મંદિર કરવા તેડવા આવ્યા છો ? ચાલો આવું' એમ કહી એકદમ પથારીમાં બેઠા થયા અને પછી કહ્યું, 'મારો જન્મ મંદિર કરવા સારું જ છે.' સ્વામીશ્રીની આ અદ્ભુત શક્તિથી શેઠને આશ્ચર્ય થયું ! સારંગપુરનું મંદિર જોઈ તથા સ્વામીશ્રીના દર્શન કરી તેમને વિશ્વાસ બેઠો કે સ્વામીશ્રી જરૂર મંદિર કરશે. તેઓ એક બે દિવસ વધુ રોકાયા. એટલામાં સ્વામીશ્રી સંપૂર્ણ સ્વસ્થ થઈ ગયા. પછી સ્વામીશ્રી તેમની સાથે મહુવા જવા તૈયાર થયા. ભક્તિવલ્લભદાસ, હરિકૃષ્ણદાસ, પ્રભુજીવનદાસ અને ગાનાવાળા મહિજી ભગત (પાછળથી શ્રીજીસ્વરૂપદાસ) વગેરેને સાથે લીધાં.

મહુવામાં સ્વામીશ્રીએ, મંદિરો એ ઉપાસનાની પુષ્ટિમાં કેટલા સહાયભૂત બને છે તેનો મહિમા કહેતા વાત કરી કે 'આ તો ભગતજી મહારાજનું જન્મ સ્થાન એટલે સર્વોપરી તીર્થ કહેવાય. અહીં મંદિર થતું હતું ત્યારે ભગતજી તે મંદિરના કાર્યમાં બહુ જ મદદ કરતા.'

એટલી વાત કરીને સ્વામીશ્રી બોલ્યા, 'અમારે પણ શુભ સંકલ્પો રહે છે. વળી મહારાજની પણ ઇચ્છા છે કે અહીં ત્રણ શિખરનું મોટું મંદિર થશે.' એટલામાં તે સભામાંથી એક બ્રાહ્મણ બોલી ઊઠયો, 'સ્વામી ! તમારો સંકલ્પ છે તે નાનું મંદિર કરી નાંખો ને !' એટલે સ્વામીશ્રી બોલ્યા, 'તમારો બ્રાહ્મણનો દેહ તેથી જીવ ટૂંકો એટલે તમને એવા વિચારો આવે. પણ અમારે તો મોટું મંદિર કરવું છે.' 'દયા પ્રભુની' કરનાર બ્રાહ્મણ બિચારો સ્વામીશ્રીના મહદ્ સંકલ્પને શું સમજી શકે ?

સ્વામીશ્રીના કાર્યને લૌકિક દષ્ટિએ જોનારને તેની પાછળના રહસ્યની સમજણ ન જ પડે. પોતાના ગુરુના સ્થાનમાં આવી, ગુરુભક્તિનો રંગ નવા થતાં સાધુઓને ચઢાવવા, સર્વોપરી નિષ્ઠા અને સત્પુરુષના મહિમાની વાતો રાત્રીના બબ્બે વાગ્યા સુધી, સ્વામીશ્રીએ એવી અદ્દભૂત છટાથી કરી, ત્યારે જ આ સ્થાનમાં આવવાનું રહસ્ય સૌને સમજાયું. શુદ્ધ ઉપાસનાની વાતો ગ. પ્ર. ૨૧, ૩૭, ૫૪, લોયા ૧૩, ૧૪, ગ. મ. ૯, ૧૩, ૧૪, ૨૧, ૨૮, ૩૦, ૩૨, ૩૭, ૪૫, ૪૯, ૫૦, ૫૪, ૫૯, ૬૦, ૬૬, ૬૭; અમ. ૨, ૩; ગ. છે. ૨, ૭, ૨૧, ૩૦. ૩૧, ૩૭, ૩૮ આટલા વચનામૃતો વંચાવી ઉપાસનાની તથા સાધુ ઓળખવાની ઘણીજ વાતો કરી. આ પવિત્ર તીર્થ ભૂમિમાં, સ્વામીશ્રીની અદ્દભુત વાતો–ગંગાના પ્રવાહ જેવી શાંત, ધીર ગંભીર જે રીતે વહેતી–તેમાં જાણે અખંડ સ્નાન કર્યા જ કરીએ, એવું સૌને લાગ્યા કરતું. વચનામૃતના સિદ્ધાંતો ઉપર સ્વામીશ્રીના સુંદર ભાષ્યથી અને સ્વામીશ્રીના પ્રસંગથી, એકાંતિક ધર્મની સિદ્ધિ જાણે હસ્તામલકવત છે, એમ મનાઇ જતું.

## રાજકોટમાં પારાયણ

શ્રાવણ માસમાં રાજકોટમાં સ્વામી વિજ્ઞાનદાસજીની ઇચ્છાથી ભાવનગરના મુક્તરાજ કુબેરભાઇએ પારાયણ કરાવવાનું નક્કી કર્યું. અવલબાએ આપેલ કડિયાવાડવાળા મકાનને મંદિરનાં સ્વરૂપમાં ફેરવી નાંખ્યું હતું. પરંતુ આ મંદિર નાનું હોવાથી જસદણ ઠાકોર સાહેબનો દરબારી ઊતારો પારાયણ માટે ખાસ રોકી લીધો.

કથાના પ્રારંભના દિવસે સ્વામીશ્રીએ વચનામૃતની કથા વાંચવાની શરૂઆત કરી. દેશદેશના તમામ હરિભક્તો આ કથા પ્રસંગે આવ્યા હતા. જૂનાગઢની થડમાં રહેલું રાજકોટ ગુણાતીત જ્ઞાનના અખાડા સમાન હતું. જૂનાગઢી સદ્‌ગુરુઓનો રાજકોટમાં નિરંતર વાસ રહેવાથી તથા રણછોડભકત, પૂજાજી બાપુ, હરગોવિંદભાઈ, છગનલાલ ધનેશ્વર રાવળ એ આદિ હરિભક્તો અત્રે કથાવાર્તામાં સોપો જ પડવા દેતા નહિ. એ રીતે મુમુક્ષુઓને સદૈવ જાગ્રત રાખતા. સ્વામીશ્રી પણ કવચિત્ કવચિત્ અહીં પધારતા. આથી રાજકોટમાં સત્સંગની સારી જમાવટ થઈ હતી.

સવાર સાંજ બે સમયની કથા બાદ સંતોની તથા મુખ્ય મુખ્ય હરિભક્તોની વાતો, કીર્તનો, રાસ વગેરેનો કાર્યક્રમ સુંદર અને રસપ્રદ રીતે ગોઠવી રાજકોટમાં સફળ જ્ઞાનસત્ર યોજાયું. નવા નવા મુમુક્ષુઓ, સાહિત્યકો, ચિંતકો જેમને, સ્વામીશ્રીના અત્રેના અભ્યાસ દરમ્યાન પ્રસંગ થએલો, તે સર્વે સ્વામીશ્રી પાસે જ્ઞાન અને વિજ્ઞાનની ગૂંચ ઉકેલવા આવતા. તેઓ સ્વામીશ્રીને પૂછતા, 'જ્ઞાનમાં જ જ્યાં ગહનતા છે ત્યાં વિજ્ઞાન એટલે શું સમજવું ?' સ્વામીશ્રી શાંત મુખમુદ્રાથી હસીને ઉત્તર કરતા 'જ્ઞાન અને વિજ્ઞાન વચ્ચેનો તફાવત તો જે અપરોક્ષાનુભવી અર્થાત્ જેને પરમાત્મા સાથે નિરંતર સંબંધ હોય તે જ સમજાવી શકે. सर्वं खलु इदं ब्रह्म ! नेह नानास्ति किञ्चन। એમ કહેનાર અને સમજનાર જ્ઞાની છે. પરંતુ દેહ છતાં, દેહના ભાવને ત્યજી એમ અનુભવ કરનાર વિજ્ઞાની છે.' એકાદશ સ્કંધમાં ભગવાને ઉદ્ધવજીને જ્ઞાન અને વિજ્ઞાનનો જે અર્થ શ્રુતિ, પ્રત્યક્ષ, ઐતિહ્ય અને અનુમાન, આ ચાર પ્રમાણો આપી સમજાવ્યો છે,[1] તેનો ભાવાર્થ આટલા જ શબ્દોમાં સ્વામીશ્રી સમજાવી દેતા.

---

૧. श्रुतिः प्रत्यक्षमैतिह्यमनुमानं चतुष्टयम् ।
प्रमाणेष्वनवस्थानाद्विकल्पात्स विरज्यते ॥

અર્થ : શ્રુતિ, પ્રત્યક્ષ, ઐતિહ્ય અને અનુમાન આ ચાર પ્રમાણો છે. આ ચાર પ્રમાણોમાં જગત ટકી શકતું નથી. માટે સર્વમાં વ્યાપ્ત એવા આત્મતત્ત્વને જોનારો મનુષ્ય જગતને મિથ્યા જોઈ, જગતથી વૈરાગ્ય પામે છે (પરંત કેવળ એમ સમજનારો વૈરાગ્ય પામી શકતો નથી.) શ્રીમદ્ ભાગવત ૧૧-૧૯-૨૭

આમ સાત દિવસનો જ્ઞાનસત્ર સફળ ઉજવાયો. વિજ્ઞાનદાસ સ્વામી, પૂજાજી બાપુ, રણછોડ ભક્ત વગેરેએ ખૂબ વાતો કરી.

સ્વામીશ્રી પણ પ્રસંગોચિત વાતો કરતા. સ્વામીશ્રીની વાતોમાંથી બ્રહ્મ, પરબ્રહ્મના સાકાર સ્વરૂપને નિહાળવાની દૃષ્ટિ પ્રાપ્ત થઈ જતી. જેમ કવિની કવિત્વ શક્તિની તુલના, કવિતાના પદે પદે, હૃદયના જ સૂરો બોલતા હોય એમ અનુભવાય ત્યારે થાય; સાચા કલાકારની ચિત્રપ્રતિમા તેના હૃદયમાંથી જ કોરીને કાઢી હોય, એમ જોનારના હૃદયમાં તે પ્રતિમા પ્રથમ દૃષ્ટિએ જ જડાઈ જાય; તેમ જ સ્વામીશ્રીની વાતો પણ સ્વામીશ્રીજીના સ્વરૂપમાંથી જ જાણે નીકળતી હોય, એવો અનુભવ, એ વાતો સાંભળનારાના હૃદયમાં મહારાજ સ્વામીના સ્વરૂપોનું દૃઢતાપૂર્વક સ્થાપન થઈ જવાથી, સૌને થતો.

પારાયણની પૂર્ણાહુતિ થઈ. પરંતુ બ્રહ્મરસનો આસ્વાદ અપૂર્ણ રહ્યો. એટલે તુરત જ ડાંગરમાં સ્વામીશ્રીને રાખી એક માસનો જ્ઞાનસત્ર યોજવાનું સૌએ નક્કી કર્યું. સ્વામીશ્રીએ પણ તે કબૂલ્યું.

**ડાંગરામાં જાગા સ્વામીની સ્મૃતિ**

સ્વામી જાગાભક્ત સ્વામીનું મહાપ્રસાદીનું સ્થાન ડાંગરા, જ્યાં તેમણે દેહ મૂક્યો, તે પુણ્યભૂમિને ચિરઃસ્મરણીય રાખતા ડાંગરા નિવાસી મહા મુક્તરાજ શ્રી પૂજાજીબાપુ તથા મંદિર કરાવવા નિમિત્તે રહેતા સ્વામી જાગાભક્તના અનન્ય શિષ્ય મુક્તરાજ રણછોડ ભક્ત, પૂજાજીબાપુના પુત્ર જસમતસિંહજી બાપુ તથા અન્ય ડાંગરાવાસી દરબારો, આ પવિત્ર યોગરાજ તીર્થનો મહિમા વધારતા હતા. સ્વામીશ્રીને પણ અહીં આવવું ગમતું. કારણ કે અહીં સ્વામી જાગાભક્તના અંતિમ દર્શન તેમણે કર્યા હતા, અહીં તેમની અંતિમ સેવા તેમણે કરી હતી અને એ સેવાના ફળરૂપે તેમની અંતિમ દૃષ્ટિ ઝિલી હતી. તે પુણ્યભૂમિમાં, વિજ્ઞાનદાસ સ્વામી, 'જ્ઞાનજી' સ્વામી, રણછોડ ભક્ત તથા રાજકોટના મંડળને લઈને, સ્વામીશ્રી પધાર્યા. જૂનું મંદિર જીર્ણ

અવસ્થામાં હતું એટલે તેને નવેસરથીજ ફરી કરાવવાનું કામ ચાલતું હતું. તેમાં સેવા કરવા માટે સ્વામીશ્રીએ ખાસ 'જ્ઞાનજી' મહારાજને તથા વિજ્ઞાનદાસ સ્વામીને, રણછોડ ભક્તની મદદમાં રાખ્યા હતા.

યોગને સિદ્ધ કરવાના દરેક ક્રમ તથા ઉપક્રમોના પાર કરી, ભગવાન તથા ભગવાનના ભક્તની અનેક પ્રકારની સેવામાં જ જેણે ભકિત માની છે, એવા આ યોગીરાજ સેવાને કોઈ અવકાશ જવા દેતા જ નહિ. અહીં ઠાકોરજીના થાળ માટે તથા સર્વે સંતો તથા હરિભક્તો તથા મંદિરમાં કામ કરતા કારીગરોને જમાડવા, પોતે જ ભંડાર કરતા. પછી પાછાં મંદિરના કારખાનાની ક્રિયામાં જોડાઈ જતા. રાત્રે કથાવાર્તા, કીર્તનમાં પણ તેમનો એવો જ ઉત્સાહ જણાતો. યોગમૂર્તિ 'જ્ઞાનજી' મહારાજ નાના રહેવામાં જ સદા આનંદ માનતા. તેમના ગુણોના પ્રકાશથી કોઈ તેમને નમતું તો તુરત જ પોતે સંકોચ પામી જતા, અને સ્વામીશ્રી તરફ અંગૂલિ નિર્દેશ કરી કહેતા, 'સદ્‌ગુરુ તો સ્વામી છે અને હું તો સેવક છું.' પોતાના ગુણોને ઢાંકવા ઉપર જ સદા તેમની દૃષ્ટિ રહેતી.

સ્વામીશ્રી ડાંગરા પધાર્યા અને પૂજાજી બાપુને ઘેર એક દિવસમાં વચનામૃતનું પારાયણ પૂરું કર્યું. ત્યારબાદ વચનામૃત, સ્વામીની વાતુ, ભક્તચિંતામણી, નિષ્કુળાનંદ સ્વામીનો ગ્રંથ વગેરે ગ્રંથોની કથા સવારે તથા સાંજે ચાલતી કરી. બાકીના સમયમાં મંદિરના કારખાનાનું કામ સૌ કરવા લાગ્યા. આ પ્રમાણે એક માસ સુધી સ્વામીશ્રી ડાંગરમાં બિરાજ્યા અને સૌને બ્રહ્મરસમાં તરબોળ કરી સારંગપુર પધાર્યા.

× × ×

**હાસરામાં બ્રહ્માનંદ**

સં. ૧૯૭૭ના ફાગણ માસમાં હાસરામાં માણેકલાલભાઈએ શ્રી સત્સંગિજીવનની એક માસની પારાયણ ગોઠવી. એટલે સ્વામીશ્રી સંત મંડળને લઈને ફાગણ સુદ ૧ ને દિવસે હાસરા પધાર્યા. પારાયણનો આરંભ ફાગણ સુદ

૨ થી હતો અને પૂર્ણાહુતિ ચૈત્ર સુદ ૧ ની હતી. સત્સંગિજીવનની કથા, ઉપરાંત પ્રસંગોપાત સ્વામીશ્રીની વાતો, અને સેવા સમાગમનો લાભ, આ દિવ્ય ચેતનાના આનંદથી ઠાસરાના હરિભક્તો ઉત્સાહમાં આવી ગયા. અગાઉ પણ સ્વામીશ્રી જ્યારે વરતાલ બિરાજતા હતા ત્યારે ઘણીવાર ઠાસરા પધારતા અને ભાગવતની કથાથી સૌને ભક્તિ-રસમાં તરબોળ કરી દેતા. ભક્તજનોને ભક્તિરસનો આસ્વાદ સદા અતૃપ્તજ રહે છે અને એ અતૃપ્તિના આનંદમાં જ તે રસનો વિશેષ અને વિશેષ આસ્વાદ લેવાય છે.

સ્વામીશ્રીની કથાની શૈલી એવી સચોટ હતી કે તેઓ જ્યારે જ્ઞાન અને વૈરાગ્યનું નિરૂપણ કરતા ત્યારે સૌને જગત ખોટું થઈ જતું, દેહની ભાવના ટળી જતા અને દૃઢ આત્મસત્તારૂપે વર્તવાનું બળ આવી જતું. જ્યારે ભક્તિરસનું નિરૂપણ કરતા ત્યારે સૌને ભાન ભૂલાવી મહારાજની મૂર્તિમાં જ એકાકાર કરી દેતા. પ્રેમની પરાકાષ્ટામાં ભક્તને જ્યારે દેહભાવ ટળી જાય છે, ત્યારે કવચિત્ કવચિત્ ધર્મની મર્યાદાઓ, નિયમ વગેરેના બંધન એ ભક્તમાં દેખાતા નથી. નારદ પ્રણીત ભક્તિ સૂત્રોમાં એક સૂત્ર છે કે **वेदानपि संन्यस्यति केवलमविच्छिन्नानुरागं लभते**[1] । ગોપીઓને જ્યારે એવી સ્થિતિ થઇ ત્યારે મુકુંદ ભગવાનની પદવિને પામી ગઈ. આવા પ્રસંગોનું જેમ જેમ સ્વામીશ્રી નિરૂપણ કરતા, તેમ તેમ શ્રોતાઓના અંતર તો આનંદથી તરબોળ થઈ જતાં. વળી પ્રાણલાલભાઈ, છીભાઈ તથા નંદલાલભાઇને તો કથા પ્રસંગોમાં એવો સ્વાદ આવતો કે સ્વામીશ્રીનું નિરૂપણ તેઓ લખી લેતા.

સ્વામીશ્રીના આવા અદ્દ્ભુત કથારસના પ્રવાહથી અસૂરભાવવાળો સાધુ મોરારચરણદાસ જવાસાની જેમ બળી ઊઠયો. વળી રણછોડ ભક્ત પણ ઉપાસનાની સર્વોપરી વાતો કરતા તે પણ સહન ન કરી શકયો અને અત્યંત દ્રોહ કરવા લાગ્યો. સ્વામીશ્રી તો તેની ઉપેક્ષા જ

૧. કેવળ અવિચ્છિન્ન ભગવત્ પ્રેમની પ્રાપ્તિ જ્યારે થાય છે ત્યારે વેદકૃત મર્યાદા ભક્તને રહેતી નથી.

કરતા. પરિણામે તેનો વૈરાગ્નિ તેને પોતાને જ દુઃસહ બની ગયો. સ્વામીશ્રી તથા સંતોની હાજરી મંદિરમાં ન ખમી શકવાથી, પોતાના પુસ્તક તથા પદાર્થ લઇને તે ઘેર ચાલ્યો ગયો. આમ જીવ પોતાની જ અવળાઈથી પોતાની દુર્દશા કરે છે. આવા અનેક મોરારચરણદાસો સત્સંગમાં જડભાવને પામીને પડયા છે અને બીજાને પણ જડભાવને પમાડે છે.

આ પ્રસંગે માણેકલાલભાઇએ ત્રણ દિવસનો હોમાત્મક યજ્ઞ ઉમરેઠના વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી કર્યો અને પૂર્ણાહુતિ ધામધૂમથી કરી.

ઠાસરાની પારાયણની પૂર્ણાહુતિ કરી સ્વામીશ્રી યજ્ઞપુર (નગાસર)માં ભૂધરભાઈના આગ્રહથી પધાર્યા. અહીં તેમના ખેતરમાં કૂવાના ખાત મુહૂર્તના પ્રસંગે, પૂજાની સર્વ વિધિ બ્રાહ્મણના આદેશ પ્રમાણે સ્વામીશ્રી કરતા હતા, તે વખતે શ્રીફળ ફોડતા સાધુ પ્રેમવતી-દાસને પોતે કહ્યું, 'મારે મંદવાડ ગ્રહણ કરવો છે એટલે એક કાચલી દવા લેવાના કામમાં ઉપયોગમાં લેવી છે. માટે કાચલી બન્ને સરખી નીકળે, એવી રીતે શ્રીફળ ફોડજો.' એટલું કહી પોતે પૂજા કરી અને ઊઠ્યા. સ્વામીશ્રી નગાસરમાં એક દિવસ રોકાયા અને પછી અમદાવાદ પધાર્યા.

એ માટે તો અમારો જન્મ છે

અમદાવાદમાં મનસુખભાઈ મિસ્ત્રીને ઘેર સ્વામીશ્રી ઉતર્યા અને આખી રાત કથાવાર્તા કરી સૌને અપાર આનંદ કરાવ્યો. અમદાવાદથી બીજે દિવસે નીકળી નડિયાદ પધાર્યા. અત્રે નાનાસાહેબના ખાસ આગ્રહથી તેમને બંગલે ઉતર્યા. સ્વામીશ્રીની સાથે અમદાવાદથી મુક્તરાજ આશાભાઈ તથા મોતીભાઇ પણ નડિયાદ આવ્યા હતા.

નાના સાહેબને આશાભાઇ તથા મોતીભાઇનો જેમ સ્વામીશ્રીના અંગભૂત સેવક બનવાની ઇચ્છા હતી. એટલે સ્વામીશ્રીના એક દિવસના

અહીંના મુકામ દરમ્યાન તેમણે સ્વામીશ્રીને પ્રાર્થના કરતા કહ્યું, 'સ્વામીજી ! મને આ આશાભાઈ તથા મોતીભાઈની હારમાં ગણી, મારી સેવા અંગીકાર કરજો અને મારા દેહની રક્ષા કરજો.' નાના સાહેબનો અત્યંત ભાવ જોઈ, સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'દેહ જ જો આપણે આપણું ન માનીએ તો રક્ષા માટે પ્રાર્થના કેમ કરવી પડે?' સ્વામીશ્રીનો આ ઉત્તર સાંભળી નાના સાહેબ સ્થંભી ગયા. પછી તેમણે કહ્યું, 'સ્વામીજી ! આપે તો આ ઉત્તરથી સારી વાત એક ક્ષણમાં તોડી નાંખી. દેહના ભાવથી પર થઇને વર્તવાની જે રીત છે, તે તો આપના સાન્નિધ્યમાંજ બની શકે. હવે હું દેહની રક્ષા માટે પ્રાર્થના નહિ કરું. પરંતુ જીવ દેહાત્મભાવથી રહિત થઈ બ્રહ્મભાવને પામે એ પ્રાર્થના સ્વીકારશો.' તે સાંભળી સ્વામીશ્રીએ કહ્યું, 'એ માટે તો અમારો જન્મ છે!'

**સ્વામીશ્રીનો સ્વતંત્ર રીત**

સ્વામીશ્રી નડિયાદથી નીકળી આણંદ પધાર્યા. અત્રે નારણભાઈ જેશભાઇને ઘેર આવીને દાદરો ચઢતાં જ સ્વામીશ્રીએ મંદવાડ ગ્રહણ કર્યો અને તુરત જ તૈયાર રાખેલા ખાટલામાં પોઢી ગયા. સાંજ સુધીમાં તો એટલા ઝાડા થયા કે ખાટલામાંથી ઉઠવાની પણ શક્તિ રહી નહિ. સ્વામીશ્રીની તમામ દેહક્રિયા મેડે કરાવવાની સર્વ વ્યવસ્થા નારણભાઇએ કરી દીધી. તેઓ તથા તેમના પુત્ર મણીભાઇ તથા સમગ્ર કુટુંબ સ્વામીશ્રીની સેવામાં તત્પર રહેવા લાગ્યા. એક પછી એક દિવસ જવા લાગ્યા અને સ્વામીશ્રીને અશક્તિ પણ વધવા લાગી. પરિણામે ચૈત્રી પૂનમના સમૈયે બોચાસણ નહિ જઈ શકાય તેમ સૌને લાગ્યું. એટલે હરિભક્તો સ્વામીશ્રીને દર્શને આણંદ આવવા લાગ્યા. પરંતુ ચૈત્રી પૂનમના સમૈયા ઉપર બોચાસણમાં વચનામૃતની પારાયણ ગાનાના નારણભાઇ ભાઇજીભાઇએ કરાવવાનું નક્કી કર્યું હતું. એટલે સ્વામીશ્રી સૌને આશ્ચર્ય પમાડે તે રીતે સાજા થઈ ગયા અને બોચાસણ જઈ નારણભાઈનો સંકલ્પ પૂરો કર્યો.

× × ×

સં. ૧૯૭૮ના અન્નકૂટનો સમૈયો સ્વામીશ્રીએ સારંગપુર કર્યો. જેમ મયૂરનો મલ્હાર મેઘને પુકારે તેમ સારંગપુરના વૃક્ષ, વેલી, ઘરે ઘર, પથ્થર અને સીમ સ્વામીશ્રીને પુકારતી. આ સ્થાનનું સ્વામીશ્રીને આકર્ષણ હતું. સ્વામીશ્રી ઘણી વખત બોલતાં 'સૂણી સારંગ સારંગ પ્રભુ પદે સારંગ ધર્યું'.' સ્વામીશ્રીએ અહીં આવી મંદવાડ ગ્રહણ કર્યો.

ઝાડેશ્વરમાં લક્ષ્મીબાને વચનામૃતનું પારાયણ માગશર માસમાં નારાયણજી મહારાજ પાસે કરાવવું હતું. પરંતુ નારાયણજી મહારાજે તેમને કહ્યું, 'શાસ્ત્રીજી મહારાજ સારંગપુરમાં માંદા છે એટલે તેઓ આવી નહિ શકે. તેઓ જો પધારે તો જ કથાનો આનંદ આવે.' લક્ષ્મીબાને સ્વામીશ્રી પ્રત્યે અત્યંત ભક્તિભાવ હતો. એટલે તેમણે તુરતજ સારંગપુર પત્ર લખાવ્યો કે સ્વામીશ્રી 'સેકન્ડ કલાસમાં બેસીને પધારે અને જે ખર્ચ થશે તે હું આપીશ. તેમના આગ્રહથી સ્વામીશ્રી મંદવાડનો ત્યાગ કરી સારંગપુરથી નીકળી ભરૂચ ઉતરી, ઝાડેશ્વર પધાર્યા.

ઝાડેશ્વરમાં ઝવેરભાઈ દીવાન સાહેબના પુત્ર હરિભાઈ અમીન તથા લક્ષ્મીબાના ભત્રીજા આણંદના છગનભાઈ નારણભાઈ, ભીખાભાઈ શુકલ, તેમના પુત્ર નટવરભાઈ વગેરે હરિભક્તોને સ્વામીશ્રીના પધારવાથી અત્યંત આનંદ થયો. સ્વામીશ્રીએ પણ વડોદરા, ભરૂચ સુરત વગેરે ગામોના હરિભક્તોને પત્રો લખી પારાયણમાં તેડાવ્યા.

નારણજી મહારાજ વચનામૃતની કથા વાંચતા અને સ્વામીશ્રી પ્રસંગોપાત નિરૂપણ કરતા; મંદવાડને લીધે સ્વામીશ્રી બહુ બોલી શકતા નહિ. હરિભાઈ સ્વામીશ્રીની સેવામાં હતા. ભરૂચથી સીવીલ સર્જન ડૉ. બલસારા અવારનવાર સ્વામીશ્રીની સારવાર માટે ખાસ આવતા. પરંતુ સ્વામીશ્રી તો સૌને કથાના અમૃતરસથી દિવ્યાનંદનો-અનુભવ કરાવતા હતા અને મંદવાડનો ભાવ જણાવા દેતાજ નહિ.

આવા દિવ્ય આનંદમાં સૌને સાત દિવસ સુધી ગરકાવ કરી, સ્વામીશ્રીએ પારાયણની પૂર્ણાહુતિ કરી. લક્ષ્મીબાએ બોચાસણ તથા સારંગપુરના ઠાકોરજી માટે કિનખાપના વાઘા ભેટ આપ્યા. બીજી પણ અમૂલ્ય સેવા કરી સ્વામીશ્રીને રાજી કરી દીધાં.

સ્વામીશ્રી, પારાયણની પૂર્ણાહુતિ બાદ મોટા પુરુષોત્તમદાસ સ્વામીને તથા પ્રેમવતીદાસને ખાનદેશ ધર્માદો ઉઘરાવવા મોકલી પોતે બોચાસણ પધાર્યા.

## ખાનદેશમાં વિચરણ

ખાનદેશમાં વરખેડાના હિંમતલાલભાઈ તથા જાપીના ઢુંઢુ (ધોંડું) માસ્તર, નાનુ મહાજન વગેરેએ સ્વામીશ્રીને વસંતનો સમૈયો ખાનદેશમાં કરવા તેડાવવા, પુરુષોત્તમદાસ સ્વામીને પ્રાર્થના કરી. તેમનો અત્યંત ભાવ જોઇ, પુરુષોત્તમદાસ સ્વામીએ સ્વામીશ્રીને પત્ર લખ્યો. પરંતુ સ્વામીશ્રીનો ઉત્તર આવ્યો કે, હાલમાં આવી શકાય તેમ નથી. આથી આ સર્વે હરિભક્તો બહુ જ નિરાશ થઈ ગયા. તેમણે પુરુષોત્તમ સ્વામીને સ્વામીશ્રીને ફરી પત્ર લખવા વિનતિ કરી. પણ તેમણે કહ્યું, 'આપણે એવો આગ્રહ ન રખાય. તેમની રુચિ પ્રમાણે વર્તવું જોઇએ. એમ છતાં તમારો ભાવ હશે તો સ્વામીશ્રી તો કાલે દર્શન દેશે. તમો બધા પ્રાર્થના કરો.' પોષ શુદ ૧૦ ને દિવસે સ્વામીશ્રીનો 'ના' નો કાગળ આવ્યો. હવે બીજો પત્ર લખીએ તો પોષ વદમાં સ્વામીશ્રી આવી શકે એવી ગણતરી કરતા જાપીના હરિભક્તોને, પુરુષોત્તમ સ્વામીના સ્વામીશ્રી સાથેના એકત્વ ભાવનો ક્યાં ખ્યાલ હતો ? તેઓ આવી અકળ ભાષાના અજાણ હતા.

એકાદશીને દિવસે સવારમાં મંદિરમાં કથા થતી હતી અને પુરુષોત્તમ સ્વામી વાતો કરતા હતા. એવામાં અચાનક સ્વામી નિર્ગુણદાસજી, નીલકંઠદાસજી, શ્રીકૃષ્ણદાસજી, આણંદના કેશવલાલભાઇ, પુરુષોત્તમ જેરાભાઇ, મણીભાઇ નારણભાઇ, મોતીભાઇ નાથાભાઈ,

ઈશ્વરભાઈ પ્રભુદાસ વગેરે 'જય સ્વામિનારાયણ' કહી મંદિરમાં દાખલ થયા. સંતોને ખભે પોટલા અને મુસાફરીનો થાક હતો. છતાં પુરુષોત્તમદાસ સ્વામીના દર્શન માત્રથી જાણે થાક ઉતરી ગયો હોય અને આનંદ આનંદ થયો હોય એવો ઉત્સાહ તેમના મુખ ઉપર દેખાતો હતો. નિર્ગુણદાસ સ્વામીએ કહ્યું, 'સ્વામી પધાર્યા છે. ચાલો.' એટલે સૌના આનંદનો પાર ન રહ્યો. બધા બહાર આવ્યા. સ્વામીશ્રી ગાડામાંથી ઉતરતા હતા ત્યાં સૌ સંતો તથા હરિભક્તોએ દંડવત કર્યા. સ્વામીશ્રીએ એક હાથમાં લાકડી પકડી હતી. ઇશ્વરભાઈનો હાથ પકડી સ્વામીશ્રી મંદિરમાં પધાર્યા. ઠાકોરજીના દર્શન કરી, દંડવત્ કરી, નીલકંઠ સ્વામી તુંબડીમાં પાણી લાવ્યા તેનાથી મોં તથા હાથપગ ધોઈ, સ્વામીશ્રી આસને બિરાજ્યા. પછી તેમણે કહ્યું કે " તમારો બધાનો બહુ ભાવ અને પુરુષોત્તમ સ્વામીનો આગ્રહ, એટલે રહેવાયું નહિ. 'ના' નો કાગળ લખ્યો પણ નિર્ગુણદાસ કહે 'જવું જ છે' એટલે તુરત નીકળ્યા અને આવ્યા." સ્વામીશ્રીના અણધાર્યા દર્શનથી સૌના આનંદનો પાર ન રહ્યો !

હિમલાલભાઈ પોતે જમીનદાર અને સારી સ્થિતિના હતા. પુરુષોત્તમદાસ સ્વામીના ભત્રીજા થતા હતા. પોતાના પત્ની ધામમાં ગયા પછી, સ્વામીશ્રી પાસે સાધુ થવા આવ્યા હતા. પરંતુ સ્વામીશ્રીએ કહ્યું, 'તમારા દ્વારા ખાનદેશમાં સત્સંગ વધારવો છે, માટે ગૃહસ્થાશ્રમમાં રહો અને ફરી લગ્ન કરો.' સ્વામીશ્રીના આ આજ્ઞા વચનથી તેઓ ગૃહસ્થાશ્રમમાં રહ્યા અને અક્ષર પુરુષોત્તમની સર્વોપરી નિષ્ઠા ખાનદેશના સાત ગામોમાં ફરી તેમણે પ્રવર્તાવી. સ્વામીશ્રીએ તેમના મનોરથો પૂરા કર્યા.

સ્વામીશ્રી સંતમંડળ સાથે વરખેડા, મોહાડી, ફરી કુસુંબા પધાર્યા. અત્રેના નરસિંહ ભગત નાના હતા ત્યારે પોતાના વડીલ સાથે મહુવા ગયા હતા અને ભગતજીના ખોળામાં રમ્યા હતા. ભગતજીની દૃષ્ટિથી તેમના પૂર્વ જન્મનાં સંસ્કાર ઉદય થયા અને સંસારના તમામ બંધનો છૂટી ગયા. બાર વર્ષ પછી તેમના પિતા સાથે જ્યારે બીજી

વખત મહુવા ગયા ત્યારે ભગતજીએ તેમને માથે બે હાથ મૂકીને કહ્યું હતું, 'આ તો મોટા મુક્ત પાકશે.' આ મહત્ સંબંધથી મોટી ઉંમરે સંસારમાં જોડાવાની અનિચ્છાથી, સાધુ થવા સ્વામીશ્રી પાસે તેઓ ગયા હતા, પણ સ્વામીશ્રીએ તેમને સાધુ કરવા ના કહી, એટલે ઘેર આવ્યા. તે પછી સાત ગામમાં ઘોડી ઉપર બેસી તેઓ ફરતા અને સ્વામીશ્રીના ગુણાતીત સ્વરૂપની અને અક્ષરપુરુષોત્તમની સર્વોપરી શુદ્ધ ઉપાસનાની ઘણી જ વાતો કરી, સૌને જ્ઞાનદાન દેતા. પોતે ભક્તકવિ હતા એટલે ઘણાં જ સુંદર કીર્તનો તેમણે બનાવ્યાં હતાં.

સ્વામીશ્રી કુસુંબા પધાર્યા અને નરસિંહ મહેતા જેવા આ નરસિંહ ભક્તને તો અપૂર્વ આનંદ થયો! સ્વામીશ્રી પાસે જ્યારે આજ્ઞા થાય ત્યારે દિવસે કે રાત્રે હાથમાં કરતાલ લઈ, પગે ઘુઘરા બાંધી કીર્તનો ગાતાં કે:—

'મારા ઉદય થયા છે ભાગ્ય આજ આ ભવમાં,
બેઠા અક્ષરપુરુષોત્તમજી મારા જીવમાં.
તમે જુવો વિચારી આજ આ ભવમાં,
નથી અક્ષરપુરુષોત્તમ ક્યાંય બ્રહ્માંડમાં.
તે પ્રગટ બિરાજે બોચાસણ આ ભવમાં.'

વળી,

એ સ્થાનક પ્રભુનું અક્ષર તુલ્ય કહાવે,
બ્રહ્માંડ શોધતાં એને તુલ્ય કોઈ ના'વે.

બોચાસણના મહિમાનું એ કીર્તન પૂરું થાય એટલે વળી જ્ઞાનભાગ ઉપાડે 'મૂળ અક્ષર ગુણાતીત જાણજો, એવું સ્વરૂપ આપણું નિત્ય માનજો.' અને પછી,

બ્રહ્મ સ્વરૂપ માનવું નિજ આત્માનું રૂપ,
તેમાં બેઠાં સહજાનંદજી પ્રગટ અનુપ.
એના એકાંતિકને જુવો તમે આ સમે,
તેને મન, કર્મ, વચને, સેવો તમે આ સમે.
ધન્ય પ્રગટ એકાંતિક યજ્ઞપુરુષજી મળિયા
તેનું નામ સમરતાં ત્રિવિધ તાપ તે ટળિયા.

અને પછી પરંપરા ચાલે :—

માારું હૃદય પારણું કાંવે આજ સુંદર,
તેના ચરણ ચાર મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર

તે પારણાને ભાવે કરીને ગુંથી, તે ઉપર પ્રેમરૂપ ગોદ નાંખી,
ધીરજરૂપી લોઢ[1] લગાવ્યો બાજુ, આનંદરૂપી ચાંદવો[2] કાજુ.
એ પારણું સદ્ગુરુ કરતા તૈયાર, બેસાડયા સદ્ગુરુ યજ્ઞપુરુષ આવાર.

એ માયિક આવરણુ રહિત મૂર્તિ કહાવે,
તે પ્રત્યક્ષ શ્રીજીનું રૂપ બન્યા છે આજે.
તવ દાસ નરસિંહની વિનતિ માની લેજો,
હું શરણુ આવ્યો છું મુજને તારી લેજો.

જ્ઞાન, ભક્તિરસ અને સ્વામીશ્રીના અપૂર્વ મહિમાના આવા કીર્તનો બનાવી પોતે સ્વામીશ્રીને તથા સભાજનોને રંજન કરતા. આ ભક્તકવિ વૈરાગ્યના તીવ્ર વેગથી જગત તરફ સદા ઉદાસીન જ રહેતા અને ફક્ત ‘સ્વામી’ ‘સ્વામી’ એવું અખંડ ભજન કરી, કથાવાર્તામાં અને આ જ્ઞાન પ્રવર્તાવવામાં જ પોતાનો સમય વ્યતીત કરતા. સ્વામીશ્રીની મૂર્તિમાં ગાઢ સ્નેહ તેમને હતો. સ્વામીશ્રી પણ તેમનો મહિમા બહુજ કહેતા.

કુસુંબાથી સ્વામીશ્રી સાકોરા તથા સોનગીર પધાર્યા. સોનગીરમાં ત્રણ દિવસ રોકાયા. સૌને દર્શન-સમાગમનું અપૂર્વ સુખ આપી, પછી નરડાણા થઈને બોચાસણ પધારવા સૌએ તૈયારી કરી. સ્વામીશ્રી વસંતનો સમૈયો ખાનદેશમાં કરે તેવી સૌની ઇચ્છા હતી. પરંતુ સ્વામીશ્રીની મરજી ન જોઈ, એટલે સૌ હાથ જોડી આંખમાં અશ્રુ સાથે વિદાય દેવા ચાલ્યા. કુસુંબાના નરસિંહ ભક્ત માટે આ વિયોગ અસહ્ય હતો. ત્રીસ વર્ષના આ યુવાન ભક્તરાજને, સ્વામીશ્રી જ પોતાનું જીવન મનાઈ ગયું હતું. એટલે સ્વામીશ્રી હવે ગુજરાત પધારશે, એ વિચારથી જ, તેમના અંતરમાં અસહ્ય વેદના ઉપડી હતી. સ્વામીશ્રી અને સંતો તથા ગુજરાતના હરિભક્તો નરડાણાથી ગાડીએ

૧. તકિયો. ૨. ચંદરવો.

બેસીને બોચાસણ જવા રવાના થયા. ખાનદેશી હરિભક્તો વિયોગનું દુઃખ છતાં આ અલૌકિક પ્રસંગની સ્મૃતિ કરતા, વિષાદની છાયા સાથે, પોતાને ગામ સીધાવ્યા. નરસિંહ ભગત કુસુંબા ગયા. સ્વામીશ્રીના તીવ્ર વિરહની અંતરની અસહ્ય વેદના તેમનાથી સહન ન થઈ શકી. એક અઠવાડિયામાંજ તેમણે દેહત્યાગ કરી દીધો! ધન્ય છે તેમની પ્રેમભક્તિને!

× × ×

બોચાસણ વસંતપંચમીનો સમૈયો કરી, સ્વામીશ્રી ગિરધરભાઈ 'સર્કલ ઇન્સ્પેકટર'ને ઘેર લગ્ન પ્રસંગે તેમના આમંત્રણથી સારસા પધાર્યા. ગિરધરભાઈ અક્ષર પુરુષોત્તમની સર્વોપરી અને નિષ્ઠાવાળા સંપૂર્ણ ભક્તિભાવવાળા હતા. તેઓ સરકારી નોકરીમાં હતા. ગુજરાતમાં નોકરીના કામ પ્રસંગે જ્યાં જ્યાં ફરતા, ત્યાં સ્વામીશ્રીના મહિમાની અને અક્ષર પુરુષોત્તમની નિષ્ઠાની જ વાતો મુખ્યત્વે તેઓ કરતા. તેમના આ પ્રકારના પ્રચારથી તેઓ 'સરકારી સાધુ' કહેવાતા. કામ સરકારનું કરે અને પ્રચાર અક્ષરપુરુષોત્તમનો! આમ એક પંથમાં બે કાજ તેઓ કરતા. દરેક પ્રસંગ સ્વામીશ્રીની અનુમતિ અને આજ્ઞા સિવાય ન જ થઈ શકે એવી દૃઢ નિષ્ઠાવાળા, આ ભક્તરાજથી લગ્નપ્રસંગ પણ સ્વામીશ્રીની હાજરી ન હોય તો ન જ ઊજવાય. તેમના આવા અપૂર્વ ભાવથી, સંતો અને હરિભક્તો મળી લગભગ ૨૦૦ના મંડળને લઈ, સ્વામીશ્રી સારસા પધાર્યા. સારસામાં લગ્નપ્રસંગે સૌને આશીર્વાદ આપી, સ્વામીશ્રી ત્યાંથી ચાણસદ કાળીદાસભાઈને દર્શન દઈ આણંદ પધાર્યા.

તે અરસામાં આણંદમાં હરિભક્તો લગ્નપ્રસંગો હોવાથી બહારગામ ગયા હતા. મોતીભાઈ રહ્યુ હતા. આથી સ્વામીશ્રી આણંદમાં રોકાયા નહિ, અને સારંગપુર જવા માથે પોટલાં ઊંચકી ખળીમાંથી સ્ટેશને આવ્યા. સ્ટેશને કોઈ હરિભક્ત મળી જશે એટલે ટિકિટ કઢાવી આપશે, તે વિચારથી સ્ટેશનમાં બધે ફર્યા પણ કોઈ ઓળખીતું ન

મળ્યું. એટલે વળી પાછા પોટલા ઊંચકી ગામમાં આવ્યા. અહીં પણ કોઈ મળ્યું નહિ. આમ સ્ટેશનેથી ગામમાં અને ગામમાંથી સ્ટેશને ત્રણ ચાર આંટા થયા. એટલામાં કેશવલાલભાઇના પુત્ર ગોવર્ધનભાઇ મળ્યા. પછી તેમને સાથે લીધા અને તેમણે બોટાદની ટિકિટ કઢાવી આપી ધન અને સ્ત્રીના સંપૂર્ણ ત્યાગી, અપરિગ્રહવ્રતધારી આ સંત વર્ય કેવળ લોકકલ્યાણને માટેજ આટલું કષ્ટ સહન કરતા હતા, એ તેમના દૈનિક જીવનની દીનચર્યા જોઈ પ્રતીત થતું. છતાં પણ શુદ્ધ ઉપાસના પ્રવર્તનના કાર્ય માટે પળે પળે આનંદ અને ઉત્સાહ તેમના મુખ પર જોઈ, ઉપાસનાનું રહસ્ય અને મહત્વ, બુદ્ધિશાળી પુરુષો તેમના જીવનના પ્રસંગોમાંથી સમજી જતાં.

આવા કપરા દેશકાળમાં સારંગપુરના અલિશાન મંદિરનું કામ સ્વામીશ્રીએ કેવળ પોતાની ઝોળી અને મહારાજની દ્રષ્ટિ ઉપર જ મુસ્તાક રહી, ઉપાડયું હતું. તેમને અપૂર્વ સાથ હતો હરિભક્તોનો. સેવામાં સદા તત્પર રહેતા આ હરિભક્તોએ પોતાના ધન, માલ, મિલ્કત, તમામ સ્વામીશ્રીનાં ચરણમાં અર્પણ કરી દીધાં હતાં. એટલુંજ નહિ કેટલાક અત્યંત ગરીબ સ્થિતિના હરિભક્તો દેહે કરીને સ્વામીશ્રીના આ કાર્યમાં સેવા કરતા. નારના દાજીભાઇ તો સ્વામીશ્રીને કોઈ એક રૂપિયો ધર્માદો આપવાનો હોય તો તે લેવા બાર બાર ગાઉ સુધી ચાલીને જતા. વળી કોઇ હરિભક્ત માંદા છે તેવા ખબર મળે ત્યારે તેમની સેવા કરવા પોતે જતા અને મંદિરની સેવા તેમની પાસે કરાવતા. આ રીતે રકમ ભેગી કરી સ્વામીશ્રીને પહોંચાડતા. આવા પરિશ્રમ વેઠીને હરિભક્તો સ્વામીશ્રીના આ કાર્યમાં સેવા કરતા.

સારંગપુરમાં કડિયાઓને પગાર ચૂકવવાનો સમય આવે ત્યારે નોકરી કરતા હરિભક્તો સ્વામીશ્રીને પોતાના પગારની તમામ રકમ આપી દેતા. લાઠી સ્ટેશને 'સ્ટેશન માસ્તર' તરીકે કામ કરતા મુક્તરાજ વૈજનાથભાઇએ ઘણીવાર સ્વામીશ્રીને પોતાના પગારની તમામ રકમ આપી દીધી હતી. તે જ પ્રમાણે વઢવાણમાં 'પોસ્ટ' ખાતામાં કામ કરતા મુક્તરાજ હરગોવિન્દદાસભાઇ પણ સ્વામીશ્રીની

સેવા માટે બગતની તમામ રકમ સારંગપુર મોકલાવી દેતાં. આવા અપૂર્વ નિષ્ઠા અને સેવાભક્તિવાળા ગુજરાત અને સૌરાષ્ટ્રના હરિભક્તોનો સાથ, અને મહારાજનો આધાર, એ બે ઉપર નિર્ભર રહી સ્વામીશ્રી, આશ્ચર્ય પમાડે તેવા કાર્યો ઉપાડી, એવી જ આશ્ચર્યમય રીતે તે કાર્યો પૂરા કરી દેતા. સ્વામીશ્રીની આ વિશિષ્ટતા હતી. પરંતુ કોઇના કળ્યામાં તે આવતી નહિ.

સ્વામીશ્રી સારંગપુર પધાર્યા. બોટાદથી અથવા જાળીલા રોડ કે લાઠીદડ સ્ટેશનોથી હંમેશા ચાલીને જ સારંગપુર જવાનું થતું. આ પ્રમાણે ગ્રીષ્મનો પ્રચંડ તાપ કે સૌરાષ્ટ્રની હિમ વર્ષાવતી ઠંડી કે ચોમાસામાં મેઘવર્ષાની અખંડ હેલી કે ગાંડીતૂર બનેલી નદીઓના પ્રચંડ પૂરની પરવા કર્યા સિવાય, સ્વામીશ્રી તો સારંગપુરમાં શ્રીઅક્ષર પુરુષોત્તમ મહારાજના દર્શન અને સેવા માટે વારંવાર પધારતાંજ. તપ અને સેવાથી કૃશ થએલી તેમની કાયા, બ્રહ્મચર્ય અને ભક્તિના પ્રભાવથી પ્રકાશના પુંજ વેરતી, સદા સૌને આકર્ષતી.

શ્રીજી મહારાજે જેમ અરાજકતામાંથી સુમેળ ઉત્પન્ન કર્યો અને શક્તિપંથી, માર્ગીપંથી કે વામપંથી ભેખધારીઓનો વિધ્વંસ કરી, એકાંતિક ધર્મ પૂર્ણ પ્રબળતાથી સ્થાપી દીધો. તેવી જ રીતે સ્વામીશ્રીએ પણ ઉપાસના માર્ગમાં જે અરાજકતા પ્રવર્તતી હતી—કોઈ મહારાજ ને નરનારાયણ જેવા કોઇ લક્ષ્મીનારાયણ જેવા—કોઈ કૃષ્ણ જેવા સમજતા હતા, તે તમામ અણસમજણને ટાળી, બોચાસણના બંડિયાને મારો મારો, કાપો કાપો કરતા ભગવાધારી ભેખની ટેકને સાચવનારાને, પોતાના પૂર્ણ પ્રતાપથી દબાવી, અક્ષરે સહિત પુરુષોત્તમ નારાયણની મૂર્તિઓનું સ્થાપન કરી, જગતમાં શુદ્ધ ઉપાસના પ્રવર્તાવી દિગ્વિજય કરી દીધો!

**સારંગપુરના આકર્ષણ**

સ્વામીશ્રી સારંગપુર વારંવાર પધારતા, તે શ્રી અક્ષરપુરુષોત્તમ મહારાજનાં દર્શન કરવા, મંદિરમાં ચાલતા કામ-કાજને વેગ આપવા અને વિજ્ઞાનદાસ સ્વામીના મંડળમાં રહેતા સાધુ 'જ્ઞાનજી' મહારાજને

મળવા. સ્વામીશ્રીને આ સાધુ પ્રત્યે ખૂબ જ આકર્ષણ હતું. 'જ્ઞાનજી' મહારાજને પણ સ્વામીશ્રીની, અતિ અદ્‌ભુત શ્રીજીનાં અખંડ સંબંધ-યુક્ત, મૂર્તિ જ લક્ષ્યબિંદુ મનાઈ ગઈ હતી. પોતાની સમગ્ર વૃત્તિઓને સ્વામીશ્રીની આ દિવ્ય મૂર્તિમાં કેન્દ્રિત કરી, આ સાધુએ યોગની પરાકાષ્ઠા સિદ્ધ કરી હતી. અક્ષરે સહિત પુરુષોત્તમ નારાયણની શુદ્ધ અને સર્વોપરી ઉપાસના પ્રવર્તાવવા માટે જ આજે શ્રીજી મહારાજ સ્વામીશ્રીમાં રહીને કાર્ય કરે છે, એવું સર્વોપરી મહારાજનું અપરોક્ષ સ્વરૂપ, સ્વામીશ્રીની મૂર્તિમાં નિહાળી, જ્ઞાનજી મહારાજે સ્વામીશ્રીને જ પોતાનું સર્વસ્વ માન્યું હતું. જ્ઞાનજી મહારાજની આવી સર્વોપરી નિષ્ઠાના દ્રષ્ટા અથવા સાક્ષી સ્વામીશ્રી હતા અને એટલે જ તેમના દર્શન તેઓ વારંવાર ઇચ્છતા.

સ્વામીશ્રી સારંગપુર પધાર્યા. અત્રે વિજ્ઞાનદાસ સ્વામીની મંદિરના કાર્ય નિમિત્તેની અતિશય ધગશ જોઈને, સ્વામીશ્રી અત્યંત રાજી થયા. તેમનો આવો ઉત્સાહ અને કાર્યશક્તિથી, સ્વામીશ્રીએ તેમને સારંગપુર મંદિરની મહંતાઈનો હાર પહેરાવ્યો અને કારખાનાનું તમામ કાર્ય, તેમની દેખરેખ નીચે સર્વેએ કરવું, એવી સૌને આજ્ઞા કરી. દેહનું અત્યંત દમન કરી દેહને ક્ષીણ કરી નાંખવાની 'જ્ઞાનજી' સ્વામીની ભાવના, તીવ્ર તપમાં ઇશક અને સાથે સાથે મંદિરના કારખાનાના કાર્યમાં પણ અવિરતપણે સેવા કરવી, ભંડાર કરવો, કોઈ કોઈ વખત ઝોળી માંગવા આજુબાજુના ગામડાઓમાં જવું વગેરે પ્રવૃત્તિ જોઈને, સ્વામીશ્રીને થયું કે 'આ સાધુના દેહની સંભાળ જો હું નહિ રાખું તો તે તેમના દેહને ઘસી નાખશે.' ભવિષ્યમાં આ સર્વોપરીનિષ્ઠાના પ્રવર્તક થવા સર્જાએલા આ 'જોગી,' સ્વામીશ્રીનું હૃદય હતા. સ્વામીશ્રીના સામીપ્યને અખંડ પોતાના અંતરમાં અનુભવના છતાં 'જ્ઞાનજી' મહારાજને સ્વામીશ્રીના પ્રત્યક્ષ પ્રસંગની પણ ખૂબ જ અપેક્ષા રહેતી.

સારંગપુરમાં બે ત્રણ દિવસ રોકાઈને કામની યોગ્ય સૂચના

ભગવાન ભજવાની રીત પ્રાગાપ્રભુને આવડતી

આપી, સૌને સમાગમનો લાભ આપી, સ્વામીશ્રી, 'જ્ઞાનજી' મહારાજ તથા મોહન ભગતને સાથે લઈને, સારંગપુરથી નીકળ્યા. સ્વામીશ્રીનું નિશાન મહુવા હતું. એટલે ગાડીએ બેસી અમૃતવેલ સ્ટેશને ઉતર્યા. આ સ્ટેશનનાં 'સ્ટેશન માસ્તર' સ્વામીશ્રીના શિષ્ય હતા. જૂનાગઢના બ્રહ્મચારી કૃષ્ણસ્વરૂપાનંદજી પાસેથી સ્વામીશ્રીના અપાર મહિમાની વાતો સાંભળી, સ્વામીશ્રીના દર્શન અને સમાગમ માટે તેઓ વારંવાર સારંગપુર આવતા. વળી સ્વામીશ્રી પણ જ્યારે મહુવા પધારતા ત્યારે અમૃતવેલ સ્ટેશને તેમને ત્યાં અચૂક ઉતરતા જ. ચૂનીલાલભાઈને સ્વામીશ્રીના પધારવાથી આનંદનો પાર ન રહ્યો. સ્વામીશ્રીએ 'જ્ઞાનજી' મહારાજ, મોહન ભગત અને ચૂનીભાઈને રાત્રીના મોડે સુધી ઘણી જ વાતો કરી.

બીજે દિવસે સવારે સ્વામીશ્રી, અમૃતવેલની બાજુમાં કુંડાસ પધાર્યા. અહીં શંકરના મંદિરની ધર્મશાળામાં ઉતર્યા. આ ધર્મશાળા બંધાવનાર આ ગામના કણબી, શંકરભક્ત હતા. મહુવામાં પ્રાગાપ્રભુનું નામ સાંભળી મહુવા તેમના દર્શને તે ગયા હતા. ભગતજીના દર્શનથી જાણે સાક્ષાત્ ભગવાનના દર્શન થયા હોય તેવો આનંદ તેને થયો. પછી તો પોતાના ગામની ધર્મશાળામાં જે કોઈ સાધુ, સંત, સંન્યાસી કે મુમુક્ષુ આવે તેને પ્રાગાપ્રભુની વાત કરે. સ્વામીશ્રી કુંડાસ ગામમાં અગાઉ એક વખત ગયા હતા અને આ ધર્મશાળામાં ઊતર્યા હતા, ત્યારે આ કણબીભક્તે સ્વામીશ્રીને કહ્યું હતું કે, 'મહારાજ! ભગવાન ભજવાની સાચી રીત તો મહુવાવાળા "પ્રાગાપ્રભુને આવડતી.' વળી ભગતજીનો પોતે જે રીતે મહિમા જાણ્યો હતો, સાંભળ્યો હતો, તે પણ તેણે સ્વામીશ્રીને કહ્યો. સ્વામીશ્રી તેમની વાત સાંભળી અતિશય રાજી થયા અને પછી કહ્યું, 'એ પ્રાગજી ભગત જ અમારા ગુરુ હતા.' આ સાંભળી આ કણબી હરિભક્તને સ્વામીશ્રીને વિષે અત્યંત ભાવ થયો અને સ્વામીશ્રીને રસોઈ આપી જમાડયા. ત્યારબાદ સ્વામીશ્રી જ્યારે જ્યારે મહુવા જતા ત્યારે કુંડાસ ગામ ખાસ આવતા.

આ વખતે પણ તેને સમાચાર મળ્યા કે ધર્મશાળામાં સ્વામીશ્રી પધાર્યા છે એટલે તુરત જ તે દર્શને આવ્યા. સ્વામીશ્રીને દંડવત્ કરીને પાસે બેઠા. પછી સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'ભગત! તમે પ્રાગજી

જોગી ખરા લાગમાં આવ્યા

ભક્તના દર્શન કર્યા હતા તે વાત કરો.' એટલે તેમણે તુરત જ શરુ કર્યું, "પ્રાગા પ્રભુએ જૂનાગઢમાં એક ગોદડિયા બાવાની બહુ સેવા કરી હતી. ગોદડિયો બાવો બહુ ચમત્કારી હતો. તેણે પ્રાગા પ્રભુને ધ્યાનમાં બેસારી દર્શન દીધાં. પ્રાગા પ્રભુને તેની ગોદડીનાં ટેલે ટેલે અપંરપાર તેજ દેખાયું. એ તેજ તેનાથી ખમાયું નહિ. પછી તેણે ગોદડિયા બાવાને કહ્યું, 'તેજ ખમાતું નથી.' એટલે તે બાવાએ પ્રાગા પ્રભુને એક મૂર્તિ આપી અને તેનું ધ્યાન કરવા કહ્યું. આમ પ્રાગા પ્રભુ ગોદડિયા બાવાને લૂંટીને ઘેર આવ્યા. પછી તો બધાના ઘાટ કહેવા લાગ્યા. એમ ખૂબ પ્રતાપ મહુવામાં દેખાડયો. મહુવાના મોટા મોટા માણસો પ્રાગા પ્રભુના પગમાં પડે. શું એમનો પ્રતાપ!" ભગતજી મહારાજના મહિમાની આવી ઘણી વાતો તેણે તેની રીતે કરી. સ્વામીશ્રી અત્યંત રાજી થયા.

પછી દૂધપાક પૂરીની રસોઇ આ કણબી ભક્ત તરફથી હતી તે તૈયાર થઇ હતી, એટલે ઠાકોરજીને થાળ ધરાવ્યો. સ્વામીશ્રીએ સુંદર સુરતી દૂધપાક બનાવ્યો હતો. 'જ્ઞાનજી' સ્વામીએ પૂરી, શાક, કઢી, ભાત, છૂટી દાળ વગેરે બનાવ્યા હતા. 'જ્ઞાનજી' મહારાજ, મોહન ભગત તથા આ કણબી ભક્તને સ્વામીશ્રીએ જમવા બેસાર્યા અને પોતે પીરસવા પધાર્યા. 'જ્ઞાનજી' સ્વામી તો તદ્દન મિતાહારી, બહુ જ અલ્પ જમે અને તેમાંય દૂધ તો લે જ નહિ. પરંતુ સ્વામીશ્રી પીરસવા પધાર્યા, એટલે પત્તરમાં દૂધપાક થોડો લીધો. તે પી ગયા. એટલે સ્વામીશ્રી ફરી દૂધપાકની તાંબડી લઈ આવ્યા. પોતે ના કહી, પત્તર ઊંચું લીધું, ગળે બે ત્રણ વખત હાથ ફેરવ્યો કે, 'હવે પીરસો તો મારા ગળાના સમ.' પણ સ્વામીશ્રી માને શાના? આજ આ જોગી ખરા લાગમાં આવ્યા છે! તપ કરીને દેહ સૂકવી

નાખ્યું તે આવું કરવા મહારાજે અહીં મોકલ્યા છે? અનંતને બ્રહ્મરૂપ કરીને ધામમાં લઈ જવા છે, તે તમારા સંબંધ વિના શી રીતે થશે? પરંતુ સ્વામીશ્રીની આ મૂક ભાષાનો જવાબ પોતે આપતા હોય તેમ પત્તર એ જ રીતે ઊંચું રાખીને તેમના તરફ અર્ધી ક્ષણ પોતે જોઈ રહ્યા. આ દૃષ્ટિમાં એ ભાવ હતો કે 'આપે પણ ક્યાં તપ નથી કર્યું? આપે દેહની સંભાળ ક્યારે રાખી છે? તપઃ પ્રિય એવા મહારાજની આજ્ઞામાં તમે ટુક ટુક વર્ત્યા તો મને હવે વર્તવા દ્યો.' જેમની દૃષ્ટિથી જ હજારો નિર્વિષયી થઈ જાય એવા શક્તિશાળી આ જ્ઞાનજી સ્વામી તો કેવળ બીજાની શિક્ષાને અર્થે જ આવું કઠણ તપ કરે છે, બીજાને-ઉપદેશને અર્થે કે સાક્ષાત બ્રહ્મસ્થિતિ વર્તતી હોય તો પણ મહારાજની આજ્ઞા અને રુચિ પ્રમાણેજ વર્તવું. એવી રીતે જે વર્તે તે જ ખરો ઉપાસક છે, તે જ સાચો ભક્ત છે અને તે જ સાચા સંત છે.

સ્વામીશ્રીએ તેમને એટલું કહ્યું, 'ફક્ત થોડો લ્યો.' એટલું કહી દૂધપાક થોડો પત્તરમાં રેડ્યો. 'જ્ઞાનજી' સ્વામીએ પત્તર ઉંચું કરીને મોંએ અડાડયું અને દૂધપાક પીવાની શરૂઆત કરી. એટલે તુરતજ સ્વામીશ્રીએ તાંબડીમાંથી તેમના પત્તરમાં દૂધપાકની ધાર કરી. હવે જો પત્તર મોંએથી લે તો દૂધપાક ઢોળાય. અને તેમ કર્યા સિવાય સ્વામીશ્રીને ના પણ કહેવાય નહિ. સ્વામીશ્રીએ આખી તાંબડી તેમના પત્તરમાં ખાલી કરી દીધી. આ રીતે પોતાના અતિ લાડિલા સંતવર્યને જમાડીને જાણે પોતે તૃપ્ત થયા હોય તેમ, સ્વામીશ્રીએ પેટે હાથ ફેરવ્યો. ભગવાન અને ભક્તના દિવ્યપ્રેમની લીલાના આવા સુભગ દર્શન અને એ પ્રસંગની સ્મૃતિ, એ જ આત્યંતિક મુક્તિનું સાધન છે!

ડુંડાસમાં એક દિવસ રોકાઈને સ્વામીશ્રી 'જ્ઞાનજી' મહારાજ તથા મોહન ભગતને લઈને મહુવા પધાર્યા. અત્રે ભગતજી મહારાજના જન્મસ્થાનનાં દર્શન કર્યાં. જ્યાં ભગતજી ધ્યાન કરવા બેસતા, જ્યાં તેમના મંદવાડમાં ખાટલો રાખ્યો હતો, જે પાટડા ઉપર પોતે ચૂરમુ ખાઈને સંતાઈ ગયા હતા, જે મૂર્તિ સ્વામીએ તેમને આપી હતી તે

મર્વના દર્શન કર્યા. પછી માલણ નદીમાં સ્નાન કર્યું. બાવાનો કોઠો, જ્યાં શ્રીજી મહારાજ ધ્યાન કરતા, ખીમનાથ મહાદેવનું મંદિર, પ્રસાદીના હનુમાનજી, ભગતજીને જે સ્થાને અગ્નિસંસ્કાર કર્યો હતો તે સ્થાન, તે તમામ પ્રસાદી સ્થળે દર્શન કર્યા. ભગતજીના અગ્નિ-સંસ્કારના સ્થળે દંડવત્ કરીને પ્રસાદીની રજ સૌએ શિરે ચઢાવી. પછી ખાજુના બગિચાવાળાએ પોતાના બગિચામાં સ્વામીશ્રીને પધરાવી નાળિયેરનું પાણી પાયું. પછી સ્વામીશ્રીએ તેને કહ્યું, 'અહીં તો ભવિષ્યમાં મોટું સ્થાન થશે અને તમારા આ બગિચામાંથી પણ જમીન આપવી પડશે તો આપશો ને?' ત્યારે તેણે કહ્યું, 'જરૂર, એવી સેવા મને કયાંથી મળે?' પછી સ્વામીશ્રી ત્યાંથી નીકળી મંદિરે આવ્યા.

અહીં ભગતજીને વિષે અત્યંત ભાવવાળા બ્રહ્મચારી નિર્લોભાનંદજીનું મંડળ હતું. સ્વામીશ્રી ઠાકોરજીના દર્શન કરી તેમને આસને પધાર્યા. સ્વામીશ્રીને જોઇને બ્રહ્મચારી ભગતજીના પ્રસંગોની વાત કરવા લાગ્યા. સ્વામીશ્રીએ તેમને હસતા હસતા પૂછ્યું, 'બ્રહ્મચારીજી! તમને ભગતજી શું કહેતા?' ત્યારે બ્રહ્મચારીએ કહ્યું, 'ભગતજી મને કહેતા કે તમે તો નિરનો પણ લોભ કરો છો. એમ ખૂબ રમૂજ કરતા.' આમ પોતાના ગુરુના જ ચરિત્રમાં મનને સર્વ પ્રકારે આસક્ત કરી દેવું, એ જ બ્રહ્મ સાથેની એકતા કરી પરબ્રહ્મને પોતામાં પ્રગટ કરવાનું, એક માત્ર સાધન છે. ગુરુભક્તિનો જેવો મહાન આદર્શ ભગતજી બન્યા હતા, તેવો જ આદર્શ ભગતજી પ્રત્યેની ભક્તિ પોતે સિદ્ધ કરી, પોતામાં બતાવ્યો, અને એ જ આદર્શની સિદ્ધિને અર્થે, પોતાના લાડિલા સંતવર્યને સાથે લઇને પોતે અહીં પધાર્યા અને ગુરુના ચરિત્રના ગાનમાં સૌનું મન રત કરી દીધું.

જોગી ગુણાતીત જ્ઞાનનો દેશીદેશમાં ડંકો મારશે

આ પ્રમાણે મહુવામાં બે દિવસ રોકાઇ, અમૃતવેલમાં ચૂનીભાઇની રસોઇ જમી, સ્વામીશ્રી સીધાં જૂનાગઢ જ્ઞાનજી સ્વામી તથા મોહન ભગતને લઇને પધાર્યા. મહુવામાં ભગતજીના સ્થાનના દર્શન કર્યા. હવે જે સ્થાનમાં રહી ભગતજીએ બ્રહ્મસ્થિતિની સિદ્ધિને અર્થે અતિ

તીવ્ર સાધના કરી હતી તે સાક્ષાત્ સ્થાન, અનાદિ બ્રહ્મ સ્વામી ગુણાતીતની રમણભૂમિ, જે અક્ષરધામ તુલ્ય સ્થાનમાંથી જ, બ્રહ્મ પરબ્રહ્મના સનાતન દિવ્ય સાકાર સ્વરૂપોનું જ્ઞાન તેના શુદ્ધ સ્વરૂપમાં વહેતું મૂકાયું, તે જીર્ણદુર્ગપુરમાં, પોતે પણ ભગતજીને તેડાવી જે લહાવો લીધો હતો, તેનાં સંસ્મરણો તાજા કરવા, પધાર્યા. ઠાકોરજીના દર્શન કર્યા. સ્વામીશ્રી પધાર્યા છે અને સાથે 'જ્ઞાનજી' ભેગી પણ છે, તે જાણી મંદિરના સાધુ, પાર્ષદ બધા એકત્ર થઇ ગયા. સ્વામીશ્રી તથા 'જ્ઞાનજી' સ્વામી તો સૌને બે હાથ જોડી પગે લાગી 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' બોલતા સીધા બ્રહ્મચારી કૃષ્ણસ્વરૂપાનંદજીના આસને જવા લાગ્યા. ઠાકોરજીનો થાળ થઇ ગયો હતો. 'વાસુદેવ હરે' થયા હતા અને ભંડારમાં સાધુ બ્રહ્મચારીની જમવાની પંક્તિ પડી ગઈ હતી. હાથથાં પત્તર લઇને ભંડારમાં જમવા જતાં સાધુ, બ્રહ્મચારી, સ્વામીશ્રીને જોઇને એકદમ તરી જવા લાગ્યા. સ્વામીશ્રી તો તેમના અણગમા કે અરુચિ તરફ લક્ષ્ય ન આપતાં, સીધાં બ્રહ્મચારીના આસને પહોંચી ગયા.

બ્રહ્મચારી કૃષ્ણસ્વરૂપાનંદજી વૃદ્ધ થયા હતા. અક્ષર પુરુષોત્તમની શુદ્ધ નિષ્ઠાવાળા હતા. પ્રાગજી ભક્તને વિષે પણ તેમને અપૂર્વ ભાવ હતો. તેઓ કહેતા, 'સ્વામી અક્ષર છે એવી છડે ચોક નિષ્ઠા પ્રવર્તાવનાર તો એક પ્રાગજી ભક્ત જ! તે ગૃહસ્થ હતા એટલે સ્વતંત્ર હતા. મંદિરમાંથી કાઢી મૂક્યા તો ઘેર જઇને, ગુજરાતના ગામોગામ ફરીને પોતે સ્વામીના મૂળ અક્ષર સ્વરૂપનો નિશ્ચય સૌને કરાવ્યો.' આવા અતિ સદ્‌ભાવવાળા બ્રહ્મચારીજી માંદા હતા, વળી આંખે પણ સ્હેજ ઓછું સૂજતું હતું. સ્વામીશ્રી, 'જ્ઞાનજી' સ્વામી તથા મોહન ભગતે તેમને દંડવત્ કર્યા, ત્યારે તેમણે તેમના સેવકને પૂછ્યું, "કોણ આવ્યું ?" એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'એ તો હું બોચાસણથી શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ.' સ્વામીશ્રીનો અવાજ ઘણા વર્ષે પછી પણ બ્રહ્મચારીએ પારખી લીધો. 'યજ્ઞપુરુષદાસ!' એમ કહેતાં બ્રહ્મચારી એકદમ પથારીમાં બેઠા થઈ ગયા. પછી સ્વામીશ્રીને પાસે બોલાવીને

પોતે ભેટયા અને બોલ્યા, 'અહો ! આ તો મારા વહાલા સગા, મારા વહાલા સગા, મારા વહાલા સગા આવ્યા.' એમ ત્રણ વખત બોલ્યા અને સ્વામીશ્રીને ખૂબ જ ભાવથી પોતાની છાતીમાં બીડી લીધાં. તેમની આંખોમાંથી હેતના અશ્રુ ચાલવા લાગ્યા પછી સ્વામીશ્રીએ કહ્યું, 'મારી સાથે 'જ્ઞાનજી' જોગી પણ છે.' એટલે તુરતજ 'જ્ઞાનજી' સ્વામી તેમને પગે લાગ્યા. તેમને માથે બે હાથ મૂકી પોતે કહ્યું, 'આ જોગી તો બહુ મોટા થવા સર્જાએલા છે. તમારી ગાદી એ સાચવશે અને ગુણાતીત જ્ઞાનનો દેશોદેશમાં એ ડંકો મારશે.' એમ શ્રીજી-મહારાજ પ્રેરીત શબ્દો તેમના મુખમાંથી નીકળી પડયા.

પછી પોતે પૂછયું, 'તમે ઠાકોર જમાડ્યા ?' એટલે સ્વામીશ્રીએ ધીરેથી કહ્યું, 'થાય છે.' એટલા જ ઉત્તરમાં બ્રહ્મચારી સમજી ગયા. ખૂબ જ ઊંડો નિઃશ્વાસ નાંખી પોતે બોલ્યા, 'આ મંદિરમાં છેલ્લી પંક્તિનો કોળી હરિભકત હોય તેને પણ ઉતારો મળે અને જમવાનું મળે. પરંતુ આજે આ મારા વહાલા સગા—મણી જેવા સાધુ—ને ઉતારો ય નહિ. તો જમવાનું તો કયાંથી મળે ? કેવો વિષમ દેશકાળ આવ્યો ?' પછી પોતે પોતાના સેવકને કહ્યું, 'ભંડારમાંથી પૂરી અને મગજ લઇ આવો.' ભંડારમાંથી પૂરી અને મગજ આવ્યા. તેની ફાંટ મોહન ભગતને ભરાવી. પછી બોચાસણ તથા સારંગપુરના મંદિર સંબંધિ કેટલીક વાતો કરી, સ્વામીશ્રી ત્યાંથી ઊઠયા.

ત્યાંથી કરસન ભાણાને ઘેર સ્વામીશ્રી ગયા અને ત્યાં ચોખ્ખું પાણી મંગાવી, ઠાકોરજીની પ્રસાદી પૂરી, મગજ અને અથાણું જમ્યા અને પછી બોટાદ જવા સ્ટેશને આવ્યા. કરસન ભાણાએ 'ટિકિટ' કઢાવી દીધી અને ગાડીમાં બેસાર્યા. ગાડીમાં સત્સંગની જૂની જૂની ઘણી વાતો કરીને પછી સ્વામીશ્રીએ 'જ્ઞાનજી' સ્વામી તથા મોહન ભગતને આજ્ઞા કરી, 'સંતના લક્ષણના મુકતાનંદ સ્વામીના ચાર કીર્તનો[1]

---

૧ (૧) સુખદાયક રે (૨) સાચા સંતનો સંગ, સંતસમાગમ કીજીએ; (૨) બડભાગી રે (૨) પામે સંતનો સંગ, સંતથી મહા સુખ પામીએ, (૩) સાચા સાધુ રે (૨) સુંદર ગુણધામ, સમજીને સતસંગ કીજીએ, (૪) સદા કરવો રે (૨) હરિજનનો સંગ, દુર્લભ દર્શન સંતના.

કંઠે કરી નાંખો અને એ બરાબર પાકા થઇ જાય પછી જ સારંગપુરમાં પાણી પીવું.' જ્ઞાનજી સ્વામીએ તો બોટાદ આવતા પહેલા જ એ ચાર પદ કંઠે કરી લીધા. પછી બોટાદ આવ્યું એટલે ગાડીમાંથી ઉતરી, ચાલતાં સારંગપુર સૌ પહોંચી ગયા.

શ્યામ હૈ હમારો ધન

સારંગપુરમાં મંદિરનું કામકાજ ધમધોકાર ચાલતું હતું. સાધુ, પાર્ષદો અને જે હરિભક્તો દર્શને આવતા તે સર્વે સેવામાં જોડાઈ જતાં. તેમાં પણ જ્યારે જ્યારે સ્વામીશ્રી પધારતા ત્યારે ત્યારે આ પ્રવૃત્તિને વિશેષ વેગ મળતો. સ્વામીશ્રી સારંગપુર પધાર્યા ત્યારે ઠાકોરજીની પ્રદક્ષિણાનો ધાબો તૈયાર થતો હતો. વિજ્ઞાનદાસ સ્વામીને કામનો ખૂબ જ ઉત્સાહ હતો એટલે પોતે જાતે જ કામમાં જોડાઇ જતા. ધાબો ટીપવાના કામમાં વિજ્ઞાનદાસ સ્વામી, જ્ઞાનજી સ્વામી, સ્વામીશ્રી પોતે, હરિકૃષ્ણદાસજી તથા અન્ય સંતો હતા. ચૂનાનો ધાબો અને તે પણ ઉઘાડે પગે ટીપવાનો. ચાર દિવસથી કામ ચાલતું હતું. કયારે પૂરું થશે તેનો કાઈ નિરધાર ન હતો. ચાર નાના સાધુ આથી કંટાળ્યા. પગ ફાટી ગયા હતા. સેવાનો આવો આકરો ભીડો વેઠી શકે તેવી તેમની સ્થિતિ ન રહી. તેમણે સંપીને વિચાર કર્યો કે રાત્રે ભાગી જવું.

રાત્રે નિયમ ચેષ્ટા કરી સૌ સૂતા એટલે બરોબર બાર વાગે આ ચાર સાધુ ઊઠ્યા. ઉપર ઠાકોરજી પાસે હરિકૃષ્ણ મહારાજની તેમની માનુની મૂર્તિ હતી તે લેવા ગયા. અંધારામાં ભૂલથી તેમની મૂર્તિને બદલે જ્ઞાનજી સ્વામીની મૂર્તિ ઉઠાવી અને ઝોળીમાં નાંખી નીચે ઊતર્યા. પછી થોરની વાડને છીંડે આવ્યા પણ છીંડું અંધારામાં હાથ ન આવ્યું. એટલે વાડ કૂદવા જતા એક સાધુની ઝોળી વાડમાં ભરાઇ ગઇ. તેને ખેંચી કાઢી સૌ બહાર નીકળી ગયા અને પોતાને રસ્તે પડયા.

સવારમાં પૂજારી મંગળા આરતી માટે ઊઠયા. ઠાકોરજીની પૂજા કરતા હતા તેવામાં તેમની નજર પડી. ' હરિકૃષ્ણ મહારાજની મૂર્તિના

બે પેટીઓ હતી અને એક જ કેમ દેખાય છે?' તેમણે આજુબાજુ તપાસ કરી પણ પેટી એક જ હતી. સ્વામીશ્રી તથા વિજ્ઞાનદાસ સ્વામીને ખબર કરી. તેમણે ઉપર આવીને જોયું તો 'જ્ઞાનજી મહારાજના ઠાકોરજી ચોરાઇ ગયા હતા.' જ્ઞાનજી મહારાજને ખબર પડયા. તેમને ફાળ પડી! ઠાકોરજી કયાં જાય? મારી પૂજામાં શું ભૂલ પડી? અનેકને ભક્તિનો આદર્શ સમજાવતા, આ જોગી સ્વામીને ઠાકોરજી જવાથી અંતરમાં મંથન થવા લાગ્યું. આવી વિહ્વળતા, આવો ઇષ્ટદેવ પ્રત્યેનો પ્રેમ! તેમણે પૂજા કરી, પણ શૂન્યમનસ્ક થઇને. ઠાકોરજીને નવરાવવા, વસ્ત્ર ધરાવવા, ફુલહાર કરવા, 'થાળ ધરાવવો, આરતી કરવી, એ બધું આજે ન થયું. સ્વામીશ્રી તેમનું મંથન જાણી ગયા. તેમની પાસે આવ્યા અને માથે હાથ ફેરવીને કહ્યું, 'મુઝાશો નહિ. તમારી પૂજા અને પ્રેમના, ઠાકોરજી પ્યાસી છે એટલે ગમે ત્યાંથી પણ આવશે.' જ્ઞાનજી સ્વામીની આંખમાંથી અશ્રુ ચાલ્યા જતા હતા. સ્વામીશ્રીએ આખા મંદિરમાં તપાસ કરાવી, આજુબાજુ બધે તપાસ કરાવી. જ્ઞાનજી સ્વામીના ઠાકોરજી, ગુણાતીતાનંદ સ્વામીના પૂજેલા, મહાપ્રસાદીના ઠાકોરજી મળ્યા નહિ. ધીરે ધીરે ચાર સાધુ દેખાતા નથી તે ખબર પણ પડયા. એટલે સોમા ભગતને ઘોડી ઉપર આજુબાજુ તપાસ કરવા મોકલ્યા. બધે તપાસ પૂરી થઈ પણ ઠાકોરજી ન મળ્યા. આ સંત વર્ય તો અખંડ ધૂન્યમાં લાગી ગયા. આંખમાં અશ્રુ ચાલ્યા જતા હતા. 'મહારાજ! અપરાધ થયો હોય તો ક્ષમા કરશો' એમ કહેતા જાય, દંડવત્ કરતા જાય અને અવિરતપણે ધૂન્ય પણ કરતા જાય. મંદિરમાં સૌ સંતો તથા હરિભક્તો મહારાજની મૂર્તિ પાસે અખંડ ધૂન્યમાં બેસી ગયા. મધ્ય સ્થાનમાં બિરજતા મહાપ્રભુ શ્રી સહજાનંદ સ્વામી મંદમંદ હસતા હતા. આ પ્રસંગ સિવાય જ્ઞાનજી મહારાજની ભક્તિની પરાકાષ્ઠા બીજાને શી રીતે સમજાય?

મોહન ભગત બધે તપાસ કરી નિરાશ વદને પાછા ફરતા હતા. છીંડા પાસેની વાડ પાસે આવતા રસ્તામાં મશરૂનું નાનું ઉશીકું

દેખાયું. તેમણે નીચે વળીને ઉશીકું લીધું. પછી વાડમાં તપાસ કરી તો ઠાકોરજીની પેટી તેમાં પડેલી દેખાણી. તુરત જ પોતે અંદર ગયા અને ધારિયું લાવી વાડ કાપી, અંદરથી પેટી લીધી. પેટી ઉઘાડી જોયું તો અંદર ઠાકોરજી મંદમંદ હસતા પોઢ્યા હતા. તેમના આનંદનો પાર ન રહ્યો. પેટી લઇને તુરત જ સ્વામીશ્રી પાસે ગયા અને સ્વામીશ્રીને પેટી આપી. સ્વામીશ્રીએ પેટી ઉઘાડી, ઠાકોરજી જોઇને કહ્યું, "આ 'જ્ઞાનજી' મહારાજના જ ઠાકોરજી છે." એમ કહી પછી તેમને બોલાવ્યા અને ઠાકોરજી આપ્યા. જેમ કોઈ લોભીને પોતાની ખોવાએલ ધન સંપત્તિ અનામત પાછી મળે અને જેવો આનંદ થાય, તેથી પણ અધિક આનંદ, આ સંતવર્યને થયો. કારણ કે તેમને મન તો :

> શ્યામ તન, શ્યામ મન, શ્યામ હૈ હમારો ધન
> આઠો જામ ઉધો હમે શ્યામ હી સો કામ હૈ!

આ સ્થાન બહુજ ચમત્કારી છે

અનેકવિધ કષ્ટો, ઉપાધિ, અપમાન, તિરસ્કાર, દેહદમન, તપ, ઇન્દ્રિયોનો નિગ્રહ વગેરેથી દેહનો દૃઢ અનાદર અને દૃઢ આત્મનિષ્ઠા સિદ્ધ કરી, પોતાનું 'જ્ઞાનજીવન' નામ આ સંતવર્યે સાર્થક કર્યું હતું. પોતાની સમગ્ર વૃત્તિઓને પુરુષોત્તમ નારાયણના સ્વરૂપમાં સમ્યક્ પ્રકારે જોડી, તેમને જ પોતાનું જીવન-સર્વસ્વ માની, યોગની પરાકાષ્ઠા સિદ્ધ કરી 'જોગી' નામ પણ સાર્થક કરનાર, યોગીજી મહારાજના જીવનના પ્રસંગે પ્રસંગ સાધકને અનુપમ ઉપદેશ સમ છે. જેને એ પ્રસંગો નિહાળવાની દૃષ્ટિ હોય તેને જ તેમાંથી મર્મ સમજાય.

બીજે દિવસે બપોરે યોગીજી મહારાજ મોહન ભગતને સાથે લઇને બહિર્ભૂમિ જવા મોટા કુંડે પધાર્યા. હાથમાં તુંબડી લઇને યોગીજી મહારાજ ખૂબ દૂર ગયા. મોહન ભગત એક સ્થળે ઊભા રહી, યોગીજી મહારાજને દૂર જતા જોઈ રહ્યા. અચાનક એક

જગ્યાએ તુંબડી નીચે મૂકીને યોગીજી મહારાજ મંદિરના શિખર સન્મુખ બે હાથ જોડી, દંડવત્ કરવા લાગ્યા. પછી નીચે બેસી નમસ્કાર કર્યા. મોહન ભગત તો આશ્ચર્યવત્ તેમની આ ક્રિયા જોઇ રહ્યા. પછી યોગીજી મહારાજ બહિર્ભૂમિ જઇને કુંડે આવ્યા, ત્યારે મોહન ભગતે હાથ ધોવરાવતાં તેમને પૂછયું, 'સ્વામી! તમે દંડવત્ કોને કરતા હતા?' એટલે તેમણે કહ્યું, 'આ સ્થાન તો બહુજ ચમત્કારી છે. આ શિખરના દર્શન કરતા મોટા મોટા અવતારો પણ પોતાના માથાના મુગટના વજ્ર મણી ઘસી નાંખે છે, એવું આ અતિ મોટું ધામ છે.' એમ સારંગપુર સ્થાનનો અતિશય મહિમા કહ્યો. પછી હાથ ધોઇ, સ્નાન કરી મંદિરે પધાર્યા.[1]

× × ×

ભાઇલીના જીવાભાઇ વ્રજભાઇ અત્યંત ઉચ્ચ સ્થિતિના ભક્તરાજ હતા. વ્યવહારમાં રહ્યા છતાં વ્યવહારથી સદા અલિપ્તજ રહી અખંડ કથા વાર્તા તથા સ્વામીશ્રીની સેવામાં જ પોતાનું જીવન વ્યતીત કરતા. તેમની અત્યંત સાધુતા અને ભોળપથી તેમને માથે દેવું પુષ્કળ રહેતું. સ્વામીશ્રી તેમને ઘણીવાર કહેતા, 'જીવાભાઇ! સાધુ થશો?' ત્યારે તેઓ હાથ જોડીને કહેતા, 'બાપા! આટલું દેવું માથે થયું છે તે ઉતરી જાય એટલે સાધુ થઈ જાઉં.' તે સાંભળી સ્વામીશ્રી હસતા અને કહેતા, 'તમને વ્યવહાર કરતા આવડતો નથી તે દેવું કોઇ દિવસ વળવાનું જ નથી.'

સરળ હૃદયના આ પુરુષે પોતના જીવનમાં સ્વામીશ્રી સિવાય બીજું કાંઇ જ રાખ્યું ન હતું. એક વખત રૂા. પ૦૦) વ્યાજે લઇને પોતાની જમીનનું મહેસુલ ભરવા જતા હતા. રસ્તામાં રહુ ગામમાં સ્વામીશ્રી બિરાજે છે તે સમાચાર મળતાં, સ્વામીશ્રીના દર્શને રહુ

૧ રાત્રે મોહન ભગત મંદિરના ચોકમાં સુતા હતા. લગભગ બે વાગે અચાનક જાગી ગયા અને શિખર ઉપર તેમની દૃષ્ટિ ગઇ. શિખર આજુબાજુ અનેક દિવ્ય વિમાનો લઇ દેવો ફરતા હતા અને શિખરના દર્શન કરતા હતા. મોહન ભગતને સાંજે યોગીજી મહારાજે કહેલી વાતની સત્યતાની પ્રતીતિ થઇ.

સં. ૧૯૭૯ ના અન્નકુટનો સમૈયો સ્વામીશ્રીએ સારંગપુર કર્યો. આ સમૈયે મોજીદડના માધા પટેલ, હરજી પટેલ, ગોકુળભાઈ, કશળચંદ કોઠારી, છગનભાઈ ગગાભાઈ, ગુરુ ગણેશ ભક્ત, બરવાળાના ભાઈચંદ શેઠ, ચચાણાના મેરૂભા બાપુ, ફત્તુભા દરબાર, ખારવાના વીરાભાઈ, નવા ગામના ભૂધરભાઇ ( અ. નિ. અક્ષર પ્રકાશ સ્વામી, ) મકનભાઈ તુલસીદાસ, વઢવાણના મેરાઇ નાગરદાસ કુંવરજી વગેરે હરિભક્તો આવ્યા હતા. અક્ષર પુરુષોત્તમની નિષ્ઠાનું પ્રવર્તન એજ જીવનનું ધ્યેય માની, તે અંગે રાત દિવસ, તેઓ પ્રવૃત્તિ કરી રહ્યા હતા.

સ્વામીશ્રીના દર્શન અને સમાગમથી દિવ્યાનંદમાં મસ્ત બનેલા આ હરિભક્તોને, સારંગપુરમાં કથાવાર્તામાં, કારખાનાના કામમાં, દિવસ અને રાત્રી કયાં વિતે છે, તેનો ખ્યાલ રહેતો નહિ. સ્વામી નિર્ગુણદાસ, રણછોડ ભકત, પૂજાજી બાપુ, કુબેરભાઇ વગેરેની વાતોના પડછંદાથી જાણે નાદબ્રહ્મના જ શબ્દો અખંડ સંભળાતા હોય અને બ્રહ્મમય તનું બંધાતુ હોય, તેવોજ સૌને અનુભવ થતો. સૌને જાણે,

'મેરો મન સાંવરે ને હરી લીનો,
કસીકે ભ્રકુટી કમાન નેન બાન તાન,
કહાન સાનમેં કછું કીનો—મેરો.'

એવી સ્થિતિ થઇ ગઇ હતી.

બ્રહ્માંડમાં આ સાધુની શક્તિથી બધું એમનું એમ ચાલે છે

એક રાત્રે માધા પટેલ નિયમ ચેષ્ટા કરી પોતાની ઓરડીમાં સૂવા ગયા. થોડીવારે સ્વામીશ્રી તેમની ઓરડીમાં આવ્યા અને તેમને જગાડયા. માધા પટેલે સ્વામીશ્રીને ઊભેલાં જોયા. એટલે તુરતજ ઊભા થઈ ગયા અને દંડવત્ કરવા લાગ્યા. સ્વામીશ્રી હસતા હસતા બોલ્યા, 'માધાભાઈ! રાખો. તમારું કામ હતું એટલે મારે આવવું પડયું.' માધા પટેલ હાથ

જોડી ઊભા રહ્યા અને કહ્યું, 'દયાળુ! જે સેવા કહો તે કરું.' એટલે સ્વામીશ્રી તેમનો હાથ પકડી તેમને ઓરડી બહાર લઇ આવ્યા અને મંદિરના ચોગાનમાં પડેલું લગભગ ૬૦–૭૦ મણના વજનનું એક મોટું લાકડું બતાવી કહ્યું, 'પેલું લાકડું ત્યાંથી ખસેડવું છે.' માધા પટેલ તો વિચારમાં પડી ગયા. 'આટલા ભારે વજનનું લાકડું મારે એકલાને ખસેડવાનું?' સ્વામીશ્રીએ તેમને વિચાર કરતાં જોઇ કહ્યું, 'શું વિચાર કરો છો? તમે હાથ અડાડો એટલે લાકડું તમારી પાછળ પાછળ ચાલશે.' માધા પટેલે સ્વામીશ્રીના વચનમાં વિશ્વાસ રાખ્યો. લાકડા પાસે આવીને તેને હાથ અડાડયો અને આગળ ચાલ્યા એટલે લાકડું પાછળ ખેંચાયું. જ્યાં લાકડાને ખસેડીને મૂકવાનું હતું ત્યાં આવીને માધા પટેલ અટકયા અને લાકડું પણ ત્યાં અટક્યું. સ્વામીશ્રી સાથે જ હતા. આશ્ચર્યવત્ બની માધા પટેલ આ લીલાથી સ્તબ્ધ બની ગયા! સ્વામીશ્રી તેમની સામે હસતા હસતા ઊભા હતા. સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'માધાભાઈ! લાકડાને જેમ ચેતનશક્તિ આવી તેમ આ બ્રહ્માંડમાં આ સાધુની શક્તિથી બધું એમનું એમ ચાલે છે.' સ્વામીશ્રીના આ વચનનું રહસ્ય માધાભાઈ સમજ્યા. બપોરની કથામાં સ્વામીશ્રીના કેટલાક અતિ મહિમાના, સ્વામી નિર્ગુણદાસજીના શબ્દો, તેમને ગળે ઉતર્યા ન હતા. એ જ શંકા ને વિચારમાં તેઓ સૂવા ગયા. તેમની સંશયગ્રંથી સ્વામીશ્રીના આ દિવ્ય ચરિત્રથી ભેદાઈ ગઈ.

**જ્ઞાનનો લક્ષ્યાર્થ શું?**

સ્વામીશ્રીની પ્રવૃત્તિમાં મંગળા આરતીની કથા પછી બહુધા મંદિરના કારખાનાના કામને જ વેગ આપવાનું કાર્ય ચાલતું. કથા, વાર્તા અને સેવામાં અત્યંત વેગવાળા સાધુ હરિકૃષ્ણદાસને જ્ઞાનવાતોની રુચિ ઘણી જ રહેતી અને સંપ્રદાયમાં જ્ઞાનને જ ઘણું મહત્વ આપ્યું છે, એમ તેઓ સમજતા હતા. તેથી તેમણે એક વખત સ્વામીશ્રીને હાથ જોડી કહ્યું, 'સ્વામી! પથ્થરા ઊંચકેથી કાંઈ ઉપાસના પ્રવર્તશે? એ તો કથાવાર્તા કરી જ્ઞાન પ્રવર્તાવશો ત્યારે થશે.' આ સાધુની જ્ઞાન માટેની આટલી

ધગશ જોઈ, સ્વામીશ્રી તેમના તરફ કરુણાભીની દ્દષ્ટિએ જોઈ રહ્યા. જ્ઞાનનો લક્ષ્યાર્થ શું તે ન સમજનાર આ સાધુને શ્રી અક્ષર પુરુષોત્તમના માહાત્મ્યનો હેતુ નહિ સમજાય, તેમજ તે બે સ્વરૂપોની શુદ્ધ ઉપાસના માટે તેમના મૂર્તિમાન સ્વરૂપોની સ્થાપનાની આવશ્યકતા પણ નહિ સમજાય, એટલે કેવળ જ્ઞાને કરીને શુષ્કતા અને જડતા પ્રાપ્ત કરી, એકાંતિક ધર્મના શુદ્ધ જ્ઞાનથી વંચિત રહેશે. એટલુંજ નહિ પરંતુ ખોટી તંતિઓમાં ખંધાઈ અને શુષ્કવેદાંતની સમજણમાં સવી જશે. તેથીજ શુદ્ધ ઉપાસનામાં ભાગવત ધર્મ અને ભક્તિનિષ્ઠાનું જે મહત્વ છે તે સમજાવતાં સ્વામીશ્રીએ તેમને વાત કરી :—

"શ્રીજી મહારાજે એકાંતિક ધર્મની સિદ્ધિ માટે ચાર પ્રકારની નિષ્ઠા દ્દઢ કરવાની ખાસ આજ્ઞા કરી છે. ભાગવત ધર્મનિષ્ઠા, આત્મનિષ્ઠા, વૈરાગ્યનિષ્ઠા અને ભક્તિનિષ્ઠા અને એ ચારે નિષ્ઠાવાળાના જુદા જુદા લક્ષણો પણ મહારાજે બતાવ્યા છે. એ ચાર પ્રકારની નિષ્ઠા જ્યારે દ્દઢ થાય ત્યારે જ એ પરમ ભાગવત સંત કહેવાય અને ત્યારે જ તેને એકાંતિક ધર્મ સિદ્ધ થયો ગણાય."

"કથાવાર્તા કરી જે સ્વરૂપોની નિષ્ઠા આપણે દ્દઢ કરવાની છે તે બે સ્વરૂપો જ અહીં આપણે પધરાવ્યા છે. તે બે સ્વરૂપનો જ યથાર્થ મહિમા જ્યારે અંતરમાં ઉતરશે ત્યારે જ સ્વરૂપનિષ્ઠા દ્દઢ થશે. સ્વરૂપ-નિષ્ઠા દ્દઢ હશે તો જ ધર્મ, જ્ઞાન અને વૈરાગ્ય આવશે.[1] એ સ્વરૂપોની ઉપાસના રહેવા સારું જ મહારાજે ત્યાગનો પક્ષ મોળો કરીને ભગવાનના મંદિર કરાવ્યા છે. ઉપાસનાનો નાશ થઈ જાય તો પાછળથી અંધપરંપરા ચાલે. એટલે કે શ્રીજી મહારાજનું અનાદિ ભગવાનપણું અંતરમાંથી નીકળી જાય અને ભગવાનના સ્વરૂપ સાથેનો સ્વામી સેવક ભાવ પણ ટળી જાય. પરિણામે પોતે જ ગુરુ અને પ્રભુ થઈને પૂજાય. માટે ઉપાસના રહિતનું જ્ઞાન અભદ્ર છે. શ્રીજી મહારાજે પંચાળામાં સ્વામીને બતાવીને કહ્યું, 'હું જેવો કોઈ ભગવાન

---

૧ ગ. મ. ૨૭

નથી ને આ જેવા કોઈ સાધુ નથી.' એ બે સ્વરૂપનું શુદ્ધ સનાતન સર્વોપરી જ્ઞાન અને ઉપાસના પ્રવર્તે તે જ સેવા છે અને તે જ જ્ઞાનનું લક્ષ્યાર્થ છે."

એટલી વાત કરીને પછી સ્વામીશ્રીએ કહ્યું, "સાધુરામ ! શ્રીજી સ્વામીની આવી સર્વોપરી ઉપાસના પ્રવર્તાવવા માટે આપણે પથ્થરા ઊંચકીએ અને દાખડા કરીએ છીએ, તેને સેવાભક્તિ માનીશું તો ભક્તિમાં સહાયરૂપ થશે, પણ તેને કેવળ પથ્થરા જ ઉંચકીએ છીએ એમ માનીશું, તો તે કલ્યાણના માર્ગમાં જરૂર વિઘ્નરૂપ છે. માટે એવી ખોટી સમજણનો ત્યાગ કરીને ઉપાસના માટે થતા મંદિરોનો મહિમા સમજવો."

× × ×

બ્રહ્મરૂપ થવાની ચાવી

સૌરાષ્ટ્રમાં સ્વામીશ્રી પધારે ત્યારે પાછા ગુજરાતમાં જલ્દી ચાલ્યા ન જાય તે માટે સૌરાષ્ટ્રના હરિભક્તો એક પછી એક કાર્યક્રમ ગોઠવી, સ્વામીશ્રીને આમંત્રણ મોકલતા. ઝિંઝરમાં બે દિવસ સ્વામિશ્રીએ અદ્ભુત સમૈયો કર્યો. હવે એવો જ લાભ પોતાના ગામમાં સૌને મળે તે માટે શેઠ મોહનલાલ હિરાચંદે બગડમાં 'સ્વામીની વાતુ'ની પારાયણ ગોઠવી. મોહનલાલભાઈને ભાવનગરના મુક્તરાજ કુબેરભાઈ પ્રત્યે ગુરુભાવ હતો. કુબેરભાઈને જ્ઞાન પ્રચારની ધગશ ખૂબ જ હતી. મુક્તરાજ કુબેરભાઈ ગોહિલવાડ તથા ઝાલાવાડના ગામોમાં આ કાર્ય માટે ફરતા. સ્વામીશ્રી પણ તેમની સેવાથી અત્યંત રાજી હતા. બગડમાં સાત દિવસની 'સ્વામીની વાતુ'ની પારાયણ શરુ થઈ. કુબેરભાઈ તથા તેમના ભાઈ પિતાંબરભાઈ, ઠાકરસીભાઈ, બોટાદવાળા સોની કાનજીભાઈ વગેરે તથા આજુબાજુના ગામોના હરિભક્તો પણ આવ્યા.

શ્રીજી મહારાજની પરાવાણી અને ઉચ્ચતમ સાધનાના સરળ બ્રહ્મજ્ઞાનથી ભરપુર એવો 'વચનામૃત' નો અદ્વિતીય ગ્રંથ સરળ રીતે સમજવા માટે 'સ્વામીની વાતુ', જે 'વચનામૃત' ઉપર ભાષ્ય ગણાય

છે, તે ગ્રંથ સમજવો આવશ્યક છે. અનાદિ બ્રહ્મ સ્વામી ગુણાતીતાનંદ સ્વામીએ ભગવાન ઓળખવાની, સાધુ ઓળખવાની, સંત સમાગમની, સાંખ્ય સિદ્ધ કરી જગત તરફ અનાસક્તિરૂપ વૈરાગ્ય કેળવવાની, અને ભગવાનના સ્વરૂપમાં જોડાવાની, આવી આવી અનંત વાતો, જેમ ગંગાનો પ્રવાહ વહે તેમ, અવિરતપણે, તેમણે શ્રીજીમહારાજના શ્રીમુખની વાણી જે 'વચનામૃત' તેના આધારે કરી હતી. તે વાતોનો અમૂલ્ય ગ્રંથ સંપ્રદાયમાં જેમ જેમ પ્રચલિત થતો ગયો, તેમ તેમ તેની મહત્તા સૌને સમજાતી ગઈ. સ્વામીશ્રી પણ તે ગ્રંથની પારાયણ કરાવતા અને પોતાની વાતમાં પણ વચનામૃતની સાથે સાથે 'સ્વામીની વાતુ' નો આધાર આપતા. આમ આ અપૂર્વ ગ્રંથ ગુણાતીત જ્ઞાનમાં બ્રહ્મરૂપ થવાની ચાવી સમાન મનાવા લાગ્યો.

જેમ વચનામૃત કંઠે તેમ સ્વામીની વાતુ પણ કંઠે કરી પોતાની હૃદયંગમ શૈલિમાં જ્યારે 'જ્ઞાનજી' સ્વામી બોલતા ત્યારે સભા સ્થિર થઈ જતી. ગારડીને જોઇ મણીધર ડોલે, તેમ મુમુક્ષુઓ જ્ઞાનજી સ્વામીના મુખમાંથી ઝરતી સ્વામીની વાતુ સાંભળી મંત્રમુગ્ધ થઈને ડોલતા. 'સ્વામિનારાયણ હરે' એ શબ્દના ઉચ્ચારણ માત્રથી 'જ્ઞાનજી' સ્વામી, સચ્ચિદાનંદ બ્રહ્મની અપૂર્વ શાંતિ અને આનંદને સભામાં વહેતો મૂકી દેતા. મુમુક્ષુઓના અંતરને ભેદવાનું 'સ્વામીની વાતુ'એ તેમનું અમોઘ શસ્ત્ર હતું. તેજના પ્રવાહરૂપ તેમની એ પરાવાણી अज्ञान तिमिर ध्वंस भास्कर[1] જ્ઞાનનો પ્રકાશ અર્પી અજ્ઞાનરૂપી તિમિરનો નાશ કરી, બ્રહ્મ સંગાથે એકતા કરાવી દેતી. બગડમાં તેમણે કથા વાચી. તેમના શબ્દ બ્રહ્મથીજ અનેકના અંતઃકરણ શીતળ થઈ ગયા. સ્વામીશ્રીએ તથા વિજ્ઞાનદાસ સ્વામી, કુબેરભાઈ વગેરે સૌએ પણ ખૂબ વાતો કરી અને ગુણાતીત જ્ઞાનની વિશિષ્ટતા સૌને સમજાવી. સાત દિવસની પારાયણ પૂરી કરી સ્વામીશ્રી પાછા સારંગપુર પધાર્યા.

× × ×

સારંગપુરથી બોચાસણ પધારી સ્વામીશ્રી ગુજરાત પધાર્યા.

---

૧ અજ્ઞાનરૂપી તિમિરનો ધ્વંસ કરનાર સૂર્ય સમાન.

અડસઠ તીર્થ મારા સંતના ચરણે

'જ્ઞાનજી' સ્વામી તથા બીજા સંતોના મંડળને જુદા ફરવા મોકલ્યા. 'જ્ઞાનજી' સ્વામી વિજ્ઞાનદાસ સ્વામીના મંડળ સાથે ફરતા આશી ગામમાં આવ્યા. અત્રેના ભક્તરાજ દામા શેઠ તથા જીભાઈ વગેરેને સ્વામીશ્રીના દર્શનની અતિ ખેંચ હતી. એટલે 'જ્ઞાનજી'સ્વામી પધાર્યા તે દિવસથી રોજ સ્વામીશ્રીને તેડાવવાનો કાગળ લખવા તેમને કહેતા. 'જ્ઞાનજી' સ્વામીએ પણ તેમની ખેંચ અને આગ્રહ જોઈ સ્વામીશ્રીને પત્ર લખ્યો કે 'અત્રેના હરિભક્તોને આપના દર્શન અને સમાગમ માટે બહુજ ખેંચ છે અને આપને અત્રે પધારવા માટે વિનતિ કરે છે, તો આપ અનુકૂળતા પ્રમાણે કરશો.' આ પ્રમાણે પત્ર લખ્યો.

'જ્ઞાનજી' સ્વામી અત્રે કથા વાર્તા કરી હરિભક્તોને આનંદ કરાવતા. રોજ સવારે ત્રણ વાગે ઊઠી એક કલાક પ્રભાતિયા બોલી, ઠાકોરજીને જગાડે અને પછી નાહી, પૂજા કરે. ત્યારબાદ આઠ વાગ્યા સુધી હરિભક્તોને વાતો કરે અને પછી ભંડાર કરવા પધારે. આ પ્રમાણેના કાર્યક્રમ મુજબ એક વખત સવારના વહેલા નરસિંહ મહેતાનું પદ,

' પ્રાણ થકી મને વૈષ્ણવ વહાલા (૨)
રાત દિવસે હૃદે ધારું રે. '

તે પદ બોલતા હતા તેમાં આ ચરણ આવ્યું:

'અડસઠ તીરથ મારા સંતને ચરણે(૨)
કોટિ ગંગા કોટિ કાશી રે.'

એટલે મંદિરમાં સૂઈ રહેતા રણછોડ પટેલ એકદમ બોલી ઊઠયા, ' મહારાજ ! એ ગાવું બંધ કરો. જેના ચરણમાં અડસઠ તીરથ હોય એવા સંત મેં હજુ સુધી જોયા નથી. માટે એવા ગપ્પા ન મારશો. ' એટલે 'જ્ઞાનજી' સ્વામીએ હાથ જોડી કહ્યું, ' બહુ સારું હવે નહિ ગાઉં ' ખૂબ જ સરળ પ્રકૃતિના અને સાધુતાની સીમારૂપ

આ સંતવર્યના જ ચરણકમળમાં અડસઠ તીર્થો આળોટે છે, એ જોવાની દૃષ્ટિ ભગત પાસે ન હતી. 'જ્ઞાનજી' સ્વામી તો પોતાના નિત્ય નિયમ પ્રમાણે નિત્ય વિધિ પતાવી ભંડારમાં ગયા.

તે દિવસે બપોરે સ્વામીશ્રી પધાર્યા. તમામને આનંદ થઈ ગયો. સ્વામીશ્રીના સાન્નિધ્યથી સર્વત્ર દિવ્ય પ્રભા છવાઇ ગઇ. તે રાત્રે કથા વાર્તા, ધૂન્ય ભજનથી મંદિર ગાજી ઊઠયું. નિયમ–ચેષ્ટા કરી લગભગ બાર વાગે સૌ વિખરાયા.

સ્વામીશ્રી મંદિરની ઓળી પાસે ઢોલિયામાં પોઢયા હતા અને બીજા સંતો આજુબાજુ સૂતા હતા. રણછોડ પટેલ ગોડા નીચે તેમના રોજના આસને સૂતા હતા. ભગત ઘણું ખરુ માંદા રહેતા એટલે તેમને ઊંઘ બહુ ન હતી. તેથી આખી રાત માળા ફેરવ્યા કરતા. સૌ સૂઇ ગયા પછી રણછોડ ભગત આસનેથી ઊઠી, મંદિરના ફળિયાની ડેલી બરોબર બંધ કરી, આસને આવી માળા ફેરવવા લાગ્યા. બરાબર એક કલાક પછી ડેલીનું બારણું આપોઆપ ઊઘડી ગયું અને એક જાતનો પ્રકાશ તેમને દેખાયો. ડેલીમાં શ્વેત અને દૈવી જણાતી એક ગાયે પ્રવેશ કર્યો. ભગત તો આ ઘટના આશ્ચર્યવત્ બની જોઇજ રહ્યા. ગાયના રૂપરંગ અને તેજ જોતાં ભગતને આ કોઈ દૈવી ઘટના લાગી. સ્વામીશ્રીના ઢોલિયા પાસે ગાય આવી. તેજ વખતે સ્વામીશ્રીએ પોતાના બંને ચરણ પ્રસાર્યા. સ્વામીશ્રીના ચરણ પાસે આવી ગાયે ત્યાં માથું નમાવ્યું. બે ત્રણ વખત એ પ્રમાણે કરી, નમસ્કાર કરી, ગાય પાછી વળી ડેલી બહાર નીકળી ગઇ. ભગતને આ શું થયું તે જાણવાની આતુરતા થઇ. તે એકદમ હાથમાં લાકડી લઇ બહાર નીકળ્યા. ચંદ્રના પ્રકાશમાં આગળ જતી ગાયને તેઓ જોઇ શકયા. તે પણ પાછળ જવા લાગ્યા. અચાનક ગાય અદૃશ્ય થઇ ગઈ ! ભગતે આ જોયું. પછી આજુબાજુ બધે જોયું, ખૂબ તપાસ કરી પણ ગાય ન મળી. ગાયને અદૃશ્ય થતી તેમણે જોઈ છતાં પોતાના મનમાં ખાત્રી કરવા તેમણે તપાસ કરી. પછી મંદિરમાં આવ્યા અને ડેલી બંધ કરી, આ ઘટનાનો અને સ્વામીશ્રીના મહિમાનો વિચાર કરવા લાગ્યા. તે વખતે બરાબર

ત્રણ વાગ્યા હતા. ભગતે તુરતજ જ્ઞાનજી સ્વામીને ઊઠાડયા અને તેમને કહ્યું, 'મહારાજ! પેલું અડસઠ તીર્થવાળું કીર્તન ગાઓ.'' એટલે 'જ્ઞાનજી' સ્વામીને થયું 'આ શું' તેમણે પૂછયું, 'ભગત! ના કહેતા હતા અને કેમ આજે ગાવાનું કહો છો? કાંઈ દેખાયું?' ભગતે સર્વ હકીકત સવિસ્તર કહી અને કહ્યું, 'ગાયરૂપ ગંગા આવી એટલે મારી ભ્રાંતિ ભાંગી ગઈ. આ સ્વામીજી તો બહુ સમર્થ સંત છે અને અડસઠ તીર્થો જરૂર તેમના ચરણકમળમાં આળોટે છે. તમે તો એ જાણીને ગાતા હશો પણ મને કહ્યું કેમ નહિ?' એટલે જ્ઞાનજી સ્વામી હસતા હસતા બોલ્યા, 'કહ્યું હોત તો પણ તે વખતે તમને ન મનાત. એટલે મહારાજે તમને અનુભવ કરાવ્યો.'

**નિર્વાસનિક થવાનો હેતુ**

પોતાના સ્વરૂપમાં મહારાજને અખંડ ધારણ કરનાર આ સંત-વર્યના મહિમાનો પ્રકાશ તો મહારાજ સ્વયં કરતા હતા. કારણ એ દ્વારે મહારાજને પોતાનું સ્વરૂપ ઓળખાવી લાખો જીવોનું આત્યંતિક કલ્યાણ કરવું હતું. માયાવેષ્ટિત જીવનું અનાદિ અજ્ઞાન ટાળી, સર્વ પ્રકારે નિર્વાસનિક કરી, બ્રહ્મભાવ પમાડવો, એ સ્થિતિ કાં તો સ્વયં ભગવાન અથવા તો ભગવત્ સ્વરૂપ સંત દ્વારા જ થઇ શકે. ભગવાનનું સ્વરૂપ, ગુણાતીત ભાવને પામેલ અપરોક્ષાનુભવી સંત ઓળખાવે. વળી એવા સંત જે કેવળ ભગવાનમાં જ સર્વ પ્રકારે જોડાએલા હોય છે, તેમનું સ્વરૂપ ભગવાન સ્વયં તેમનામાં રહીને મુમુક્ષુઓને ઓળખાવે છે. મુમુક્ષુ સિવાય બીજાને ભગવાનનું એ પ્રગટ સ્વરૂપ ઓળખાતું જ નથી.× અને એ સ્વરૂપ ઓળખાયા સિવાય કલ્યાણ પણ થતું નથી.[1]

---

× नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम्॥
—ગીતા ૭-૨૫.

[1] મળે પ્રભુ પ્રગટ પ્રમાણ રે, કાં તો તેના મળેલ કલ્યાણ રે;
તેહ વિના તો કોટિ ઉપાયે રે, આત્યંતિક કલ્યાણ ન થાય રે.
—કલ્યાણનિર્ણય

સર્વસ્વનું સ્વાર્પણ

સારંગપુરની સેવામાં પ્રથમથીજ પોતાનું સર્વસ્વ અર્પણ કરનાર નગાસરના મુક્તરાજ ભૂધરભાઇ સ્વામીશ્રીના અનન્ય સેવક હતા. પોતાના ધન, માલ, મિલ્કત તેમણે સ્વામીશ્રી અર્થે જ કરી રાખ્યા હતા. સારંગપુર માટે સ્વામીશ્રીને રકમની જરૂર જ્યારે પડતી ત્યારે સ્વામીશ્રી ભૂધરભાઈ પાસે જ જતા અને પોતાનું ઘર હોય તેમ, તેમની પાસેથી જોઈતી રકમ માંગી લેતા.

સ્વામીશ્રી ત્રણચાર વખત નગાસર પધારી ભૂધરભાઇ પાસેથી રકમ લઇ આવ્યા હતા. આ વખતે પણ સ્વામીશ્રી પધાર્યા અને ભૂધરભાઇને કહ્યું, 'સારંગપુર મંદિર માટે રકમ જોઇએ છે તે લેવા આવ્યા છીએ.' બરાબર આ જ સમયે પોતાના કપાસનું તથા અનાજનું વેચાણ થયું હતું અને રૂા. ૧૨૦૦૦)ની રોકડ રકમ તેમની પાસે આવી હતી. તે તમામ રકમ સ્વામીશ્રીના ચરણમાં તેમણે ધરી દીધી. આટલી બધી રકમ જોઇને સ્વામીશ્રીએ કહ્યું, 'અમારે આટલી બધી રકમ જોઇતી નથી. તમારી જરૂરિયાતની રકમ રાખીને બાકીની અમને આપો.' એટલે તેમણે બાર માસના ઘરખર્ચના રૂા. ૨૦૦૦) રાખ્યા અને રૂા. ૧૦૦૦૦) આપી દીધાં. આટલી રકમ લેવાની પણ સ્વામીશ્રીએ ના કહી. એટલે તેમણે કહ્યું, 'સ્વામીબાપા! અમારી મહેનતના પ્રમાણમાં તો રૂા. ૨૦૦૦) અમને બરાબર મળ્યા છે. જે રકમ વધારાની આવી છે તે આપની દૃષ્ટિથીજ મળી છે અને તે ઠાકોરજીની છે.' તેમની આવી ઉત્કૃષ્ટ સમજણથી સ્વામીશ્રી અત્યંત રાજી થયા. આવા કઠણ દેશકાળમાં પણ પોતાનું સર્વસ્વ સ્વામીશ્રીના ચરણમાં અર્પણ કરનાર આવા અનેક મુક્તો સ્વામીશ્રી સાથે અક્ષરપુરુષોત્તમ મહારાજની સેવા કરવા અક્ષરધામમાંથી પધાર્યા હતા, એવું તેમના જીવનનું ધ્યેય જોઇ જણાતું હતું.

× × ×

ગાનાના મહિજી ભગત સ્વામીશ્રી પાસે આવીને પાર્ષદપંક્તિમાં

**શ્રીજીસ્વરૂપદાસ-જીનો વિદ્યાભ્યાસ**

રહ્યા હતા. પ્રતિભાસંપન્ન આ યુવાનનું વ્યક્તિત્વ નિહાળીને સ્વામીશ્રીને લાગ્યું કે આ જો સાધુ થાય તો સત્સંગ દીપાવે. તેમને પણ સ્વામીશ્રીના દર્શનથી સ્વામીશ્રી પ્રત્યે ખેંચાણ થયું હતું. સ્વામીશ્રીએ એક વખત તેમને પૂછ્યું, 'સાધુ થશો ?' તેમણે ખૂબ જ નિર્દોષભાવે કહ્યું, 'હા, મારી મા મરી જાય તો થઉં.' માતાના મમત્વનો ત્યાગ કરનાર આ યુવાનને, સ્વામીશ્રીની મૂર્તિમાં અનિર્વચનીય સ્નેહના ઝરણાં દેખાયા. થોડા સમયે તેના માતુશ્રી ધામમાં ગયા અને તેઓ સ્વામીશ્રી પાસે આવી ગયા. પાર્ષદ પંક્તિમાં થોડો વખત રાખી તેમને વૈષ્ણવી દીક્ષા આપી અને શ્રીજીના મુખારવિંદ સાથે તેમના મુખનું સામ્ય હોવાથી, શ્રીજીસ્વરૂપદાસ નામ પાડ્યું.

આ યુવાન સંતની તીવ્ર બુદ્ધિ જોઇ, સ્વામીશ્રીએ તેમને સંસ્કૃત વિદ્યાનો અભ્યાસ શરુ કરવા, વડોદરામાં મુક્તરાજ આશાભાઇ રહેતા હતા તેમના મકાનમાં અલગ જગ્યા કઢાવી, ત્યાં બીજા બે સંતો સાથે તેમને ભણાવા માટે રાખ્યા. આ યુવાન સાધુને ભણાવનાર શાસ્ત્રીને તેમની બુદ્ધિ માટે બહુ જ માન થયું. તેમણે સ્વામીશ્રીને ભલામણ કરી કે આ સાધુને આગળ અભ્યાસ માટે કાશી મોકલો તો જરૂર આગળ ઉપર તેજસ્વી થશે. સ્વામીશ્રીને તો પોતાની પાસેથી આ યુવાન સંતને દૂર કરવાની ઇચ્છા ન હતી. પરંતુ શાસ્ત્રીની ભલામણ અને કાશી જેવો પ્રદેશ, શ્રીજી સ્વરૂપદાસના અંતરમાં સંકલ્પોની પરંપરા શરુ થઇ ગઇ. તેમણે હઠ લીધી, 'બસ મારે તો કાશી જવું જ છે.' મોટા પુરુષની આજ્ઞા ઉલ્લંઘવામાં વિઘ્ન છે તે સાદા સૂત્રનું જાણપણું જે ગુમાવે છે, પછી તે હરિભક્ત હોય કે સાધુ હોય, પરંતુ મોટા પુરુષે, તેમના પૂર્વકર્મના ફળને પોતાના સંબંધે કરીને અટકાવી રાખ્યા હોય, તે તે કર્મનું ફળ, આજ્ઞા બહાર જતાં તેમને ભોગવવું જ પડે છે. શ્રીજી-સ્વરૂપદાસ પોતાની બાળક બુદ્ધિના દુરાગ્રહથી, સ્વામીશ્રી પાસેથી રજા મેળવી કાશી ગયા.

શ્રીજીસ્વરૂપદાસ કાશીમાં એક વિદ્વાન પંડિતના મઠમાં સંપ્રદાયની મર્યાદાને જાળવીને, ભણવા માટે રહ્યા. ગંગા કિનારે પવિત્ર મણિકર્ણિકાના ઘાટ ઉપર આ મઠ હતો. બીજા વિદ્વાન પંડિતોના મઠ પણ આજ ઘાટ ઉપર હતા. દેશદેશાંતરથી, સર્વ વિદ્યાઓમાં શ્રેષ્ઠ એવી સંજીવની વિદ્યાસમ ભારતની આ સર્વોત્કૃષ્ટ ગીર્વાણ ગીરાના અભ્યાસ માટે, વિદ્યાર્થીઓ આ મઠોમાં આવતા. બ્રાહ્મ મુહૂર્તમાં ગંગાના ખળખળ વહેતા પવિત્ર સલિલના કલરવમાં સૂર પુરાવતા, આ વિદ્યાર્થીઓના વેદાધ્યયના મધુર સ્વરોના આરોહ અવરોહથી યજુર્વેદના ઉપાસના અને મોક્ષના પ્રાણસમ આ મંત્રોઃ

वेदाह मेतम्पुरुपम्महान्तमादित्य वर्णन्तमसः परस्तात् ।
तमेव विदित्वातिमृत्युमेतिनान्यः पन्था विद्यतेऽयनाय ॥

શ્રોતાઓના અંતરમાં જાણે વેદકાળમાં જ હોઈએ એવો સાક્ષાત્ અનુભવ કરાવતા. વિશ્વવિદ્યાના કેન્દ્ર સમ આ પવિત્ર નગરી, ભારતની યુગ જૂની સંસ્કૃતિની સાખ પૂરતી, કાળના ઝપાટાઓ સામે ટક્કર ઝિલી, ભારતની સનાતન સંસ્કૃતિની પ્રેરણા સૌને આપતી હતી. શ્રીજી સ્વરૂપદાસને આ વાતાવરણ ગમી ગયું.

વિદ્યાભ્યાસંગીને વિદ્યા એ જ ઉપાસ્યમૂર્તિ મનાઈ ગઇ. તેમાં પણ મઠાધિપતિઓનું પાંડિત્ય, વિદ્યાવિલાસ અને વૈભવ જોઇ, ભક્તિમાર્ગથી અનેરી એવી આ સૃષ્ટિમાં, શ્રીજીસ્વરૂપદાસ રાચવા લાગ્યા. ઉપાસનાના મૂળભૂત સિધ્ધાંતને સમજવા, દઢ કરવા અને અંતરમાં ઉતારવા, શાસ્ત્ર વિદ્યા જો પૂરક બને તો તે મોક્ષદાયિની વિદ્યા કહેવાય. પરંતુ કેવળ વિદ્યાના વિલાસમાં શુષ્ક થઈ, ભક્તિના અંતરંગ ભાવોથી રહિત થઇ, તે વિદ્યાના રંગથી જો ખોટા અહંમાં રાચીએ તો એ વાંઝણી વિદ્યા કહેવાય જેમાં ફળ પ્રાપ્તિ કંઇ જ ન થાય. આ પ્રવાહ તરફ શ્રીજીસ્વરૂપદાસ વળવા લાગ્યા.

અર્થ : અજ્ઞાનરૂપી અંધારાથી પર અને મહાન પ્રકાશરૂપ એવા એ પરમાત્માને હું જાણું છું જેને જાણવાથી જ મૃત્યુને તરાય છે. પરંતુ તે સિવાય મૃત્યુને તરવાનો બીજો કોઇ ઉપાય નથી.

ધીરે ધીરે સ્વામીશ્રી સાથેનો તેમનો પત્ર સંબંધ ઢીલો પડવા લાગ્યો.

સ્વામીશ્રીને તો આ ભયનો ખ્યાલ હતો જ. તેમને ચિંતા થઈ કે સત્સંગ શોભાવે તેવો બુદ્ધિશાળી સાધુ આવા સર્વોપરી ઉપાસના માર્ગમાંથી ચ્યવી જશે તો તેના જીવનું બહુ જ ભૂંડુ થશે. તેમણે તેથી નિર્ગુણદાસ સ્વામી તથા ઇશ્વરભાઈને આજ્ઞા કરી, 'તમો કાશી જાઓ અને શ્રીજીસ્વરૂદાસને કોઇપણ પ્રકારે પાછા લઈ આવો.' આ કાર્ય સાથે સાથે સ્વામી નિર્ગુણદાસજીને છપૈયા જઈ, આચાર્ય લક્ષ્મીપ્રસાદજીના પુત્ર રાધારમણપ્રસાદજીને તેડી લાવવાની પણ સૂચના સ્વામીશ્રીએ કરી.

લક્ષ્મીપ્રસાદે આપણા ઉપર ઉપકાર કર્યો છે

વરતાલ ગાદીના આચાર્ય શ્રી લક્ષ્મીપ્રસાદજીના વલણથી જ સ્વામીશ્રીને વરતાલ છોડવું પડયું હતું. છતાં સ્વામીશ્રીને તેમના પ્રત્યે અનુરાગ હતો. સ્વામીશ્રી તો કહેતા, 'આચાર્ય લક્ષ્મીપ્રસાદજીએ આપણા ઉપર મહાન ઉપકાર કર્યો છે. તેમનામાં રહી મહારાજે પ્રેરણા કરી જેથી આપણે બહાર નીકળીને શ્રીજી સ્વામીની સર્વોપરી ઉપાસનાના મંદિરો કરી શકયા અને હજારોને તે ઉપાસનાનું શુદ્ધ જ્ઞાન થયું.' સ્વામીશ્રી તો તમામ પ્રસંગોમાં મહારાજની ઈચ્છા જ સમજતાં. આચાર્ય પદના હક્કથી વંચિત રહેનાર લક્ષ્મીપ્રસાદના પુત્ર રાધારમણપ્રસાદને અન્યાય થયો છે, એમ સ્વામીશ્રી માનતા અને તેથી તેમણે રાધારમણને ગુજરાતમાં બોલાવી, તેનું બહુમાન કરી, પોતાની સાથે ફેરવવાનું નક્કી કર્યું. આ હેતુથી જ સ્વામીશ્રીએ, સ્વામી નિર્ગુણદાસજીને છપૈયા જઈ રાધારમણને ગુજરાત લાવવાનું કામ પણ સાથે સાથે સોંપ્યું.

સ્વામી નિર્ગુણદાસજી સીધા છપૈયા ગયા અને ઇશ્વરભાઈ કાશી ઉતર્યા. અહીં શ્રીજીસ્વરૂપદાસ મંદવાડમાં પટકાયા હતા. ઇશ્વરભાઇએ તેમની ખૂબ સેવા કરી. તેમને આરામ થયા પછી ગુજરાતમાં

આવવાની તો તેમણે ચોખ્ખી ના જ પાડી. સંપ્રદાયના નિયમોના બંધનમાં રહી મુક્ત સ્થિતિ પ્રાપ્ત કરવા કરતાં અહીં સ્વૈર વિહારિ ણની મુક્ત રીતે ફરવું તેમને વિશેષ યોગ્ય લાગ્યું. પરંતુ ઇશ્વરભાઈ તેમને છોડે તેમ ન હતા. સ્વામીશ્રીનો આદેશ હતો કે તેમને લઇને જ પાછા ફરવું, સત્સંગમાં શ્રીજીસ્વરૂપદાસ પ્રત્યે મોટા મોટા સત્સંગીઓને ભાવ હતો. ઇશ્વરભાઇએ તેમને સોંપેલું કર્તવ્ય પૂરેપૂરું બજાવ્યું અને શ્રીજી સ્વરૂપદાસની સેવા કરી, સાજા કરી ગુજરાત તરફ આવવા મનાવી દીધા.

સ્વામી નિર્ગુણદાસજી છપૈયા પધાર્યા. અત્રે રાધારમણપ્રસાદની દીદીને તેમણે સંદેશો કહેવરાવ્યો. પરંતુ રાધારમણને મોકલવાની તેમની મરજી જણાઇ નહિ. એટલે નિર્ગુણદાસ સ્વામી કાશી જવા તૈયાર થયા. સ્ટેશને આવતા તેઓ રસ્તામાં ઘોડી ઉપરથી પડી ગયા અને પેટમાં તથા વાંસામાં સખત માર વાગ્યો. તેમના સેવક તેમને તુરતજ પાછા ગામમાં લઇ આવ્યા. ગામના સારા જાણકાર માણસોએ નિર્ગુણદાસ સ્વામીની સારવાર કરી. છતાં તેમને વેદના અસહ્ય હતી. તેમને થયું કે જરૂર ધામમાં જવાનું થશે. પરંતુ સ્વામીશ્રીના દર્શનની છેલ્લી ઇચ્છા તેમને હતી. તેમણે મનોમન મહારાજને ખૂબ પ્રાર્થના કરી. તેમની પ્રાર્થના સાંભળીને, મહારાજે તેમને દર્શન દીધા. માણકી ઉપર મહારાજ બિરાજ્યા હતા. હાથમાં ચાંદીની નાની લોટીમાં દૂધ હતું. નિર્ગુણદાસ સ્વામીના શરીરે મહારાજે હાથ ફેરવ્યો અને ચાંદીની લોટીમાંથી દૂધ પાયું. આ અમૃત ઔષધિ, મહારાજના દર્શન અને સ્પર્શ, આટલાથી તેમનું દુઃખ એકદમ અદશ્ય થઇ ગયું ! જાણે વાગ્યું જ નથી એવું જણાયું. બીજે દિવસે સવારે તો તદ્દન સ્વસ્થ થઇ ગયા અને કાશી જવા તૈયાર થઇ ગયા. આ રીતે શ્રીજીમહારાજે તેમની રક્ષા કરી, સ્વામીશ્રીના કાર્યમાં મદદરૂપ થવા માટે તૈયાર કરી દીધાં.

નિર્ગુણદાસ સ્વામીને મહારાજના દર્શન

કાશી આવી નિર્ગુણદાસ સ્વામીએ ઇશ્વરભાઈ પાસેથી સર્વ

હકીકત જાણી અને તેમના પ્રયત્નથી અત્યંત રાજી થયા. પછી શ્રીજીસ્વરૂપદાસને લઈને બધા વડોદરે આવ્યા.

× × ×

સં. ૧૯૮૦ ના માગશર માસમાં સ્વામીશ્રી સારંગપુર જવા માટે અમદાવાદ પધાર્યા અને કાનજીભાઈ ચૌહાણને ઘેર ઊતર્યા તેમના પુત્ર ખેંગારજીભાઈ સ્વામીશ્રીમાં અનન્ય ભાવે જોડાયેલા હતા. તીવ્ર બુદ્ધિશાળી આ યુવાન સત્સંગના અંતરંગ રંગથી રંગાયા હતા. ખેંગારજીભાઈ તેમના પિતાશ્રી કાનજીભાઈ અને માતુશ્રી મુક્તાત્મા જેઠીબા, સ્વામીશ્રીના સ્નેહ પ્રવાહના સંપૂર્ણ અધિકારી બન્યા હતા. વળી કાળુભા સોલંકી સાહેબના ભાણેજ તરીકે આ અધિકાર ખેંગારજીભાઈએ વિશેષ હક્કથી વ્યકિતગત રીતે પોતાનો કર્યો હતો. સ્વામીશ્રી પણ એ પ્રેમ સંપૂર્ણ પાંગરે તેમ તેને પોષતા.

**સેવો નહિ ખીચડી લાવો**

સ્વામીશ્રી રાત્રે પધાર્યા અને બીજે દિવસે સવારના છની ગાડીમાં તેમને સારંગપુર જવાનું હતું. સ્વામીશ્રી જમીને જ સારંગપુર જાય તેવો મુક્તાત્મા જેઠીબાનો સંકલ્પ હતો. એટલે સ્વામીશ્રીએ ખેંગારજીભાઈને રાત્રે સૂતી વખતે બોલાવીને કહ્યું 'વહેલી સવારે ખીચડીનું સીધું લાવજો એટલે અમે રસોઈ કરી જમીને જઈશું.' ખેંગારજીભાઈએ કહ્યું, 'દયાળુ! મારા માતુશ્રીએ આપને જમાડવા પાંચ શેર લોટની દૂધની સેવ તૈયાર કરી રાખી છે અને તેમનો ઘણા વખતથી સંકલ્પ છે, માટે સેવો લાવીશ?' તેમના અત્યંત ભાવભર્યા આ શબ્દો સાંભળી, સ્વામીશ્રી તેમની સામું કરુણા કટાક્ષે જોઈ રહ્યા અને પછી કહ્યું, 'ના ખીચડી જ લાવવાની.' એટલે ખેંગારજીભાઈએ કહ્યું, 'સેવો તૈયાર છે એટલે તે જ લાવીશું'. આ પ્રમાણે થોડી રકઝક ચાલી. પરંતુ સ્વામીશ્રી ખીચડી જ માગે અને ખેંગારજીભાઈ સેવો માટે આગ્રહ કરે. અતિ દયાળુ અને સર્વજ્ઞ પુરુષે છેવટે જરા આકરા થઈને કહ્યું, 'સેવો, સેવો કરે છે પણ ઘરમાં જો તો ખરો કે ખાંડ અને ઘી છે કે નહિ?' આ વિકટ પ્રશ્નના વિમાસણ ઉકેલવી કઠણ હતી. કુટુંબની આર્થિક નબળાઈનો

તેમને ખ્યાલ તો હોય જ, છતાં આ પ્રકારની ઘરમાં સ્થિતિ હશે, તેનો ખ્યાલ પણ વ્યવહાર કુશળ માતુશ્રીએ કોઇને આવવા દીધો ન હતો. તુરત જ માતુશ્રી પાસે તેઓ દોડયા અને સ્વામીશ્રીએ કહેલી વાત કરી. માતુશ્રીની આંખમાંથી અશ્રુ ટપકવા લાગ્યા, 'અહો! દયાળુ કેટલું જાળવે છે? વ્યવહારની મુશ્કેલીઓમાં પોતે કેવી રીતે વ્યવહાર સાચવે છે?' અશ્રુ લૂંછીને તેમણે કહ્યું, 'બેટા! એ સગવડ મેં કરી લીધી છે. સ્વામીશ્રી તો સર્વજ્ઞ છે, તમામ જાણે છે, પણ આપણે કાંઇ આવો અવસર ઓછો જવા દેવાય?' તુરત જ ઘી–ખાંડ–સેવો વગેરે રાત્રે બાર વાગે તૈયાર કરી દીધું. વહેલી સવારે સ્વામીશ્રી ભક્તિભાવની 'સેવો' જમી સારંગપુર પધાર્યા.

**સ્વામીશ્રીનું આયોજન**

બોચાસણમાં વસંત પંચમીનો સમૈયો કરી સૌ હરિભક્તોને દર્શન તથા કથાવાર્તાનું સુખ આપી, સ્વામીશ્રી વિચરણ કરવા નીકળ્યા. સ્વામીશ્રીનું આયોજન એવું હતું કે મંદિરો થતા રહે, અક્ષર પુરુષોત્તમની નિષ્ઠાનું સર્વોપરી જ્ઞાન પ્રવર્તતું રહે અને સત્સંગ સદા નવપલ્લિવત રહે. આ માટે તેઓ પોતાના અંગભૂત સંતો તથા હરિભક્તોને સાથે લઇનેજ ફરતા. સૌરાષ્ટ્રમાં ગોહિલવાડ પ્રદેશમાં મુક્તરાજ કુબેરભાઇ આ જ્ઞાનના પ્રવર્તન અર્થે ફરતા. સોરઠ, હાલાર, ગુજરાત અને કાનમમાં મુક્તરાજ પૂજાજી બાપુ અવિરતપણે વિચરણ કરતા. ગુજરાતના કેટલાક ગામો સોખડા, સાંકરદા, વાસણા અંજેસર, તુંડાવ વગેરેમાં વિજ્ઞાનદાસ સ્વામી જતા. સ્વામી નિર્ગુણદાસજી તો ગુજરાત, સૌરાષ્ટ્ર, કોંકણ, ખાનદેશ વગેરે પ્રદેશમાં અખંડ વિચરણ ચાલુ રાખી, સ્વામીશ્રીનો અપ્રિતમ મહિમા સૌને સમજાવતા. વળી સ્વામી પુરુષોત્તમદાસજી તથા બીજા સંત મંડળો, પંડયા નારણજી મહારાજ વગેરે આ સર્વોપરી નિષ્ઠા પ્રવર્તનના કાર્યને પોતાનો ધર્મ માની, ગામડે ગામડે ફરતા. સ્વામીશ્રી પણ જ્યાં જ્યાં આ સંતો તથા હરિભક્તોએ ભૂમિકા તૈયાર કરી હોય ત્યાં પધારતા. આમ બ્રહ્મરૂપ થવાનાં પૂર્ણયોગમાં સ્વામીશ્રીના આશ્રય નીચે સૌ પ્રવર્ત્યા હતા. મુઠ્ઠીભર હરિભક્તો અને

સંતોના સાથથી લાખો રૂપિયાના ગગનચુંબી મંદિરો અને જ્ઞાન પ્રવર્તનનું કાર્ય, અવિરતપણે પૂરા વેગથી ચાલુ રહ્યું હતું. તેથી જ સૌને પ્રતીતિ થતી કે શ્રીજી મહારાજ આ સંતવર્યના કાર્યમાં અખંડ સાથે જ છે.

મુક્તરાજ કુબેરભાઈના આગ્રહથી સ્વામીશ્રી ભાવનગર પધાર્યા.

ભાવનગરમાં ઝોળી પ્રકરણ

મુક્તરાજ કુબેરભાઈને ઘેર તો બ્રહ્મવાર્તાનો અખાડો જામતો. ગૃહસ્થાશ્રમમાં એક ઉચ્ચ પ્રકારના સાધુ જેવી તેમની સ્થિતિ હતી. સ્વામીશ્રી પ્રત્યે અત્યંત હેત અને મમતા તેમને હતા, તેથી તે ભાવથી ઘણી વખત સ્વાથીશ્રીના દર્શનમાત્રથી જ તેઓ દ્રવી જતા.

આ વખતે સ્વામીશ્રી, સ્વામી વિજ્ઞાનદાસજી, જ્ઞાનજી સ્વામી

સંત મંડળ

નિર્ગુણદાસજી વગેરેને, લઈને ભાવનગર પધાર્યા. કર્મકાંડીમાં બ્રાહ્મણોની આ નગરીમાં મુમુક્ષુઓ ઘણા હતા. તેથી સ્વામીશ્રીએ એક વખત કુબેરભાઈને કહ્યું, 'આજે અમારે ગામમાં ઝોળી માંગવા જવું છે.' કુબેરભાઈને સ્વામીશ્રીના શબ્દોથી વિજળી પડી હોય તેવો આઘાત થયો. તેમણે સ્વામીશ્રીને હાથ જોડયાં અને વિનતિ કરી, 'દયાળુ ! અહીં મારું ઘર અને બીજાં પણ સત્સંગી-ઓનાં કેટલાક ઘર છે. છતાં આપ ગામમાં ઝોળી માંગવા જાઓ તે અમને કેટલું શરમ ભર્યું લાગે ?' સ્વામીશ્રીએ હસતાં હસતાં કહ્યું, 'કુબેરભાઈ! તમારી સેવા તો અપાર છે. પરંતુ શ્રીજી મહારાજે જાતે ઝોળી માંગી હતી અને પરમહંસો પાસે પણ ઝોળી મગાવી હતી. તેથી અનેક મુમુક્ષુ જીવોને દર્શન થાય અને તેમનું કલ્યાણ થાય એ જ હેતુ મહારાજનો હતો. આપણે પણ મહારાજની આજ્ઞાનુસાર ઝોળી માંગવા જવું છે.' કુબેરભાઈ સમજતા હતા કે નિશ્ચયાત્મક દઢતાના ધારક સ્વામીશ્રી એક વખત જે નિશ્ચય કરે તે કોઇથી ફેરવી શકાય તેમ ન હતું.

ભાવનગરની શેરીએ શેરીએ 'નારાયણ હરે, સચ્ચિદાનંદ પ્રભુ'ની

આહ્લેક ગુંજવા લાગી. ઝોળીના એક તરફના છેડા સ્વામીશ્રીએ તથા વિજ્ઞાનદાસ સ્વામીએ પકડ્યા હતા અને સામી બાજુએ 'જ્ઞાનજી' સ્વામી તથા કુબેરભાઈએ બે છેડા પકડયા હતા. કુબેરભાઇ જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થ, સાધુ સાથે ઝોળી માગવા નીકળ્યા છે, તે વાત ગામમાં પ્રસરી એટલે આખું ગામ આ દૃશ્ય જોવા ઊમટયું. શેરીએ શેરીએ અને બજારે બજારે લોકો કુબેરભાઇના સ્વામીના દર્શન કરવા લાગ્યા. સાથે ભાવનગરના મુખ્ય હરિભક્તો તથા બીજા સંતો પણ હતા. જેમ શ્રીજી મહારાજની દૃષ્ટિમાં જાદૂ હતો, ચાંખડીના અવાજે લોકોને સમાધિ થતી, ઘેરે રાગે ગાતા ત્યારે સૌના અંતર ભેદાઇ જતા, તેમ શ્રીજીના અખંડ સંબંધે સહિતની સ્વામીશ્રીની સૌમ્ય મૂર્તિ જોઈ, સૌને થયું કે આ કોઈ સામાન્ય સાધુ કે વેરાગી નથી. તેમની ચટકંતી ચાલ સૌના મન હરી લેતી, તેમના ઘેરા રાગની મહારાજના નામની 'નારાયણ હરે'ની આહ્લેકથી સૌના અંતઃકરણમાં નાદ બ્રહ્મના શબ્દ ગુંજવા લાગતાં. શ્રીજી મહારાજની પરમ શ્રેયસ્ વિભૂતિરૂપ આ સંતવર્ય, સાક્ષાત્ ઝોળી માંગવા નીકળ્યા, એટલે લક્ષ્મીજીએ સેવા કરવાના પોતાના કોડ પૂરા કર્યા. અનગળ પ્રમાણમાં વસ્ત્ર, અન્ન અને નાણાંના ઢગલા થયા. ત્રણ દિવસ સુધી આ પ્રમાણે સ્વામીશ્રીએ ભાવનગરમાં આ દિવ્ય ઝોળીપ્રકરણ ચલાવ્યું. અંતકાળે આ પ્રસંગનું જેને સ્મરણ થઇ આવે તેને આત્યંતિક કલ્યાણમાં કાંઇ બાકી ન રહે!

અક્ષર પુરુષોત્તમ માટે શ્વપચને ઘેર વેચાવું પડે તો પણ ઓછુ છે

એ જ પ્રમાણે સ્વામીશ્રીએ સારંગપુરમાં પણ ઘરેઘર ઝોળી માંગી હતી અને એકેએક ઘરને પ્રસાદીનું કર્યું હતું. સારંગપુર ગામની સીમ, શેઢા તમામને પોતાના પાદામ્બુજોથી અંકિત કરી, સારંગપુરની રજેરજને સ્વામીશ્રીએ પાવન કરી હતી. તે જ પ્રમાણે ગુજરાતમાં પણ નડિયાદ, ભાદરણ, ધર્મજ વગેરે ગામોમાં પોતે ઝોળી માંગવા નીકળતા. નિર્ગુણદાસ સ્વામી ઘણી વખત સ્વામીશ્રીને જાતે ઝોળી માંગવા નીકળવા ના કહેતા અને 'અમે બધા આપની સેવામાં જ તત્પર છીએ તો પછી આપ શા માટે નીકળો

છો ?' એવો મીઠો ઠપકો આપતા, ત્યારે સ્વામીશ્રી હસીને કહેતા, 'અક્ષર પુરુષોત્તમ માટે આપણે શ્વપચને ઘેર વેચાવું પડે તો પણ તે ઓછું છે. માટે તન, મન અને ધનથી આપણે મહારાજ અને સ્વામીની સેવા કરવી, હરિભક્તોની સેવા કરવી, તેમને જમાડવા, પાણી પાવું, ગૃહસ્થ હરિભક્તો મંદિરમાં આવી માંદા થયા હોય તો તેમના દેહની સેવા કરવી, તેમના લુગડાં પણ ધોઈ નાંખવા અને એ સ્વયં સહજાનંદ સ્વામીની સેવા છે એમ માનવું.' વળી કહેતા 'આ મારી ઝોળીમાં જેનો જેનો કણુકો આવશે તે તમામને મારે અક્ષરધામમાં લઈ જવા છે.' સેવાધર્મનો આવો ઉત્તમોત્તમ ઉપદેશ અને અક્ષર પુરુષોત્તમ મહારાજ માટે શું ન થાય એ ભાવના સ્વામીશ્રીના શબ્દો, તેમના જીવનના પ્રસંગે પ્રસંગમાં મૂર્તિમાન પ્રગટ થતા સૌને દેખાતા. પોતે સૌના ગુરુ અને ઉપદેષ્ટા હતા, મંદિરોના અધિષ્ઠાતા હતા, લાખો હરિભક્તોના જીવન આધાર હતા, છતાં સમૈયામાં હરિભક્તોને જાતે પીરસવું, તેમનાં જમેલાં વાસણો જાતે ઊડકી નાખવા, આ તમામ ક્રિયામાં 'સહજાનંદ સ્વામીની આવી સર્વોપરી નિષ્ઠાવાળા હરિભક્તોની સેવા એ મહારાજની જ સેવા છે' એવો જ ભાવ સદા તેમનામાં નિહાળીને સૌ તેમના ચરણકમળમાં પ્રણિપાત કરતા. બોચાસણમાં સોજીત્રાના ચાર પાટીદાર હરિભક્તો સ્વામીશ્રીના દર્શને આવ્યા. સ્વામીશ્રીએ તેમને પોતાના આસને જાતે પીરસીને જમાડયા. પછી તેમની થાળીઓ પોતે ઊંચકી ત્યાં અબોટ કરી, થાળી પોતે ઊડકી નાંખી. સ્વામીશ્રી આટલા મહાન હોવા છતાં, આવી સેવા જાતે કરે છે અને આપણાથી તો નીચાં વળીને થાળી પણ ઉપાડી શકાતી નથી, એમ સમજનાર આ હરિભક્તોને સ્વામીશ્રીનો અત્યંત મહિમા સમજાયો. સ્વામીશ્રી ઘણી વખત કહેતા, 'હરિભક્તોની થાળીઓ ઊડકાં ઊડકીને અમારા હાથના નખ ઘસાઈ ગયા છે, ત્યારે આ સત્સંગ થયો છે.' સ્વામીશ્રી બોચાસણથી સ્વામીપુરા મંદિરની જમીન અંગે તપાસ કરવા પધાર્યા.

× × ×

શ્રી સોમેશ્વર ગીરધરદાસ પીઠવા પ્રેમાળ અને ભોળી પ્રકૃતિના

દહીસરમાં સત્સંગિજીવનની કથા

હરિભક્ત હતા. સ્વામીશ્રીનો અતિ અપાર મહિમા[1] તેમના અંતરમાં ઊતર્યો હતો. તેથી દહીસરમાં તેમણે સ્વામીશ્રીની આજ્ઞાથી ભવ્ય સમારંભ યોજ્યો. દહીસરની આજુબાજુ દૂબળા ભીલની વસતિ હતી. વળી સોમેશ્વરભાઈ જંગલ ખાતાના અધિકારી હતા એટલે આ સેવકોએ કેળના સ્તંભો, આશોપાલવના તોરણો, ફળ, ફૂલ, ઝાડ, રોપ વગેરે ભેગું કરી સુંદર મંડપ શણગાર્યો. રસ્તો પણ જાણે સુંદર બગીચો હોય તેવો બનાવી દીધો. સ્વામીશ્રી પધાર્યા. સાથે 'જ્ઞાનજી' સ્વામી, નિર્ગુણદાસજી શ્રીજી સ્વરૂપદાસજી, પાર્ષદ મોહન ભગત વગેરે હતા. મુંબઈથી શેઠ ભગવાનદાસ ભીમજીભાઈ તથા ભાદરણવાળા કશીભાઈ, વસોના જશભાઈ અમીન, મણીભાઈ વગેરે આવ્યા હતા. સ્વામીશ્રીનું ભવ્ય સ્વાગત પાલઘર સ્ટેશન ઉપર કરી, સોમેશ્વરભાઈએ સ્વામીશ્રી તથા સંતોને પોતાને બંગલે પધરાવ્યા.

એકાંત સ્થાન અને નિષ્ઠાવાળા હરિભક્તો, એટલે સ્વામીશ્રીએ આ કથા પ્રસંગે, સ્વરૂપનિષ્ઠાની અને એકાંતિક ધર્મ સિદ્ધ કરવાની ઘણી વાતો કરી.

સોમેશ્વરભાઈના ભોળા, ભલા, સાદા, ભીલ અનુચરો રોજ સવારે ફળ, ફૂલ, દૂધ, મધ, મેવા ઈત્યાદિક વાનીઓ પહાડમાંથી લાવી, સ્વામીશ્રીનાં ચરણમાં ધરી દેતાં. તેમના મુખ ઉપર સ્વામીશ્રીના દર્શનથી કૃતકૃત્યતાનો ભાવ દેખાતો. સ્વામીશ્રી તેમના અંતઃકરણનો ભાવ સમજી, તેમની અલ્પ પણ ભાવયુક્ત ભેટ સ્વીકારીને, હમેશાં ઠાકોરજીને ધરાવી, અંગીકાર કરતા અને સૌને પ્રસાદી વહેંચતા. સોમેશ્વરભાઈએ આ પ્રસંગે શ્રદ્ધા પૂર્વક સેવા કરી. માર્ગ ભૂલેલાને એકાએક માર્ગ જડી જાય, તેમ સોમેશ્વરભાઈને સાચો મોક્ષ માર્ગ સ્વામીશ્રીના પ્રસંગથી મળી ગયો હતો. પૂર્ણાહુતિ ધામધૂમથી ઉજવી.

---

૧ અમદાવાદના મુક્તરાજ મગન ભગત થકી તેમને સત્સંગ થયો હતો અને પંડયા નારણજી મહારાજના પ્રસંગથી સ્વામીશ્રીનો મહિમા સમજાયો હતો.

દહીસરથી સ્વામીશ્રી શેઠ ભગવાનદાસભાઈના આગ્રહથી મુંબઇ પધાર્યા. મુંબઇમાં છીપીચાલમાં રહેતા વસોના જશભાઈ ભઇલાલભાઇ અમીનની ઓફીસમાં સ્વામીશ્રીએ તથા સંતોએ ઉતારો કર્યો. જશભાઇના દાદા પુરુષોત્તમદાસ ભગતજી મહારાજના અનન્ય શિષ્ય હતા. તે સંસ્કાર વારસો જશભાઇ એ પણ સાચવ્યો. સ્વામીશ્રીના પરમ ભાગવત સ્વરૂપનો તેમને દૃઢ નિશ્ચય હતો અને અક્ષર પુરુષોત્તમની ઉપાસના તેમના અંતરમાં દૃઢ હતી. સ્વામીશ્રી અથવા તો નિર્ગુણદાસ સ્વામી જ્યારે જ્યારે મુંબઈ પધારતા ત્યારે તેમના ઘેરજ તેમનો ઉતારો રહેતો. સંપ્રદાયની રીત પ્રમાણે સંતોની સર્વ પ્રકારે મર્યાદા જળવાય, તેવી સુંદર સગવડ તેઓ સદા જાળવતા. મુંબઈમાં સત્સંગના કાર્ય અર્થે સ્વામીશ્રી સાથે ફરવામાં તેઓ પોતાના ધંધાનો વ્યવસાય દૂર કરી દેતા. ટૂંકમાં પોતાના જીવનના તાણાવાણામાં તેમણે સ્વામીશ્રીને વણી લીધા હતા, એમ તેમનો વ્યવહાર જોતા જણાતું.

મુંબઇમાં સત્સંગના પગરણ

મુકતરાજ શેઠ ભગવાનદાસભાઇ પણ તેવીજ અલૌકિક સ્થિતિવાળા હતા. લુહાણા જ્ઞાતિના આ ભકતરાજનો મુંબઇમાં ધીકતો ધંધો ચાલતો હતો. 'શેઠ' સંજ્ઞાથી જ સ્વામીશ્રી તેમને બોલાવતા. પરંતુ સ્વામીશ્રી અને તેમના સંતો તથા ભક્તોના તો તેઓ દાસ જ હતા. નાના મોટા તમામ હરિભક્તોને, પછી ભલે તે બાળક હોય, યુવાન હોય, કે વૃદ્ધ હોય પરંતુ દરેક પ્રત્યે તેમને અત્યંત પૂજ્યબુદ્ધિ હતી. સૌની સાથે સદા હાથ જોડી વર્તનાર આ ભકતરાજે દાસત્વ ભક્તિમાં જ સાચો સત્સંગ માન્યો હતો.

તેવીજ અલૌકિક સ્થિતિવાળા ભાદરણના કશીભાઇ બકોરભાઇ મુંબઈમાં ધંધાર્થે રહેતા હતા. આ ત્રણ હરિભક્તોનો સુમેળ મુંબઈમાં સારો સધાયો હતો. સ્વામીશ્રી સાથે સ્વામી નિર્ગુણદાસજી, શ્રીજીસ્વરૂપદાસજી તથા મોહન ભગત આવ્યા હતા. બીજા સંતોને દહીસરથી પાછા ગુજરાતમાં મોકલ્યા હતા. સ્વામીશ્રીને મુંબઈમાં

ત્રણ રહેવાની ઇચ્છા ન હતી, પરંતુ આ ભક્તોનો અત્યંત આગ્રહ અને ભાવ હતો એટલે ચાર પાંચ દિવસ રોકાયા.

ભાયખલામાં રહેતા કચ્છના વતની અને સત્સંગી શેઠ શ્રી રામજી કેશવજી મિસ્ત્રીએ પણ સ્વામીશ્રીના સમાગમનો આ વખતે સારો લાભ લીધો. મુંબઇમાં 'કૉન્ટ્રાક્ટ'નું કામ કરતા રામજી શેઠને, નિર્ગુણદાસ સ્વામીના સમાગમથી, સ્વામીશ્રીનો મહિમા સમજાયો હતો. નિર્ગુણદાસ સ્વામી પૂર્વાશ્રમમાં મુંબઇના મંદિરમાં કોઠારી તરીકે હતા ત્યારે, રામજીભાઇને અવારનવાર ધંધામાં રકમની જરૂર પડતાં, મુખ્ય કોઠારીની પરવાનગીથી, તેમને રકમ ધીરતા. હરિભક્તોના દરેક વ્યવહારમાં ઉપયોગી થવામાં જ સત્સંગની સાચી સેવા છે, એવું માનનાર નિર્ગુણદાસ સ્વામીની આ સેવાથી, રામજીભાઇને તેમના પ્રત્યે બહુ જ સદ્ભાવ થયો.

**પ્રગટ રામજીનું ભજન કરો**

અત્યંત વ્યવસાયાત્મિકા બુદ્ધિવાળા રામજી શેઠને સત્સંગનો રંગ તો લાગ્યો પણ સત્સંગ તેના વિશુદ્ધ સ્વરૂપમાં જેવો છે તેવો યથાર્થ ઓળખાયો નહિ. એટલે એ સ્થિતિમાં જેવું અંગ બંધાયું તેવું જ તેમને રહ્યું. સ્વામીશ્રીની પ્રકૃતિ તો શ્રેયાર્થીને જ વાત કરવાની અને ખપવાળાને જ દષ્ટિમાં લેવાની હતી. તેથી શેઠ પાસે જગત મિથ્યા અને ભગવાન સત્ય એવી સાંખ્યની અને આ દેહે ભગવાન ભજી લેવાની સામાન્ય વાતો, સ્વામીશ્રી પ્રસંગોપાત કરતા.

એક દિવસ સ્વામીશ્રી તેમને ઘેર પધાર્યા. શેઠે ભાવપૂર્વક સ્વામીશ્રીનું સ્વાગત કર્યું. તે અરસામાં શેઠને ઘેર એક રામાનંદી સાધુ ઉતર્યા હતા. સ્વામીશ્રી પધાર્યા તે વખતે આ સાધુ 'જે રામજી કી' 'જે રામજી કી' એમ જોરજોરથી ભજન કરતા હતા સ્વામીશ્રીને થયું, 'બાવાજી ભજન કરતા બંધ થાય તો શેઠને કાંઇક વાત કરીએ.' પરંતુ બાવાજીએ તો ચલાવ્યું ને એમને એમ એક કલાક થઇ ગયો. પરંતુ શેઠે તેમને કંઇ કહ્યું નહિ. આમ મૌનમાં સમય વીતી ગયો. પછી

સ્વામીશ્રીએ બાવાજી તરફ જોઈ કહ્યું, 'બાવાજી! જરા ધીમે બોલો. રામચંદ્ર ભગવાનને તો આ પૃથ્વી ઉપર પધાર્યાને ૨૧ લાખ વર્ષ થઈ ગયા છે. આજે પ્રગટ રામજી શ્રી સ્વામિનારાયણ ભગવાન છે. તેમનું અમે ભજન કરીએ છીએ અને તમે પણ અત્યારે જો એ રામજીનું ભજન કરો તો તમારો અવાજ રામજી જલ્દી સાંભળશે.' બાવાજી તરફ સ્થિર દષ્ટિએ જોઇ સ્વામીશ્રીએ આટલા શબ્દો કહ્યા તેથી બાવાજીનું અંતઃકરણ નિર્મળ થઈ ગયું. તેમને થયું કે આ સાધુ સાચું કહે છે. રામજી પ્રગટ હોય તો જ અવાજ જલ્દી સાંભળે. એટલે તેમણે સ્વામીશ્રીને નમસ્કાર કર્યા અને કહ્યું, 'અમ પ્રગટ રામજી કા ભજન કરૂંગા.' સ્વામીશ્રી તેમના ઉપર રાજી થયા. પછી રામજી શેઠને કેટલીક વાતો કરી, સારંગપુર મંદિરની સેવા કરવાની તેમની ઈચ્છા હતી, તે પૂરી કરી સ્વામીશ્રી પાછા ઉતારે પધાર્યા.

મુંબઇથી સ્વામીશ્રી સીધા બોચાસણ જવાના હતા. પરંતુ ગુણાતીતાનંદ સ્વામીના શિષ્ય રાજકોટના હિમરાજભાઇના ભત્રીજા વલ્લભદાસના પુત્ર ઇંદ્રજીભાઈ ઇંદોર રહેતા હતા, તે આ વખતે મુંબઈ આવ્યા હતા. તેમણે સ્વામીશ્રીને બહુ જ પ્રાર્થના કરી 'દયાળુ! આપ ઇંદોર પધારો અને અમને પાવન કરો. મારા દાદા પણ ગુણાતીતાનંદ સ્વામીના શિષ્ય હતા એટલે હું તો આપનો શિષ્ય કહેવાઉં. માટે મારી આટલી પ્રાર્થના સ્વીકારી આ વખતની દિવાળી ઇંદોરમાં કરો.' સ્વામીશ્રીએ તેમનો અત્યંત ભાવ જોઇ, ઇંદોર જવા કબૂલ કર્યું.

## સ્વામીશ્રી ઇંદોરમાં

સ્વામીશ્રી ઇન્દોર પધાર્યા એટલે ઇંદ્રજીભાઈ તથા તેમના પિતા વલ્લભજીભાઇ બહુજ રાજી થયા. વળી પીપળાવના હરિભક્તો મોતીભાઇ તથા લલ્લુભાઈ પણ ઇન્દોરમાં રહેતા હતા. તેમને પણ આવા દૂર પરદેશમાં સ્વામીશ્રીના અચાનક દર્શન થયા, તેથી ખૂબજ આનંદ થયો. દિવાળીના ઉત્સવોમાં પોતાના તમામ સ્નેહી, સંબંધીઓ અને વેપારીઓને ઘેર આમંત્રણ આપી, તેમણે સમૈયો કર્યો. આમ સ્વામીશ્રીના દર્શન અને સમાગમનો સૌને તેમણે લાભ અપાવ્યો..

અન્નકૂટના દિવસે અનેક પ્રકારની વાનીઓ બનાવી ઠાકોરજી આગળ અન્નકૂટ ધરાવ્યો. પછી અન્નકૂટના થાળની તમામ વાનીઓ સ્વામીશ્રીને પીરસી. પછી વલ્લભજીભાઇએ હાથ જોડી સ્વામીશ્રીને કહ્યું, 'સ્વામી બાપા! અમારે તો તમો અન્નકૂટ જમો અને રાજી થાઓ તેથી શ્રીજીમહારાજ, ગુણાતીતાનંદ સ્વામી, પ્રાગજી ભગત બધા રાજી થઇ રહ્યા. અત્યારે તો આપ અમારા પ્રગટ મહારાજ છો. માટે આપને જ અમારે તો રાજી કરવા છે. માટે રાજી થઇને આશીર્વાદ આપો.' સ્વામીશ્રી તેમની સ્તુતિ સાંભળીને તેમના ઉપર બહુ જ પ્રસન્ન થયા અને કહ્યું, 'આવા દૂર દેશમાં પણ સ્વામી અને મહારાજની નિષ્ઠા રાખી રહ્યા છો અને પ્રગટ સત્પુરુષમાં હેત છે, તો મહારાજ તમારા ઉપર કરોડ ગણા રાજી છે.' એમ આશીર્વાદ આપ્યા.

અહીં એક કાઠિયાવાડના દરજી હરિભક્ત હતા. તેમને સ્વામીશ્રીને રસોઇ આપવાનો સંકલ્પ હતો. રોજ કથામાં આવે, સ્વામીશ્રીની વાતો સાંભળે પણ બોલી ન શકે. એક રાત્રે સ્વામીશ્રીએ તેમને બોલાવીને કહ્યું, 'તમારે રસોઈ દેવાનો સંકલ્પ હોય તો અમે આવીશું. સવારે નાહી, રસોડું ધોઇ, પાણી ચોકખું ગાળીને સીધું તૈયાર કરી રાખજો, એટલે અમે સાડા સાત વાગે આવી રસોઇ બનાવી દેશું.' સ્વામીશ્રીનું આ વચન સાંભળી આ હરિભક્ત તો અત્યંત રાજી થયા. તુરત જ ઇંદોરમાં વસતા તમામ હરિભક્તોને જમવાનું કહી આવ્યા. લગભગ ૧૦૦ માણસનું સીધું સવારે તૈયાર કર્યું.

બીજે દિવસે સવારે સ્વામીશ્રી, નિર્ગુણદાસજી તથા શ્રીજીસ્વરૂપદાસજી અને મોહન ભગતને લઇને પધાર્યા. નિર્ગુણદાસ સ્વામીને આટલું બધું સીધું જોઇને ધીરજ ન રહી, જરા આકળા થઈ ગયા. પરંતુ સ્વામીશ્રીએ વાર્યા. શ્રીજીસ્વરૂપદાસને રસોઈ કરવાનું ફાવતું નહિ એટલે તે રસોડામાં આવ્યા નહિ. નિર્ગુણદાસ સ્વામીની આંખો

रसो वै सः ।

ધૂમાડાથી લાલ લાલ થઇ ગઈ, આંખમાંથી પાણી ચાલવા લાગ્યા, એટલે સ્વામીશ્રીએ તેમને પણ બહાર મોકલી દીધાં. આમ પોતે એકલે હાથે સો માણસની રસોઈ, લાડુ, દાળ, ભાત, બે શાક, ભજિયા બનાવી દીધાં. સ્વામીશ્રીને દરેક ક્રિયા કટ કટ કરી નાખવાની ટેવ, એટલે રસોઇ કેમ તૈયાર થઇ તેની કોઇને સમજણ પડી નહિ.

ઠાકોરજીને થાળ ધરાવી પોતે તમામને જમવા બેસારી દીધા. સ્વામીશ્રી અને સંતો પ્રથમ જમી લે એવી સૌની ઇચ્છા હતી. પરંતુ સ્વામીશ્રીને તો આજે આ બધાનું કામ કાઢી નાંખવું હતું. એટલે પોતે જ આગ્રહપૂર્વક સૌને કહ્યું, 'તમો જમવા બેસી જાઓ અને હું પીરસી દઉં.' સંઘેડેથી હમણાંજ ઉતાર્યું હોય તેવું ગૌર અને માખણના પિંડા જેવું કોમળ શરીર, સિંહ જેવી પાતળી કેડ, વિશાળ વક્ષઃસ્થળ, મનોહર મુખારવિંદ અને દૃષ્ટિ માત્રે જગતના ઝેર ઉનારી ભગવાનમાં સ્નેહ કરાવી દે, તેવા જાદુભર્યા નયન કટાક્ષ, અતિ ચપળતાથી સૌને તેમના સંકલ્પ જાણી ઘડીમાં લાડુ, શાક, દાળ, પીરસે, દૃષ્ટિ નાખી હસે, એમ જાણે રસો વૈ સઃ । એવી રસમૂર્તિ સ્વામીશ્રીએ આજે ભોજનમાં અમૃત મૂકી દીધું હતું. સૌ ખૂબ ખૂબ જમી અતિ તૃપ્ત થઇ ગયા. આજ જાણે કેટલું જમ્યા તેની કોઇને ખબર જ પડી નહિ. અમૃતના ઓડકાર લેતા સૌ સ્વામીશ્રીની સ્નેહલ મૂર્તિમાં લીન થઇ ગયા. પોતાના હરિભક્તોના મનોરથ પૂરા કરવા માટે જ પોતાનું જીવન છે, તે સત્યની પ્રતીતિ આ પ્રસંગથી સૌને થઇ. પોતાના લાડીલા ભક્તોની તૃપ્તિમાં જ પોતે તૃપ્ત છે, એવા એકાત્મભાવથી ભક્તો સાથે વર્તતા સ્વામીશ્રી, અલ્પાહાર કરી ચળુ કરી ઊભા થઇ ગયા. વલ્લભજીભાઈ, ઇંદ્રજીભાઇ તથા બીજા હરિભક્તોને થયું કે જેમની સેવા મોટા મોટા દેવાધિદેવો ઇચ્છે છે અને તે સેવા માટે મનમાં તલસે છે, તે સ્વામીશ્રીએ આટલો શ્રમ વેઠી સૌની સેવા કરી, તે તો ફક્ત આ પ્રસંગની સૌને સ્મૃતિ રહે અને સૌનું કલ્યાણ થાય, એ દૃષ્ટિથી જ કર્યું છે. આ અદ્દભુત પ્રસંગથી સૌને જાણે અતિશય કેફ ચઢયો હોય તેમ :

જોઇ લીલા ને ચડી ખુમારી, ઉતરે નહિ કેની ઊતારી,
કરે ચર્ચા પરસ્પર જ્યારે, થાય કૈફ ભરી વાત ત્યારે;
સહુને ચિત્તે ચઢ્યો રંગચોળ, આવી અંતરે મસ્તી અતોળ,
થયું પ્રગટ જાણે કલ્યાણ, નહિ ઉધારી વાતની વાણ્ય.

જમીને સૌ ઘેર ગયા. અહીં પણ સ્વામીશ્રીનીજ વાત, એ જ પ્રસંગ, એ જ સ્વરૂપ भक्तिसंपोषक મૂર્તિની સ્મૃતિ ! એમ બ્રહ્માનંદમાં નહાતા સૌ કૃતકૃત્ય થઈ ગયા.

આજે તમારી પ્રાણપ્રતિષ્ઠા ખરી થઇ

સ્વામીશ્રી અને સંતો વલ્લભજીભાઈને ઘેર જઇ થોડો આરામ કરી ત્રણ વાગે તેમની મોટરમાં નીકળ્યા અને ઈંદોરથી ૫૦ માઇલ દૂર જઈ, નર્મદાજીમાં સ્નાન કર્યું. પછી નર્મદાજીના આ કિનારા ઉપર મંગળેશ્વર મહાદેવનાં દર્શન કર્યા. સૌના કલ્યાણ કરવાનો મહા ઉદ્દેશ રાખી વન, પર્વત અને ઝાડીમાં જ સ્થપાએલા ભગવાન સદાશિવ, પોતાની આ અવધૂત સ્થિતિથી સૌને આદેશ આપતા હતા કે આ રીતે રહી તપ કરશો અને જગતના પ્રવાહમાં નહિ તણાઓ, તો જ ભગવાન કલ્યાણ કરશે. પછી વહાણમાં બેસી સ્વામીશ્રી અને સૌ સામે કિનારે ગયા. અહીં પહાડીમાં ઓંકારેશ્વરના દર્શન કર્યા. આ જ્યોતિર્લિંગના સ્વરૂપ ઉપર સ્વામીશ્રીએ નર્મદાજીનું જળ રેડયું અને પોતે હાથ ફેરવીને ઓંકારેશ્વર ભગવાનને કહ્યું, 'તમો હજારો વર્ષથી યાત્રાળુઓને દર્શન આપો છો પણ આજે તમારી પ્રાણપ્રતિષ્ઠા ખરી થઇ. માટે હજારો યાત્રાળુઓ હવે પછી આવે તેમને પ્રગટ ભગવાન ઓળખાવજો.' આ આજ્ઞાને શિરસાવંધ માની લીધી હોય એવું સૂચન કરતું એક બીલીપત્ર સ્વામીશ્રીના ચરણકમળમાં પડયું ! સ્વામીશ્રી આથી હસ્યા. તે હાસ્યનો મર્મ તો સ્વામીશ્રી અને ઓંકારેશ્વર ભગવાન સિવાય બીજું કોણ સમજી શકે ?

ઇંદોરમાં ૮–૧૦ દિવસ રહી સૌ હરિભક્તોના મનોરથ પૂરા કરી, કથાવાર્તા કરી, સ્વામીશ્રી તથા સંતો ત્યાંથી નીકળી, વડોદરા

આવ્યા. કાર્તિક સુદ બારશનો વરતાલમાં શતવાર્ષિક પાટોત્સવ હોવાથી, સ્વામીશ્રી સર્વ સંતમંડળ તથા હરિભક્તોનો ૨૦૦નો સંઘ લઇ વરતાલ પધાર્યા.

## વરતાલમાં શતવાર્ષિક પાટોત્સવ

સં. ૧૯૮૧ના કાર્તિક સુદ ૧૨ નો લક્ષ્મીનારાયણ દેવનો શતવાર્ષિક પાટોત્સવ વરતાલમાં હતો. આ પ્રસંગે વરતાલમાં હજારો હરિભક્તો આવ્યા હતા. ડેરા, તંબુ અને છાવણીઓની અનેરી શોભાથી, વરતાલ એક સુંદર નગરસમું શોભતું હતું. મંદિર પણ ફુલહાર તથા તોરણોથી શણગાર્યું હતું. શ્રીજી મહારાજની મહા પ્રસાદીનું આ યાત્રાધામ આજે જાણે ૧૦૦ વર્ષ પહેલાના એ સમયની પુન : સ્મૃતિ આપતું હતું ! સર્વત્ર આનંદ આનંદ પ્રસરી રહ્યો હતો.

સ્વામીશ્રી અત્રે પધાર્યા. સો વર્ષ પહેલાં શ્રીજી મહારાજે આ સ્થાનમાં લક્ષ્મીનારાયણ દેવ સાથે પોતાની મૂર્તિની પ્રતિષ્ઠા કરી, સ્વામિનારાયણ સંપ્રદાયની આ ભૂમંડલ ઉપર સ્થાપના કરી, અને એકાંતિક ધર્મનો તેના શુદ્ધ સ્વરૂપમાં પ્રકાશ કર્યો. જેમના પાદ સ્પર્શથી આ પૃથ્વી પાવન થઇ અને હજારો સંતો અને હરિભક્તો તે રમણ રેતીમાં આળોટયા, તે જ શ્રીજી મહારાજના સાક્ષાત સ્વરૂપ-રૂપ આ સંતવર્ય, આ સ્થાનમાં પધાર્યા, પરંતુ મહામોહના આવરણથી આ સંતવર્યને, તેમના દિવ્ય કાર્યની ઝાંખી થયા છતાં, તેમના સાચા સ્વરૂપમાં કોઇ ઓળખી શકયું નહિ. સ્વામીશ્રીએ પોતાનો ઉતારો વરતાલથી એક ગાઉ દૂર સંજાયામાં રાખ્યો.

સમૈયાને દિવસે સ્વામીશ્રી સવારમાં સંતો તથા હરિભક્તોનું મંડળ લઈ મંદિરમાં પધાર્યા. લક્ષ્મીનારાયણ દેવ તથા હરિકૃષ્ણ મહારાજના દર્શન કર્યા. 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' મંત્રનો જાપ કરતા, એક હાથમાં માળા અને બીજે હાથ એક સંતનો પકડીને, ગૌરવભરી રીતે આ સંતવર્યને જતા જોઈ, કેટલાકે ભાવભરી રીતે મંદિરના ચોગાનમાં જ તેમને દંડવત કરી આશીર્વાદ લીધા. -જ્યારે

કેટલાકે 'આ બોચાસણના શાસ્ત્રીજી મહારાજ' એવા શબ્દો કહી છેટેથી નમસ્કાર કર્યા અને કેટલાકે તો 'ખંડિયા ખંડિયા' એવા શબ્દોથી પોતાની માનસિક અધોગતિનું પ્રદર્શન કર્યું ! સ્વામીશ્રી સંતમંડળ સાથે સભામંડપ તરફ પધારતા હતા. સમૈયાની સભા ચિકાર ભરાઈ હતી. સ્વામીશ્રીને સભામંડપમાં પધારતા જોઈ, ચમકપહાણની સામે લોઢું જેમ આકર્ષાઈ જાય, તેમ સમગ્ર સભાજનો એકદમ ઊઠી ગયા અને સ્વામીશ્રી સન્મુખ ફરી, પગે લાગવા લાગ્યા. કેટલાકે સ્વામીશ્રીની કોટમાં હાર પણ પહેરાવ્યા. આમ લાખોની સભા એક કાળાવિચ્છિન્ન આ સંતવર્યની અલૌકિક મૂર્તિમાં જોડાઇ ગઈ. એટલામાં હાથીના ગંડસ્થળ ફાડી નાખે એવી 'શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજની જય'ની ગર્જના થઈ! સ્વામીશ્રીના ઉપાસનાના કાર્યનો આ વિજયઘોષ સર્વેએ ઝિલ્યો. સો વર્ષ પછી આ સ્થાનમાં શ્રીજી જ જાણે પોતાના કાર્યની પ્રતીતિ કરાવવા ન પધાર્યા હોય, એમ સર્વત્ર 'શ્રી અક્ષર પુરુષોત્તમ' અને 'શાસ્ત્રીજી મહારાજ'ના જયનાદો સંભળાવા લાગ્યા. કોઇ કંઇ પણ સમજી શક્યું નહિ કે આ પ્રસંગ કેમ બની ગયો? પરંતુ સમજ્યા પછી સાધુ, બ્રહ્મચારી, પાર્ષદો આમતેમ દોડવા લાગ્યા. સ્વામીશ્રી, બે હરિભક્તોનાં કાંડા પકડી, નીડર અને ગૌરવભરી રીતે સભામંડપમાંથી નીચે ઉતરી, હાલ જ્યાં સાધુનો દરવાજો છે, ત્યાં પધાર્યા. સમૈયામાં પધારેલા લાખો હરિભક્તોને સ્વામીશ્રીના દર્શનની તીવ્ર ઇચ્છા હતી. એટલે સ્વામીશ્રીના દર્શન માટે સૌએ ધસારો કર્યો. સ્વામીશ્રી દરવાજા પાસે ઓટલા ઉપર ખુરશી નાંખી બિરાજ્યા. સમૈયામાં આવેલ સંતો તથા હરિભક્તો સ્વામીશ્રીના દર્શન માટે અહીં દોડી આવ્યા. મહારાજની મૂર્તિના દિવ્ય સંબંધથી સ્વામીશ્રીની મૂર્તિમાં સૌ ખેંચાઈ ગયા. સ્વામીશ્રીએ લગભગ એક કલાક સુધી સૌને દર્શન દીધા. સર્વત્ર જાણે દિવ્યતાનો વિદ્યુત્ સંચાર થઇ ગયો હોય એમ સૌને લાગ્યું. જાણે ફક્ત સ્વામીશ્રીજ છે અને બીજું કાંઈજ નથી એમ एकाग्रेणैव मनसा। સૌ સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિમાં જોડાઇ ગયા !

સંજાયામાં, વાસુદેવ સ્વામીના પૂર્વાશ્રમને ઘેર, સ્વામીશ્રી અને સંત હરિભક્તોનો ઉતારો હતો. વરતાલ આવેલ કેટલાક હરિભક્તોને ખબર પડી કે સ્વામીશ્રી સંજાયામાં બિરાજે છે, એટલે સ્વામીશ્રીના દર્શન માટે તેઓ સંજાયા આવ્યા. વળી કેટલાક આ મોટા સમયામાં જમવાનું ઠેકાણું નહિ પડે એટલે સંજાયા આવ્યા. બીજા કેટલાક કુતૂહલ ખાતર પણ આવ્યા. આમ સંજાયામાં બપોરના એક વાગે જ્યારે 'વાસુદેવ હરે' થયા ત્યારે ધીરે ધીરે હરિભક્તોની સંખ્યા વધવા લાગી. રસોઇ ફક્ત ૨૦૦ માણસોની જ કરી હતી, પરંતુ પ્રથમ પંક્તિ જ ૫૦૦ હરિભક્તોની થઈ. વાસુદેવ સ્વામી મુઝાયા. તેમણે સ્વામીશ્રીને કહ્યું ' સ્વામી ! આ તો પહોંચે તેવું લાગતું નથી. માટે શું કરીશું ? ' સ્વામીશ્રીએ કહ્યું, 'પહોંચે કેમ નહિ ? મહારાજ પૂરું કરશે. માટે બધી રસોઇ ઉપર કપડું ઢાંકી ઠાકોરજી પધરાવો અને ઘીનો દીવો કરો. પછી હું કાઢી આપું અને તમો પીરસો ! ' એ પ્રમાણે સ્વામીશ્રીએ વ્યવસ્થા કરી. વાસુદેવ સ્વામી અને બીજા સંતો પીરસવા લાગ્યા. પહેલી પંક્તિ પાંચસોની જમી રહી. બીજી બસોની બેઠી. સ્વામીશ્રી રસોઇ કાઢી આપતા હતા. એમ એક હજાર હરિભક્તોને જમાડયા. પછી પત્રાવળા ખૂટયા તે પણ વરતાલ માણસ મોકલી મંગાવ્યા અને બીજી પંક્તિઓ બેસારી. સ્વામીશ્રી થાકયા. પછી વાસુદેવ સ્વામી રસોઇ કાઢી આપવા લાગ્યા અને બીજા સંતો પીરસવા લાગ્યા. આમ બપોરના ચાર સુધીમાં ૨૦૦ ની રસોઇમાંથી બે હજાર હરિભક્તોને સ્વામીશ્રીએ જમાડયા !

વરતાલમાં સમાચાર મળ્યા કે સંજાયામાં શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ હરિભક્તોને જમાડે છે અને એક પછી એક આવતા હરિભક્તના મંડળને પંક્તિમાં બેસારી જ દે છે. સ્વામીશ્રીનો આવો ઊઘાડો પ્રતાપ નિહાળવા છતાં પણ કોઈ રાગદ્વેષ મૂકી શકયા નહિ. માતાપિતા, સ્ત્રી પુત્ર અને ઘરનો ત્યાગ કરનાર, આ ત્યાગીઓ અહં મમત્વ અને રાગદ્વેષનો ત્યાગ કરી શકયા નહિ. સ્વામીશ્રીએ તો આ શતવાર્ષિક પાટોત્સવમાં પધારી, અનેકને પોતાના દર્શનનો લાભ આપ્યો . અને

અનેકને જમાડી દિગ્વિજય કર્યો. પછી પોતે બોચાસણ કાર્તિક સુદ ૧૫ નો સમૈયો હોવાથી પધાર્યા.

× × ×

સ્વામીશ્રી બોચાસણનો સમૈયો કરી ફરવા નીકળ્યા પણ ત્રણ ચાર દિવસ થયા અને પાછા બોચાસણ પધાર્યા. અહીં સુરતના કડિયા હરિભક્ત હરજી ભક્ત માંદા હતા. સ્વામીશ્રી ઠાકોરજીના દર્શન કરી, સીધા સભામંડપને મેડે હરજી ભગત પાસે ગયા.

સુરતના હરજી ભગત

હરજી ભક્તને સ્વામીશ્રી, સુરતમાં વિજ્ઞાનાનંદજી સ્વામી પાસે હતા, ત્યારથી સ્વામીશ્રીનો સંબંધ થયો હતો. સ્વામીશ્રીમાં, કિશોર અવસ્થામાંથીજ, અત્યંત ત્યાગ વૈરાગ્ય અને પ્રેમલક્ષણા ભક્તિ જોઇ, તેમને સ્વામીશ્રી પ્રત્યે હેત થયું હતું. પોતે પણ બહુ જ પ્રેમી હતા. પોતાને જે જે ચીજો ખાવાનો શોખ હતો, તે તમામ પોતે બનાવી ઠાકોરજીને પ્રેમથી ધરાવતા. દૂધની ખીર તથા કારેલાના ખલવા, તેમની પ્રિય વાનીઓ હતી. ત્રણથી ચાર થાળ બોલી હાથમાં વીંજણો રાખી, મહારાજને જમાડતાં, તેઓ ભૂમાનંદ સ્વામીની પેઠે મહારાજની મૂર્તિમાં તલ્લીન થઇ જતાં. મહારાજ તેમના આવા ભાવથી ઘણીવાર સાક્ષાત્ થાળ જમી જતાં. વળી મંગળા, શણગાર, રાજભોગ અને શયનની આરતીઓ, ટાણે ટાણે જૂદી જૂદી બોલતાં અને મહારાજનાં દર્શન કરતા પોતાના દેહનું ભાન ભૂલી જતાં. તેમના પ્રેમના ભાવના પ્રિય કીર્તનો :

ઉત્તમ ભૂપની ઓસરી

તથા દીજીએ દર્શન-દાન હો દયાનિધિ

તેઓ રોજ બોલતા. સુરતના મંદિરના દરવાજાનું કામ તેમણે કર્યું હતું. તે વખતે પણ કારખાનાના કામમાંથી છૂટી, ભંડારમાં જમી, પછી સૌને ભેગા કરી કથાવાર્તા કરતા. સંપ્રદાયના તમામ ગ્રંથો પોતે વાંચ્યા હતા અને ઘણાખરા કંઠસ્થ હતા. તેઓ ઉત્તમ પ્રકારના

કારીગર હતા. ગાયકવાડ સરકારે 'લક્ષ્મીવિલાસ પેલેસ' બંધાવ્યો, ત્યારે તેમને ખાસ રોકયા હતા.

સં. ૧૯૫૧માં સ્વામીશ્રી થોડો વખત સુરત હતા, ત્યારે હરજી ભગતને સ્વામીશ્રીને પ્રત્યે સ્નેહ થયો હતો. તે પહેલા તો તેઓ ઘણીવાર કહેતા, 'આ સાધુ પ્રાગજી ભગતને ભગવાનનું પ્રગટ સ્વરૂપ કહે છે. માટે એમનો સંગ કોઈએ કરવો નહિ. એમનો જે સંગ કરે છે તેના ઉપર તે ભૂરકી નાખે છે એટલે તેની વાત સાંભળ્યા સિવાય ચાલતું નથી.' તેમને ભરૂચમાં નારણજી મહારાજે સ્વામીશ્રીનો અપાર મહિમા કહ્યો હતો. ત્યારથી તેમણે સ્વામીશ્રીમાં સાચા સદ્‌ગુરૂનું સ્વરૂપ નિહાળ્યું. પછી તો ઘણી વખત તેઓ બોલતા :

'ગુરુ ગોવિન્દ દોનું ખડે, કીસકો લાગું પાય' એમ કહીને કહેતા, 'શાસ્ત્રીજી મહારાજ તો ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ છે.' પછી તો જૂનાગઢના દિવાન રા. સા. કેશવલાલભાઇને તેમણે સ્વામીશ્રીનો ખૂબ મહિમા કહી, સ્વામીશ્રીનું સાચું સ્વરૂપ સમજાવ્યું હતું. તેમનો વાત કરવાનો વેગ જોઈ, રાવસાહેબ કહેતા, 'તમોને આટલી અવસ્થાએ પણ ભગવવાન ભજવાનો આવો વેગ છે. તેવો વેગ અમને આવે તો સારું.'

**બાવાના ચાંદે ચાંદ**

બોચાસણના મંદિરના શિખર,ઘૂમટ, કમાનો, સ્તંભ પંક્તિઓ, રંગમંડપ વગેરે તમામમાં પોતાની કારીગીરીની કુશળતા તેમણે જડી દીધી હતી. સ્વામીશ્રી કહેતા, 'હરજી ભગતે આ મંદિરના તમામ કામમાં પોતાનો પ્રાણ પૂર્યો છે.' કેટલીકવાર સ્વરૂપોના રૂપરંગમાં કે એવી કોઇ બીજી ઝીણી બાબતમાં, સ્વામીથી તેમને સૂચના કરતા અને તેમને તે સૂચના બંધ બેસતી ન લાગતી, ત્યારે તેઓ કહેતા, " આપણે તો 'બાવાના ચાંદે ચાંદ " એમ સ્વામાશ્રીની અનુવૃત્તિમાં જ તેઓ સદા રહેતા. બોચાસણના મદિરનું કળા કૌશલ્ય જોઇ, સયાજીરાવ ગાયકવાડે કહ્યું હતું, 'આ હરજી ભગતે કર્યું લાગે છે, નહિ તો આવી કારીગરી ન હોય. યુરોપ, અમેરિકા

આદિ ઘણા દેશો મેં જોયા છે અને આ દેશમાં પણ ઘણા મંદિરો જોયા છે, પરંતુ આ મંદિર જોતાં જાણે તેના પત્થરે પત્થરમાંથી કોઇ જીવંત તત્વ બોલતું હોય તેમ મને જણાય છે?' બોચાસણના મંદિર માટે હરજી ભગતને ખૂબ મમત્વ હતું. તેમની આ છેલ્લી માંદગી હતી. પરંતુ તેમાં પણ ખાટલે સૂતા સૂતા હરિભક્તોને વાતો કરી તેમણે રૂ. ૩૮૦૦ નો ખરડો મંદિર માટે કર્યો હતો.

સ્વામીશ્રી તેમની પાસે આવ્યા ત્યારે હરજી ભગત 'સ્વામી' 'સ્વામી' એમ ઝંખતા હતા. સ્વામીશ્રીએ તેમને દર્શન દીધાં અને આખા શરીરે હાથ ફેરવ્યો. પછી સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'ભગત, હવે કાંઈ અધૂરું નથી તો મહારાજ તેડી જશે' હરજી ભગતે આ સાંભળીને હાથ જોડી સ્વામીશ્રીને કહ્યું, 'હવે કાંઇ બાકી નથી માટે મહારાજ તેડવા પધારે તો કટ ધામમાં ચાલ્યા જવું છે.' પછી સ્વામીશ્રી પોતાના આસને પધાર્યા.

બાવાકુ બોલો કીતની દેર હૈ

હરજી ભગત બહુ જ સ્વતંત્ર પ્રકૃતિના હતા. આખુ જીવન તેમણે ભજન જ કર્યું હતું. નિયમ-ધર્મ બરાબર પાળ્યા હતા અને મહારાજની નાની મોટી તમામ આજ્ઞા દઢપણે પાળી હતી. કોઇ પણ જાતની નિરાધારી કે લાચારી ભોગવવી તેમને ગમતી નહિ. ધામમાં પણ 'જાશું ધામે વજાડતા તાળી રે' એમ તેઓ માનતા. રાત્રે એકદમ તેઓ ઊઠયા અને તેમની સેવામાં પ્રભુ સ્વામી હતા તેમને ઊઠાડીને કહ્યું, 'જાઓ, બાવાકુ બોલો કે કીતની દેર હૈ, હમારે ધામમાં જવું છે.' સ્વામીશ્રીને તેઓ ઘણી વખત અતિ પ્રેમમાં 'બાવા' કહેતા. પોતાની સ્વતંત્ર પ્રકૃતિનો દમામ બતાવવા તેઓ ઘણી વખત ભાંગ્યા તૂટયાં હિંદીમાં બોલતા. પ્રભુ સ્વામી એકદમ સ્વામીશ્રી પાસે આવ્યા. સ્વામીશ્રી, હાલ જે કોઠારનો ઓરડો છે, ત્યાં તેમના આસને સૂતા હતા. પ્રભુ સ્વામીએ તેમને જગાડયા અને હરજી ભગતનો સંદેશો કહ્યો. સ્વામીશ્રીએ પણ એવાજ સ્વતંત્ર મિજાજમાં કહેવરાવ્યું 'હવે બાકી વાર નથી. તૈયાર થઇ જાઓ.' કેમ જાણે ગામડે જવું હોય અને

સમય થઈ ગયો હોય તેમ તૈયારી કરવા જેવી આ સામાન્ય જણાતી વાતમાં, નવા આવેલા પ્રભુ સ્વામીને આઠ આવરણ પાર અક્ષરધામમાં આવી સહેલાઈથી જવાતું હશે, તે સમજણ ન પડી. પછી પ્રભુસ્વામીએ હરજી ભગતને સ્વામીશ્રીનો સંદેશો કહ્યો. એટલે હરજી ભગતે તમામ સંત પાર્ષદોને ભેગા કર્યા અને સ્વામીશ્રીની સ્વરૂપનિષ્ઠાની, પોતાના ઘણા વર્ષોના અનુભવની, વાત કરતા કહ્યું, 'આ શાસ્ત્રીજી મહારાજમાં ભગવાન અખંડ રહ્યા છે. તેમાં મનુષ્યભાવ લાવશો તો કલ્યાણ નહિ થાય. આટલી મારી વિનતિ છે તો સૌ માનશો.' એટલી વાત કરી ત્યાં સ્વામીશ્રી સામે આવી ઊભા હતા તેમને હાથ જોડી 'જય સ્વામિનરાયણ' કહી, હરજી ભગતે સ્વતંત્ર રીતે દેહ મૂકી દીધો. તેજ વખતે સુવર્ણના રથમાં શ્રીજી મહારાજની અલૌકિક દિવ્ય મૂર્તિના તથા સાથે સાધુઓના મંડળોના દિવ્ય દર્શન ઘણાંને થયાં. હરજી ભગત દિવ્ય દેહે મહારાજ સાથે રથમાં બેઠેલા છે, તેવા દર્શન ગામમાં પણ ઘણાને થયા. એટલે સૌએ જાણ્યું કે હરજી ભગત ધામમાં ગયા લાગે છે. તેથી મંદિરે તપાસ કરવા સૌ આવ્યા અને જાણ્યું કે ભગત ધામમાં ગયા છે. આવી રીતે સ્વામીશ્રીના સંબંધથી શ્રીજી-સ્વામીની દૃઢ નિષ્ઠા કરી, હરજી ભગતે દિવ્યગતિ પ્રાપ્ત કરી લીધી.

## સ્વામીપુરામાં જ્ઞાન યજ્ઞ

*તત્ત્વજ્ઞાનમાં પાંચ ભેદ*

સ્વામીશ્રી બોચાસણથી સ્વામીપુરે પધાર્યા. સાથે હરિકૃષ્ણદાસ સ્વામી, નિર્ગુણદાસ સ્વામી, વિજ્ઞાનદાસ સ્વામી, ભગવત્સ્વરૂપદાસજી, રણછોડ ભક્ત, આશાભાઈ, મોતીભાઈ વગેરે હતા. વળી આણંદથી મોતીભાઈ નાથાભાઈ, કેશવલાલભાઈ, બોરસદથી ડો. નાથાભાઈ, નગાસરથી ભૂધરભાઈ, ચચાણાથી મેરૂભા સાહેબ તથા દેત્તુભા વગેરે હરિભક્તો પણ, અત્રે પોંકનો ઉત્સવ કરવાનો હોવાથી, આવ્યા હતા. આશરે સોથી દોઢસો સત્સંગના આગેવાન હરિભક્તો અહીં આવ્યા હતા. આ પ્રસંગે સત્સંગના મોટેરા મોટેરા સંત હરિભક્તો પધાર્યા છે, એટલે અક્ષર અને

પુરુષોત્તમની તત્ત્વે સહિત નિષ્ઠાની, તે સ્વરૂપોને યથાર્થ સમજવાની અતિ સુક્ષ્મની વાતો, સ્વામીશ્રીએ કરવા ધાર્યું હતું. આ જ્ઞાનને ઘૂંટી ગળથુથીમાં પી જનારા, જ્ઞાનના સિધ્ધ સંતો અને હરિભક્તોને, પણ સ્વામીશ્રીના શ્રીમુખથી, તેમના અપરોક્ષ અનુભવનું, અક્ષર અને પુરુષોત્તમના શુધ્ધ સ્વરૂપનું તત્ત્વે સહિત જ્ઞાન, સાંભળવાની જિજ્ઞાસા હતી. આવું નિવૃત્તિમય એકાંત સ્થળ અને આવા મોટેરા અને વાતમાં સમજનારા સંત હરિભક્તોનો યોગ જોઇ, સ્વામીશ્રીએ આ જ્ઞાન તેના યથાર્થ સ્વરૂપમાં સમજાવવાની શરૂઆત કરી. સ્વામીશ્રીના ગૌર, પુષ્ટ અને સુંદર, પૂર્ણચંદ્રસમ મુખારવિંદની અદ્‌ભુત કાંતિ અને અમૃત ઝરતા તેમના નાદબ્રહ્મરૂપ પરાવાણીનો સોતથી, સૌના અંતઃકરણ સ્થિર થઇ ગયા. સ્વામીશ્રીએ પોતાની લાક્ષણિક શૈલીમાં વાત શરુ કરી :

"શ્રીજી મહારાજે આ પૃથ્વી ઉપર પધારી જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ આ પાંચ ભેદ તત્ત્વજ્ઞાનમાં બતાવ્યા અને તેના સ્વરૂપનું જ્ઞાન રૂડી રીતે, શિક્ષાપત્રી, વચનામૃત, વેદરસ આદિ ગ્રંથોમાં આપ્યું. શ્રીજી મહારાજ તો સ્વયં ભગવાન હતા એટલે તે તે સ્વરૂપોનું યથાર્થ જ્ઞાન વચનામૃતમાં સમજાવ્યું અને સર્વને પ્રતીતિ થાય તે માટે વચનામૃતમાં સ્પષ્ટ શબ્દો કહ્યા કે, 'આ જે અમે વાત કહી તે સર્વે શાસ્ત્રોનો સિદ્ધાંત છે અને અનુભવમાં પણ એમ જ દૃઢ છે અને અમે પ્રત્યક્ષ નજરે જોઇને તમને આ વાત કહી છે."[1]

"હવે આત્યંતિક પ્રલય જે જ્ઞાનપ્રલય તેમાં તો ભગવાનનું અક્ષરધામ ને તે ધામને વિષે રહી જે ભગવાનની મૂર્તિ અને તે ધામને વિષે રહ્યા જે ભગવાનના ભક્ત આટલું જ રહે છે. અને તે વિના જે જે લોક છે ને તે લોકને વિષે રહ્યા એવા જે દેવ ને તે દેવના જે વૈભવ છે, તે સર્વે નાશવંત છે.'[2] ધામ, ધામી અને મુક્ત એ ત્રણ જ સત્ય મનાય અને તે સિવાય બીજું બધું અસત્ય મનાય એ સ્થિતિ છે, અને

૧ ગ. મ. ૧૩. ૨ ગ. મ. ૨૪.

એ સ્થિતિ અક્ષર અને પુરુષોત્તમના સ્વરૂપને યથાર્થ સમજવાથી જ થાય છે. અક્ષરના સ્વરૂપને યથાર્થ સમજે ત્યારે જ તે રૂપે થવાય છે અને ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય સિદ્ધ થાય છે. અને તેવી સ્થિતિવાળાને જ પુરુષોત્તમની ભક્તિનો અધિકાર છે.[1] તેવા ભક્તના ઇંદ્રિયો, અંતઃકરણ અને અનુભવ ત્રણે ભગવાનના સ્વરૂપમાં પૂગે છે ત્યારે જ તે જોઇ શકે,[2] સમજી[3] શકે અને અનુભવી[4] શકે કે 'તે ભગવાનને વિષે જડ ચૈતન્યરૂપ જે બે પ્રકૃતિ તે સંકોચ વિકાસ અવસ્થાએ કરીને પોતાના કાર્ય સહિત સુખે કરીને રહી છે અને એ સર્વેને વિષે ભગવાન જે તે અંતર્યામીપણે કારણપણે કરીને રહ્યા છે અને તે જ ભગવાન આ પ્રત્યક્ષ પ્રમાણ છે' એવી રીતે મહિમાએ સહિત જે ભગવાનને જાણે અને દેખે તેને પરિપૂર્ણ જ્ઞાની કહીએ.[5] અહીં ભગવાનના સ્વરૂપને જાણવાનું અને દેખવાનું બન્ને કહ્યું છે. મુકતાનંદ સ્વામીએ પણ તેમના કીર્તનમાં જીવનમુક્ત પુરુષની આજ સ્થિતિ લખી છે."[6]

સ્વામીશ્રીની ધીર ગંભીર વાણી ગંગાના ગહેરા પ્રવાહની જેમ વહેતી હતી: રાત્રીની નીરવ શાંતિમાં દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, વનચર, જળચર, બધા જાણે બ્રહ્મ પરબ્રહ્મના આ સનાતન શુદ્ધ જ્ઞાનને સાંભળવા તત્પર થઈ રહ્યા હોય, તેમ સૌ સ્થિર થઇ ગયા હતા. રાત્રીના એક પછી એક પ્રહર વીતતા હતા પરંતુ નિદ્રા કોઈની પાસે આવકાર પામતી ન હતી.

સ્વામીશ્રીએ આગળ વાત કરી, "શ્રીજી મહારાજની સર્વોપરી ઉપાસના તો જેને મહારાજના સ્વરૂપમાં સદા દિવ્ય સાકારપણે ઉપાસનાની દૃઢતા થઇ હોય તે થકી જ સમજાય છે. પણ બીજા થકી તો પમાતી જ નથી. બીજા તો પોતાની સમજણ પ્રમાણે સમજાવી દે પણ જેમ છે તેમ સમજાવતા આવડે જ નહિ."

---

૧ લો. ૭. ૨ ઇંદ્રિયોએ કરીને. ૩ અંતઃકરણના નિશ્ચયે કરીને.

૪ જીવમાં ભગવાન પ્રગટ કરી તેના સાક્ષાત્ અનુભવથી.

૫ લોયા–૭. ૬ બ્રહ્મ થઇ પરબ્રહ્મને જુવે તે જાણે રે,
એવા જીવન મુકત જનના ગુણ વેદ વખાણે રે......અનુભવી.

"આ સનાતન જ્ઞાન સબીજ છે એટલે મહારાજની મૂર્તિરૂપી બીજ ભૂલાવું ન જોઇએ. મહારાજે વચનામૃતમાં સ્પષ્ટ રીતે પોતાના જ સ્વરૂપનું પ્રતિપાદન કર્યું છે. જીવ, પુરુષ, અક્ષર અને પુરુષોત્તમ એ સર્વનું તેજ પ્રકાશપણે તો સજાતીય છે; માટે એમના પ્રકાશના ભેદ પાડવાને કોઇ સમર્થ છે નહિ. અને જેને એ ભગવાન કૃપા કરે છે તેણે કરીને તેને પ્રકાશમય એવો દિવ્ય દેહ બંધાય છે. પછી તે એમ જાણે છે જે 'આ હું છું, આ પુરુષ છે અને આ અક્ષર છે ને એ સર્વથી વિલક્ષણ એવા આ પુરુષોત્તમ છે.' એવી રીતે એ સર્વેને પૃથકપણે દેખે છે અને એમના પ્રકાશને પણ વિલક્ષણપણે દેખે છે પણ બીજા તો કોઇ પૃથક્ દેખવાને સમર્થ થાય નહિ."[1]

સબીજ જ્ઞાન

"શ્રીજી મહારાજના સદાસાકાર અને દિવ્ય સ્વરૂપનું આ શુદ્ધ તત્વજ્ઞાન છે. એમ સ્પષ્ટ ન સમજાય તો બ્રહ્મ પરબ્રહ્મનો ભેદ ટળી જાય અને ભગવાન સાથે અભેદભાવ થઈ જાય. માટે એ બ્રહ્મ સંગાથે પોતાના જીવાત્માની એકતા કરીને, પરબ્રહ્મની સ્વામી સેવકભાવે ઉપાસના કરવી. એવી રીતે સમજે ત્યારે બ્રહ્મજ્ઞાન છે તે પણ પરમ પદને પામ્યાનો નિર્વિઘ્ન માર્ગ છે"[2]

એટલી વાત કરીને પછી સ્વામીશ્રીએ કહ્યું, 'હવે રાત ઘણી થઇ છે માટે સૌ સૂઈ જાઓ.' એમ કહી સર્વ સભાને ઊઠવાની આજ્ઞા કરી.

બીજે દિવસે સવારે નાહી, પૂજા આદિ નિત્યકર્મથી પરવારી સૌ સભામાં આવી ગયા. આવો પ્રસંગ તો *ન ભૂતો ન ભવિષ્યતિ* જેવો ગણાય. કારણ કે સ્વામીશ્રીએ નિવૃત્તિ લઇને આવા નિવૃત્તિમય સ્થાનમાં શ્રીજી મહારાજના શુદ્ધ સ્વરૂપનું અદ્ભુત તત્ત્વજ્ઞાન સમજાવ્યું. પોતાની મેળે કે બીજા ગમે તેવા મોટા હોય તેના પ્રસંગથી પણ મહારાજના સ્વરૂપ સંબંધી જ્ઞાન ન જ સમજાય. એટલે સૌને

મહારાજની મૂર્તિના જ આપણે ગુણગાન ગાવાના છે

૧. લોયા-૧૫. ૨. ગ. મ. ૩.

અંતરમાં અતિ અપાર આનંદ વર્તતો હતો. તેથી આ પ્રસંગે સ્વામીશ્રી પાસેથી આવા સૂક્ષ્મતર સિદ્ધાંતો યથાર્થ સમજી લેવાનો સૌએ દઢ નિશ્ચય કરી લીધો હતો. સ્વામીશ્રીએ આ પ્રસંગે ઉપાસનાના સિદ્ધાંત સમજાવતા વાત કરી કે :—

"આવી રીતે ઉપાસના સમજવાની છે, જે સર્વથી પર એક મોટો તેજનો સમૂહ છે. તે તેજનો સમૂહ અધોઉર્ધ્વ તથા ચારે કોરે પ્રમાણે રહિત છે ને અનંત છે. અને તે તેજના સમૂહના મધ્યભાગને વિષે એક મોટું સિંહાસન છે. ને તેની ઉપર દિવ્યમૂર્તિ એવા જે શ્રી નારાયણ પુરૂષોતમ ભગવાન તે વિરાજમાન છે. અને તે સિંહાસનને ચારે કોરે અનંત કોટિ મુક્તો બેઠા થકા તે નારાયણના દર્શન કરે છે. એવા જે મુકતે સહિત શ્રી નારાયણ તેને અમે નિરંતર દેખીએ છીએ. અને તે ભગવાનને વિષે તેજનું અતિશયપણું છે તેણે કરીને જ્યારે એ સભા સભા સહિત ભગવાનનાં દર્શન નથી થતાં ત્યારે અમને અતિશય કષ્ટ થાય છે. અને તે તેજનો સમૂહ તો નિરંતર દેખાય છે તો પણ તેને વિષે રુચિ નથી અને ભગવાનની મૂર્તિના દર્શને કરીને જ અતિ સુખ થાય છે.[1] આમાં પણ મહારાજે પોતાની જ મૂર્તિના દર્શને કરીને જ સુખ પામવાનું કહ્યું છે. પોતાના સાકાર દિવ્યસ્વરૂપના ઉપાસનાનોજ મહારાજે સ્પષ્ટ ઉપદેશ આપ્યો છે. અને કલ્યાણનું અસાધારણ સાધન પણ પુરુષોત્તમ ભગવાનને બ્રહ્મજ્યોતિના સમૂહને વિષે અનાદિ સાકાર મૂર્તિ સમજવા, અને તેના જ સર્વે અવતાર છે એમ સમજીને, તે પ્રત્યક્ષ ભગવાનનો જે તે ભાવે કરીને આશ્રય કરવો, ને ધર્મે સહિત તે ભગવાનની ભક્તિ કરવી ને તેવી ભક્તિએ યુક્ત જે સાધુ તેનો સંગ કરવો',[2] તેમાંજ બતાવ્યું છે."

"પુરુષોત્તમ નારાયણ તો સર્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય તેના કર્તા છે ને તે સર્વના કારણ છે. વળી જે કારણ હોય તે પોતાના કાર્યને વિષે વ્યાપક હોય ને તેથી જુદું પણ રહે.[3] માટે પુરુષોત્તમ

૧ લોયા-૧૪. ૨. ગ. અં. ૩૬. ૩ ગ. પ્ર. ૫૧; . ગ મ.-૧૩.

નારાયણ તો પોતાના કાર્યમાં વ્યાપક થકા જુદા મૂર્તિમાન, પોતાના અક્ષરધામમાં રહ્યા છે. તે મૂર્તિનાજ ગુણગાન આપણે ગાવાના છે. અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીએ પણ તે જ મૂર્તિના ગુણગાન ગાયા છે. 'તેજ'ના વચનામૃત ઉપરથીજ મહારાજનો સર્વોપરી નિશ્ચય તથા પુરુષોત્તમપણાની વાતો ભગતજી મહારાજ તથા જાગા સ્વામી કરતા તે અમે જાતે સાંભળેલ છે."

સ્વામીશ્રીની આ સ્પષ્ટ વાતોથી મહારાજના મૂર્તિમાન સ્વરૂપનો મહિમા સત્પુરુષ થકી સમજવામાં જ કલ્યાણનો મુદ્દો હાથ આવે છે, તે સૌને સમજાયું.

પછી હરિકૃષ્ણદાસજીએ પ્રશ્ન પૂછયો, 'શાસ્ત્રમાં પરબ્રહ્મનો બ્રહ્મરૂપે જ મહિમા–કર્તાપણું વગેરે કહ્યા છે તેનું કેમ સમજવું ?'

આ પ્રશ્ન ઉપર સ્વામીશ્રીએ બ્રહ્મરૂપ થઇ પરબ્રહ્મની ભક્તિ કરવી એમ શ્રીજી મહારાજે સ્પષ્ટ સમજણ વચનામૃતમાં આપી છે, તેના કેટલાક વચનામૃત વંચાવી પરબ્રહ્મનો મહિમા સમજવાના સ્પષ્ટ શબ્દો વંચાવ્યા. 'જ્ઞાની છે તે તો બ્રહ્મસ્વરૂપે વર્તે છે અને ભગવાનનો (પરબ્રહ્મનો) મહિમા યથાર્થપણે જાણે છે. માટે એને ભગવાનના સ્વરૂપ વિના બીજી મનમાં કોઈ કામના રહેતી નથી. અને બીજા જે ત્રણ પ્રકારના ભક્ત છે તેને ભગવાનનો નિશ્ચય તો છે પણ ભગવાનનો મહિમાં યથાર્થપણે જાણતા નથી, તે માટે એને ભગવાન વિના બીજી કામના રહી જાય છે. તે માટે જ્ઞાનીને બરોબર થતા નથી. તે સારું ભગવાનના ભક્તને ભગવાન વિના બીજી કોઇ જાતની કામના રહે તે મોટી ખોટ છે.'[1] એ વંચાવી સ્વામીશ્રીએ કહ્યું, 'આ વચનમૃતમાં બ્રહ્મરૂપ થયો હોય તેને પણ ભગવાનનો જ મહિમા જાણવાની સ્પષ્ટ વાત છે.' એટલે શાસ્ત્રના શબ્દ છળથી ભરમાવું નહિ. વળી શ્રીજી મહારાજે કહ્યું, 'વિષયની નિવૃત્તિ થયાનું કારણ એક તો આત્મનિષ્ઠા છે અને બીજું માહાત્મ્યે સહિત જે ભગવાનનું

૧ સા. ૧;

જ્ઞાન તે છે...........અને ભગવાનનો મહિમા એમ વિચારે જે 'હું આત્મા છું અને જે પ્રત્યક્ષ ભગવાન મળ્યા છે તે પરમાત્મા છે અને ગોલોક, વૈકુંઠ, શ્વેતદ્વિપ, બ્રહ્મપુર તથા અનંત કોટિ બ્રહ્માંડના પતિ જે બ્રહ્માદિક દેવ, એ સર્વેના સ્વામી જે પુરુષોત્તમ ભગવાન તે મને પ્રત્યક્ષ મળ્યા છે અને તે મારા આત્માને વિષે અખંડ વિરાજમાન છે.'[૧] વળી 'જ્યારે એ જીવને સમાધિ થાય છે અને તેમાં બ્રહ્મનું દર્શન થાય છે ત્યારે કોટિ કોટિ સૂર્ય સરખો બ્રહ્મનો પ્રકાશ દેખીને જો થોડી સમજણ હોય તો પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાનની જે મૂર્તિ છે તેને વિષે ન્યૂનપણું સમજે અને બ્રહ્મમાં અધિકપણું સમજે. અને બ્રહ્મમાં અધિકપણું માની લે એટલે ઉપાસનાનો ભંગ થયો. માટે પ્રત્યક્ષ મૂર્તિને વિષે દૃઢ નિશ્ચય થયો જોઇએ.'[૧] જ્યાં જ્યાં નિશ્ચય કરવાનો છે, મહિમા મોટપ વગેરે સમજવાના છે, તે ભગવાનનાં જ (પરબ્રહ્મનાં જ) સમજવાના છે. જુઓ 'જ્યારે ભગવાનની (પરબ્રહ્મની) મોટ્યપ સામું જોઇએ ત્યારે તો એવું કોઇ પદાર્થ છે નહિ જે તેની કોટિમા ભાગના પાશંગમાં પણ આવે. એવા ભગવાનને યથાર્થ જાણીને જો હેત કર્યું હોય તો માયિક પદાર્થ જે પિંડ બ્રહ્માંડાદિક તેમાં ક્યાંઇ પણ પ્રીતિ રહે નહિ.'[૨] આવા ઘણા વચનામૃતમાં શ્રીજી મહારાજે, બ્રહ્મરૂપ થઇને, પોતાનું જ સ્વરૂપ, પોતાનો જ નિશ્ચય અને પોતાનો જ મહિમા સમજવા માટેના સ્પષ્ટ ખુલાસા કર્યા છે."

અક્ષરનો મહિમા જાણે ત્યારે જ પુરુષોત્તમનો મહિમા સમજાય

"પરંતુ અનાદિ અક્ષરનો મહિમા જાણીને તે રૂપે થાય ત્યારેજ પુરુષોત્તમનો મહિમા જણાય અને પુરુષોત્તમની ભક્તિનો અધિકારી થાય. માટે અક્ષર એ જ પુરુષોત્તમને પામ્યાનું દ્વાર છે, અને પુરુષોત્તમના સ્વરૂપને યથાર્થ સમજવાની ચાવી છે. તેટલા માટે અનાદિ અક્ષરબ્રહ્મ ગુણાતીતાનંદ સ્વામી તેમનો મહિમા મોટપ વગેરે યથાર્થ જાણી, મહારાજના સ્વરૂપને તત્ત્વે સહિત ઓળખવું. અક્ષર બ્રહ્મ દ્વારા અથવા તો તેમના

૧. ગ. પ્ર. ૭૩; ૨. ગ. મ. ૫૭.

સાધર્મ્યપણાને પામેલા સંત દ્વારાજ મહારાજ ઓળખાય છે. તેવા સંત તો ગુરુરૂપ હરિ કહેવાય છે, અને મહારાજ સાક્ષાત્ ભગવાન કહેવાય છે. સ્વામીએ, ભગતજી મહારાજે, જાગા સ્વામીએ, અહાશ્રીએ બધાએ, સૌને મહારાજની મૂર્તિમાં જ જોડયા છે. માટે આપણે પણ તે જ મૂર્તિમાં અક્ષરરૂપ થઇને જોડાવાનું છે."

"બ્રહ્મ પરબ્રહ્મનો ભેદ સત્ય છે." એમ કહીને પછી બોલ્યા, "શાસ્ત્રમાં પરબ્રહ્મનો બ્રહ્મ રૂપે જ મહિમા, કર્તાપણું કહ્યું છે. તેનો અર્થ એમ નથી કે બ્રહ્મ પરબ્રહ્મ એ બે ભેદ સ્પષ્ટપણે સમજીને શાસ્ત્રકારોએ પરબ્રહ્મનો મહિમા બ્રહ્મદ્વારે વર્ણવ્યો છે. એ બે ભેદ સ્પષ્ટ પણે કોઈ યથાર્થ સમજ્યા નથી. [1] શ્રીજી મહારાજે ભરતખંડમાં વન વિચરણ

---

[1] न ह्येतस्माद्ब्रह्मणो व्यतिरिक्तमस्तीत्यतो नेतीत्युच्यते ।

બ્રહ્મસૂત્ર–શાંકર ભાષ્ય.

આ બ્રહ્મથી જુદું એવું કાંઇ જ નથી તેથી તેને નેતિ નેતિ એવું કહ્યું છે.

एकमेवाद्वितीयं ब्रह्म। તે બ્રહ્મ એક અને અદ્વિતીય છે—છાંદોગ્ય ઉપનિષત્.

तस्मान्निरुपाधिकस्यात्मनो निरूपाख्यत्वान्निर्विशेषत्वादेकत्वाच्च नेति नेतीति व्यपदेशो भवति। આત્મા જ્યારે ઉપાધિથી રહિત હોય છે ત્યારે મન વાણીને અગોચર છે, નિર્વિશેષ છે અને તેથી જ તેને નેતિનેતિ કહે છે. વળી તેજ આત્માને જ્યારે ઉપાધિ વળગે છે ત્યારે તે જીવ કહેવાય છે. अविद्या कामकर्म विशिष्टकार्यकरणोपाधिरात्मा संसारी जीव उच्यते । તે જ આત્માને ભગવાનની નિત્ય અને નિરુપાધિક એવી જ્ઞાનરૂપ અંતર્યામીશક્તિરૂપ ઉપાધિ વળગે છે ત્યારે તેને ઇશ્વર કહેવાય છે नित्य निरतिशय ज्ञानशक्त्युपाधिरात्मा अन्तर्यामीश्वर उच्यते । અને એજ આત્મા જ્યારે સ્વસ્વરૂપે ઉપાધિ રહિત કેવળ અને શુદ્ધ સ્વરૂપે હોય છે ત્યારે તેને અક્ષર કહે છે, પરબ્રહ્મ કહે છે ઇત્યાદિ.

निरुपाधिः केवलः शुद्धः स्वेन स्वभावेनाक्षरं पर उच्यते ।

બ્ર. સૂ. શાં. ભા.

શ્રીમદ્ ભાગવતમાં પણ એ જ ભાવના અનેક શ્લોકો છે :—

वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥ १–२–११

અર્થ : જે જ્ઞાન સ્વરૂપ તત્ત્વ છે તે અદ્વિતીય છે અને તેને જ તત્ત્વ દર્શકો બ્રહ્મ કહે છે, ભગવાન કહે છે અને પરમાત્મા પણ કહે છે.

રામાનુજાચાર્યે જો કે ઇશ્વરમાં જ બ્રહ્મનું તત્ત્વ સમાવી દીધું છે, છતાં જ્યાં જ્યાં બ્રહ્મ પરબ્રહ્મના ભાવના શબ્દો આવે છે, ત્યાં બ્રહ્મને પરબ્રહ્મથી જુદા બતાવ્યા છે; જુઓ :—

કર્યું તે દરમ્યાન જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ સ્વરૂપના પ્રશ્નો પૂછયા. પરંતુ શ્રીજી મહારાજના સિધ્ધાંત મુજબ તેના યથાર્થ ઉત્તર કોઇ આપી શક્યું નહિ. કારણ બહુધા શાસ્ત્રોમાંથી બ્રહ્મ પરબ્રહ્મનો ભેદ યથાર્થ રીતે કોઈ જાણી શક્યું જ નથી. એટલે પરબ્રહ્મનું બ્રહ્મરૂપે અને બ્રહ્મનું પરબ્રહ્મ રૂપે વર્ણન શાસ્ત્રમાંથી સાંભળી, સૌની મતિ ભ્રમી જાય છે. પરંતુ એનો અર્થ એમ નથી કે બ્રહ્મ પરબ્રહ્મ વચ્ચે ભેદ જ નથી. શ્રીજી મહારાજે બ્રહ્મ અને પરબ્રહ્મ બે ભેદો સ્પષ્ટ બતાવ્યા અને બ્રહ્મરૂપે થઇને પુરુષોત્તમની ભક્તિ કરવાની કહી છે. રામાનુજાચાર્યના સિધ્ધાંતોમાં પણ આ બે તત્ત્વોનો ભેદ સ્પષ્ટ સમજાવ્યો છે. એટલે જ શ્રીજી મહારાજે પોતાના મતને વધુ મળતો એવો રામાનુજાચાર્યનો મત ગ્રહણ કરી, તેમાં બે ભેદ ઉમેરી પોતાનો વિશિષ્ટાદ્વૈત મત પ્રવર્તાવ્યો છે. માટે પોતે બ્રહ્મરૂપ થયો હોય તો પણ પરબ્રહ્મની ઉપાસના કરે, તેવા મુક્તની જ ઉત્તમ સ્થિતિ કહી છે અને તેવા સંત જ ભગવાનની પેઠે

---

स तं परं पुरुषमुपैति दिव्यम् । ગીતા ૮–૧૦

ભાષ્ય: स तमेवोपैति तद्भावं याति तत्समानैश्वर्यो भवतीत्यर्थः ।

અર્થ : તે દિવ્ય પરમ પુરુષને તે જીવાત્મા પામે છે એટલે કે તે પરમ પુરુષના જેવા સમાન ઐશ્વર્યવાળો તે થાય છે, એમ અર્થ છે. પરંતુ જીવાત્મા પરમાત્મા સાથે તાદાત્મ્યભાવને પામે છે એવો અભેદભાવનો અર્થ તો નથી જ. જેને પામવાનું છે અને જે પામે છે તે બન્ને તત્ત્વો જુદા જ રહે છે. છતાં તે મુક્ત પુરુષ પરમાત્માના જે કલ્યાણકારી ગુણ અને ઐશ્વર્ય તેને પામે છે. આ શ્લોકનું અનાદિ મહામુક્ત શ્રી ગોપાળાનંદ સ્વામીએ આ પ્રમાણે ભાષ્ય કર્યું છે :

श्रेष्ठं तं पुरुषमुपैति – प्राप्नोति तत्सदृशभोगादिकं च प्राप्नोतीति ज्ञेयम् ।

અર્થ : 'તે જીવાત્મા પરમ પુરુષને પામે છે એટલે કે તેમના જેવા દિવ્ય ભોગોને પામે છે એમ જાણવું.' અહીં પણ પામનારો અને પામવાનું પરમાત્માનું સ્વરૂપ આ બન્ને તત્ત્વો જુદાં જ છે, એમ સમજાવ્યું છે.

इत्यायर्याः श्रुतिगणास्त्वक्षर ब्रह्मणोऽपि च ।
परब्रह्म शरीरत्वं प्राहुर्न तु तदेकताम् ॥ ३२

સત્સંગિજીવન પ્ર. ૪–૭૨–૩૨.

શ્રુતિઓના સમુદો પણ અક્ષર બ્રહ્મ, પરબ્રહ્મનું શરીર છે એમ કહે છે પણ તે બન્નેની એકતા કહેતા નથી.

સેવવા યોગ્ય છે. શ્રીજી મહારાજના ઉપાસનાના આ શબ્દો સ્પષ્ટ છે. શંકર જેવા અભેદભાવ અને માયાવાદના આચાર્ય પણ, ભક્તિના નિગૂઢ સંસ્કારોને લઈને, તે પરમતત્ત્વનું વર્ણન કરતાં તેમના ભક્તિસ્તોત્રમાં સ્વામી સેવકભાવના સંસ્કારોને બહાર લાવે છે.[૧] માટે આપણે તો મહારાજને જે કહેવાનો ભાવાર્થ છે તે યથાર્થ સમજી, પુરુષોત્તમના દાસપણે વર્તીને ભક્તિ કરવી એ જ સિદ્ધાંત સમજવાનો છે."

એટલી વાત કરીને પછી 'વાસુદેવ હરે' થયા એટલે સ્વામીશ્રી ઊઠયા અને હસીને બોલ્યા, "આજે તો કાંઈ વખતનું ઠેકાણું રહ્યું નહિ. લગભગ એક બે વાગી ગયા હશે. ભૂખ, તરશ કે થાક આજે કોઈને દેખાયા નહિ. કારણ કે મહારાજના શુદ્ધ સ્વરૂપની નિષ્ઠાની વાતો થઈ તેમાં સૌના અંતઃકરણ એંચાઈ ગયા. એમ કહી સર્વેને જમવા જવાની આજ્ઞા કરી. ભંડારી સાધુએ પણ લાડુ, દાળ, ભાત, બે શાક વગેરે બનાવી, 'સ્વામીશ્રીએ જેમ બધાને જ્ઞાનામૃત ભોજનથી રાજી કર્યા તેમ મારે આ મહારાજની પ્રસાદી રૂપી મિષ્ટ ભોજનથી સર્વેને રાજી કરવા,' એમ ધારી ઉત્તમ સેવા કરી. સ્વામીશ્રીએ જાતે જ સૌને પીરસ્યું. સ્વામીશ્રીએ આગ્રહપૂર્વક સૌને જમાડયા અને તૃપ્ત કરી દીધા.

આજ આ બધા સંતો અને હરિભક્તો, પોતાનું વચન અધ્ધર ઝિલી દેહ, ગેહ, ધન, ધામ કે કુટુંબ કોઈનો પણ પરવા કર્યા સિવાય પોતે આરંભેલા ઉપાસનાના આ શુદ્ધ કાર્યમાં, પતંગ જેમ અગ્નિમાં બળીને ભસ્મ થઈ જાય છે તેમ, સ્વામીશ્રીજીની શુદ્ધ ઉપાસના અવર્તાવવા માટે ભસ્મીભૂત થઈ જવું પડે તો તેવી તૈયારીમાં સદા રાચનારા હતા. તેમને જોઈ સ્વામીશ્રી કેમ રાજી ન થાય? તેમને પારસો કેમ ન વળે? આવી રીતે સ્વામીપુરામાં સ્વામીશ્રીએ પોતાના

---

૧. सत्यपि मेदागमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरङ्गः क्वचन् समुद्रो न तारङ्गः ॥ —ષટ્પદી

અર્થ : હે નાથ! મારી અને તારી વચ્ચેનો ભેદ જ્યારે નાશ પામે છે ત્યારે હું તારો થાઉં છું પણ તું મારો નથી કારણ કે તરંગ જેવો હું સમુદ્ર જેવા તુંમાં સમાઈ જાઉં છું પણ કદાપિ સમુદ્ર તરંગમાં સમાતો નથી.

અનન્ય સેવકોને 'એકાન્તનું સુખ' આપ્યું અને પરબ્રહ્મના સનાતન દિવ્ય સ્વરૂપોનું સ્પષ્ટ રીતે વર્ણન કરી, સૌને એ બે સ્વરૂપ યથાર્થ સમજવાની આવશ્યકતા જણાવી. આમ અપૂર્વ જ્ઞાનસત્ર ઉજવી સ્વામીશ્રી ત્યાંથી અમદાવાદ પધાર્યા.

× × ×

**દેવોની આહૂતિઓ કે ભક્તવરોની કસોટી ?**

મુક્તરાજ આશાભાઇ, ઈશ્વરભાઈ તથા મોતીભાઈએ સ્વામીશ્રીની આજ્ઞાથી જ્યાં જ્યાં સ્વામીશ્રીએ જમીન બતાવી ત્યાં જમીન રાખી. આ જમીન ઉપર અથાગ મહેનત કરી, દેવું કરી સુધારણા કરી. પરંતુ તેમની મહેનતને અંતે કાંતો અતિવૃષ્ટિ, કાંતો અનાવૃષ્ટિ, અને છેવટે હિમ, અગ્નિ કે વાયુ આવીને પાકને છિન્નભિન્ન કરી દેતા. આ પાંચે દેવતાઓ તેમના ઉપર તુષ્યમાન હતા અને બરોબર ખરે સમયે જ આવી તેમને નિષ્કંચન કરી એક ભગવાનનાજ જ આધારનું અખંડ સ્મરણ રખાવતા. વાયુ દેવતા આવીને બાંધેલા ઘરોના છાપરા ઉખેડી ફેંકી દેતા અને પછી ભયંકર સૂસવાટા કરી અટ્ટહાસ્ય કરીને કહેતા :—

'ભક્ત થવું ભગવાનનું છે એ કઠણ કામ જો.' વળી અગ્નિદેવ આવી ઘાસના બીડના બીડ બાળી નાંખે અને ચાલીસ પચાસ કે સાઠ હજારના ઘાસનો અંદાજ કર્યો હોય, તેને એક ક્ષણમાંજ ભસ્મીભૂત કરી પોતાના પ્રચંડ તાપની શિખાઓથી જાણે તેમને બાળતા હોય અને અગ્નિ વર્ષાવતી લાલ આંખોથી જણાવતા હોય :—

સદ્‌ગુરુકી ભક્તિ કરે સોઈ, જાકે ધડ પર ના શીશ હોય,
અંત કરડા મારગ ન ચલે કોઈ, કાયર ડર ભાગે રોઈ.

એવી જ રીતે વરુણદેવ પણ એમજ ત્રૂઠતા. ભયંકર ગર્જના કરી પધારે અને તમામ પાક કોવરાવી નાંખે. તેમજ હિમ પણ તૈયાર કરેલો ઊભો મોલ બાળી નાખે અને માંહી બીજ જ ન રહેવા દે. આમ તમામ દેવો પોતપોતાની આહુતિઓ લઈ લેતા. સ્વામીશ્રી

આ પ્રમાણે ભક્તવરોની કસોટી કરતા અને તેમની ધીરજ જોતા. પરંતુ આ તો ખરા ભક્તનું ખમીર અને સદાઃ

> રામ ભજનમાં રહે ભરપૂરા રે, જેની દેહ દશા ઓલાણુ
> મરજીવા જેને જીવે... .... .... ....જેને લાગ્યાં રે

એટલે આવા કપરા સંજોગોમાં પણ સમૈયા ઉત્સવમાં તૈયાર રહેતા. ઘરની તમામ સામગ્રી ગીરો મૂકીને ધર્માદો આપવામાં પણ એવા જ શૂરવીર! સ્વામીશ્રી કાંઇક મુશ્કેલીને પ્રસંગે આશાભાઈ તથા મોતીભાઇ તરફ જ દષ્ટિ કરતા. તેઓ પણ સેવા કરવામાં કદાપિ પાછા પડતા નહિ.

તેમની આવી પરિસ્થિતિ અને દર વર્ષે આવતી આફતને લઇને તેમને માથેથી દેવું તો ઉતરતું જ નહિ. કેટલીક વાર તો જમીનનું મહેસૂલ ભરવાની પણ જોગવાઈ રહેતી નહિ. જમીન હરરાજ કરવાની. છે એવા સરકારી કચેરીના કાગળો આવે, ત્યારે આ ભક્તોને એમજ થતું, 'હવે જમીન તો ગઈ, હશે મહારાજની ઇચ્છા!' એમ એક સ્વામીશ્રીને જ આધારે નિષ્ક્રિય થઇ બેસી રહેતા. પરંતુ તેમના માટે સ્વામીશ્રીની ક્રિયાશક્તિના મૂર્તિમાન સ્વરૂપરૂપ સ્વામી નિર્ગુણદાસજી આભ અને જમીન એક કરી, ભગીરથ પ્રયત્નો કરી, મહેસૂલ ગમે-ત્યાંથી ભરાવી દેતા. ત્યારે સૌને આશ્ચર્ય થતું અને યોગ ક્ષેમ વહામ્યહમ્ નું ગીતાસૂત્ર સૌને સમજાતું. સ્વામીશ્રી એવે વખતે હસીને કહેતા 'હું શું કરું ? આ નિર્ગુણદાસને તમારી બહુ ચિંતા થાય છે!' પોતે તો કાંઈ ક્રિયા કરતા જ નથી, છતાં પોતાના ક્રિયાશક્તિરૂપ સ્વામી નિર્ગુણદાસજીને અગમ્ય પ્રેરણા કરીને, અનન્ય આશ્રયવાળા આ ભક્તરાજની, સ્વામીશ્રી પોતેજ અખંડ રક્ષા કરતા. આવા કપરા વર્ષો એકપછી એક આવતા અને જતા અને સામાન્ય માણસને દુઃખના ડુંગર જેવા જણાતા આ સંકટોને આ ભક્તો સ્વામીશ્રીના સંબંધથી તૃણવત્ ગણુતા.

સ્વામીશ્રી સારંગપુરનો પ્રતિષ્ઠા ઉત્સવ ઉજવી ગુજરાતમાં ફરતા

ફરતા વસો પધાર્યા. સાથે મુક્તરાજ આશાભાઈ તથા મોતીભાઈ અને બીજા પણ કેટલાક હરિભક્તો હતા. સવારમાં સ્વામીશ્રી પૂજા કરી સભામાં બિરાજમાન થયા હતા. વસોના ઘણાખરા હરિભક્તો સ્વામીશ્રીના દર્શન અને વાતો સાંભળવા આવ્યા હતા. તે વખતે નરસિંહભાઇ તથા બાઇલાલભાઇ અમીને સ્વામીશ્રીને હાથ જોડી વિનતિ કરી કહ્યું, 'સ્વામી ! આ આશાભાઇ તથા મોતીભાઇનું દુઃખ મટાડો. આવા એકાંતિક ભકતોનું આવું દુઃખ અમારાથી દેખી શકાતું નથી.' એટલે સ્વામીશ્રીએ જાણે કંઇ જાણતા જ નથી તેમ પૂછ્યું, 'એવું શું દુઃખ આવ્યું છે ? અમને તો કાંઇ ખબર નથી.' સ્વામીશ્રીના આ શબ્દો સાંભળી, આ બંને ભકતો હસ્યા અને પછી કહ્યું, 'આપ નથી જાણતા તે તો નરનાટય કરો છો. પરંતુ આ પુરુષોત્તમપુરાની દશા હજી વળતી નથી અને દેવું તો તેમને માથેથી ઉતરતું જ નથી. પાક પાકે છે તે રેલથી નાશ પામે છે, વળી હિમ પડે છે અને બળી જાય છે. વળી અગ્નિ આવી ઘાસના ખીડ બાળી નાંખે છે. આમ બધું તૈયાર થાય છે ત્યાં અણધાર્યા આવા દુઃખો આવે છે. માટે આ બધો તેમની ઉપાધિ મટાડો. અમારાથી તેમનું દુઃજ દેખાતુ નથી.' એમ કહી ગળગળા થઇ ગયા.

છેટે બેસી ટપાલ લખતા નિર્ગુણદાસ સ્વામીએ આ વાત સાંભળી. એટલે ટપાલ પડતી મૂકી ઊભા થઇ સ્વામીશ્રી પાસે આવ્યા. તેમનાથી રહેવાયું નહિ એટલે એકદમ બોલી ઊઠયા, 'તમો આ આશાભાઇ અને મોતીભાઇનું દુઃખ રડો છો તે તમોને એમણે ભલામણ કરી છે કે અમારી વાત સ્વામીજીને કહીને અમારું દુઃખ ટાળો ?' એટલે તેમણે બન્નેએ કહ્યું, 'ના, તેમણે અમને કાંઇ પણ કહ્યું નથી. પરંતુ અમારાથી તેમનું દુઃખ સહન થતું નથી, એટલે આપને પ્રાર્થના કરીએ છીએ.' ત્યારે નિર્ગુણદાસ સ્વામીએ કહ્યુ 'તમો એમના દુઃખ મટાડવાની પ્રાર્થના કરો છો તે તો તમારામાં સાચું ભકતપણું છે એટલે ભગવાનના ભકતના દુઃખે દુઃખી થાઓ છો. ભકત તરીકેની આપણી એ ફરજ છે. પરંતુ આ બન્ને તો તેમના દુઃખને ગણતા જ નથી અને સ્વામીશ્રીના સંબંધથી અલમસ્તાઇમાં ફરે છે. જુઓ, આ આશાભાઇ. તમે કહો છો

તેવા દુઃખમાં પણ એકે સમૈયો, ઉત્સવ કે પારાયણ ચૂકયા છે? એટલું જ નહિ વરસમાં આઠ મહિના તો સ્વામીશ્રી સાથે જ ફરે છે. વળી આ મોતીભાઇ, એમની સામે તો જુઓ! સ્વામીશ્રીના દર્શન કરી કેવા મલકાય છે, અને છાતી કેવી પહોળી થાય છે? વળી કીર્તનો કેવા કરે છે?' એમ કહી મોતીભાઇને કહ્યું 'તમારું એક કીર્તન તો સંભળાવો. તમારાં કીર્તનો સાંભળીને અમારા દુઃખ ઊડી જાય છે.' પછી મોતીભાઇએ જરા ટટ્ટાર થઇ અને સ્વામીશ્રીની મૂર્તિ સામું જોઈ કીર્તન ઉપાડયું :

સખી જુવો આ સ્વામી, પુરુષોત્તમ પામી, રાખી ન ખામી,
સૌના એ પૂરણકામ;
છે એ અંતર્યામી, ગુણોના ગામી સંતોના સ્વામી,
સૌના એ પૂરણકામ.

પરમ એકાંતિક સંતને સેવી, પામીયા પ્રૌઢ પ્રતાપ,
એકાંતિકપણું પામીને પોતે, સર્વે પર મારી છાપરે....સખી....
અગણીત પ્રતાપ ઐશ્વર્ય વાપર્યું, સ્વામીજીએ આ વાર,
શેષ સહસ્ર મુખે પાર ન આવે, તો હું કોણુ માત્ર કહેનાર....સખી....
સ્વામીશ્રીજીએ જે કારણ ધાર્યો, ભૂમિ ઉપર અવતાર,
તે દાખડો આપે સફળ કરી, ઉપાડી લીધો ભાર રે....સખી....
અજ્ઞાનનો અંધકાર તે ટાળ્યો, ને સ્થાપ્યો એકાંતિક ધર્મ,
ઉપાસના દશોદીશ પ્રસારી, મતિ મંદ ન જાણે એ મર્મ....સખી....
સંગ કરોને આ સંગી છે આપણા, આત્મા માંહી રહેનાર,
ઘણા દિવસની ભલને ટાળો, હેતેથી કામ થનાર રે....સખી....
ભેગો રહે ને કહે તેમ કરે, તો ય કારણ દેહ ન જાય,
નિર્દોષ, સર્વજ્ઞ, અંતરાય ટળે, તો બ્રહ્મ દેહ પમાય રે....સખી....
ચેતનહારા ચેતજો રે, આવો ન આવે દાવ,
શ્રીજી અંતર્ધાન થયા પછી(થી) મોટા મુનિને થયો પશ્ચાપ*....સખી....

* પશ્ચાતાપ.

દષ્ટિ સાથે દષ્ટિ સાંધીને, લ્યોને દર્શનનો લ્હાવ,
મોતીના સ્વામીના હાથમાં દીધી, કૂંચી કલ્યાણની માવ રે
સખી જુઓ આ સ્વામી...

કીર્તન પૂરું થયું અને સભામાં બેઠેલા સર્વ હરિભક્તોના અંતઃકરણ સ્થિર થઇ ગયા. સૌની દષ્ટિમાં એક સ્વામીશ્રીની મૂર્તિ સિવાય બીજું કંઇ રહ્યું જ નહિ. બ્રહ્માનંદના સમૂદ્રમા સૌ દેહભાન ભૂલી ગયા. સ્વામીશ્રી મોતીભાઇ સામું જોઇ મંદ મંદ હસતા હતા. નિર્ગુણદાસ સ્વામીની આંખમાંથી આંસુ ટપકતા હતા. હર્ષના આંસુ લૂછી તેમણે ભાઇલાલભાઇ તથા નરસિંહભાઇ તરફ જોઇ કહ્યું, 'આમાં દુઃખનો છાંટો મોતીભાઇના ભાવમાં કંઇ તમને દેખાય છે?' તેમણે હાથ જોડીને કહ્યું, 'સ્વામી! એ બન્ને તો મહામુક્તો છે એ તો અમે પણ જાણીએ છીએ અને પોતાનું દુઃખ આપને કદાપિ કહેતા પણ નથી. પરંતુ અમને તો તેમનું દુઃખ અસહ્ય લાગ્યું એટલે અમે પ્રાર્થના કરી.' તેમનો ભગવાનના ભક્ત પ્રત્યેનો ભાવ જોઇ નિર્ગુણદાસ સ્વામી અત્યંત રાજી થયા અને કહ્યું, 'ભગવાનના ભક્તના દુઃખે દુઃખી થવું એ જ સાચું ભક્તપણું છે.'

## જબલપુરમાં સત્સંગ

આણંદના પુરુષોત્તમ જેરાભાઇ ધંધાર્થે જબલપુર ગયા હતા. ત્યાં દૂધની 'ડેરી' કરી 'ક્રીમ' નો વેપાર કરતા હતા. સ્વામીશ્રીને જબલપુર તેડાવવા માટે તેઓ વારંવાર કાગળો લખવા લાગ્યા. એટલે સ્વામીશ્રીએ મોતીભાઇને કહ્યું, ' આ પુરુષોત્તમભાઇના કાગળો આવે છે તો આપણે હવે જબલપુર જવું પડશે. તમો તથા મોતીભાઈ નાથાભાઈ બન્ને આવો તો જઇએ?' એટલે બન્ને મોતીભાઇ તૈયાર થયા. તે સાથે બીજા પણ હરિભક્તો તૈયાર થયા. સ્વામીશ્રી જબલપુર પધાર્યા.

સ્વામીશ્રી જબલપુર જેવા દૂર પ્રદેશમાં પોતાને વાસ્તે જ પધાર્યા, તેથી પુરુષોત્તમભાઇને અત્યંત આનંદ થયો. તેમણે

તૈયારીઓ કરી. જબલપુરથી થોડે દૂર નર્મદાજીને સામે પાર ધનસુર ગામ પ્રકૃતિની સુંદરતાથી ભરપુર છે. નદીની સુંદર શીતળ હવાથી ગ્રીષ્મના ગરમ વાયરા પણ શીતળ બની અહીં આલ્હાદક થાય છે. આવા રમ્ય સ્થાનમાં નદીના કિનારા ઉપર જ પુરુષોત્તમભાઈએ મોટું મકાન રાખી, મકાનના ચોગાનમાં આલિશાન, સુંદર શોભાએ યુક્ત મંડપ બંધાવ્યો. સ્વામીશ્રી તથા તેમની સાથે આવેલા સંતો અને હરિભક્તો, તેમજ જબલપુરના પણ પોતાના સંબંધીઓ, વેપારીઓ વગેરેને લઈને નૌકાવિહાર કરતા સૌ ધનસુર આવ્યા. સ્વામીશ્રી આ સ્થાન જોઈ બહુ જ રાજી થયા.

અત્રે શ્રીજીસ્વરૂપદાસ પાસે સત્સંગિજીવનના બે ત્રણ અધ્યાયો વંચાવ્યા અને તે ઉપર સ્વામીશ્રીએ શ્રીજી મહારાજનો આ પૃથ્વી ઉપર પ્રગટ થવાનો હેતુ તથા એકાંતિક ધર્મ સ્થાપનનું કાર્ય વગેરેનું સુંદર નિરૂપણ કર્યું. તે પછી નિર્ગુણદાસ સ્વામી, બિહારિલાલજી મહારાજ રચિત સ્વામિનારાયણ ભગવાનના કાર્યની ટૂંકી રૂપરેખા દર્શાવતું કીર્તન બોલ્યા :

‘ હે હાર હરિ પ્રભુ કરુણા કરી,
નરનારી ઉગારવાને નર તનુ ધરી.

પછી ‘ વાસુદેવ હરે ’ થયા એટલે સૌ જમવા ઊઠયા.

વૈશાખી પૂનમની રાત્રે આલ્હાદક ચાંદનીમાં મંડપની બહાર. સ્વામીશ્રી માટે સુંદર ઢોલિયો પાથરી આસન મને અપર્ણ કર બનાવ્યું. બીજા સંતો માટે પણ ગાદી તકિયા બીછાવી આસન કર્યાં. હરિભક્તો માટે સુંદર ગાલીચા પાથરી દીધા. ભાગીરથીના ધીમાં વહેણ, ચાંદનીની શીતળતામાં સંગીતનો સૂર પૂરાવી, પ્રકૃતિનું ગીત ગાતા હતા. એવામાં મોતીભાઈ તથા પુરુષોત્તમદાસનો હાથ પકડી સ્વામીશ્રી પધાર્યા. પાછળ સંત મંડળ અગ્નિ સમા પવિત્ર કાષાય વસ્ત્રાંબરધારી, સ્વામીશ્રીની ઉજ્વલ કીર્તિમાં શ્રદાય શોભાની કલગી સમાન,

આવ્યું. તેમની પાછળ હરિભકતો આવી ગયા. દસ પંદર હરિભકતો અને પાંચ સાત સંતની નાનકડી સભા થઇ ગઇ. સ્વામીશ્રી ઢોલિયા ઉપર બિરાજ્યા. સર્વત્ર શાંતિ પ્રસરી ગઈ. ભાગીરથીના વહેણુ સ્થંભી ગયા, પ્રકૃતિનું ગીત બંધ થયું. પ્રકૃતિ બ્રહ્મના આનંદમાં લીન થઇ ગઇ. સૌ જાણે એકાગ્રચિત્તે સ્વામીશ્રીની મૂર્તિમાં જોડાઇ ગયા હોય તેમ સ્થિર થઇ ગયા !

પછી સ્વામીશ્રીએ વાત કરી, "દાસત્વભકિત જેવી કોઇ શ્રેષ્ઠ ભકિત નથી. એવી દાસત્વભકિતવાળા તો આજ ગોપાળાનંદ સ્વામી તથા બીજા મુકતાનંદ સ્વામી છે એમ શ્રીજી મહારાજે કહ્યુ છે સ્વામી તો આપણે પણ દાસત્વભકિત જ દૃઢ કરવી. પણ ભગવાનનું દાસપણું આવવું ઘણું કઠણ છે કેમ જે જે ભગવાનના દાસ હોય તેનાં તો એ લક્ષણ છે જે 'દેહને મિથ્યા જાણે અને પોતાના જે સ્વામી તેને ભોગવ્યાના જે પદાર્થ તેને પોતે ભોગવવાને અર્થે ઇચ્છે જ નહિ" એટલી વાત કરીને પછી બોલ્યા કે "અમારી પાસે એક સરસ માળા હતી. તે વિજ્ઞાનદાસ સ્વામીએ જોઈ અને કહ્યું, 'આપણે આ ભગતજીને આપી દઇએ.' એટલે તે માળા તુરત જ ભગતજીને આપી દીધી. વળી એક બહુજ નાની એક આંગળની શિક્ષાપત્રી અમે લખી હતી તે પણ ભગતજીને અર્પણ કરી દીધી. એટલે ભગતજી બહુ જ રાજી થયા અને કહ્યું, 'આ તો બહુ દાખડો કર્યો, આને તો અમે આદળિયામાં નાખશું.' વિજ્ઞાનદાસ સ્વામીનો પણ એવો જ સ્વભાવ હતો. સોજીત્રાના જીવાભાઇનો દીકરો વસોમાં પરણેલો. તેણે શિયાળામાં પુષ્કળ ઘી અને તેજાના નાખી અર્ધો મણ પાક બનાવ્યો હતો. તે વિજ્ઞાનદાસ સ્વામીને આપ્યો. પણ પાક જોઈ વિજ્ઞાનદાસ સ્વામી કહે, 'આ તો ભગતજી જમે એવો પાક છે. માટે મહુવા મોકલીએ.' પછી સારંગપુરવાળા ગોપાળજીવનદાસજી મહુવા જઇને ભગતજીને આપી આવ્યા. આમ ભક્તને તો ભગવાનજ મુખ્ય હોવા જોઇએ. તો જ ભક્તિ સાચી. શ્રી કૃષ્ણભગવાને પણ અર્જુનને કહ્યું છે :—

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥[1]
ગીતા–૯–૨૭.

એટલી વાત કરીને પછી કહ્યું કે, 'સુરતના હરજી ભગત એવી દાસત્વભક્તિવાળા હતા. આજે પણ આ નિર્ગુણસ્વામી, 'જ્ઞાનજી' સ્વામી, અક્ષરપુરુષોત્તમદાસ[2] ઘનશ્યામ સ્વામી,[3] વગેરે એવા દાસત્વભક્તિ-

---

૧. હે અર્જુન ! તું જે કંઇ કરે છે, જે ખાય છે, જે હવન કરે છે, જે આપે છે, તે સર્વ મને અર્પણ કર.

૨. અક્ષરપુરુષોત્તમ સ્વામી : મહુધામાં પાટીદાર જ્ઞાતિમાં જન્મ. પૂર્વાશ્રમનું નામ છગનભાઇ નાનપણથીજ જગત તરફ ઉદાસિનતાવૃત્તિ અને તીવ્ર વૈરાગ્યના રંગે રંગાએલા. સં. ૧૯૬૩માં વરતાલ આવ્યા અને કો. ગોવર્ધનભાઇ પાસે રહી કોઠારમાં કામ કરવા લાગ્યા. પોતે પૂર્વના ખૂબજ મુમુક્ષુ એટલે અમદાવાદ, મૂળી, ગઢડા, જૂનાગઢ વગેરે મંદિરોમાં સંતનો સમાગમ કરવા જતા. અમદાવાદમાં ભગતજી મહારાજના શિષ્ય જેઠાલાલ અને તેમના શિષ્ય મગન ભગતના પ્રસંગથી ગુણાતીત જ્ઞાનમાં દૃષ્ટિ પડી ગઈ અને મહારાજ તથા સ્વામીની સર્વોપરી સ્વરૂપનિષ્ઠા થઇ ગઇ.

સ્વામીશ્રી વરતાલથી બહાર નીકળ્યા ત્યારે પોતે પણ સાથે નીકળી ગયા. તે અરસામાં જ્યાં જ્યાં સમૈયા પારાયણ વગેરે થતા ત્યાં હરિભક્તોની સેવા કરે, પત્રાવળાં ઉપાડી નાંખે, એમ અનેક પ્રકારે નીચી ટેલની સેવા કરે. વળી સ્વામી નિર્ગુણદાસજીનો પણ સમાગમ કરતા અને મંદિરના કારખાનાની સેવા પણ અપાર કરતા. આથી સ્વામીશ્રીની દૃષ્ટિ તેમના ઉપર પડી ગઇ અને ધીરે ધીરે સદ્‌ગુરુ પદ પ્રાપ્ત કરી અનેકને અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા કરાવી, સ્વામીશ્રીનો મહિમા સમજાવ્યો.

૩. ઘનશ્યામ સ્વામી : મહેમદાવાદ પાસે ખાતરજ ગામના વતની. પૂર્વાશ્રમનું નામ ચતુરભાઇ ભાઇજીભાઇ પટેલ. સં. ૧૯૫૫માં આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજ ખાતરજ પધાર્યા ત્યારે તેમના દર્શન અને સેવાનો ઘણો લાભ લીધો. સ્વામીશ્રીનો મહેમદાવાદમાં વારો આવ્યો ત્યારે સ્વામીશ્રીના દર્શન અને સમાગમથી તેમને સ્વામીશ્રી પ્રત્યે સત્‌ પુરુષના સ્વરૂપનો નિશ્ચય થયો. ત્યાર બાદ મહાપુરુષદાસ સ્વામીના સમાગમથી આ નિશ્ચય દૃઢ થયો. સ્વામીશ્રીએ બોચાસણના મંદિરના સ્વપ્નમાં દર્શન કરાવ્યા. ત્યાર પછી પૂનમનો સમૈયો બોચાસણ કરવા લાગ્યા. સં. ૧૯૭૮ ની સાલમાં પાર્ષદની દીક્ષા લીધી અને મોટા પુરુષોત્તમદાસ સ્વામીની સેવામાં રહ્યા. સં. ૧૯૮૦ માં સાધુની દીક્ષા આપી ઘનશ્યામદાસ નામ પાડ્યું. સ્વામીશ્રી પ્રત્યે અત્યંત હેત અને નિષ્ઠા તેમને હતી, તેથી સ્વામીશ્રી તેમને વારંવાર દર્શન દેતા અને તેમના સંકલ્પો પૂરા કરતા. સ્વામીશ્રીની આજ્ઞાથી ગામોગામ ફરીને ખૂબ સત્સંગ તેમણે કરાવ્યો છે. તેમજ આણંદમાં સ્વામીશ્રીની આજ્ઞાથી સેવા પણ તેમણે ઘણી કરી છે. હાલ બોચાસણમાં રહે છે અને હરિભક્તોને કથાવાર્તા કરી આનંદ કરાવે છે.

વાળા છે. અમે જમતા હોઈએ ત્યારે આ જ્ઞાનજી સ્વામી તો મટકા રહિત દર્શન કર્યા જ કરે અને,

નાના ગ્રાસ લેવત મનગમતા
નેણાં ભરી જોયા રે હરિ જમતા...નેણાં...

એ કીર્તન બોલે અને મૂર્તિનું ધ્યાન કરે." એમ દાસત્વભક્તિ ઉપર ઘણી વાત કરી અને નિર્ગુણદાસ સ્વામી, જ્ઞાનજી સ્વામી, અક્ષર પુરુષોત્તમ સ્વામી, ઘનશ્યામ સ્વામી વગેરે પોતાના એકાંતિક સંતનો મહિમા પણ કહી સૌને આનંદ કરાવ્યો.

સ્વામીશ્રી જબલપુરમાં પાંચ છ દિવસ રહ્યા અને પુરુષોત્તમભાઈના સર્વ સંકલ્પ પૂરા કરી, તેમને આશીર્વાદ આપી, આણંદ પધાર્યા.

સારંગપુર તો મારા જીવ સાથે જડાએલું છે

મુંબઈવાળા શેઠ ભગવાનદાસભાઈ તથા જશભાઈ અને કાશીભાઈએ મળીને સ્વામીશ્રી માટે હાફુસ તથા રસની કેરીના કરંડિયા આણંદ મોકલ્યા. સ્વામીશ્રી આણંદ પધાર્યા અને મુંબઇથી આવેલા કેરીના બે કરંડિયા બોચાસણ ઠાકોરજી માટે મોકલ્યા. બીજા બે સારંગપુરના ઠાકોરજી માટે પોતાની સાથે લીધા.

સારંગપુરમાં કારખાનાનું કામ ધમધોકાર ચાલતું હતું. પોરબંદરી પત્થરના[1] વેગન ઉપર વેગન આવતા હતા. બોટાદના મારફતિયા મણિલાલભાઈ સ્વામીશ્રીને વિષે અત્યંત ભાવવાળા હતા. મંદિરમાં કોઈ વખત નૂરના પૈસા ભરવાની સગવડતા ન હોય તો પોતે સગવડતા કરી ભરી દેતા. સ્ટેશન માસ્તર પણ પોતાથી બનતો બધો સહકાર આપી સ્વામીશ્રીની સેવા કર્યાનો સંતોષ માનતા. આ અરસામાં

૧. પોરબંદરમાંથી પત્થર મોકલવાની સેવા ત્યાંના હરિભક્ત શ્રી નરસેરામ નારણજી મહેતા કરતા. આ સત્સંગી ભક્તરાજને બ્ર. શ્રીકૃષ્ણસ્વરૂપાનંદજીના સમાગમથી અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા દૃઢ થઈ હતી. સ્વામીશ્રી પ્રત્યે તેથી જ તેમને ખૂબ જ સદ્‌ભાવ થયો. પત્થરના કામ માટે સ્વામીશ્રી જ્યારે જ્યારે પોરબંદર પધારતા, ત્યારે તેઓ સ્વામીશ્રીને પોતાને ઘેર જ ઉતારતા અને સેવા સમાગમનો અમૂલ્ય લાભ લેતા.

પોરબંદરથી પત્થરના વેગનો આવ્યા. એટલે મણીલાલભાઈએ સારંગપુર કોઠારી શંકર ભગત ઉપર ચિઠ્ઠી મોકલી કે 'વેગનો આવ્યા છે માટે નૂરના રૂા. ૪૦૦ લઈને જલદી આવો.' કોઠારીને આ ચિઠ્ઠી મળી એટલે મુઝાયા. કોઠારની સિલકમાં એક દોકડો પણ ન મળે. વળી સ્વામીશ્રી પણ હાલમાં કયાં બિરાજે છે તેના કોઈ સમાચાર ન હતા. એટલે તાત્કાલિક રકમ આવવાની કોઈ શક્યતા ન હતી. આગલા વેગનોના નૂરના રૂપિયા મણીલાલભાઈએ ચૂકવ્યા હતા તે પણ તેમને આપવાના હતા. એટલે નૂર ચૂકવવાનું હવે તેમને કહેવું એ ગેરવ્યાજબી હતું. કોઠારી આ બધા વિચારથી સ્વામીશ્રીનું ચિંતવન કરતા, પોતાના આસને ધ્યાનમગ્ન સ્થિતિમાં બેસી ગયા. આવા દરેક પ્રસંગે શંકર ભગત સ્વામીશ્રીને સંભારતા. તેમને શ્રદ્ધા હતી કે સ્વામીશ્રી ગમે તેમ કરીને પણ કંઈક સગડતા કરી દેશે. કોઠારીને ઓરડે હરિકૃષ્ણદાસ સ્વામી આવ્યા અને તેમને આમ બેઠેલા જોઈ પૂછયું, 'કોઠારી! શું વિચારમાં બેઠા છો?' કોઠારીએ તુરત જ કહ્યું, 'બોટાદથી મારફતિયાની ચિઠ્ઠી નૂર ભરવા માટેની આવી છે, એટલે સ્વામીને સંભારું છું.' ત્યારે હરિકૃષ્ણદાસ સ્વામીએ કહ્યું, 'ચાલો આપણે બોટાદ જઈએ અને મણીલાલભાઈને કહી દઈએ કે આટલો વખત તમે નૂર ભરી દ્યો. સ્વામી પધારશે એટલે રકમ આપી દઈશું.' શંકર ભગતને આ વ્યાજબી લાગ્યું નહિ. છતાં તે ઊઠયા અને બોટાદ જવા નીકળ્યાં.

રસ્તે જતા સામે ગાય મળી એટલે હરિકૃષ્ણદાસે કહ્યું, 'શુકન સારા થાય છે.' સ્હેજ આગળ ચાલ્યા ત્યાં સામે ટપાલી મળ્યો અને તેમણે કોઠારીને જતાં જોઇ પૂછ્યું, 'કોઠારી મહારાજ! આપ કઇ તરફ પધારો છો?' કોઠારીએ કહ્યું 'બોટાદ જઈએ છીએ.' એમ કહી ટપાલીને પૂછયું, 'સ્વામીનો કંઈ કાગળ છે?' ત્યારે ટપાલીએ કહ્યું, 'કાગળ તો નથી પણ જબલપુરથી રૂા. ૨૦૦)નું મનીઓર્ડર છે તે આપ લેતા જાઓ.' કોઠારી તો આ જાણી રાજી થયા અને જાણ્યું, 'સ્વામીએ મદદ કરી ખરી.' પછી મનીઓર્ડર લઇ બોટાદ આવ્યા.

મણીલાલ મારફતિયા તેજ વખતે ઉતાવળા સ્ટેશને જવા હતા.

તેમને કોઠારી તથા હરિકૃષ્ણદાસ સામા મળ્યા. એટલે તેમણે પૂછ્યું, 'કોઠારી, અત્યારમાં કેમ આવવું થયું ?' હરિકૃષ્ણદાસે તુરત જ કહ્યું, 'તમે નૂર ભરવા માટે એપિયો મોકલ્યો હતો એટલે અમે આવ્યા છીએ. પણ અમારી પાસે નૂરના પૈસા નથી. હમણાં જ આ રૂા. ૨૦૦) મનીઓર્ડરથી આવ્યા છે તે લ્યો અને બાકીના તમો ભરી દેજો.' એટલે મણીલાલભાઈએ તેમને કહ્યું, 'તમો રકમ ન લાવ્યા હોત તો પણ હું અત્યારે રકમની સગવડતા કરીને ભરી દેવાનો હતો. ગઈકાલે પરોઢીએ સ્વામીએ મને દર્શન દીધાં અને કહ્યું કે પથ્થરના વેગન આવ્યા છે, માટે નૂર તમે ભરી દેજો. પછી સવારે સ્ટેશને તપાસ કરાવી તો વેગન આવ્યાની વાત સાચી ઠરી. એટલે એપિયો તો તમને ખબર કરવા મોકલ્યો હતો.' પછી કોઠારીએ તેમને રૂા. ૨૦૦) આપ્યા અને તેમની રજા લઈને ત્યાંથી જ પાછા વળ્યા.

મણીલાલ સ્ટેશને આવ્યા ત્યાં અમદાવાદ તરફની ગાડી આવી, તેમાંથી સ્વામીશ્રી ઉતર્યા. મણીલાલને આમ અચાનક સ્વામીશ્રીના દર્શન થયા એટલે તે બહુ જ રાજી થયા. સ્વામીશ્રીને દંડવત્ કરી પગે લાગ્યાં. પછી સ્વામીશ્રીનો હાથ પકડી સ્ટેશન માસ્તરની ઓફિસે આવ્યા. બીજો સામાન પોતે ઉતરાવ્યો. સ્વામીશ્રીને તેમણે કહ્યું, 'કોઠારી અને હરિકૃષ્ણદાસ આવ્યા હતા તે હમણાં જ ગયા.' એટલે સ્વામીશ્રીએ પૂછ્યું, 'કેમ આવ્યા હતા ?' ત્યારે તેમણે હસીને કહ્યું, 'સ્વામીજી ! આપ બધું જાણો છો. મને દર્શન દઈ આજ્ઞા કરી, એટલે આપનું કાંઈ અજાણ્યું નથી' સ્વામીશ્રી તે સાંભળી હસ્યા અને પછી ઊઠયા; મણીલાલ કહે, 'હું એકો ભાડે કરી લાવું.' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'એકાનું કામ નથી. અમે બે ત્રણ જણા છીએ એટલે સામાન માથે ઉપાડી ચાલ્યા જઈશું.' ઠેરીના કરંડિયા અને સાથે બે નાના સાધુ એટલે સામાન તો લગભગ સ્વામીશ્રીને જ ઉપાડવો પડે. મણીલાલભાઈએ ઘણી વખત જોયું હતું કે સ્વામીશ્રી મણ બેમણનો ભાર માથે ઊચકી, શિયાળો, ઉનાળો કે ચોમાસુ, ગમે તે ઋતુ હોય પણ હાથમાં માળા ફેરવતા 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' કરતા,

ચાલતા સારંગપુર ચાલ્યા જતા. પણ આજે તો તે પ્રમાણે ન જ જવા દેવા, તેવો તેમણે નિરધાર કર્યો હતો. તેથી તુરતજ એકો ભાડે કરી લાવ્યા. સ્વામીશ્રી તેની નિષ્ઠા અને ભાવથી અત્યંત રાજી થયા અને એકામાં બેસી સારંગપુર જવા રવાના થયા.

રસ્તામાં કોઠારી અને હરિકૃષ્ણદાસ મળી ગયા. તેમણે સ્વામીશ્રીને જોયા એટલે હર્ષઘેલા થઇ ગયા અને એકદમ દંડવત્ કરવા લાગ્યા. સ્વામીશ્રીએ દંડવત્ રખાવી તેમને એકામાં બેસાર્યા. પછી સ્વામીશ્રીએ કહ્યું, ' તમારે માટે કેરીઓ લાવ્યો છું. માટે આજે તો ભેગા બેસી જમવું છે ?' એમ વાતો કરતા સારંગપુર પહોંચ્યા. આ બન્ને સંતોને સ્વામીશ્રીના દર્શનથી જ અમૃતરસના ઓડકાર આવી ગયા એટલે તૃપ્ત થઇ ગયા હતા થાક કે ભૂખ તેમને જણાયાજ નહિ. તેમને એકજ રઢ લાગી ગઇ, પેટ ભરીને દર્શન કરી જ લઇએ. ફરી સ્વામીશ્રી કયારે પાછા પધારે !

સારંગપુર આવ્યા એટલે સ્વામીશ્રીએ ભંડારી સાધુ ભક્તિવલ્લભદાસને કહ્યું ' આજે જેઠ સુદ ૧૦ મહારાજની તીથિ છે માટે રોટલી, શાક, કઢી વગેરે કરો અને અમે કેરીઓ લાવ્યા છીએ તેનો રસ કાઢીશું. ઠાકોરજીને સારો થાળ જમાડો.' એટલે ભક્તિવલ્લભદાસે કહ્યુ, ' સ્વામી ! ખીચડી કરી નાંખી છે તે બગડે એટલે રસોઇનું બારશે રાખો,' તે સાંભળી સ્વામીશ્રીએ કહ્યું, ' ખીચડી ઢાંકી રાખો, બગડશે નહિ. ખીચડીના ખાનારા ચાલ્યા આવે છે. પણ આજે તો મહારાજની તીથિ છે માટે ઉત્તમ રસોઇ કરીને મહારાજ અને આ સંતોને અમારે જમાડવા છે.' ભક્તિવલ્લભદાસે સ્વામીશ્રીની મરજી જાણી ભંડારમાં જઇ, એક કલાકમાં રોટલી, શાક, કઢી વગેરે કરી નાંખ્યું. સ્વામીશ્રીએ જાતે કારેલાનું શાક બનાવ્યું. લગભગ ૧૧ વાગે ઠાકોરજીનો થાળ તૈયાર થયો. ઠાકોરજીને રાજભોગ ધરાવી, આરતી કરી, સૌ સાધુ પાર્ષદ અને મહેમાનો ભંડારમાં આવ્યા. સ્વામીશ્રીએ જાતે રસ પીરસ્યો અને સૌને ખૂબ જમાડયા. અડીખમ સાધુ અક્ષરપુરુષદાસજી પાસેથી તો સ્વામીશ્રી ખસે

જ નહિ. એક, બે, ત્રણ, ચાર એમ દસ પંત્તર રસના પાયા. પોરબંદરી પથ્થરનું તમામ કામ આ સાધુ જ કરતા. આ વજ્રકાય પુરુષમાં સ્વામીશ્રીએ અતુલ બળ મૂક્યું હતું. એટલે જાણે ફુલને ફેરવતા હોય તેમ પોરબંદરી પત્થરો તે ફેરવતા. તેમને કામ કરતા જોઇ સૌને આશ્ચર્ય થતું.

સૌને જમાડી તૃપ્ત કરી પછી સ્વામીશ્રી પોતે જમ્યા. 'અક્ષર પુરુષોત્તમ મહારાજની સેવા માટે પોતાના દેહને ન ગણનાર આ સંતોની સેવા ક્યાંથી મળે?' એમ તેઓ હંમેશા કહેતા. સ્વામીશ્રી જમી રહ્યા બાદ તેમને આસને કોઠારી શંકર ભગત આવ્યા અને હાથ જોડી કહ્યું. 'સ્વામી! અમારા ઊપર આપે બહુ દયા કરી. અમારા માટે કેરીઓ લાવ્યા, રૂપિયા મોકલ્યા મારકૃતિયાને દર્શન દઇ કામ કરાવી દીધું.' એટલે સ્વામીશ્રી હસીને બોલ્યા, 'સારંગપુર તો મારા જીવ સાથે જડાએલું છે. અને સારંગપુરના સાધુ તો મારા જીવન પ્રાણ છે. માટે કેમ ન લાવીએ?' એમ ત્રણ વખત બોલ્યા અને સારંગપુર સ્થાન માટે પોતાનું અત્યંત મમત્વ બતાવ્યું. સ્વામીશ્રીના આ વચન સાંભળી, કોઠારી તથા સર્વ સાધુ ખૂબ ઉત્સાહમાં આવી ગયા.

× × ×

**મારવાડમાં પ્રભુરામને સ્વામીશ્રીના આકર્ષણ**

મારવાડમાં વાલી ગામના રાજગોર બ્રાહ્મણ પ્રભુરામભાઈ સત્સંગી હતા. પરંતુ સત્સંગ શુદ્ધ સ્વરૂપમાં શું છે તે સમજતા નહિ. સ્વામીશ્રીનું નામ તેમણે સાંભળ્યું અને તેથી અંતરમાં સ્વામીશ્રીના દર્શનની તીવ્ર ઝંખના જાગી. એક રાત્રે તેઓ સૂતા હતા, તેવામાં સ્વામીશ્રીએ દર્શન દીધાં. સાથે સારંગપુરમાં ભંડાર કરતા મહા નિષ્કામી સંતવર્ય નારાયણચરણદાસ હતા. સ્વામીશ્રી સારંગપુરના મંદિરના પૂર્વાભિમુખના પગથિયે ઊભા હતા. ગગનમાં ગાજતું સારંગપુરનું મંદિર, શિખર ઉપર અક્ષર પુરુષોત્તમ મહારાજના વિજયગાન ગાતી ફરફરતી ધજા અને સુવર્ણ-

કળશના પ્રકાશથી ઝળહળતું આખું મંદિર, આવા અતિ દિવ્ય દર્શન તેમને સ્વપ્નમાં થયા અને અંતરમાં આનંદ આનંદ થઇ ગયો. એકદમ તે જાગી ગયા અને પથારીમાં બેઠા થઇ, સ્વામીશ્રીની અતિ રમ્ય દિવ્યમૂર્તિનાં ધ્યાનમાં મગ્ન થઇ ગયા. અંતરમાં આનંદ માતો ન હતો. સંપ્રદાયમાં લગભગ બધા જ શિખરબંધ મંદિરોની યાત્રા તેમણે કરી હતી. પરંતુ આવું મંદિર તેમણે જોયું ન હતું. આ મંદિર કયાં હશે, આ સાધુ કોણ હશે? તેમને લાગ્યું કે 'મહારાજે સાધુ સ્વરૂપે આવી દર્શન દીધાં અને હાકલ કરી કે હવે ઘેરથી નીકળી જાઓ. અમારી સેવા કરવા મોકલ્યા છે, વ્યવહાર હવે બહુ કર્યો.' આટલો સંદેશો તેમને માટે બસ હતો. પૂર્વનું જ્ઞાન સ્ફુરી આવ્યું. સવાર થયું. આ સાધુ અને મંદિરની ખોળમાં, નીકળવા તેમણે તૈયારી કરી.

ગામમાં જાગીરદાર તરીકેની સારી ખ્યાતિવાળા આ પુરુષને તેમના પુત્રો તથા સંબંધીઓ ત્યાગી થવા દે તેમ તો હતું જ નહિ. એટલે તેમણે કહ્યું, 'મને મહારાજે રાત્રે દર્શન દીધાં છે અને શિખરબંધ મંદિરોની એક વખત જાત્રા કરી આવવા આજ્ઞા કરી છે. એટલે હું જાઉં છું.' એમ કહી રૂ. ૧૦૦) રોકડા તથા ૨૧) શેર અફીણ લઇ, પોતે નીકળી પડયા. ગાડીમાં બેઠા પણ સિદ્ધપુર પાસે 'જકાતી' નાકું આવ્યું એટલે ઉતરી ગયા. ગાડીમાં કસ્ટમના ઇન્સ્પેકટરો દાણચોરી કરતા મુસાફરોનો સામાન તપાસતા હતા. પ્રભુરામભાઇ તો રેલ્વેના પાટે પાટે આગળ ચાલવા લાગ્યા. આગળ પણ કસ્ટમનું નાકું આવતું હતું. પરંતુ હાથમાં માળા અને કપાળમાં તિલક ચાંદલો જોઇ, તેમને કોઇએ બોલાવ્યા નહિ. ચાલતા અમદાવાદ આવ્યા અને ત્યાંથી ગાડીએ બેસી પેટલાદ પાસે પાળજ ગામે આવ્યા. અહીં તેમના સગા રહેતા હતા. તેમને ત્યાં ગયા.

પાળજનો એક કુંભાર રોજ મહિસાગરમાં નહાવા વાલવોડને રસ્તે થઇને જતો. પ્રભુરામભાઇ પણ તેની સાથે જવા લાગ્યા. એક વખત બોચાસણને રસ્તે થઇને નહાવા જતા, બોચાસણના મંદિરના દર્શન કર્યા. મંદિર જોઇ તેમને સ્મૃતિ થઇ આવી 'મને સ્વપ્નમાં દર્શન

થયા હતા તે મંદિર આના કરતાં તો ઘણું મોટું હતું પણ તેના થાંભલા આ મંદિરના જેવા જ હતા.' પછી તેમણે પૂછયું, 'આ મંદિર કોણે કર્યું ?' એટલે કોઠારીએ સ્વામીશ્રીનું નામ દીધું અને કહ્યું, 'આજે સ્વામીશ્રી પધારશે.' એટલે તેમણે નક્કી કર્યું, 'નાહીને પાછા ફરતા ફરી આવીશું.' નાહીને પાછા ફરતા મંદિરે આવ્યા તો જણાયું કે સ્વામીશ્રી આવીને પાછા ધર્મજ ગયા હતા. બીજે દિવસે પાછા આવવાના હતા. તેમણે નક્કી કર્યું કે હવે રોકાવું અને દર્શન કરી લેવા. બીજે દિવસે સ્વામીશ્રી પધાર્યા અને તેમના દર્શન કરતાં જ સ્વપ્નની એ દિવ્યમૂર્તિની સ્મૃતિ થઇ આવી. એ જ મંદ હાસ્ય કરતી મૂર્તિ! સ્વામીશ્રીના રોમેરોમમાં મહારાજ દેખાયા, સમગ્ર મૂર્તિમાં મહારાજ જ દેખાયા. હાથ, પગ, આંખ, નાક, કાન, બસ મહારાજ જ! તેમણે આંખો ચોળી, ફરી દર્શન કર્યા. પરંતુ અભય હસ્ત રાખી તેમની સામું અનિમીષ દૃષ્ટિએ મહારાજ જોઇ રહ્યા હતા. મહારાજની દૃષ્ટિ પોતે ઝિલી ન શકયા એટલે નીચું જોઈ ગયા. ફરી ઊંચું જોયું ત્યાં સ્વામીશ્રીની કાષાય વસ્ત્રધારી સૌમ્યમૂર્તિ! જાણે મહારાજનું જ સ્વરૂપ હોય, તેમ તેમની સામે અનિમીષ નેત્રે જોઇ રહી હતી. તેમના અંતરમાં તો અનિર્વચનીય આનંદનો મહાસમુદ્ર ઘુઘવવા લાગ્યો. પરંતુ તેને ભાષા ન હતી. અંતરના એ નાદબ્રહ્મની પરાવાણીના સૂરને તો પોતે જ પારખી શકયા. અશ્રુ દ્વારા એ વાણી બહાર નીકળવા લાગી. સ્વામીશ્રીના ચરણકમળમાં તે લેટી પડ્યા. એ પુનિત ચરણારવિંદને અશ્રુનો અભિષેક કરી, પોતાની અંજલિ તેમણે અર્પી. સ્વામીશ્રીએ તેમને બેઠા કર્યા અને પોતે બેઠા. પછી મનુષ્યભાવે બધી હકીકત પૂછી. પરંતુ તે તો એટલુંજ બોલી શકયા, 'આપે જ મને બોલાવ્યો છે એટલે આવ્યો છું.' થોડીવારે સ્વસ્થ થઇ પોતાની તમામ હકીકત તેમણે કહી અને પછી સ્વામીશ્રીને પૂછયું, 'સ્વામીજી! એ મંદિર કયું ?' એટલે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'સારંગપુરનું હશે. તમોને સારંગપુર તેડી જઇશું.' બીજે દિવસે સ્વામીશ્રી તેમને લઇને સારંગપુર પધાર્યા. પ્રેમભક્તિના અંગ-

વાળા આ મુક્તરાજને સ્વામીશ્રીએ પાછળથી દીક્ષા આપી ધર્મસ્વરૂપ-દાસ નામ પાડયું.

## પારાયણનો પર્વ

નગાસરમાં પારાયણ

સં. ૧૯૮૨ના ફાગણ માસમાં નગાસરમાં ભૂધરભાઈએ શ્રી સત્સંગિજીવનનું પારાયણ કરાવવા નિરધાર્યું. ભૂધરભાઈ એટલે સત્સંગમાં નરરત્ન ! નગાસરના તલશીભાઈ, રામજીભાઈ, ડાહ્યાભાઈ, ગંગારામ, ભાવજી ઉકા પટેલ, કુંવરજી બેચર, જીવરામ કાલીદાસ વગેરે તમામનો આ પારાયણમાં સાથ હતો. આ કથામાં સૌના ઉત્સાહ પ્રમાણે સ્વામીશ્રીએ સૌને સુખ આપ્યું અને પારાયણના પ્રસંગને ચિરઃસ્મરણીય બનાવી દીધો.

બોચાસણમાં પારાયણ

બોચાસણની ઉગમણી બાજુએ કાછિયા લોકોનું પરું છે. તે પરામાં કાછિયા મોતીભાઈ ગિરધરભાઈએ તથા મૂળજીભાઈ હિરાભાઈએ, અધિક આષાઢ માસમાં પંદર દિવસની પારાયણ સ્વામીશ્રી પાસે કરાવવા નક્કી કર્યું. પોતાને ઘર આંગણે સુંદર સુશોભીત મંડપ બંધાવ્યો અને સ્વામીશ્રીને તેડાવી ભાવભીનું સ્વાગત કર્યું. બોચાસણ જેવું સર્વોપરી તીર્થધામ, પુરુષોત્તમ માસ, શ્રી સત્સંગિજીવનની કથા અને સ્વામીશ્રીના દર્શન અને સમાગમનો પંદર દિવસ સુધીનો સુયોગ, આથી ઘણા હરિભક્તોએ આ પ્રસંગનો લાભ લીધો. મોતીભાઈ તથા મૂળજીભાઈ પણ, આવો અતિ અણમૂલો અવસાર પોતાને આંગણે આવ્યો એટલે બહુ જ ભાવપર્વક સર્વની સેવામાં જોડાઈ ગયા. પંદર દિવસ સુધી સ્વામીશ્રીના શ્રીમુખે કથામૃતનું પાન સૌએ કર્યું.

ચાણસદમાં પારાયણ

બોચાસણમાં ગુરુપૂર્ણિમાનો સમૈયો કરી આષાઢ વદ ૧ ને દિવસે સ્વામીશ્રી ચાણસદ પધાર્યા. અત્રે વૈદરાજ મૂળજીભાઈ એક માસની પારાયણ બેસારવાના હતા. ભગતજીની પ્રસાદીનું આ તીર્થ સ્વામીશ્રીને

બહુ જ પ્રિય હતું. વળી મૂળજીભાઈના પિતા મનસુખભાઈ ભગતજીના શિષ્ય હતા. તેમનો પણ સ્વામીશ્રી પ્રત્યે ખૂબ જ સદ્‌ભાવ હતો. આ સ્થાનમાં પારાયણ નિમિત્તે કથા–વાર્તાનો સૌને યોગ સારો થયો. વૈદ્યરાજ મૂળજીભાઈએ સૌની અપાર સેવા કરી.

ગાનામાં પારાયણ

આ પારાયણની પૂર્ણાહુતિ શ્રાવણ શુદ ૧૩ના દિવસે કરી, સ્વામીશ્રી પોતાના સંતમંડળ તથા અત્રે આવેલા તમામ હરિભક્તોને લઈને ગાના પધાર્યા. અત્રે મુક્તરાજ નારણભાઈ ભાઈજીભાઈએ પણ શ્રાવણ શુદ ૧૫ થી પંદર દિવસનું પારાયણ બેસારવાનું આદર્યું હતું. આવા પ્રસંગે જ સ્વામીશ્રીના દર્શન અને સમાગમનો લાભ શાંતિથી લઈ શકાય, એવું દઢપણે માનનાર મુક્તરાજ નારણભાઈ તેમની સંપત્તિનો સ્વામીશ્રીની સેવામાં જ ઉપયોગ કરતા. સ્વામીશ્રીનું અખંડ વિચરણ હોય એટલે તેમના સમાગમનો લાભ પારાયણના પ્રસંગ સિવાય લઈ શકાય નહિ. વળી નિવૃત્તિ લાવીને તેમની સાથે ફરવાની કદાચ ઇચ્છા થાય તો પણ સ્વામીશ્રી સાથે આઠ દિવસ ફરે તો ગમે તેવો વજ્રકાય પુરુષ હોય તે પણ થાકી જાય. દીવો ત્યાં દાતણ નહિ, અને દાતણ ત્યાં દીવો નહિ, એવું અવિરતપણે સ્વામીશ્રીનું વિચરણ હતું. ગમે તેવી શિયાળાની ઠંડી હોય તો પણ કોઈ વખત પરોઢિયે નીકળવાનું હોય. ચોમાસામાં પણ વરસતા વર્ષાદમાં નીકળવાનું હોય જ. સ્વામીશ્રીનો કાર્યક્રમ તો બદલાય નહિ. ઉનાળાના સખત તાપમાં પણ ભોજન કરીને તુરત નીકળવાનું હોય. કોઈ વખત ડમણિયું મળે કોઈ વખત ન મળે તો પણ વર્ષાદમાં કે તાપમાં ચાલવાનું જ હોય. આ રીતનું અખંડ વિચરણ સ્વામીશ્રી કરતા. તેમની સાથેના સાધુઓ થાકી જતા તો સ્વામીથી બીજા બદલાવી લેતા. પરંતુ પોતે તો કોઈપણ દિવસ આરામ કરવાનો સંકલ્પ કરતા નહિ. આ જ તેમનું જીવન હતું. તેઓ કહેતા, 'મહારાજ અને સ્વામીની સેવાને અર્થે જ આ દેહ ધર્યો છે તો સર્વોપરી સેવામાં દેહ ઘસી નાંખવો.' ગાનામાં પંદર દિવસના કથા પ્રસંગ દરમ્યાન

સ્વામીશ્રીએ સ્વરૂપ નિષ્ઠા, સંત સમાગમ વગેરે વિષયો ઉપર અદ્ભુત વાતો કરી.

## જૂનાગઢમાં શતવાર્ષિક પાટોત્સવ

ફુલદોલનો સમૈયો સારંગપુર કરી, સ્વામીશ્રી પોતાની સાથે ગુજરાતમાંથી આવેલા સંતો સ્વામી નિર્ગુણદાસજી, સ્વામી 'જ્ઞાનજી' મહારાજ, ભગવતસ્વરૂપદાસજી, પ્રેમવતીદાસજી, હરિકૃષ્ણદાસજી વગેરે તથા રણછોડ ભક્ત, કુબેરભાઇ વગેરેને લઈને ભાલ દેશમાં ફરવા પધાર્યા. આ પ્રદેશમાં લગભગ બે માસ સુધી ફરીને સ્વામીશ્રી તે મંડળીને લઇને સીધા જૂનાગઢ રાધારમણ દેવના શતવાર્ષિક પાટોત્સવ (સં. ૧૯૮૩ વૈશાખ વદ ૨) પ્રસંગે પધાર્યા.

અત્રે કડિયાવાડમાં રામાનંદી મંદિરમાં સ્વામીશ્રીએ તથા સાથે આવેલા મંડળે ઊતારો કર્યો. સો વર્ષ પહેલાં રાધારમણદેવની આ મૂર્તિઓની પ્રતિષ્ઠા શ્રીજી મહારાજે પોતાના વરદ હસ્તે કરી હતી. આજ સો વર્ષ બાદ તે અપૂર્વ પ્રસંગની સ્મૃતિ કરવા સત્સંગી જનતા અહીં ઉમટી હતી. ગુણાતીત જ્ઞાનના કેન્દ્ર સમાન આ સ્થાનનું આકર્ષણ સત્સંગી જનતાને વિશેષ હતું. એટલે અહીં આવેલા સત્સંગ સમુદાયને જોતાં જાણે મહાપ્રલયના પૂર ઊમટયાં હોય, એવો માનવ મહેરામણ ઉભરાયો હતો. હૈયે હૈયું દળાતું હતું. મહાપુણ્યશાળી નવાબે જાણે રાજ્યનો આજ ધર્મ હોય તેમ રાજ્ય તરફથી તમામ સગવડતા, મંદિરના કર્મચારીઓને આપી હતી.

**આ ઉન્મત્ત ગંગા આપણને માર્ગ દેશે**

સ્વામીશ્રી પોતાના સંઘ સાથે અહીં પધાર્યા. કડિયાવાડના પોતાના ઉતારેથી લાખોની મેદની વીંધીને, સાધુના ધર્મ સચવાય તે રીતે, મંદિરે દર્શન કરવા જવું, સૌ સાથે આવેલા સંતોને તો અશક્ય જ લાગ્યું. સૌ વિચાર કરવા લાગ્યા કે શી રીતે દર્શન થશે? સૌ પરવાર્યા એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'ચાલો દર્શને' પણ 'સાધુને ઉપવાસ પડશે' 'શી રીતે જઈશું' તે સંકલ્પથી ઊઠવામાં કંઇ ઢીલ થતી જોઈ,

સ્વામીશ્રી બોલ્યા, 'શું વિચાર કરો છો ? જમુનાજીએ જેમ ગોપી-ઓને માર્ગ દીધો, તેમ આ સત્સંગની ઉન્મત્ત ગંગા પણ આપણને માર્ગ દેશે, માટે વિચાર ન કરશો ને જલદી ચાલો.' સ્વામીશ્રીના વચનમાં સૌને અતિ વિશ્વાસ હતો. સૌ નીકળ્યા, સંતો અને હરિભક્તો, સ્વામિનારાયણ મંત્રની ધૂન્ય લગાવતા ! ઉતારાની બહાર નીકળ્યા, કડિયાવાડ વટાવી અને સરિયામ રસ્તા ઉપર સૌ આવ્યા. અહીં તો જાણે ઉન્મત્ત ગંગાનો પ્રવાહ ઘુઘવતો હોય તેમ સંભળાવા લાગ્યો. લાખોની સંખ્યામાં સ્ત્રી પુરુષોના વૃંદ હાથમાં ફુલહાર, કંકુ, ચંદન અક્ષત વગેરે લઈને મંદિર તરફ જતા હતા. આષાઢના પૂર ઊમટયાં હોય તેમ, મહામોટી મેદિનીના લોઢ ઉછળતા હતા. સ્વામીશ્રી તથા તેમનું મંડળ કડિયાવાડને નાકે ઊભું રહ્યું. બાહ્ય દૃષ્ટિએ તો ખરેખર આ મેદિનીને વીંધીને સામે પાર જવું તે સાધુઓ માટે તો તદ્દન અશક્ય જ હતું. પરંતુ સ્વામીશ્રીએ દૃષ્ટિ સ્થિર કરી સૌને કહ્યું, 'ધૂન્ય જોરથી બોલો.' આ મંત્રની ધૂન્ય ગુંજવા લાગી અને જાણે આશ્ચર્ય થતું હોય તેમ, એકદમ એ મેદિની-માંથી જ લોકોએ આગળ આવી, બે બાજુના પ્રવાહને અટકાવી દીધો અને સીધો સરળ રસ્તો સ્વામીશ્રી તથા તેમના મંડળ માટે કરી દીધો. ગૌરવભરી રીતે, હાથમાં માળા લઈને ચાલતા, સ્વામિનારાયણ મંત્રની ધૂન્ય કરતા સ્વામીશ્રીને જોઈ, સર્વે કોઈ કહેવા લાગ્યા, 'આ શાસ્ત્રીજી મહારાજ છે, દર્શન કરી લ્યો.' વળી કોઈ કહેવા લાગ્યું, 'આ 'આ તો બોચાસણવાળા સ્વામી છે.' એમ ભાવિકભક્તો સ્વામીશ્રીનાં દર્શન કરતા, હાથમાં ફુલહાર, કુંકુમ અને અક્ષત હતા તે સ્વામીશ્રી ઉપર ફેંકતા, આ સંતવર્યની પૂજાથી મહારાજ પૂજાઈ રહ્યાનો મહા મોટો સંતોષ માનતા, સ્વામીશ્રી સન્મુખ અનિમીષ દૃષ્ટિએ જોઈ રહ્યા. સ્વામીશ્રી તથા તેમના મંડળને ઠેઠ મંદિરના દરવાજા સુધી હરિભક્તો-એ, સત્સંગ સમુદાયના પ્રવાહને રોકી, માર્ગ કરી દીધો. ઉન્મત્ત ગંગાએ માર્ગ આપી દીધો !

મંદિરમાં આવી રાધારમણદેવના દર્શન કર્યાં. મહારાજની સ્તુતિ કરી. પીળુ પીતાંબર, ઉપર રેશમી લાલ ઉત્તરીય વસ્ત્ર ઓઢેલું,

સુગંધી ચંદનની અર્ચા સહિત ઊર્ધ્વપુંડ્ર તિલક અને મધ્યે કુંકુમનાં ચાંદલાથી અતિ શોભાયમાન દીપતું વિશાળ ભાલ, આષાઢી મેઘની શ્યામલ રેખાસમ છતાં કયારેક અતિશય તેજથી શ્વેત જણાતું, એવું ઘનશ્યામ પુષ્ટ તનુ, શિર પર શોભતી નાનીશી શીખા, સુંદર રત્નજડીત વેઢથી તેજની ધારાઓ છોડતી જમણા અને ડાબા ભુજની હથે આંગળીઓ, જમણા કરમાં આરતી અને ડાબા હાથમાં ઘંટડીનો સુંદર રણકાર કરતી, મહાપ્રભુ શ્રી સહજાનંદ સ્વામીની એ મૂર્તિ, રાધારમણ દેવની આરતી ઉતારતી સૌના સ્મૃતિપટ પર દેખાવા લાગી. સ્વામીશ્રી અહીં દર્શન કરી બાજુના મંદિરમાં હરિકૃષ્ણ મહારાજની મૂર્તિના દર્શન કરવા પધાર્યા. અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીની એ પ્રિય મૂર્તિ હતી. ગુણાતીતાનંદ સ્વામી અહીંજ ઊભા રહી અનિમીષ દષ્ટિએ આ મૂર્તિના દર્શન કરતાં. ઘણીવાર સુધી સ્થિર થઇ જતા, અને આ મૂર્તિ સમક્ષ ધ્યાન કરતા. એવી એ દિવ્ય મૂર્તિનાં દર્શન કરતાં સ્વામીશ્રી ઘણીવાર સુધી ત્યાં ઊભા રહ્યા. પછી સ્વામીશ્રી સંત મંડળ સાથે ઉતારે પધાર્યા.

સ્વામીશ્રી પોતાના સંઘ સાથે જૂનાગઢમાં ચાર દિવસ રોકાયા અને સૌને દર્શન સમાગમનું અત્યંત સુખ આપ્યું. રામાનંદી મંદિરમાં કડિયાની ન્યાત તરફથી સ્વામીશ્રીના સંઘને પહેલે દિવસે રસોઇ આપી હતી. બીજે દિવસે મંદિરમાંથી કોઠારીએ સીધું મોકલાવ્યું હતું અને રામાનંદી મંદિરમાં જ રસોઇ કરી હતી. સ્વામીશ્રી પ્રત્યે સદ્‌ભાવની ભાવના ઉત્તરોત્તર મંદિરમાં પણ સૌ સાધુ બ્રહ્મચારી તથા પાર્ષદોને વધતી જતી હતી. તેમાં પણ આ જ સ્થાનના આદિ મહંત અને ગુણાતીત જ્ઞાનના પ્રવર્તક, અનાદિ મૂળ અક્ષર સ્વામી ગુણાતીતાનંદ સ્વામીનો મહિમા પ્રસારા, સ્વામીશ્રીએ સમગ્ર સત્સંગને શુદ્ધ ઉપાસનાના જે સનાતન દિવ્ય સિદ્ધાંત સમજાવ્યા હતા, તેથી તો અનેક શુદ્ધ હૃદયી મુમુક્ષુઓના અંતર તેમના ચરણકમળમાં પ્રણિપાત કરતા હતા. તેવી જ ભાવના, અહીંના મંદિરના સૌ કર્મચારીઓને પણ, સ્વામીશ્રી પરત્વે હતી. સ્વામીશ્રીને રસોઈ મોકલી તેમની

યત્કિંચિત સેવા કર્યાનો મંદિરમાં સૌને સંતોષ થયો. બીજે દિવસે મિસ્ત્રી કરસન ભાણાએ રસોઈ આપી અને સ્વામીશ્રીની સેવાનો લાભ લીધો.

આ પ્રમાણે જૂનાગઢમાં રોકાઇ સ્વામીશ્રી પોતાના સંઘ સાથે પંચતીર્થિની યાત્રાએ નીકળ્યા. આ યાત્રાનું નિમિત્ત તો સ્વામીશ્રીને અક્ષરપુરુષદાસજી તથા ભક્તિવલ્લભદાસજીને ખાસ પંચતીર્થિના દર્શન કરાવવા માટેજ હતું. સ્વામીશ્રીના સંઘમાં સ્વામી જ્ઞાનજીવનદાસજી, વિજ્ઞાનદાસજી, નારાયણચરણદાસજી, જામનગરના રામજી લક્ષ્મણ માવદિયા, અડવાળના બાપુભા સાહેબ તથા નડિયાદના રામચંદ્રભાઇ વગેરે મળી લગભગ ૧૫–૨૦ સંત હરિભક્તો હતા.

**પંચતીર્થીની યાત્રા**

અગત્રાઈ અને મેધપર થઇને સૌ માંગરોળ આવ્યા. અહીં ડોક્ટર અર્જુનભાઇ ગગાભાઈએ રસોઈ આપી. પરંતુ ગાડાની મુસાફરી અને જાત્રાના થાકથી સૌ સંતો થાકી ગયા હતા. એટલે ડોક્ટરે આપેલ ઉતારે સૌ સંતો સૂઇ ગયા. સ્વામીશ્રીએ તથા જ્ઞાનજી સ્વામીએ બંનેએ મળી તમામ રસોઇ કરી નાંખી અને ઠાકોરજીને થાળ ધરાવી, સૌને ઊઠાડી જમાડ્યા. સૌની મહિમાએ સહિત સેવા કરવાનો મહારાજનો વિશિષ્ટ ગુણ સ્વામીશ્રી અને જ્ઞાનજી સ્વામીની રગેરગમાં હતો અને તેથીજ શ્રીજી સ્વામીનું પ્રતીક તેમનામાં સૌને ક્ષણે ક્ષણે જણાતું. પછી ડોક્ટરે ગાડા ભાડે કરી આપ્યા. એટલે ત્યાંથી લોજ, પંચાળા, કાલવાણી, ઉપલેટા, ભાડેર થઇને સૌ માણાવદર આવ્યા. અહીં મંદિરમાં ઉતારો કર્યો અને પ્રસાદીના સર્વ સ્થાનનાં દર્શન સૌ કરી આવ્યા. બ્રહ્મચારી ઇશ્વરાનંદજીએ સુંદર રસોઈ બનાવી સૌને ભાવપૂર્વક જમાડ્યા. તેમના ગુરુ બ્રહ્મચારી કૃષ્ણસ્વરૂપાનંદજી, સ્વામીશ્રીનો અપાર મહિમા સમજતા એટલે આવા સાક્ષાત શ્રીજી સ્વરૂપ સંતવર્યની સેવાનો અલૌકિક લાભ તેમણે લીધો અને અતિમહિમાપૂર્વક સૌની સેવા કરી. વળી કાનજીભાઇએ પણ બહુજ સેવા કરી. માણાવદરથી સૌ નીકળી ગોંડળ આવ્યા.

અત્રે મંદિરમાં ઉતારો કર્યો અને બ્રહ્મચારી ઘનશ્યામાનંદજીએ ખાસ રસોઈ કરાવી, સ્વામીશ્રીને અતિભાવપૂર્વક જમાડયા. પછી સ્વામીશ્રી સંઘની સાથે પોતે પ્રસાદીના દરેક સ્થળે ગયા અને સૌને દર્શન કરાવ્યા. છેલ્લે અક્ષર દેરીએ સૌ આવ્યા. અહીં દર્શન કરી, પ્રદક્ષિણા કરી સ્વામીશ્રીએ આ સાક્ષાત્ સ્થાનમાં અક્ષરમૂર્તિ સ્વામીને પ્રાર્થના કરી, 'સ્વામી ! દયાળુ ! હવે કયાં સુધી આ દિવ્ય ભૂમિને આમ નિર્જન રાખી, આપ અહીં આ રીતે બિરાજશો ?'

અહીં સ્વામીશ્રીએ સૌને કહ્યું 'ભગતજી મહારાજ અને મોટા સંતોના વચન છે કે ભવિષ્યમાં અહીં મોટું મંદિર થશે'. પછી સંઘ સહિત ગોંડળથી નીકળી, સ્વામીશ્રી સારંગપુર પધાર્યા. અહીંથી પોતે સંત મંડળ સાથે આણંદ પધાર્યા.

**આશીમાં પારાયણ**

શ્રાવણ શુદ–૧૫ નો સમૈયો બોચાસણ કરી સ્વામીશ્રી, ધનેશ્વર મયારામ વ્યાસ તથા રણછોડભાઈ તરફથી સત્સંગિજીવનનું પારાયણ બેસારવાનું હોવાથી, આશી પધાર્યા સત્સંગિજીવન ગ્રંથના સિદ્ધ હસ્ત કથાકાર અને નિરૂપક શ્રીજીસ્વરૂપદાસજીની કથા સાંભળવા, સ્વામીશ્રીના શ્રીમુખથી સંપ્રદાયના સૂક્ષ્મ તત્વજ્ઞાનના સિદ્ધાંત સમજવા, અને સંતો તથા હરિભક્તોના દર્શન અને સેવાનો લાભ લેવા, ઘણા હરિભક્તો અત્રે આવ્યા. સ્વામીશ્રીએ પણ તે તમામના મનોરથ પૂરા કર્યા અને વાતોનો અદ્‌ભુત મેઘ વર્ષાવ્યો.

**સત્સંગનું સાચું સુખ**

સદા શ્રીજી સ્વામીના સંબંધે યુક્ત પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં પણ સ્વામીશ્રી સર્વે સંતો તથા હરિભક્તોને કથાવાર્તાના રસમાં તરબોળ કરી, મહારાજની મૂર્તિનું અખંડ અનુસંધાન તેમને રખાવતા. જેમ શ્રીજી મહારાજ એક તરફ પુસ્તક રાખી અખંડ 'હરે' 'હરે' કરતા અને ' અર્ધ, ઘડી દિવસ રહ્યો હોય ત્યાર, ' ' અર્ધી

રાત્રીએ, ' કે ' રાત્રીના છેલ્લા ત્રણ પ્રહર વિત્યા બાદ, ' એમ સંતોને જગાડી કથાવાર્તા કરતા. તેમ જ સ્વામીશ્રી પણ પાંચ ટાણાંની નિયમની કથા ઉપરાંત, ભંડારમાં, પોતાના આસન ઉપર, રાત્રે અગિયાર પછી, વિચરણ દરમ્યાન રસ્તામાં, ગાડીમાં કે ડમણિયામાં, ગમે ત્યાં અને ગમે ત્યારે, પણ જ્ઞાન આપી મહારાજની મૂર્તિનું અનુસંધાન પોતાના સંગીને અખંડ રખાવતા. સ્વામીશ્રીની પાસેથી, કંઈક મેળવવાનું જ અનુસંધાન રાખી, જેણે વિચરણ કર્યું છે, તેને સ્વામીશ્રીનો અંતર્ગત સિધ્ધાંત, જે ' અનંત પ્રકારનાં પાપ છે પણ તે સર્વ થકી ભગવાનના ભક્તને ભગવાન વિના બીજે ઠેકાણે જે હેત કરવું તે અતિ મોટું પાપ છે, તથા ' અમારે તો નેત્ર મીંચીને ભગવાનની મૂર્તિનું ચિંતન કરીએ તેમાં જેવું સુખ છે તેવું ચૌદ લોકના રાજ્યને વિષે પણ નથી...........અને ભગવાનના ભજન આગળ તો ચૌદ લોકનું સુખ તે નરક જેવું કહ્યું છે, ' તે અંતરમાં ઉતારી, નિરંતર અંતર્દષ્ટિ કરીને, સ્વામીશ્રીના સમાગમથી સત્સંગનું સાચું સુખ લીધું છે. સ્વામીશ્રીના અખંડ સંબંધથી શ્રીજી સ્વામીની મૂર્તિમાં જ પ્રતિલોમ દષ્ટિ કરીને, આ સંતો તથા હરિભક્તો રહેતા તે અનેકે જોયું છે. સ્વામીશ્રીના દરેક પ્રસંગ પછી, પ્રસંગમાં આવનાર સૌને થતું કે જગત તરફની વૃત્તિઓ ગૌણ થતી જાય છે અને ભગવાન તરફ વૃત્તિ વિશેષ અને વિશેષ વધતી જાય છે. સ્વામીશ્રીનું કાર્ય તો ફક્ત પોતાના સંબંધમાં આવનાર મુમુક્ષુઓનું અંતર પકડી, દષ્ટિ માત્રે તેના ચૈતન્યને દેહ થકી જુદો પાડી દેવો, એટલું જ હતું. પછી તેને સંકલ્પનું, દોષનું, વિષયનું જાણપણું રહેવા લાગે. રજ તમના વેગથી કદાચ એ જાણપણું ભૂલાય તો પણ અંતર્દષ્ટિ કરી ફરી એ જાણપણાને સ્થિર કરી, આજ્ઞા પાળતા પાળતા ધીરે ધીરે આત્મસત્તારૂપે વર્તતા આવડી જાય છે. આવી સ્થિતિવાળા સંતો અને હરિભક્તો, એ સ્વામીશ્રીનું પરિઘ હતું. આવા સંત તથા હરિભક્તોના મંડળ સાથેનું સ્વામીશ્રીનું વિચરણ સદા સૌને એ દિવ્ય ચેતનાના વિકાસ માટેની પ્રેરણા સમ બની રહેતું.

ભક્તના દર્શન કર્યા. હાથમાં નાનકડી ગેડી લઇને એકલા વાડીએ જતા, દફતર લઇને નિશાળે જતા, આંબાની ડાળે ડાળે લટકી ઓળામણી કોળામણીની રમતો રમતા, નદી, તળાવ કે કૂવામાં ધૂબકા મારતા, ગાણભટ્ટની અદાથી ભારતની કથા કરતા, અનેકને ઉપદેશ આપતા, અલમસ્ત સ્થિતિમાં એકાકી બની ફરતા, એમ અનેક સમયે અનેક જુદી જુદી પ્રકૃતિનું પોતામાં દર્શન કરાવતા, બાલ ભક્ત ડુંગરની સ્મૃતિ થતાં, તેમને આશ્ચર્યમય રીતે થતું, અહો! આજ ડુંગર! જેણે આ સંતસ્વરૂપે પોતામાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિનો મહાકાય ડુંગર પ્રગટ કરીને, સમગ્ર સંપ્રદાયમાં એક અને અજોડ સંત તરીકેની છાપ પાડી દીધી! પોતાના બાલ સખા ડુંગરને શ્રીજીની વિભૂતિરૂપ આવા મહાન શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ તરીકે નીહાળી, તેમની આંખોમાંથી હર્ષાશ્રુ ટપકવા લાગ્યા.

યુવાનોને આ સંતના દર્શન કરી, તેમનામાં પોતાના જીવનનો સાચો આદર્શ જડી ગયો. સ્ત્રીઓ તો ભાવલીની, ભક્તિરસથી જ ભરપૂર, આ સંતવર્યના ચરણારવિંદથી પુનિત થએલી રજને શિરે ચઢાવતી પ્રેમાશ્રુથી દ્રવિત બનેલી, આ સંતવર્યના દર્શન કરી, પોતાને કૃત કૃત્ય માની હર્ષથી ગદ્‌ગદીત બની ગઈ હતી. અટારીએ, છાપરે છાપરે અને ઝાડવે ઝાડવે ચઢી લોકો આ ડુંગર ભક્ત, આજ મથુરભાઇના ભાઇ, માણુ વગાડી કથા કરનાર, એમ અંગુલિનિર્દેશ કરી, એ દિવ્ય સ્વરૂપના દર્શન કરતા હતા. સ્ત્રીઓ, દૂરથી જ ઓવારણા લેતી હતી. બાળકો એકી ટશે પોતા જેવા જ જણાતા બાલ સ્વરૂપ સંતવર્યના દર્શન કરતા હતા. એમ સૌ એ દિવ્ય મૂર્તિમાં એક કાળાવિચ્છિન્ન લીન થઇ ગયા. આ પ્રમાણે દિવ્ય નગરયાત્રા—સ્વામીશ્રીની વિજયયાત્રા—મહેળાવની કુંજ ગલીઓમાં ફરી, સર્વેને એ દિવ્ય સ્વરૂપના દર્શનનો લાભ આપી, મંદિરમાં આવી. સ્વામીશ્રીની કોટમાં ફુલહારો તો માતા ન હતા. અનેકને તે પ્રસાદીહારોથી પાવન કરી, સ્વામીશ્રી ઉતારે પધાર્યા. ઉતારે પણ અપૂર્વ ગિરદી જામી હતી. આ રીતે મહેળાવની ગ્રામ

જનતાએ સ્વામીશ્રી પ્રત્યેનો પોતાનો દિવ્ય પ્રેમ વ્યક્ત કર્યો અને પોતાના આ લાડિલા પુત્રનું યથાર્થ બહુમાન કર્યું.

બીજે દિવસે, પૂર્ણાહુતિ પ્રસંગે પણ, અપૂર્વ ઉત્સાહ અને ભાવ સૌએ જણાવ્યો. સ્વામીશ્રીનું પૂજન કરવાનો અલૌકિક લાભ સૌએ લીધો. તેમજ પોતાને ઘેર આ સંતના પુનિત પગલા કરાવી, ઘરને તીર્થરૂપ બનાવી, પુણ્યકાર્યની એ ચિરઃસ્મૃતિ સાચવી લીધી. આ પ્રમાણે મહેળાવની જનતાના મનોરથો પૂરા કરી, સ્વામીશ્રી સંજાયા પધાર્યા.

× × ×

**મુક્તોનું જન્મ સ્થાન સંજાયા**

સંજાયામાં મોતીભાઇ, વાઘજીભાઇ, શંકરભાઈ, લખાભાઇ વગેરેએ મળી એક માસની પારાયણ ગોઠવી હતી. વરતાલની પગદંડી ઉપરનું આ નાનકડું ગામડું અનેક મુક્તોનું જન્મસ્થાન હતું. સંજાયાના વાસુદેવ સ્વામી, ગોવિંદ સ્વામી, કોઠારી ઇશ્વર ભગત, ચતુરભાઇ, ડાહ્યાભાઇ, લક્ષ્મીદાસ વગેરે સ્વામીશ્રીના અનન્ય શિષ્યો હતા. એ ઉપરાંત લગભગ આખું ગામ સ્વામીશ્રી વિષે અપૂર્વ સદ્ભાવવાળું હતું. શ્રીજી મહારાજે યજ્ઞો અને ચોર્યાશી કરીને એકાંતિક ધર્મના બીજ રોપી દીધાં. સ્વામીશ્રીએ પારાયણો અને સમૈયાઓ કરીને એ સંસ્કારોમાંથી ઝાડ બનાવી દીધા. એક પારાયણ પૂરી થાય અને બીજીનું આમંત્રણ ઊભું જ હોય. આમ उत्सवात् उत्सवान् यान्ति । એક ઉત્સવ પછી બીજા-એમ ઉત્સવોની પરંપરા ચાલતી. સંજાયામાં પણ મહેળાવ જેવા જ ઉત્સાહથી પારાયણ થયું અને અનેકને સમાસ થયો.

**ગિરધર બારોટની બળતરા**

સંજાયાથી સ્વામીશ્રી પોતાના સંતમંડળ સાથે વરતાલ દર્શનાર્થે પધાર્યા. ગોમતી તળાવે, બેઠક વગેરેનાં દર્શન કરી, વડે પધાર્યા. અહીં પાર્ષદ ગિરધર બારોટ સ્વામીશ્રીને જોઇ,એકદમ દોડીને આવ્યા અને સ્વામીશ્રીના ચરણકમળમાં દંડવત્ પ્રણામ કરી, હાથ જોડી ગદ્‌ગદ્ ભાવે સ્તુતિ કરવા

લાગ્યા. 'સ્વામી! દેહમાં બહુ બળતરા થાય છે તો હવે દેહ પડી જાય એવી દયા કરો.' કરુણામૂર્તિ સ્વામીશ્રીએ તેમના બે હાથ પકડી તેમને આશીર્વાદ આપ્યા અને કહ્યું, 'તમે ધૂળિયાના મંદિરમાં હતા ત્યારે સોનગીરની બાઇને સમાધિ થતી હતી, તેની પરીક્ષા લેવા, તેના હાથમાં દેવતા મૂકયો હતો, તે વાત સૌને કરો.' એટલે ગિરધર બારોટે અશ્રુ સાથે, પોતાની અજ્ઞાન દશા અને રાગદ્વેષને લીધે, સમાધિ અવસ્થામાં તે બાઇના હાથમાં દેવતા મૂકી તેની પરીક્ષા લીધી, તેની હથેળીની ચામડી સડ સડ બળી ગઈ પણ તે બાઈ સમાધિ અવસ્થામાંથી જાગૃત ન થઇ અને એ જ સમાધિસ્થ અવસ્થામાં તેણે શ્રીજી મહારાજની પૂજા આરતી વગેરે કર્યાં, તે સર્વ વાત, સૌને કહી. આવા મૂર્ખાઈભર્યા પોતાના કર્મની સ્વામીશ્રી પાસે તેમણે માફી માગી. સ્વામીશ્રીએ તેને ક્ષમા આપતા કહ્યું, 'આ સૌની સમક્ષ તમોએ તે અપરાધની ક્ષમા માગી છે, તો મહારાજે તમારો ગુનો માફ કર્યો છે. હવે બળતરા મટી જશે અને મહારાજ ધામમાં તેડી જશે.' આ પ્રમાણે ગિરધર બારોટનું કામ કરી, લક્ષ્મીનારાયણ દેવ તથા હરિકૃષ્ણ મહારાજનાં દર્શન કરી, સ્વામીશ્રી આણંદ પધાર્યા. ગિરધર બારોટ ત્યાર પછી આઠ દિવસે ધામમાં ગયા.

× × ×

આંબો કુલાભાઇને ઘેર જાય છે

ગુરુ પૂર્ણિમાનો સમૈયો બોચાસણમાં કરી ગાનામાં ગામ સમસ્ત તરફથી પંદર દિવસની શ્રી સત્સંગિજીવનની પારાયણ કરી, સ્વામીશ્રી પોતાના સંતમંડળ સાથે ગાનાથી નીકળ્યા. તે વખતે કુલાભાઇને સંકલ્પ થયો, 'સ્વામીશ્રી આશીર્વાદ આપે તો દીકરો નથી તે ઘેર દીકરો થાય.' તેમનો તે સંકલ્પ જાણીને સ્વામીશ્રીએ ગાડામાં બેસતા કહ્યું, 'ચાલો સનાભાઇની વાડીએ.' એમ કહી રસ્તામાં આવતી સનાભાઇની વાડીએ ઉતર્યા અને એક આંબાને વર્તમાન ધરાવી, સ્વામીશ્રીએ કહ્યું, 'કુલાભાઇનો સંકલ્પ છે તે તેમને ઘેર જા.' એમ કહી કુલાભાઇને કહ્યું, 'આ આંબો કાપી તેના લાકડા બોચાસણ પહોંચાડજો. મહારાજ તમારો

સંકલ્પ પૂરો કરશે.' પછી ગાડામાં બેઠા. થોડે ગયા પછી સૌ હરિભક્તોને વળાવ્યા અને કહ્યું, 'અમે સ્ટેશને પહોંચશું ત્યાં વરસાદ થશે. માટે તમે સૌ તમાકુ રોપવાની શરૂઆત કરી દેજો.' એમ કહી સૌને વિદાય કર્યા.

ગાનાથી સ્વામીશ્રી ડભોઉ પધાર્યા. નવા સાધુ ગોપીનાથદાસને વારંવાર બોલાવે અને પ્રેમ ઘણો બતાવે એટલે ઘનશ્યામદાસજીએ તેમને કહ્યું, 'શાસ્ત્રીજી મહારાજને તમારા ઉપર પ્રેમ બહુ છે. એમને તમે રાજી કરશો તો તમારું કામ પાકી જશે.'

અત્રેના હરિભક્ત અંબાલાલ વકીલને બહુ જ ઉત્સાહ હતો. આ વખતે સ્વામીશ્રી ડભોઉ પધાર્યા એટલે આજુબાજુના ગામના હરિભકતોને તેમણે તેડાવ્યા. આખા ગામને, નિશાળના વિદ્યાર્થીઓને સૌને સંસ્કાર થાય તે માટે, તેમણે જમવાનું આમંત્રણ આપ્યું. આ રીતે મોટો સમૈયો કર્યો. સ્વામીશ્રી એક દિવસ રોકાયા અને બીજે દિવસે રઢુ જવા તૈયાર થયા.

ડભોઉથી લક્ષ્મીદાસ ભગત સ્વામીશ્રીને તથા સંત મંડળને મૂકવા ગાડુ જોડી તૈયાર થયા. સ્વામીશ્રી અને સંતો ગાડામાં બિરાજ્યા. અધે' રસ્તે પહોંચ્યા ત્યાં આકાશમાં વાદળા ઘેરાયા અને ગાજવીજ અને વીજળીના કડાકા થવા લાગ્યા. લક્ષ્મીદાસ ભગતને મનમાં થયું 'જો વરસાદ પડશે તો ઘેર પહોંચવું મુશ્કેલ થશે.' તેમનો એ સંકલ્પ જાણી સ્વામીશ્રીએ તેમને કહ્યું 'તમે ફિકર કરશો નહિ. તમો અમોને મૂકીને ઘેર પહોંચશો પછી વરસાદ થશે.' સ્વામીશ્રીના આ વચનથી તેમને શાંતિ થઇ. સ્વામીશ્રી રઢુ પહોંચી ગયા અને લક્ષ્મીદાસ ભગત ગાડુ લઇ ડભોઉ પહોંચ્યા. પછી વરસાદ પડચો.

× × ×

નગાસરમાં વાલા ભગત તથા સાંખ્યયોગી કાશીબેને પંદર

ઉપાસના સિવાય અંતઃશત્રુઓ જીતાતા નથી

દિવસનું પારાયણ નક્કી કર્યું હતું. સ્વામીશ્રીને પણ નગાસરના ભક્તજનો પ્રત્યે ખૂબજ આત્મીય-ભાવ હતો. આવા મુક્તોને જોઈ સ્વામીશ્રી આનંદ પામતા. નગાસરના બીજા મુક્તો જીવરાજ કાલીદાસ, કુંવરજી બેચર, રામજીભાઈ, ડાહ્યાભાઈ, ગંગારામ, ભાવજીભાઈ, ઉકા પટેલ, શૂરવીર અને ભક્તિભાવવાળા હતા.

અહીં પંદર દિવસ સુધી કથા દરમ્યાન, સ્વામીશ્રીએ સત્સંગિજીવનના બીજા તથા ત્રીજા પ્રકરણમાંથી શ્રીજીમહારાજનું સત્સંગમાં પધારવું, એકાંતિક ધર્મની સ્થાપના, કામ–ક્રોધ, લોભ, સ્વાદ, સ્નેહ અને માનના મૂળ ઉખેડી બ્રહ્મ સંગાથે એકતા કરવાની અનિવાર્યતા, તેમાં પ્રગટ ભગવાનની ઉપાસનાની આવશ્યકતા, ઉપાસના સિવાય એકલા તપ કે વ્રતથી અંતઃશત્રુઓ જીતાતા નથી, કામાદિક દોષથી બ્રહ્મા, સૌભરી, ઇન્દ્ર અને નહુષનો પરાભવ, રસાસ્વાદમાં ઋષ્યશૃંગ ઋષિનું પતન, સ્નેહમાં જડભરતનું મૃગને આકારે થયેલું સ્વરૂપ, માનમાં દક્ષ પ્રજાપતિ અને દુર્વાસા મુનિને લાગેલા કલંક, એ આદિક અનેક દૃષ્ટાંતોથી, ભગવાના પ્રગટ સ્વરૂપના પ્રસંગ થીજ નિર્વિષયી થઈ બ્રહ્મરૂપ થવાય છે, તે સિદ્ધાંતો વિસ્તારથી સમજાવ્યા. ભક્તિ, ભક્ત અને ભગવાનના સંબંધ ઉપર ભાલચંદ્ર શેઠના પ્રશ્નો અને મહારાજે આપેલ ઉત્તર, તેનું સ્પષ્ટતાપૂર્વક સુંદર નિરૂપણ કરી, શ્રોતાજનોના મન રંજન કરી દીધાં. ઉપાસના અને ભક્તિ આ બે સિવાય આત્યંતિક મુક્તિ નથી જ, એ સિદ્ધાંત સરળ રીતે સમજાવી, ભક્તિ ગોપીઓના જેવી કરવી, તે ઉપર દશમસ્કંધના ઘણા પ્રસંગો સંભળાવ્યા. પંદર દિવસ ક્યાં પસાર થઇ ગયા તેની કોઇને ખબર જ ન પડી અને પૂર્ણાહુતિનો પ્રસંગ ધામધૂમથી સૌએ ઉજવ્યો. પછી સ્વામીશ્રી તથા સંતોને ભાવભીનો વિદાય સૌએ આપી.

## વર્તમાન કાળે મહારાજનો રાજીપો

સ્વામીશ્રી જળઝિલણીનો સમૈયો કરવા સારંગપુર પધાર્યા.

સવારે ધામધૂમથી ઠાકોરજીને જળઝિલાવવાનો ઉત્સવ થયો. ત્યારબાદ કથા પ્રસંગ શરૂ થયો. યોગીજી મહારાજે સ્વામીશ્રીની આજ્ઞાથી 'સ્વામીની વાતુ' બોલવાનું શરુ કર્યું. નિર્ગુણદાસ સ્વામી, વિજ્ઞાનદાસ સ્વામી, કુબેરભાઇ, રણછોડ ભક્ત વગેરે તે ઉપર નિરૂપણ કરવા લાગ્યા. સ્વામીશ્રી પણ મુદ્દો સમજાવતા. 'સ્વામીની વાતુ'ના ૩જા પ્રકરણની ૩૮મી વાત યોગીજી મહારાજે શરૂ કરી. 'મોરે તો મહારાજનો અનેક પ્રકારે રાજીપો હતો અને પ્રથમના પ્રકરણમાં ધ્યાન કરવું, ત્યાગ રાખવો, સત્સંગ કરાવવો, મંદિર કરવા અને ભણાવવા ઇત્યાદિક અનેક પ્રકારનો રાજીપો હતો અને આ વર્તમાન કાળે ભગવાનનો શેમાં રાજીપો છે ?....' એ વાત પૂરી બોલ્યા. ત્યારે મોતીભાઇએ પ્રશ્ન પૂછયો, 'વર્તમાન કાળે મહારાજનો શેમાં રાજીપોછે ?' એટલે સ્વામીશ્રી કહ્યું, 'અત્યારે તો અક્ષર અને પુરુષોત્તમનું જ્ઞાન પ્રવર્તાવવું તેમાં મહારાજનો રાજીપો છે ?'

અક્ષરપુરુષોત્તમને મધ્ય મંદિરમાં પધરાવવા તેમાં મહારાજનો રાજીપો છે

એટલે બાપુભા સાહેબે સ્વામીશ્રીને પૂછયું, 'અક્ષરપુરુષોત્તમનું જ્ઞાન તો પ્રવર્ત્યું. પરંતુ અત્યારે મહારાજ અને સ્વામીનો શેમાં રાજીપો છે ?' ત્યારે સ્વામીશ્રીએ હસીને કહ્યું, 'અત્યારે અક્ષર અને પુરુષોત્તમના સ્વરૂપો મધ્ય મંદિરમાં પધરાવવા અને આ શુદ્ધ ઉપાસનાના મંદિરો કરવા, તેમાં મહારાજનો અત્યંત રાજીપો છે. આ કાર્યમાં જે પાયા ખોદશે, તગારા ઊંચકશે, પથ્થરા ઉપાડશે, અરે એક દોકડો પણ આ કાર્યમાં જે આપશે, તે સર્વેને શુદ્ધ બ્રહ્મરૂપ કરી, શ્રીજી મહારાજ અક્ષરધામમાં લઇ જશે તેમાં કાંઇ શંકા નથી.' સ્વામીશ્રીએ એટલી વાત કરી ત્યારે નિર્ગુણદાસ સ્વામી બોલ્યા, 'અક્ષર પુરુષોત્તમનું જ્ઞાન પ્રવર્તાવવામાં અનાદિ મહા મુક્તરાજ શ્રી ગોપાળાનંદ સ્વામી, ભગતજી મહારાજ, જાગા સ્વામી, તથા વર્તમાનકાળે આ સ્વામીશ્રી, આ સત્પુરુષોનો યથાર્થ મહિમા સમજી, આજ મહારાજ આ સ્વામીશ્રી દ્વારે સત્સંગમાં અખંડ પ્રગટ છે અને ઉપાસનાના આવા મંદિરો કરી સત્સંગમાં શુદ્ધ અને સર્વોપરી

ઉપાસના સૌને સમજાવે છે, એમ યથાર્થ સમજી, આ પુરુષને જેમ છે તેમ મહિમા સમજી તેમના કાર્યમાં મદદરૂપ થવું, તેમાં મહારાજનો સર્વ પ્રકારે રાજીપો છે.' નિર્ગુણદાસ સ્વામીની આ વાત સાંભળી સર્વ સભાજનો અત્યંત રાજી થયા.

## ગઢપુરમાં શતવાર્ષિક પાટોત્સવ

ગઢપુરમાં આસો સુદ ૧૨ ને દિવસે મૂર્તિપ્રતિષ્ઠાનો શતવાર્ષિક પાટોત્સવ હતો. ભાવનગરથી કુબેરભાઈએ એકાદશીના ફરાળ માટે પુષ્કળ મેવા, મીઠાઈના ટોપલે ટોપલા ગઢપુરમાં મોકલ્યા હતા. આવો મોટો સમૈયો થાય જ્યાં લાખો હરિભક્તો આવવાના હોય, ત્યારે સ્વામીશ્રી તથા સંતો અને હરિભક્તો માટે તમામ પ્રકારની સગવડતા આગળથી કરવાની મુક્તરાજ કુબેરભાઈને ટેવ હતી. આવે સમયે સંતો તથા હરિભક્તોની સેવા એ ટાણાની ભક્તિ ગણાય અને એ તેઓ કદાપિ ચૂકતા નહિ. સ્વામીશ્રી એકાદશીને દિવસે સવારના ગઢપુર પધાર્યા અને ઉન્મત્તગંગાને સામે કાંઠે મહાદેવના મંદિરમાં ઉતારો કર્યો.

હરિભક્તોનો સમૂહ તો જબ્બર ઊમટયો હતો. ગઢપુર શહેરમાં ચાલવાની પણ જગ્યા ન હતી. મંદિરના તમામ ઉતારા, ધર્મશાળા, બીજાં નાના મોટા મંદિરો, ખાનગી મકાનો, અનેક સ્થળો, હરિભક્તોના સમૂહથી ઊભરાતા હતા. ઉન્મત્ત ગંગાના બંને કાંઠા ઉપર તંબુઓ અને રાવટીઓમાં સંતો, મહંતો ઉતર્યા હતા. બે કાંઠામાં ભરપુર ઉન્મત્ત ગંગાનો પ્રવાહ આજ શાંત બની ખળખળ વહેતો હતો.

**ઉન્મત્ત ગંગા તીર્થોનું તીર્થ**

મહાદેવના મંદિરમાં ઉતારો કરી, સ્વામીશ્રી તેમની સાથેના સંત મંડળને લઈને સ્નાન કરવા સંતોને આરે ખળખળિયે પધાર્યા. સો વર્ષ પહેલા આ જ સ્થળે મહારાજ, સંતો અને હરિભક્તોને લઈને, માણકી ઘોડીએ બેસીને નહાવા પધારતા, અહીં સ્નાન કરતા, અનેક જળ-ક્રીડાઓ પોતાના સખા સાથે કરતા, એવા પૂર્ણ પુરુષોત્તમ ભગવાન

શ્રી સહજાનંદ સ્વામીના અતિ ઉત્તમ સંબંધથી, આત્યંતિક કલ્યાણના સાધનરૂપ બની અનેકને પાવન કરવા, ઉન્મત્ત બની ગયો હતો. ભગવાન વામનજીના ત્રિવિક્રમ સ્વરૂપના પાદસ્પર્શથી પુનિત બનેલી ગંગાજી પાપમોચની કહેવાય છે, ત્યારે આ તો પૂર્ણ પુરુષોત્તમ ભગવાન તથા તેમના અનાદિ ઉત્તમ ભક્ત અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી તથા પાંચસો પરમહંસો અને હરિભક્તોના સંબંધને પામેલ મહા પવિત્ર તીર્થરૂપ ઉન્મત્ત ગંગા, પતિત પાવની અનેક તીર્થોના તીર્થ સમી, આજે સૌને મહારાજની એ દિવ્ય લીલાની સ્મૃતિ કરાવતી હતી !

ઉન્મત્ત ગંગાના બન્ને કિનારા ઉપર યાત્રિકોનો સમૂહ કીડિયારાની માફક ઊભરાયો હતો. સ્વામીશ્રી જ્યારે સંતોને આરે સ્નાન કરવા પધાર્યા ત્યારે સમગ્ર સમૂહની દ્રષ્ટિ તેમના ઉપર કેન્દ્રિત થઇ. કોઈ દૂરથી, કોઇ પાસેથી, સ્વામીશ્રીને નમસ્કાર કરતા, તેમના દર્શનથી જાણે અલૌકિક આનંદ થયો હોય તેવો અનુભવ કરતા હતા. જુદા જુદા મંદિરોમાંથી આવેલા સંતો અને મહંતો સ્વામીશ્રીને પૂજ્યભાવથી પ્રણિપાત કરતા ધીરે ધીરે તેમની આસપાસ આવી વીંટળાઇ વળ્યા. સ્વામીશ્રીએ અત્યંત ભાવપૂર્વક સૌને જય સ્વામિનારાયણ કહી, ખળખળિયામાં જ્યાં મહારાજ સ્નાન કરતા ત્યાં સ્નાન કર્યું. પછી સૌને 'ફરી મળીશું' એમ કહી, પોતાના સંતમંડળ સાથે ઉતારે પધાર્યા. અહીં પૂજા આદિ નિત્યવિધિથી પરવારી, મંદિરમાં દર્શને પધાર્યા.

મંદિરના કોઠારી લક્ષ્મીપ્રસાદદાસને સ્વામીશ્રીના દર્શનથી અત્યંત આનંદ થયો. સ્વામીશ્રી પ્રત્યે તેમને અત્યંત હેત હતું. કોઠારમાં સ્વામીશ્રીને પધરાવી ઉતારાની વ્યવસ્થાનું પૂછ્યું. એટલે સ્વામીશ્રીએ હસીને કહ્યું, 'ઘેલાને સામે કાંઠે મહાદેવના મંદિરમાં ઉતારો કર્યો છે.' એટલે તુરત જ કોઠારીએ કહ્યું, 'ત્યાં ઉતરાય ? લક્ષ્મીવાડીમાં આપને માટે તથા આપના તમામ હેતવાળા હરિભક્તો માટે ખાસ અલાયદો મેડો રાખી મૂકયો છે. માટે આપ ત્યાં જ પધારો.'

કોઠારીનો આવો ભાવ જોઈ સ્વામીશ્રીએ કહ્યું, 'બહુ સારુ. હરિભક્તો સૌ ત્યાં ઊતરશે અને અમો જમવા ત્યાં જઈશું'. પછી ઠાકોરજીના દર્શન કરવા પધાર્યા. દર્શન કરી સભામંડપમાં મંડળધારી સદ્‌ગુરુઓના દર્શન કરવા ગયા. સ્વામીશ્રીની ચોટપથી સત્સંગમાં કોઈ અજાણ્યું ન હતું. એટલે સ્વામીશ્રીને જોતાં જ સર્વ કોઈ કાં તો હાથ જોડી દેતા, કાં તો આસનેથી ઊઠીને નમસ્કાર કરતા, કાં તો સ્તબ્ધ બની જતા, એમ યંત્રવત બની જતું. બહુ જ હેતવાળા સંતો તથા બ્રહ્મચારીઓ તો સ્વામીશ્રીને દંડવત્ પણ કરતા અને પોતાને આસને પધરાવી, સેવા કર્યાનો સંતોષ માનતા. સ્વામીશ્રી મોટા મોટા મહંતોને આસને જઈ તેમને મળ્યા અને જૂની જૂની વાતો કરી સૌને આનંદ પમાડ્યો. રાજભોગ આરતીના દર્શન કરી સ્વામીશ્રી ઉતારે પધાર્યા.

ઉતારે ફરાળની સર્વ તૈયારી કુબેરભાઈએ કરી રાખી હતી. ઉપરાંત મંદિરમાંથી પણ કોઠારીએ સ્વામીશ્રી માટે તથા સર્વે સંત હરિભક્તો માટે, ફરાળ મોકલાવી દીધું હતું. સંતોને તો નિર્જળા ઉપવાસ હતા. હરિભક્તોને સૌને ફરાળ કરાવ્યું અને પછી લક્ષ્મીવાડીના અલાયદા આલિશાન ઉતારે સૌ હરિભક્તો ગયા.

બીજે દિવસે સવારે પાટોત્સવ નિમિત્તે મૂર્તિઓનો ષોડશોપચારે અભિષેક સાથે, યજ્ઞ વગેરે વેદવિધિ થવા લાગ્યા. ગઢપુરના રાજમાર્ગ ઉપર એક તસુ જેટલી પણ ચાલવાની જગ્યા દેખાતી ન હતી. સૌ યજ્ઞના દર્શન કરવા તથા અભિષેક અને આરતીના દર્શન માટે મંદિર તરફ જ જતા હતા. લક્ષ્મીવાડીથી મંદિર આવવું બહુ જ મુશ્કેલ હતું. સ્વામીશ્રી તો સ્નાનાદિક ક્રિયાથી તથા નિત્યવિધિથી પરવારી, સંતમંડળ અને હરિભકતો સાથે લક્ષ્મીવાડીમાં દર્શને પધાર્યા. અત્રે તમામ પ્રસાદી સ્થાનના દર્શન કર્યા. ધીરે ધીરે સ્વામીશ્રી સાથે સમૂહ વધતો ગયો. સ્વામીશ્રી લક્ષ્મીવાડીમાં ઉતર્યા છે, એ સમાચાર સાંભળી હરિભક્તોનો સમૂહ લક્ષ્મીવાડી તરફ જવા લાગ્યો. ઊલટી ગંગાના આ પ્રવાહથી સ્વામીશ્રીના સ્વરૂપની યથાર્થ નિષ્ઠાવાળાને તો કાંઈ

આશ્ચર્ય ન થયું. પરંતુ બીજાને તો આશ્ચર્ય થયું કે 'યજ્ઞ, હોમ, હવન અને અભિષેકવિધિ મંદિરમાં થાય છે અને લક્ષ્મીવાડી તરફ હરિભક્તો કેમ દોડે છે.' પરંતુ એટલું તેઓ ન સમજી શકયા કે ચમકપહાણને કાંઈ કહેવું પડતું નથી કે મારા તરફ આવો. લોહના રજકણો તેના તરફ આકર્ષાય જ છે. તેમ મુમુક્ષુ ભક્તોનો પ્રવાહ, સ્વામીશ્રી તરફ લક્ષ્મીવાડીમાં વળવા લાગ્યો. લક્ષ્મીવાડીમાં ઊભો રહેવાની જગ્યા ન રહી.

સ્વામીશ્રી તથા સંતો, ત્યાથી મંદિરે જવા માટે ખાસ ગાડી તૈયાર હતી તેમાં બિરાજ્યા અને મંદિરે પધાર્યા. હોમ, હવન, વેદમંત્રો અને સ્વામિનારાયણની જયઘોષણાથી મંદિરનું વાતાવરણ અતિ દિવ્ય બની ગયું હતું. તેમાં જ્યારે સ્વામીશ્રી પધાર્યા ત્યારે તો જાણે દિવ્યતાનો પ્રકાશ પથરાયો હોય તેમ સર્વત્ર આનંદ આનંદ થઈ ગયો. સ્વામીશ્રીના સંબંધની સૌને જાણે અપેક્ષા રહેતી હોય તેમ, તેમની પાછળ પાછળ સૌ ફરવા લાગ્યા. સ્વામીશ્રી સાથેના હરિભક્તોને તથા સંતોને તો એમ થતું હતું કે કાંઈ વિરોધ થશે, કોઈક કાંઈ બોલશે. પણ તેવું કાંઈએ ન બન્યું. ઊલટા સર્વે સંતો તથા હરિભક્તો સ્વામીશ્રીને ભક્તિભાવપૂર્વક નમસ્કાર કરી તેમની પાછળ પાછળ ફરવા લાગ્યા. સ્વામીશ્રીમાં અખંડ બિરાજતા મહારાજ, પોતાના પ્રચ્છન્ન સાધુસ્વરૂપ પ્રત્યે સૌને ખેંચતા હતા.

સ્વામીશ્રી મંદિરમાં ઠાકોરજીના દર્શન કરવા પધાર્યા. અભિષેક પછીની આરતીની તૈયારી હતી. બ્રહ્મચારીએ સ્વામીશ્રીને પગે લાગી હાર પહેરાવ્યો અને પછી ઠાકોરજીની આરતી શરુ કરી. ત્રણે મંદિરોમાં દર્શન કરી, પ્રદક્ષિણા કરી, સ્વામીશ્રી સભામંડપમાં પધાર્યા. બે હરિભક્તોના કાંડા પકડી 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' મંત્રનો અખંડ જપ કરતા એ દિવ્ય તનુધારી શ્રીજીસ્વરૂપ સંતમાં, સૌને અત્યંત દિવ્યભાવ જણાયો.

દર્શન કરી સ્વામીશ્રી લક્ષ્મીવાડીએ પધાર્યા. સ્વામીશ્રી તથા સર્વે સંતો અને હરિભક્તો માટે લક્ષ્મીવાડીમાં બ્રહ્મચારીને ચોકેથી રસોઈ, રામચંદ્રભાઇ ઠાકર, ચુનીલાલભાઈ, ઉલ્લાસરામભાઇ તથા બીજા ચાર પાંચ બ્રાહ્મણો મળી લઇ આવ્યા. બ્રાહ્મણોને અલગ જમવા બેસારી, સૌ સંતો તથા હરિભક્તોની પંક્તિ કરી, સ્વામીશ્રી સૌને પીરસવા લાગ્યા. સ્વામીશ્રીએ બતાવેલ અદ્‌ભૂત પ્રતાપની વાત મુક્તરાજ આશાભાઇ તથા કેશવલાલભાઇ તથા મોતીભાઇ કરતા હતા. 'આજે તો સમૈયાના તમામ હરિભક્તો, સભામંડપના તમામ સંતો અને સદ્‌ગુરુઓ સ્વામીશ્રીની મૂર્તિમાં ખેંચાઇ ગયા. આમ મહારાજે પોતાનું પ્રગટપણું બતાવ્યું. વળી પોતાના પ્રગટપણાની સૌને પ્રતીતિ કરાવવા, ગંગાજળિયામાં મહારાજ સૌને હજુ દર્શન દે છે.' એટલી વાત થતી હતી ત્યારે સ્વામીશ્રીએ પૂછયું, 'તમે દર્શન કર્યા ?' એટલે રામચંદ્રભાઇ જમતાં જમતાં બોલ્યા, 'અમારે તો સાક્ષાત્ દર્શન થાય છે એટલે એ કૂવામાં ડોકિયું કરવા કયાં જઇએ ?' પછી કોઇકે કહ્યું 'આજે સો સો વર્ષોના વહાણા વહી ગયા' એ કીર્તન સાંભળીને આખી સભા રડી. ત્યારે સ્વામીશ્રી પીરસતા હતા તે ઊભા રહી ગયા અને બોલ્યા 'એ બધા મહારાજને ગયા જાણે છે. પણ મહારાજ આજ પ્રગટ જ છે. એ સ્વરૂપની ઓળખાણ નથી એટલે અજ્ઞાનમાં સૌ અટવાય છે અને રડે છે.' સ્વામીશ્રીના આ દિવ્ય ભાવના શબ્દોનો મર્મ સૌ સમજી ગયા. આ શબ્દો દિવ્યભાવના હતા, સ્વરૂપનિષ્ઠાના હતા, ભગવાન પુરુષોત્તમના હતા, સામાન્યથી ઝિલી શકાય તેવા ન હતા. સ્વામીશ્રીમાંજ અખંડ રહી, ભગવાન પુરુષોત્તમ ક્રિયા કરતા હતા, બોલતા હતા, જોતા હતા, દર્શન દેતા હતા. સૌના આનંદનો પાર ન રહ્યો. એ સ્વરૂપનિષ્ઠાનો આનંદ અનુભવગમ્ય હતો. તેથી જેણે જેટલી એ સ્વરૂપમાં શ્રીજીનાં સ્વયં સ્વરૂપના પ્રગટીકરણની નિષ્ઠા કરી હતી, તેટલો તેને તે દિવ્યભાવના શબ્દોથી આનંદ થયો. સ્વામીશ્રી સૌને તૃપ્ત કરી પછી પોતે જમ્યા.

આજ મહારાજ પ્રગટ જ છે

ગઢપુરમાં સ્વામીશ્રીનો અદ્ભુત પ્રતાપ સૌએ અનુભવ્યો મહારાજ અંતર્ધાન થયા નથી, સદા સત્સંગમાં પ્રગટ જ છે. એ તો સિદ્ધાંત વાત છે. પરંતુ મહારાજ કયા સ્વરૂપ દ્વારે પ્રગટ છે, તેની કોઈને ગમ ન હતી. દાદાના દરબારમાં, વાસુદેવ નારાયણના ઓરડામાં, લીંબતરુ નીચે કે ઘેલાને કાંઠે કે ગોપીનાથ મહારાજની મૂર્તિમાં ? ક્યાં મહારાજ સ્વયં અને સર્વ પ્રકારે પ્રગટ છે ? મુમુક્ષુ ભક્તોએ જો આ સંતવર્ય તરફ દૃષ્ટિ કરી હોત તો તેમનામાં મહારાજ સાક્ષાત્ દેખાત. પરંતુ ગુણાતીત દૃષ્ટિ થાય તોજ એ સ્વરૂપમાં મહારાજ સાક્ષાત્ દેખાય. સ્વામીશ્રીએ પોતાનો પ્રભાવ સંકેલ્યો અને ફરી પાછા સામાન્ય સંત તરીકે વર્તવા લાગ્યા.

સ્વામીશ્રી ગઢપુરથી ગાડા જોડી રાત્રે બે વાગે સારંગપુર પધાર્યા. દેશદેશાંતરના હરિભક્તો ગઢપુર સમૈયે આવ્યા હતા, તે બધા સારંગપુર જતા હતા. આ સૌ હરિભક્તો સારંગપુરમાં નવું મંદિર જોઈ, સ્વામીશ્રીના અશ્વર્ય પ્રતાપની કલ્પના કરવા લાગ્યા. સૌને થયું, 'આ મંદિર કરનાર કોઈ સામાન્ય સંત નથી. પરંતુ કોઈ મહાન શક્તિશાળી વિભૂતિ છે, ખંભાતના બ્રહ્મચારી માયાતીતાનંદજી પણ સારંગપુર આવ્યા હતા. તેમણે પોતાના શિષ્ય મંડળ નારણલાલ-ભાઈ, મોતીલાલભાઈ, લલ્લુભાઈ તથા પ્રભુભાઈ વગેરેને કહ્યું, 'આ નવું મંદિર આપણું છે અને સ્વામીશ્રી પણ આપણા છે. માટે ત્યાં ઉતારો કરો અને સ્વામીશ્રીનો સમાગમ કરો.' એમ સૌને નવા મંદિરમાં ઉતાર્યા. પોતે પણ બે ત્રણ દિવસ સારંગપુરમાં રહ્યા તે દરમ્યાન રોજ દર્શને આવતા અને સ્વામીશ્રીની પાસે બેસતા. સ્વામીશ્રી બે ત્રણ દિવસ સારંગપુર રહ્યા અને પછી અમદાવાદ થઈ જયપુર, સારંગપુરની મૂર્તિઓ માટે પધાર્યા.

## સ્વામીશ્રી જયપુર તથા દૌસામાં

આસો વદી ૭–૮ લગભગ સ્વામીશ્રી પ્રેમવતીદાસ તથા બીજા સંત અને એક પાર્ષદને સાથે લઈને જયપુર પધાર્યા અત્રે મંદિરમાં ઉતારો કર્યો. સારંગપુર

પારસ ભેટ થયા

મંદિર માટે ગોપીનાથ મહારાજ તથા ધર્મ, ભક્તિ, ઘનશ્યામ મહારાજ, અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજી મહારાજ તથા હરિકૃષ્ણ મહારાજ, એ ઉપરાંત બે શ્યામ મૂર્તિ, મહારાજની તથા ગુણાતીતાનંદ સ્વામી અને ગોપાળાનંદ સ્વામીની આરસની મૂર્તિઓ તથા બે ધાતુની અક્ષર અને પુરુષોત્તમની નાની મૂર્તિઓ, કરાવવી હતી. અહીંના હરિભક્તોને અતિશય આનંદ થયો.

જયપુરમાં સ્વામીશ્રી લગભગ પંદર રોકાયા અને અન્નકૂટનો ઉત્સવ કર્યો. મુર્તિઓ માટે કારીગરોને યોગ્ય સૂચન કરી, બીજે દિવસે સ્વામીશ્રી બોચાસણ જવા તૈયારી કરતા હતા. એટલામાં ડૌસાથી શેઠ હરિસહાયજી આઠ દસ ભક્તોને લઇને રાત્રે આવ્યા. સ્વામીશ્રી, સભામાં મૂળીના સાધુ સાથે, બિરાજ્યા હતા અને કથા ચાલતી હતી. હરિસહાયજી તો સ્વામીશ્રીના દર્શન કરીને જાણે સ્તબ્ધ થઈ ગયા હોય એમ સ્થિર ઊભા રહી ગયા. તેમને કાંઈ ભાન ન રહ્યું. થોડીવારે તેઓ દંડવત્ કરવા લાગ્યા. એમને એમ દંડવત્ કરતા જાય અને બોલતા જાય 'પારસ ભેટ ગયા તે હવે છોડનેકા નહિ'. એટલે કોઇએ પૂછયું, 'શેઠ શું થયું ?' શેઠ તેમના સામુ જોઈ આશ્ચર્યથી જાણે તે જાણતા નથી, તેથી કહ્યું, 'કયા તુમકો માલુમ નહિ યે પારસ હૈ પારસ, યે સ્વામીજી.' એમ કહી સ્વામીશ્રી તરફ નિર્દેશ કર્યો. સ્વામીશ્રીનો આવો મહિમા આ શેઠ સમજે છે, તે જાણી જયપુરમાં રહેતા ઠાસરાના હરિભક્તો પ્રાણલાલ પ્રેમચંદ તથા માણેકલાલ, કાળીદાસ, હીરાલાલ વગેરે ઘણાં જ રાજી થયા. દૂર દેશમાં પણ સ્વામીશ્રીનો આવો પ્રતાપ જોઈ, તેમને થયું 'આપણો ઘેંશમાં હાથ પડ્યો નથી !

શેઠ હરિસહાયજી સ્વામીશ્રીને દંડવત્ કરીને બેઠા અને પછી સ્વામીશ્રીને હાથ જોડી વિનતિ કરી, 'મહારાજ ! મારે ઘેર પધારવું પડશે.' સ્વામીશ્રીએ કહ્યું, 'હવે કાર્તિકી પૂનમનો સમૈયો માથે આવે છે એટલે આવી નહિ શકાય.' પરંતુ શેઠ એમ છોડે તેમ ન હતા. તેમણે કહ્યું, 'અમારા પત્નીએ નિયમ રાખ્યું છે કે ગુરુ મહારાજના

દર્શન થશે પછી ચોખા ખાવા. તેને દર્શનની બહુ જ તાણ છે માટે આપે પધારવું પડશે.' તેમના અતિ આગ્રહને વશ થઈ, સ્વામીશ્રીએ ડીસા જવાનું કબૂલ્યું. એટલામાં સભામાંથી કોઈકે પૂછ્યું, 'શેઠ! તમારા પત્નીએ આવી માનતા શાથી રાખી? સાધુના દર્શન કરવાનો નિયમ રાખવાનો સ્ત્રીઓને નિષેધ છે.' શેઠ તો પરદેશી, સંપ્રદાયની કશી રીત કે પ્રણાલિકા જાણે નહિ. આ લોકો સ્વામીશ્રીને કેવળ સાધુ જ જાણે છે તે સમજીને શેઠ જરા અકળાયા. પરંતુ શાંતિ રાખીને પછી તેમણે વાત કરી :—

"આજથી બે ત્રણ વર્ષ પહેલા હું ગંગાપુર ગયો હતો. ત્યાં રેલ્વે અમલદાર કાળુભા સોલંકી સાહેબને ઘેર આ સ્વામીશ્રી પધાર્યા હતા. તેમના દર્શન અને કથાવાર્તાનો મને યોગ થયો. ફક્ત બે જ દિવસના તેમના પરિચયથી મને થયું કે આ સ્વામીશ્રી તો સાધુ નથી પણ સાક્ષાત્ ભગવાન છે. મેં સોલંકી સાહેબને બે ત્રણ વખત આ વાત કરી, પણ તેમણે મને કહ્યું, 'એવું બોલશો નહિ. સ્વામીશ્રી ગુસ્સે થશે.' એટલે હું તો તેમનાં દર્શન કરીને પાસે બેસી રહ્યું અને એક ક્ષણ પણ દૂર ખસું નહિ. પછી તેમને જવાનું થયું ત્યારે મને તેમણે વર્તમાન ધરાવી કંઠી પહેરાવી અને સ્વામિનારાયણ ભગવાનની મૂર્તિ આપી અને કહ્યું, 'આ પ્રગટ ભગવાન છે તે તમારે ઘેર અખંડ રહેશે.'

"સ્વામીશ્રીના વચનમાં અતિશય વિશ્વાસને લીધે મેં તે સ્વામી અને નારાયણની મૂર્તિને પ્રગટ સ્વરૂપ સમજી ઘેર જઈ તે રીતે જ પૂજા શરુ કરી. અમારે ત્યાં બીજા દેવતાની ઉપાસના તે પહેલાં હતી. પરંતુ આ મૂર્તિ ઘેર આવી એટલે તે તમામ મૂર્તિઓ મેં જળમાં પધરાવી દીધી. શ્રી સ્વામિનારાયણ ભગવાનને મારા ઇષ્ટ દેવ માન્યા. રોજ થાળ, આરતી, પૂજા નિયમિત થાય. પ્રગટ ભગવાન ઘણી વાર સાક્ષાત્ થાળ જમી જાય. રાત્રે આરતી બાદ ભજન કીર્તન સમયે ઘણાને એ મૂર્તિમાંથી આ સ્વામીશ્રીનાં પ્રથમ દર્શન થાય અને પછી તેમાંથી ભગવાનનાં દર્શન થાય. પછી તો ચૈત્ર સુદ ૯ મીનો ઉત્સવ ભારે ધામધુમથી મેં કરવાનો શરુ કર્યો. આજુબાજુના ગામના ભક્તોને બોલાવી રૂ. ૫૦૦) નો ખર્ચ

કરું અને એટલી જ રકમ બોચાસણ ધર્માદામાં પણ મોકલું." શેઠની વાત સૌ એક ધ્યાનથી સાંભળતા હતા. સ્વામીશ્રી પણ શેઠની સામે એકી નજરે જોઈ ગાદી ઉપરથી સ્હેજ ખસી, તેમની વાત ધ્યાનપૂર્વક સાંભળતા હતા. સ્વામીશ્રીને એ પ્રમાણે ધ્યાનપૂર્વક સાંભળતા જોઈ, શેઠ હસ્યા અને પછી બોલ્યા, 'આપ તો બધું જાણો છો, આપને શું સાંભળવાનું છે?' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'અમે તો કાંઈ જાણતા નથી, જાણતા હોઈએ તો શા માટે સાંભળીએ?' પરંતુ શેઠ કંઈ એમ ભોળવાય તેમ ન હતા. તેમણે વાત આગળ ચલાવી :—

"ગયા વર્ષે મારે ત્યાં લગ્નપ્રસંગ હતો તેથી ખર્ચ જરા વધારે થઇ ગયું. એટલે ચૈત્ર નવમીનો સમૈયો આવ્યો ત્યારે મારી પત્નીએ કહ્યું, 'આ સમયો આ વર્ષે આપણે ઊજવવો નથી, ખર્ચ બહુ થઈ ગયું છે.' મારુ મન પણ જરા મોળું પડયું. નવમીને લગભગ ૧૦–૧૫ દિવસ બાકી હતા. તેવામાં એક દિવસ પ્રાઇમસ સળગાવતા ઘાસલેટ ઊડયું અને અગ્નિની ઝાળ લાગી, તેથી મારી પત્નીની સાડી સળગી. તેણે બૂમ પાડી, 'સ્વામી, સ્વામી, શાસ્ત્રી મહારાજ, શાસ્ત્રી મહારાજ' એટલે અમે બધા દોડયા, પરંતુ આખા ઓરડામાં અગ્નિની ઝાળથી પ્રકાશ છવાઈ ગયો હતો. એટલે ઓરડામાં આગ લાગી હશે જાણી છેટે ઊભા રહી ગયા. એટલામાં સ્વામિનારાયણ ભગવાનની મૂર્તિમાં મારી સ્રીને આ સ્વામીશ્રીના દર્શન થયા અને તેમણે કહ્યું, 'ગભરાઈશ નહિ, તને દાઝવા નહિ દઇએ, અગ્નિ તને સ્પર્શ નહિ કરે.' એટલા શબ્દો તેમણે કહ્યા અને તે સ્વરૂપમાંથી આઠ દશ વર્ષના ઘનસ્યામ ભગવાનના સ્વરૂપે, પ્રગટ થઇ, મારી સ્રી પાસે આવી, હાથવતે અગ્નિ ઓલવી નાખ્યો. શરીર ઉપરની સાડી, ચણિયો વગેરે સળગી ગયાં છતાં એક ચાંદું પણ પડયું નહિ. પછી મહારાજે કહ્યું, 'સમૈયો કેમ બંધ રાખ્યો?' બસ એટલું કહી મહારાજ પાછા મૂર્તિમાં સમાઇ ગયા. આમ સ્વામીશ્રીએ એ મૂર્તિ આપી મને જે શબ્દો કહ્યા હતા, 'આ પ્રગટ ભગવાન છે અને તમારે ઘેર અખંડ રહેશે' તે શબ્દો પ્રસંગે પ્રસંગે સત્ય કર્યા. ત્યારબાદ મારી પત્નીએ સમૈયો દર વર્ષ પ્રમાણે કરવાનું નક્કી કર્યું અને

વધારામાં સ્વામીશ્રીના દર્શન થાય પછી જ ચોખા ખાવા એવું તેણે નિયમ લીધું. આ સમૈયે અમો બોચાસણ આવવાના હતા. પરંતુ સ્વામીશ્રી અહીં પધાર્યા એટલે હવે ઘેર પધરાવી દર્શન કરી બાધા છોડવી છે" શેઠ હરિસહાયજીની આ વાત સૌએ અત્યંત એકાગ્રતાપૂર્વક સાંભળી. સ્વામીશ્રીનો આવો પ્રૌઢ પ્રતાપ સાંભળી સૌ સ્તબ્ધ બની ગયા! મૂળીના સાધુ પણ બહુ જ રાજી થયા અને કહ્યું, 'આવો મહિમા અમે આ સ્વામીશ્રીનો સમજતા ન હતા.'

**ડીસામાં સ્વામીશ્રી**

બીજે દિવસે સ્વામીશ્રી હરિસહાયજી સાથે ડીસા પધાર્યા. જયપુર મંદિરના પૂજારીને પણ સાથે લીધા. કાર્તિક સુદ ૯ને દિવસે રાત્રે દશ વાગે સૌ ડીસા પહોંચ્યા. શેઠને ઘેર મેડે ઉતારો કર્યો. સ્વામીશ્રી ડીસા પધાર્યા છે તે વાતની ગામમાં ખબર પડી. આખા ગામના માણસો 'આ જ સ્વામીજીએ હરિસહાયની પત્નીને આગમાંથી બચાવી હતી.' એવું કહી મહિમા સમજી, દર્શન કરવા આવ્યા. રાત્રે બાર વાગ્યા સુધી કથાવાર્તા કરી, સ્વામીશ્રી પછી પોઢી ગયા.

બરોબર એ જ વખતે એક બાઇ આવી અને હરિસહાયનું બારણું ખખડાવ્યું. હરિસહાયજી બીજા દિવસની રસોઇની તૈયારી કરાવતા હતા. તેમણે બારણું ખોલીને જોયું તો એક બાઇ હતી. એટલે તેમણે તેમની પત્નીને બોલાવી અને તેની સાથે વાત કરવા કહ્યું. તે બાઇએ કહ્યું, "હું સૂતી હતી તે હમણાં જ મને તમારા ઘનશ્યામ ભગવાને દર્શન દીધાં અને કહ્યું 'હરિસહાયના ગુરુ આવ્યા છે અને આખું ગામ દર્શન કરી આવ્યું અને તું કેમ ન ગઈ? માટે હમણાં જ જા.' એમ મને જગાડીને કહ્યું. એટલે આટલી મોડી રાત્રે આવી છું તો મને તમારા ગુરુના દર્શન કરાવો." હરિસહાયે કહ્યું, 'ગુરુજી પોઢી ગયા છે પણ તમે ધીરેથી મેડા ઉપરથી દર્શન કરી લ્યો. પલંગમાં પોઢ્યા છે.' તે બાઇ ઉપર ગઇ અને છેટે ઊભી રહીને સ્વામીશ્રીના દર્શન તેણે કર્યાં. અંતરમાં તેને અત્યંત શાંતિ અને આનંદ થઇ ગયો.

પ્રબોધિની એકાદશીનો સમૈયો શેઠે અત્યંત ધામધૂમથી કર્યો અને ગામમાંથી જુદી જુદી કીર્તન મંડળી બોલાવી આખો દિવસ અને રાત્રીના બાર સુધી ધૂન્ય, ભજન વગેરે ચલાવ્યું. સ્વામીશ્રીએ પણ પ્રસંગોપાત્ મહારાજના મહિમાની વાતો કરી, સૌને આનંદ કરાવ્યો. આ રીતે ડીસામાં બે દિવસનો સમૈયો કરી, સ્વામીશ્રી કાર્તિકી પૂનમનો સમૈયો કરવા બોચાસણ પધાર્યા.

## મિથિલા નગરી બળે છે

શ્રીજી તણા પુત્રો

સં. ૧૯૮૫ ના કાર્તિકી પૂર્ણિમાનો સમૈયો બોચાસણ કરી ગુજરાતના ગામડાઓમાં ફરી, સ્વામીશ્રી રઢુ પધાર્યા. આ સમયમાં દેશકાળ ઘણા જ વિષમ હતા અને પાકને હિમથી નુકશાન થયું હતું એટલે દરેકને મુશ્કેલી ઘણી હતી. સ્વામીશ્રીની વિશિષ્ટતા એ હતી કે આવા વિષમ સંજોગોમાં જ મહાન સમૈયો કે ઉત્સવનો પ્રસંગ શરુ કરે અને તે માટે હરિભક્તો પાસે ખરડો કરાવે અનુકૂળ સંજોગોમાં તો સૌ કોઈ સેવા કરે, પરંતુ પ્રતિકૂળ સંજોગોમાં સ્વામીશ્રી સેવાના આકરા પ્રસંગો કાઢતા. છતાં સંપૂર્ણ ઉત્સાહથી હરિભક્તો પોતાનું સર્વસ્વ સ્વામીશ્રી ઉપર ન્યોચ્છાવર કરી દેતા. સત્સંગના આવા આકરા ભીડાને સૌ ઇચ્છતા, કારણ સ્વામીશ્રી તેથી રાજી થતા. આ તો બધા સિંહના બચ્ચા, અતિશય શૂરવીર, ઘર બાળીને તીરથ કરે એવા હતા. કોઈ પાછા પડે તેવા ન હતા. મોતીભાઈ ભગવાનદાસ તો આવા પ્રસંગે પણ જ્યારે છાતી કાઢીને ચાલતા ત્યારે નિર્ગુણદાસ સ્વામી તેમને જોઇને કહેતા, 'આને કાંઈ દેશકાળ દેખાય છે ? કેટલો કેફ છે ?' સ્વામીશ્રી માટે ફના થઇ જવાના ઇશકવાળા મોતીભાઇ આ પ્રસંગે સૌને પ્રેરણા આપે એવું કીર્તન

અમે સૌ સ્વામીના બાળક, મરીશું સ્વામીને માટે,
અમે સૌ શ્રીજીના સુવક, લડીશું શ્રીજીને માટે. ૧
નથી ડરતા નથી કરતા, અમારા જાનની પરવા;
અમારે ડર નથી કોઇનો, અમે જન્મ્યા છીએ મરવા. ૨

અમે આ યજ્ઞ આરંભ્યો, બલિદાનો અમે થઈશું;
અમારા અક્ષર પુરુષોત્તમ, ગુણાતીત જ્ઞાનને ગાઈશું ૩
અમે સૌ શ્રીજી તણા પુત્રો, અક્ષરે વાસ અમારો છે;
સ્વધર્મની ભસ્મ ચોળી તો, અમારે ક્ષોભ શાનો છે. ૪
જુવો સૌ મોતીના સ્વામી, ન રાખી કાંઈએ ખામી;
પ્રગટ પુરુષોત્તમ પામી, મળ્યા ગુણાતીત સ્વામી. ૫

ગાતા. તે સાંભળીને સ્વામીશ્રી માટે ફના થઈ જવા સૌ તત્પર થઈ જતા.

આ વર્ષના વિષમ દેશકાળમાં સ્વામીશ્રીએ સારંગપુરમાં મહાન યજ્ઞ આરંભવાનું નક્કી કર્યું હતું. દક્ષિણ મંદિરમાં હરિકૃષ્ણ મહારાજ, મુકુન્દવર્ણી અને ઉત્તર મંદિરમાં ધર્મકૂળની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવાની હતી. સંજોગો અતિ કઠિન હતા. એવે પ્રસંગે સ્વામીશ્રીએ ધર્માદાનો ખરડો શરુ કર્યો.

ગુજરાતના ગામડાઓમાં ફરી સ્વામીશ્રી રહ્ય પધાર્યા. આજ અરસામાં અક્ષરપુરુષદાસ સ્વામીનું મંડળ પણ અહીં ધર્માદાના ખરડા માટે આવ્યું હતું. તેમણે બધાને ભેગા કરી, ખરડો તૈયાર કર્યો. સ્વામીશ્રી પધાર્યા અને તે ખરડો જોયો, પછી હસીને કહ્યું, 'સારું.' સાંજે સભા વખતે સ્વામીશ્રીએ ધર્માદાના ખરડાની વાત કરી. સૌએ સ્વામીશ્રીની મરજી પ્રમાણે રકમ લખાવી. આગલા ખરડા કરતા દસગણી રકમ તુરતજ લખાઇ ગઇ. અક્ષર સ્વામીને આશ્ચર્ય થયું. સ્વામીશ્રીનો મહિમા તો તેઓ સમજતા હતા, પરંતુ આ હરિભક્તોનો મહિમા તેમને આજે જ સમજાયો. મનોમન તેમણે સૌ હરિભક્તોને દંડવત્ કરી લીધા!

**મહાકાળનું તાંડવ**

મુક્તરાજ આશાભાઇ તથા ઇશ્વરભાઈ પણ અહીં હતા. સ્વામીશ્રીએ તેમના ઘરને પોતાનું મંદિર માન્યું હતું. આશાભાઇ, ઇશ્વરભાઈ તથા મોતીભાઇ એ ત્રણેની જમીનનો ભેગો વહીવટ હતો. એ વહીવટમાં એક બીજા સાથેનો

સંબંધ એક કુટુંબના જેવો જ સચવાયો હતો. તેમાં વળી સ્વામીશ્રીનો સંબંધ એટલે સોનામાં સુગંધ ભળે તેવો સુંદર સુમેળ એ ત્રિપૂટિમાં હતો. ત્રણે એકબીજાના અંગભૂત હતા.

રઢુમાં સાંજે સ્વામીશ્રી સભામાં કથાવાર્તા કરતા હતા. બરાબર તે જ સમયે ત્યાંથી એક ગાઉ દૂર પુરુષોત્તમપુરામાં આશાભાઇ તથા ઇશ્વરભાઇના નિવાસસ્થાનમાં મહાકાળે પોતાની ભયંકર તાંડવ લીલા શરુ કરી. આશાભાઇએ એ જ અરસામાં પોતાને રહેવા માટે તથા કપાસ, અનાજ વગેરેના ગંજ ભરવા માટે નવીન આલીશાન બંગલો કરાવ્યો હતો અને તેમાં પોતાની શાખ પ્રમાણે રાચરચીલું પણ સારું રાખ્યું હતું. ચાર હજાર વિઘાના વતનદાર તરીકે મુક્તરાજ આશાભાઇની પ્રતિષ્ઠા, આ જિલ્લામાં ખૂબ જ હતી. પ્રાંત સુબા કે એવા બીજા ઉચ્ચ સરકારી અમલદારોનો મુકામ તેમને ત્યાં જ થતો. તેમની મીઠાશભરી મહેમાનગતીથી તેમને માટે સૌને અત્યંત પ્રેમ હતો. મુક્તરાજ આશાભાઇ તો આ બધું સ્વામીશ્રીની કૃપાનું જ ફળ છે, એમ માનતા. સ્વામીશ્રી પણ તેમની અનાદિની રીત પ્રમાણે એ નિષ્ઠાની કસોટી વારંવાર કરતા.

આ વર્ષે વિષમ દેશકાળ છતાં છસો મણ કપાસ, સાતસો મણ ચણા અને એક હજાર મણ ઘઉં તથા બીજી પરચુરણ વસ્તુઓ તેમના બંગલામાં તૈયાર વેચાણ માટે જ પડી હતી. કુટુંબવરા માટે બાર માસનું અનાજ તો જુદું હતું. આજના દિવસની સાંજે તેમના વચલા પુત્ર રમણભાઇએ દીવા પ્રગટાવતી વખતે રમતમાં, સળગેલી દીવાસળી ફેંકી. પાસે પડેલ કપાસના ગંજમાં આ દીવાસળી પડી. બસ, જાણે મહા કાળ રાહ જોઇને જ બેઠો હોય તેમ તેનું તાંડવ શરુ થયું. કોઈ કાંઈપણ સમજી શકે કે વિચાર કરી શકે તે પહેલા તો કપાસ, અનાજ, રાચરચીલું વગેરે ચડ ચડ બળવા લાગ્યું. ઘરના તમામ માણસો એકદમ પહેરેલ કપડે જ બહાર નીકળી ગયા. કાંઈપણ થઈ શકે તે પહેલા તો આખો બંગલો અંદરની તમામ વસ્તુ સાથે ભસ્મીભૂત થઈ ગયો! આખા

ગામમાં હાહાકાર થઈ ગયો! સૌને દુઃખ થયું કે આ મહાન ભક્તરાજનું કાંઈપણ બચાવવા આપણે કાંઈ કરી શકયા નહિ. રડતે હૈયે આ સમાચાર રઢુગાં રાત્રીની સભામાં મુક્તરાજ આશાભાઈ તથા ઇશ્વરભાઈ અને મોતીભાઇને સૌએ સંભળાવ્યા. સ્વામીશ્રી આ સમાચાર સાંભળી અત્યંત દિલગીર થયા. આશાભાઇને તેમણે કહ્યું, 'તમો ઊઠો, પુરુષોત્તમપુરા જાઓ અને તપાસ તો કરો કે કાંઈ બચ્યું છે કે નહિ.' પરંતુ જનકની વિદેહી દશાવાળા આ સ્થિતપ્રજ્ઞપુરુષને તો જાણે मिथिलायां प्रदीप्तायां न मे दह्यति किंचन। આમાં મારું કાંઈ બળતું નથી એવોજ ભાવ હતો. મુખપરની એક રેખામાં તેમણે જરા પણ ફેર પડવા દીધો નહિ. તેઓ સમજતા હતા, 'આ બધું કર્તવ્ય સ્વામીશ્રીનું જ છે, મારી કસોટી કરવા માટે, મારા તેમના વિષેના ભાવની ચકાસણી કરવા માટે, તેમની ઇચ્છાથી જ બંગલો અને સર્વસ્વ બળી ગયું છે.' તેઓ તો ઊઠયા નહિ. પછી સ્વામીશ્રીએ ઇશ્વરભાઇ તથા મોતીભાઇને કહ્યું, 'બંગલો બળ્યા છતાં આ આશાભાઇનું તો રૂવાડું ફરકતું નથી, પણ તમે તો હવે ત્યાં જાઓ અને બધું જોઇને અહીં અમને ખબર આપો કે કેટલું નુકશાન થયું છે.' સ્વામીશ્રીની આજ્ઞા થઈ એટલે આ બન્ને મુક્તો પુરુષોત્તમપુરા ગયા.

અહીં તો તમામ ભસ્મવત્ થઈ ગયું હતું. તેમાં શું જોવાનું હતું? મહાકાળે કાંઈ બાકી રાખ્યું ન હતું. પરંતુ આ નુકસાનથી આ બન્ને પુરુષોને કાંઈ પણ થડકાટ ન થયો. સર્વકર્તા અને સર્વના પ્રેરક સ્વામીશ્રીએ આજે સાંજની જ કથામાં બલિરાજાનું વચનામૃત વંચાવ્યું હતું એટલે સાંખ્ય તો પૂરેપૂરું થઈ ગયું હતું. હવે તેને માટે શોક કરવો વ્યર્થ હતો. તુરત જ માણસ મોકલી રઢુથી એક મણ ખીચડી મંગાવી. સૌ ભુખ્યા હતા એટલે ખીચડી રાંધી સૌને જમાડયા. ચાકરોને પણ જમવા બેસાડયા પણ પોતાના ધણીને આટલું નુકશાન થયું હોય ત્યાં શી રીતે તેમને જમવાનું ભાવે? પછી મોડી રાત્રે સૌ સૂતા અને સવારે નાહી, પૂજા કરી મોતીભાઈ એકલા રઢુ ગયા.

મોતીભાઈ રઢુ પહોંચ્યા. એટલે સ્વામીશ્રીએ ખબર પૂછયા,

'કેટલું બચ્યું છે ?' ખૂબ જ ધીરજ રાખી મોતીભાઈએ હાથ જોડી કહ્યું. 'બાપા! કાંઈ બચ્યું નથી. ઊલટું કાલ રાત્રે મણ ખીચડી લાવ્યા ત્યારે સૌ જમ્યા.' આટલું બોલ્યા ત્યાં તેમની આંખમાં ઝળઝળિયાં ભરાઈ ગયા. સ્વામીશ્રીએ તેમનો વાંસો થાબડી ધીરજ આપી. પછી મોતીભાઈએ કહ્યું 'સ્વામી! દશ વર્ષ પરાની સેવા કરી પણ પરાની દશા વળી નહિ.' સ્વામીશ્રીએ તેમને સાંત્વન આપ્યું અને કહ્યું, 'તમારા તમામ પાપ બળી ગયા. હવે સારું થશે.' એટલે મોતીભાઈએ હાથ જોડી પૂછ્યું, 'સ્વામી! આપના સંબંધમાં આટલા વર્ષોથી આવ્યા પછી પણ પાપ રહ્યા હશે ખરાં?' ત્યારે સ્વામીશ્રીએ હસીને ઉત્તર આપ્યો, 'ભગવાનના એકાંતિક ભક્તને તો ભગવાન સિવાય બીજે ઠેકાણે પ્રીતિ કે વાસના રહે તે જ પાપ કહેવાય. બંગલો બળી ગયો તેમાં સાંખ્ય જ્ઞાન મહારાજે કરાવી દીધું. હવે સંપત્તિ વધશે તો પણ સાંખ્ય જ્ઞાન થયું છે, એટલે વાસના નહિ રહે.' એમ કહી સ્વામીશ્રીએ કહ્યું, 'આપણે સાંજે ચાર વાગે પરે જવું છે તો ડમણિયું તૈયાર રાખશો.'

**રંતિદેવ પ્રગટ થયા**

સાંજે ચાર વાગે સ્વામીશ્રી પરામાં પધાર્યા. બંગલાનો બળેલો કાટમાલ જોઈને સ્વામીશ્રી અત્યંત દિલગીર થયા. પછી સૌને ધીરજ આપી. સ્વામીશ્રીએ હજુએ જાણે અધૂરું હોય અને કસોટી પૂરી ન થઇ હોય, તેમ વાત ઉપાડી, 'શું કરીએ ? આ તો મહારાજે આપણા જ કાર્યમાં વિઘ્ન નાંખ્યું. આપણે સારંગપુર મૂર્તિપ્રતિષ્ઠા કરવાની છે અને તેની મૂર્તિઓ લેવા જયપુર જવાનું છે. અમને તો એમ આશા હતી કે તમારી પાસેથી રકમ લઈને જયપુર જઈએ. પણ મહારાજે ખરું વિઘ્ન નાંખ્યું !' એમ કહી સ્વામીશ્રી સૂચકદૃષ્ટિથી આશાભાઈ, ઇશ્વરભાઈ અને મોતીભાઈ સામું વારાફરતી જોવા લાગ્યા.

મુક્તરાજ આશાભાઈએ સત્સંગિજીવનમાંથી રંતિદેવનું આખ્યાન ઘણીવાર સાંભળ્યું હતું. તેમને અંતરમાં થયું, 'સ્વામીશ્રીએ આજે રંતિદેવ આપણામાં જ પ્રગટ કરવાનો નિશ્ચય કર્યો છે. જો રંતિદેવ ઓગણપચાસ ઉપવાસ કર્યા પછી, પચાસમે દિવસે પણ પોતાને પ્રાપ્ત

થએલું અન્ન તથા જળ યાચકને આપી દે, તો આજે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીને અખંડ ધારણ કરનાર, તદ્રૂવતભાવને પામેલા 'સર્વોપરી સંત આપણી પાસે માગણી કરે છે. હવે પાછા પડીએ તો ભક્તપણું લાજે !' બસ આટલો જ વિચાર મનમાં કરીને પોતે ઊઠ્યા તુરત જ મોતીભાઈ પણ તેમની પાછળ ગયા. આશાભાઈએ તેમને સૂચના આપી કે તેમના શરાફ પાસેથી જેટલી રકમ બની શકે તેટલી લઈને સ્વામીશ્રીને આપવી. મોતીભાઈ શરાફ પાસે ગયા અને સ્વામીશ્રી આશાભાઈ સાથે પાછા ડમણિયું જોડાવી રઢુ પહોંચ્યા. સાંજે મોતીભાઈ આવ્યા અને તાત્કાલિક જે રકમ શરાફ પાસેથી મળી, તે સ્વામીશ્રીને ચરણે ધરી. સ્વામીશ્રી તો આ રકમ જોઈ સ્તબ્ધ થઈ ગયા અને પૂછ્યું, 'આ ક્યાંથી લાવ્યા ?' આશાભાઈએ કહ્યું. 'આપને માટે આભ અને પાતાળ એક કરવા હોય તો કરીએ, માટે આપ આ રકમ સ્વીકારો અને અમારા ઉપર રાજી થાઓ' સ્વામીશ્રી તુરત જ ઊભા થઈ ગયા. અત્યંત રાજી થઈને આશાભાઈના મસ્તક ઉપર બે હાથ મૂક્યા. પછી ખૂબ પ્રેમથી ભેટ્યા. તે જ પ્રમાણે મોતીભાઈ ઉપર પણ રાજીપો બતાવ્યો અને પછી કહ્યું, 'તમે અમને કરોડો રૂપિયા આપ્યા. આવી વિષમ પરિસ્થિતિમાં જ્યાં અન્ન અને વસ્ત્રનું ઠેકાણું નથી, ત્યાં વ્યાજે રકમ લ.વીને આપવી તે કોઈથી થાય નહિ' એટલે મોતીભાઈએ કહ્યું, 'સ્વામી ! આવે ટાણે તો જે મોજ આપી શકે તેવા સમર્થ હોય તે માગે અને કાંતો મૂરખ હોય તે માગે. આપે તો શ્રીજી મહારાજને અખંડધારી રાખ્યા છે અને તે સ્વરૂપ છો. માટે અમો જો આ વખતે ટાણું ચૂકીએ તો અમને જે મોજ આપવા આપ પધાર્યા છો, તે ટાણું જાય.' સ્વામીશ્રી તેમની આ સમજણ જોઈ અત્યંત રાજી થયા. આ પ્રમાણે રઢુમાં ખરડો કરવાનું તો નિમિત્ત હતું, પરંતુ આ પ્રસંગ ઉપસ્થિત કરી, આ ત્રણે મુક્તોના ભાવ અને નિષ્ઠાની સ્વામીશ્રીએ કસોટી કરી લીધી.

**મહારાજના ચાર સુખ**

સ્વામીશ્રી મોતીભાઈના પુત્ર મથુરભાઈને તથા સાધુ ગોપીનાથદાસને લઈને અમદાવાદ થઈને જયપુર પધાર્યા. જયપુરમાં મંદિરમાં ઉતારો કર્યો.

ગોપીનાથદાસ રોજ રસોઇ કરી સ્વામીશ્રીને ભાવપૂર્વક જમાડે. સ્વામી તેમને તથા મથુરભાઇને રોજ રાત્રે બેસારી ભગતજી તથા જાગાસ્વામીના મહિમાની વાતો કરે. જાગાસ્વામીને સ્વામીએ મહારાજના ચાર સુખ દર્શન, વાતુ, પ્રસાદી અને મળવું આપ્યા હતા, તે વાત સ્વામીશ્રીએ તેમને કરી. એટલે બીજે દિવસે ગોપીનાથને સંકલ્પ થયો, 'સ્વામી આપણને દર્શન તથા વાતુનું સુખ તો આપે છે પણ પ્રસાદી અને મળવું આ બે સુખ હજુ સુધી આપ્યા નથી.' તે દિવસે તેમણે ફુલકા સહેજ વધારે કર્યા. તેમાં દસ તો સ્વામીશ્રી જમી ગયા અને બીજા વધારે માગ્યા ત્યારે ગોપીનાથને થયું, 'હવે પ્રસાદી તો શું પણ મારે ય જમવાનું નહિ રહે ?' પછી બીજા પાંચ ફુલકા સ્વામીશ્રીને પીરસી દીધા. સ્વામીશ્રી તેમાંથી એક જમ્યા અને બાકીની પ્રસાદીના ચાર ગોપીનાથને આપ્યા. દાળ, ભાત પણ પ્રસાદીના તેમને આપ્યા. આમ તેનો સંકલ્પ સ્વામીશ્રીએ પૂરો કર્યો અને તેમને રાજી કર્યા. સ્વામીશ્રી જયપુરમાં લગભગ પંદર દિવસ રોકાયા અને કારીગરો પાસે મૂર્તિઓ બરોબર ભાવ પ્રમાણે કરાવી, સ્વામીશ્રી જયપુરથી નીકળી અમદાવાદ પધાર્યા.

## સમાધિ પ્રકરણની શરૂઆત

સં. ૧૯૮૫ના મહા સુદી ૬ઠને દિવસે સારંગપુરમાં શ્રી હરિકૃષ્ણ મહારાજની દક્ષિણ મંદિરમાં પ્રતિષ્ઠા કરવાની હતી અને ઉત્તર તરફના મંદિરમાં હરિકૃષ્ણ મહારાજ, ધર્મપિતા, ભક્તિમાતા, રઘુવીરજી મહારાજ તથા અયોધ્યાપ્રસાદજી મહારાજની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવાની હતી. પ્રતિષ્ઠાવિધિ તથા યજ્ઞ મુંબઇના શેઠ ભગવાનદાસ ભીમજીભાઇ તરફથી થવાના હતા. પ્રતિષ્ઠા દીનની વહેલી સવારે, શરણાઇ અને નોબતે છેડેલા ભૈરવીના પ્રભાતી સૂરથી, સૌ જાગ્યા અને નિત્યવિધિની પ્રવૃત્તિમાં જોડાઇ ગયા. વૈદિયા બ્રાહ્મણો યજ્ઞની તૈયારીમાં મંડી પડયા. બરાબર આઠ વાગે યજ્ઞવિધિ શરુ થયો. મૂર્તિઓની ષોડશોપચારે પૂજાવિધિ થઇ. વેદ મંત્રોથી તેમાં તે તે સ્વરૂપનું

આહ્‌વાન થયું. ઘીની આહુતિઓથી સમગ્ર વ્યોમ ધૂમાડાથી આચ્છાદિત થઇ ગયું અને આષાઢનો મેઘાડંબર વ્યાપ્યો હોય, તેમ સૂર્ય ઢંકાઈ ગયો! સ્વામીશ્રીના વરદ હસ્તે યજ્ઞની પૂર્ણાહુતિ સમયે વેદીમાં નાળિયેર હોમાયું. તે સમયે 'અક્ષર પુરુષોત્તમ મહારાજ' 'સહજાનંદ સ્વામી' અને 'શાસ્ત્રીજી મહારાજ'ની જયઘોષથી સારંગપુર શહેર ગાજવા લાગ્યું. બ્રાહ્મણોના આશીર્વાદ અને શાંતિમંત્રોના ઉચ્ચારથી સર્વત્ર દિવ્ય શાંતિ અને આનંદ પ્રસરી ગયા. પ્રતિષ્ઠાવિધિ સ્વામીશ્રીના વરદ હસ્તે થયો અને મૂર્તિઓમાંથી તેજની ધારાઓ છૂટી.

સાંજની સભામાં દાડમાના નારણજી મહારાજે અક્ષર–પુરુષોત્તમ મહારાજના મહિમાની અપાર વાતો કરી. સ્વામિનારાયણના ચૂસ્ત સત્સંગી, ભક્તચિંતામણી, હરિલીલામૃત તથા નંદ સાધુઓના કાવ્યો અને ચરિત્રોને સભામાં ઇદં રજુ કરનાર આ વિભૂતિ, સમગ્ર સત્સંગમાં ઇતિહાસકાર અને શીઘ્ર કવિ તરિકે અજોડ હતી. પેટલાદથી વાલવોડ જતાં બોચાસણની ભાગોળે અનેકવાર નીકળવા છતાં, બોચાસણના બંડિયાથી તે ડરતા હતા. અમદાવાદમાં ગુરુ મગન ભગતના મંડળ તરફથી નારાયણ ઘાટે સમૈયો હતો ત્યારે નારાયણજી મહારાજ ત્યાં આવ્યા હતા. સ્વામીશ્રી પણ ત્યાં હતા. શ્રીજી મહારાજના દિવ્ય લીલા ચરિત્રોની વાતો તેમને મુખે સાંભળી, સ્વામીશ્રી રાજી થયા અને તેમને ઉત્તમ મુમુક્ષુ જાણી, અક્ષર પુરુષોત્તમની શુદ્ધ ઉપાસનાનો સિદ્ધાંત સમજાવ્યો. નારણજી મહારાજે પણ સ્વામીશ્રીનું અદ્‌ભુત વ્યક્તિત્વ પીછાણ્યું અને શ્રીજી મહારાજ આ સંતદ્વારા વર્તમાનકાળે પ્રગટ છે, તે નિશ્ચય કર્યો. નારણજી મહારાજની વાતો પૂરી થઈ ત્યાં આરતીનો ડંકો થયો એટલે ઠાકોરજીના દર્શન કરવા સ્વામીશ્રી પધાર્યા. તેમની સાથે જ આખી સભા ઊઠી.

દક્ષિણના મંદિરમાં હરિકૃષ્ણ મહારાજની મૂર્તિના એક દષ્ટિએ સ્વામીશ્રી દર્શન કરતા હતા. તેમની એક બાજુ રણછોડ ભક્ત હતા અને બીજી બાજુ રાધારમણ પ્રસાદ હતા. વરતાલના આચાર્ય શ્રી લક્ષ્મી-

રાધારમણપ્રસાદને સમાધિ

પ્રસાદના પુત્ર રાધારમણપ્રસાદને સ્વામીશ્રી તેમની સાથે જ રાખતા. સ્વામીશ્રીએ રાધારમણપ્રસાદને કહ્યું, 'તમે મહારાજની મૂર્તિ સામું અનિમીષ નેત્રે જોઇ રહો અને આડું અવળું જોશો નહિ.' એમ કહી પોતે તથા રણછોડ ભકત મૂર્તિનાં કીર્તન[1] બોલવા લાગ્યા. રાધારમણ પ્રસાદ મૂર્તિમાં એકાગ્ર ચિત્તે જોડાઈ ગયા. એટલામાં નીચેથી કોઈ સ્વામીશ્રીને બોલાવવા આવ્યું. એટલે સ્વામીશ્રી નીચે સભામાં પધાર્યા. અત્રે મૂર્તિના દર્શન કરતા આચાર્ય રાધારમણપ્રસાદને લક્ષ્ય થઈ ગયો અને જાળી પકડીને એમને એમ નિશ્ચેષ્ટ થઈ ગયા.

સ્વામીશ્રી નીચે સભામાં બિરાજ્યા હતા. રાધારમણપ્રસાદને લક્ષ્ય થયો હતો તેથી તેમને સંભાળ પર્વક નીચે સૂવડાવી, નડિયાદના પ્રભુલાલભાઈ તથા ઈસણાવના પુરુષોત્તમભાઈ તથા લલ્લુભગત નીચે સભામાં આવ્યા અને સ્વામીશ્રીને વાત કરી, 'રાધારમણ પ્રસાદને કંઈક થઇ ગયું છે. સૂઇ રહ્યા છે અને કશું બોલતા નથી. તમો ઉપર આવો.' સ્વામીશ્રી સભામાં વાતો કરતા હતા. બે ત્રણ વખત બોલાવવા આવ્યા એટલે સ્વામીશ્રી તેમની સાથે કલકત્તાથી આ પ્રસંગે અહીં દર્શન કરવા આવેલા, હિરાલાલ ડોકટરને લઇને ઉપર ગયા. સ્વામીશ્રીએ રાધારમણપ્રસાદને જોયા અને પછી કહ્યું, 'તેમને સમાધિ થઇ લાગે છે. ભગતજીએ પ્રભુદાસ મારફત કહેવરાવ્યું હતું કે આપણા મંડળમાં સમાધિ પ્રકરણ મહારાજ શરુ કરવાના છે. તે હવે શરુ થયું લાગે છે.' પછી હિરાલાલ ડોકટરે તેમની નાડી તપાસી તેમ જ 'સ્ટેથોસ્કોપ' મૂકી છાતી તથા સર્વ અંગો તપાસ્યા. પછી કહ્યું,' ચિહ્નો કાંઈ ખરાબ દેખાતા નથી. માટે આપ કહો છો તેવું કાંઈ હોવુ જોઇએ' પછી સ્વામીશ્રીએ સૌને ભજન કરવાનું કહ્યું, એટલે લગભગ રાત્રીના અગિયાર વાગ્યા સુધી સૌએ ભજન કર્યું, પણ રાધારમણ જાગ્યા નહિ. પછી સ્વામીશ્રીએ કહ્યું, 'તેમને નીચે ઠાકોરજીના ઓરડામા ખાટલા ઉપર સૂવારી મૂકો. મહારાજની ઇચ્છા હશે ત્યારે જાગશે' એમ કહી

1. જોઇ મૂર્તિ મનોહર વારી માવારે... ... ...!

પોતે નીચે પધાર્યા અને નિયમ ચેષ્ટા કરી. લગભગ બાર વાગે રાધા-રમણપ્રસાદ કંઇક જાગૃત થતા હોય એવા ચિહ્નો દેખાયા એટલે સ્વામીશ્રીને બોલાવ્યા. મહારાજના ઢોલિયા પાસે ખુરસી નાંખી દીધી તે ઉપર સ્વામીશ્રી બિરાજ્યા. ઓરડો ચિકાર ભરાઇ ગયો. પછી સ્વામીશ્રીએ રાધારમણપ્રસાદના કાનમાં શબ્દ કહ્યા કે 'મહારાજ જાગો.' એટલે થોડીવારે રાધારમણ એકદમ ઊઠયા અને પૂજા આરતી કરતા હોય એવી ચેષ્ટા કરવા લાગ્યા. પછી એકદમ તેમણે હાથ ઉછાળ્યો, તુરત જ હાથમાં રેશમી રૂમાલ આવ્યો. સ્વામીશ્રી તરફ તેમણે આ રૂમાલ ફેંકયો. સ્વામીશ્રી તે રૂમાલ જોતા હતા, ત્યાં પૂજારીએ સ્વામીશ્રી પાસે આવીને રૂમાલ જોઇ કહ્યું, 'આ તો મહારાજને આજે ધરાવેલો રૂમાલ છે. તે અહીં ક્યાંથી?' પછી ઉપર જઇને જોયું તો હરિકૃષ્ણ મહારાજના હાથમાં રૂમાલ હતો નહિ. નીચે આવી આ વાત તેમણે સભામાં કરી.

**ત્રણ દિવ્ય સ્વરૂપો**

એટલામાં યજ્ઞકુંડમાં એકદમ પ્રકાશ થયો. તે પ્રકાશ ખીજડાવાળા ખેતર સુધી પથરાઇ ગયો. દરવાજા આગળ બેઠેલા શેઠ ભગવાનદાસ તથા ભાદરણના કશીભાઇ બકોરભાઈ તથા નસૌના જશભાઇ ભાઇલાલભાઈ, એ ત્રણેએ તે પ્રકાશ જોયો. પછી થોડીવારમાં એ પ્રકાશમાંથી ત્રણ ગોળા ઊંચે ઊડતા દેખાયા. તે સ્ત્રીઓની ધર્મશાળામાંથી સૌએ જોયા. ભગવાનદાસ શેઠ, કશીભાઇ તથા જસભાઈ તેમણે તથા ભીખા ભગતે પણ આ ત્રણ ગોળા જોયા. બધા એકદમ બહાર આવી ગયા. એટલામાં એ ત્રણે ગોળામાંથી શ્રીજી મહારાજ, સ્વામી તથા ગોપાળાનંદ સ્વામીની મૂર્તિઓ સૌને દેખાઈ અને આકાશમાં પ્રકાશના ગોળામાં અદ્ધર ઊડી, આ મૂર્તિઓ અદ્દશ્ય થતી સૌ જોઈ રહ્યા!

આ હકીકત સ્વામીશ્રીને કહેવા સૌ ઠાકોરજીના ઓરડામાં ગયા. સ્વામીશ્રી તો સર્વજ્ઞપણે બધું જાણતા હોય અને રાધારમણ પ્રસાદજી પાસે તે વાત કહેવરાવી હોય તેમ બોલ્યા, 'હમણાં રાખો. આ મહારાજ જાગ્યા છે તેમની વાત પહેલા સાંભળો.'

હવેલીમાં, રાયપુરમાં ઉતારો કરીએ' ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું 'શ્રીજી મહારાજ અક્ષર ઓરડીમાં રહેતા તે આથીય નાની હતી પણ તે મહારાજે નભાવી લીધું તેમ આપણે પણ ગરીબ હરિભક્તો જે પ્રેમથી અર્પણ કરે તે 'ગ્રહણ કરવું.' બણુભાઇએ સ્વામીશ્રીને પોતાના પ્રેમથી આવા વશ કરી લીધા હતા.

જૂના મુક્તની નવી ઓળખાણના આવા જાદુ હતા. બણુભાઈના દાદા મોતીરામ પગે ચાલીને જૂનાગઢ ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ કરવા જતા. તેમની સાથે મોહનભાઈ ધ્યાનીના પિતા નારણદાસ તથા નારણદાસના પિતા નરોત્તમદાસ તથા ભગવાનદાસ હરખજી વગેરે જૂનાગઢ જતા. જૂનાગઢથી સાધુનું મંડળ લઈ સ્વામી બાલમુકુંદદાસજી અમદાવાદ પધારતા ત્યારે બણુભાઈના દાદા મોતીરામ તેમને પોતાને ઘેર જમવા બોલાવતા. એવું મહાપ્રસાદીનું બણુભાઇનું ઘર હોવાથી સ્વામીશ્રીને પણ તે અતિપ્રિય હતું.

× × ×

સારંગપુરમાં જળઝિલણીના સમૈયા ઉપર બોટાદથી ઉદ્ધવજીભાઈ વકીલ પોતાના એક સ્નેહીને સાથે લઈને આવ્યા હતા. ઉતારે ઉતારે કથાવાર્તાનો ધ્વનિ સાંભળી તેમના આ સંબંધીને થયું 'અહીં તો ઠેર ઠેર સ્વામી અને નારાયણ, અક્ષર અને પુરુષોત્તમ સિવાય બીજી ગ્રામવાતો કે જગતસંબંધી વાતો સંભળાતી જ નથી.' આ સમૈયામાં હરિભક્તોની પ્રવૃત્તિ કેવળ કથામય જ હોવાથી, તેમના ઉપર સુંદર છાપ પડી અને તેથી તેમણે સ્વામીશ્રી પાસે વર્તમાન ધરાવ્યા.

**પ્રત્યક્ષ ભગવાન એટલે શું?**

સભા પ્રસંગમાં ગ. પ્ર. ૨૭મું વચનામૃત વંચાતુ હતું, તેમાં 'પૂર્વે જે જે અનંત પ્રકારના આશ્ચર્ય થઈ ગયાં છે તથા હમણાં જે થાય છે તથા આગળ થશે તે સર્વે મને મળ્યા એવા જે પ્રત્યક્ષ ભગવાન તે વતે જ થાય છે.' એટલે મુક્તરાજ કુબેરભાઇએ સ્વામીશ્રીને પ્રશ્ન પૂછયા ,દયાળુ! આમાં પ્રત્યક્ષ ભગવાન એટલે શું સમજવું? સૌ પોતપોતાના

ગુરુને પ્રત્યક્ષ ભગવાનનું સ્વરૂપ સમજે છે અને સર્વ કર્તાપણું તેમને વિષે માને છે. તો સર્વકર્તા કોને સમજવા?'

સ્વામીશ્રી આ પ્રશ્ન સાંભળી કુબેરભાઇ ઉપર અત્યંત પ્રસન્ન થયા અને કહ્યું, 'તમારો પ્રશ્ન સત્સંગમાં અનેકની અણસમજણ ટાળી નાંખે એવો છે. આ સર્વોપરી સત્સંગમાં દરેક પોતાના ગુરુને સર્વોપરી માની, તેને જ સર્વકર્તા માને છે. એ સમજણમાં શ્રીજી મહારાજ અને સ્વામીના સ્વરૂપનો દ્રોહ થાય છે. સર્વકર્તા તો એક મહારાજ જ છે.'

'મહારાજની ત્રણ શક્તિ છે. કર્તું, અકર્તું અને અન્યથાકર્તું.[૧] એ ત્રણ શક્તિમાંથી મહારાજ ફક્ત કર્તું અને અકર્તું શક્તિનો ઉપયોગ જ, પોતાના સંબંધને પામેલા જે સંત, તેમાં પોતે સાક્ષાત્ રહીને, તે દ્વારે કરે છે. પોતાની આ શક્તિના પ્રતાપથી અનંતને પોતાના ઐશ્વર્યથી પોતામાં લીન કરી, પોતે જ સ્વરાટ્ રૂપે વર્તે છે. એવે વખતે ગમે તેવા નાસ્તિક કે પાપના પર્વત જેવા કે કઠણ હૈયાના હોય તેવા ખારા જીવોને પણ દષ્ટિ માત્રે, પરમભક્તની કોટીમાં મૂકી દે છે. આ શક્તિ મહારાજે સ્વામીદ્વારા વાપરી અને સ્વામીએ મહારાજની આ શક્તિના પ્રતાપે, અનંત ખારા જીવોને મીઠા કરી, તેમનું અંતઃકરણ ફેરવી, પોતાની રીતે વર્તાવી દીધાં.' એટલી વાત કરીને તે ઉપર દષ્ટાંત આપી વિસ્તારથી સમજાવતાં કહ્યું:—

---

૧ अहंकर्तुमकर्तुं च कर्तुमेवान्यथातथा ।
समर्थोस्मि निराधारः सर्वाधारोनिरंजनः ॥
હરિલીલાકલ્પતરૂ સ્કંધ-૫, અ-૮/૩૫

અર્થ: હું કર્તું એટલે અક્ષર મુક્તાદિકને પોતાના તેજમાં લીન કરી પોતે એકાકી રહેવાને સમર્થ છું. અકર્તું એટલે અક્ષર મુક્તાદિક કરી જે પોતાની સેવા તેમને અંગીકાર કરવાને અર્થે પોતાના તેજમાં લીન ન કરવાને સમર્થ છું. તેમ અન્યથાકર્તું એટલે પોતાના અક્ષરધામને પણ પોતાના સ્વરૂપમાં લીન કરી પોતાના સામર્થ્યથી સર્વ અક્ષર મુક્તોને સ્વતંત્રપણે ધારવાને સમર્થ છું, તે સર્વેનો આધાર છુ અને આધારની અપેક્ષાએ રહિત છું.

"બગસરામાં જૂનું મંદિર હતું તે પાડીને સ્વામીને નવું મંદિર કરવું હતું. તેમાં મંદિરના ચોક વચ્ચે દરજીના ઘરનો ખાંચો હતો, તે લેવાનો હતો. પરંતુ ગામધણી કાઠી દરબાર સત્સંગનો દ્વેષી હતો. વળી ગામલોકોએ પણ તેને સત્સંગ વિરુદ્ધ ઘણોજ ભરમાવ્યો હતો. એટલે એ ખાંચાની જગ્યા મંદિરને આપવા તેણે ચોખ્ખી ના જ કહી. વળી આજુબાજુ બ્રાહ્મણોના મકાન હતા તે જો મળે તો મંદિર મોટું બને. એટલે તે બ્રાહ્મણોને પણ સાધુઓએ પૂછી જોયું ત્યારે તેમણે કહ્યું, 'આ ઘર તો અમને દરબાર તરફથી બક્ષિસ મળ્યા છે, એટલે દરબારની રજા સિવાય અમારાથી વેચાય જ નહિ.' દરબાર તો રજા આપે જ નહિ. બે ત્રણ વખત સાધુના જુદા જુદા મંડળો દરબાર પાસે ગયા પણ દરબારે કુત્સિત શબ્દો બોલી તેમનું અપમાન કર્યું. આમ કોઈ રીતે આ વાત ઠેકાણે ન પડી. છેવટે જૂનાગઢમાં સ્વામીને સૌએ વાત કરી ત્યારે સ્વામીએ કહ્યું, 'તેમના સગા કોઈ સત્સંગી હોય તો તેમની મારફતે દરબારને કહેવરાવો. સગામાં હેત હોય એટલે તેમનું માને.' આથી તેમના સંબંધી કુંડલાના દરબાર આલા ખુમાણ જે સત્સંગી હતા, તેમની દ્વારા એ દરજીના ઘરનો ખાંચો તથા બ્રાહ્મણોના બે ત્રણ મકાન વેચાણ માગ્યા. પણ આલા ખુમાણનું પણ દરબારે માન્યું નહિ. આલા ખુમાણે સ્વામીના વચને બે ત્રણ વખત નિર્માની થઈને દરબારને જાતે જઈને કહ્યું, તો પણ દરબારે માન્યું નહિ. એટલે આલા ખુમાણે અંતે બગસરાનું પાણી હરામ કર્યું."

---

"છેવટે સ્વામી એ તરફ ફરવા નીકળ્યા ત્યારે બગસરા પધાર્યા. જૂના મંદિરમાં ઝોળીઓ ભરાવી, સ્વામી પોતે બે સાધુ તથા સત્સંગીને લઈને દરબારને મળવા નીકળ્યા. સાધુઓએ ના કહી, 'સ્વામી! રહેવા દ્યો દરબાર કુસંગી છે અને અપમાન કરશે.' ત્યારે સ્વામી કહે, 'આપણે સાધુને વળી માન અપમાન શા? મહારાજને સંભારી કહી જોઈશું. માને તો ઠીક નહિ તો આપણું શું લઈ જવાના છે!' એમ કહી દરબારગઢમાં પધાર્યા. સ્વામીને જોઈને દરબાર એકદમ નીચે આવ્યા.

સ્વામીએ તેમની સામું જોયું અને દષ્ટિ કરી ત્યાં દરબારનું અંતઃકરણ એકદમ ફરી ગયું! સ્વામીને દંડવત્ કરીને, હાથ જોડીને તેણે કહ્યું, 'સ્વામી! મા બાપ! આપને શા માટે પધારવું થયું?' પછી સ્વામીએ મંદિર માટેની જમીનની વાત કરી ત્યારે તેણે તુરતજ કહ્યું, 'સ્વામી! બ્રાહ્મણોના ઘર તો શું પણ આ મારો દરબારગઢ પણ આપને માટે આપું. આપ જેમ કહેશો તેમ કરી આપીશ. પણ આ બાબતમાં મારા સંબંધી આલા ખુમાણે મને બે ત્રણ વખત કહ્યું અને મેં ઘર આપવાની ના કહી એટલે તેણે મારા ગામનું પાણી હરામ કર્યું છે. હવે તેને બોલાવી તેની રૂબરૂ હું આપને લખાણ કરી આપું, જેથી તેને પણ સંતોષ થાય.' સ્વામી તેમના આ વચનથી રાજી થયા અને તેમને આશીર્વાદ આપ્યા. બે ત્રણ દિવસ બાદ આલા ખુમાણ આવ્યા એટલે તેમની રૂબરૂમાં દરબારે લખાણ કરી દીધું અને ઘર આપ્યા."

આમ જે કામ બીજા કોઈથી ન થયું અને સૌને અશક્ય જેવું જણાતું હતું, તે કામ દરબારનું અંતઃકરણ ફેરવી, સ્વામીએ કરી દીધું. અંતઃકરણ ફેરવી પોતાનું ધાર્યું કરાવવાની મહારાજની શક્તિ, સ્વામી જે મહારાજનું પ્રત્યક્ષ સ્વરૂપ હતા તેમના દ્વારા, મહારાજે બતાવી. સિદ્ધાંત એ છે કે જે સંત મહારાજને રહેવાનું પાત્ર બન્યા હોય તેમના દ્વારા જ મહારાજ એ શક્તિ, કેવળ જીવોને પોતા તરફ વાળવા માટે જ, વાપરે છે. એટલે સર્વકર્તા તો મહારાજ જ છે. પણ પોતાના સાક્ષાત્ સંબંધને પામ્યા જે સંત તે દ્વારા મહારાજ પોતાની કર્તું અને અકર્તું શક્તિનો ઉપયોગ કરે છે. માટે મહારાજના સંબંધને જે સંત પામ્યા છે તેમના લક્ષણ ગ. પ્ર. ૨૭, ૬૨, ગ. અં. ૨૬ તથા ૨૭ વચનામૃત પ્રમાણે જાણી, તેવા સંત, ફક્ત મહારાજની મરજી પ્રમાણે કાર્ય કરતા હોય, વિચરણ કરતા હોય, તેમને ઓળખી, તે સંત દ્વારા મહારાજ સત્સંગમાં પ્રગટ છે, તેમ સમજવું." કુબેરભાઈના પ્રશ્નનો સચોટ અને સૌને અંતરમાં ઉતરી જાય તેવો ઉત્તર સ્વામીશ્રીએ આપ્યો.

સ્વામીશ્રી સારંગપુરમાં ભાદરવો માસ રહેવાના હતા એટલે તે દરમ્યાન મોજીદડના ગંગાબા તથા સદાબાએ સારંગપુરમાં વચનામૃતનું

પારાયણ સાત દિવસનું બેસાર્યું. ગમે તે પ્રકારે આવા જ્ઞાન સત્રો ઊભા કરી, મંદિરની સેવા કરવાના હરિભક્તોના ભાવથી સ્વામીશ્રી બહુ જ રાજી થયા અને કહ્યું, 'અમારે સાધુની નવી ધર્મશાળા કરવી છે તેની સેવાનો ખરડો કરવાનો સંકલ્પ કર્યો ત્યાંજ આ સેવા આવીને ઊભી' એમ અત્યંત રાજી થયા. સાત દિવસ સૌને વચનામૃતના સિધ્ધાંતો ઉપર વાતો કરી રાજી કર્યા. પછી પૂર્ણાહુતિ કરી ભાદરવા વદી ૧૧ ને દિવસે સારંગપુરથી સંત હરિભકતોના મંડળ સાથે નીકળી ઝાલાવાડમાં વિચરણ કરવા પધાર્યા.

× × ×

આ પુરુષની ગહનતા અતિ અતિ છે

સં. ૧૯૮૬ ના અન્નકૂટનો સમૈયો સ્વામીશ્રીએ સારંગપુરમાં કર્યો, તેજ રાત્રે સ્વામીશ્રીએ હરિકૃષ્ણદાસને કહ્યું, 'કાલે સવારે આપણે બળદ લેવા ગોબા જવું છે, માટે વહેલા ઊઠી તૈયાર થઇ જજો.'

સ્વામીશ્રીને સારા બળદ રાખવાનો શોખ હતો. જેમ મહારાજને ઘોડાનો શોખ હતો તે જાતવંત ઘોડું હોય તો પરીક્ષા કરી રાખે. તેમ સ્વામીશ્રીને પણ બળદની પરખ હતી. પોતે સારંગપુર હનુમાનજીના મંદિરના મહંત હતા ત્યારે રૂા. ૭૦૦) ની જોડ બળદની રાખી હતી. આ ઉપરથી કેટલાક દ્વેષીઓએ કોઠારી ગોરધનભાઇને ફરિયાદ કરી હતી, 'શાસ્ત્રી તો સારંગપુરમાં પૈસા ઉડાડે છે અને મન ફાવે તેમ વર્તે છે.' કોઠારી ગોરધનભાઈ તો સ્વામીશ્રીને યથાર્થ જાણતા હતા. છતાં તેઓ જ્યારે સારંગપુર આવ્યા ત્યારે સ્વામીશ્રીને આ વાત કરી. એટલે સ્વામીશ્રીએ બળદની જોડ બતલાવી કહ્યું, 'રૂા. ૧૨૫) માં આ જોડ લીધી છે. પણ આજે જો વેચવી હોય તો રૂા. ૭૦૦) ઉપજે અને ઘરાક પણ છે.' કોઠારી તો સ્વામીશ્રીની અર્થનિપુણતા અને વ્યવહારદક્ષતા સારી રીતે જાણતા હતા. એટલે સ્વામીશ્રીના સારંગપુરના વહીવટથી અત્યંત રાજી થયા. પછી તેમણે સ્વામીશ્રીને કહ્યું, 'તમે તો શાસ્ત્રમાં પ્રવીણ, ત્યાગ વૈરાગ્યમાં પ્રવીણ, ભક્તિમાં પ્રવીણ, વ્યવહારમાં પ્રવીણ અને ખેતી નથી કરી છતાં બળદની પરખમાં પણ પ્રવીણ ! હવે કોઈ

વાત બાકી રાખી છે કે નહિ ?' પરંતુ વૃદ્ધ કોઠારી કયાં જાણતા હતા કે ઉત્તમોત્તમ શિલ્પના નમૂના સમ મંદિરો બનાવવામાં પણ સ્વામીશ્રી નિપુણ હતા, જ્ઞાન પ્રવર્તાવવામાં તથા એક સંસ્થા સામે મૂઠીભર સાધુનું મંડળ લઈ, શ્રીજીસ્વામીની સર્વોપરી નિષ્ઠાનું બળ રાખી, શુદ્ધ અને સર્વોપરી ઉપાસનાનું સ્વરૂપ સમજાવવામાં પણ સ્વામીશ્રી પ્રવીણ હતા. સ્વામીશ્રીએ કોઠારીના પ્રશ્નનો ઉત્તર કેવળ હાસ્યથી જ આપ્યો. ત્યારે કોઠારીએ ફરી પૂછયું, 'મને કહો તો ખરા કે આ બળદની પરખ તમે કેમ કરો છો ? હું તો વરતાલ આટલા વર્ષોથી રહ્યો, વરતાલ મંદિર માટે ઘણા બળદો ખરીદાયા હશે અને તેની રકમ પણ મારા હસ્તક ચૂકવાણી હશે, પરંતુ નામુ, સિલક અને સંસ્થાના વહીવટ સિવાય બીજી કોઇ વાતમાં મને ગમ પડતી નથી.' પરંતુ સ્વામીશ્રી તો 'अनंत शक्तिस्थविमोर्चिभूशा।' એવી અનંત શકિતઓના ધારક હતા ! સ્વામીશ્રીએ હસતા હસતા તેમને કહ્યું. 'પૂંછડું પાતળું હોય, ચાલવામાં ઠાંઠ લાંબી સરતો હોય અને પગલા મોકળા મૂકતો હોય અને શીંગડા સારા શોભાયમાન હોય તો બળદની જાત સારી કહેવાય. કોઠારીને આશ્ચર્ય થયું, 'કયા શાસ્ત્રમાંથી શાસ્ત્રીએ આ શોધી કાઢયું ?' તેમને અંતરમાં તો થયું કે આ પુરુષની ગહનતા અતિ અતિ છે.

**સાધુને બીજી વખત પત્તર પલાળાય જ નહિ**

બીજે દિવસે વહેલી સવારે નાહી, પૂજાવિધિથી પરવારી, સ્વામીશ્રી હરિકૃષ્ણદાસને લઇને ગોબા પધાર્યા. અત્રે એક કાઠી હરિભક્તને ઘેર ઉતારો કર્યો. તેનો જ બળદ લેવાનો હતો. પ્રબોધિનીનું પારણું તાજપુરમાં સ્વામીશ્રીએ કર્યું હતું પણ ખીચડી નરમ હતી એટલે સ્હેજ જમ્યા હતા. બપોરે નીકળી કુંડલા આવ્યા અને અત્યારે અહીં આવ્યા એ ત્રણ જગ્યાએ બળદ જોવામાં સમય વીતી ગયો એટલે રસોઇ થઇ શકી નહિ. ડબ્બામાં સુખડી હતી તે થોડી જમ્યા. રાત્રે હરિકૃષ્ણદાસે રસોઇ બનાવી અને સ્વામીશ્રીને જમવા બોલાવ્યા. સ્વામીશ્રીએ ના કહી અને કહ્યું, 'બપોરે જમ્યા, હવે ફરીથી જમાય નહિ.' એટલે હરિકૃષ્ણદાસે કહ્યું, 'બપોરે આપ

જમ્યા જ નથી. વળી પ્રબોધિનીથી ભૂખ્યા છો માટે જમવા પધારો.' પરંતુ સ્વામીશ્રીએ કહ્યું, 'સાધુને બીજી વખત પત્તર પલાળાય નહિ. માટે નહિ આવીએ.' હરિકૃષ્ણદાસ પણ કાંઇ છોડે એવા ન હતા. સ્વામીશ્રી ત્રણ દિવસથી જમ્યા ન હતા એટલે અત્યારે તેમને દાળ, ભાત, લાડુ, શાક જમાડવાનો તેમને તીવ્ર સંકલ્પ હતો. તેમણે સ્વામીશ્રીને હાથ જોડીને કહ્યું, 'આપને જમવું જ પડશે.' તેમનો અત્યંત પ્રેમ જોઇ સ્વામીશ્રી જમ્યા.

સ્વામીશ્રી ગોબાથી બળદની ખરીદી કરી, તેને દેવા ભગત સાથે સારંગપુર મોકલવાની, કાઠી હરિભક્તને સૂચના કરી, સારંગપુર પધાર્યા. સારંગપુર મંદિરનું કામ ધમધોકાર ઉપડયું હતું. એટલે કેટલીક અગત્યની સૂચનાઓ આપવા અને કામ ઉપર પૂરતી દેખરેખ રાખવા, સ્વામીશ્રી સારંગપુર આ વર્ષે વિશેષ રોકાયા. હરિકૃષ્ણદાસ સ્વામીને પણ સ્વામીશ્રીની સેવા મળી એટલે અંતરમાં અત્યંત આનંદ થયો.

## ગાંધીજી સાથે મેળાપ

સ્વામીશ્રી સારંગપુરમાં થોડા દિવસ રહ્યા અને પછી ત્યાંથી નીકળી અમદાવાદ થઇને રઢુ પધાર્યા. બરાબર આ જ અરસામાં સ્વતંત્રતાની ચળવળનો જુવાળ દેશમાં ચઢયો હતો. ગાંધીજી સાબરમતી આશ્રમમાંથી એક ઐતિહાસિક પ્રસંગની રૂપરેખા ઘડતા હતા. સ્વામીશ્રી રઢુ પધાર્યા ત્યારે અમદાવાદથી રઢુ સુધીના પ્રવાસમાં આ જ પ્રસંગની વાત સૌ કોઇ કરતા. સ્વામીશ્રીની મહત્તા સાંભળી હતી એટલે કાંઇક ભવિષ્યકથન કરશે, એ આશાથી સૌ કોઇ તેમને પૂછતા, 'ગાંધીજી લડત શરુ કરશે તો શું પરિણામ આવશે ?' સ્વામીશ્રી શાંત ચિત્તે કહેતા, 'પરિણામની આશા ભગવાન ઉપર છોડીને નિષ્કામભાવે ધર્મ નિયમ રાખી દેશની સેવા થશે તો ભગવાન ભળશે.' પરંતુ આવી વાતમાં કોઇને કાંઇ સમજાતું નહિ. તેમને તો રોકડા

ઉત્તર જોઇતો હતો. સ્વામીશ્રી તો બ્રહ્મરૂપ કે આત્મારૂપ થવાની વાતના પ્રશ્ન સિવાય બીજી કોઇ પણ બાબતમાં સ્પષ્ટ કહેતા જ નહિ.

પ્રભુ વિના ન સંભારે કાંઇ

સ્વામીશ્રી રહુ થઇને પુરુષોત્તમપુરા પધાર્યા. આ વખતે હરિકૃષ્ણદાસ ઉપરાંત જોગી મહારાજ પણ તેમની સાથે હતા. મુક્તરાજ આશાભાઇ, ઇશ્વરભાઈ, મોતીભાઇ વગેરે રહુ આવી ગયા હતા. વળી નડિયાદ, આણંદ, નાયકા વગેરે ગામોના હરિભક્તો પણ રહુ સ્વામીશ્રી પધાર્યા એટલે આવી ગયા હતા. સ્વામીશ્રી આ વખતે ઘણો વખત સારંગપુર રહ્યા અને સૌરાષ્ટ્રવાસી હરિભક્તોને દર્શન, વાતો અને સેવા સમાગમનું સુખ આપ્યું. સ્વામીશ્રીના ચિંતવનમાં ગુજરાતના હરિભક્તો પણ 'પ્રભુ વિના ન સંભારે કાંઈ' એવું અખંડ મનન એ દિવ્ય મૂર્તિનું કરતા હતા.

સ્વામીશ્રી પધાર્યા તે જ દિવસે મોટો સમૈયો થયો. મુક્તરાજ આશાભાઈ અને ઇશ્વરભાઇ તરફથી દૂધપાક અને માલપુડાની રસોઇ હતી. સ્વામીશ્રીએ જાતે જ દૂધપાક બનાવ્યો હતો. માલપુડા કરવા સાધુ બેઠા હતા. ઠાકોરજીને થાળ ધરાવી સ્વામીશ્રીએ સૌને સારી રીતે જમાડયા અને પછી પોતે જમ્યા. જમીને થોડીવાર આરામ કર્યો.

वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि ।

સાંજે ચાર વાગે સ્વામીશ્રી સભામાં બિરાજમાન હતા. આશરે ૫૦૦ હરિભક્તોની સભા બેઠી હતી. એ વખતે ભાયલીના જીવાભાઇ ત્યાં આવી સ્વામીશ્રીને દંડવત્ કરીને બેઠા. જમીનનો વહીવટ તેમના હસ્તક હોવાથી કેટલીક રકમ તેમના નામે ચોપડામાં ઉધરી હતી. રકમ એક માસમાં પાછી આપી દેવાનું તેમણે કહ્યું હતું. પરંતુ તે વાયદો પળ્યો નહિ અને લગભગ આઠ દસ માસ થઈ ગયા હતા. ઇશ્વરભાઇએ સ્વામીશ્રીનું ધ્યાન આ રકમ માટે ખેંચ્યું હતું. તેઓ સભામાં આવ્યા ત્યારે સ્વામીશ્રીને તે યાદ આવ્યું. સભામાં જ જીવાભાઇ પાસે રકમની ઉઘરાણી તેમણે કડક રીતે કરી. ગરીબ

પ્રકૃતિના જીવાભાઈ તો હાથ જોડી ઊભા રહ્યા. સ્વામીશ્રીની મરમાળી મૂર્તિનાં દર્શન કરતા સ્વામીશ્રીના શબ્દે શબ્દે અમૃતરસનું પાન કરતા, જીવાભાઇ એમ જ ઊભા રહી ગયા. સ્વામીશ્રીએ કોણ જાણે શાથી પણ આ પ્રસંગે જીવાભાઇની સાધુતાની પરીક્ષા કરવા અને પોતાને વિષે પણ આ ચરિત્રથી ભક્તોને કેવો ભાવ થાય છે તે જોવા માટે કે ગમે તે કારણસર, પણ એક પછી એક એવા તીવ્ર વાગ્બાણ છોડ્યા કે ગમે તેવો ધીરજવાન અને આત્મનિષ્ઠ હોય તો પણ તેની ધીરજ અને આત્મનિષ્ઠા ચળી જાય. પરંતુ જીવાભાઇ તો જાણે આવો દિવ્ય પ્રસંગ અને સ્વામીશ્રીની આવી દિવ્ય મૂર્તિના દર્શન ફરી ફરી નહિ જ મળે, એ ભાવથી અનિમીષ દૃષ્ટિએ સ્વામીશ્રી તરફ હાથ જોડી એ મૂર્તિનાં દર્શન કરતા જ રહ્યા. અગ્નિના તણખા સમાન એ શબ્દોને ચંદ્રના શીતળ અમૃતમય કિરણો સમાન ઝિલી, જીવાભાઇ આનંદ પામતા ગયા. સભામાં સર્વેને થયું, 'આજે સ્વામીશ્રીએ કાંઇ અદ્ભુત ચરિત્ર કર્યું છે. આમા ભલભલાનું પણ ઠેકાણું રહેશે નહિ.' મોટામોટા આત્મનિષ્ઠોને પણ થયું, 'આવી પરિસ્થિતિમાં આપણું પણ ઠેકાણું ન રહે. જીવાભાઇએ તો હદ કરી.' છેવટે ઇશ્વરભાઇ તથા આશાભાઇ અને મોતીભાઇએ સ્વામીશ્રીને વાર્યા અને કહ્યું, 'હવે રહેવા દ્યો, રકમ હવે પતી જશે.' એટલે સ્વામીશ્રી બોલતા બંધ રહ્યા.

સ્વામીશ્રી બોલતા બંધ થયા પણ સભામાં સૌનાં હૈયામાં ફફડાટ થઇ ગયો હતો. સ્વામીશ્રીનું આવું નૃસિંહ સ્વરૂપ કોઇએ કદી જોયું ન હતું. પરંતુ તે છતાં જીવાભાઇ તો પ્રહ્લાદની જેમ એ પ્રેમલ દિવ્ય સ્વરૂપનું પાન કરતા જાણે તૃપ્ત થતા જ ન હોય તેમ લાગ્યું. સૌને થયું કે સ્વામીશ્રીને હવે શાંત શી રીતે કરવા ? તેમની સાથે વાત કરવાની કોઇની હિંમત હતી નહિ. સૌ શાંત શૂન્યમનસ્ક થઇ ગયા ! એટલામાં જીવાભાઈ પૂર્વવત્ એ જ સ્થિતિમાં ઊભા રહીને સ્વામીશ્રીને હાથ જોડીને બોલ્યા, 'બાપા ! આપની આજ્ઞા હોય તો બે શબ્દ કહું.' આ વચનથી તો જાણે સભામાં વજ્રપાત થયો હોય તેમ સૌને જણાયું. હજુ ય જાણે અધૂરું હોય તેમ જીવાભાઇ બે શબ્દ બોલવાની શા માટે

ઇચ્છા રાખે છે ! સ્વામીશ્રી તેમના આ શબ્દો સાંભળી એ જ આવેશમાં બોલ્યા, 'તમને નિર્લજ્જને કાંઇ લાજ શરમ છે કે નહિ ? આટલી સભા વચ્ચે આટલા શબ્દો કહ્યાં તે બીજાને તો ભોં ભેગું થવું ભારે પડે, ત્યારે તમારે હજુ એ શબ્દ કહેવા છે ! બોલો તમારે જે કહેવું હોય તે. મારે સાંભળવું નથી.' ધગધગતા સીસાના રસ જેવા સ્વામીશ્રીના આ શબ્દો પણ જીવાભાઇ એ જ સ્મિતવદને—

'કોઇ ઔષધ અમૃત પાયા રે–દરદ મીટાયા' એ ભાવથી પી ગયા. સૌ ભયભીત બની હવે શું બનશે તેની રાહ જોવા લાગ્યા.

જીવાભાઇએ તો પૂર્વવત્ સ્થિતપ્રજ્ઞ દશામાં એમ જ ઊભા રહીને ધીરેથી તેમના ઘેરા અને મિષ્ટ સ્વરે કીર્તન ઉપાડ્યું :—

સૂણો ચતુર સુજાણ (૨) એમ ન ઘટે રે તમને દીનાનાથજી<br>મારા પ્રાણના આધાર, જેમ રાખો તેમ રહીએ વચનને<br>સાથજી.......સૂણો....<br>અમે તમ કારણ સહ્યા મેણાં, નાથ નીરખવાને સુણવા વેણાં,<br>અમે તૃપ્ત નવ કીધાં નેણાં—સૂણો ચતુર......<br>અમે લોકલાજ કૂળની લોપી, કહેવાયા ગિરધરની ગોપી,<br>અમે તમ કારણ પહેરી ટોપી—સૂણો ચતુર.......<br>પહેલી પ્રીત કરી શીદને આગે, દૂધ દેખાડીને માર્યાં ડાંગે,<br>પછી તેને તે કેવું વસમું લાગે—સૂણો ચતુર........<br>કાંઈ દયા આવે તો દર્શન દેજો, નહિ તો અખંડ અંતરમાં રહેજો,<br>એમ શ્રીરંગના સ્વામીને કહેજો—સૂણો ચતુર........

સભા આખી સ્તબ્ધ થઈ ગઈ બ્રહ્માનંદ સ્વામીના આ કીર્તનની એક એક કડીના ભાવથી સૌ દ્રવી ઊઠયા. સભામાં નિરવ શાંતિ પ્રસરી ગઈ. તેમાં ફક્ત એકજ અવાજ ઘેરો પણ મિષ્ટ, પ્રણવના નાદને પડકારતો, સ્વામીશ્રીની ચિત્તાકર્ષક દિવ્ય મૂર્તિનાં જ દર્શનનું પાન કરતાં કરતાં, જીવાભાઈના કંઠમાંથી જે રીતે નીકળતો હતો, તેથી જાણે

સરી જતાં એક એક શબ્દને પાછો ખેંચીને પકડીને તેનું પાન કર્યા જ કરીએ, એમ સૌને થવા લાગ્યું! સ્વામીશ્રી પણ તેમનો ભાવ જોઈ ડોલવા લાગ્યા. કીર્તન પૂરું થયું. સૌની આંખમાં આંસુ હતા. સ્વામીશ્રી પણ એ જ ભાવપૂર્વક ઊભા થયા અને જીવાભાઈને ભેટી પડ્યા. ખરેખર! वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि। એવું સ્વામીશ્રીનું અંતઃકરણ હતું. જીવાભાઈને તેઓ ભેટયા, અતિ વહાલથી! કોઇ રીતે છોડે જ નહિ. ગુરુ અને શિષ્યના આ દિવ્ય મિલનના દર્શનનો આ અનુપમ લ્હાવો, સૌ અતૃપ્ત નયને લેવા લાગ્યા. એ બંને મૂર્તિજ સૌનું લક્ષ્ય બની ગઈ. હિરણ્યાકશ્યપને ચીરી નાંખીને ક્રોધથી લાલચોળ નેત્રે હાંફતાં નૃસિંહરૂપ ભગવાન, જેમ પ્રહ્લાદને ખોળામાં લઈ પ્રેમપૂર્વક ચાટી પોતે શાંત થયા, તેવી જ રીતે આ પ્રસંગે પણ નૃસિંહરૂપધારી સ્વામીશ્રીને શાંત કરવાની કોઇની હિંમત ન હતી. પરંતુ જેમના માટે ક્રોધ તેમણે ગ્રહણ કર્યો હતો તેમને જ ભેટીને પોતે પૂર્વવત્ શાંત બન્યા. જીવાભાઈને એમ ખૂબ વાર ભેટી વાંસામાં આશીર્વાદનો હાથ ફેરવી, સ્વામીશ્રી પોતાના આસને બિરાજ્યા. જીવાભાઈને પોતાના ખાટલા પાસે બેસાર્યા. પછી તેમના મુખ ઉપર અને માથે હાથ ફેરવીને સ્વામીશ્રીએ તેમને પૂછ્યું, 'હવે સાધુ થવું છે?' અગાઉ તેમને સાધુ થવા માટે સ્વામીશ્રીએ બે ત્રણ વખત કહ્યું હતું. પરંતુ તે વખતે 'હજુ થોડું દેવું માથે છે તે ઉતરે પછી સાધુ થઈશ' એ પ્રમાણે તેઓ કહેતા. પરંતુ એ દેવાની તો સીમા જ રહી નહિ. વધતું જ ગયું. તેમાં મંદિરની પણ રકમ તેમનાથી આપી શકાઈ નહિ. સ્વામીશ્રીએ તેમની પરિસ્થિતિ જ એવી કરી મૂકી હતી કે નાંખી નજર પહોંચે તેમ ન હતું. તેમણે હાથ જોડી સ્વામીશ્રી સન્મુખ જોયું. એ દૃષ્ટિમાં એ ભાવ હતો–બીજું તો કાંઈ નહિ, પણ મંદિરની રકમ પતી જાય પછી સાધુ થાઉં. સ્વામીશ્રી તેમનો આ ભાવ સમજી ગયા. તેમનો વાસો થાબડી સ્વામીશ્રીએ કહ્યું, 'તમારા જેવા સાધુ થતા હોય તો કરોડો રૂપિયા અમારે કુરબાન છે. આવા આત્મનિષ્ઠ, વૈરાગ્ય અને મહિમાની મૂર્તિ સમાન સાધુ કયાં

મળે ?' બસ એ જ સમયે જીવાભાઈએ નક્કી કરી લીધું. 'સ્વામીશ્રી પાસે દીક્ષા લઈ લેવી !'

જીવાભાઈના દીક્ષા લેવાના સંકલ્પથી સમગ્ર સભાજનોને સ્વામીશ્રીના આ ચરિત્રનું રહસ્ય સમજાયું. બૃહદ્ વૈરાગ્યની મૂર્તિ સમાન, જોતાં જ નિષ્કુળાનંદ સ્વામીની જડભરત દશાનો ખ્યાલ આપતા જીવાભાઈ, આ લોકની સામાન્ય એવી વ્યવહારકુશળતાથી તદ્દન અજાણ જ હતા. એટલે સ્વામીશ્રી તેમને ઘણીવાર હસતા હસતા કહેતા, 'તમને વ્યાવહારિક આવડત નથી એટલે દેવું માથેથી ઊતરવાનું જ નથી. છતાં દેવું ઉતારવાની સંકલ્પથી જાણે જગતમાં ભરાઈ રહેલા આ મુક્ત પુરુષને, જગતમાંથી બહાર કાઢવાનો આ ચરિત્ર સિવાય બીજો કોઈ ઉપાય જ ન હતો.

સ્વામીશ્રીના આ ચરિત્રથી સૌને જણાયું કે સ્વામીશ્રીએ જે ક્રોધ ગ્રહણ કર્યો તે જીવાભાઈના હૃદયમાંથી જગત કાઢવા માટે જ હતો. સ્વામીશ્રીની દરેક ક્રિયા કેવળ પોતાના આશ્રિતના આત્મ સ્વરૂપના વિકાસ માટેની જ હોય છે. એવા મર્મને ન જાણનાર પુરુષો આવા ચરિત્રથી ભ્રમમાં પડી, મોટા પુરુષને વિષે મનુષ્યભાવ લાવી, પોતાના ચૈતન્યમાં એ અવગુણરૂપી ડાઘ લગાડે છે.

ધર્મ, નિયમ રાખશો તો તમારી ભેળા ભગવાન ભળશે.

બીજે દિવસે સ્વામીશ્રી નવાગામ પધાર્યા. સાથે મુક્તરાજ આશાભાઈ, ઇશ્વરભાઈ તથા મોતીભાઈ હતા. જીવાભાઈએ બોચાસણ જઈ દીક્ષા લેવાનું નક્કી કર્યું હતું, એટલે તેમને ઘેર સંદેશો મોકલી દીધો અને સ્વામીશ્રી સાથે ફરવા લાગ્યા. સ્વામીશ્રી નવાગામ પધાર્યા તે જ વખતે ગાંધીજીની ઐતિહાસિક દાંડીકૂચ નવાગામ પહોંચી ગઈ હતી. ગાંધીજીને સ્વામીશ્રીનો પરિચય ગુજરાતના અગ્રગણ્ય અને વચનસિદ્ધ સત્પુરુષ તરીકેનો હતો. સ્વામીશ્રી નવાગામમાં બિરાજે છે તે સાંભળી, ગાંધીજીએ તેમને મળવાની ઇચ્છા બતાવી. એટલે સ્વામીશ્રી, જોગી મહારાજ તથા નિર્ગુણદાસ સ્વામી અને

બે હરિભક્તોને સાથે લઈને, ગાંધીજીના વિરામસ્થાને મળવા પધાર્યા. સ્વામીજીનું યથાયોગ્ય સન્માન કરી આસન આપી બેસાર્યા. પછી ગાંધીજીએ કહ્યું 'સ્વામીજી! આપ આશીર્વાદ આપો તો અમારું કાર્ય સફળ થાય.' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'તમારા પ્રયાસથી દેશને સ્વરાજ્ય મળે તે માટે અમારા આ જોગી મહારાજ આજથી માળા ફેરવશે. પરંતુ ધર્મનિયમ રાખશો તો તમારી ભેળા ભગવાન ભળશે.' ગાંધીજી આ આશીર્વાદથી પ્રસન્ન થયા અને સ્વામીશ્રીને નમસ્કાર કર્યા. પછી સ્વામીશ્રી પાછા ઉતારે પધાર્યા.

બીજે દિવસે સ્વામીશ્રી બોચાસણ પધાર્યા અને ત્યાં ઠાકોરજી સન્મુખ જીવાભાઈને પાર્ષદની દીક્ષા આપી જીવા ભગત નામ રાખ્યું. સર્પ જેમ કાંચળો ઉતારે તેમ જગત અંતરમાંથી ઉતારી દેવું તે કાં તો કોઈ મુક્તાત્મા હોય તે કરી શકે અથવા તો સ્વામીશ્રીની કેવળ દૃષ્ટિથી જ તે થઈ શકે. ઘરનો સંબંધ છોડી, સગા સંબંધીની મમતા વિસારી દેવી, તે ઘણું જ કઠણ છે. પરંતુ સ્વામીશ્રીના સંબંધથી તેમના નાના મોટા તમામ આશ્રિતને આ સહેલું થઈ પડયું હતું!

× × ×

સારંગપુર પાસે આવેલા ખસના ભવાનીશંકરભાઈ ઘણા જ માંદા થઈ ગયા હતા. સારંગપુરમાં તેમણે સ્વામીશ્રીનો ખૂબ જ પક્ષ રાખ્યો હતો. એટલે સ્વામીશ્રીની તેમના ઉપર સદા દૃષ્ટિ હતી. સ્વામીશ્રી જ્યારે જ્યારે સારંગપુર પધારતા ત્યારે પોતે દર્શન અને સમાગમ માટે ખાસ સારંગપુર આવતા. સ્વામીશ્રીને પોતાના ગામ પધરાવી રસોઈ આપી સેવા પણ કરતા. આ વખતે હવે છેલ્લા દર્શનની તેમને અભિલાષા હતી.

સ્વામીશ્રી તેમના સંકલ્પથી તેમને દર્શન દેવા ખાસ પધાર્યા. અને લાડુ, દાળ, ભાત, શાકની રસોઈ સ્વામીશ્રી જમ્યા, 'બહુ જ સારી રસોઈ થઈ છે, આવી રસોઈ તો કોઈ વખત જમ્યા જ નથી.' એમ વખાણ કરી કરીને પોતાના ભક્તજનને ખૂબ

। આપની ઇચ્છા આગળ જ્યોતિષનો જોર નથી ।

સુખ આપ્યું. પછી સ્વામીશ્રીએ તેમના પુત્રો ભાઈશંકરભાઇ, વલ્લભભાઈ, સુખદેવ વગેરેને કહ્યું, ' તમે સૌ ભજન કરજો. ડોસાને સારું થઈ જશે.' એમ કહી પછી પોતે પુરુષોત્તમ ભટ્ટને હસીને પૂછ્યું, ' ભટજી ! આષાઢ બેઠો તે હવે વરસાદ ક્યારે થશે ? ' ત્યારે ભટજીએ ટીપણું જોઈને કહ્યું, ' પાંચમ સારો વરસાદ થશે.' ત્યારે સ્વામીશ્રી કહે, ' મને તો બીજ ત્રીજમાં વરસાદ થાય તેમ લાગે છે.' એટલે ભટજી ટીપણું પાઘડીમાં ભરાવી હાથ જોડી બોલ્યા, ' દયાળુ ! આપ ઈચ્છો તો આજે વરસાદ થાય એમાં કાંઇ જ્યોતીષનો મેળ રહે નહિ.' પછી સ્વામીશ્રી ત્યાંથી જોગી મહારાજ, સોમા ભગત વગેરેને સાથે લઇને સિગરામમાં બેસી સારંગપુર પધાર્યા.

બીજે દિવસે સ્વામીશ્રી નહાવા પધાર્યા ત્યારે હરિકૃષ્ણદાસે હસતા હસતા કહ્યું, ' આજે બીજ થઈ અને વરસાદ કેમ ન થયો ?' એટલે સ્વામીશ્રીએ કહ્યું, ' તમે મને નવરાવવામાં પાણી ઓછું લ્યો છો. આજે જો ખૂબ પાણીથી નવરાવો તો તુરત જ વરસાદ થાય.' સ્વામીશ્રીએ આમ રમૂજ કરી અને હરિકૃષ્ણદાસે ગરમ પાણીથી સ્વામીશ્રીને ખૂબ નવરાવ્યા. સ્વામીશ્રી નાહીને ઊઠયા એટલે આકાશમાં વાદળા થયા અને થોડી વારે ગાજવિજ સહિત મૂશળધાર વર્ષાદ શરુ થઈ ગયો.

× × ×

**મોટા પુરુષોત્તમ સ્વામીનો અક્ષરવાસ**

સં. ૧૯૮૭ ના માગશર વદી ૪ ના દિવસે મોટા પુરુષોત્તમદાસ સ્વામી ધામમાં પધાર્યા. કાર્તિકી પૂર્ણિમાનો સમૈયો કરી પોતે દર વર્ષના નિયમ પ્રમાણે સંત મંડળ લઇ ખાનદેશ પધાર્યા હતા. ત્યાં મંદવાડ શરુ થયો. તેમને લાગ્યું કે 'હવે દેહ નહિ રહે, તેથી તેમના સેવક મોહન ભગતને કહ્યું 'મને ગમે તેમ કરીને બોચાસણ લઇ જાઓ. હવે ધામમાં જવાનું છે પણ આ દેશમાં ધામમાં જવું નથી.' પછી બોચાસણ તેમને લાવ્યા. અહીં યોગીજી મહારાજ તેમની સેવામાં રહ્યા. થોડા દિવસો બાદ શ્રીજીસ્વામી, ભગતજી મહારાજ તથા

સ્વામીશ્રીનું ભજન કરતા તેમણે દેહ છોડયો. બ્રહ્મર્ષિનું બિરુદ ભગતજી થકી પામનાર આ સંતવર્ય, સાધુતાના પરમ આદર્શ સમાન હતા. સેવાનેજ ભક્તિ માનનારા આ સંતે, સ્વામીશ્રીની ઉપાસના પ્રવર્તનના કાર્યમાં અવિરતપણે શ્રમ કરી, એ ઉપાસનાના સિદ્ધાંત પ્રમાણે અક્ષરરૂપ થઇ, પુરુષોત્તમ નારાયણની ભક્તિ કરવાનો અધિકાર પોતે પ્રાપ્ત કરી, પોતાના સંબંધે ઘણાને એ અધિકાર પમાડયો હતો. આવા ભગવત્ સ્વરૂપ સંતના ધામમાં જવાથી સમગ્ર સત્સંગને પારાવાર દુઃખ થયું. પરંતુ આ લોકના ક્રમ પ્રમાણે એ અનિવાર્ય હતું. જ્ઞાનદૃષ્ટિએ તો આવા મુક્તો જતા પણ નથી અને આવતા પણ નથી, સદા પૃથ્વી ઉપરજ વિચરતા હોય છે. સૌને આ રીતની જ્ઞાનદૃષ્ટિથી સ્વામીશ્રીએ સાંત્વન આપ્યું.

સારંગપુરમાં રહેતા સાધુ નારાયણચરણદાસ જીવનમુક્ત સ્થિતિના સંત હતા. બોચાસણમાં શરુઆતમાં કેટલાય વર્ષો ભંડારની સેવા તેમણે શ્રદ્ધાથી અને મહિમાથી કરી હતી. આ મંદિરમાં પણ દરરોજ યાત્રિકો આવ્યે જ જતાં. તેમાં પણ સ્વામીશ્રી સારંગપુરમાં બિરાજતા હોય ત્યારે તો હરિભક્તોનો સમૂહ વધતો જ જાય. આ હરિભક્તો વેળા કવેળાએ આવે તો પણ તેમને માટે પ્રેમપૂર્વક રસોઈ બનાવી તેમને જમાડવા, અર્ધી રાત્રી–મધ્ય રાત્રી હોય, પણ સેવામાં કોઈ દિવસ કંટાળો નહિ, ઊલટું મનમાં એમ થાય કે અહો ! આવા સ્વામીશ્રીના સંબંધવાળા ભક્તોની સેવા કયાંથી ? સ્વામીશ્રીને તેમણે પ્રેમદોરીથી પકડી રાખ્યા હતા. એટલે સ્વામીશ્રી વારંવાર તેમને દર્શન સમાગમનું સુખ આપવા સારંગપુર પધારતા.

કરોડ ધ્યાન કરતાં આ સેવા અધિક છે.

સારંગપુર મંદિરમાં કારખાનાનું કાર્ય ચાલુ જ રહેતું અને તે કાર્યને સ્વામીશ્રી પધારે ત્યારે વેગ મળતો. એક દિવસ હરિકૃષ્ણદાસ સ્વામી સવારે ધ્યાનમાં બેઠા હતા ત્યારે સ્વામીશ્રીએ તેમને ધ્યાનમાંથી જગાડી કહ્યું, 'ઊઠો, કરોડ ધ્યાન કરતા આ સેવા અધિક છે. અહીં તો આપણે ખીચડી હક કરવી જોઇએ.'

એટલે હરિકૃષ્ણદાસે ઊઠીને હસતા હસતા પૂછ્યું, 'સ્વામી ! ખીચડી હક કરવી એટલે શું ?' ત્યારે સ્વામીશ્રીએ ઉત્તર દીધો, "અહીં અક્ષર પુરુષોત્તમદેવ આપણને 'વાસુદેવ હરે' ટાણે જમવા આપે છે. તો તેટલા પૂરતી સેવા આપણે કરીએ તો હકનું જમ્યા ગણાય, નહિ તો અણહકનું ખાધું કહેવાય અને એ પચે નહિ." હરિકૃષ્ણદાસ સ્વામી આ વાતનો મર્મ સમજી ગયા. પોતાની સહજ નરમ પ્રકૃતિને લીધે કારખાનાના કામમાં તેઓ ઝાઝું જોડાતા નહિ. એટલે સ્વામીશ્રીએ તેમને આ ટકોર કરી.

**સ્થિતિ ટકાવવાનો મુદ્દો**

હરિકૃષ્ણદાસજીને ધ્યાનનું અંગ હોવાથી મહારાજની મૂર્તિનું સુખ લેવા ઘણીવાર ધ્યાનમાં બેસી જતા. પણ જ્યારે સ્વામીશ્રી પધારતા ત્યારે તેમની સેવામાં અખંડ જોડાઈ જતા. સ્વામીશ્રી પણ તેમને અત્યંત હેતપૂર્વક ઉપદેશ દેતા. "મહારાજની કૃપાથી સર્વ પ્રકારે નિર્દોષ થઈ ગયા છો. છતાં પંચવર્તમાન તો દૃઢતાથી પાળવાની રુચિ રાખવી. મહારાજની એ આજ્ઞા છે, તેમાં ગાફલ વર્તવું નહિ. હવે ઘાટની નિવૃત્તિ થઈ ગઈ છે એટલે દોષ ઊઠશે જ નહિ. છતાં પણ જગત છે જ નહિ અને નારી જન્મીજ નથી, એવો દૃઢ વિચાર અખંડ રાખવો. એવી રીતે સ્થૂળ દેહે વર્તશો તો સૂક્ષ્મ દેહની જવાબદારી અમો લઈશું અને તમોને સર્વ પ્રકારે જાળવીશું. માટે મહારાજની આજ્ઞા અને નિયમ પાળવાની સદા રુચિ રાખવી. વળી આળસ પ્રમાદ છોડી, આ કારખાનાની સેવામાં તથા હરિભક્તોની સેવામાં જોડાઈ જવું અને ઉકા ખાચરને જેમ સેવાનું વ્યસન પડ્યું હતું એમ સેવાનું વ્યસન રાખવું. આ રીતે વર્તશો તો ધ્યાન ટકશે અને મહારાજની મૂર્તિ અખંડ દેખાશે, નહિ તો દેશકાળના ઝપાટા આગળ વૃત્તિ સ્થિર થઈ હશે તો પણ ઊડી જશે. સ્વામીએ વાતુમાં પણ કહ્યું છે, 'ગમે તેવી અંતરદૃષ્ટિવાળો હોય તેની વૃત્તિને પણ દેશકાળાદિક આઠ તે ફગાવી નાંખે છે પણ અંતર્દૃષ્ટિ થવા દે નહિ.' માટે મહારાજની આજ્ઞામાં યથાર્થ વર્તવું

અને ઉપાસનાના આ મંદિરો થાય છે, તેની સેવામાં ભળવું એ જ મુદ્દો સ્થિતિ ટકાવવાનો છે.”

સ્વામીશ્રીની એક વિશિષ્ટતા એ હતી કે તેમના સાન્નિધ્યમાં સૌ સંતોને વર્તમાન અને નિયમ ધર્મ પાળવાનું સહજ લાગતું. પણ નિયમ ધર્મ પાળવા માટે વૃત્તિઓને નિરોધ કરવો પડતો નહિ. એવા સમર્થ ગુરુના આ સંતો પંચવર્તમાન નિયમ અને સેવા ધર્મમાં પૂરા હતા.

× × ×

**પરમશ્રેયનો સરળ માર્ગ**

સ્વામીશ્રીના ભગવત્ સ્વરૂપભાવના પ્રતાપથી તેમની પાછળ હજારો મનુષ્યો ફરતા. તેમાં મુખ્યત્વે કેટલાક મુમુક્ષુ વિદ્યાર્થીઓ પણ હતા. પોતાના બળે વિચારને પામી, અંતર્દષ્ટિ કરી પરમ ચેતનાના સ્વરૂપમાં વૃત્તિઓનો નિરોધ કરવાના પૂર્ણયોગની સાધનામાં, આ વિદ્યાર્થીઓ પ્રવૃત્ત થયા હતા. પરંતુ એ બળ અને હઠના પ્રતાપે ચિત્તવૃત્તિઓ કાંઇક સ્થિર થતી કે તુરત જ ઝંઝાવાત સમાન એક પછી એક પ્રસંગો તેમની સમક્ષ ઉપસ્થિત થતાં અને ચિત્તવૃત્તિનો દોર અનેક સ્વરૂપમાં ફેલાઈ જતો. આવા અનેક પ્રયત્નો મિથ્યા જતાં ગુરુકૃપાનાં જ આશ્રયનું બળ રાખવાનો નિર્ધાર કરી, તેઓ સ્વામીશ્રીના સમાગમમાં રહેતા અને તેમના પ્રસંગથી ચિત્તવૃત્તિનો નિરોધ જાણે સહેજે જ રહેતો હોય, તેમ સદા શાંતિ અને આનંદનો અનુભવ તેઓ કરતા. સ્વામીશ્રીની દૃષ્ટિ માત્રથી જ વૃત્તિના વિકારો શમી જતાં, ધીરે ધીરે નિર્મૂળ થતાં તેમણે અનુભવ્યા અને તેથી જ અષ્ટાંગયોગની સાધના કરતાં પણ આવા બ્રહ્મસ્વરૂપ સત્પુરુનો પ્રસંગ જ તેમને આત્મા અને પરમાત્માનું જ્ઞાન સિદ્ધ કરવા માટે વધારે શ્રેયસ્ જણાયો.

**છગનભાઇ ધ્યાની સ્વામીના સ્વરૂપને ઓળખે છે**

મોજીદડના ભક્તરાજ ખત્રી છગનલાલ ધ્યાનીએ પણ સ્વામીશ્રીના આ પ્રતાપનો અનુભવ સાક્ષાત્ કર્યો. ધ્યાનના અંગવાળા આ ભક્તરાજ રોજ આઠ દસ કલાક ધ્યાનમાં બેસી રહેતા. એટલે સત્સંગમાં ‘ધ્યાની’ના નામે તેઓ ઓળખાતા. સ્વામીશ્રી સારંગપુર

પધારતા ત્યારે મોજીદડથી તેઓ સારંગપુર આવી જતા અને સ્વામી-શ્રીનો સમાગમ કરતા.

એક દિવસ સાધુની જૂની ધર્મશાળામાં છગનભાઇ ધ્યાન કરવા બેઠા હતા. એકાએક સ્વામીશ્રી જાગૃત થઇ કોઇપણ સેવક આવે તે પહેલા તો ઉતાવળા ઉતાવળા સાધુની ધર્મશાળા તરફ પધાર્યા. ઝડપથી પગથિયા ચઢી, છગનલાલભાઈ પાસે આવ્યા અને તેમના માથા ઉપર હાથ રાખીને કહ્યું 'છગનલાલ! દોષનો વિચાર પડતો મૂકો અને મહારાજની મૂર્તિ પકડો.' છગનભાઈ આ શબ્દ સાંભળી એકદમ ધ્યાનમાંથી બહાર આવ્યા અને બાજુમાં સ્વામીશ્રીને ઊભેલા જોઈ, તેમના ચરણારવિંદ પકડી ગદ્ગદ્ કંઠે સ્તુતિ કરવા લાગ્યા. 'દયાળુ! આપે મારા અંતરની વાત પકડી. મને અત્યારે દોષનું જ ધ્યાન થતું હતું અને અંતરમાં અત્યંત ગ્લાનિ થઇ ગઇ હતી, એટલે મૂર્તિનું સુખ આવતુ જ ન હતું. માટે હવે દયા કરો અને હવે આ દોષોથી નિવૃત કરો, જેથી મહારાજની મૂર્તિનું અખંડ સુખ અનુભવાય.' ઘડી પહેલા ખાટલામાં લૌકિક દૃષ્ટિએ નિદ્રાધિન દેખાતા આ યોગમૂર્તિ સ્વામીશ્રી, પોતાના આશ્રીતના દોષો ટાળવા, એકદમ આ ભકત રાજ પાસે દોડી આવ્યા એ કેટલું દયાળુપણું! ત્રણે અવસ્થાથી પર, સદા બ્રહ્મસ્થિતિમાં વર્તતા, આ સંતવર્યની અંતર્યામી શકિતની કેવી ગહન વ્યાપકતા! છગનભાઈનું હૃદય સ્વામીશ્રીની આ કરુણાથી ભરાઇ ગયું. તેમણે સ્વામીજીના ચરણકમળ પકડી લીધા. સ્વામી-શ્રીએ તેમને હાથ પકડી ઊભા કર્યા. તેમનો પ્રેમભાવ નિર્દોષ જોઈ, શ્રીજીનું સાનિધ્ય અનુભવવાની તમન્ના જોઇ, સ્વામીશ્રી રાજી થઇ ગયા. એકદમ તેમને ભેટયા અને તેમના હૃદયને પોતાના હૃદય કમળમાં બીડીને જોરથી મળ્યા. જાણે અકલ્પ્ય સુખના મહોદધિમાં ડૂબી ગયા હોય તેવો અનિર્વચનીય આનંદ છગનભાઇને થયો! સ્વામીશ્રીનો આ અતિ અદ્દ્ભુત, અદ્દ્ભુત સ્પર્શ! જોત જોતામાં તો મિથ્યની ભાવની સર્વ ગ્રંથીઓ ઓગળી ગઇ અને હૃદયમાં મહારાજ બિરાજમાન થઇ ગયા! કોઈ સંકલ્પ નહિ, કોઇ વિચાર નહિ, ફક્ત મહારાજ, સ્વામી

સ્વરૂપે અંતઃકરણમાં બિરાજમાન થઇ ગયા ! બરફ જેમ ઓગળીને પાણી થઇ જાય અને બરફનો આકાર રહેવા પામે નહિ, તેમ સર્વ દોષો, સર્વ ગ્રંથિઓ ઓગળી ગઇ, હૃદયાકાશમાં તેજ તેજ વ્યાપી ગયું અને સ્વામીસ્વરૂપે મહારાજ અખંડ દેખાવા લાગ્યા. અબજો રૂપિયાની સંપત્તિ આપતા કે કરોડો યુગપર્યંત તપ કરતા પણ જે સ્થિતિની પ્રાપ્તિ ન થાય તે સ્થિતિ, સ્વામીશ્રીએ ક્ષણ માત્રમાં તેમને પમાડી દીધી. શી તેમની મહત્તા ! શું તેમનું ઐશ્વર્ય ! શું પ્રતાપ ! છગનભાઇની આંખોમાંથી તો હર્ષના અશ્રુ ટપકવા લાગ્યા. કયા શબ્દે સ્વામીશ્રીની સ્તુતિ કરવી, કયા શબ્દે તેમના મહિમાનું વર્ણન કરવું ! તેમને કાંઈ સમજાયું નહિ ફક્ત એક જ અનિમીષ દૃષ્ટિ સ્વામીશ્રી તરફ રાખી, તેઓ અંતરમાં દેખાતી એ મૂર્તિને, બહાર પ્રગટ સ્વરૂપે જોઈ રહ્યા, સ્તબ્ધ જડવત્ બનીને ! સ્વામીશ્રીએ તેમને માથે હાથ મૂક્યો. ત્યાર પછી પોતાની મઢુલીમાં આરામ કરવા પધારી ગયા. બપોરના આરામના એક જ કલાકના સમયમાં, છગનભાઇનું આવું ભવ્ય પરિવર્તન જોઈ, મોજીદડના ગુરુ ગણેશ ભક્ત તથા માધાભાઈ આદિને સ્વામીશ્રીની અતિ અપાર મહત્તાનો અને સાક્ષાત્ શ્રીજીસ્વરૂપ ભાવનો ખ્યાલ આવ્યો.

## અક્ષર દેરીની આરાધના

હરિભાઈ અમીન અક્ષર દેરીની જમીન સંબંધી સ્વામીશ્રી સાથે વાતચીત કરવા ગોંડળથી સારંગપુર આવતા હતા. બોટાદ ઊતરી મોટરમાં સારંગપુર આવતા રસ્તામાં સેંથળી ગામે, તેમની મોટર નદીમાં ફસાઈ ગઈ. ઘણા પ્રયત્નો કર્યા પણ મોટર નીકળી નહિ. સ્વામીશ્રીએ અંતર્યામીપણે આ જાણી, કોઠારી સોમા ભગતને બોલાવી કહ્યું, 'તમે ઘોડી લઈ સેંથળી જાઓ અને હરિભાઈ અમીનની મોટર નદીમાં ફસાઈ ગઈ છે તે કાઢીને તેમને તમારી સાથે તેડતા આવો.' કોઠારી ઘોડી લઇને તુરત જ સેંથળી ગયા તો સ્વામીશ્રીએ કહેલી હકીકત સત્ય જણાઈ. પાંચ સાત કાઠીઓ મોટરને ખેંચવા પ્રયત્ન કરતા હતા. પરંતુ મોટર એક તસુવા પણ હાલતી ન હતી.

દૂરથી સોમા ભગતને ઘોડી ઉપર આવતા જોઈ, આ કાઠીઓએ કહ્યું, 'ખરે ટાણે કોઠારી આવી પુગ્યા. હવે મોટર નીકળી જશે.' કોઠારી સોમા ભગત ઘોડી ઉપરથી નીચે ઉતર્યા અને ઘોડીની સરક એક કાઠીને આપી. પછી જોરથી મોટરને ખેંચી અને એક જ ઝાટકે મોટર બહાર નીકળી ગઈ! મહાકાય સોમાભગતની આ શક્તિ જોઈ હરિભાઈ અમીનને આશ્ચર્ય થયું! પછી સોમા ભગતે તેમને સ્વામીશ્રીએ કહેલી વાત કરી, તેથી તો હરિભાઇ અમીનને વિશેષ આશ્ચર્ય થયું! સ્વામીશ્રીના મહિમાનો તેમને ખ્યાલ આવ્યો. અહીંથી મોટરમાં સારંગપુર આવ્યા.

સારંગપુર આવ્યા પછી તેમણે સ્વામીશ્રીને સર્વ હકીકત જણાવતા કહ્યું, "ગઈ નિયમની એકાદશીએ ભરૂચમાં નારાયણજી મહારાજે સૌને નિયમ આપ્યા.[૧] મને તેમણે અક્ષર દેરીની જમીન લઇ દેવાનું નિયમ આપ્યું છે. એટલે હું ગોંડળ ગયો, પ્રયત્ન કરતાં મહારાજાએ બે લાખ રૂપિયામાં તે બધી જમીન આપવાનું કબૂલ કર્યું છે."

તે સાંભળી સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'એટલી રકમ ન હોય.' ત્યારે હરિભાઇએ કહ્યું, 'સ્વામી! છેવટે મહામહેનતે પચાસ હજારમાં નક્કી કર્યું છે.' પરંતુ અંતર્યામીથી શું અજાણ્યું હોય? સ્વામીશ્રીએ કહ્યું, 'એટલી રકમ પણ ન હોય.' ત્યારે છેવટે હરિભાઇએ પૂછયું 'સ્વામી! કેટલી રકમ વ્યાજબી કહેવાય?' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'પચ્ચીસ હજારમાં નક્કી કર્યું છે તે વ્યાજબી રકમ છે.' હરિભાઇને આ સાંભળી આશ્ચર્ય થયું. મુક્તરાજ નારણજી મહારાજે સ્વામીશ્રીનો જે મહિમા તેમને કહ્યો હતો, તે તેમને સત્ય જણાયો. આ કાર્ય તો સ્વામીશ્રી જ પાર પાડી શકશે તેવું તેમને નિશ્ચિત થયું. પછી ગોંડળ નરેશે મૂકેલી સર્વ શરતો તેમણે સ્વામીશ્રીને કહી. ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'સ્વામીનું આ સમાધિસ્થાન તો અતિ ચમત્કારી છે અને સ્વામી તથા મહારાજ ત્યાં અખંડ પ્રગટ છે. એ સ્થાન ઉપર તો

---

૧. મુક્તરાજ નારણજી મહારાજને અ. મૂ. ગુણાતીતાનંદ સ્વામીએ દર્શન દઈ સમાધિ સ્થાનની જમીન લેવાનું કહ્યું હતું.

લાખો રૂપિયા ખર્ચાશે. માટે તેની ચિંતા તમે ન કરો. અમને ફક્ત જમીન તમે લઇ આપો.' સ્વામીશ્રીના આ સ્થાનના અતિ મહિમાના શબ્દોથી હરિભાઇ અમીન તો આશ્ચર્યમુગ્ધ થઇ વિચારમાં પડી ગયા.

ગોંડળના વિદ્યાધિકારી શ્રી ચંદુલાલ બહેચરભાઈ પટેલ અને મુખ્ય ઇજનેર શ્રી વિરેન્દ્રભાઈ મહેતાના પ્રયાસથી અને સ્વામીની પ્રેરણાથી, આ સ્થાન સાથેની તમામ જમીન, જે રૂપિયા દોઢ લાખની કિંમતે મહારાજાએ નૂરમહમદ શેઠને વેચી દીધી હતી, તે વેચાણ રદ કરીને, તમામ જમીન મહારાજાએ હરિભાઇ અમીનને રૂપિયા પચીસ હજારની નજીવી કિંમતે વેચાણ કરી દેવા કબૂલ કર્યું. રાજ્યના હિતમાં એક દોકડાનું પણ નુકસાન સહન ન કરનાર, ગોંડળ નરેશ સર ભગવતસિંહજીએ, સ્વામીની પ્રેરણાથી જ નૂરમહમદ શેઠને કરેલું વેચાણ રદ કર્યું અને હરિભાઇને આટલી નજીવી રકમમાં આ જમીન વેચાણ આપવા નક્કી કર્યું. પણ શરત એ મૂકી કે સમાધિસ્થાનને અખંડ રાખી, તેના ઉપર ભવ્ય મંદિર ત્રણ વર્ષમાં કરવું અને રૂપિયા દસ લાખ અહીં ખર્ચવા. હરિભાઈને આ સમાચારથી આનંદ તો થયો પણ મંદિર ત્રણ વર્ષમાં કરવું અને રૂપિયા દસ લાખ ખર્ચવા તે તેમને માટે અશક્ય હતું. સ્વામીશ્રી પાસે સારંગપુર જવા તેઓ નીકળ્યા. રસ્તામાં જેતલસર જંકશને તેમના સેકન્ડ કલાસના ડબ્બામાં વહેલી સવારે ચાર વાગે, અ.મૂ. ગુણાતીતાનંદ સ્વામીએ તેમને દર્શન દીધાં. આખો ડબ્બો તેજથી ભરાઈ ગયો અને હરિભાઈ એકાએક જાગ્રત થઈ ગયા. ગુણાતીતાનંદ સ્વામીએ તેમને કહ્યું, 'હરિભાઈ! કેમ ચિંતા કરો છો? એ સ્થાનમાં વીસ લાખ રૂપિયા ખર્ચાશે અને ગાડે ગાડા ભરીને રૂપીયા આવશે. માટે ચિંતા છોડી દ્યો અને હિંમત રાખો.' એટલું કહી સ્વામી અદૃશ્ય થઈ ગયા. હરિભાઇને આ શબ્દોથી હિંમત આવી. વળી સારંગપુરમાં સ્વામીશ્રીએ પણ એજ શબ્દો તેમને કહ્યા. એટલે તેમને ખાત્રી થઈ કે જરૂર એ સ્થાનમાં લાખો રૂપિયા ખર્ચાશે. જમીન વેચાણ લઈ આપવાનું સ્વામીશ્રી-પાસે કબૂલ કરી, તેઓ રકમની સગવડતા કરવા ભરૂચ ગયા.

× × ×

સારંગપુરમાં ફુલદોલનો ઉત્સવ કરી, સ્વામીશ્રી સીધા સોખડા પધાર્યા. અત્રે શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજની મૂર્તિઓની હરિમંદિરમાં પ્રતિષ્ઠા કરવાની હતી. સ્વામીશ્રીના અનન્ય શિષ્ય મુક્તરાજ ત્રિભોવનદાસ ગોપાળદાસના પુત્ર શંકરભાઇ તથા છગનલાલ તથા નરસિંહભાઇને પ્રતિષ્ઠાની આ સેવાનો લાભ મળ્યો હતો. મંદિરની બહાર ચોકમાં મોટો મંડપ બંધાવી ત્યાં વેદવિધિપૂર્વક યજ્ઞ કર્યો અક્ષર પુરુષોત્તમની મૂર્તિઓમાં મહારાજ અને સ્વામીના સ્વરૂપનું આહ્‌વાન થયું. સ્વામીશ્રીના વરદ હસ્તે મૂર્તિની આરતી ઉતરી અને પ્રતિષ્ઠાવિધિ ધામધૂમથી પૂર્ણ થઇ! ત્યારબાદ સર્વે સંતો, હરિભક્તો તથા બ્રાહ્મણોને અને આખા ગામને ભોજન કરાવ્યું. પ્રતિષ્ઠાવિધિના આ સર્વોપરી ઉત્સવથી અક્ષર પુરુષોત્તમ મહારાજનો દિગ્વિજય સર્વત્ર પ્રસરી ગયો!

**સોખડામાં મૂર્તિ પ્રતિષ્ઠા ઉત્સવ**

× × ×

સ્વામીશ્રી એક પછી એક આવા પ્રસંગો યોજતા અને પોતાના તમામ ભક્તોને બ્રહ્મરૂપ થવાની પ્રવૃત્તિમાં અખંડ જોડી રાખતા. આવા પ્રસંગોને અંતે હરિભક્તો સ્વામીશ્રીની મૂર્તિમાં, તેમના સ્નેહમાં, તેમની સેવામાં અટવાઇ જતાં, ભૂલા પડી જતાં, પોતાના દેહનું ભાન પણ ભૂલી જતા. પરિણામે જ્યારે સભાન અવસ્થામાં તેઓ આવતા ત્યારે જાણે જગત છે જ નહિ, એવી દૃષ્ટિ તેમને થઇ જતી. જગતથી પરપણું અનુભવાતું અને એક પ્રકારના અકથ્ય બ્રહ્મના આનંદમાં મસ્ત બની જતા. તેમને જોતાં જ સૌને જણાતું કે જાણે જગતના ભાવથી વિરક્ત, આ સૌ બ્રહ્મરૂપ જ થઇ ગયા છે. આ સ્થિતિ તો જાણે :—

**બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે**

જાગીને જોઉં તો જગત દીસે નહિ,
ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે,
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.[1]

[1] નરસિંહ મહેતા.

આવા સત્પુરુષ પાસે તો સદા આ જ આનંદ અને આ જ સુખ હોય !

સુણાવમાં પારાયણ

શ્રાવણ માસમાં સુણાવમાં કાશીબેને શ્રી સત્સંગિજીવનનું પારાયણ બેસાર્યું. સ્વામીશ્રીને વિષે સ્વરૂપનિષ્ઠા દૃઢ કરનાર મુક્તાત્મા કાશીબેને પોતાનું સર્વસ્વ સ્વામીશ્રીના ચરણકમળમાં હોમી દીધું હતું. ભક્તિના આવા દૃઢ સંસ્કારોથી તેમને સ્વામીશ્રી અને સત્સંગ, એજ જીવન મનાયું હતું. સ્વામીશ્રીના સંબંધ વિનાનો સત્સંગ એ તેમને મન સત્સંગ નહોતો અને સત્સંગના સંબંધ વિનાના સગા એ તેમને મન સગા ન હતા. કંપાલામાં કપાસનો મોટો ધંધો કરતા તેમના ભાઈ રણછોડભાઈ ઉમેદભાઈ પટેલને સ્વામીશ્રી પ્રત્યે અનન્ય ભાવ થાય અને તેઓ સાચા સત્સંગી થાય, એ તેમની અભીપ્સા હતી. તેમના આવા અતિ દૃઢ સંકલ્પને લીધે, રણછોડભાઇ સ્વામીશ્રીની દૃષ્ટિની બહાર રહ્યા ન હતા. આ પારાયણથી સુણાવમાં સ્વામીશ્રીના પ્રૌઢ પ્રતાપની સૌને ઝાંખી થઈ.

## સારંગપુરમાં અખંડ ધૂન્ય

સારંગપુરમાં અખંડ ધૂન્ય ઉત્સવ

સારંગપુરમાં જળઝિલણી ઉત્સવ પછી બીજે દિવસે નડિયાદના રામચંદ્રભાઇના ભાઈ ભાઈલાલભાઈએ, ઠાકોરજી સમક્ષ ૨૪ કલાકની અખંડ ધૂન્ય કરવાનો સંકલ્પ કર્યો. સ્વામીશ્રી તેમના આ સંકલ્પથી ખૂબ જ રાજી થયા અને કહ્યું, 'સમૈયામાં આવેલા તમામ હરિભક્તોએ રોકાવું અને આ ધૂન્યમાં ભાગ લેવો પણ કોઇએ ઘેર જવાનો સંકલ્પ કરવો નહિ.'

બારશની રાત્રે ઠાકોરજી સમક્ષ રંગ ભુવનમાં શ્રીજી મહારાજ, સ્વામી અને અનાદિ મહામુકત ગોપાળાનંદ સ્વામીની મૂર્તિઓનું સ્થાપન કરી, વિધિસર પૂજા કરી, ધૂપ, દીપ, આરતી કરી નૈવેદ્ય ધરાવી, શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજની જય બોલાવી, ધૂન્ય શરુ કરી.

સમૈયામાં આવેલા હરિભક્તોના મંડળના ગામવાર વિભાગ કરી, સૌનો ધૂન્યનો સમય નક્કી કરી દીધો. ઝાંઝ, પખાજ, ઢુકકડ, સરોદા વગેરે વાજિંત્રોના ઘેરા રણકારથી મંદિર ગાજવા લાગ્યું. ધીરે ધીરે જેમ રાત્રીની નીરવ શાંતિ પ્રસરતી ગઇ, તેમ સારંગપુર ગામમાં, આ દિવ્ય સૂરાવલિની રમઝટથી, દિવ્ય ચેતના પ્રસરવા લાગી. સર્વ નગરજનો ધૂન્યમાં ભાગ લેવા આવવા લાગ્યા. અક્ષર પુરુષોત્તમના દિવ્ય મંત્રના ઘોષથી જાણે સાક્ષાત્ સ્વામી અને મહારાજ રંગભુવનમાં પધાર્યા હોય, તેની પ્રતીતિરૂપે સ્વામીશ્રી સ્વયં પધાર્યા. સ્વામીશ્રીની આજુબાજુ સંતોના વૃંદ હતા. સ્વામીશ્રી આવીને પોતાના આસને બિરાજ્યા. પછી ભાઇલાલભાઈ પાસેથી દિલરુબા તેમણે લીધું અને મહારાજની મૂર્તિમાં દૃષ્ટિ પરોવી દિલરુબાના તારને એક સુંદર ઘસીટ આપી. સૌના અંતરમાં જાણે નાદબ્રહ્મનો દિવ્યાનંદ પ્રસરી ગયો! વાતાવરણમાં દિવ્ય મધુર ઝંકાર થવા લાગ્યો. અંતરિક્ષમાં સ્વામીશ્રીના સૂરની મિલાવટ સંગે, નારદ વીણા વગાડવા લાગ્યા, તુંબરુ ગાન કરવા લાગ્યા અને ગંધર્વ નૃત્ય કરવા લાગ્યા. આવી દિવ્ય સૂરાવલિની રમઝટ, સ્વામિનારાયણ મંત્રના ગાન સાથે થતી સાંભળી, ચાર પાંચ હરિભક્તો તથા સાધુ ધર્મસ્વરૂપદાસ અને સાધુ નંદકિશોરદાસને[1] સમાધિ થઇ.

ધર્મસ્વરૂપદાસને પ્રથમ નારદ, તુંબરૂ અને ગંધર્વ વગેરેના ગાન સંભળાયા. પછી મહારાજ તથા અનંત મુક્તોના દર્શન થયા. મહારાજ તથા મુક્તો આ હરિભક્તોના મંડળની આજુબાજુ રાસ રમતા હતા, એવા દર્શન થયા. પછી મહારાજની તેમણે પૂજા તથા આરતી કરી. મહારાજે તેમને કહ્યું, 'તમોએ ધૂન્યની શરૂઆત કરતાં અમારી મૂર્તિનું તથા મૂળ અક્ષરની અને ગોપાળાનંદ સ્વામીની મૂર્તિનું સ્થાપન કર્યું, પણ બીજા આઠ સદ્ગુરુઓની કેમ સ્થાપના ન કરી ? હવે બીજી વખતે તે ભૂલ સુધારી લેજો.'

નંદકિશોરદાસનું શરીર સ્થૂળ હતું. પરંતુ સમાધિમાં જતાં જ

1. પૂર્વાશ્રમમાં આણંદના પુરુષોત્તમ જેરાભાઈના પુત્ર મૂળજીભાઇ.

એકદમ યોગના આસન વાળવા લાગ્યા. લગભગ ૫૦-૬૦ આસન કર્યા. ધૂન્ય કરતા સર્વે સમાધિનો આ વિચિત્ર પ્રકાર જોવા લાગ્યા. સૌને અતિશય આશ્ચર્ય થયું. ભાવનગરવાળા મુક્તરાજ કુબેરભાઇ પણ એકી નજરે આ સાધુને આસન કરતા જોઈ રહ્યા. પછી નંદકિશોરદાસ સમાધિમાંથી જાગ્રત થયા. એટલે કુબેરભાઇએ તેમને પૂછ્યું, 'સાધુરામ! તમે આસન કરતા હતા તે કોની પ્રેરણાથી?' એટલે તેમણે કહ્યું, 'મને બધા આસન ગોપાળાનંદ સ્વામીએ કરાવ્યા અને મહારાજ, સ્વામી અને આપણા સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ પાસે ઊભા ઊભા હસતા હતા.' કુબેરભાઇને નંદકિશોરદાસની સમાધિ જોઇ સમાધિની સત્યતામાં પ્રતીતિ આવી. પછી તેમણે કહ્યું, 'બીજા ગમે તે કહે પણ સમાધિ તો મહારાજની ઇચ્છાથી જ થાય છે અને મહારાજની આપણા મંડળ ઉપર એટલી જરૂર કૃપા કહેવાય.'

ધૂન્ય તો ચાલુ જ હતી. સ્વામીશ્રી પણ મહારાજની મૂર્તિ સામું અનિમીષ દષ્ટિએ જોતાં દિલરુબા એકતાનથી વગાડતા વગાડતા ઊભા થઈ જતા હતા. ભક્તિરસની અપૂર્વ જમાવટ સ્વામીશ્રીની સન્મુખ થઇ ગઇ. સ્વામીશ્રી મહારાજની મૂર્તિમાં તલ્લીન હતા, સૌ હરિભક્તો સ્વામીશ્રીની મૂર્તિમાં તલ્લીન હતા. ધીરે ધીરે સવાર થયું. સ્વામીશ્રી પોતાના આસને પધાર્યા, નાહી નિત્યકર્મથી પરવાર્યા.

દિવસ ચઢતાં ધૂન્યનો ઉદ્‌ઘોષ વિશેષ અને વિશેષ થવા લાગ્યો. આખો રંગભુવન ચિકાર થઇ ગયો. ઠાકોરજી પણ મંદમંદ હસતા આ ધૂન્ય ભજનથી રાજી થતાં અતિશય શોભાયમાન દીસતા હતા. ધીરે ધીરે સાંજ પડી. રાત્રે નવ વાગે ધૂન્યની પૂર્ણાહુતિ થઇ અને ઠાકોરજીની આરતી ઉતારી સૌને પ્રસાદ વહેંચ્યો.

ચૌદશને દિવસે સવારે સ્વામીશ્રીએ સૌને ફરી આજ્ઞા કરી, 'આવતી કાલે પુનમનું ગ્રહણ છે માટે સૌએ રોકાવાનું છે.' આ આજ્ઞાથી હરિભક્તોને તો જાણે આનંદના ઓઘ વળી ગયા. આટલા

દિવસનો સતત પ્રસંગ દર્શન અને વાતોનો, આથી બીજું અહોભાગ્ય કેવું હોય !

પૂનમની સવારે સ્વામીશ્રીએ સૌ હરિભક્તોને આજ્ઞા કરી, 'વાડીમાં બાજરો કાપવો છે માટે સૌ દાતરડાં લઇ, તૈયાર થઇ વાડીમાં આવો. હું તમને સૌને ઠંડુ પાણી પાઇશ.' પછી સૌ હરિભક્તો એક એક દાતરડું લઇ વાડીમાં આવ્યા. સ્વામીશ્રી પણ સંતમંડળ સાથે વાડીમાં પધાર્યા. સૌએ બાજરો કાપવાની શરૂઆત કરી. સ્વામીશ્રી બપોર પછી હાથમાં માટલી લઇને સૌને ઠંડુ પાણી પાવા લાગ્યા. તે વખતની સ્વામીશ્રીની એ હૃદયંગમ મૂર્તિ, હરિભક્તોના સમૂહમાં અતિશય શોભાયમાન જણાતી હતી.

બાજરો કાપતા કાપતા સ્વામીશ્રીની અલૌકિક મૂર્તિમાં લક્ષ્ય થઇ જવાથી, કરાળીના હરમાનભાઇને સમાધિ થઈ. મહારાજ અને સ્વામીની મૂર્તિના અક્ષરધામમાં સાક્ષાત્ દર્શન તેમને થયા. સમાધિ-અવસ્થામાં જ તેઓ દોડતા દોડતા મંદિરમાં ગયા. અહીં મહારાજની મૂર્તિના દર્શન કરતા કાંઇક પ્રાર્થના કરતા હોય તેમ સૌને લાગ્યું. એકાએક તેમના હાથમાં ટોપરૂં અને તલસાંકળીનો પ્રસાદ મહારાજે આપ્યો. પછી ફરી વખત પ્રસાદ આપ્યો. પ્રસાદ તેમના હાથમાં સમાયો નહિ. એટલે બીજા હરિભક્તો તેમાંથી પ્રસાદ લેવા માંડ્યા. સમાધિ અવસ્થામાં જ તે ત્યાંથી દોડયા અને વાડીમાં સ્વામીશ્રી પાસે આવ્યા. બંને હાથમાંની તમામ પ્રસાદી સ્વામીશ્રીને આપી દીધી. બીજા હરિભક્તોએ તેમના હાથમાંથી જે પ્રસાદી લઇ લીધી હતી, તે પણ સૌએ સ્વામીશ્રીને આપી દીધી. પછી સ્વામીશ્રી પાથરણું પથરાવીને તેના ઉપર બિરાજ્યા અને સૌને મહારાજે આપેલ આ દિવ્ય પ્રસાદી વહેંચવા લાગ્યા. ધીરે ધીરે આ દિવ્ય પ્રસાદી સ્વામીશ્રીના શુભ હસ્તે લેવા સમૈયાનો તમામ જનસમુદાય વાડીમાં ઊમટયો. સ્વામીશ્રીએ પણ હસતા હસતા વગભગ ૧૦૦૦ હરિભક્તોને પ્રસાદ વહેંચ્યા જ કર્યો, છતાં પણ તેમના હાથમાં તો તેટલોને તેટલો જ રહ્યો.[૧]

૧. આ પ્રસંગે બીજા હરિભક્તોમાં મુક્તરાજ આશાભાઈના પુત્ર રમણભાઈને તથા દત્તરામના પુત્ર જયદેવને પણ સમાધિ થઈ હતી.

પછી હરમાનભાઇને પાસે બેસારીને સ્વામીશ્રીએ સમાધિની સર્વે હકીકત પૂછી. તેમણે કહ્યું, "બાજરો કાપતા કાપતા હાથમાં પાણીનું માટલી લઈને ફરતા આપના દર્શન હું કરતો હતો. એટલામાં મને સમાધિ થઈ ગઈ. આપના દિવ્યસ્વરૂપે દર્શન થયા. આપ આગળ અને હું પાછળ એમ કરતા મહા તમ જેવું ઘોર અંધારું ભેદી પ્રકાશમાં આવ્યા. કોટી સૂર્યચંદ્રના પ્રકાશને પણ લજ્જા પમાડે તેવા શીતળ અને શાંત અક્ષરધામના પ્રકાશમાં, અનંત મુક્તે સહિત મહારાજ બિરાજમાન હતા. મેં મહારાજના દર્શન કર્યા, આરતી ઉતારી પછી પ્રસાદ માંગ્યો પણ મહારાજ તો હસવા લાગ્યા. છેવટે મારી પ્રાર્થના સાંભળી ભક્તિમાતાએ મને પ્રસાદ આપવા મહારાજને કહ્યું. એટલે મહારાજે આ પ્રસાદ આપ્યો અને કહ્યું, 'પ્રસાદ સ્વામીને આપજે.' પછી પ્રસાદ લઈ આપની પાસે આવ્યો." હરમાનભાઈની આ વાત સાંભળી સૌને અત્યંત આનંદ થયો.

પૂનમની રાત્રે સ્વામીશ્રીએ રંગભુવનમાં જ ઠાકોરજી સન્મુખ ભજન–કીર્તનનો કાર્યક્રમ ગોઠવ્યો. રુદ્રમાળની સ્મૃતિ કરાવતો સારંગપુર મંદિરનો ઊંચો રંગભુવન, પૂર્વમાં ઉદય પામતા કેસરવર્ણી ચંદ્રની કાંતિથી જાણે સુવર્ણથી મઢાઈ ગયો હોય, તેમ શોભતો હતો. ચંદ્ર પણ પોતાની પૂર્ણ કાંતિથી નભમંડળમાં ધીરે ધીરે ઊંચે ચઢતો હતો. રાહુના મુખમાં ગ્રાસ થવાનો ભય અને શોકને, આ સંતવર્યના દર્શનથી જ જાણે નિવારણ કરતો હોય તેમ અતિ આનંદ પામતો ચંદ્ર, પૂર્ણ કાંતિથી શોભતો હતો.

સ્વામીશ્રી રંગભુવનમાં સંત હરિભક્તો સહિત પધાર્યા. શ્રીકૃષ્ણના વેણુનાદથી જેમ સમગ્ર ગોપીઓના પ્રાણ હરાઈ ગયા હતા, તેવી જ રીતે આજે સવારથી તમામ હરિભક્તો, સ્વામીશ્રીની અલૌકિક મૂર્તિની દિવ્ય લીલાથી, જાણે ભાન ભૂલી ગયા હતા. તેમાં પણ ગ્રહણના સમય દરમ્યાન સ્વામીશ્રીના સાનિધ્યમાં ભજનનો પ્રસંગ હતો. એટલે સૌને જાણે જગતની વિસ્મૃતિ જ થઈ ગઈ હતી!

ધૂન્ય અને ભજનની શરૂઆત કરતા કરતા એકાએક રાસની ઉત્પત્તિ થઈ. વેણુ, ભેરી, દુક્કડ, સરોદા, ઝાંઝ, પખાજની તાલબદ્ધ સૂરાવલિમાં, આણંદના મોતીભાઈએ રાસ ઉપાડયો :—

'આજે ગોપિકાને રાસ રમાડે પ્રાણપતિ રે'
ખાંતે ખેલે જોને અક્ષરના આધાર
કેવી શોભી રહી આ સર્વે સખીની સંપત્તિ રે
હરિજન મુનિજનનો ગણતાં ન આવે પાર....આજે.

રાસ મંડળની વચ્ચે સ્વામીશ્રી આસન ઉપર બિરાજમાન થયા હતા. સૌની દૃષ્ટિ સ્વામીશ્રીની મૂર્તિ ઉપર જ કેન્દ્રિત થઇ હતી. સ્વામીશ્રી પણ તાળી વગાડી તાલ આપતા હતા. ધીરે ધીરે રાસ જામતો જતો હતો.

સાખીઃ–તાળી પાડે તાનથી વળી ચાલે નાંખી ગલ બાંય,
મુખોમુખ મુખવાસ તે દેવે શ્યામ સુખદાય;
કટીથી નમી લળીને ફેર ફુદડીએ ફરતા રે,
ઠમક ઠમક પદ ધરતા ધરણી પર કિરતાર....આજે.

રાસની દિવ્ય ગતિમાં સૌ કોઈ પોતાનું ભાન ભૂલી ગયા. બસ એક સ્વામીશ્રીની જ મૂર્તિ અંતરપટ પર જડાઇ ગઇ! દૃષ્ટિમાં બીજા સંત કે હરિભક્ત દેખાય જ નહિ, સ્વામીશ્રી જ દેખાય. જાણે સ્વામીશ્રી સાથે જ રાસ લઇ રહ્યા હોય તેવી તદાકાર વૃતિ સૌની થઈ ગઇ! સૌના અંતઃકરણ શાંત કરીને, સ્વામીશ્રી સૌના અંતરમાં આ રીતે પ્રગટ થઇ ગયા. એ વખતે મોતીભાઇ ગવરાવતા હતાઃ—

સાખીઃ ચકોર શાંત્યો[1] ચંદ્રથી, મયૂર શાંત વરસાદ,
પત્ની શાંત પતિ મળે, કુરંગ[2] શાંત સ્વરનાદ.
અમારાં હૃદય પડીયાં શાંત શાંતિથી સ્થિર થયા રે,
અમ ઉપકારી શાંત થયા છે ધર્મકુમાર....આજે....

૧. શાંતિ પામ્યો ૨. હાથીનું બચ્ચું.

આવું અપૂર્વ દિવ્ય સુખ સૌને આપી, ધર્મકુમાર જાણે સૌના અંતરમાં પ્રગટ થઇ શાંત થઇ ગયા. સૌની ચિત્તવૃત્તિની સ્થિરતા સ્વામીશ્રીની મૂર્તિમાં થઇ ગઇ. ઝાંઝ, પખાજ, દુક્કડ અને સરોદાના મંત્ર મુગ્ધ અવાઝ સાથે, રાસના ઘેરા શબ્દો સૌના હૃદયમાં ગુંજતા હતા :

સાખીઃ રાસ રમણનો ખેલ જોઇ શશી સ્થંભ્યો આકાશ,
પવન સરોજ પણ સ્થિર થયા, સ્થિર તરુ ચોપાસ.
મદન આવ્યો હારી હરિની શીઘ્ર હજુરમાં રે,
મોતાના સ્વામીનો શરણાગતનો સાર....આજે....

રાસ સ્થંભ્યો. ભેરી દુક્કડના અવાજ બંધ થયા. નભમંડળમાં અંતરિક્ષમાં રહીને આ દિવ્ય રાસક્રીડાના દર્શન કરતા દેવતા, ગંધર્વ તથા કિન્નરોએ પણ સ્વામીશ્રી અને તેમના મુક્ત સમુદાયના આ દિવ્ય પ્રસંગથી જ મદનનો અનાદર કરી, તેને પરાજ્ય પમાડ્યો. મદન આ પરાજયથી સ્વામીશ્રીના સન્મુખ શરણાગત થઇ, બે હાથ જોડી શરણું લેવા આવ્યો. રાહુ પણ સ્થિર થઇ ગયો અને ચંદ્રને પોતાના ગ્રાસમાંથી મુક્ત કરી એકદમ, રખે આ સંતવર્યની પોતા ઉપર દૃષ્ટિ પડશે અને પોતાનો આસુરભાવ હણાઈ જશે, એ બીકથી દોડ્યો. ગ્રસ્ત થએલો ચંદ્ર સ્વામીશ્રીના આ ઉપકારથી સ્થિર થઇ, મૂક વદને સ્વામીશ્રીના દર્શન કરતો પોતાની આલ્હાદક ચાંદનીથી સૌની શીતળતામાં શાંતિ ઉમેરી, પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયો. ગ્રહણ છૂટયું.

સૌ હરિભક્તો આ દિવ્ય આનંદની સ્મૃતિ કરતા કરતા નહાવા ગયા. પછી પૂજા આદિ નિત્યકર્મથી પરવારી, સભામાં આવ્યા. અહીં સ્વામીશ્રી તથા સંતોની પૂજા કરી, ધોતિયાં ઓઢાડ્યા. બીજે દિવસે જમાડી, સ્વામીશ્રીએ સૌને વિદાય આપી.

ત્યારબાદ થોડા દિવસ પછી ઝાડેશ્વરથી પંડ્યા નારણજી મહારાજ હરિભાઈ અમીનની સાથે અહીં આવ્યા. સ્વામીના સમાધિસ્થાનની જમીનનો દસ્તાવેજ કરવા માટે સાથે આવવા સ્વામીશ્રીને

વિનતિ કરી. અન્નકૂટનો સમૈયો સારંગપુરમાં કરી, સં. ૧૯૮૮ ના કાર્તિક માસમાં નારણજી મહારાજ તથા હરિભાઈ અમીન ગોંડળ ગયા. હરિભાઇ અમીને રૂા. ૨૫૦૦૦) ભરી દીધા. જમીનનો પાકો દસ્તાવેજ થઈ ગયો. જમીનનો કબજો તેમણે સ્વામીશ્રીને સોંપી દીધો. ધન્ય છે હરિભાઇની સેવાને!

સ્વામીશ્રી પછી અમદાવાદ પધાર્યા. ગુણાતીતાનંદ સ્વામીના સમાધિસ્થાનની જમીનનો કબજો મળ્યો છે તે સમાચાર સૌ હરિભક્તોને સ્વામીશ્રીએ કહ્યા. વિજળી વેગે સમગ્ર સંપ્રદાયમાં આ સમાચાર પ્રસરી ગયા. ગોંડળની અક્ષર દેરી સહિતની તમામ જમીન શાસ્ત્રી યજ્ઞપુરુષદાસે વેચાતી લઇ લીધી. આ સમાચારથી ઝંઝાવાત શરુ થઈ ગયો. પરંતુ લેખ ઉપર મેખ મારી શકાય તેમ તો હતું નહિ. એટલે ધીરે ધીરે ઝંઝાવાત ઓસરવા લાગ્યો.

સ્વામીશ્રીએ તો આ સ્થાન ઉપર ખાત મુહૂર્ત કરી મંદિર કરવાની તૈયારી કરી દીધી. અક્ષર પુરુષોત્તમની નિષ્ઠાવાળા તમામ સત્સંગીઓને આ પ્રસંગ માટે અપાર ઉત્સાહ હતો. અનાદિ બ્રહ્મનુ સમાધિસ્થાન–વરતાલ પાસે ૬૫ વર્ષ સુધી કબજામાં રહેલું–તે અનાયાસે કેવળ મહારાજની ઇચ્છાથી જ આમ પ્રાપ્ત થઈ ગયું, તેથી કોને આનંદ ન થાય? સત્સંગની નાભિ સમાન ગણાતું આ સ્થાન એટલે આત્યંતિક મુક્તિનું કેન્દ્ર! તે સ્થાનની મહત્તા સ્વામીશ્રીના અનુયાયીઓને કેમ ન હોય? સૌને એક જ રઢ લાગી કે હવે કયારે આ સ્થાન ઉપર સર્વોપરી મંદિર થાય?

## અક્ષર મંદિરનું અપૂર્વ ખાત મુહૂર્ત

સં. ૧૯૮૮ના પોષ સુદ ૧૦ ને દિવસે આ સ્થાન ઉપર સર્વોપરી અક્ષર મંદિર કરવાનું ખાત મુહૂર્ત નક્કી થઈ ગયું. ગુજરાતભરમા 'અક્ષર મંદિરના ખાત મુહૂર્તનો સમૈયો' એ જ શબ્દો સૌ સત્સંગીઓના અંતરમાં રમી રહ્યા. વિરોધનો વાવંટોળ, મહારાજાના શાસનથી

અને શ્રીજી મહારાજની ઇચ્છાથી, શમી ગયો. ધીરે ધીરે ખાતની તૈયારી થવા લાગી. હરિભાઈ અમીનને ઉત્સાહ અપૂર્વ હતો. તમામ સત્સંગીઓને આમંત્રણ પત્રિકા તેમણે મોકલી દીધી. અમદાવાદથી 'સ્પેશિયલો' ઊપડવા લાગી અને ગોંડળ ગામમાં યાત્રિકોના પૂર ઉમટવા લાગ્યા. આ સ્થાનનો આવો અદ્‌ભુત પ્રતાપ છે તે તો હજારોના હિસાબે આવતા સત્સંગીઓને જોઇને મહારાજાને જણાયું. જ્યારે ખાતમુહૂર્ત જેવા નજીવા પ્રસંગે હજારો હરિભક્તો આવે છે તો મંદિર થશે ત્યારે તો કેટલાય આવશે? મહારાજાને આ સ્થાનનો યથાર્થ મહિમા અને સ્વામીશ્રીના અદ્‌ભુત પ્રતાપની ઝાંખી થઇ!

રાજ્ય તરફથી વિજળીની રોશની તથા પાણી માટેના નળોની સુંદર સગવડતા શ્રી વીરેન્દ્રભાઈ મહેતાએ કરી આપી. તે ઉપરાંત તંબુ, રાવટીઓ, શમિયાણા વગેરે પણ રાજ્ય તરફથી આપવામાં આવ્યા. ધીરે ધીરે સમૈયાની અપૂર્વ તૈયારીઓથી આ સ્થાન જાણે અક્ષરનગર બની ગયું હોય તેમ પ્રવૃત્તિથી ગુંજવા લાગ્યું. ગુજરાતથી લગભગ ત્રણ હજાર હરિભક્તો આવ્યા. સૌરાષ્ટ્રમાંથી પણ એટલી જ સંખ્યામાં હરિભક્તો આવ્યા. આવા જબ્બર માનવ સમૂહને જોઇતી તમામ સગવડ, જમવાની, સૂવાની, નહાવાની વગેરે જેમ સંકલ્પ કરીએ અને આવી પડે તેમ, મળવા લાગી. એટલે આ સ્થાનમાં સ્વામી અને મહારાજ અખંડ પ્રગટ છે, એમ સૌને પ્રતીતિ થઇ. સ્વામીશ્રીના શુભ આશીર્વાદથી, મહારાજા સર ભગવતસિંહજીની હાજરીમાં, રાજકોટના શેઠ શ્રી મોરારજી મંગળજીના હસ્તે, શુભ યોગમાં, અક્ષર મંદિરના ખાતમુહૂર્તનું કામ વેદવિધિપૂર્વક અતિ ધામધૂમથી શરુ થયું. તે વખતની અલૌકિક શોભા નિરખવા અક્ષરના મુક્તો દિવ્યસ્વરૂપે પધાર્યા. બીજા અનંત ધામનાં મુક્તો પણ આ દિવ્ય પ્રસંગનાં દર્શન કરવા આવ્યા. સમાધિવાળા સંતોએ સમાધિમાં પ્રત્યક્ષપણે આ દિવ્યતાના દર્શન કર્યા. સૌના આનંદનો પાર ન રહ્યો.

સાક્ષાત્ સ્વામીનું સ્થાન હાથ આવી ગયું. તે સ્થાનની અપૂર્વ સેવા મળી. શ્રીજી મહારાજે ઉપદેશેલ પરમ રહસ્ય, સારનું પણ સાર,

પૂર્વે જે જે મોક્ષને પામી ગયા છે ને હવે જે જે પામશે ને હમણાં જે જે મોક્ષને માર્ગે ચાલ્યા છે, તે મોક્ષમાર્ગની રીત અને સર્વે મોક્ષભાગી હરિભક્તોને જીવનદોરી સમાન, પરમ સિદ્ધાંતની વાત જે 'ભગવાનનો રાજીપો થયા સારુ જન્મોજન્મ ભગવાનના ભક્તની જ સેવા કરવી છે અને જેમ અમારો નિશ્ચય છે તેમ જ તમારે પણ નિશ્ચય રાખવો' વળી 'જીવને ભગવાનને રાજી કર્યાનો ઉપાય તો મન, કર્મ, વચને ભગવાનના ભક્તની સેવા કરવી એ જ છે.' તે મહારાજનું પરમ રહસ્ય, સમગ્ર સત્સંગની જીવનદોરી સમાન શ્રીજી મહારાજના અનાદિ ઉત્તમ ભક્તની સેવા, મન, કર્મ, વચને કરવાની આજે આપણા ભાગ્યમાં આવી ! મહારાજની કેટલી કૃપા !

**બ્રહ્મર્ષિ વિનાયકરાવ**

આ પ્રસંગે અમદાવાદથી ખેંગારજીભાઇ તેમની શાળાના પ્રિન્સિપાલ શ્રી વિનાયકરાવ શિવપ્રસાદ ત્રિવેદીને સ્વામીશ્રીના દર્શન કરાવવા સાથે લાવ્યા હતા. બ્રાહ્મણકૂળમાં નાગરજ્ઞાતિમાં જન્મેલા આ મુક્તપુરુષ પ્રથમ શિવપંથી હતા. વેદાંતના જ્ઞાનને અંતરમાં ઉતારી આ વિદ્વાન, બ્રહ્મર્ષિ સમા ઉચ્ચ સંસ્કારોને ધારણ કરનાર ભક્તરાજ ઉપર સ્વામીશ્રીની અદ્‌ભુત બ્રહ્મસ્થિતિનો પ્રભાવ પડયો. કેટલાય માસથી નિદ્રાના અભાવથી તેઓ પીડાતા હતા. માનસિક નબળાઈ અને અનેક કલેશને હૃદયમાં સમાવી, ઉપરથી સ્થિરતા રાખનાર આ વિદ્વાનને, તેમની જ શાળામાં શિક્ષક તરીકે કામ કરતા સ્વામીશ્રીના પરમ કૃપાપાત્ર શ્રી ખેંગારજી-ભાઇએ સૂચના કરી,'અમારા સ્વામીશ્રી હમણાં રદુ બિરાજે છે. આપ જો તેમના દર્શન કરો તો તેમના આશીર્વાદથી જરૂર આપ રોગમુક્ત થશો.' વિનાયકરાવે આ કબૂલ કર્યું અને ખેંગારજીભાઈ સાથે રદુ ગયા.

**નિદ્રા તો અમારી ગાદી તળે છે**

અહીં સ્વામીશ્રી પોતાના આસને વિરાજમાન થયા હતા. પાસે હરિભક્તો તથા સંતોની સભા ભરાઇને બેઠી હતી. ખેંગારજીભાઇએ સ્વામીશ્રીને દંડવત્ કરી, વિનાયકરાવને પાસે લાવી, સ્વામીશ્રીને બે હાથ જોડી કહ્યું, 'દયાળુ ! અમારી શાળાના આ પ્રિન્સિપાલ છે,

નાગર બ્રાહ્મણ છે અને બહુ જ વિદ્વાન છે; છેલ્લા કેટલાય માસથી નિદ્રાના અભાવથી શક્તિહીણ થઈ ગયા છે. તો આપ કાંઈક દૃષ્ટિ કરો.'

તેમની આ વાત સાંભળી સ્વામીશ્રી હસીને બોલ્યા, 'નિદ્રા તો અમારી ગાદી તળે ઘણી ય છે. માટે વર્તમાન ધરાવી સત્સંગી થાય અને વચનામૃત વાંચવાનો અભ્યાસ રાખે, તો નિદ્રા તો આજે આવે.' વિનાયકરાવને આ સાંભળી અતિ આશ્ચર્ય થયું. નિષ્ણાત ડૉક્ટરો અને વૈદ્યોએ અસાધ્ય જાહેર કરેલા આ રોગને સ્વામીશ્રી કેવળ વચનામૃત વંચાવી દૂર કરી શકે છે! તેમણે તુરતજ સ્વામીશ્રી પાસે વર્તમાન ધરાવ્યા, કંઠી પહેરી અને વચનામૃતનું પુસ્તક લીધું. સ્વામીશ્રીને પગે લાગી પોતાના આસને જઈ તેમના સેવકને કહ્યું, 'આ વચનામૃતમાંથી તમે વાંચો અને હું સૂતો સૂતો સાંભળું.' તેમના સેવકે વચનામૃત વાંચવાની શરૂઆત કરી. એક, બે અને ત્રણ વચનામૃત વાંચ્યા ત્યાં તો વિનાયકરાવ ઘસઘસાટ ઊંઘવા લાગ્યા. સેવકે પછી ખેંગારજીભાઈને ખબર આપી, 'સાહેબ ઊંઘી ગયા.' બરાબર આઠ કલાકે વિનાયકરાવ જાગ્યા. આઠ દસ મહિનાની ભયંકર અશાંતિ પછી સુષુપ્તિના આ સુખથી, તેમને એકદમ શાંતિ અને આનંદ થઈ ગયો! સ્વામીશ્રીના આશીર્વાદનું જ આ ફળ છે, એ પ્રતીતિ તેમને થઈ ગઈ. તેઓ ચુસ્ત સત્સંગી બની ઘેર ગયા. ગોંડળના આ સમૈયે સ્વામીશ્રીના દર્શનથી સત્સંગના એ સંસ્કારને દૃઢ કરવા, તેઓ ફરી આવ્યા. સત્સંગ સમુદાય, કથાવાર્તા, સ્વામીશ્રીનો અદ્ભુત પ્રતાપ વગેરે જોઈ, તેઓ ભક્તિભાવના અંતરંગ રંગથી સંપૂર્ણ રંગાઈ ગયા.

અક્ષરમંદિરના ખાતમુહૂર્તનો વિધિ ધામધૂમથી પૂર્ણ થયો. સ્વામીશ્રી બોચાસણ થઈને સંતમંડળ સાથે અમદાવાદ પધાર્યા. અક્ષરમંદિર જલ્દી તૈયાર થઈ જાય તે માટે અમદાવાદમાં સ્વામીશ્રીએ ખરડો કર્યો. હરિભક્તોએ શક્તિથી પણ વધુ સેવા કરી. કેટલાકે ત્રણ માસના પગાર આપી દીધા. બકરીપોળના સત્સંગ મંડળે, મુક્તરાજ અંબાલાલભાઈ, બહેચરભાઈ, પુરુષોત્તમભાઈ વગેરેએ સારી સેવા કરી. ભાવનગરથી તથા અડવાળથી મુક્તરાજ બાપુભાઈ, કુબેરભાઈ

પણ આ પ્રસંગે અમદાવાદ પધાર્યા હતા. તેમણે પણ સૌને આ મંદિરની સેવા કરવા સારી પ્રેરણા આપી. ત્યારબાદ સ્વામીશ્રી આણંદ પધાર્યા.

અત્રે કુલાભાઈએ શ્રી સત્સંગિજીવનની પારાયણ સ્વામીશ્રીના શુભ હસ્તે કરાવવાનું નક્કી કર્યું હતું. સ્વામીશ્રીએ ગોંડળના સમૈયા વખતે હરિભક્તોને કહ્યું હતું, 'હવે જે જે પારાયણ, યજ્ઞ કે બીજા ઉત્સવો થાય, તે તમામ સેવા આ અક્ષર મંદિરમાં વાપરવાની છે. માટે સાક્ષાત્ સ્વામીની સેવાનો સૌએ લાભ લઈ લેવો.' કુલાકાકાએ પ્રથમ જ બીડું જડપ્યું.

મહા સુદી ૫ વસંતપંચમીનો સમૈયો બોચાસણ કરી, સ્વામીશ્રી આ પારાયણ પ્રસંગે આણંદ પધાર્યા. કથા પ્રસંગમાં સ્વામીશ્રીએ વાત કરી કે, 'પોતાના ઇષ્ટદેવના જે જન્મથી કરીને દેહ મુકવા પર્યન્ત ચરિત્ર તેનું જે શાસ્ત્ર તેણે કરીને સંપ્રદાયની પુષ્ટિ થાય છે.' એટલે સત્સંગિજીવન, વચનામૃત, સ્વામીની વાતો વગેરે ગ્રંથોનું પારાયણ આપણા ઇષ્ટદેવ પ્રત્યેની આપણી ભક્તિભાવનાને પોષણ આપે છે.' આ પ્રકારની જ્ઞાન વાતોનો સાત દિવસ સુધી મેઘ વર્ષાવી, સ્વામીશ્રીએ સૌ હરિભક્તોને અપાર આનંદ કરાવ્યો પછી સ્વામીશ્રી ત્યાંથી નીકળી ડભોઉ પધાર્યા.

ડભોઉમાં ફાગણ સુદમાં જીબા તથા લક્ષ્મીબાને ત્યાં શ્રી સત્સંગિજીવનનું સાત દિવસનું પારાયણ હતું. શ્રીજીસ્વરૂપદાસ તથા ગોપીનાથદાસ પુરાણી કથા વાંચતા. સ્વામીશ્રી પણ થોડા અધ્યાયો વાંચતા. એ પ્રમાણે સવાર સાંજ કથામૃતનું સૌને પાન કરાવી, લક્ષ્મીદાસ ભગતની અપૂર્વ સેવાથી રાજી થઇ, સ્વામીશ્રી કુલદોલનો સમૈયો કરવા સારંગપુર પધાર્યા

**લંકામાં એક વિભીષણ**

વઢવાણમાં મેરાઇ નાગરદાસ કુંવરજી સ્વામીશ્રીના અનન્ય શિષ્ય હતા. સ્વામીશ્રી જ્યારે જ્યારે વઢવાણ પધારતા ત્યારે તેમને ઘેર જ ઊતરતા. નાગરદાસભાઇ પણ ખૂબ જ પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક સ્વામીશ્રી અને

તેમના સંતમંડળ તથા હરિભક્તોની સેવા કરતા. સ્વામીશ્રી કહેતા, 'જેમ લંકામાં વિભીષણ એક જ ભકત, તેમ અહીં આ એક જ.' બીજા સદ્‌ભાવવાળા ઘણા હતા પણ નાગરદાસ જેવી નિષ્ઠા, પ્રેમ અને સર્વસ્વ સ્વામીશ્રીના ચરણકમળમાં હોમી દેવાની તૈયારી તો એમને એકને જ! નાગરદાસભાઇએ પણ શ્રી સત્સંગિજીવનનું પારાયણ સ્વામીશ્રીને તેડાવીને કરાવ્યું અને આ અનુપમ લહાવો લઈ લીધો.

બળદ આ બાજુ એંચી લાવ્યાં

સાંખેજ પાસે યોગીપુરામાં નડિયાદના રામચંદ્રભાઇની જમીન હતી. તેઓ ઘણુંખરું ત્યાં રહેતા. આ અરસામાં તેમને કેટલીક વ્યાવહારિક ઉપાધિ આવી હતી. રામચંદ્રભાઈ તથા તેમના મોટા પુત્ર ઝવેરીલાલભાઈ, માતુશ્રી મણીબા વગેરે આ મુઝવણ ટાળવા, સ્વામીશ્રીને સંભારવા લાગ્યા અને ભજન કરવા માંડયું. થોડી વારે ઝવેરીલાલે કહ્યું, 'બાપુ! અત્યારે સ્વામીબાપા જો પધારે તો બધી મુઝવણ ટળી જાય અને શાંતિ થઈ જાય.' ત્યારે રામચંદ્રભાઇએ નિઃશ્વાસ નાંખીને કહ્યું, 'સ્વામી અહીં કયાંથી હોય! એ તો ગોંડળ તરફ વિચરે છે. માટે આપણે તો ભજન કરી સ્વામીબાપાને અરજી નાંખો.' એટલી વાત અંદર અંદર થાય છે ત્યાં બળદની ઘુઘરમાળનો રણકતો અવાજ સંભળાયો અને ધૂળની ડમરી ચઢી હોય તેમ દેખાયું. ત્રણે જણા બહાર આવ્યા ત્યાં તો દૂરથી ડમણિયું દેખાયું. થોડીવારમાં તો ડમણિયું આવીને વડ અને લીમડાની ઘટા નીચે ઊભુ રહ્યું અને સ્વામીશ્રી તેમાંથી ઉતર્યા.

અત્યારે આ ટાણે, સ્વામીશ્રીને સંભારતાંજ તેમણે દર્શન દીધાં! રામચંદ્રભાઇનું તો હૈયું ભરાઈ ગયું. હર્ષથી કંઠ રૂંધાઈ ગયો અને કાંઈ બોલી શકયા નહિ. પરંતુ મનમાં પ્રાર્થના કરવા લાગ્યા, 'અહો! સ્વામી બાપા! આપે અમારી પ્રાર્થના સાંભળી, ખરે ટાણે દર્શન દીધાં અને અમારી ટેક રાખી' એમ પ્રાર્થના કરતા દંડવત્ કરતા, તેમણે સ્વામીશ્રીના ચરણારવિંદ પકડી લીધાં. આંખોમાંથી પ્રેમાશ્રુની ધારા ચાલી જતી હતી. સ્વામીશ્રી તેમને ઊઠાડી બોલ્યા, 'અમારે તો અહીં

નહોતું આવવું પણ બળદ આ બાજુ ખેંચી લાવ્યા. અમારે તો યજ્ઞપરેથી બારોબાર ઇશ્વરપરે જવું હતું. બળદને ઘણા ખેંચ્યા પણ તમે કાંઇક સંભાર્યા હશે એટલે આંહી ખેંચી લાવ્યા.' કોઇ પ્રસંગનું નિમિત્ત પોતાને શિરે ન લેતાં બીજા ઉપર મૂકવામાં જ આવા ભગવત્ સ્વરૂપ સંતમાં ભગવાનની કર્તા થકા અકર્તાની શક્તિ દેખાઇ આવે છે. પોતાની અંતર્યામી અને વ્યાપકશક્તિનો લેશમાત્ર કોઇને ખ્યાલ ન આવે એવી રીતે વર્તવામાં જ મોટા પુરુષની મહત્તા છે. રામચંદ્રભાઇ તો સ્વામીશ્રીને તેમના શુદ્ધ સ્વરૂપમાં યથાર્થ ઓળખતા હતા. એટલે બળદ આંહી ખેંચી લાવ્યા કે પોતે જ સ્વયં તેમની પ્રાર્થના સાંભળી અત્રે પધાર્યા, તેનો નિર્ણય કરવાનો તેમને હતો જ નહિ સ્વામીશ્રીનો હાથ પકડી ઘર તરફ આવ્યા. તેમણે કહ્યું, 'બાપા! આપે અત્રે આ વખતે પધારી અમને નવજીવન આપ્યું છે, નહિ તો આજે શું થાત તેની સમજણ પડતી ન હતી.' સ્વામીશ્રી તેમની સામું જોઇ હસ્યા અને કહ્યું, 'મહારાજ તો પોતાના ભક્તની સર્વપ્રકારે રક્ષા કરે છે, માટે આપણે ચિંતા, ઉપાધિ વગેરેનો ભાર તેમને માથે નાંખી દેવો અને ભજન કરવા મંડી પડવું.' પછી હાથ, પગ ધોઇ પાણી પીધું. જમવાનું પૂછ્યું એટલે કહ્યું, 'મહેમદાવાદ જવું છે અને રોકાવું નથી. માટે હમણાં જ ડમણિયું જોડો.' એટલે રામચંદ્રભાઇએ ડમણિયું જોડયું. પછી સ્વામીશ્રી તેમાં બિરાજ્યા અને રામચંદ્રભાઇને કહ્યું, 'કાલે આણંદ આવજો.' એમ કહી પોતે ડમણિયું હાંકવા બેઠા. બળદની જાતમાં ઉત્તમ ગણાતા વઢિયારા, હાથીની જોડ જેવા, સાધારણની પાસે તો ઉન્મત્તાઈ બતાવતા, સ્વામીશ્રીના સ્પર્શ માત્રે શાંત બની ગએલા, સ્વામીશ્રીની આજ્ઞાની રાહ જોતા, સ્વામીશ્રીએ રાશ હાથમાં લીધી અને સહજ સ્પર્શ કર્યો, ત્યાં તો જાણે પવન વેગી પાંખાળી માણકી ઊડી હોય તેમ ઊપડયા. રામચંદ્રભાઇ તે દિવ્ય મૂર્તિનાં દર્શન કરતા ત્યાં જ સ્થિર થઇ ગયા. સ્વામીશ્રીની અતિ તેજસ્વી અને મહારાજના ઐશ્વર્યથી સર્વ પ્રકારે અંકિત થએલી, પોતાના આશ્રિતના અંતરમાં રહેલા અંતરશત્રુઓને પળે પળે પ્રહાર કરતી, આ દિવ્ય મૂર્તિ અને તેમના આ દિવ્ય લીલા ચરિત્રો જોઇ,

રામચંદ્રભાઈના અંતરમાં તો અતિ અપાર શાંતિ અને આનંદ છવાઈ ગયા; અને રજ તેમના વેગ ક્યાં અદૃશ્ય થઈ ગયા તેની કાંઈ ખબર જ પડી નહિ. પળે પળે પોતાના આશ્રિતની રક્ષા કરતા, અનંત સ્વરૂપે જાણે પોતાના ભક્તની અખંડ સમીપમાં જ છે એવી આશ્ચર્યકારી રીતે પ્રગટ થતાં, સ્વામીશ્રી ખરેખર સૌને અકળીત અને અગમ્ય જ જણાતાં. તેમના અનંત ગુણો માર્દવ, આર્જવ, સૌહાર્દ, ચાતુર્ય, સ્થૈર્ય, શૌર્ય, પરાક્રમ, દયા, માધુર્ય, ઔદાર્ય વગેરેથી તેઓ સદા यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । એવા જણાતા.

× × ×

અધિક આષાઢ માસમાં ભાદરણમાં હિરાભાઈ ચતુરભાઈ તથા કાશીભાઈ ળકોરભાઈએ સત્સંગિજીવનનું પારાયણ કરાવવાનું નક્કી કર્યું. એટલે સ્વામીશ્રી પોતાના સંત મંડળ સાથે ભાદરણ પધાર્યા. ભાદરણ એ સ્વામીશ્રીનુ વિરામસ્થાન હતું અને વિદ્યાર્થી સંતોની પાઠશાળા સમ હતું. પુરાણી ગોપીનાથજી તથા સાધુ ધર્મવલ્લભદાસજી[1], શ્રીજીસ્વરૂપદાસજી તથા છપૈયાથી આવેલ, આચાર્ય લક્ષ્મીપ્રસાદના પુત્ર રાધારમણપ્રસાદ વગેરે અહીં ભણતા હતા. ભાદરણના પ્રેમી હરિભક્તોના મનના મનોરથ પૂરા કરી, સત્સંગિજીવનની પારાયણ પૂરી કરી, સ્વામીશ્રી રાજકોટ પધાર્યા.

રાજકોટમાં શ્રાવણ માસમાં ત્યાંના સમગ્ર હરિભક્તોના સહકારથી સત્સંગિજીવનનું પારાયણ યોજાયું હતું. કથા, વાર્તા, ધ્યાન અને ભજનના અતિશય આસક્તિવાળા આ સમગ્ર હરિભક્તોને જોતા, તેમને ભગવાનનાં સંબંધવાળા સંતની સાક્ષાત્ પ્રાપ્તિ થઈ ગઈ હોય તેમ જણાતું હતું. સ્વામીશ્રીના સંબંધથી કથાવાર્તા એ જ જીવન સૌને

૧. સાધુ ધર્મવલ્લભદાસજી (મુનિ સ્વામી) નાગપુર ધંધાર્થે રહેતા. આ સાધુને વૈરાગ્યની ચટકી લાગવાથી રાજકોટ આવ્યા. વિજ્ઞાનદાસ સ્વામીનો યોગ થયો. પછી જળઝિલણી ઉપર સારંગપુર આવ્યા. સ્વામીશ્રીના દર્શન કર્યાં અને શાંતિ થઇ ગઇ. સ્વામીશ્રીએ તેમને પાસે બેસારી મોહન ભગત પાસે સાચાં સંતના લક્ષણ બતાવતાં કેટલાક વચનામૃતો વંચાવ્યા. એકાંતિકનાં શું લક્ષણ હોય તે સમજાવ્યું. એવા સંતમાં કલ્યાણ માટે સાથે જીવ જોડવો એવો ઉપદેશ કર્યો. ત્યારબાદ તેમને ભાદરણ લાવી ત્યાં સાધુ કર્યા અને અંબારામ ભગતની સૂચનાથી ધર્મવલ્લભદાસ નામ પાડ્યું

મનાઇ ગયું હતું. સત્સંગિજીવનની પારાયણ રાજકોટમાં કરી સ્વામીશ્રી ગોંડળ પધાર્યા.

## અક્ષર મંદિરના આશ્ચર્યો

સમાધિસ્થાનના પ્રગટીકરણ માટે ઉગ્ર તપશ્ચર્યા

ગોંડળમાં અક્ષર મંદિરના પાયા લગભગ કોઈ કોઈ ઠેકાણે ૫૦–૬૦ ફુટ, કોઈ કોઈ ઠેકાણે ૨૫–૩૦ ફુટ એમ ખોદાયા હતા. તેમાં પૂરણીનું કામ ચાલતું હતું. આવા જબ્બર ઊંડા પાયામાં, જેમાં ઉપરથી જોતાં જ તમ્મર આવતા, સ્વામીશ્રી એક પછી એક નિસરણીઓ બાંધી જાતે ઊતરતા. પાસેની જમીન ધસી આવીને અંદર પડશે, તેનો તેમને ભય ન હતો. તેમને તો ફક્ત એક જ તમન્ના હતી કે અક્ષર મૂર્તિ સ્વામીની આ સેવા કયાંથી ? આજ અનંત અવતારો અને દેવતાઓની સ્તુતિ સાંભળી, સ્વામી અહીં બિરાજવા તૈયાર થયાં તો દેહની પરવા કર્યા સિવાય, આ સેવા સૌએ કરી લેવી, એ મર્મ સ્વામીશ્રી સૌને સમજાવતા હતા. સૌ સંતો પણ એવી જ તમન્નાથી આ સેવામાં મંડ્યાં હતા. સ્વામી વિજ્ઞાનદાસજી પાનેલીની ખાણ ઉપર રહી સારા પથ્થર કઢાવતા. ભૂખ, તૃષા, ઊંઘનો અનાદર કરી, આ સંતે અહીં મોટા મોટા મુનિઓના પણ માનને મોડે એવી ભીષણ તપશ્ચર્યા આદરી હતી. આ સંતોની આવી અદ્ભુત તપશ્ચર્યા અને સાધુતાના લક્ષણોથી, ગોંડળની જનતામાં આ સંતોએ અનેરું સ્થાન પ્રાપ્ત કરી લીધું. તે અરસામાં ભાવનગરના મુક્તરાજ કુબેરભાઇએ ભાવનગરમાં 'સ્વામીની વાતુ' નું પારાયણ ગોઠવ્યું હોવાથી, સ્વામીશ્રી સૌ સંતોને સાથે લઈ ભાદરવા સુદ ૧ ને દિવસે ભાવનગર પધાર્યા. ખાનદેશી ભક્તરાજ મોહન ભગતને દેખરેખ માટે ગોંડળ રાખ્યા.

× × ×

મુક્તરાજ કુબેરભાઈ એટલે વાતોના કુબેર ભંડારી. તેમની પાસે વાતુ ખૂટે જ નહિ. અટપટા પ્રશ્નોથી અનેકને મુઝવતા, આ મુક્તપુરુષે સ્વામીશ્રીમાં શ્રીજી નિહાળી લીધા હતા. વચનામૃત કે સ્વામીની

વાતોનું જ્ઞાન કથી કથી જે સમજવાનું હતું, જાણવાનું હતું, તે તેમણે સમજી લીધું હતું.

ભાદરવા સુદ ૩ થી 'સ્વામીની વાતુ' નું પારાયણ ભાવનગરમાં શરુ થયું. યોગીજી મહારાજ વાતો વાંચે. સ્વામીશ્રી પ્રસંગ આવે ત્યારે સમજાવે. કેટલીક વાર સ્વામી વિજ્ઞાનદાસજી વાતુ કરે. કુબેરભાઈ પ્રશ્નોની ઝડી વરસાવે. ભાવનગરનો જનસમુદાય, સભાગણ, સૌ 'સ્વામીની વાતો' ની કથા સાંભળી, જાણે બીજા સર્વ શાસ્ત્રો નીરસ થઈ ગયા હોય, તેમ આ ગ્રંથની જ્ઞાનગહનતા અનુભવવા લાગ્યો. 'આ વાતુ તો ફિરંગીની તોપ જેવી છે' 'આ તો અંગ્રેજના લોઢાં, અટતામાં અળગાં કરે એવાં' 'આ તે કાંઈ વાતુ છે, આ તો જાદુ છે. તે જાદુ શું તો સંસાર ખોટો થઈ જાય.' એવી સ્વામીની આ પરાવાણી, અંતર ભેદીને સીધી આરપાર ઉતરી જાય, જગત રહેવા દે જ નહિ! તેમાં પણ એ પરાવાણીનો સ્રોત, એવી જ દિવ્ય વિભૂતિ શ્રીયોગીજી મહારાજના શ્રીમુખમાંથી આવતો હતો. વળી એવી જ સચોટતાથી સ્વામીશ્રી જ્યાં જરૂર પડે ત્યાં એક એક શબ્દનું અન્વેષણ કરી સમજાવતા હતા. આ ત્રિવેણી સંગમના સુમેળથી, ભાવનગરમાં અપૂર્વ જ્ઞાનસત્ર ઊજવાઈ ગયું. તેમાં ભાગ લેનારા સર્વ કોઇને લાગ્યું કે સ્વામિનારાયણ ભગવાન એ કાંઈ અવતાર જેવા ભગવાન ન હતા, પણ સ્વયં ભગવાન હતા. જેમાંથી સર્વ અવતારો પ્રગટ થાય છે અને પાછા જેમાં લીન થાય છે. પારાયણની પૂર્ણાહુતિ અતિ ધામધૂમથી થઈ. સ્વામીશ્રી અને સર્વ સંતમંડળ, મુક્તરાજ કુબેરભાઈ વગેરે સર્વે સારંગપુર જળઝિલણીનો સમૈયો કરવા ગયા.

આ સમૈયે રાજકોટ, ગોંડળ અને સોરઠ દેશના ઘણા હરિભક્તો આવ્યા. ગોંડળમાં મંદિરની પ્રવૃત્તિ આદરી, સ્વામીશ્રીએ ઠેઠ સોરઠ દેશ સુધી પોતાના પ્રતાપની સૌને ઝાંખી કરાવી. પોતાનું કાર્ય પોતે નિઃશંકપણે કર્યે જ જતા. એ કાર્યમાં પોતે તો મહારાજના દાસ તરીકે જ આ સેવા કરે છે, એવો ભાવ તેઓ સદા બતાવતા. છતાં

તેમના અખુટાંકયા પ્રતાપથી જ તેમનામાં શ્રીજીના સાક્ષાત્ સ્વરૂપનો નિર્દેશ ગુણાતીત જ્ઞાનની ધારક સોરઠની પ્રજાને પણ થવા લાગ્યો.

× × ×

ગોંડળમાં અક્ષર દેરીના સ્થાન ઉપર મોહન ભગત એકલા હતા. હાલ જ્યાં કૂવો છે તે જગ્યાએ ખોજાએ પપૈયાની વાડી કરી હતી. આ જગ્યાનો કબજો ખોજા લોકો સોંપતા ન હતા. વિરોધ પક્ષના કેટલાકે આ ખોજાને ચડાવ્યા, 'તમે વાડીનો કબજો સોંપશો નહિ અને ભગત ત્યાં એકલો છે એટલે ધમકી આપશો તો જગ્યા છોડી ચાલ્યો જશે.' કોઈ રીતે તકરાર થતી હોય તો કરવી તે તેમનો મુદ્રાલેખ હતો. તેમણે જાસાચિઠ્ઠી મોકલી મોહન ભગતને ધમકી આપી.

મહારાજ અને સ્વામીનું અખંડ પ્રગટપણું

બીજે દિવસે આ જાસા ચિઠ્ઠીની ભગત ઉપર શી અસર થઇ છે તે જોવા માટે, વિરોધિઓમાંથી કેટલાક અત્રે આવ્યા. મોહન ભગત તો અડગ ધીરજ અને હિંમતથી દિવસનું બધું કામ આટોપીને ખાટલો ઢાળીને બેઠા હતા. મોહન ભગત પાસે આવીને તેમણે કહ્યું, 'ભગત એકલા છો તે સંભાળજો. આ વાડીવાળા તો કટકા કરીને ગોંડળીમાં ફેંકી દેશે અને કોઇને ખબર પણ નહિ પડે. માટે જો દેહ સાચવવો હોય તો ભાગી જજો !' મોહન ભગતે તેમને કહ્યુ, 'અહીં તો સ્વામી અખંડ રક્ષામાં બેઠા છે. માટે તમો કોઇ વાતે ચિંતા કરશો નહિ.' સાધુઓને થયું કે સ્વામીના જોર ઉપર કેટલું નચે છે તે હવે જોઈએ.

તે જ રાત્રે બાર વાગે ચાર ખોજા આવ્યા. વાડી તો પોતાની હતી પણ મોહન ભગત ઉપર આળ મૂકવા, વાડમાં છીંડુ પાડયું અને અંદર જઈ પપૈયાના ઝાડ કાપ્યા. મોહન ભગત આ વખતે સમાધિસ્થાન પાસે ખાટલા ઉપર સૂતા હતા. સૂતા સૂતા આ બધું જોતા હતા. વચ્ચે વચ્ચે અંદર બોલાતા શબ્દો સંભળાતા હતા 'સાળાને કાપી જ નાખો એટલે અહીં પછી કોઇ આવે જ નહિ.' મોહન ભગતને થયું, 'જરૂર આ લોકો આજે કાંઇ નવાજૂની કરશે' તે તો એકદમ ઊભા

થયા અને દેરી ઉપરના મહારાજના ચરણારવિંદ ઉપર માથું મૂકીને પ્રાર્થના કરવા લાગ્યા, 'હે મહારાજ! હે સ્વામિન્! આ વખતે તો આપ રક્ષા કરો તો જ બચાય તેમ છે. માટે રક્ષા કરો, રક્ષા કરો.' આમ આંખો બંધ કરી મોહન ભગતે સ્વામીની સ્તુતિ કરી. એટલામાં સ્વામી એકદમ પ્રગટ થયા. પોતિયાનો કછોટો મારેલો, બીજું પોતિયું લોટે બાંધેલ, ઉઘાડું શરીર, ઉઘાડું માથું, હાથમાં લાકડી, એવું સ્વરૂપ ધારણ કરી અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી, મોહન ભગત સમક્ષ આવીને ઊભા રહ્યા. સ્વામીની મૂર્તિમાંથી નીકળતો અતિશય દિવ્ય પ્રકાશ જોઇ, મોહન ભગતે આંખો ઉઘાડી, સામે સાક્ષાત્ સ્વામીને ઊભેલા જોયા. મોહન ભગતને માથે હાથ મૂકી સ્વામીએ તેમને ધીરજ આપતા કહ્યું, 'ભગત! બીવો છો કેમ? તમે એકલા છો એમ માનો છો? આ સ્થાનમાં અમે મહારાજ સાથે અખંડ બિરાજમાન છીએ.' એમ કહીને મોહન ભગતને કહ્યું 'જુઓ.' એટલે મોહન ભગતે સામે દેખાતા આંબલીના ઝાડ તરફ જોયું તો આંબલીના પાંદડે પાંદડે સુવર્ણ જેવા પ્રકાશમાં મહારાજ અને સ્વામી દેખાયા. આ અતિ અદ્ભુત દર્શનથી, મોહન ભગતને પ્રતીતિ થઈ કે આ સ્થાનના અણુએ અણુમાં, મહારાજ અને સ્વામી પોતાની સર્વ શક્તિએ સહિત બિરાજમાન છે. આમ થોડો સમય આ દિવ્ય દર્શન મોહન ભગતને સ્વામીએ કરાવ્યું અને પછી અદૃશ્ય થઇ ગયા. મોહન ભગત હવે હિંમતમાં આવી ગયા. 'સ્વામી અખંડ રક્ષામાં છે. કોઈનો ભાર નથી.' પછી ખાટલામાં બેઠા અને હાથમાં લાકડી રાખી ત્યાંથી જ ત્રાડ પાડી, 'એલા વાડમાં કેમ છીંડુ પાડીને પેઠા છો? બહાર નીકળો.' મોહન ભગતના આ શબ્દોમાં ભયંકરતા હતી. ખોજા તેરઆંના અને વાડ કૂદી પલાયન થઈ ગયા. આવી રીતે સ્વામીએ આ સ્થાનમાં પ્રગટ થઈ મોહન ભગતની રક્ષા કરી.

પરંતુ કોઇ રીતે આ સ્થાનનો ઉત્કર્ષ ન જ થાય એવા ભાવવાળા વિરોધિઓએ વિચાર્યું, 'એક યુક્તિ નિષ્ફળ ગઈ હવે બીજી અજમાવવી.' ભગત એકલા જ હતા, ચારે તરફ

અર્ધા પાયા પુરાએલા પડયા હતા. કેટલાક પાયા એમ ને એમ જ પડી રહ્યા હતા, કામ બંધ હતું. કામની વિશાળતા જોતાં ત્રણ વર્ષમાં આ કામ કોઈ રીતે થાય તેવું દેખાતું નં હતું. મહારાજાને આડુંઅવળું સમજાવવાનો આ ખરો લાગ હતો. એક હરિભકતે આ બીડું જડપ્યું. તે મહારાજા પાસે ગયા અને કેટલીક આડીઅવળી વાતો કરી પછી કહ્યું, 'અક્ષરવાડીવાળા સાધુઓ તો પાયા ઊંડા ખોદી, ખાડા કરી ભાગી ગયા છે. પૈસાનું કાંઈ ઠેકાણું નથી. એટલે આ કામ તેમનાથી થાય તેમ નથી.' મહારાજાને આ શબ્દોની કાંઈ અસર થઈ નહિ. તેમણે એટલું જ કહ્યું, 'યજ્ઞપુરુષદાસ શાસ્ત્રી બહુ જ પ્રતાપી પુરુષ છે. મને તેમનો વિશ્વાસ છે.' મહારાજાના આ શબ્દોથી આ હરિભક્તને થયું, 'આ યુક્તિ પણ કદાચ નિષ્ફળ જશે.' એટલે તેમણે છેલ્લો પાસો ફેંકયો, 'એ તો થોડા 'હાજી હા' કરનારાનું મંડળ લઈને ફરે એટલે આપને એમ લાગે પણ આપે તપાસ કરવા જરૂરી છે.' 'જોઈશું' એટલો જ ઉત્તર મહારાજાએ આપ્યો અને આ હરિભકતને વિદાય કર્યા.

મહારાજાએ પરિસ્થિતિ તપાસવાનો વિચાર કર્યો. બીજે દિવસે, ભાદરવા સુદી ૧૨ ને દિવસે, મહારાજાને પોરાજી જવાનું હતું. ત્યાંથી પાછા ફરતા સાંજે અક્ષરવાડીની મુલાકાત લેવી અને જો કામકાજ ચાલુ ન હોય તો ઊંડી તપાસ કરવી, એમ તેમણે નિર્ણય કર્યો.

સારંગપુરમાં જળઝિલણીનો સમૈયો અપૂર્વ ધામધૂમથી ઉજવાયો. બારસની વહેલી સવારે સૌ સંતોને સ્વામીશ્રીએ પારણા કરાવી દીધાં. પછી તુરત જ ૨૦ સંતો તથા હરિભકતો હિરજીભાઈ, જાદવજીભાઈ વગેરેને તેજ વખતે મોટરમાં સ્વામીશ્રીએ ગોંડલ મોકલ્યા. તેમને સૂચના આપી કે 'ત્યાં જઈને તુરત જ કામે લાગી જજો અને ચાર સાધુ ભંડાર કરજો.' સાંજે ચાર વાગે આ મંડળ ગોંડળ પહોંચી ગયું અને સૌ સાધુ તથા હરિભકતો કામે લાગી ગયા. છ વાગે મહારાજા પોરાજીથી પાછા ફરતા અહીં આવ્યા. મોટરમાંથી ઊતરીને જોયું તો કામ ધમધોકાર ચાલતું હતું. વિજ્ઞાનદાસ સ્વામીને બોલાવીને

તેમણે પૂછ્યું, 'આટલા દિવસ કામ કેમ બંધ હતું ?' એટલે તેમણે કહ્યું, ' અમારે ભાવનગરમાં પારાયણ ભાદરવા સુદ ૨ થી હતું. ત્યાર બાદ સારંગપુરમાં જળઝિલણીનો સમયે. હતો. હજારો હરિભકતો તે સમયે આવે એટલે ત્યાં ઉત્સવ ઉપર સૌને જવું પડે. ગઈ કાલે ઉત્સવ પૂરો થયો અને આજે સવારે નીકળી અમે અત્રે આવી ગયા છીએ અને કામ ચાલતું કર્યું છે.' આ હકીકત સાંભળી મહારાજને ખાત્રી થઇ કે કેવળ રાગદ્વેષને લઇને જ વિરોધિઓ વિરોધ કરે છે. સ્વામીશ્રીએ સૌને વહેલા વિદાય કર્યા તેનો મર્મ સૌ સંત હરિભક્તોને સમજાયો. સૌ ખૂબ જ ઉત્સાહપૂર્વક કામે લાગી ગયા. મહારાજાએ બીજે દિવસે ફરિયાદ કરનાર હરિભક્તને બોલાવી સખત શબ્દોમાં ઠપકો આપ્યો અને ખોટી ફરિયાદ કરવા માટે તેનો રૂ. ૫૦) દંડ કર્યો.

× × ×

આસો માસમાં કંથારિયામાં મુક્તરાજ બાપુ દાજીભાઇ બનેસિંહે ' સ્વામીની વાતુ'નું પારાયણ સાત દિવસનું ગોઠવ્યું. સ્વામીશ્રી સર્વ સંતમંડળ સાથે અત્રે પધાર્યા અને સાત દિવસ સુધી કથાવાર્તા કરીને સૌને અપાર સુખ આપ્યું. પછી પોતે ત્યાંથી ગુજરાત તરફ પધાર્યા.

× × ×

**શંકર ભગતનો અક્ષરવાસ**

સારંગપુરમાં કોઠારી શંકર ભગત સ્વામીશ્રીની એકધારી ઝંખના કરતા હતા. આજે શ્રીજી મહારાજ, સત્સંગમાં સ્વામીશ્રી દ્વારા, પોતાની સ્વરૂપનિષ્ઠાના પાયા પાતાળે નાંખે છે, એવી સ્પષ્ટ નિષ્ઠાવાળા, કોઠારી શંકર ભગતે, સ્વામીશ્રી સાથે વરતાલથી બહાર નીકળી અક્ષરપુરુષોત્તમ મહારાજની સેવામાં ઝંપલાવ્યું હતું. જમીનોની દેખરેખ અને સંભાળ, તેમજ બોચાસણ અને સારંગપુર મંદિરના કોઠારનું કામ, સંપૂર્ણ કુશળતાથી કરનાર કોઠારી શંકર ભગત, સ્વામીશ્રીની કૌસ્તુભમણિની માળામાં એક અણમોલા મણિ સમાન હતા. સ્વામીશ્રીના વચને તેમણે પોતાના દેહને અદ્ધરથી જ ઝોળિયા પારેવાની જેમ પડતું મૂક્યું

હતું. હવે જીવનના છેલ્લા શ્વાસ ઘૂંટતા કોઠારી શંકર ભગત ફક્ત સ્વામીશ્રીના છેલ્લા દર્શન ઇચ્છતા હતા. હવે તો આ સંતવર્યનાં પાદારવિંદમાં મસ્તક મૂકી, શ્રીજીની સાન્નિધ્યમાં બેસી જવા સિવાય બીજી કોઇ ઇચ્છા તેમને રહી ન હતી.

સ્વામીશ્રી સારંગપુર પધાર્યા. તુરત જ કોઠારીને આસને આવ્યા. સ્વામીશ્રીને બે હાથ વતે નમસ્કાર કરી, સજળ નેત્રે કોઠારી સ્વામીશ્રીની વિદાય માંગતા હતા. સ્વામીશ્રી તેમની પાસે આવી સ્થંભી ગયા. આજે ચાલીસ ચાલીસ વર્ષ સુધી જીવનના અનેક કપરા પ્રસંગોમાં, હસતે મુખે સહારો આપનાર, ભગતજીના અત્યંત લાડિલા કોઠારી શંકર ભગત, શ્રીજીની હજૂરમાં બેસવા તત્પર થઈ ગયા છે. લૌકિક દૃષ્ટિએ આ વિદાય વસમી હતી. સ્વામીશ્રી તેમના આસન પાસે આવ્યા અને તેમને મસ્તકે હાથ મૂકી વિદાયની છેલ્લી શીખ આપતા, તેમની તરફ અનિમીષ દૃષ્ટિએ જોઇ રહ્યા. એ દૃષ્ટિમાં એ ભાવ હતો ' તમે જાઓ. પરંતુ આ જીર્ણ થએલા દેહને છોડી નવા સ્વાંગમાં પાછા આવો. આવા સર્વોપરી અક્ષર પુરુષોત્તમ મહારાજની સેવા અને તેમના સર્વોપરી નિષ્ઠાવાળા ભક્તનો સંગ, એ જ પરમ મુક્તિ છે.'[૧] સ્વામીશ્રીની આ મૂક ભાષાને કોઠારી સમજી ગયા અને સ્મિત વદને સ્વામીશ્રીને છેલ્લા નમસ્કાર કરી, ધામમાં બિરાજી ગયા.

સારંગપુરના મંદિરના પથ્થરે પથ્થર કોઠારીની આ વિદાયથી રડી ઊઠયા. આકાશમાં વાદળા છવાઇ ગયા અને ભયંકર વાવાઝોડાની શરૂઆત થઈ. સર્વત્ર વિષાદની ઘેરી છાયા છવાઈ ગઈ. સ્વામીશ્રી કોઠારીના મૃતદેહ પાસે બેસી ધૂન્ય કરાવતા હતા. એટલામાં ધર્મસ્વરૂપદાસને સમાધિ થઈ અને ભગતજી મહારાજનાં દર્શન થયા. ધીરે ધીરે મહારાજ અનંત મુક્તો સાથે દિવ્ય વિમાનમાં કોઠારી શંકર ભગતને દિવ્ય દેહે લઈ જતા તેમને દેખાયા. શ્રીજીમહારાજે પોતાના ગળાના હારમાંથી પ્રસાદીનું ફુલ ધર્મસ્વરૂપદાસ સામે ફેંકયું. સભામાં

૧. 'સત્તારૂપે રહેવું તેથી પણ ભગવાન કે ભગવાનના ભક્ત વોળે દેહ ધરીને રહેવું તે શ્રેષ્ઠ છે.' ગ. મ. ૬૩

બેઠેલા સર્વેએ ફુલ આવતું જોયું. સાથે સાથે કોઠારીના મુખ ઉપર પ્રકાશની શીતળ છાયા દેખાણી, એક જ ઘડી અને પછી તુરત જ એ છાયા અદૃશ્ય થઇ ગઇ ! સ્વામીશ્રીએ પછી કહ્યું, 'કોઠારીને મહારાજ વિમાનમાં બેસારીને ધામમાં લઇ ગયા.' થોડીવારે ધર્મસ્વરૂપદાસ સમાધિમાંથી જાગ્રત થયા. તેમણે પણ એ જ હકીકત કહી. પછી કોઠારીના મૃતદેહને અગ્નિસંસ્કાર કરી સૌ સ્નાન કરી પોતાની પ્રવૃત્તિમાં જોડાયા.

× × ×

**આફ્રિકાના વીર પુરુષ હરમાનભાઇ**

સં. ૧૯૮૯ ના માગશર માસમાં નગાસરમાં પારાયણ હોવાથી સ્વામીશ્રી નગાસર પધાર્યા. આફ્રિકાથી ગાનાના હરિભક્ત હરમાનભાઇ મકનદાસ પટેલ, આફ્રિકા જેવા અનાર્ય દેશમાં સ્વામિનારાયણ સંપ્રદાયનું બ્રજારોપણ કરી, દેશમાં આવ્યા. મુંબઇમાં તેમનું સ્વાગત શ્રીજી-સ્વામીના અડગ સૈનિક સમ 'સત્સંગના સરદાર' સ્વામીશ્રી નિર્ગુણદાસજીએ કર્યું.

નિર્ગુણદાસ સ્વામીએ સત્સંગ સંબંધી તેમને ઘણી જ વાતો કરી. તે સાંભળી તેમને થયું, આવો અતિ દિવ્ય સત્સંગ, અક્ષર પુરુષોત્તમનું દિવ્ય જ્ઞાન, તેના પ્રવર્તક સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજની પણ અતિ દિવ્યતા અને તેમના જ મહિમાના પ્રવર્તક સ્વામી નિર્ગુણદાસજીની દિવ્યવાણી; આત્માના ઉદ્ધારનો આવો દિવ્ય સાજ જે દેશમાં મળે છે, તે છોડીને કેવળ આર્થિક લાભ પ્રાપ્ત કરવા પરદેશમાં જવું, તે તેમને હવે ન રુચ્યું. તેમણે મનોમન નક્કી કરી દીધું કે હવે તો દેશમાં જ રહેવું અને સત્સંગની સેવા કરવી. નિર્ગુણદાસ સ્વામી કેમ જાણે તેમના આ વિચારો જાણી ગયા હોય તેમ તેમને વિચાર કરતા જોઈ બોલ્યા, 'તમારા જેવા વીર પુરુષ આફ્રિકા ગયા તો આફ્રિકામાં સત્સંગનું બીજ રોપાયું. હવે તો આફ્રિકામાં સ્વામિનારાયણ ભગવાનનો વિજય ડંકો તમારા દ્વારાએ મારવો છે. માટે આ રજામાં જેટલો બને તેટલો સ્વામીશ્રીનો સમાગમ

કરી, સત્સંગનો લાભ લઈ, આફ્રિકા જઈ આ કાર્ય વિશેષ પ્રવર્તાવો.' પોતાના મનના ભાવો સ્વામી જાણી ગયા કે તેમના દ્વારે મહાપ્રભુ શ્રી સ્વામિનારાયણ ભગવાન બોલ્યા તેનો કાંઈ પણ વિચાર હરમાનભાઈ કરી શકયા નહિ. પરંતુ તેમને એટલું તો જરૂર લાગ્યું કે નિર્ગુણસ્વામીના આ શબ્દોમાં પોતાને એક અગત્યનો સંદેશો અને આશીર્વાદ મળે છે. તેમણે રજા પૂરી થયા પછી, આફ્રિકા પાછા ફરવાનો નિર્ણય તે જ વખતે કરી લીધો.

નિર્ગુણદાસ સ્વામીની સાથે તેઓ સ્વામીશ્રીના દર્શન માટે નગાસર આવ્યા. અત્રે પારાયણનું દિવ્ય વાતાવરણ, હરિભક્તોનો સ્વામીશ્રી પ્રત્યેનો અપૂર્વભાવ, સ્વામીશ્રીના દિવ્ય દર્શન અને તેમની દિવ્ય વાણી, આ બધાથી હરમાનભાઈને અત્યંત આનંદ થયો. મુંબઈમાં થએલા વિચારોનું પુનરાવર્તન પાછુ થવા માંડયું. દેશમાં મળતો આ લાભ છોડી આફ્રિકા શી કમાણી કરવા જવું ? નગાસરના પારાયણ પછી તેઓ ઘેર ગયા.

**રાજપુરમાં પારાયણ**

પરંતુ આ પ્રસંગથી તેમને સત્સંગનો, સ્વામીશ્રીના પ્રસંગની, અત્યંત તાલાવેલી જાગી. થોડા જ સમયમાં કડી પાસે રાજપુરમાં મુક્તરાજ શ્રી અંબાલાલ છગનભાઈ ભગતે વિજ્ઞાનદાસ સ્વામીની આજ્ઞાથી પારાયણ ગોઠવ્યું હતું. અ. નિ. સદ્‌ગુરુ સ્વામી યોગેશ્વરદાજીની વાર્ષિક તીથિના પ્રસંગેજ આ પારાયણ યોજાયું હોવાથી, સ્વામીશ્રીએ કહ્યું, 'આ તો સદ્‌ગુરુ યોગેશ્વરદાસ સ્વામીના નિમિત્તનું પારાયણ હોવાથી, કથા હું જાતે જ વાંચીશ.' સદ્‌ગુરુ યોગેશ્વરદાસ સ્વામી પ્રત્યેની ભક્તિભાવના સ્વામીશ્રીના આ શબ્દો હતા. સ્વામીશ્રી નગાસરથી સીધા જ રાજપુર આ પારાયણ પ્રસંગે પધાર્યા. અમદાવાદથી મગન ભગત તેમના મંડળ સાથે આવ્યા. આ પારાયણમાં ભક્તરાજ રાણા વરવાજીભાઈ, કનોજીભાઈ, કેશવલાલભાઈ, કુબેરદાસ, કચરાદાસ વગેરે, સૌ સંત હરિભક્તોની સેવામાં, જોડાઈ ગયા. સ્વામીશ્રીના દર્શન અને સમાગમનો લાભ લેવા હરમાનભાઈ ગાનાથી રાજપુર આવ્યા. સ્વામીશ્રીના શ્રીમુખથી

નીકળતા કથા પ્રસંગો, શ્રીજીના દિવ્ય લીલા ચરિત્રોની નારણજી મહારાજની વાતો વગેરે સાંભળી, હરમાનભાઈને આનંદનો પાર ન રહ્યો.

કોશિશ કરજો, સત્સંગ વધશે.

કથા દરમ્યાન એક દિવસ સ્વામીશ્રીએ તેમને બોલાવી પૂછ્યું, 'તમારે ત્યાં આફ્રિકામાં સત્સંગ કેવો છે?' એટલે હરમાનભાઈએ હાથ જોડી કહ્યું. 'દયાળુ! આફ્રિકામાં કચ્છી સત્સંગીઓ છે, બીજા પાટીદારો પણ છે, પણ સત્સંગનો આવો અદ્ભુત રંગ ત્યાં નથી. ત્યાં તો ફક્ત આંગળીને વેઢે ગણી શકાય એટલા સત્સંગીઓ જ છે. ત્યાં આર્ય સમાજ, શીખ, જૈન, સનાતન, મુસલમાન, ખોજા અને ક્રિશ્ચિયન ધર્મની સંસ્થાઓના મંદિરો છે, પણ આપણા સંપ્રદાયનું કોઈ ભવ્ય-મંદિર નથી કે કોઈ વ્યવસ્થિત સંસ્થા પણ નથી.' એટલું કહીને પછી સ્વામીશ્રીને તેમણે પ્રાર્થના કરી, 'સ્વામીબાપા! આફ્રિકામાં સત્સંગ વધે, ભવ્ય મંદિરો થાય, સંતોનો સમાગમ મળે એવી દૃષ્ટિ કરો.' સ્વામીશ્રીએ તેમના તરફ હસીને કહ્યું, 'કોશિશ કરજો, સત્સંગ વધશે, મહારાજનો વર છે.' આ સંતવર્યના આટલા જ શબ્દોમાં, આફ્રિકામાં અતિ અપાર દિવ્ય સત્સંગ અને અક્ષર પુરુષોત્તમની શુદ્ધ ઉપાસના પ્રેરતા ભવ્ય મંદિરો સમાએલા છે, તેની હરમાનભાઈને તે વખતે ક્યાંથી ખબર પડે? એ તો ભવિષ્યના ઇતિહાસના જ્યારે તેઓ દ્રષ્ટા બનશે ત્યારે જ તે જોઈ શકશે!

× × ×

મગનભાઈ નરસિંહભાઈ

ચૈત્રી સમૈયે હરમાનભાઈ બોચાસણ આવ્યા. સમૈયો અને હરિભક્તોને જોઇ તેમનું હૈયું નાચી ઊઠ્યું. આ સમૈયે સુરતથી મગનભાઈ નરસિંહભાઇ પટેલ પણ આવ્યા હતા. તેઓ ભાદરણના લેવા પાટીદાર જ્ઞાતિના હતા અને જૈન ધર્મના અનુયાયી હતા. ભાદરણમાં તેમને જોગી મહારાજનો સંબંધ થોડા વર્ષો પહેલા થયો. યોગીજી મહારાજના આ પ્રથમ પ્રસંગથી તેમને તેમનામાં હેત થયું. વર્તમાન

ધરાવી તેઓ સત્સંગી થયા. ત્યારબાદ ધંધાર્થે ભાદરણ છોડી સુરત રહેવા ગયા. સત્સંગના સંસ્કારો અતિશય બલિષ્ટ હોવાથી સ્વામીશ્રીના સંબંધથી તે સંસ્કારો વિકાસ પામવા લાગ્યા. દરેક સમૈયામાં આવવું, સત્સંગીઓ સાથે સંબંધ વધારવો, એમ સ્વાભાવિક મિલનસાર પ્રકૃતિને લીધે, સત્સંગમાં ધીરે ધીરે અગ્રગણ્ય ભાગ તેઓ લેવા લાગ્યા. કોઈ કોઈ વખત આફ્રિકામાં પણ હરમાનભાઈને પત્ર લખતા અને ત્યાંનાં સત્સંગને અહીંનાં સમાચાર આપી પોષણ આપતા

જ્ઞાનથી પરોક્ષ ઓળખાણ પ્રગટ થાય છે

સ્વામીશ્રીના ઓરડામાં હરમાનભાઇ તથા મગનભાઈ બન્ને બેઠા હતા. સ્વામીશ્રીએ મગનભાઈને પૂછ્યું, 'તમે આમને ઓળખો છો?' એટલે મગનભાઈએ હાથ જોડી કહ્યું, 'ના, સ્વામી.' પછી તે જ પ્રમાણે હરમાનભાઈને પૂછ્યું, 'તમે આમને ઓળખો છો?' તેમણે પણ તેવી જ રીતે ના કહી. પછી સ્વામીશ્રીએ તેમને બન્નેને કહ્યું, 'તમો એકબીજાને ઓળખો છો. કાગળપત્રથી પરિચય છે, પણ પ્રત્યક્ષ ઓળખાણ નથી. આજે હું તમને બંનેને ઓળખાવું.' પછી સ્વામીશ્રીએ મગનભાઈને કહ્યું, 'આ આફ્રિકામાં વસતા હરમાનભાઇ, તમો તેમને અવારનવાર કાગળો લખો છો.' અને પછી હરમાનભાઈને કહ્યું. 'આ સુરતના મગનભાઇ.' આ પ્રમાણે બન્નેને ઓળખાણ આપી. પત્રથી મૈત્રીનો પરોક્ષ સંબંધ બંધાએલો, આ પ્રત્યક્ષ ઓળખાણથી તે સંબંધ પ્રગટ થયો. બન્ને ઊભા થઇ એકબીજાને ભેટ્યા. સ્વામીશ્રી, આ બન્ને ભક્તોનો આવો સુહૃદભાવ અને પ્રેમ જોઇ, બહુ જ રાજી થયા.

પછી સ્વામીશ્રીએ તેમને બન્નેને વાત કરી, 'ભગવાન અને તેમના સંબંધવાળા સંત પણ મનુષ્ય જેવા જ હોય અને આપણી પાસે બેઠા હોય પણ ઓળખાણ ન હોય તો છેટંછેટા જેવા જ ગણાય. પણ જો કોઇક ઓળખાણ કરાવનાર મળે અને તેના વચનમાં વિશ્વાસ લાવીને તે સ્વરૂપને ઓળખી લે તો, તમે જેમ આજે પરસ્પર ભેટ્યા તેમ ભેટંભેટા જેવું થઇ જાય.' આ બન્ને હરિભક્તોને એમ લાગ્યું,

'ખરેખર ! અંતરમાં અજ્ઞાન હોય ત્યાં સુધી સત્પુરુષ પાસે બેઠા હોય તો પણ તે ઓળખાતા નથી. પરંતુ જ્યારે સંતસમાગમથી અજ્ઞાન ટળે છે ત્યારે જ પ્રત્યક્ષ ભગવાન કે સંતની તેમના પરમ સત્ય સ્વરૂપમાં ઓળખાણ થાય છે.'

સ્વામીશ્રી બોચાસણનો સમૈયો કરી હરમાનભાઈના આગ્રહથી પોતાના સંતમંડળ સાથે ગાના પધાર્યા. મગનભાઈ પણ તેમની સાથે જ ગયા. ગાના બે દિવસ રોકાઇને સ્વામીશ્રી આ બંને હરિભક્તોને સાથે લઇ રાસ પધાર્યા. અત્રે સ્વામીશ્રી ચાર દિવસ રોકાયા. એક દિવસ સવારે આ બન્ને હરિભકતો, સ્વામીશ્રીના દર્શન કરવા આવ્યા ત્યારે, સ્વામીશ્રીએ તેમને હસતા હસતા પૂછયું, 'રાત્રે બંનેએ શી શી વાતો કરી હતી ?' આ બન્ને જણાને આશ્ચર્ય થયું. 'આપણે રાત્રે બે વાગ્યા સુધી વાતો કરી તે આ સ્વામીશ્રીએ શી રીતે જાણ્યું ?' અંતર્યામીથી કાંઈ અજાણ્યું ન હોય, એ તો તેઓ સમજતા હતા, છતાં પોતે જે વાત કરી હતી તે સંબંધી સ્વામીશ્રીને કહેવું નહિ અને સ્વામીશ્રી સ્વયં જો તે વાત કહી દે તો તેમના દ્વારા શ્રીજી મહારાજ પ્રગટ છે તે નિશ્ચય તેમને દઢ થાય એ વિચારથી તે બન્નેએ કહ્યું, 'અમે તો કાંઇ વાતો કરી નથી.' ત્યારે સ્વામીશ્રીએ તેમની સામું એક સ્નેહભરી દષ્ટિ નાખી કહ્યું, 'ભગવાનના પ્રત્યક્ષ સ્વરૂપના નિર્ણય બાબતમાં જે તમોને શંકા રહે છે તે આજે કાઢવી છે.'

પછી સ્વામીશ્રીએ વચનામૃતનો ચોપડો મંગાવ્યો અને તેમાંથી પં. ૪ થું વચનામૃત વંચાવ્યું અને વાત કરી :—

ભગવાનના પ્રત્યક્ષ સ્વરૂપનું જ્ઞાન

"ભગવાન જ્યારે મનુષ્ય જેવા થઇ મનુષ્યને સજાતિ થાય છે ત્યારે જ સજાતિ સજાતિમાં હેત થાય છે. તે માટે ભગવાન પોતાના દિવ્યભાવનો સંકોચ કરીને પોતાના ભક્તને પોતામાં હેત થાય તે સારુ માણસ જેવા જ ભગવાન થાય છે. પણ દિવ્યભાવ જણાવતા નથી અને દિવ્યભાવ જણાવે તો વિજાતિપણું થાય અને ભકતને પોતામાં હે[illegible] ય થાય નહિ, તે મ[illegible] મનુષ્યરૂપે એ ભગવાન થાય [illegible] ાનો દિવ્ય[illegible]

છે તેને છૂપાવી રાખવો તે ઉપર જ પોતાની દષ્ટિ રહે છે અને છૂપાવતે છૂપાવતે પોતે કોઈ કાર્યમાં ઉતાવળા થઇ જાય છે ત્યારે દિવ્યભાવ જણાઈ આવે છે, તે સારુ એ ભગવાન મનુષ્યરૂપે વર્તે છે ત્યારે જે આવી રીતે નથી સમજતો તેને ભગવાનના એ સ્વરૂપમાં મનુષ્યભાવ દેખીને અવળું પડે છે. પરંતુ એ એટલું નથી સમજી શકતા કે ભગવાન જો દિવ્યભાવ જણાવે તો મન, વાણિને અગોચર રહે અને જીવના જાણ્યામાં આવે જ નહિ. માટે પ્રત્યક્ષ મનુષ્યરૂપ ભગવાન કે સંતનો જ્યારે નિશ્ચય યથાર્થ થાય છે ત્યારે જ જીવનો જીવભાવ ટળે છે.” આ પ્રમાણે ઘણી વાતો આ વચનામૃત ઉપર કહી, સ્વામીશ્રીએ તેમને કહ્યું 'ભગવાન અને સંતની રીત સદા એક સરખી જ હોય છે, તેમને ઓળખીને તેમને વિષે જોડાઇ જવું એ જ કલ્યાણનું અસાધારણ સાધન છે.' આ રીતે આ બંને ભક્તોને ભગવાનના પ્રત્યક્ષ સ્વરૂપની દઢ નિષ્ઠા સ્વામીશ્રીએ કરાવી દીધી.

**અક્ષર મંદિરની કલાત્મક યોજના**

સ્વામીશ્રી ગુજરાતમાં ફરી અક્ષર મંદિરના કામ માટે ગોંડળ પધાર્યા. અત્રે વજેશંકર મિસ્ત્રીએ સ્વામીશ્રીની સૂચના અનુસાર, અક્ષર દેરીની અખંડિતતા જાળવીને તેની ઉપર મંદિરની શોભાયમાન સ્તંભ પંક્તિઓ ગોઠવી દીધી હતી. આશાપુરી માતાને દર્શને જતા ગોંડળ ..શ પણ સ્વામીશ્રીની વેગવાન કાર્ય પદ્ધતિથી, સ્વામીશ્રીના અતુલ સામર્થ્ય અને પ્રતાપની ઝાંખી અંતરમાં અનુભવવા લાગ્યા. ગોંડળના ગૌરવ સમાન આ અક્ષર મંદિર અને તેના પ્રણેતા સ્વામીશ્રીને તેઓ અનોમન રોજ નમસ્કાર કરતા.

**મારા ઉપર ધૂળ નાંખો**

સ્વામીશ્રી ગોંડળથી સીધા ખંભાત પધાર્યા. અત્રેથી ભણનારા સાધુ ધર્મવલ્લભદાસને સાથે લઇને શ્રીજીપુરા આવ્યા. અત્રે કોઠારી સોમાભગત ખેતીનું કામ સંભાળતા હતા. તેમની મદદમાં વાસુદેવ સ્વામી, અક્ષરસ્વરૂપદાસજી, ગોપીનાથ પુરાણી વગેરે હતા. નદી ઉપર પાણીનો

પંપ મૂકી જુવારને પાણી પાવાનું કામ ચાલતું હતું. સ્વામીશ્રી પધાર્યા, આ સંતોને દર્શન દેવા, તેમના કાર્યને હળવું બનાવવા અને સેવાના અનેરા પાઠ શીખવવા!

જુવારના કયારામાં પાણી વાળવાનું કામ ચાલતું હતું. પાણીના જબ્બર પ્રવાહને લઇને કયારાના બંધ કેટલીક વખત તૂટી જતા તો સોમા ભગત પાવડા વતી ધૂળ નાંખતા. પરંતુ પાણીનો પ્રવાહ કયારેક કયારાના બંધને તોડી નાંખતો. સ્વામીશ્રી અહીં પધાર્યા. કયારાના બંધ વારંવાર તૂટવાથી મુઝાતા સોમા ભગતને સ્વામીશ્રીએ કહ્યું, 'હું કયારાના બંધ આગળ સૂઈ જાઉં અને તમે પાવડા વતી મારા ઉપર ધૂળ નાંખો એટલે બંધ તૂટશે નહિ.' સ્વામીશ્રી કયારાના બંધ ઉપર સૂઈ જાય અને તેમના ઉપર ધૂળ નાંખવી! સોમા ભગતથી તે બને જ શી રીતે? તેઓ વિચારમાં પડયા. પછી સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'શું વિચાર કરો છો? ઠાકોરજીની આવી સેવા કયાંથી આપણને મળે? આપણા સર્વોપરી ઇષ્ટદેવને માટે શું ન થાય? માટે માંડો ધૂળ નાંખવા.' એમ કહી પોતે તૂટતા બંધ પાસે સૂઈ ગયા. અગત્સ્યના આવવાની રાહ જોતો જાણે વિંધ્યાચળ ધીર, અડગ, નિશ્ચલ સ્થિતિમાં પડયો હોય તેમ, સ્વામીશ્રીના સંબંધથી જ કયારાના બંધ અચલ થઇ ગયા. સોમા ભગતે એક બે પાવડા ધૂળ સ્વામીશ્રી ઉપર નાંખી અને કયારાનો બંધ સ્થિર થઈ ગયો. તે પ્રમાણે બીજા કયારા જે તૂટતા હતા, ત્યાં આવી સ્વામીશ્રી સૂતા. તેમના ઉપર એક બે પાવડા ધૂળ નાંખી અને તે પણ સ્થિર થઈ ગયા! સોમા ભગતને થયું 'અહો! સ્વામીશ્રી સ્વયં શ્રીજીસ્વામીનું સાક્ષાત્ સ્વરૂપ હોવા છતાં, આજે પોતાના ઇષ્ટદેવનો મહિમા સમજી કેવા પ્રકારની સેવા કરે છે? આવી સેવા આપણાથી ન થાય.' શ્રીજીપુરામાં સેવકોને સેવાના પાઠ ભણાવી, બે ત્રણ દિવસ રહી, સ્વામીશ્રી આણંદ પધાર્યા!

## મુંબઇમાં સત્સંગના ગણેશ મંડાયા

નિર્ગુણદાસ સ્વામી, યોગીજી મહારાજ, શ્રીજીસ્વરૂપદાસ, પુરુષોત્તમપ્રકાશદાસ વગેરે સંત મંડળને લઇને સ્વામીશ્રી

વૈશાખ માસમાં મુંબઇ પધાર્યા. મુંબઇના હરિભક્તો શેઠ ગોવર્ધનભાઈ હાથીભાઈ, શેઠ ભગવાનદાસ ભીમજી, કાશીભાઇ બકોરભાઇ, જશભાઇ ભાઇલાલભાઇ, મણીભાઇ અમીન, શેઠ કલ્યાણજી કરમશી, શેઠ વસનજી કરમશી, શેઠ સુખલાલ જીવરાજ, ચુનીલાલ ઠાસરાવાળા, જૂઠા સોની વગેરે સ્વામીશ્રીને સ્ટેશને તેડવા આવ્યા અને હારતોરા કરી, સ્વામીશ્રીને વીલેપારલેમાં શેઠ ગોવર્ધનભાઇ હાથીભાઇના નિવાસ સ્થાને મુકામ કરાવ્યો.

મુંબઇમાં સ્વામીશ્રી પધાર્યા પછી પેશાબની ઉપાધિ જેવું જણાવ્યું. આથી ગોવર્ધનભાઇએ આ દર્દના નિષ્ણાત ડૉ. ધ્રુવને બોલાવ્યા. વિલાયત જઈ છેલ્લી કક્ષાની દાક્તરી ઉપાધિ પ્રાપ્ત કરનાર ડૉ. ધ્રુવ પશ્ચિમના સંસ્કાર રંગે રંગાએલા હતા. નામ તેવાજ લક્ષણ ધારણ કરતા ડૉ. ધ્રુવ પોતાની નક્કી કરેલી માન્યતાઓમાં ખરેખર–ધ્રુવજ–અચળ જ રહેતા.

**જ્યાં ધ્રુવની ધ્રુવતા ચળે છે**

ગોવર્ધનભાઇને બંગલે આવી તેમણે પલંગમાં પોઢેલા સ્વામીશ્રીના ભવ્ય સ્વરૂપના દર્શન કર્યા કે તુરતજ તેમના અંતરના તમામ રંગો ઓસરી ગયા! અચળ માન્યતાઓ ચળી ગઇ અને આ સ્વામીશ્રી કોઇ મહાન વ્યક્તિ છે, તેવી પ્રથમ દર્શને તેમને પ્રતીતિ થઈ. તેમણે સ્વામીશ્રી પાસે આવી હૃદયના શુદ્ધ ભાવે નમસ્કાર કર્યા. પછી સ્વામીશ્રીની નાડી જોવા હાથ પકડયો. પરંતુ સ્વામીશ્રીની નાડી તેમના હાથમાં ન આવી. સ્વામીશ્રી તેમના સામું મંદ મંદ હસતા હસતા પોતાની તમામ ક્રિયાદોની વાત કરતા હતા. ડૉ. ધ્રુવની મુઝવણનો પાર ન રહ્યો. યોગના અપાર ઐશ્વર્યનું દર્શન કરાવનાર આ યોગીન્દ્ર પુરુષ, એક તરફ ડૉકટરનું શરણું શોધે છે, જ્યારે બીજી તરફ પોતાની નાડીને શરીરના એક ભાગમાં સંતાડી, ડૉકટરને પોતાનું શરણું શોધવાનું આહ્‌વાન આપે છે. આ તે કયા પ્રકારના દર્દી! ડૉકટરે પછી નાડી છોડી, હાથ જોડી સ્વામીશ્રીને વિનતિ કરી, 'દયાળુ સ્વામીજી! આપના દર્શન થયા તે જ મારાં અહોભાગ્ય માનું છું. મેં

ઘણા ઘણા દર્દીઓને તપાસ્યા છે, સારવાર કરી સાજા કર્યા છે, પરંતુ આપના દર્દનું નિદાન મારાથી થઇ શકે તેમ નથી.' સ્વામીશ્રીએ તેમના આ શરણાગતિના શબ્દોથી પોતાની લીલા સંકેલી અને તેમને પોતાનું આખું શરીર તપાસવા દીધું.

માખણના પીંડા સમું અતિ કોમળ, ગૌર, અને પુષ્ટ, અસ્ખલિત બ્રહ્મચર્યના ઓજસથી દીપતું, સ્વામીશ્રીનું દેહ સૌષ્ઠવ, ડૉ. ધ્રુવને અસાધારણ લાગ્યું. આખા શરીરને તપાસ્યા પછી પણ સ્વામીશ્રી નીરોગી જ લાગ્યા. તેમણે 'સ્ટેથોસ્કોપ' ગળે ટીંગાડી સ્વામીશ્રીને કહ્યું, 'મને તો લાગે છે કે આપ અત્રે કેવળ અમને દર્શન અને સેવાનો લાભ આપવા જ પધાર્યા છો. તો હવે આપ મને કહો તે સેવા હું આપની કરું.' પછી સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'સારું'. પછી સ્વામીશ્રીને નમસ્કાર કરી ડૉકટર ઘેર ગયા.

રોજ રાત્રે ગોવર્ધનભાઈને બંગલે સભા થાય. મુંબઇથી મુખ્યત્વે શેઠ કલ્યાણજી કરમશી, શેઠ વસનજીભાઇ, શેઠ સુખલાલ જીવરાજ વગેરે હરિભક્તો કથા સાંભળવા આવતા. શેઠ ભગવાનદાસ ભીમજી, કશીભાઈ, જશભાઇ વગેરે તો અખંડ સેવામાં જ રહેતા. પારલાની મુમુક્ષુ ધર્મપ્રેમી જનતા પણ સ્વામીશ્રીની દિવ્યવાણી સાંભળવા આવતી. સ્વામીશ્રીના બે ચાર દિવસના પ્રસંગથી તેમને થયું, શાસ્ત્રો તો ઘણા વિદ્વાનો પાસે આપણે સાંભળ્યા છે. પરંતુ શાસ્ત્રોના નવનીતરૂપે ભગવાનના એકાંતિક સંતના પ્રસંગથી જ મુક્તદશા પ્રાપ્ત થાય છે, તે સિદ્ધાંત વચનો અને તેવી વાતો તો કોઇ દિવસ સાંભળી જ નથી. સ્વામીશ્રીની આ દિવ્ય વાણીથી આકર્ષાઈ ધીરે ધીરે મુંબઇના પરાની જનતા પણ દર્શને આવવા લાગી. ડૉ. ધ્રુવ પણ રોજ રાત્રે આવતા.

થોડા દિવસ પછી ડૉ. ધ્રુવે સ્વામીશ્રીની 'કિડની' નું ઓપરેશન કર્યું. કિડનીમાંથી પથરી નીકળી. ત્યારપછી ડૉકટર રોજ 'ડ્રેસીંગ' માટે ડૉ. દુર્ગાપ્રસાદ દવેને લઈને આવવા લાગ્યા. ગોવર્ધનભાઈના

આગ્રહ છતાં 'ઓપરેશન' તથા રોજનો 'વિઝિટ'ની ફીનો એક પૈસો પણ તેમણે લેવા ના કહી અને કહ્યું, 'તમને જેમ મોક્ષનો ખપ છે તેમ મને પણ છે. સ્વામીશ્રીના દર્શનમાં અને તેમની વાતોમાં મને મારી ફી મળી રહે છે. માટે એવો આગ્રહ મને ન કરશો.' ગોવર્ધન-ભાઈ તો સેવાની જ મૂર્તિ! સ્વામીશ્રીની અને સંતોનાં જરૂરિયાતની તમામ વસ્તુઓ હાજર જ રાખતા પોતે પણ અખંડ સેવામાં હાજર રહેતા. પોતાની મોટર, નોકરો, ઘરના તમામ માણસો, સ્વામીશ્રીની સેવામાં ખડે પગે તત્પર રહેતા. તેમને થયું 'મારા અહોભાગ્ય કે આજે આ અવસર મને પ્રાપ્ત થયો.' ધીરે ધીરે સ્વામીશ્રીને પણ આરામ થતો ગયો.

× × ×

આ જીવને, જ્યાં સુધી કોઈપણ પ્રકારની વ્યાવહારિક ઉપાધિ ન આવે ત્યાં સુધી સત્સંગની સામાન્ય કક્ષામાંજ તે અટવાયા કરે છે. પરંતુ જ્યારે ઉપાધિ આવે અને ગમે ત્યાં નાંખી નજર ન પહોંચે ત્યારે ભગવાન કે સંતને સંભારવા મંડી પડે છે. મોતીભાઇને સ્વામીશ્રીએ એવી ઉપાધિ મૂકી કે સ્વામીશ્રીની સહાય વિના તેમાંથી રસ્તો નીકળે જ નહિ.

મોતીભાઈ, આશાભાઈ અને ઇશ્વરભાઇની સહિયારી જમીનનું સરકારી મહેસુલ ચઢી ગયું હતું. આ રકમ જો એક માસમાં ન ભરાય તો સરકાર તે જમીન જપ્ત કરી દે, એવી કલેકટર તરફથી તેમને 'નોટીસ' મળી. એક મહિનાના વીસ દિવસો તો એ રકમ મેળવવાના પ્રયત્નમાં ગયા. પરંતુ દુષ્કાળનો સમય અને જમીન ઉપર બીજું દેવું હોવાથી, આટલી રકમ કોઈ ઠેકાણેથી મેળવવી મુશ્કેલ હતી. છેવટે મોતીભાઇએ સ્વામીશ્રીને પત્ર લખ્યો અને સાથે બે કીર્તનો બનાવી મોકલ્યા.

મોતીભાઈનો આ પત્ર નિર્ગુણદાસ સ્વામીએ સ્વામીશ્રીને વાંચવા આપ્યો. સ્વામીશ્રીએ તો સહજ એવી ઉપેક્ષાથી તે પત્ર એમને એમ

નિર્ગુણદાસ સ્વામીને પાછો આપી દીધો અને કહ્યું, 'મારે નથી વાંચવો.' પછી નિર્ગુણદાસ સ્વામીએ આગ્રહ કરી કહ્યું, 'વાંચવામાં શું જાય છે?' પરંતુ એક વખત ના પાડી એટલે પત્ર હાથ ધરવાની વાત આખી વાર ચાલી શકી જ નહિ.

શ્રીજી બાગમાં કલ્પ ગુણાતીત

હરિભક્તોના દુઃખે સદા દુઃખી થનાર કરુણામૂર્તિ સ્વામી નિર્ગુણદાસજી જાણતા હતા કે સ્વામીશ્રીની ઉપેક્ષા ઉપર ઉપરની છે; અંદરથી તો તેમને આ ભક્તો માટે અપૂર્વ મમતા અને ભાવ છે. નિર્ગુણસ્વામીએ સ્વામીશ્રીને કહ્યું, 'મોતીભાઈ આવા કઠણ દેશકાળમાં પણ કેવા નિશાના કીર્તનો બનાવી મોકલે છે!' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'વાંચો જોઈએ' બસ, નિર્ગુણદાસ સ્વામીને આટલું જ જોઈતું હતું. તેમણે કીર્તન ઉપાડ્યું :

'હરિવર શોધવા ચાલો આપણ સર્વે સખીઓ સંચરીએ,
દોષ રહિત ને ગુણ સુખ સંપન્ન એવા વરને તો વરીએ.
વર કાજે વરમાળા ગુંથવા, ફુલડા લાવોને સખીઓ,
વિણ ગુણ[1] હાર બનાવી લઈએ, પૂજ્યપાદની કાજે તો.

પછી તો સખીઓએ ગ. પ્ર. ૬૨ માં કહ્યા તે સત્ય, શૌચ, દયા, શાન્તિ, ત્યાગ, સંતોષ, આર્જવ આદિ ભગવાનના ગુણરૂપી ફુલડા શોધીને હાર ગૂંથ્યો. પરંતુ તે હાર પહેરાવવો કોને? કવિએ તે શોધી કાઢ્યું અને બતાવ્યું :—

પ્રથમ સત્તાવીશ છેલ્લું છવ્વીસ, વર્તન જોવાને આવો,
શ્રીજી બાગમાં કલ્પ ગુણાતીત વિના મળે નહિ એ લાવો.

અને પછી ગુણાતીત બાગમાં એવા વિણગુણ હારના અધિકારી મળી ગયા.

[1] નિર્ગુણ-દોરાના સંબંધ વગરનો.

એવા તો એક યજ્ઞપુરુષ જે ભગતજીના શિષ્ય કહાવે,
વિણુગુણુ હારના અધિકારી એ પહેરાવો હરખે ભાવે.

હારના અધિકારી તો મળ્યા. પરંતુ કાંઇ એમ ને એમ એકલો હાર પહેરાવી દેવાય ? ધૂપ, દીપ, ચંદન, અક્ષત, કુંકુમ વગેરે લાવી, પ્રથમ તો સ્વામીશ્રીની પૂજા કરી, ચંદનની અર્ચા કરી, કુંકુમનો ચાંદલો કર્યો; માંહી અક્ષત ચોઢયા. ધૂપ, દીપ તૈયાર કરી, આરતી કરવાની તૈયારી કરી. પ્રેમાધીન સ્વામીશ્રી તો આ સખીઓનો ભાવ જોઇ સામે ઊભા રહ્યા.

પ્રેમાધીન છે પ્રાણુપતિ તે અમૃત દૃષ્ટિથી જોતા,
કુશળતા પૂછીને પછીથી ગદ્‌ગદ્ કંઠે તો હોતા.

પછી ?

સ્વામિનારાયણુ જય બોલાવી હાર હરિને પહેરાવ્યો,
કરોડ કલ્પના સુકૃત ફળતા, તેથી આ અવસર આવ્યો.

હાર તો પહેરાવ્યો પણ પછી શરમાતી, અંતરમાં મલકાતી સખીઓ ધરતિ ખોતરતી નીચું જોઇને ઊભી રહી. થોડી થોડી વારે દૃષ્ટિ ખેંચીને એ પ્રિય સ્વરૂપના દર્શન કરી લેતી. એ ભાવભરી દૃષ્ટિમાં એ ભાવ હતો :

નજરે નિહાળી મરમાળી નખશીખ મૂર્તિને ધારી,
નિમીષ ન્યારા નહિ મૂકું હું ગુણુવંતા મમ ગિરધારી.

નિર્ગુણુદાસ સ્વામીની કીર્તન બોલવાની હલક અને કીર્તનનો આવો સર્વોપરી ભાવ જોઇ, સ્વામીશ્રી અત્યંત રાજી થયા. પછી ધીરેથી પૂછ્યું, ‘ કાગળમાં શું લખ્યું છે ? ’ નિર્ગુણુદાસ સ્વામીએ પછી કાગળની વાત વિસ્તારથી કરી. સ્વામીશ્રીએ નિર્ગુણુદાસ સ્વામીને કહ્યું, ‘ મોતીભાઇને કાગળ લખી અહીં બોલાવો. ’ આ આજ્ઞા થતાંજ નિર્ગુણુદાસ સ્વામીએ મોતીભાઇને કાગળ લખી દીધો. કાગળ મળતાં જ મોતીભાઇ, આશાભાઇ અને ઇશ્વરભાઇની રજા લઇ, મુંબઇ આવી પહોંચ્યા.

સ્વામીશ્રીના દર્શનથી જ મોતીભાઇને શાંતિ થઇ ગઇ, ઉપાધિની વાત વિસરી ગયા. અહીંના બ્રહ્માનંદના વાતાવરણમાં, સ્વામીશ્રીની અદ્‌ભુત રસ ભરપુર મૂર્તિનું સુખ લેવા લાગ્યા. સ્વામીશ્રીએ તેમના કામ માટે નિર્ગુણદાસ સ્વામીને ભલામણ કરી અને કહ્યું, 'આ ફેરે આમનું આટલું કામ કરી આપો.' પણ હવે નિર્ગુણદાસ સ્વામીનો વારો હતો. તેમણે ચોખ્ખું કહી દીધું, 'સ્વામી! હું તેમનું કામ કરવાનો નથી.' સ્વામીશ્રીને આશ્ચર્ય થયું! કાગળ વંચાવવાનો આગ્રહ રાખનાર, કીર્તન ગાઇને યુક્તિ કરી કાગળનો ભાવાર્થ કહી દેનાર, નિર્ગુણદાસજી હવે તેમનું કામ કરવાની ના કેમ કહે છે? સ્વામીશ્રીએ તેમને પૂછ્યું, 'તમે કેમ ના કહો છો?' એટલે નિર્ગુણદાસ સ્વામીએ તક જોઇને કહ્યું, 'તમે તેમની દશા તો વાળતા જ નથી એટલે માથેથી દેવું ઊતરતું નથી. હવે જો વચન આપો કે તેમની દશા સુધારી દેશો તો તેમને માટે તજવીજ કરું.' કેટલી ભક્તવત્સલતા! કેટલો ભાવ! મોતીભાઇ, નિર્ગુણદાસ સ્વામીનો તેમના પ્રત્યેનો આવો અનહદ ભાવ જોઇ, ગદ્‌ગદ્ થઇ ગયા!

× × ×

પારલાની જનતાને સ્વામીશ્રીની દિવ્યવાણી સાંભળી એમ થયું કે સ્વામીશ્રીનું જાહેર પ્રવચન ગોઠવાય તો સારું. એટલે પારલામાં પ્રખ્યાત વિશ્વેશ્વર અંબારામ ગોરવાલની સંસ્કૃત પાઠશાળાના વિશાળ 'બ્રહ્મવિલાસ' હોલમાં જાહેર પ્રવચન જેઠ સુદી ૧૦ ને સોમવારે શ્રી શંકરભાઇ જોરાભાઇ અમીનના પ્રમુખપદે યોજ્યું. આ સભામાં સ્વામીશ્રીની પ્રેરણાથી શ્રીજી સ્વરૂપદાસજીએ વિદ્વત્તાપૂર્ણ સુંદર વ્યાખ્યાન ભાગવત ધર્મ અને મોક્ષ ઉપર આપ્યું. તેમના પ્રવચનથી જ સ્વામિનારાયણ ભગવાને ઉદ્‌બોધેલ વિશિષ્ટ તત્ત્વજ્ઞાનનો સૌને ખ્યાલ આવી ગયો.

સ્વામીશ્રીને ધીરે ધીરે આરામ થતો ગયો. શેઠ ભગવાનદાસભાઇએ સ્વામીશ્રીની આજ્ઞાથી મુક્તરાજ આશાભાઇ, ઇશ્વરભાઇ અને મોતીભાઇની આર્થિક મુશ્કેલીમાં મદદ કરી. મહેસૂલની રકમ તેમણે

ભરી દીધી. સ્વામીશ્રી તેમનું સંતમંડળ લઇ મુંબઇથી ગુજરાત તરફ પધાર્યા. નિર્ગુણદાસ સ્વામી ખાનદેશ તરફ પધાર્યા.

નિર્ગુણદાસ સ્વામીના વચને ખાનદેશના હરિભક્તોએ પોતાના તમામ દાગીનાઓ, ઝવેરાત વગેરે મૂકી, મુક્તરાજ આશાભાઈની સેવા માટે સારી એવી રકમ ભેગી કરી દીધી. ધન્ય છે તેમની ભક્તિને! ધન્ય છે સ્વામી નિર્ગુણદાસજીને, જેમને ભગવાનના ભક્તો એ જ જીવન મનાયું હતુ!

× × ×

આસો સુદમાં બોટાદમાં પ્રેમી મુસાફર નંદલાલભાઈ તથા ઉદ્ધવજીભાઇ વકીલ, ઉદ્ધવજીભાઇ શેઠ, સોની કાનજીભાઈ તથા હરિલાલ શેઠ વગેરેએ સ્વામીશ્રીને તથા સંતમંડળને તેડાવીને અદ્ભુત સમૈયો કર્યો.

× × ×

**પિતા પુત્ર રૂપે આવે છે**

ગાનાના મગનભાઇ પ્રભુદાસ પ્રથમવારની સ્ત્રી ગુજરી જતા વારંવાર સ્વામીશ્રીને ફરી લગ્ન કરાવી દેવા વિનતિ કરતા હતા. તેમને સંસારની તીવ્ર વાસના હતી. વળી પ્રથમના લગ્નથી સંતતી ન હતી સ્વામીશ્રી એમ કહેતા કે જેમને ભગવાન ભજવા હોય, અને સંસારની વાસના હોય તો એકવાર લગ્ન કરવું અને તેમાં જો સ્ત્રી ગુજરી જાય તો ફરી સંકલ્પ જ ન કરવો. છતાં મગનભાઇની તીવ્ર આસક્તિને લીધે, સ્વામીશ્રીએ મુક્તરાજ આશાભાઇ તથા ઇશ્વરભાઇને આ કામ સોંપ્યું. તેમણે બામણગામના વ્રજભાઇ ત્રિકમદાસની પુત્રી સાથે તેમનું લગ્ન કરાવી દીધું. આ લગ્નથી મગનભાઈને એક પુત્ર થયો. સ્વામીશ્રી કહેતા, 'મગનભાઈના બાપને વાસના હોવાથી તેમને ઘેર આ પુત્રરૂપે પાછા આવ્યા છે.'

મગનભાઈનો આ ગૃહસંસાર પણ ઝાઝો ટક્યો નહિ. આ જ વર્ષમાં સં. ૧૯૯૦ માં તેમની પત્ની રસોઇ કરતા દાઝી ગયા અને

તુરત જ ધામમાં ગયા. મગનભાઈને આ પ્રસંગથી ખૂબ જ આઘાત થયો. સંસારની તેમની વાસના તીવ્ર હતી. વળી આ લગ્નથી તેને વિશેષ પોષણ મળ્યું હતું. કારણ કે તેમના પત્ની સત્સંગી અને વળી સુશીલ હતા. અચાનક આ રીતે તેઓ ધામમાં ગયા એટલે મગનભાઈના દુઃખનો પાર રહ્યો નહિ.

સ્વામીશ્રીએ મગનભાઈને નિર્વાસનિક કર્યા

આ દુઃખમાંથી નિવૃત્ત થવાનો તેમનો ઉપાય તો ત્રીજી વાર લગ્ન કરવું એ જ હતો. સ્વામીશ્રીને તેમણે આ સંદેશો કહેવરાવ્યો. તેમની આવી કંગાળ મનોદશાથી સ્વામીશ્રીને તેમની અત્યંત દયા આવી. શ્રીજીસ્વામીની અનન્ય નિષ્ઠાવાળા આ ભક્ત, સંસારની આવી ક્ષુદ્ર વાસનામાં બંધાઈ જાય, એ અધઃપતન જેવું તેવું ન કહેવાય. જ્ઞાન હોવા છતાં પણ આવી તીવ્ર વાસનાના બંધનથી જીવ પોતાની મેળે છૂટી શકતો નથી. સ્વામીશ્રીને તેમનો સંદેશો મળ્યો એટલે તેમણે કહેવરાવ્યું, 'હવે તો ભજન કરો. આપણે સંસાર ભોગવવા આવ્યા નથી.' પરંતુ આ ઉપદેશવાક્ય મગનભાઈને રુચ્યું નહિ. તેમણે તેમની હઠ પકડી રાખી.

દયાળુ સ્વામીશ્રીએ અતિશય દયા કરી પોતાની રીતે આ ભક્તની આ કસર કાઢવાનો નિશ્ચય કર્યો. શ્રીજી મહારાજનો સિદ્ધાંત 'જે મારા કહેવાઓ છો તેમાં મારે તલ માત્ર કસર રહેવા દેવી નથી' તે અનુસાર સ્વામીશ્રી પણ તલમાત્ર કસર રહેવા દે તેવા ન હતા. તેમણે મગનભાઈને મંદવાડ મૂક્યો.

અત્યંત પુષ્ટ અને ખડતલ શરીરવાળા મગનભાઈ ધીરે ધીરે ઘસાવા લાગ્યા. એક માસમાં તો શરીરમાં લોહીનું ટીપું પણ ન દેખાય તેવું, હાડપીંજર જેવું શરીર થઈ ગયું. સ્વામીશ્રીને તેમણે વિનતિ કરી. 'દયાળુ! રોગ મટાડો!' સ્વામીશ્રીએ કહ્યું, 'ચાલો આણંદ, ત્યાં દવા કરીએ.' એમ કહી પોતાની સાથે આણંદ લઈ આવ્યા અને મણીભાઈ નારણભાઈને ઘેર રાખ્યા. અને દવા શરૂ કરી.

પણ કોઈ દવા લાગુ પડે જ નહિ. ધીરે ધીરે દર્દ અસાધ્ય થવા લાગ્યું. મણીભાઈ ચાકરી કરે, ઘરનાં પણ સૌ સેવા કરે, પણ મગનભાઇને વળતાં પાણી થાય જ નહિ. શરીર દર્દથી સંપૂર્ણ ઘેરાઇ ગયું. સારા થવાની કોઇ આશા પણ તેમને રહી નહિ. દુઃખ પણ અસહ્ય થવા લાગ્યું. છેવટે કંટાળીને એક દિવસ ઇશ્વરભાઈ તેમને જોવા આવ્યા ત્યારે તેમને કહ્યું, 'હવે સ્વામીબાપાને મારા વતી વિનતિ કરો કે મને ધામમાં લઈ જાય.' ઇશ્વરભાઇએ કહ્યું, 'સ્વામી કયાં છેટા છે ? આપણે માટે તો અખંડ પ્રગટ જ છે અને સદા સાથે જ છે. તમને જો હવે કોઈ જાતની વાસના નહિ રહી હોય તો જરૂર ધામમાં તેડી જશે.' તેમણે હાથ જોડીને કહ્યું, 'શ્રીજી મહારાજ અને સ્વામીબાપાની મૂર્તિ સિવાય હવે બીજે કયાંય વૃત્તિ નથી. માટે હવે તો ધામમાં જ જવું છે.'

ધીરે ધીરે તેમની બગડતી સ્થિતિને લઇને તેમને તેમના ગામ ગાના લઈ જવાની સ્વામીશ્રીએ આજ્ઞા કરી. સ્વામીશ્રી પણ સાથે ગાના જવા તૈયાર થયા. રસ્તામાં અગાસ સ્ટેશને ઇશ્વરભાઈ મળ્યા. તેઓ માણુજ જતા હતા. સ્વામીશ્રીએ તેમને કહ્યું. 'સાંજે ગાના આવી જજો.' સ્વામીશ્રી મગનભાઇને લઇને ગાના પહોંચ્યા. પોતે મંદિરમાં ઉતર્યા. સાંજે ઇશ્વરભાઈ ગાના આવ્યા અને સીધા મગનભાઇને ઘેર ગયા. મગનભાઈ તેમને જોઈને એકદમ રડી પડયા. ઇશ્વરભાઇએ તેમને સાંત્વન આપ્યું અને કહ્યું, 'રડો નહિ. હવે ધીરે ધીરે સારું થઈ જશે. અહીં આવ્યા પછી કાંઇક તબિયતમાં ફેર દેખાય છે. માટે મહારાજ જરૂર સારું કરશે.' એટલું કહી પોતે મંદિરે આવ્યા. અને સ્વામીશ્રી સંધ્યા આરતીનો નિયમ કરી સભામાં બિરાજ્યા હતા. ઇશ્વરભાઇએ આવી સ્વામીશ્રીને સર્વ સમાચાર આપ્યા.

એટલામાં એક માણસ સ્વામીશ્રીને તેડવા આવ્યો અને પગે લાગીને કહ્યું, 'આપને મગનભાઈ બોલાવે છે.' એટલે સ્વામીશ્રી તુરત જ ઊઠયા અને માથે રૂમાલ બાંધી સર્વે હરિભક્તોને કહ્યું, 'તમો સર્વે ધૂન્ય કીર્તન વગેરે કરો એટલામાં હું મગનભાઇને

મગનભાઇને ધામમાં મોકલીને આવું છું

ધામમાં મોકલીને આવું છું.' સ્વામીશ્રીના આ વચન સાંભળી ઈશ્વરભાઈને આશ્ચર્ય થયું. 'હમણાં જ હું મગનભાઈને જોઈને આવું છું, તબિયત કાંઈક સારી દેખાય છે તો શું તે આટલી વારમાં ધામમાં જશે?' સ્વામીશ્રી તો એકદમ નીકળ્યા. અર્ધે રસ્તે પહોંચ્યા ત્યાં મગનભાઈની આભ ફાટી જાય એવી બૂમ સાંભળી 'ઓ સ્વામીબાપા! ઓ શાસ્ત્રીજી મહારાજ!' સ્વામીશ્રીએ પણ ઉતાવળા ચાલતા એટલા જ જોરથી જવાબ આપ્યો, 'એ આવ્યો, આવ્યો.' એમ સ્વામીશ્રી ઉતાવળા તેમને ઘેર પહોંચી ગયા. તેમના જોડિયા સાધુ તથા ઈશ્વરભાઈ પાછળ આવ્યા. મગનભાઈ ખાટલામાં બેઠા હતા. સ્વામીશ્રી નીચે આસન ઉપર બેસી ગયા. મગનભાઈએ સ્વામીશ્રીના દર્શન કર્યા. દર્શન માત્રથી જ તેમને શાંતિ થઈ ગઈ. સ્વામીશ્રીએ પછી ધૂન્ય કરાવી, કીર્તનો ગવરાવ્યા. પછી મગનભાઈને પોતાના હાથે પાણી પાયું. મગનભાઈએ પાણી પીધું અને પછી ખાટલામાં ઈશ્વરભાઈના ઢીંચણ ઉપર માથું મૂકી દીધું. ઈશ્વરભાઈએ તેમનું માથું ઊંચકવા પ્રયત્ન કર્યો પણ માથું ઊંચકાયું નહિ. સ્વામીશ્રીએ ઈશ્વરભાઈને કહ્યું, 'હજુ પ્રાણ છે, તેમને સુવારી દો.' ઈશ્વરભાઈએ તેમને સુવારી દીધા અને સ્વામીશ્રીની સૂચના અનુસાર ખાટલા પાસેથી ખસી ગયા. સ્વામીશ્રી પણ ઊભા થઈ ગયા. એક ચપટી વગાડી અને પછી ઈશ્વરભાઈને લઈને સ્વામીશ્રી બહાર નીકળી ગયા. તે જ સમયે મગનભાઈએ અંતિમ શ્વાસ લીધો અને મહારાજના ધામમાં બેસી ગયા!

શ્રીજી સ્વામીની અનન્ય નિષ્ઠાવાળા મગનભાઈને, સ્વામીશ્રી પ્રત્યેના તેમના આત્મીયભાવના ફળરૂપે, સ્વામીશ્રીએ તેમની વાસના નિર્મૂળ કરી, ધામમાં શ્રીજીની સમીપમાં બેસારી દીધા! અષ્ટ આવરણ પાર બ્રહ્મધામ જેમાં બ્રહ્મરૂપ થયા સિવાય ગતિ જ થઈ ન શકે, તે ધામમાં કેવળ નિષ્ઠા અને આશ્રયના બળે જ હજારો હરિભક્તો નિર્વાસનિક થઈ ગતિ કરે છે. આત્યંતિક કલ્યાણની આ કેવી અનોખી રીત! એટલે જ નિષ્કુળાનંદ સ્વામીએ ગાયું છે કે:—

નો'તી દીઠી, નો'તી સાંભળી રે, પ્રગટાવી એવી પુનિત પુરુષોત્તમ પ્રગટી રે.

હજાર વર્ષે, લાખ વર્ષે જે સ્થિતિ યોગથી, વ્રતથી, તપથી કે દાનથી ન થાય, તે કેવળ અનન્ય આશ્રય અને દઢ સ્વરૂપનિષ્ઠાથી જ થઈ જાય ! વ્રત, તપ, દાન, એ સાધનો સત્સંગના અમોઘ સામર્થ્ય આગળ નહિવત્ જેવા થઈ જાય છે.

## આશાભાઈને ભગતજીના દર્શન

મુક્તરાજ આશાભાઈના મોટા દીકરા દેસાઈભાઈના વિવાહ માટે ઘણા કહેણ આવતા. પરંતુ સ્વામીશ્રીની આજ્ઞા તે માટે મળી ન હતી. વારંવાર સ્વામીશ્રીને આ સંબંધી ઘણાએ પૂછયું. પરંતુ તેઓ તો કહેતા, 'હમણા વિવાહની ઉતાવળ કરવી નહિ, પછી જોઈશું' છેવટે એક વખત મોતીભાઈએ તે વાત શ્રીજીપુરામાં સ્વામીશ્રીને કરી; ત્યારે સ્વામીશ્રીએ તેમને ઠપકો આપ્યો અને કહ્યું, 'મને ઘણાએ આ સંબંધી પૂછયું છે, છતાં મેં હજુ સુધી કાંઈ જવાબ આપ્યો નથી તો વારંવાર શા માટે એકની એક વાત પૂછો છો ? તેનું લગ્ન હમણાં કરવાનું જ નથી." મણીભાઈ નારણભાઈ એ વખતે ત્યાં હતાં. તેમણે મોતીભાઈને કહ્યું, 'હવે આ વાત સ્વામીશ્રીને પૂછવી નહિ અને આશાભાઈને પણ આ વાત કરશો નહિ'.

દેસાઈનો કાળ સેતી સાથે જ છે

ત્યારબાદ ત્રણેક મહિના પછી શ્રીજીપુરાના ઘાસના ખીડમાં દેસાઈભાઈ કામ કરતા હતા, ત્યાં તેમને એકાએક સર્પ કરડ્યો. ખીડના બધા માણસો, નોકર ચાકરોમાં હાહાકાર થઈ ગયો ! પછી સૌએ ભેગા થઈને નદીને સામે પાર સર્પ ઉતારવાવાળા પાસે તેમને લઈ જવા નક્કી કર્યું. આશાભાઈને આ ખબર પડી. તેઓ તુરત જ ત્યાં આવ્યા અને શાંતિથી સૌને કહ્યું, 'આપણે તો સ્વામિનારાયણની ધુન કરો. મહારાજને સર્પ ઉતારવો હશે તો ઉતારશે અને ધામમાં લઈ જવો હશે તો ધામમાં લઈ જશે.' જનક જેવી વિદેહી દશાવાળા આ પુરુષના આ આજ્ઞાવચન એ વખતે કોઈ માને ? તેઓ બધા તો દેસાઈભાઈને મોટરમાં સૂવારી નીકળ્યા. પરંતુ રસ્તા વચ્ચે જ મોટર અટકી. ડ્રાઈવરે સામાન કાઢવા પાછળનું 'કેરીયર' ખોલ્યું તો જબ્બર સાપ તેમાં બેઠેલો હતો. ડ્રાઈવરે 'કેરીયર' એકદમ બંધ કરી દીધું અને સૌને

કહ્યું, 'દેસાઈનો કાળ તેની સાથે જ છે માટે હવે પ્રયત્ન નકામો છે.' પછી મોટર પાછી લાવ્યા અને દેસાઈ ઘેર આવ્યા પછી ધામમાં ગયા.

કુટુંબને માટે આ આઘાત અસહ્ય હતો. પરંતુ આશાભાઈએ કથાવાર્તાથી સૌનો શોક નિવાર્યો. સ્વામીશ્રીએ પણ ખાસ પધારી ધીરજ આપી. દેસાઈના લગ્ન ન કરવાનું સ્વામીશ્રીનું સૂચન શા માટે હતું, તે હવે સૌને સમજાયું.

**ભગતજીના દિવ્ય દર્શન**

પંદર દિવસ બાદ એક રાત્રે મુક્તરાજ આશાભાઈ ઘરના ફળિયામાં ખાટલામાં સૂતા હતા. જ્ઞાનદૃષ્ટિએ શોક તો શમાવ્યો હતો. છતાં અંતરમાં અશાંતિ ઘણી હતી. ઊંઘ આવતી ન હતી. રાત્રે લગભગ એક વાગે તેઓ લઘુ કરી ખાટલામાં વિચાર કરતા બેઠા હતા. તેવામાં દેસાઈ તેમના ખાટલા નજીક આવ્યા અને કહ્યું, 'મોટા! જય સ્વામિનારાયણ.' દેસાઈને આમ અચાનક આ પ્રમાણે જોઈને આશાભાઈને બીક લાગી કે આ છોકરો અવગતિયો થયો કે શું? એટલે તેમણે તેના સામું જોયું નહિ અને જય સ્વામિનારાયણ પણ ન કહ્યા. એટલે દેસાઈએ ફરીથી 'જય સ્વામિનારાયણ' કહ્યા. એટલે આશાભાઈએ મહારાજના નામનો અનાદર ન કરવો એમ સમજી, તેને જય સ્વામિનારાયણ કહ્યા અને પૂછ્યું, 'તું અત્યારે અહીં ક્યાંથી?' એટલે તેણે કહ્યું, 'અમે અક્ષરધામમાંથી આવ્યા છીએ. આમ જુઓ.' આશાભાઈએ તેમના તરફ જોયું ત્યાં તો એક મોટું દિવ્ય વિમાન જોયું અને તેમાં હજારો દિવ્ય મુક્તો વિરાજમાન હતા. આ જોઈને આશાભાઈને આનંદ થયો. પછી દેસાઈએ તેમને કહ્યું, 'તમને અંતરમાં ઊંડી ઊંડી મુઝવણ થતી હતી એટલે મહારાજ અને સ્વામીએ અમને મોકલ્યા છે.' પછી આશાભાઈએ પૂછ્યું, 'મહારાજ ન આવ્યા?' એટલે દેસાઈએ કહ્યું, 'ભગતજી મહારાજ આવ્યા છે.' એટલામાં તો વિમાનમાંથી ઉતરી ભગતજી મહારાજ, આશાભાઈ પાસે આવ્યા. આશાભાઈ ખાટલામાંથી એકદમ ઊભા થઈ ગયા અને ભગતજીને દંડવત પ્રણામ કર્યા.

ભગતજીએ તેમનો હાથ પકડી પૂછ્યું, 'મુંઝવણ કેમ થાય છે?' એટલે આશાભાઈએ કહ્યું, 'સંકલ્પ વિકલ્પ ઘણા થાય છે એટલે અશાંતિ જેવું રહે છે.' પછી ભગતજીએ તેમના સામું દૃષ્ટિ કરી અને કહ્યું,

તમારું કલ્યાણ તે કરશે

'હવે શાંતિ થશે.' એટલામાં ઘંટીનું પડ ફરે તેમ આશાભાઈની નાભિનું ચક્ર ત્રણ આંટા ફર્યું અને તુરત જ જેમ ઉપશમ અવસ્થામાં જે રીતે જગતની વિસ્મૃતિ થઈ જાય, તેવી જગત પ્રત્યેની તેમને વિસ્મૃતિ થઈ ગઈ અને પરમ શાંતિ થઈ ગઈ! પછી ભગતજીએ તેમને કહ્યું, 'આ લોકમાં તો કોઈ રહ્યું નથી અને રહેશે પણ નહિ, માટે એવો શોક કરવો નહિ. આ લોકને મિથ્યા જાણીને ભગવાન પરાયણ વર્તવું.' ભગતજીના દિવ્ય સ્વરૂપના દર્શન અને તેમની આ દિવ્ય વાણી સાંભળીને, આશાભાઈને અત્યંત આનંદ થઈ ગયો. તેમણે હાથ જોડી કહ્યું, 'મહારાજ! અમને તો શાસ્ત્રીજી મહારાજ મળ્યા એટલે આપના દર્શન થયા અને આપ સાચા સ્વરૂપમાં ઓળખાયા.' એટલે ભગતજી હસ્યા અને બોલ્યા, 'મહારાજ અને સ્વામીની નિષ્ઠા પ્રવર્તાવવા જ એમનો જન્મ છે.' પછી આશાભાઈએ પૂછ્યું, 'ઉપાસના સારુ બે મંદિરો થયા અને ત્રીજું ગોંડળમાં થાય છે. હવે બીજા મંદિરો થશે?' ત્યારે ભગતજીએ કહ્યું, 'હજુ બીજા બે મંદિરો થશે અને તે સ્વામી શાસ્ત્રીજી મહારાજને હાથે જ થશે. તમારે તો સ્વામી કહે તેમ જ કરવું અને તેમની મરજી અનુસાર જ વર્તવું. એમાં જ મહારાજનો અને અમારો રાજીપો છે. યોગ, તપ, વ્રત અને માનસિ પૂજા સર્વે તેમાં આવી ગયું. તમારું કલ્યાણ પણ તે જ કરશે. માટે તેમનામાં જોડાજો અને બીજાને પણ તેમનો મહિમા કહેજો.' એટલું કહી ભગતજીએ કહ્યું, 'હવે અમે જઈએ?' ત્યારે આશાભાઈએ કહ્યું, 'અહીં રહો તો સારું.' એટલે ભગતજી બોલ્યા, 'અમારે બીજા બ્રહ્માંડમાં જવાનું છે.' એમ કહીને ભગતજી અદૃશ્ય થઈ ગયા. જાગ્રત અવસ્થામાં આ શું બની ગયું તેનો આશાભાઈ વિચાર કરવા લાગ્યા. ભગતજીના દર્શનથી જ તેમને ઉપશમ અવસ્થા જેવું વર્તવા લાગ્યું. સંકલ્પનો મંદવાડ મટી ગયો અને પરમ શાંતિમાં નિદ્રાધિન થઈ ગયા.

અમદાવાદમાં આમલી પોળમાં બણુભાઇ સોમનાથ પટેલને ઘેર સ્વામીશ્રી ઉતર્યા. શેઠ નંદલાલ મંછુભાઈને ઘેર દર્શન કરવા આવનાર આ મુક્ત પુરુષે પોતાના પૂર્વજન્મના સંસ્કારથી, સ્વામીશ્રીને તેમના સત્ય સ્વરૂપમાં ઓળખી લીધા. પછી વ્યવહાર ગૌણ કરી, સ્વામીમય જીવન તેમણે કરી દીધું.

આમલી પોળના અતિ ઉત્તમ મુક્તો, ગોપ બાળકો જેવા, હરિભાઇ દલસુખભાઇ, મનસુખભાઇ મિસ્ત્રી, બણુભાઇ, કશળચંદભાઈ તથા ગુરુ મગન ભગત, સૌ આમલી પોળમાં સ્વામીશ્રી ઝોળી માગવા પધારતા ત્યારે તેમની ઝોળી ભરી દેતા. આ ભક્તમંડળ સ્વામીશ્રીની ઇચ્છાનુસાર સેવા કર્યેજ જતું. તે અરસામાં મુક્તરાજ આશાભાઇ પણ અમદાવાદમાં રહેવા આવ્યા.

## અક્ષર મંદિરની સ્થાપના અને પ્રતિષ્ઠોત્સવ

ગોંડળના મંદિરની શરૂઆત પછી સ્વામીશ્રીને અવારનવાર રકમની જરૂર પડતી. તે માટે તેઓ અમદાવાદ પધારતા. અમદાવાદના આ ગાગર જેટલા ભક્તો પોતાની પ્રેમ ભક્તિની અલ્પ ભેટથી સાગર જેવા સ્વામીશ્રીને તૃપ્ત કરી દેતા ! સ્વામીશ્રી કહેતા કે બોચાસણનું મંદિર કર્યું ત્યારે સોખડાના ત્રિભોવનદાસ ગોપાળભાઇ, આણંદના કેશવલાલ માગજી, ચાણસદના વૈદરાજ મનસુખભાઇ અને સોજીત્રાના ઝવેરભાઇ વિઠ્ઠલભાઇ એ ચાર મુક્તોએ મુખ્યપણે મદદ કરી હતી. સારંગપુરના મંદિરમા મુક્તરાજ આશાભાઇ, મોતીભાઇ, ડાહ્યાભાઇ અને રામચંદ્ર ભાઇ, આ ચાર હરિભક્તોએ મુખ્યપણે મદદ કરી છે. તેવી જ રીતે ગોંડળના મંદિરમાં અમદાવાદના મંડળે મુખ્યપણે ભાગ લીધો છે. સ્વામીશ્રીની પ્રથમ દૃષ્ટિ આ માટેની મિસ્ત્રી મનસુખભાઇ ઉપર જ રહેતી.

*જ્યાં ગાગરથી સાગર ભરાય છે*

મિસ્ત્રી મનસુખભાઈ સ્વામીશ્રી પ્રત્યેની અનન્ય નિષ્ઠા અને હેતવાળા હતા. સ્વામીશ્રી તેમને ઘેર ઘણા વર્ષો ઉતર્યા હતા. ગોંડળ મંદિરની સેવા માટે સ્વામીશ્રી દર વખતે સારી એવી રકમ તેમની પાસેથી લેતા. આ વખતે પણ સ્વામીશ્રીએ રાત્રે મિસ્ત્રીને બોલાવીને કહ્યું, 'રૂા. ૧૫૦૦)ની તાત્કાલિક જરૂર છે અને કાલે સવારની ગાડીમાં

તો અમારે જવું છે.' રાત્રીના લગભગ સાડા દસ વાગી ગયા હતા. આટલી મોડી રાત્રે આવી મોટી રકમ કોણ આપે? કોના ઘરમાં આટલી રોકડ રકમ હોય? સ્વામીશ્રીની આ પ્રકારની આકરી કસોટી હતી. પરંતુ અહીંના ભક્ત મંડળને તો પોતાની ઉપાસ્ય મૂર્તિનું બળ હતું. થોડું મુઝાય ખરા પણ છેવટે સ્વામીશ્રીની આજ્ઞામાં તત્પર થઇ જાય. મનસુખભાઇએ સ્વામીશ્રીને કહ્યું 'દયાળુ! આટલી મોડી રાત્રે આવડી મોટી રકમ ક્યાંથી મેળવવી? વળી હમણાં શેઠ પણ બહારગામ ગયા છે.' સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'તમે મહારાજને સંભારીને જાઓ, રકમ મળી રહેશે.' રકમ મળે તેવી મિત્રોને આશા ન હતી. છતાં સ્વામીશ્રીની આજ્ઞા થઇ એટલે કપડા પહેરી એક જૂના મિત્રને ત્યાં મનસુખભાઈ ગયા. મોડી રાત્રે અને વળી પૈસા માટે જ આ મિત્રને ત્યાં તેઓ ઘણા વર્ષે આજે જતા હતા, એટલે મનમાં તેમને ઘણો સંકોચ થયો. થોડી આમતેમ વાત કરી તેમણે કહ્યું, 'રૂા. ૧૫૦૦) ની અત્યારે જ જરૂર છે. બે દિવસમાં પાછા આપી દઈશ.' તેમના મિત્ર તેમને બરોબર જાણતા હતા. આવા ભક્તરાજ પોતાને માટે તો રકમ લેવા કદાપિ આવે જ નહિ પણ કોઇ સન્માર્ગે ઉપયોગ કરવાનો હશે એમ જાણ્યું, તુરતજ કહ્યું. 'આજે જ ઉઘરાણીના રૂા. ૧૫૦૦) હમણાં આવ્યા છે તે લઇ જાઓ.' મનસુખભાઇના હર્ષનો પાર ન રહ્યો. રકમ લઈ, તેમનો ઉપકાર માની, સ્વામીશ્રી પાસે આવ્યા અને રકમ આપી. સ્વામીશ્રી તેમની આવી શ્રદ્ધાથી અત્યંત રાજી થયા.

બીજે દિવસે સવારના સ્વામીશ્રીને આણંદ જવાનું હતું. સ્ટેશને કેટલાક હરિભક્તો વળાવવા ગયા. મનસુખભાઈ ગાડીના ડબ્બામાં બેસી સ્વામીશ્રી સાથે વાતો કરતા હતા. બીજા હરિભક્તો બહાર ઊભા ઊભા દર્શન કરતા હતા. એટલામાં ગાર્ડે આવી બારણાને ચાવી લગાવી દીધી. મનસુખભાઇને તેનો ખ્યાલ રહ્યો નહિ. એટલામાં ગાડી ઊપડી. મનસુખભાઇ એકદમ ઊઠયા પણ બારણું બંધ હતું. કૂદકો મારવા તૈયાર થયા પણ સ્વામીશ્રીએ પકડી રાખ્યા. ગાડી 'પ્લેટફૉર્મ'ની બહાર નીકળી ગઈ હતી. મનસુખભાઈ મુઝાયા. સ્વામીશ્રીએ તેમનો હાથ પકડી બારી બહાર પોતાનો હાથ કાઢયો

અને મનસુખભાઇને સ્ટેશનના પ્લેટફૉર્મ ઉપર મૂકી દીધા ! આ શી રીતે બન્યું, શી રીતે સ્વામીશ્રીએ તેમના દેહને પકડીને બારી બહાર કાઢ્યું અને શું થયું તેનો મનસુખભાઈ કાંઈ વિચાર કરી શકયા નહિ. તેમને તો, ગાડીની બારીમાંથી ડોકિયું કરીને હસતા, સ્વામીશ્રીના છેલ્લા શબ્દો સંભળાયા, 'મનસુખભાઈ જયસ્વામિનારાયણ'. મનસુખભાઈ તથા બીજા હરિભક્તો સ્વામીશ્રીના યોગૈશ્વર્યનો વિચાર કરતા, આનંદ પામતા ઘેર ગયા.

× × ×

**અક્ષરમંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠોત્સવ**

ગોંડળમાં અક્ષર મંદિર પૂરું થઈ ગયું. મૂર્તિપ્રતિષ્ઠાનું મુહૂર્ત પણ વૈશાખ સુદ ૧૦નું નક્કી કરી દીધું. સં. ૧૯૮૮ ના પોષ સુદ ૧૦ને દિવસે આ જગ્યામાં મંદિરનું ખાતમુહૂર્ત કર્યું અને ફક્ત સવાબે વર્ષના ટૂંકા ગાળામાં જ, સેતૂરના ઝાડોથી ભરચક્ક અને ખાડા ટેકરાથી કેવળ ખરાબો ગણાતી, આ જમીન સુંદર નંદનવન સમી બની ગઈ ! ગગનમાં ગાજતું ત્રણ શિખરનું ભવ્ય મંદિર અહીં તૈયાર થઈ ગયું ! સ્વામીશ્રીએ સમગ્ર સત્સંગને આ પ્રતિષ્ઠા ઉત્સવનો અદ્ભુત સમૈયો શોભાવવા આમંત્રણ આપ્યું. વળી આત્યંતિક કલ્યાણનો કોલ આપ્યો, 'આ સમૈયામાં જે જે આવશે તેને મારે અક્ષરધામમાં લઈ જવા. માટે સૌ કોઇએ આવો અણમૂલો અવસર ચૂકવો નહિ.'

જોતજોતામાં આ સ્થાને અક્ષરનગરની યોજના થઈ ગઈ. અક્ષર-મંદિરની આજુબાજુ ડેરા, તંબુ, રાવટિઓ, અને શમિયાણાથી, ગોંડળીને કિનારે જાણે અદ્ભુત દેવનગરી વસી ગઈ હોય, તેમ સર્વને લાગ્યું. ધજાપતાકા અને વીજળીની રોશનીથી દીપતું આ અક્ષરનગર, સૌના આકર્ષણનું કેન્દ્ર બની ગયું.

વૈશાખ સુદી ૭–૮ ના દિવસથી હરિભક્તોનો સમૂહ પારાવાર આવવા લાગ્યો. જોતજોતામાં દરેક ઉતારા ચિકાર ભરાઈ ગયા. કથાવાર્તા અને સ્વામિનારાયણની ધૂન્યથી આખું અક્ષરનગર ગુંજવા લાગ્યું. કંથારીયાના રાણા દાજીભાઈ બનેસિંહ તો જાણે પોતાને ઘેર જ લગ્નપ્રસંગ હોય તેમ માથે મોડ બાંધી પ્રતિષ્ઠાના યજ્ઞમાં, પાકશાળામાં,

કોઠારમાં, હરિભક્તોના ઉતારામાં, તમામ સ્થળે સેવા માટે ફરતા દેખાતા. ગુણાતીતના આ સાક્ષાત્ સ્થાનમાં સેવાનો આ સુંદર યોગ તેમણે ઝડપી લીધો. બીજા એવા જ શ્રદ્ધા અને મહિમાવાળા કાર્યકર શ્રી વિરમજી બાપુ, સ્વામિનારાયણના ચુસ્ત અનુયાયી હતા. આ ગુણાતીત સ્થાનની સેવા તો મોટા મોટા મુનિવરોને પણ નથી મળતી, તેવા અદ્‌ભુત મહિમાના ભાવથી, તેઓ પણ સેવામાં જોડાઈ ગયા હતા.

પરંતુ આ બધાયની સેવાને એકકાળાવિચ્છિન્ન આવરી લે તેમ, સાક્ષાત્ સેવાની મૂર્તિ સમાન સ્વામીશ્રી યોગીજી મહારાજ તો આ પ્રસંગે જાણે એકી સાથે અનેક સ્વરૂપ ધારી યજ્ઞ-શાળામાં, પાકશાળામાં, કોઠારમાં, ભંડારમાં, અક્ષર દેરીની સેવામાં તેમ જ હરિભક્તોની સરભરામાં, એવા તો વ્યાપી ગયા હતા કે સમગ્ર સમૈયામાં 'જ્ઞાનજી સ્વામી' 'જોગી મહારાજ' એવા જ શબ્દો સર્વત્ર સંભળાઈ રહ્યા હતા.

ગગનમાં ગાજતું ત્રણ શિખરનું મંદિર જોત જોતામાં તૈયાર થઈ ગયું. અક્ષર દેરીની અખંડિતતા જળવાઈ અને ગોંડળને આંગણે મહા મોટું યાત્રાનું ધામ તૈયાર થઈ ગયું. લાખો હરિભક્તો આજે આ ઉત્સવમાં ભાગ લેવા આવ્યા છે. ગોંડળની શાન આજે આ અક્ષર મંદિરની શોભાથી તદ્દન ફરી ગઈ; મહારાજા સ્વામીશ્રીના આ અદ્‌ભુત કાર્યથી અતિશય રાજી થઈ ગયા. આજના આ મહોત્સવ પ્રસંગે અક્ષર મંદિરની સેવા માટે ગોંડળ રાજ્યના તમામ સાધનો આવી ગયા.

ગોંડળ રાજ્યના અમલદારોમાં મુખ્યત્વે દીવાન શ્રી આણુશંકર જોષી તથા વિદ્યાધિકારી ચંદુલાલ બહેચરભાઈ પટેલ, મુખ્ય ઈજનેર શ્રી વિરેન્દ્રભાઈ મહેતા, મહાલકારી છોટુભાઈ તથા 'ઑવરસીયર' ટપુભાઈ વગેરે તમામ આ પ્રસંગને દીપાવવા, અનેક પ્રકારની મદદમાં તત્પર થઈ ગયા હતા. રાજ્યકુટુંબને તો પોતાના ગુરુનો ઉત્સવ હતો એટલે તેમનો સહકાર તો પ્રથમથી જ હતો.

રાજકોટના શેઠ શ્રી મોરારજીભાઈ તથા ઝવેરચંદભાઈ, હરગો-વિંદભાઈ, છગનલાલભાઈ, હિરજીભાઈ, માધવજીભાઈ, હિરાચંદભાઈ, નારણલાલભાઈ, ગીધુભાઈ વગેરે પણ સાક્ષાત્ ગુણાતીત --

પોતાના જ દેશમાં તૈયાર થઈ ગયું એટલે અતિ ઉત્સાહમાં તન મન અને ધનથી સેવામાં જોડાઈ ગયા હતા.

ભાવનગરના મુક્તરાજ કુબેરભાઈ તથા ઠાકરશીભાઈ, પિતાંબરભાઈ, કાનજીભાઈ સોની, શેઠ મણુદાસભાઈ વગેરે ગુણાતીતની અપૂર્વ નિષ્ઠાવાળા, સર્વના અનાદિના ગુરુ ગુણાતીતને પોતાના સૌરાષ્ટ્ર સ્થાનમાં પ્રગટ થતા જોઈ, પૂર્ણ ઉત્સાહ અને આનંદમાં હતા.

અનાદિ મહામુક્ત શ્રી રણછોડભક્તના શિષ્યો, લીંબડીના ખત્રી છગનભાઈ ગગાભાઇ, જામનગરવાળા રામજી લક્ષ્મણ માવદીયા, મોહનલાલ રામજી આજાગીયા, ઉદ્ધવજી શ્યામજી આચાર્ય વગેરે પણ ગુણાતીતની સેવામા પોતાનું વ્યાવહારિક સર્વ કામ પડતું મૂકીને દાખલ થઇ ગયા હતા.

શ્રીનગરથી મુક્તરાજ આશાભાઈ તથા ઇશ્વરભાઈ, શેઠ નંદલાલ મંછુભાઈ, પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ, ડૉ. રતિલાલ સ્વામિનારાયણ, મિસ્ત્રી મનસુખરામભાઈ, પ્રિન્સિપાલ વિનાયકરાવ શિવપ્રસાદ ત્રિવેદી, ખેંગારજીભાઇ કાનજીભાઈ ચૌહાણ, કોઠારી બબુભાઇ સોમનાથ પટેલ, પ્રેમચંદ આશારામ ભગત, ચતુરભાઈ, મોહનલાલભાઈ, શેઠ બીધાભાઇ હરિભાઈ વગેરે પધાર્યા હતા. અક્ષર મંદિરની ઉત્પત્તિ સાથે જ તેઓ સંકળાએલા હતા. એટલે તેમને તો જાણે ઘરનો જ પ્રસંગ હોય તેવો ઉત્સાહ હતો. વિજ્ઞાનદાસ સ્વામીના મંડળના મુક્તરાજ અંબાલાલભાઈ છગનભાઈ ભગત તથા બહેચરભાઈ માસ્તર, પુરુષોત્તમદાસ મારફતિઆ, ચુનીભાઈ વગેરે ભક્ત મંડળ પણ અમદાવાદના મંડળ સાથે આ સેવામાં જોડાઈ ગયા હતા.

રકનપુરના અંબારામભાઈ તથા આણંદથી મુક્તરાજ મોતીભાઈ, નારણભાઈ ભાઇજીભાઈ, જીવાભાઈ તથા કરસનદાસભાઈ, મણીભાઈ, ભૂલાભાઈ, પુરુષોત્તમ જોરાભાઈ તથા સારસાના ગિરધરભાઈ તથા રેવનદાસ તે ઉપરાંત તમામ ચરોત્તર તથા કાનમ વાકળના હરિભક્તો આ ઉત્સવમાં ભાગ લેવા આવી ગયા હતા.

નારણજી મહારાજનું મંડળ પણ હતું. જેમાં મુખ્યત્વે હરિભાઈ અમીન, વાઘજીભાઈ અમીન, દાજી સોમાભાઈ, છોટાલાલ ઓઝા

સાહેબ, ભરૂચથી શ્રીણુભાઈ વગેરે તો આ પ્રસંગમાં પોતાનો જ પ્રથમથી હાથ હોવાથી પોતાની અંગત ફરજ સમજી, આવી ગયા હતા. તે ઉપરાંત મુંબઇથી સોલિસિટર શંકરભાઈ જોરાભાઈ અમીન, શેઠ ગોરધનદાસ હાથીભાઈ, શેઠ ભગવાનદાસ ભીમજી, જશભાઈ ભાઈલાલભાઈ, કાશીભાઇ બકોરભાઈ વગેરે તમામ આવી ગયા હતા.

મુક્તરાજ શ્રી પૂજાજી બાપુનું મંડળ પણ આ અપૂર્વ ઉત્સવની સેવામાં આવી ગયું હતું. તે ઉપરાંત અડવાળ, કંથારીયા, દેવગઢી, ખોખરી, રામોદ, મેવાસા, જેતપુર, જૂનાગઢ, માણાવદર વગેરે સમગ્ર ગુણાતીત મંડળ આ પ્રસંગે હાજર થઈ ગયું હતું પૂર્ણ પુરુષોત્તમ શ્રી સહજાનંદ સ્વામી તથા અનાદિ અક્ષર બ્રહ્મ શ્રી ગુણાતીતાનંદ સ્વામી, તેમના અતિ દિવ્ય અને કલ્યાણકારી સ્વરૂપોનો પૂર્ણ ઉદ્દઘોષ આ સમયે, અત્રે ભેગા થએલા હરિભક્તના સમુદાયથી અને તેમના ઉત્સાહથી સર્વત્ર વ્યાપી ગયો.

યજ્ઞશાળામાં ઉમરેઠના વિદ્વાન બ્રાહ્મણ કેશવલાલભાઈ સંપૂર્ણ વિધિપૂર્વક પ્રતિષ્ઠાવિધિ કરાવતા હતા. યજ્ઞની વિધિ કરવા અનાદિ મહામુક્ત શ્રી કૃષ્ણજી અદાના પુત્ર શ્રી માધવજીભાઈ વ્યાસ બેઠા હતા. યજ્ઞનો તમામ ખર્ચ અદાશ્રીના મંડળે આપવાનું માથે લીધું હતું. વેદમંત્રોના સુમધુર ઘોષથી, ઘી, જવ, તલ, શ્રીફળ આદિકના હોમથી, સુગંધીમાન વાયુ સર્વત્ર પ્રસરવા લાગ્યો. જેમ જેમ આહ્વાનના મંત્રોનો ઉદ્દઘોષ થવા માંડ્યો તેમ તેમ અક્ષર અને પુરુષોત્તમની મૂર્તિઓમાં દિવ્યતા સૌને જણાવા લાગી. સ્વામીશ્રીના વરદ હસ્તે મૂર્તિઓને ષોડષોપચારે સ્નાન કરાવ્યું. ધૂપ, દીપ નૈવેદ્ય, યજ્ઞોપવિત, વસ્ત્ર વગેરે ધરાવ્યા. મૂર્તિઓમાં સ્વરૂપોનું આહ્વાન સંપૂર્ણ થયું. સર્વત્ર જયજયકાર પ્રવર્તિ ગયો અને આનંદ મંગળ ગવાવા લાગ્યા. હાથીના કુંભસ્થળ ફાટી જાય તેવા બ્રાહ્મણોના વેદમંત્રોના ઘોષથી સર્વત્ર ફક્ત सर्वे जनाः सुखिनो भवन्तु भवन्तु। એટલા જ શબ્દો સંભળાતા હતા. આ પ્રચંડ ઘોષથી બ્રહ્માંડમાં આ સિવાય બીજો શબ્દ કોઇના કાને પડી શકતો જ ન હતો! યજ્ઞવેદિમાં ઘીની આહુતિઓથી જાણે ભગવાન મહાબાહુ ધૂમ્રની ઊંચે ચઢતી શિખા-

એથી સમગ્ર બ્રહ્માંડને આ સ્થાનમાં જ આવરી લેતા, બાંધી લેતા ન હોય, તેવું જણાતું હતું. સર્વત્ર શાંતિ અને આનંદ પ્રસરી ગયા હતા.

અક્ષર પુરુષોત્તમ મંદિરના શિખરો જાણે ગગનની સ્પર્ધા કરતા હતા. આ પવિત્રભૂમિ પોતાના અંકમાં સર્વોપરી ઇષ્ટદેવને પધરાવવા તત્પર થઇ રહી હતી. એ વખતની શોભાનું વર્ણન કરતા ભક્ત કવિ કહે છે :—

પશ્ચિમ દ્વારે ભવ્ય મંદિર, શિખર આકાશે ગાજતા;
હિમગિરી લજ્જા પામી, વગળે જઇ વસતા.

આવી અપૂર્વ શોભાએ યુક્ત સંપૂર્ણ દિવ્યતાના પ્રતીકરૂપ; આ મંદિરમાં શ્રી અક્ષર પુરુષોત્તમ દેવને પધરાવવા, છેલ્લો વિધિ શરુ થયો.

અક્ષર અને પુરુષોત્તમની બંને મૂર્તિઓને આખા ગામમાં ફેરવવા અને સૌને આ સનાતન સર્વોપરી દિવ્ય સ્વરૂપના દર્શન કરાવવા, નગરયાત્રા શરુ થઇ. આગળ દરબારી બેન્ડ, પછી ઢોલ, શરણાઈ, ત્રાંસા, એચ્છવીઆની કીર્તન મંડળીઓ મૃદંગ સાથે નૃત્ય અને કીર્તન કરતી, ત્યારબાદ હરિભક્તો સ્વામિનારાયણની ધૂન્ય કરતા, પછી સુદર શણગારેલા વિમાન આકારના દિવ્ય રથમાં સ્વામીશ્રીજીની મૂર્તિઓ, ત્યાર પછી મોટરમાં સ્વામીશ્રી, નિર્ગુણદાસ સ્વામી, સ્વામી જ્ઞાનજીવનદાસજી, સ્વામી વિજ્ઞાનદાસજી વગેરે, પાછળ સંતો વળી કીર્તન મંડળીઓ અને સૌની પાછળ મર્યાદામાં સ્ત્રીઓ માથે કળશ લઇને મંગળ ગીતો ગાતી હતી. આ પ્રમાણે નગરયાત્રા વ્યવસ્થિત ગોઠવણ મુજબ શહેરમાં નીકળી. સર્વત્ર જયજયકાર થઈ ગયો. મેડી, અટારી, ઝરૂખામાંથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી. સમગ્રશહેરમાં ફરી સ્વામીશ્રીજીની નગરયાત્રા સમાપ્ત થઈ રાજ્ય તરફથી ૨૫ તોપોની સલામી મૂર્તિ પ્રતિષ્ઠા સમયે આપવામાં આવી.

મૂર્તિઓની પ્રતિષ્ઠા મંદિરમાં થઈ ગઇ. છેલ્લી વિધિ નેત્ર અનાવરણની કરવાની હતી. કેટલાક સંતોએ સ્વામીશ્રીને કહ્યું ‘ અમે નેત્ર અનાવરણ વિધિનો ચમત્કાર જોયો નથી માટે તે બતાવો.’ સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, ‘ એ વિધિથી સૌને પ્રતીતિ થાય છે કે મહારાજ મૂર્તિમાં બિરાજ્યા. મહારાજને ચમત્કાર બતાવવો

હોય તો બતાવે.' એમ કહી એક બીલોરી કાચ બંને મૂર્તિઓ સમક્ષ ધર્યો અને નેત્ર અનાવરણ ચાંદીની સળીથી કર્યું. નેત્રો ખૂલતાંજ દિવ્ય તેજનો પ્રવાહ મહારાજ અને સ્વામીના નેત્રોમાંથી નીકળતો સૌને દેખાયો અને સન્મુખ ધરેલો કાચ તૂટી ગયો. આ વિધિથી સૌને પ્રતીતિ થઇ કે સ્વામીશ્રીના સંકલ્પથી આજે આ ગુણાતીત સ્થાનમાં, મહારાજ અને સ્વામી યાવચ્ચંદ્રદિવાકરૌ બિરાજી ગયા. આ સ્થાન આમ મહા અદ્દ્ભુત નિર્ગુણભાવને પમાડવાનું ગુણાતીત કેન્દ્ર બની ગયું.

આ ઉત્સવ પ્રસંગે પાકશાળાની વ્યવસ્થા સુંદર રાખી હતી. શીરો, ચણા અને ભાતના ગંજના ગંજ તૈયાર થઈ ગયા હતા. આ મહાયજ્ઞના મહાપ્રસાદ માટે સૌ કોઈ આતુર હતા. સ્થળે સ્થળે પાણીના નળો ગોઠવી દીધા હતા; પંક્તિ માટે મંડપો કરી છાંયો કરી દીધો હતો. સ્વયંસેવકોની સુંદર વ્યવસ્થાથી હજારોના જનસમુદાયને થોડા જ સમયમાં તૃપ્ત કરી, નવી નવી પંક્તિઓ બેસાયેં જતા હતા. આમ રાત્રી સુધી જમવાનું ચાલ્યું. સ્વામીશ્રીની એવી આજ્ઞા હતી કે ગામમાં એક પણ ઘર જમ્યા સિવાય ન રહે વળી લોકોને પણ આ મહાપ્રસાદનો મહિમા હતો. એટલે સૌ કોઈ આ પ્રસંગે સૂક્ષ્મ પ્રસાદ લઈ અતિ તૃપ્ત થઈ ગયા. બીજે દિવસે મુક્તરાજ આશાભાઇની રસોઈ હતી. સ્વામીશ્રી વહેલી સવારે ત્રણ વાગે ઊઠયા, પાકશાળા જાતે સાફ કરી અને રસોઇ વહેલી શરુ કરાવી, જેથી મહેમાનો જમીને જઇ શકે.

**શ્રીનાથજી જેવું મોટું સ્થાન આ થશે**

આ પ્રમાણે આ મહોત્સવ અતિ અપાર આનંદ અને ઉત્સાહમાં પૂરો થયો. આ સાક્ષાત્ સ્થાનમાં મહારાજ અને સ્વામીના અખંડ પ્રગટપણાની પ્રતીતિ મહારાજે સૌને કરાવી. તે જ રાત્રે અક્ષર દેરીમાં સૌ હરિભક્તો રાસ રમતા હતા, તે વખતે સાધુ ધર્મસ્વરૂપદાસજીને તથા વઢવાણના પોપટલાલ સોની તથા બીજા ત્રણ હરિભક્તોને સમાધિ થઇ. મહારાજ અને સ્વામીએ અક્ષરધામના અનંત મુક્તો સાથે દર્શન દીધાં.

બીજે દિવસે સ્વામીશ્રીએ સભામાં આ સ્થાનનો અપરંપાર મહિમા સૌને કહ્યો અને કહ્યું, 'શ્રીનાથજીના સ્થાનમાં જેમ રૂ. ૭૦૦૦

નો રોજ થાળ થાય છે, તેમ અહીં પણ રોજનો એટલો થાળ થશે અને બ્રહ્માંડભરમાં સર્વોપરી મોક્ષનું સ્થાન અને આ લોકના મનોરથ પૂરા કરવાનું આ સ્થાન બની રહેશે.' એમ કહી કહ્યું, 'આવા સ્વામીના સર્વોપરી સાક્ષાત્ સ્થાનના મહંત પણ સર્વોપરી સાક્ષાત ગુણાતીત સ્વરૂપ જ હોવા જોઇએ. માટે જોગી મહારાજને આજથી આ અક્ષર મંદિરની મહંતાઇ આપીએ છીએ.' એમ કહી સ્વામીશ્રીએ ઊભા થઈને જોગી મહારાજને અક્ષર મંદિરની મહંતાઈનો હાર પહેરાવ્યો. આમ સૂચકરૂપે સ્વામીશ્રીએ આ પ્રસંગથી જ ગુણાતીત બાગના આધ્યાત્મિક ઉત્કર્ષની સર્વ જવાબદારી યોગીજી મહારાજને શિરે સોંપી. શ્રીજી મહારાજના અનાદિ પરમ ભક્તનું આ સ્થાન–તેનો ઉત્કર્ષ–તેમાંજ સમગ્ર સત્સંગનો ઉત્કર્ષ છે, તે ભાવના શ્રીજી મહારાજના સિદ્ધાંત વચનો 'અમારે તો ભગવાનનો રાજીપો થયા સારુ જન્મોજન્મ ભગવાનના ભક્તની જ સેવા કરવી છે, અને જેમ અમારો નિશ્ચય છે, તેમજ તમારે પણ નિશ્ચય રાખવો.' તે સનાતન સત્ય આ મંગળ પ્રસંગથી, યોગીજી મહારાજની આ સ્થાનની સેવાથી, મૂર્તિ સ્વરૂપ ધારણ કરવા લાગ્યું.

આ પ્રમાણે મહારાજના અનાદિ ઉત્તમ ભક્ત અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના સ્વરૂપનો પૂર્ણ પ્રકાશ સત્સંગમાં આ સ્થાનના પ્રગટીકરણથી થયો. મહારાજ સાથે સ્વામીની સરખી સેવાનો શ્રીજી મહારાજનો આદેશ આજે સંપૂર્ણ રીતે પૂરો થયો. શુદ્ધ ઉપાસનાના સિદ્ધાંતના મણકામાં આજે મેર મૂકાયો. આજે સ્વામીશ્રીએ સમગ્ર સત્સંગ ઉપર જ નહિ પરંતુ સમગ્ર વિશ્વની મુમુક્ષુ જનતા ઉપર, એક અપૂર્વ ઉપકાર કરી બ્રહ્મરૂપ થવા માટે અનાદિ બ્રહ્મને આ સ્થાને પ્રગટ કર્યા અને તેમની સાચી ઓળખાણ વિશ્વને કરાવવા માટે, તેવીજ બ્રહ્મ સ્થિતિવાળા શ્રી યોગીજી મહારાજને આ સ્થાનના અર્થાત આ સ્થાન દ્વારા સમગ્ર બ્રહ્માંડને, બ્રહ્મભાવ પામવાનો માર્ગ બતાવવા, પ્રસ્થાપિત કર્યા. સર્વ જગતને ઈષ્ટ એવું ઉપાસના કાંડનું છેલ્લું પ્રકરણ આજે પૂરું થયું.।

## ઉપાસના કાંડ સમાપ્ત